# HISTORY OF THE CHRISTIAN CHURCH

# ખ્રીસ્તી મંડળીનો ઇતિહાસ

ફિશરકૃત તથા વૉકરકૃત

અંગ્રેજીમાં લખેલા ઇતિહાસોને આધારે

મણીલાલ સી. પારેખે લખ્યો

પહેલી આવૃત્તિ: ૧૦૦૦ પ્રત.

---

ગુજરાતની ખ્રીસ્તી ધર્મપુસ્તકપ્રસારક મંડળીને સારૂ

ઐરિશ મિશન છાપખાનામાં જે. રોજર્સે છાપ્યો

સુરત

ઇ. સ. ૧૯૨૭

કિમ્મત ૧-૮-૦.

# પ્રસ્તાવના.

---

આ પુસ્તક એ અંગ્રેજી પુસ્તકોના આધારે તૈયાર કરવામાં આવ્યું છે: એક ફિશરકૃત ખ્રીસ્તી મંડળીનો ઇતિહાસ અને બીજું વોકરકૃત મંડળીનો ઇતિહાસ છે. તેમાં વિશેષ ઉપયોગ ફિશરકૃત ઇતિહાસનો કરવામાં આવ્યો છે. ડો. ફિશર તથા ડો. વૉકર અમેરિકામાં યેલ નામની વિદ્યાપીઠ ( University ) માં આ વિષયનાજ અધ્યાપક હતા.

ગુજરાતી પુસ્તક મિ. મણિલાલ સી. પારેખના હાથે થયું છે અને તેમાં ડો. એચ. આર. સ્કોટે સ્હેજસાજ સુધારોવધારો કરેલો છે.

મંડળીના ઇતિહાસનું પ્રથમ પુસ્તક મર્હુમ રેવ. જે. વી. એસ. ટેલરે ડો. બાર્થકૃત ઇતિહાસનું ભાષાંતર કરી તૈયાર કર્યું હતું. એ પુસ્તકની પ્રથમાવૃત્તિ ઇ. સ. ૧૮૬૨ માં પ્રસિદ્ધ કરવામાં આવી હતી. આ પુસ્તકમાં મર્હુમ ડો. જે. શિલિડીએ સુધારો કર્યો હતો, અને એ સુધારેલી આવૃત્તિ ઈ. સ. ૧૮૮૫માં બહાર પડી હતી.

આ નવું પુસ્તક ખ્રીસ્તી મંડળીના સભ્યોને—પાળકવર્ગ, ઇશ્વરવિદ્યાશાળાના વિદ્યાર્થીઓ અને અન્યજનોને—અતિ ઉપયોગી થશે, એટલુંજ નહિ પણ સમગ્ર ગુજરાતી જનસમાજને ઉપયોગી થશે એવી આશા રાખીએ છીએ.

આપણા તારનાર પ્રભુ ઈસુએ ઇ. સ. ૩૦માં મંડળીની સ્થાપના પ્રસંગે પોતાની ભવિષ્યમાં થનાર મંડળીને જે વચન આપ્યું હતું કે, "જુઓ, જગતના અંત સુધી હું સર્વકાળ તમારી સાથે છું," તે વચન કેવું પૂરૂં થતું જાય છે, તેની ખાતરી સર્વ વાંચકવૃંદને થશે, એવી પ્રાર્થના કરવામાં આવે છે.

H. R. S.

# અનુક્રમણિકા.

## પ્રાચીન કાળ.

### સમય પહેલો: પ્રેરિતોનો સમય, ઇ. સ. ૧–૧૦૦.



### સમય બીજો: પ્રેરિતોના સમય પછીથી કોન્સ્ટાન્ટાઇન સમ્રાટ સુધી, ઇ. સ. ૧૦૦–૩૧૩.



### સમય ત્રીજો: કોન્સ્ટાન્ટાઇન પાદશાહથી ગ્રેગોરી પહેલા સુધી, ઇ. સ. ૩૧૩–૫૯૦.



### સમય ચોથો: ગ્રેગોરી પહેલાથી શાર્લમેન સુધી, ઇ. સ. ૫૯૦–૮૦૦.

# મધ્ય કાળ.

## સમય પાંચમો: શાર્લમેનથી પાપા ગ્રેગોરી સાતમા સુધી, ઇ. સ. ૮૦૦-૧૦૭૩.



## સમય છઠ્ઠો: ગ્રેગોરી સાતમાથી બોનીફાસ આઠમા સુધી. પશ્ચિમ યુરોપમાં પાપાની સત્તાનું પ્રાબલ્ય, ઇ. સ. ૧૦૭૩-૧૨૯૪.



## સમય સાતમો: બોનીફાસ આઠમાથી લ્યુથરે કરેલા સુધારાની શરૂઆત સુધી, ઇ. સ. ૧૨૯૪-૧૫૧૭.

# આધુનિક કાળ.

## સમય આઠમો : સુધારણાની શરૂઆતથી વેસ્ટફેલીઆની સુલેહ સુધી, ઇ. સ. ૧૫૧૭-૧૬૪૮.



## સમય નવમો : વિજ્ઞાનને લીધે થએલા સામાજિક અને રાજકીય મહત્ત્વના ફેરફાર, અને ખ્રીસ્તી ધર્મનો વિશેષ પ્રચાર. ૧૬૪૮થી ઓગણીસમી સદીના અંત સુધી.

# પ્રાચીન કાળ.

# પ્રેરિતોનો સમય. ઈ. સ. ૧-૧૦૦.

## પ્રકરણ ૧ લું.

### દુનિયાની સ્થિતિ: યહુદીઓ અને અન્ય ધર્મો.

સર્વત્ર પ્રસરેલી ધર્મની ગ્લાનિ.

જે કાળે ઇસુ ખ્રીસ્તનો જન્મ થયો તે કાળે પૃથ્વીના કેટલાક ભાગના લોકોની સ્થિતિ એક નવો ધર્મ ગ્રહણ કરવાને તૈયાર થઇ રહી હતી. એ વખતે રૂમી (રોમન) સામ્રાજ્ય યુરોપ તેમજ એશિયાના કેટલાક દેશો ઉપર પ્રસરી રહ્યું હતું, તેને લીધે શાંતિ અને વ્યવસ્થા ફેલાઇ રહી હતી. આ સામ્રાજ્યના વિસ્તાર સાથે ગ્રીક લોકોનાં તત્ત્વજ્ઞાન, સાહિત્ય, કળાકોશલ્ય વગેરે પણ ફેલાયાં હતાં. પરંતુ એટલુંજ બસ ન હતું. રૂમી સામ્રાજ્યના શાંતિમય અમલ નીચે રૂમ અને એ સામ્રાજ્યનાં મોટાં મોટાં નગરોમાં સર્વ જાતિના અને ધર્મના લોકો એકત્ર થયા હતા, અને તેમની વચ્ચે વિચાર વગેરેની પુષ્કળ આપલે થતી હતી. આવી રીતે એક બાજુ આ મહાન સામ્રાજ્યમાં વિચાર અને વાદવિવાદનાં આંદોલન ચાલતાં હતાં, ત્યારે બીજી બાજુ ધન અને સમૃદ્ધિની વૃદ્ધિ થવાથી લોકોનાં મન મોજશોખ તરફ વળ્યાં હતાં. જ્યાં જોઇએ ત્યાં સુખ અને આનંદનાં સાધન પ્રાપ્ત કરવા તરફ સર્વની વૃત્તિ વળેલી હતી. તે સમયે ત્યાંના લોકો પાસે વિષયસુખ અને વિલાસને લગતાં એટલાં બધાં સાધન હતાં કે આજે અમુક રીતે આગળ વધેલી દુનીઆમાં પણ તેટલાં સાધન હશે કે કેમ એ એક પ્રશ્ન છે. આના પરિણામે લોકોના મનમાંથી ધર્મ પ્રત્યેની શ્રદ્ધા અને ઇશ્વર પર વિશ્વાસ રહ્યાં ન હતાં. ચોમેર નીતિવિષયક શિથિલતા અને હડહડતો દુરાચાર ત્રાસદાયક રીતે નજરે પડતાં હતાં. ઇતિહાસ લખનાર કહે છે કે, તે વખતે લોકોની સ્થિતિ જેવી અધમ હતી, તેવી દુનિયાના ઇતિહાસમાં કોઇ પણ કાળે કોઇ પણ પ્રજાની થઇ નથી. આવી પરિસ્થિતિમાં "સમયની સંપૂર્ણતા" આવી રહેવાથી ધર્મનું પરિવર્તન અને જગતનો ઉદ્ધાર કરવા પરમેશ્વરે કરૂણા કરીને "પોતાના પુત્રને આ જગતમાં મોકલ્યો."

જ્યારે ઇસુ ખ્રીસ્તનો જન્મ થયો—અને તે ઇ. સ. ૧ પહેલાં ચારેક વર્ષે થયો હતો—ત્યારે કાયસાર ઔગસ્ટસ રૂમી સમ્રાટ હતો. એ સમ્રાટ અતિ સમર્થ હતો,

અને તેનું રાજ્ય શાંતિમય હતું. તેના વખતમાં રૂમી સામ્રાજ્યની સીમા ઉત્તરમાં ડાન્યુબ નદીથી દક્ષિણમાં નાઇલ નદી સુધી, અને પૂર્વમાં યુફ્રેટીસ (એટલે ફ્રાત) નદીથી પશ્ચિમમાં આટલાંટિક મહાસાગર સુધી હતી. આવા વિશાળ પ્રદેશમાં એકજ સામ્રાજ્ય હોવાથી અને તે સામ્રાજ્યની વિશિષ્ટતા તેના ધારાશાસ્ત્ર અર્થાત કાયદાકાનુનમાં રહેલી હોવાથી, તેમાં ભિન્ન ભિન્ન જાત અને ધર્મના લોકો હોવા છતાં, વર્તનનું એક ધોરણ જનસમાજ આગળ ખડું થયું હતું. આ ખ્રીસ્તી ધર્મ માટે તૈયારીરૂપ હતું.

રૂમી સામ્રાજ્ય.

એક બાજુ જેમ રૂમી સામ્રાજ્યે અને ધારાશાસ્ત્રે જુદા જુદા લોકોમાં ઐક્યની વૃદ્ધિ કરી હતી તેમ તેની સાથે સાથે પ્રચાર પામતાં ગ્રીક તત્ત્વજ્ઞાન, સાહિત્ય વગેરેને લીધે પણ લોકોને એજ દિશામાં બહુ લાભ થયો હતો. રાજ્યશાસન અને ધારાશાસ્ત્રને લીધે ફેલાતું જે ઐક્ય અમુક અંશે માત્ર બાહ્ય હતું તે આથી આંતરિક (અર્થાત માનસિક) અને નૈતિક બન્યું હતું. એ વાત તો નિઃશંક છે કે ગ્રીક લોકોએ તત્ત્વજ્ઞાન, સાહિત્ય અને કળાના પ્રદેશમાં જે કર્યું છે તે પૃથ્વી ઉપરના બહુજ થોડા લોકોએ કરેલું છે. પ્લેટો જેને આપણે કોઇ કોઇ વાર અફલાતુનના નામથી ઓળખીએ છીએ તે અને એરિસ્ટોટલ એ બે તત્ત્વજ્ઞાનીઓ દુનીઆના સર્વ તત્ત્વજ્ઞાનીઓમાં અતિ સમર્થ ગણાય છે. યૂરીપીડીસ અને સોફોકલીસ જેવા નાટકકાર અને ફિડિયાસ જેવા શિલ્પી પણ પૃથ્વીમાં બહુજ થોડા હશે. એ બધાની કૃતિઓ આજ સુધી પણ દુનીઆમાં અત્યુત્તમ ગણાય છે. આ બધાની સાથે સાથે ગ્રીક લોકોએ દુનીઆને પ્રજાસત્તાક રાજ્યનો પ્રથમ તેમજ અતિ ઉચ્ચ નમુનો પણ આપેલો છે. પણ જે કાળની અત્યારે વાત કરવામાં આવે છે તે ગ્રીક લોકોની રાજકીય પડતીનો કાળ હતો, અને તેઓ રૂમી સામ્રાજ્યને આધીન બન્યા હતા. જો કે તેમની રાજકીય સ્થિતિ પરતંત્ર હતી, છતાં તેમણે પોતાની ઇશ્વરદત્ત બક્ષિસ વડે જ્ઞાનના પ્રદેશમાં રૂમી લોકો ઉપર અધિકાર પ્રાપ્ત કર્યો હતો. વળી ગ્રીસ દેશની બહાર એવાં કેટલાંક શહેર ઉભાં થયાં હતાં કે જ્યાં ગ્રીક જ્ઞાનવિજ્ઞાનનો પ્રચાર બહુ મોટા પ્રમાણમાં થતો હતો. આ શહેરો ખાસ કરીને આલેક્ઝાંડ્રિઆ અને અંત્યોખ હતાં. એ સિવાય ગ્રીક લોકો શિક્ષક વગેરે તરીકે ઠેકાણે ઠેકાણે ફેલાયા હતા, અને ઉચ્ચ તથા શિક્ષિતવર્ગમાં ગ્રીક ભાષાનો ઉપયોગ કરવો એ એક સામાન્ય વાત થઇ પડી હતી. આ વિશેષે કરીને ભૂમધ્ય સમુદ્રના કાંઠાનાં નગરોમાં અને તેમાંના બેટોમાં જોવામાં આવતું હતું. આ રીતે ગ્રીક ભાષા, જ્ઞાનવિજ્ઞાન, કળાકૌશલ્ય વગેરેનો પ્રચાર આખા રૂમી સામ્રાજ્યમાં અને ખાસ કરીને તેના પૂર્વ તરફના ભાગમાં ઘણા મોટા પ્રમાણમાં થયો હતો, અને તેને લીધે માનસિક અને નૈતિક ઐક્યની વૃદ્ધિ થએલી હતી.

ગ્રીક તત્ત્વજ્ઞાન, કળાકૌશલ્ય વગેરે.

**અનેક ધર્મોનો પ્રચાર.**

આ પ્રમાણે આ સામ્રાજ્યમાં રાજકીય, માનસિક અને નૈતિક ઐક્ય પ્રસરી રહ્યું હતું છતાં સર્વને પોતાનો ધર્મ અને પોતાના સામાજીક રીતરિવાજ પાળવાની પૂર્ણ છૂટ હતી. એનું પરિણામ એ આવ્યું હતું કે આ સામ્રાજ્યમાં અનેક ધર્મો એકત્ર થયા હતા, અને તેમાંના કેટલાકનો તો લોકોમાં પ્રચાર પણ સારો થતો હતો. એક બાજુ જનસમાજનો મોટો ભાગ વિલાસમાં ખુવાર થતો હતો એ વાત ખરી છે, તો પણ સાથે સાથે મનુષ્યના આત્મામાં ઉંડી રહેલી સુખ અને શાંતિની ઇચ્છા હતી તે તેને આ બધા ખોટા સુખથી દૂર લઇ જઇ તેની પાસે ખરા સુખનો માર્ગ શોધાવતી હતી. આને લીધે વહેમો વધી ગયા હતા, અને ધુતારા તથા ઢોંગી લોકોને ધંધા મળ્યા હતા, પણ સાથે સાથે સારા સારા ધર્મ અને તત્ત્વજ્ઞાનની પણ વિશેષ પ્રમાણમાં કદર થવા લાગી હતી. વળી એ બધાંની સહજે તુલના કરતાં કયો ધર્મ કેટલો સારો છે એ વાતનું પણ લોકોને જ્ઞાન થવા લાગ્યું હતું. આ ધર્મોમાંના મુખ્ય ધર્મો એશિયામાંથી આવેલા હતા, અને તેમાં કેટલાંક એવાં તત્ત્વો હતાં કે જે ખ્રીસ્તી ધર્મમાં પહેલેથીજ જોવામાં આવેલાં હતાં. એ તત્ત્વો મનુષ્યની ઉંડામાં ઉંડી જરૂરિયાતોને લગતાં હતાં, અને તે ખ્રીસ્તી ધર્મમાં પહેલેથીજ જોવામાં આવ્યાં હતાં. આથી ખ્રીસ્તી ધર્મનું ગૌરવ કોઇ પણ રીતે ઓછું થતું નથી, કારણ કે જીવંત ધર્મનું એક મુખ્ય લક્ષણ એ છે કે જેમ વૃક્ષ આજુબાજુથી પામી શકાય તેટલું પોષણ પ્રાપ્ત કરે છે, તેમ ધર્મે પણ આવશ્યક તત્ત્વો સ્વીકારવાંજ જોઇએ.

**નાના પ્રકારનું તત્ત્વજ્ઞાન.**

આ સિવાય રૂમી સામ્રાજ્યમાં ભિન્ન ભિન્ન પ્રકારનું તત્ત્વજ્ઞાન પ્રચલિત હતું, તે વિષે અહીં થોડું કહેવાની જરૂર છે. આગળ જણાવ્યા પ્રમાણે આ તત્ત્વજ્ઞાન મોટે ભાગે ગ્રીક હતું. ગ્રીક તત્ત્વજ્ઞાનીઓમાં સર્વથી મહાન સૉક્રેટીસ હતો, અને પ્લેટો તેનો શિષ્ય હતો. આ બન્ને ગુરૂશિષ્યે અને પ્લેટોના શિષ્ય એરિસ્ટોટલે એકેશ્વરવાદનું સમર્થન કર્યું હતું.

**સૉક્રેટીસ.**

આ એકેશ્વરવાદને અંગે નૈતિક જીવનનું કર્તવ્ય અને આત્માનું અમરત્વ એ બે રહ્યાં છે એમ તેમનું કહેવું હતું. આ ફીલસુફી સૉક્રેટીસમાં બીજરૂપે હતી, પરંતુ તે પ્લેટો અને એરિસ્ટોટલ એ બન્નેમાં જુદા જુદા મહાન વૃક્ષરૂપે જોવામાં આવે છે.

**પ્લેટો.**

આ બન્ને ફીલસુફોની અસર તે સમયના લોકો પર થએલી હતી, એટલુંજ નહિ, પણ આજે તેમને થઇ ગયાં લગભગ અઢી હજાર વર્ષ થવા આવ્યાં છે, છતાં તેમની અસર હજી ખ્રીસ્તી વિચાર ઉપર ઘણી ઉંડી

**આરિસ્ટોટલ.**

રહેલી છે. તેમનું તત્ત્વજ્ઞાન ખ્રીસ્તી ધર્મને એવું તો અનુરૂપ છે કે તેઓ ખ્રીસ્તી ધર્મ સ્થપાયા પહેલાં થયા હતા છતાં એ ધર્મનાજ મહાન આચાર્યોરૂપે તેઓ લેખાયા છે, અને મોટા મોટા ખ્રીસ્તી ફીલસુફો ઉપર તેમના વિચારની છાપ ઘણી ઉંડી પડેલી જોવામાં આવે છે.

વળી બીજું બે પ્રકારનું તત્ત્વજ્ઞાન હતું, તેનો પ્રચાર એ સમયમાં વિશેષ પ્રમાણમાં થતો જોવામાં આવે છે. આ તત્ત્વજ્ઞાન સ્ટોઇકવાદ અને એપીક્યુરસવાદ કરી શકાય. આમાંનો પહેલો વાદ અમુક અંશે આપણે ત્યાંના જૈન ધર્મ સરખો છે. એનો મુખ્ય ઉદ્દેશ આત્મા ઉપર પૂર્ણ વિજય મેળવવાનો છે. ગમે તે થાય તો પણ મનની કે અંતરની લાગણીઓ કે ઇચ્છાઓ કે વૃત્તિઓ કે ભાવ કે વિકારને જીવનમાં કશું સ્થાન આપવું નહિ, પણ મનુષ્યે પોતાનું જીવન પૂર્ણાંશે પોતાના આત્માને આધીન રાખવું એ સ્ટોઇક તત્ત્વજ્ઞાનનો સિદ્ધાંત છે. આ વાદમાં ઘણું ઉંચું નૈતિક તત્ત્વ રહેલું છે, અને તેટલે અંશે તે ખ્રીસ્તી ધર્મને મળતો આવે છે. વળી એ વાદમાં ઉચ્ચ વૈરાગ્યવૃત્તિ અને સર્વ મનુષ્યોમાં આત્મા હોવાથી તેઓ સમાન છે એવી માન્યતા રહેલી હતી, અને આ પણ તેનું અને ખ્રીસ્તી ધર્મનું સામ્ય હતું. માત્ર ફેર એ હતો—અને એ ફેર સામાન્ય ન હતો—કે આ વાદમાં માત્ર પુરૂષાર્થનુંજ પ્રાધાન્ય હોવાથી તે બહુજ થોડા માણસો ગ્રહણ કરી શકે તેમ હતું, અને થતું પણ તેમજ. જે લોકો ઘણું જ્ઞાન પામેલા હતા અને જેના જન્મ ઉચ્ચ વર્ગમાં થએલા હતા તેઓ મ્હોટે ભાગે આ માર્ગ ગ્રહણ કરતા હતા. આ વાદ પહેલવહેલાં ગ્રીસમાં પ્રગટ થયો હતો, પણ કદાચિત રોમન લોકોની ઉગ્ર અને દૃઢ પ્રકૃતિ એને વિશેષ પ્રમાણમાં અનુકૂળ હોવાથી તે લોકોમાં એ વાદ વધારે ખીલ્યો હતો. સ્ટોઇક લોકોમાં સમર્થ પુરૂષો થઇ ગયા તેમનાં નામ સેનેકા, એપીકટેટસ અને મારકસ ઓરિલ્યસ છે. આમાંનો છેલ્લો રૂમી સમ્રાટ હતો. એ સિવાય બીજા કેટલાક સમ્રાટ અને રૂમી અધિકારીવર્ગના માણસો ઉપર એ વાદની અસર બહુ થઇ હતી.

સ્ટોઇક વાદ.

એપિક્યુરીયન વાદ ગ્રીસ દેશમાં પ્રગટ થયો હતો, અને તેને પ્રગટ કરનાર પુરૂષના નામ એપિક્યુરસ ઉપરથી તેનું નામ પડયું હતું. આ વાદ કાંઇક અંશે આપણે ત્યાંના ચાર્વાકવાદના સરખો છે. એ વાદ વિલાસનો વાદ ગણાય છે, અને તેમાં ખાવું, પીવું અને મોજમજા કરવી એમ કહેવામાં આવ્યું છે એમ સામાન્ય રીતે મનાય છે. પણ આ માન્યતા સાચી લાગતી નથી. એ વાદ પ્રગટ કરનાર વૈરાગ્યવૃત્તિવાળો પુરૂષ હતો, તોપણ એ નાસ્તિક વાદ તો ખરોજ. વળી તેમાં પરમાત્મા અને આત્માનું સ્થાન નહિ હોવાથી પુનર્જન્મનું પણ સ્થાન ન હતું. પ્રથમ એ વાદ કાંઇક તેના સારા રૂપમાં દેખાયો હશે, પણ પાછળથી તેની ઘણી અધોગતિ થઇ હતી, અને એ માત્ર વિષયસુખનો પોષક બન્યો હતો. આ વાદ પણ મોટે ભાગે શિક્ષિતવર્ગમાં પ્રચલિત થએલો જોવામાં આવતો હતો.

એપિક્યુરીયન વાદ.

આ સિવાય સાધારણ જનસમાજ અનેક દેવદેવીઓ ઉપર શ્રદ્ધા રાખતો હતો. લોકો જુદા જુદા ઘણા વહેમો માનતા હતા, અને તેમની આજુબાજુનું જીવન એ વહેમોને પોષણ આપતું હતું. વળી તે લોકોની એવી ક્ષુદ્ર માન્યતાને

સર્વથી વધારે મોટો આધાર સામ્રાજ્ય તરફથી મળતો હતો. તે સામ્રાજ્યના શાણા લોકો પોતે નાસ્તિક અને અવિશ્વાસી હોવા છતાં કંઇક એવા વિચાર પર આવ્યા હતા કે ડાહ્યા માણસોને ધર્મની જરૂર ન હોય, પરંતુ સામાન્ય માણસને તો જરૂર છેજ, કારણ કે જો તેમને ફાવે તેમ માનવાની છૂટ આપવામાં આવે તો તેઓ કાળ જતાં અધિકાર માત્રની સામા થાય અને રાજ્યને પણ ઉથલાવી નાખે. આવી માન્યતાને લીધે સામાન્ય લોકોના વહેમોને રૂમી સમ્રાટો બને તેટલા પોષવાને પ્રયત્ન કરતા હતા. ગ્રીક અને રોમન દેવદેવીઓનાં પૂજન ઠેકાણે ઠેકાણે થતાં હતાં અને એ પૂજન માટે રાજ્ય તરફથી બને તેટલો ખર્ચ પણ કરવામાં આવતો હતો.

અનેક દેવદેવીઓ વિષેની માન્યતા.

આ જાતના પૂજનમાં મોટા સમ્રાટોએ ધીમે ધીમે પોતાનું અને સામ્રાજ્યનું પૂજન કરવાનું એક નવું તત્ત્વ ઉમેર્યું હતું. આ પૂજનની એક વાર શરૂઆત થયા પછી તેમાં દિનપ્રતિદિન વૃદ્ધિ થતી ગઇ અને આખરે એવું બન્યું કે સમ્રાટ એ અમુક અંશે એક મોટો દેવ ગણાવા લાગ્યો. આ પૂજન ઘણા ઠાઠમાઠથી કરવામાં આવતું હતું, તેને માટે ખાસ યાજકમંડળ રાખવામાં આવેલું હતું, અને એ પૂજન વખતે મોટી મોટી રમતો, શરતો, મલ્લકુસ્તીઓ, સાઠમારીઓ વગેરે તમાશા થતા હતા. આ બધું તે વિલાસી પ્રજાને ઘેલી કરવાને બસ હતું, અને તેથીજ આ પૂજન લોકોને સર્વથી પ્રિય થઇ પડયું. ખ્રીસ્તી લોકોને આગળ જતાં જે સતાવણી અને રીબામણ ખમવી પડી હતી તેમાં આ પૂજન કારણભૂત હતું. એમ થવાનું મુખ્ય કારણ એ હતું કે આ પૂજનમાં ધાર્મિક અંશ બહુજ થોડો હતો, પણ રાજકીય અંશ મોટા પ્રમાણમાં હતો, અને તે આ લોકોના દેશાભિમાન અને સામ્રાજ્યાભિમાનનો પોષક બન્યો હતો.

સમ્રાટનું પૂજન.

અહીં જે ધર્મ અને તત્ત્વજ્ઞાનની વાત કરવામાં આવી છે તેની સાથે સાથે આ સામ્રાજ્યમાં યહુદી ધર્મ પણ જોવામાં આવતો હતો. તેની અસર જ્યાં પહોંચતી હતી ત્યાં બહુજ ઉંડી ગએલી જોવામાં આવતી હતી. ઇસુ ખ્રીસ્તના જન્મ પહેલાં પાંચસો કે છસો વર્ષ ઉપર યહુદી લોકો પરાધીન સ્થિતિમાં આવી પડયા હતા, અને તેઓએ એ બધો વખત પરતંત્ર સ્થિતિમાંજ ગાળ્યો હતો. આસીરિઆ, ઇરાન, મિસર વગેરે દેશોના રાજા-મહારાજાઓએ તેઓને પોતાને તાબે કીધા હતા; અને કોઇ કોઇ વાર તો તેમને પોતાનો દેશ છોડીને પારકા દેશમાં જઇને લગભગ ગુલામની સ્થિતિમાં રહેવું પડયું હતું, એમ છતાં પણ આ લોકોએ પોતાનો ધર્મ છોડયો ન હતો. આનું કારણ આ એકજ આપી શકાય, કે જેમ ગ્રીક લોકોને સાહિત્ય, કળા વગેરેના પ્રદેશમાં ઇશ્વરી બક્ષીસ મળેલી હતી; રૂમી લોકોને રાજ્યવ્યવસ્થા અને ધારાશાસ્ત્રના કામમાં કૌશલ્યની બક્ષીસ મળેલી હતી; આમ જુદા જુદા લોકોને જુદી જુદી કુદરતી બક્ષીસ મળેલી જોવામાં આવે છે, તેમ આ લોકોને નીતિ અને ધર્મના પ્રદેશમાં

યહુદી ધર્મ.

બક્ષીસ મળેલી હતી. તેમની મારફતે ઇશ્વરને કેટલુંક કાર્ય કરવાનું હતું, અને તે માટે તેણે તેમને તૈયાર કર્યા હતા. આ લોકોના ધર્મની કેટલીક વિશેષતા હતી, તેને લીધે તે બીજા બધા ધર્મો ઉપર તરી આવતો હતો. એ વિશિષ્ટતામાં મુખ્ય એકેશ્વરવાદ, મૂર્તિપૂજા પ્રત્યે અનાદર, નીતિમય શાસન, એક અભ્રાંત શાસ્ત્ર વગેરે બાબતો મુખ્ય હતી.

આ લોકો પોતાની પરાધીનતાને લીધે તેમજ તેમની વ્યાપારવૃત્તિને લીધે જુદા જુદા દેશોમાં વેરાઇ ગયા હતા. તેઓ જ્યાં જ્યાં ગયા હતા, ત્યાં ત્યાં પોતાનો ધર્મ સાથે લઇ ગયા હતા, એટલુંજ નહિ પણ તેઓ પોતાના ધર્મનો પ્રચાર બીજા લોકોમાં કરતા હતા, અને સ્વધર્મના અનુયાયીઓ વધારતા હતા. યહુદી લોકોને પોતાનાં શાસ્ત્ર ઉપર પ્રીતિ અને માન એટલાં બધાં હતાં, કે તેમણે ઇ. સ. પૂર્વે ૨૫૦ માં ગ્રીક ભાષામાં એ આખા શાસ્ત્રનું ભાષાંતર કર્યું હતું. આ ભાષાંતરમાં સિત્તેર જણ રોકાયા હતા, તેથી તેને સપ્તતિ ભાષાંતર એવું નામ આપવામાં આવેલું છે.

યહુદીઓ રૂમી સામ્રાજ્યના અમલ નીચે.

આ લોકો ઇ. સ. પૂર્વે પહેલાં સુમારે પચાસેક વર્ષે રૂમી સામ્રાજ્ય નીચે આવ્યા હતા. યહુદાહમાં તેમના પર એક સરસુબો મૂકવામાં આવતો હતો, અને સાથે સાથે અમુક વખત સુધી યહુદી લોકોનોજ એક રાજા આપણે ત્યાં દેશી રાજાઓ અંગ્રેજી સામ્રાજ્યના છત્ર નીચે રાજ્ય કરે છે તેમ રાજ કરતો હતો. હેરોદ આગ્રિપા પહેલાના મૃત્યુ પછી રૂમી લોકોનીજ હકુમત યહુદાહમાં રહી હતી.

ઇસુના જન્મ પહેલાં બે ત્રણ સૈકાઓ થયાં અને ખાસ કરીને યરૂશાલેમનું મંદિર ફરીથી બંધાયા પછી યહુદીઓએ પોતાના નિયમશાસ્ત્ર ઉપર વિશેષ ભાર મુકવા માંડયો હતો. જુદા જુદા પ્રબોધકો દેખાતા કયારનાએ બંધ થયા હતા, અને તેમના નૈતિક આવેશ અને ઉપદેશનું સ્થાન ક્રિયાકર્મે લેવા માંડયું હતું. આ વખતે યહુદીઓમાં બે વર્ગ ઉભા થવા લાગ્યા હતા, અને તેમણે લોકોનું ધાર્મિક નેતૃત્વ પોતાને હાથ કર્યું હતું.

ફરોશીઓ.

આ વર્ગ ફરોશીઓ અને સાદુકીઓના નામથી ઓળખાય છે. ફરોશીઓ છેક જુના વિચારના, ધર્મચુસ્ત અને ધર્માંધ પણ હતા. નિયમશાસ્ત્ર અને તેના ઉપર રચાએલો વિશાળ કર્મકાંડ તેમને પૂર્ણાંશે માન્ય હતો, અને એમાંથી સહેજ પણ ફેર કરવા તેઓ ખુશી ન હતા. વળી સ્વાભાવિક રીતે તેઓ અતિ ધર્માભિમાની અને જાત્યભિમાની પણ હતા. સાદુકીઓ યાજકવર્ગના હતા, અને એ વર્ગનો મુખ્ય અધિકાર તેમના હાથમાં હતો. તેઓ જુના વિચારના ન હતા, એટલુંજ નહિ પણ નવા વિચારને ગ્રહણ કરવા તૈયાર હતા. તેમના ધાર્મિક વિચારમાં બુદ્ધિવાદે અમુક અંશે પ્રવેશ કર્યો હતો, અને તેઓ ફરોશીઓ માનતા હતા એવી ઘણી વાતો પર શ્રદ્ધા રાખતા હતા. તેઓ અમુક અંશે જેને આપણે શુષ્ક જ્ઞાની કહીએ છીએ તેવા હતા. તેમના જીવનમાં બુદ્ધિનું

પ્રાધાન્ય હતું, અને કેટલીક વાતમાં તો તેઓ નાસ્તિક જેવા હતા. ફરોશીઓને જેમ પોતાના ધર્મના આચારનું અભિમાન હતું તેમ આ લોકોને પોતાના જ્ઞાનનું અભિમાન હતું. આ બન્ને વર્ગના માણસો યહુદી લોકોની જે સાન્હેડ્રીમ નામની સભા હતી તેમાં સભ્યો તરીકે કાર્ય કરતા હતા. આ સભા ધાર્મિક અને સામાજીક પ્રશ્નોનું નિરાકરણ કરનારૂં એક મંડળ અથવા મહાજન હતું. આ બે વર્ગ સિવાય એક નાનો વર્ગ હતો, જે શાસ્ત્રીઓ નામથી ઓળખાતો હતો. એમનું કામ શાસ્ત્રની નકલ કરવાનું અને શાસ્ત્ર શિખવવાનું હતું.

સાદુકીઓ.

યહુદી લોકોમાં એકાદ બે પંથ શરૂ થયા હતા, તે ખાસ જાણવા જેવા છે. એમાંનો એક "એસેની" નામથી ઓળખાતો હતો. આ પંથના લોકો ગામડાંઓમાં રહી મહેનતમજુરી કરી પોતાનું ગુજરાન ચલાવતા હતા, અને બાકીનો બધો વખત ઇશ્વરભક્તિમાં ગાળતા હતા. તેઓ ખાનગી મિલ્કત રાખતા ન હતા, તેમ લગ્ન કરવું કે સંતતી ઉપજાવવી એ તેઓ પાપરૂપ ગણતા હતા. એ લોકોમાં આત્મસંયમ ઘણો પળાતો હતો, અને તેમનો બધો વખત જુદા જુદા કાર્યમાં રોકી દેવામાં આવતો હતો. આ પંથ એક પ્રકારના સાધુમંડળ જેવો હતો, એમ કહીએ તો કંઇ ખોટું નથી. એ લોકો યજ્ઞાદિ પર વિશ્વાસ રાખતા ન હતા. આ પંથના અનુયાયીઓમાં ઉંડી ભક્તિ હતી. બાપ્તિસ્મા કરનાર યોહાન એ પંથનો હશે એમ માનવું સકારણ છે.

એસેની.

જે યહુદીઓ વેપારને અંગે પાલેસ્ટાઇનની બહાર ગયા હતા તેઓ પોતાના ધર્મને ચુસ્તપણે વળગી રહ્યા હતા એ ખરૂં છે, પણ તેમના ઉપર બહારના વિચારની અસર થયા વિના રહી ન હતી. આ પ્રમાણે અમુક સ્થાનોમાં યહુદીઓ ઉપર ગ્રીક તત્ત્વજ્ઞાનની અસર થએલી જોવામાં આવે છે. વિશેષે કરીને આ પ્રમાણે આલેકઝાંડ્રીઆમાં બન્યું હતું. એ નગરમાં ફીલો નામનો એક યહુદી તત્ત્વચિંતક હતો. તેણે યહુદી ધર્મ અને પ્લેટોના તત્ત્વજ્ઞાનનો સમન્વય કર્યો હતો. એ તત્ત્વવેત્તાનું કહેવું એ હતું કે જે બાબત યહુદી શાસ્ત્રમાં ઇશ્વરની પ્રેરણાથી કહેવામાં આવી છે તેનું સમર્થન પ્લેટો પોતાની ફીલસુફીથી કરે છે. આ વિચારને અનુસરીને તેણે જુના કરારના પુસ્તકના કેટલાક ભાગને રૂપક ગણ્યાં હતાં. આગળ ઉપર ખ્રીસ્તી વિદ્વાનોએ પણ બાઇબલના અમુક ભાગનો અર્થ એ પ્રમાણે કર્યો હતો. ફીલોએ જેને પ્લેટો Logos "શબ્દ" કરે છે અને જે તેની ફીલસુફી પ્રમાણે માત્ર પરમેશ્વરથીજ ઉતરતું સ્થાન ભોગવે છે તેને યહોવાહની સાથે જોડેલો છે, અને તે દ્વારા જગતની ઉત્પત્તિ થઇ છે એમ તે કહે છે. તો પણ યોહાનની સુવાર્તામાં જે "શબ્દ"ની વાત કરવામાં આવી છે તે ફીલોના "શબ્દ" કરતાં દૃષ્ટાંતવચનના પુસ્તકમાં જેને "જ્ઞાન" કહેવામાં આવે છે તેની સાથે વધારે નિકટ સંબંધ ધરાવે છે. એમ છતાં આલેકઝાંડ્રિઆ

ફીલો.

શહેરમાં ખ્રીસ્તી ધર્મ અને પ્લેટોનીક ફીલસુફીનો જે સમન્વય થયો હતો તેણે ખ્રીસ્તી વિચાર ઉપર ઘણી ઉંડી અસર કરી છે એ નિ:સંશય છે.

વિધર્મીઓમાં શિષ્યમંડળ.

યહુદીઓ રૂમી સામ્રાજ્યમાં સર્વત્ર વ્યાપી રહ્યા હતા અને પોતાના ઇશ્વર-પ્રણિત ધર્મનો પ્રચાર પણ કરી રહ્યા હતા. તેઓ બે જાતના શિષ્યો કરતા હતા, અને તેમાંના એક જાતના શિષ્યોને તો લગભગ યહુદીઓ જેવાજ હક મળતા હતા. આ ઉપરાંત યહુદીઓમાં એક વિશેષ વસ્તુ જોવામાં આવતી હતી તે એ હતી કે તેમનો મોટો ભાગ 'મશીહ' ના આવવાની રાહ જોતો હતો. લાંબા કાળથી એ લોકો એમ ધારતા હતા કે તેઓ પોતે ઇશ્વરના પસંદ કરેલા હોવાને લીધે તેમનું તારણ કરવા અને તેમને એક પ્રકારનું જગત ઉપરનું સામ્રાજ્ય આપવા ઇશ્વર તરફથી કોઇ એક આવશે. તેમની આવી માન્યતા માત્ર ધાર્મિક ન હતી; પણ તેમાં રાજકીય અંશ ઘણો હતો.'

મશીહ વિષેની આશા.

ઇસુ ખ્રીસ્તના મૃત્યુથી આ માન્યતાને અમુક પ્રમાણમાં ધક્કો પહોંચ્યો, તો પણ તેને ધાર્મિક સ્વરૂપ લેવામાં વાર લાગી નહિ. અને તે દ્વારાજ ખ્રીસ્તી ધર્મનો પ્રચાર સહેલાઇથી થઇ શક્યો. વળી જે શિષ્યમંડળ બહારના લોકોમાંથી તૈયાર થયું હતું તે વિશેષ અંશે ધાર્મિક હતું, અને મશીહના સંબંધમાં તેમની માન્યતા રાજકીય હોવાનું બહુ કારણ ન હતું, તેથી તેઓ તરત ખ્રીસ્તના શિષ્યો થઇ શક્યા, અને નવી ખ્રીસ્તી મંડળી પ્રથમ મોટે ભાગે તેમનાથીજ સ્થપાઇ.

## પ્રકરણ ૨ જું.

### મંડળીની સ્થાપના.

એક બાજુ આખા રૂમી સામ્રાજ્યમાં સર્વત્ર ધર્મની ગ્લાનિ થઇ રહી હતી, અને લોકોએ વિધ વિધ પ્રકારનાં પાપ, વિલાસ અને વિષયભોગમાં પડી જગતની સ્થિતિ ત્રાસદાયક બનાવી હતી. બીજી બાજુ માત્ર ગણ્યાગાંઠયા લોક ફીલસુફી કે ધર્મનો આશ્રય લઇ સારા દિવસની રાહ જોતા હતા, અને તેને માટે પ્રાર્થના પણ કરતા હતા, એટલામાં યહુદાહમાં એકાએક એક મહાન પ્રબોધક ઉભો થયો. તેણે સર્વ લોકને ઇશ્વરના માર્ગમાં લઇ જવાનો ભારે પ્રયત્ન આદર્યો. આ સમર્થ પ્રબોધક તે "યોહાન બાપ્તિસ્મા કરનાર" હતો. છેલ્લા ચાર પાંચ સૈકાઓ થયાં યહુદી લોકોમાં પ્રબોધકની વાણી સંભળાઇ ન હતી, તેથી આમ એકાએક એ વાણી—અને તે પણ અતિ અદ્‌ભુત—સંભળાવાથી તેમને સ્વાભાવિક રીતે મહદાશ્ચર્ય ઉત્પન્ન થયું. વળી યોહાનની વિશિષ્ટતા એ હતી કે તે પોતે એવો સમર્થ હોવા છતાં "હું તો માત્ર એક મારા કરતાં ઘણા વધારે મહાન પુરૂષ —પ્રભુ પોતે—માટે માર્ગ તૈયાર કરવા આવ્યો છું" એમ કહેતો હતો. આથી લોકોને વિશેષ આશ્ચર્ય ઉત્પન્ન થયું, અને તેમના મનમાં નવી આશાઓ ઉદ્‌ભવવા લાગી. યોહાન પોતે એક મહાન પુરૂષ હતો અને તેના ઉપદેશનો આશય લોકોને પશ્ચાત્તાપ કરવા તરફ દોરવાનો હતો. તે શિષ્યો કરતો હતો, અને તેમને શુદ્ધિસૂચક બાપ્તિસ્મા—એક પ્રકારનો જળસંસ્કાર—આપતો હતો. ખ્રીસ્તના પહેલા અને આગેવાન શિષ્યો યોહાનના શિષ્યમંડળમાંથી આવેલા હતા.

બાપ્તિસ્મા કરનાર યોહાન.

ઇસુ ખ્રીસ્તે પણ આ યોહાન પાસેથીજ બાપ્તિસ્મા લઇ પોતાની જગસેવા શરૂ કરી હતી. તેનું આ બાપ્તિસ્મા લેવાનું એક કારણ તો યહુદી લોકોની પ્રબોધકોની પરંપરા પૂર્ણ કરવાનું હતું, તો પણ તે અગાઉના પ્રબોધકોથી છેક જુદો હતો. યોહાન સુદ્ધાં બીજા પ્રબોધકો જ્યારે ભવિષ્યકાળ વિષે પ્રબોધ કરતા હતા ત્યારે ઇસુ વર્તમાનકાળને ઉદ્દેશીનેજ વાત કરતો હતો. બીજા કેટલાક "આકાશનું" અથવા "દેવનું રાજ્ય" આવવાનું છે એમ કહેતા હતા, ત્યારે ઇસુ તો એ રાજ્ય આવી ચુક્યું છે એમ કહેતો હતો. આ ઉપરાંત તેણે અસાધારણ ચમત્કારો કર્યા હતા, અને યહુદીઓમાં સાધારણ ચમત્કાર પણ પાંચ સાત સૈકાં થયાં જોવામાં આવેલા નહિ હોવાથી ઇસુનાં આવાં અદ્‌ભુત કાર્યોની અસર ઘણીજ થઇ હતી. તે ચમત્કારો જોઇ લોકોના મોટા ભાગે તો એમજ માન્યું કે તેજ મશીહ છે, અને વળી તે તેમને

જગતનું સામ્રાજ્ય અપાવશે. પણ ઇસુનું રાજ્ય એ સત્તાનું નહિ પણ પ્રેમનું, અને અધિકારનું નહિ પણ આત્મભોગનું, રાજ્ય હતું, અને એ વાત સમજતાં તેમને ઘણી વાર લાગી. ઘણા એવા હતા કે જેમનાથી એ વાત બિલકુલ સમજાઇ નહિ, અને તેઓ ઉલટા ઇસુના દુશ્મન થયા. ઇસુનો ઉપદેશ તેમને તેમની રાજકીય ઇચ્છાઓ અને આશાઓની છેકજ વિરૂદ્ધ જતો લાગ્યો. વળી જ્યારે ઇસુએ તેમનો ધાર્મિક અધિકાર ખોટો ઠરાવ્યો અથવા તેઓ પોતે ઢોંગી છે એમ જગતને તેમજ તેમને પણ કહ્યું, ત્યારે તેઓ તેના પૂરા શત્રુ થયા, અને તેમણે તેનો નાશ કરવાનો વિચાર પણ કર્યો.

ઇસુ ખ્રીસ્તની જગસેવા.

એ લોકો આ પ્રમાણે કરશે એ વાતની ઇસુને પ્રથમથીજ ખબર હતી, અને પાછળથી તેણે તેના શિષ્યોને પણ એ કહ્યું હતું. તે પોતાના આ જાતના મૃત્યુમાંજ પોતાના જીવન અને કાર્યની પૂર્ણાહુતિ જોતા હતા, પણ તેના શિષ્યો તેના કહેવાનો મર્મ સમજ્યા ન હતા; કારણકે તેમના મનમાંથી મશીહ વિષેના જુના વિચાર છેક નાબુદ થયા ન હતા. આખરે જ્યારે તેની જગસેવાનાં ત્રણ ચાર વર્ષને અંતે તેના શત્રુઓની ઇચ્છાનુસાર તેને રૂમી સત્તાધીશે વધસ્તંભે જડવા સોંપ્યો અને તે ઉપર તેનું મૃત્યુ થયું ત્યારે તેના શિષ્યો છેક નિરાશ થઇ ગયા, અને શું કરવું તે વિષે તેમને કશી સમજ પડી નહિ.

તેનું મૃત્યુ.

ઇસુના શિષ્યોની આવી દુઃખી સ્થિતિ લાંબો કાળ ચાલી નહિ, કારણકે ઇસુ પોતાના મરણને ત્રીજે દહાડે તેના કહેવા પ્રમાણે ફરીથી સજીવન થઇને ઉઠ્યો. આ બનાવથી શિષ્યોનો વિશ્વાસ પુનઃ જાગૃત થયો, એટલુંજ નહિ પણ વિશેષ વૃદ્ધિ પામ્યો. ઇસુના પુનરૂત્થાનના મહાન ચમત્કારથી તેના શિષ્યોનો વિશ્વાસ તેના પર સંપૂર્ણ સુદૃઢ થયો, અને પરિણામે તેમનામાં એક નવી શક્તિ, એક નવું જીવન અને દૈવત આવ્યાં. ઇસુને સજીવન થએલો જોઇ તેમને મૃત્યુનો ભય જરા પણ રહ્યો નહિ, અને તેઓએ તેના બોધનો પ્રચાર કરવા માંડયો. ખ્રીસ્તી મંડળીનો પાયો ઇસુના પુનરૂત્થાન ઉપરજ રચાયો છે, અને તેનું કાર્ય ખરેખર ત્યારથીજ શરૂ થયું છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. ઇસુ પોતાના પુનરૂત્થાનથી ખરેખરો મશીહ ઠર્યો, અને તેનો આત્મિક ઉપદેશ તેના શિષ્યોએ સંપૂર્ણ રીતે સ્વીકાર્યો. આ અનુભવ તેમને માટે આકાશના રાજ્યમાં પ્રવેશ કરવા સરખો હતો, અને એ રાજ્યમાં પ્રવેશ કરવા માટે તેમણે સર્વને આમંત્રણ પણ આપવા માંડયું.

ઈસુનું ઉત્થાન.

ઇસુએ પોતાના પુનરૂત્થાન પછી પોતાના શિષ્યોને દર્શન દેવાનું બંધ કર્યું, ત્યારે તેમની સંખ્યા એકસોવીસેકની હતી. ઇસુના ખાસ પસંદ કરેલા અગિઆર શિષ્યો, તેની મા મરિયમ, તેમજ ઘણું કરીને તેના ભાઇઓ પણ તેમાં સમાએલા હતા. શિષ્યોમાં પીતર મુખ્ય હતો. આ પદવી તેને ઇસુએ પોતેજ આપી હતી. તેણે ઇસુને નકાર્યા હતો એ ખરૂં છે,

ઇસુના શિષ્યો.

પણ તેણે તેનો પૂર્ણ પશ્ચાત્તાપ કર્યો હતો, અને ઇસુએ ફરીથી શિષ્યમંડળનો ભાર તેના શીર પર નાખ્યો હતો. બીજો શિષ્ય યોહાન હતો. તેનું વજન આ શિષ્યમંડળમાં ઘણું હતું. તે ઇસુનો પ્રિય શિષ્ય ગણાતો હતો, છતાં પણ તે શાંત અને નિવૃત્તિપરાયણ હોવાથી મંડળનું અગ્રપદ લઈ શકે તેવો નહોતો. આ સિવાય યોહાનનો ભાઈ યાકૂબ, પીતરનો ભાઇ આંદ્રિયા, ફિલિપ, થોમા, નાથાનાએલ ઉર્ફે બારથલમી, માત્થી, આલ્ફીનો પુત્ર યાકૂબ, સીમોન અને યાકૂબનો પુત્ર યહુદા એ મુખ્ય હતા. આ અગિયાર શિષ્યો ગાલીલના હતા. બારમો શિષ્ય યહુદા ઇસ્કારીઓત એકલોજ યહુદાહ પ્રાંતનો વતની હતો, અને તેણેજ ઇસુનો દ્રોહ કર્યો હતો. તેણે આપઘાત કરેલો હોવાથી તેની ખાલી પડેલી જગાએ અગિયાર શિષ્યોએ પોતાની સાથે પહેલેથીજ રહેલા માત્થીઅસ નામે એક જણને પસંદ કરીને ઠરાવ્યો હતો.

ઇસુએ પોતાના શિષ્યો પાસેથી છેલ્લી વિદાયગીરી લેતા પહેલાં તેમની પાસે પવિત્ર આત્મા મોકલવાનું વચન આપ્યું હતું, અને તેના આગમન સુધી યરૂશાલેમમાં થોભવાની તથા તેની પ્રાપ્તિ થયા પછીજ ત્યાંથી નીકળવાની તેણે તેમને આજ્ઞા આપી હતી. આજ્ઞાનુસાર પાસ્ખાના પર્વ પછી પચાસ દિવસે—તે પચાસમા દિવસનું પર્વ કહેવાતું હતું—તે દિવસે બધું શિષ્યમંડળ ભેગું થયું હતું ત્યારે એકાએક પવિત્ર આત્માનો આવિર્ભાવ થયો અને શિષ્યોએ કેટલાંક અદ્ભુત દશ્યો જોયાં. વિશેષમાં શિષ્યો દિવ્ય સામર્થ્યથી ભરપૂર થયા અને પોતાના કાર્ય માટે તેમને જે પવિત્ર આત્માનું બાપ્તિસ્મા જોઇતું હતું તે તેમને પ્રાપ્ત થયું. આ પર્વ ઉપર બહારથી ઘણા લોક યરૂશાલેમમાં આવ્યા હતા. તેમને ઇસુના શિષ્યોએ પોતાનો અસરકારક ઉપદેશ સંભળાવ્યો. ઇસુના શિષ્યોએ જગતની આગળ આપેલી આ પહેલી સાક્ષી હતી, અને તેના પરિણામે લુકના કહેવા પ્રમાણે લગભગ ત્રણ હજાર માણસો એકી વખતે આ શિષ્યમંડળમાં દાખલ થયાં હતાં.

પચાસી પર્વ.

દિનપ્રતિદિન આ શિષ્યમંડળની વૃદ્ધિ થતી ગઇ. લોકોને ઇસુ ઉપર કંઇક અંશે વિશ્વાસ તો હતોજ, અને ઇસુના મૃત્યુથી એ વિશ્વાસને ધક્કો લાગ્યો હતો એ ખરૂં છે, પણ તેના શિષ્યોએ આપેલી અજબ સાક્ષી સાંભળીને તેમનો વિશ્વાસ પાછો દૃઢ થયો, અને તેઓ ઇસુને મસીહ તરીકે માનવા લાગ્યા. તેમની આવી માન્યતા ઉત્પન્ન કરાવવામાં આ નવા શિષ્યમંડળનાં ભક્તિ, ઉત્સાહ, પરોપકાર, ઐક્ય વગેરે ઘણે અંશે સહાયભૂત થયાં હશે એમાં કંઇ શક નથી. વળી ઇસુના મુખ્ય શિષ્યોએ તેના નામથી કેટલાએક ચમત્કાર પણ કર્યા હતા. આ બધું જોઇ ફરોશીઓના મનમાં ભય તથા દ્વેષ પાછાં ઉત્પન્ન થયાં, અને તેમણે પીતર, યોહાન વગેરેને બોલાવીને ઇસુનું નામ નહિ લેવાની સખત આજ્ઞા કરી; પણ તેમની

શિષ્યમંડળની વૃદ્ધિ.

એ આજ્ઞા શિષ્યોએ માની નહિ. ફરોશીઓએ પહેલી વાર તેમને જવા દીધા, પણ જ્યારે શિષ્યોનું કાર્ય દિનપ્રતિદિન વધવા લાગ્યું ત્યારે ઇસુના કટ્ટામાં કટ્ટા શત્રુ સાદુકીઓએ આ વાત પોતાના હાથમાં લઇને ઇસુના શિષ્યોને ફટકાની સજા કરી, અને તેમને કેદખાનામાં નાખ્યા; પરંતુ શિષ્યો ત્યાંથી ચમત્કારિક રીતે છુટયા અને તેમનું કાર્ય આગળ ને આગળ વધતુંજ ગયું.

આ શિષ્યમંડળ મોટે ભાગે યરૂશાલેમના તેમજ બહારના યહુદીઓનું બનેલું હતું. તેઓ હજુ સુધી "ખ્રીસ્તી" નામથી ઓળખાતા ન હતા, પણ ઇસુના શિષ્યો કહેવાતા હતા. વળી તેઓ યહુદીઓથી કોઇ રીતે હજુ જુદા પડેલા ન હતા, પણ પોતેજ ખરા યહુદી અથવા ઇસ્રાએલી છે એમ માનતા હતા. તેઓ યરૂશાલેમના મંદિરમાં નિયમિત રીતે જતા તથા નિયમશાસ્ત્રનું બને તેટલું પાલન કરતા. ઇસુના શિષ્યો તરીકે તેઓ માત્ર ખાનગીમાં પ્રાર્થના, ઉપાસના વગેરે કરતા અને ઇસુના મરણનું સ્મરણ કરવા "રોટલી ભાંગવાની" ક્રિયા પાળતા હતા. આ છેલ્લું કાર્ય તેમને માટે સહુથી વિશેષ અર્થસૂચક હતું, તેની મારફને તેઓ ઇસુ સાથેના છેલ્લા ભોજનની યાદ તાજી રાખતા. વળી તેની સાથે તેમજ પરસ્પર આત્મિક સમાગમ સાધતા. તે ભોજન તેમને માટે પ્રભુભોજન તેમજ પ્રીતિભોજન હતું, અને એક રીતે જોતાં આ અતિ સાદું અને સરળ કાર્ય આ મંડળીના પ્રાણરૂપ હતું. એને અંગે ધનવાન અને ગરીબ, જ્ઞાની અને અજ્ઞાની, ધાર્મિક અને પશ્ચાત્તાપમાં પહેલીજ વાર પગ મૂકનાર અધર્મી વગેરે સહુ આત્મિક ઐક્ય સાધતાં હતાં.

શિષ્યમંડળની વિશિષ્ટતા.

શરૂઆતમાં ઇસુના શિષ્યમંડળનું બંધારણ છેક સાદું અથવા નહિ જેવું હતું. તે વખતે બંધારણની જરૂર પણ ન હતી, કારણ કે તેનું બધું કાર્ય સહજ અને સ્વાભાવિક રીતે ચાલતું હતું. પીતર આ મંડળનો નેતા જેવો હતો, અને તેનું બોલવું સર્વે માન્ય રાખતા હતા. યોહાનનો અધિકાર પણ લગભગ તેના જેવોજ હતો, અને બીજા મુખ્ય શિષ્યો પણ પોતાના ચારિત્ર્યાનુસાર અધિકાર ભોગવતા હતા. આ મુખ્ય શિષ્યો "પ્રેરિત" કહેવાતા હતા અને તેમનું કાર્ય ઉપદેશ આપવાનું હતું. આ કારણથી મંડળીની વ્યવસ્થા રાખવાનું કાર્ય તેમનાથી જોઇએ તેવું થઇ શકતું ન હતું. એ અરસામાં શિષ્યોની સંખ્યા વધતી જતી હતી, તેથી વ્યવસ્થાનું કામ વધી પડયું હતું. વળી ગરીબોને દાન આપવાના સંબંધમાં હેલેની યહુદીઓએ વાંધો પણ ઉઠાવ્યો હતો. આ બધું ધ્યાનમાં લઇ પ્રેરિતોએ મંડળની વ્યવસ્થા રાખવા અને ખાસ કરીને ગરીબોને દાન આપવા માટે સાત માણસોને ચુંટી કાઢયા, તેઓ "સેવકો" કહેવાયા. તેઓમાંનો સ્તેફન નામનો એક જણ ઘણોજ ખંતીલો અને ધર્માગ્રહી નીવડયો, અને તેણે ખ્રીસ્તી ધર્મની સાર્વજનિકતા

સેવકોની નિમણુક.

સ્તેફન.

લોકોને જુદીજ રીતે જણાવી. મુસાનું નિયમશાસ્ત્ર અમુક કાળને માટે છે, અને તે શાશ્વત ધર્મ નથી એવું પ્રતિપાદન કરનાર ઇસુના શિષ્યોમાં તે પ્રથમ હતો. યહુદીઓને આ વાત નવી તેમજ ધર્મોચ્છેદક લાગી, અને તેઓએ તેની સામે સખત પગલાં લેવાનો નિશ્ચય કર્યો. સ્તેફનને સાન્હેદ્રીમ નામની યહુદીઓની મહાસભાએ પોતાની રૂબરૂમાં બોલાવ્યો, અને તેની તપાસ થઇ ત્યારે ત્યાં પણ તેણે તેમને તેજ વાત અધિક ભારથી જણાવી. આથી યહુદીઓ તેના પર અતિશય ક્રોધે ભરાયા, અને તેને ગામની બહાર લઇ જઇને પત્થરે મારી નાખ્યો. મરણ સમયે સ્તેફને પોતાની હત્યા કરનારાઓને ક્ષમા આપી, અને પ્રભુ પણ તેમને માફ કરે એવી વિનંતી કરીને પોતાનો પ્રાણ છોડયો. ખ્રીસ્તી મંડળીમાં ધર્માર્થે પ્રાણ આપનાર અસંખ્ય માણસોમાં સ્તેફન પહેલો છે.

આ પ્રમાણે યહુદીઓના નેતાઓનો આ નવી મંડળી તરફ એક વખત દ્વેષ સળગી ઉઠયા પછી તે તેટલેથીજ અટકે તેમ ન હતું. મંડળી વિરૂદ્ધ તેઓ આગળ

ખ્રીસ્તી ધર્મનો પ્રચાર.

પગલાં લે તે પહેલાં ઇસુના આ શિષ્યમંડળે યરૂશાલેમ છોડવાનું નક્કી કર્યું, અને તેમાંના કેટલાક જુદા જુદા સ્થળે ચાલ્યા ગયા. આ લોકો જુદા જુદા પ્રદેશમાંથી આવેલા હતા, અને ઘણું કરીને તેઓ પોતપોતાને ઘેરજ પાછા ગયા હોય એમ માનવું સંભવિત છે. તેઓ યહુદાહ, સમારીઆ, કાઇસારીઆ, દમાસ્કસ, અંત્યોખ અને સાઇપ્રસના બેટ સુધી પહોંચ્યા હતા. તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં ખ્રીસ્તી ધર્મનાં બીજ વાવતા ગયા. યરૂશાલેમની બહાર ખ્રીસ્તી ધર્મનો પ્રચાર પહેલવહેલો થયો તે આ વેરાએલા શિષ્યમંડળદ્વારા થયો હતો. આ શિષ્યમંડળે યરૂશાલેમ છોડયું છતાં પ્રેરિતો ત્યાંજ રહ્યા હતા; કારણકે તેઓ માનતા હતા કે જે આકાશનું રાજ્ય સ્થાપવાને સારૂ ઇસુ ખ્રીસ્ત આવ્યો હતો તેનું પાટનગર યરૂશાલેમજ રહેવાનું છે. તો પણ પીતર અને યોહાન જુદે જુદે સ્થળે જઇને વેરાએલા શિષ્યોને ઉત્તેજન અને સહાય આપતા હતા.

આ રીતે આ શિષ્યમંડળનું કાર્ય જુદે જુદે ઠેકાણે ચાલતું હતું તેવામાં ઇ. સ. ૪૪માં હેરોદ આગ્રિપાએ યરૂશાલેમમાં રહેલા શિષ્યોની સખ્ત સતાવણી શરૂ કરી. યાકૂબને મારી નાખવામાં આવ્યો અને પીતરને કેદ કરવામાં આવ્યો, પણ

બીજી સતાવણી.

તે સુભાગ્યે આ વખતે મોતની સજાથી બચી ગયો. આ સતાવણીનું એક પરિણામ એ આવ્યું કે કેટલાક પ્રેરિતોએ પણ યરૂશાલેમ છોડયું. પીતરે તે છોડયું એ નિઃશંક છે, કારણકે તે ત્યાર પછી ત્યાં ક્વચિત ક્વચિતજ દેખાય છે. આ પ્રમાણે પીતરના બહાર જવાથી યરૂશાલેમની મડળીનુ

"પ્રભુનો ભાઇ" યાકૂબ.

નેતૃત્વ "પ્રભુના ભાઇ" યાકૂબના હાથમાં આવ્યું, અને તે તેના હાથમાં ઇ. સ. ૬૩ સુધી રહ્યું. યાકૂબની આ પદવીને અંગે તેને ઇસુના બધા શિષ્યો ઉપર અધિકાર હતો કે નહિ એ પ્રશ્ન વિચારવા જેવો છે, અને ઇતિહાસકારો માને છે કે તેને અમુક અંશે એ અધિ-

કાર હતોજ, અને તેની પદવી “એક સર્વોપરિ અધ્યક્ષ” જેવી હતી. આ પદવી તેને ઇસુના સંબંધી તરીકે મળી હોય એ સંભવિત છે. યહુદી લોકમાં ધાર્મિક અધિકાર આ પ્રમાણે મૂળ સંસ્થાપકના કુટુંબમાં ઉતરતો હતો, અને વળી યાકૂબના મૃત્યુ પછી સાત આઠ વર્ષે તે પદવી માટે જે માણસ ચુંટાયો હતો તે પણ ઇસુનો સંબંધી હતો.

પણ ખ્રીસ્તી ધર્મ આવા કોઇ પણ બંધનથી બંધાવા સૃજાએલો ન હતો. પાઉલ કહે છે તેમ ઇસુના પોતાના દેહથી પણ તે બંધાયો ન હતો, અને શિષ્યોને તે પુનરૂત્થાન પામેલા ખ્રીસ્તનેજ ઓળખવાનું કહે છે. આ કારણથી યરૂશાલેમ નગરનો નાશ થયો ત્યારે આ પદવીનો અધિકાર પણ ઘણે અંશે ઓછો થયો, અને ત્યાર પછી બીજો અધ્યક્ષ ઇસુના સંબંધીમાંનો કોઇ હોય તો પણ યરૂશાલેમનું મહત્ત્વ ઘટવાથી તેનો અધિકાર નામનો રહેતો. ત્યાર પછીના કાળમાં ધીમે ધીમે જુદે જુદે સ્થળે ખ્રીસ્તી ધર્મનાં મુખ્ય સ્થાનો ઉભાં થયાં અને યરૂશાલેમનું મહત્ત્વ નહિ જેવું રહ્યું. એ વાત ખરી છે કે ખ્રીસ્તી ધર્મ ઉપર યરૂશાલેમની મંડળીએ કોઇ પણ જાતની બહુ ઉંડી અસર કરી નથી, તો પણ અહીં એટલું તો સ્વીકારવુંજ જોઇએ છે કે ખ્રીસ્તી મંડળીઓમાં એ મંડળી પ્રથમ છે, અને તેણેજ ઇસુના જીવનનો ઇતિહાસ તેમજ તેનાં વચનોરૂપી અદ્વિતીય ખજાનો જગતની આગળ રજુ કર્યો છે.

યરૂશાલેમની મંડળી.

યરૂશાલેમની બહાર ગએલા ઇસુના શિષ્યોને નવા નવા અનુભવ થયા હતા, તેમજ તેમને નવા નવા પ્રશ્ન પણ વિચારવા પડતા હતા. આમાંનો એક મુખ્ય પ્રશ્ન એ હતો કે યહુદી સિવાય બીજા લોકોને ધર્મમાં લેવા કે નહિ. તેઓને યહુદી ખ્રીસ્તીઓની પેઠે યહુદી ધર્મના વિધિઓ, રીતરિવાજો વગેરે પાળવા આવશ્યક છે કે નહિ. આવા પ્રશ્નોનું નિરાકરણ ધીમે ધીમે ખ્રીસ્તી ધર્મને યહુદી ધર્મથી સ્વતંત્ર અને સાર્વજનિક કરવાની દિશામાં દોરી જતું હતું. પ્રેરિત પીતરેજ એ દિશામાં પહેલ કરી હતી, અને અમુક અંશે યરૂશાલેમની મંડળી પણ તેને અનુકૂળ થઇ હતી. છતાં પણ આ નવો ધર્મ પૂરેપૂરી રીતે સાર્વજનિક થાય એ માટે કંઇ વધારે કાર્ય કરવાની જરૂર હતી, અને તે કાર્ય કરવા એક અતિ સમર્થ પુરુષ તૈયાર થઇ રહ્યો હતો.

નવા નવા પ્રશ્નો.

તે પુરુષ પ્રેરિત પાઉલ હતો. તેનું મૂળ નામ શાઉલ હતું. તે તાર્સસ નામે નગરમાં યહુદીઓમાંના એક ફરોશી કુટુંબમાં જનમ્યો હતો. તેનો પિતા કોઇ સારો વિદ્વાન અથવા સારી સ્થિતિનો માણસ હોવો જોઇએ, કારણ કે તેને રોમન નાગરિકપણાનો હક મળ્યો હતો. આ કારણથી પાઉલે પોતાના જન્મથીજ જગતના બે મોટા અધિકાર—યહુદી ફરોશી તરીકેનો ધાર્મિક અધિકાર અને રોમન નાગરિક તરીકેનો રાજકીય અધિકાર—પ્રાપ્ત કર્યા હતા. વળી તે અસાધારણ બુદ્ધિમાન હતો. જો કે તેણે પ્લેટોની માફક ગ્રીક તત્ત્વજ્ઞાનનો બહુ

શાઉલ

પ્રેરિત પાઉલ.

અભ્યાસ કર્યો હોય એમ લાગતું નથી તો પણ એટલું તો ખાતરીપૂર્વક કહી શકાય છે કે તાર્સસ જેવા વિદ્યાસંપન્ન નગરમાં તેની માનસિક દૃષ્ટિમર્યાદા અતિ વિશાળ બની ગઇ હતી. તેનો પોતાનો ખાસ અભ્યાસ યહુદી શાસ્ત્રને લગતો હતો, અને તે માટે નાની ઉમરથી યરૂશાલેમમાં ગમાલીએલ નામના એક અતિ સમર્થ પંડિત પાસે રહ્યો હતો. જ્યારે ઇસુ યરૂશાલેમમાં હતો ત્યારે પાઉલ પણ ત્યાં હોવો જોઇએ, પરંતુ તેણે તેને જોયો કે તેનું સાંભળ્યું હોય એમ તેના પત્રો ઉપરથી કશું જણાતું નથી. તે પોતે ધર્મચુસ્ત ફરોશી હતો, અને નિયમશાસ્ત્રના પૂર્ણ પાલનમાંજ વ્યક્તિનું તેમજ યહુદી સમાજનું તારણ છે એમ માનતો હતો. છતાં તેની આત્મિક વૃત્તિ અતિ તીવ્ર હતી, તેથી તેને નિયમશાસ્ત્રનાં વિધિનિષેધ કે ક્રિયાકર્મથી ખરો સંતોષ પ્રાપ્ત થયો ન હતો. તેને પોતાની આવી સ્થિતિનું કંઇક ભાન થતું હશે અથવા થવા લાગ્યું હશે એ અરસામાં તે ઇસુના શિષ્યમંડળથી વાકેફ થયો. એ મંડળનો પ્રથમ પરિચય તેને તેના વિરોધી તરીકે થયો હતો. સ્તેફનને જ્યારે લોકોએ પત્થરે મારીને મારી નાખ્યો, ત્યારે પાઉલે સાક્ષી તરીકે પત્થર મારનારાઓનાં કપડાં સાચવ્યાં હતાં. એ વખતે તેના જેવા વિચારશીલ માણસના મનમાં નિયમશાસ્ત્રનું પાલન કરનાર તરીકે અભિમાન ધરાવનાર લોકોની ક્રુરતા અને હિંસકવૃત્તિ તથા ઇસુના શિષ્યની ક્ષમા એ બેની વચ્ચે પરસ્પર વિરોધ જોઇને કંઇ કંઇ વિચાર આવ્યાજ હશે. પણ હજુ ફરોશી તરીકેનો તેનો જુસ્સો નરમ પડયો ન હતો, અને તેણે બીજાં શહેરોમાં પણ જઇને ઇસુના શિષ્યોનો પીછો પકડવાનો નિશ્ચય કર્યો. તેથી પોતે દમાસ્કસ જવા પણ નીકળ્યો. તેના કહેવા પ્રમાણે આ મુસાફરીમાંજ તેને ઇસુ ખ્રીસ્તનું દર્શન થયું, અને ખ્રીસ્તે તેને પોતાની સેવા કરવાનું—તેના શિક્ષણનો પ્રચાર કરવાનું—કાર્ય સોંપ્યું. એ પછીજ પાઉલ વિરોધી મટીને ઇસુનો એક મોટામાં મોટો સેવક બન્યો. આ બનાવ ઇ. સ. ૩૫ માં બન્યો હતો.

પાઉલને ખ્રીસ્તનું દર્શન થયા પછી તે તરત ઇસુના શિષ્યો પાસે ગયો, અને તેણે તેમની પાસે બાપ્તિસ્મા લીધું. તેના આ કાર્યથી ઇસાઇ શિષ્યમંડળને ઘણુંજ પ્રોત્સાહન મળ્યું હતું એ કહેવાની જરૂર ભાગ્યેજ હોય. પાઉલને પોતાને એક અદ્ભુત અનુભવ પ્રાપ્ત થયો હતો, અને જે પરિવર્તન તેના આત્મામાં થયું હતું તેનો પૂર્ણ મર્મ સમજવા તેણે નિવૃત્તિ શોધી, અને તે અરબસ્તાનમાં ગયો. ત્યાં તે સુમારે ત્રણેક વર્ષ રહ્યા, અને ત્યાર પછી ચોદ દિવસ તે યરૂશાલેમમાં પીતર અને યાકૂબ પાસે જઇ રહ્યા હતો. અહીં તેણે તેમને પોતાનો ઉચ્ચ અનુભવ જણાવ્યો, અને ઇસુ ખ્રીસ્તના જીવન અને કાર્ય વિષે પોતાની સમજુતી બરાબર છે કે નહિ તે તેમના વિચાર અને અનુભવની સાથે સરખામણી કરીને જાણવા પ્રયત્ન કર્યો, અને તેમાં તેને કાંઇ વિરોધ જેવું લાગ્યું નહિ. પાઉલના આત્મિક અનુભવની વિશિષ્ટતા એ હતી કે તેણે ઇસુ ખ્રીસ્તનું સ્વરૂપ એવું તો જીવંત અને જાજ્વલ્યમાન જોયું હતું, અને એ દર્શનથી એને એવું પરમ જીવન પ્રાપ્ત થયું હતું કે મુસાનું નિયમશાસ્ત્ર કે

બીજું કોઇ પણ શાસન કે ક્રિયાકર્મ તેને ગૌણ અને છેક નજીવાં લાગ્યાં હતાં.

પાઉલનો આત્મિક અનુભવ.

એ અનુભવ થયા પછી ખ્રીસ્તની ભક્તિ અને ઇશ્વરની કૃપા એ તેના ધાર્મિક જીવનનું સાધન હતું. નિયમશાસ્ત્ર કે વિધિનિષેધના નિયમો કે ક્રિયાકર્મો વગેરે સર્વે આ ભક્તિનાં પોષક નહિ પણ બાધક હતાં, તેથી તેમને ખ્રીસ્તમય જીવનમાં જરા પણ સ્થાન આપવાની જરૂર ન હતી. તેની માન્યતા પ્રમાણે ખ્રીસ્તના શિષ્યોની નીતિ પણ તેની ભક્તિમાંથીજ પ્રગટ થતી હતી, અને મનુષ્ય પ્રેમમાં સર્વ નીતિનો સમાવેશ થઇ જતો હતો. પાઉલે ખ્રીસ્તી ધર્મને તેના શુદ્ધ અને પૂર્ણ સ્વરૂપમાં આ પ્રમાણે અનુભવ્યો હતો, અને એ સ્વરૂપ જગતની આગળ પ્રગટ કરવાની તૈયારી તે કરતો હતો. અત્યાર સુધી ખ્રીસ્તી ધર્મ યહુદી ધર્મથી છેક નિરાળો થઇ શક્યો ન હતો, તેથી એ ધર્મ અમુક અંશે યહુદી ધર્મના એક સંપ્રદાય કે તેની શાખારૂપેજ બહાર આવી શક્યો હતો. આ કારણથી તે સાર્વજનિક થઇ શકે તેમ ન હતું, પણ પાઉલે તેને તેના ખરા સ્વરૂપમાં મૂકીને સાર્વજનિક બનાવ્યો. પાઉલના આ કાર્યનું મહત્વ ઘણુંજ છે, અને તેને માટે ખ્રીસ્તી ધર્મના મહાન આચાર્યો કે મહાપુરુષોમાં તેનું સ્થાન ઘણું ઉંચું છે, એટલુંજ નહિ પણ જગતના ધાર્મિક પુરુષોમાં પણ ઉચ્ચપદ ભોગવે છે.

આવો દિવ્ય અનુભવ પ્રાપ્ત કર્યા પછી પાઉલને જે એકજ કર્તવ્ય કરવાનું હતું તે એ હતું કે જે જીવન તેણે ખ્રીસ્તમાં પ્રાપ્ત કર્યું હતું તે જગતના લોકો પામે તે માટે તેણે પોતે પ્રાણતોડ પ્રયત્ન કરવો. આ કારણથી યરૂશાલેમ જઇ આવ્યા પછી તેણે તરત પોતાનું કાર્ય શરૂ કર્યું, અને કેટલાંક વર્ષ સુધી તે સીરિયા અને

પાઉલની પહેલી ધર્મપ્રસારક મુસાફરી.

કીલકી પ્રાંતોમાં રહ્યો. સીરિયાના અંત્યોખ નામે નગરમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર સારી રીતે થઇ રહ્યો હતો, અને પાઉલના ત્યાં આવ્યા પહેલાં યહુદી સિવાયના કેટલાક લોકોએ પણ એ ધર્મનો સ્વીકાર કર્યો હતો. આ અંત્યોખ નગરની મંડળીના સંબંધમાં એક બીજી જાણવા જેવી વાત એ છે કે ઇસુના શિષ્યો પહેલવહેલા ત્યાંજ "ખ્રીસ્તી" કહેવાયા. આ નામ તેમને તેમના દુશ્મનો તરફથી આપવામાં આવ્યું હતું અને તે તિરસ્કારસૂચક હતું. અહીં બાર્નાબાસ નામનો એક શિષ્ય ધર્મપ્રચારનું કાર્ય સારી રીતે કરી રહ્યો હતો, અને તેણેજ પાઉલને અંત્યોખ આવી તેને સહાય કરવા આમંત્રણ આપ્યું હતું. પાઉલ ત્યાં સુમારે ઇ. સ. ૪૬ કે ૪૭માં ગયો હશે. આ નગરની ખ્રીસ્તી મંડળી ઉપર ઇશ્વરની કૃપા એટલી બધી હતી, અને તેથી તેમાં ખ્રીસ્તી ધર્મના પ્રચાર માટે એટલો બધો ઉત્સાહ હતો, કે એ મંડળી તરફથી પાઉલ, બાર્નાબાસ અને માર્કને એશિયા માઇનરના પૂર્વના પ્રદેશમાં ધર્મપ્રચારના કાર્ય માટે મોકલવામાં આવ્યા હતા. એ લોકો પહેલાં કુપ્રસમાં, અને ત્યાંથી પેર્ગા, પિસીદાનું અંત્યોખ, ઇકોની, લુસ્ત્રા, દેરબે વગેરે સ્થળે ગયા હતા. આ

મુસાફરી, "પ્રેરિતોનાં કૃત્યોના" પુસ્તકના ૧૩ અને ૧૪મા અધ્યાયમાં વર્ણવેલી છે. પાઉલ અને બાર્નાબાસ (માર્ક તેમની સાથે થોડોજ વખત રહ્યો હતો) જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમણે ખ્રીસ્તી ધર્મનો ઉપદેશ પ્રથમ યહુદીઓનેજ આપ્યો, અને જ્યારે લોકોએ તેનો સ્વીકાર ન કીધો ત્યારે તેમણે અન્યધર્મીઓને તે બોધ આપ્યો. તેઓએ ઘણાને ખ્રીસ્તના શિષ્યો કરીને જુદે જુદે સ્થળે મંડળીઓ સ્થાપી. આ કાર્ય કરવામાં તેમને ઘણો વિરોધ સહેવો પડ્યો હતો, અને તે મોટે ભાગે યહુદીઓ તરફથીજ હતો. આ બધાં સ્થળે જે મંડળીઓ સ્થાપવામાં આવી હતી તેને પાઉલ પોતાના પત્રોમાં ગલાતી મંડળીઓ કહે છે.

અન્યધર્મીઓના સંબંધમાં થએલો નિર્ણય.

અંત્યોખમાં અને પાઉલની પહેલી મુસાફરી વખતે અન્યધર્મીઓમાંથી જે લોકો ખ્રીસ્તી થયા હતા તેમના સંબંધમાં તરતજ એક અતિ મુદ્દાનો પ્રશ્ન ઉભો થયો. એ વખતે અંત્યોખમાં કેટલાએક શિષ્યો યરૂશાલેમથી આવ્યા હતા, અને તેમનું કહેવું એ હતું કે અન્યધર્મીઓમાંથી જે કોઇ ખ્રીસ્તી થાય તેમણે નિયમશાસ્ત્ર પ્રમાણે સુન્નત કરાવવી જોઇએ. તેમના કહેવાનો અર્થ એવો હતો કે તેમણે ઇસુના શિષ્ય થવા પહેલાં મુસાના શિષ્ય થવું જોઇએ, અને સમગ્ર નિયમશાસ્ત્ર સ્વીકારવું જોઇએ. પાઉલે આમ કરવા ચોકખી ના પાડી. આ પ્રમાણે બે મત થવાથી સખત વિરોધ ઉત્પન્ન થયો અને આખરે એમ ઠર્યું કે આ વાતનો નિર્ણય યરૂશાલેમની મંડળી પાસે કરાવવો. પાઉલ પોતાની સાથે બાર્નાબાસ તથા તીતસ નામના એક સુન્નત કરાવ્યા વગરના પણ બાપ્તિસ્મા પામેલા અન્યધર્મી શિષ્યને લઇને યરૂશાલેમ ગયો, અને પીતર, યાકૂબ અને યોહાન પાસે પોતાનો પક્ષ બહુ સબળ રીતે રજુ કર્યો. આ વખતે બન્ને પક્ષના માણસો વચ્ચે જે વાદવિવાદ થયો તેનું પરિણામ એ આવ્યું કે યરૂશાલેમમાં મળેલી સભાએ પાઉલ તથા બાર્નાબાસનું કાર્ય યોગ્ય છે એમ સ્વીકાર્યું, અને તેમને અન્યધર્મીઓમાં ધર્મપ્રચાર કરવાનું કાર્ય સોંપ્યું, અને પોતે યહુદીઓમાં ધર્મપ્રચાર કરવાનો ઠરાવ કર્યો. આ બાબતનું સમાધાન યરૂશાલેમના નેતાઓની ખરી ઉદારતા બતાવે છે. છતાં એ લાંબો કાળ ટકી શકે તેમ ન હતું. ખ્રીસ્તી ધર્મમાં જે એકતા રહેલી છે તેનો તેમાં ભંગ થતો હતો, પણ તે સ્પષ્ટ થાય તે માટે કેટલોક વખત લાગે તેમ હતું. આ કાળ નજીકજ હતો. અંત્યોખમાં પીતરનું આગમન થયું હતું, તે વખતે પ્રીતિ-ભોજનમાં તે અને યહુદીઓમાંથી થએલા ખ્રીસ્તીઓ અન્યધર્મીઓમાંથી થએલા ખ્રીસ્તીઓ સાથે ભળ્યા હતા. આ સામે યરૂશાલેમથી આવેલા લોકોએ વાંધો લીધો, અને તેનું પરિણામ એ થયું કે પીતર અને બાર્નાબાસ એ બન્નેએ અન્યધર્મીઓમાંથી થએલા ખ્રીસ્તીઓ સાથે પ્રીતિ-ભોજનમાં ભળવાની ના પાડી. પીતરના આ કાર્યથી પાઉલને બહુ માઠું લાગ્યું, અને તેણે આ વાતના સંબંધમાં પૂરી ચોખવટ કરવા વિચાર કર્યો. એના પરિણામે યરૂશાલેમમાં એક જાહેર ચર્ચા થઇ અને તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે

અન્યધર્મી શિષ્યોએ માત્ર મૂર્તિઓને ધરવામાં આવેલાં ભોગ, લોહી સુદ્ધાં મારવામાં આવેલાં પ્રાણીઓ અને વ્યભિચાર, એટલાનો ત્યાગ કરવો.

આ બધા વાદવિવાદ ચાલતા હતા, તે દરમિયાન પાઉલના મનમાં પોતાના પરમ કર્તવ્યનું ભાન વિશેષ પ્રમાણમાં થતું જતું હતું, અને માત્ર ઇસુ ખ્રીસ્તમાંજ માણસોનું તારણ છે તેમજ યહુદીઓ અને અન્યધર્મીઓનું પરમ ઐક્ય છે એવો વિશ્વાસ તેના દિલમાં દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો હતો. તેના મનમાં આ વાતની દૃઢ ખાતરી થઇ હતી. તેણે ફરી પોતાનું ધર્મપ્રચારનું કામ શરૂ કર્યું. તે બાર્નાબાસથી જુદો પડયો, અને તેણે સીલાસ નામના એક જણને પોતાની સાથે લીધો. આગળ જતાં ગલાતીઆમાંથી તેણે તીમોથીને પણ પોતાની સાથે લીધો. આ વખતે તે માકેદોનીઆ ગયો અને ત્યાં ફિલીપી તથા થેસ્સાલોનીકા તેમજ કરીંથમાં મંડળીઓ સ્થાપી. તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં યહુદીઓ તેને સંતાપતા હતા. વળી તેના જવા પછી તેના કાર્યને ધક્કો પહોંચાડવા પોતાથી બનતો પ્રયત્ન કરતા હતા. ગલાતી મંડળીઓને પત્ર લખવાનો હેતુ પોતાના વિરોધીઓથી મંડળીનાં ભાઇબ્હેનોને ચેતાવવાનો તથા તેમને જરૂરનો બોધ આપવાનો હતો.

પાઉલની બીજી ધર્મપ્રસારક મુસાફરી.

એ પત્રમાં તેણે ખ્રીસ્તી ધર્મની સાર્વજનિકતા અને પોતાનું પ્રેરિતપદ અતિ સુંદર રીતે સિદ્ધ કરી આપેલાં છે. કરીંથથી પાઉલ એફેસસ ગયો અને ત્યાંથી યરૂશાલેમ તથા અંત્યોખ જઇ આવ્યો. તે પાછો એફેસસ આવ્યો અને ત્યાં તેણે ઘણી મુશ્કેલીઓ વચ્ચે ત્રણ વર્ષ ગાળ્યાં. આખરે એટલો બધો ત્રાસ થયો કે તેને ત્યાંથી નાસી જવું પડયું. તેને એફેસસમાં જે બધું દુ:ખ વેઠવું પડયું હતું તે માત્ર પોતાના દુશ્મનો તરફથી ન હતું, પરંતુ કરીંથમાં જે મંડળી તેણે સ્થાપી હતી તેમાં અનીતિ, પરસ્પર દ્વેષ, પોતા પ્રત્યે અનાદર આદિ દુર્ગુણો જોવાથી પણ ઘણું દુ:ખ થયું હતું. પાઉલે કરીંથીઓને લખેલા પત્ર એફેસસથીજ લખ્યા હતા અને ત્યાંથીજ તે કરીંથ ગયો હતો. તેના જવાનું પરિણામ એ આવ્યું કે તેને તેનો અધિકાર પાછો પ્રાપ્ત થયો અને મંડળી સ્થિર થઇ. તેણે પોતાનો રૂમીઓને લખેલો પત્ર જે સહુથી અને શ્રેષ્ઠ પત્ર ગણાય છે તે કરીંથથી લખ્યો હતો. પાઉલની આ બીજી મુસાફરી હતી, અને ઘણું કરીને આ કાળ તેને માટે સર્વથી વધારે પ્રવૃત્તિમય હતો. ઉપર જે બધી જગાઓનાં નામ આપવામાં આવ્યાં છે તે ઉપરાંત કેટલીક જગાએ, જેવી કે આથેન્સ વગેરેમાં તે ગયો હતો, પણ અહીં જે સ્થાનોમાં તેનું કાર્ય સિદ્ધ થયું હતું તેનાંજ નામ આપવામાં આવ્યાં છે. પાઉલની આ પ્રચારયાત્રા ઇ. સ. ૫૧ થી ૫૫ સુધીમાં થઇ હોય એમ માનવાનું કારણ છે.

પાઉલ આ બધું પ્રચારકાર્ય કરતો હતો તે દરમિયાન તે યરૂશાલેમ અને ત્યાંની મંડળીને ભૂલી ગયો ન હતો. તેને જે દિવ્ય અનુભવ થયો હતો તે

પાઉલ યરૂશાલેમમાં.

યરૂશાલેમની મંડળી પામે એ તેની તીવ્ર ઇચ્છા હતી. વળી તે એમ પણ ઇચ્છતો હતો કે એ મંડળી અને પોતે સ્થાપેલી અન્યધર્મીઓમાંથી થએલા ખ્રીસ્તીઓની મંડળીઓ વચ્ચે જે ભેદભાવ ઉત્પન્ન થયો હતો તે દૂર થાય. આ કારણથી તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં યરૂશાલેમની મંડળી—આ મંડળી બહુ ગરીબ સ્થિતિમાં હતી—માટે ઉઘરાણું કરતો, અને તે લઇને તેણે યરૂશાલેમ જવાનો નિશ્ચય કર્યો. યરૂશાલેમની મંડળી તરફથી પોતાનો સત્કાર થશે કે નહિ એ વાતની તેને શંકા હતી, કારણ કે ધર્મચુસ્ત યહુદીઓ તેના પ્રત્યે ઘણા દ્વેષભાવથી જોતા હતા, તેથી તેઓ તેને બને તેટલો ત્રાસ આપશે એ વાતની તેને ખાતરી હોવા છતાં તેણે યરૂશાલેમ જવામાં પાછી પાની કરી નહિ. થયું પણ તેમજ. તે ત્યાં ગયો કે તરતજ યહુદીઓએ તેના સામો સખત વિરોધ દર્શાવ્યો. તેમનું કહેવું એ હતું કે પાઉલ નિયમશાસ્ત્રનો પૂરેપૂરો ઉચ્છેદ કરે છે—અને આ વાતમાં ઘણું સત્ય હતું—માટે તેનો વધ થવો જોઇએ. આવા વિચારથી કેટલાક માણસોએ છુપી રીતે તેનો પ્રાણ લેવાનો નિશ્ચય કર્યો, પણ તે બચી ગયો. પરંતુ રૂમી અધિકારીઓએ તેને લોકમાં બખેડો કરાવનાર તરીકે કેદ કર્યો તેથી, અને વળી તેઓને લાંચ મળવાની આશા હોવાથી, તેને બે વર્ષ સુધી કાઇસારીઆના કેદખાનામાં રહેવું પડયું. આ બીના ઘણું કરીને ઇ. સ. ૫૭ થી ૫૯ સુધીમાં બની હતી. પાઉલ આ સ્થિતિમાં હતો ત્યારે પોતે રૂમી નાગરિક છે માટે તેની તપાસ રૂમમાં થવી જોઇએ એવી તેણે માગણી કરી, તેથી રૂમના કાયદા પ્રમાણે તેને ત્યાં લઇ જવાની રૂમી અધિકારીઓને ફરજ પડી.

રસ્તે ઘણી મુસીબત વેઠયા પછી આખરે પાઉલ રૂમ પહોંચ્યો, અને ત્યાં તે બે વર્ષ સુધી તો માત્ર નજરકેદ રહ્યો. અહીંથી તેણે એફેસી, કલોસી અને ફીલીપી મંડળીઓને, તેમજ પોતાના વ્હાલા શિષ્યો ફીલેમોન અને તીમોથીને (બીજો પત્ર) પત્રો લખ્યા હતા. રૂમથી તે બહાર જવા પામ્યો હતો કે નહિ એ એક પ્રશ્ન છે, અને તેના સંબંધમાં ઘણો મતભેદ છે. રૂમમાં તેની પાસે માણસોને આવવાજવાની

પાઉલ રૂમમાં.

છુટ હતી, તેથી યરૂશાલેમ અને બીજાં સ્થળેથી આવનાર ખ્રીસ્તી ભાઇઓ તેને મળતા, તેથી તેણે તેઓમાં તેમજ તેમની મારફતે બીજાઓમાં પણ કેટલુંક કાર્ય કર્યું હતું. તેના પોતાના કરેલા કામની અસર "કાઇસારના મહેલમાં" પણ પહોંચી હતી. રૂમમાં વસતા યહુદીઓ તરફથી પાઉલને બહુ સહેવું પડયું હોય એમ લાગતું નથી. રૂમમાં પાઉલની તપાસ થઇ અને તેને છોડી મૂકવામાં આવ્યો, તે પછી તેણે સ્પેન દેશ તરફ મુસાફરી કર્યા બાદ તેને ફરીથી પકડવામાં આવ્યો તે વખતે રૂમમાં તેનો વધ કરવામાં આવ્યો હતો. કેટલાક કહે છે કે આ બનાવ ઇ. સ. ૬૪ માં નીરોએ શરૂ કરેલી ખ્રીસ્તીઓની સતાવણીને અંગે બન્યો હતો, પણ એ વિષે કેટલોક મતભેદ છે.

પાઉલે પોતાની કારકીર્દી દરમિયાન જે કાર્ય કર્યું હતું તે અસાધારણ અને અદ્‌ભુત હતું. છેલ્લાં બે હજાર વર્ષના ઇતિહાસ પરથી તેની સાબિતી મળે છે. પાઉલે ખ્રીસ્તી ધર્મને યહુદી ધર્મમાંથી જુદો પાડયો હતો, એટલુંજ નહિ પણ એ ધર્મને એક સ્વતંત્ર પાયા પર મૂકી તેનું શુદ્ધ સ્વરૂપ જગતની આગળ રજુ કર્યું હતું. માત્ર વિચારના પ્રદેશમાંજ તેણે જગતની જે સેવા કરી છે તેનો આંક કાઢીએ તો તે પરથી નક્કી થાય છે કે તેનું સ્થાન જગતના મહાન તત્ત્વજ્ઞાનીઓ સાથે છે. અહીં એ વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે કે તેણે ઘણુંજ ઓછું લખ્યું છે અને જે કંઇ લખ્યું છે તે માત્ર છુટાછવાયા વિચારરૂપે, કે અમુક—અને તે પણ કેટલીક વાર છેક ક્ષુદ્ર—પ્રસંગો કે સંજોગોમાં અપાએલા બોધરૂપે છે. એના જે લેખ હાથમાં આવ્યા છે તે માત્ર તેના પત્રોજ છે. એમ છતાં જ્યારે તેમાં તેની અદ્‌ભુત ચિંતનશક્તિ, પોતાના પક્ષનું નિરૂપણ અને સમર્થન કરવાની શક્તિ વગેરે જોઇએ છીએ ત્યારે આપણને સ્વાભાવિક રીતે એમ લાગે છે કે જો તેણે પોતાનો બધો કાળ તત્ત્વવિચારમાં ગાળ્યો હોત તો તે પ્લેટો કે સોક્રેટીસ જેવો તત્ત્વજ્ઞાની થયો હોત. પણ આટલુંજ બસ નથી. તેનું બુદ્ધિબળ જેમ અસાધારણ છે તેમજ તેની ભક્તિ પણ તેવીજ છે. ખરી વાત તો એ છે કે તેનું જ્ઞાન તેની ભક્તિમાંથીજ ઉદ્‌ભવેલું છે, તેથી પાઉલની ગણત્રી દુનિયાના મોટામાં મોટા ભક્તજ્ઞાનીઓ (mystics) માં કરવી જોઇએ છે. પણ આ ઉપરાંત હજુ આ મહાન સાધુમાં એક બાબત જોવામાં આવે છે, તેથી તે પૃથ્વીના ઘણા મહાન ધર્માચાર્યો અને ભક્તજ્ઞાનીઓથી અધિક ઉચ્ચ પદને યોગ્ય બને છે. આ બાબત ધર્મપ્રચારકાર્યમાં તેનો અદ્‌ભુત ઉત્સાહ છે. પૃથ્વીના ધર્મપ્રચારકો—મિશનરીઓ—માં પાઉલના જેવા થોડાજ જોવામાં આવ્યા છે એમાં કંઇ શક નથી. તેના આત્મામાં એક એવી દિવ્ય શક્તિ રહેલી હતી કે જેથી તે વર્ષો સુધી અનેક દુ:ખ, ત્રાસ, કષ્ટ, સતાવણી, રીબામણ વગેરે વેઠી આ પ્રચારકાર્યમાં લાગુ રહ્યો હતો, અને આખરે ખ્રીસ્તી ધર્મને યહુદી સિવાયના બીજા લોકોમાં હમેશને માટે સ્થાન અપાવવા શક્તિમાન થયો હતો. ખ્રીસ્તી ધર્મને ખરી ગતિ તેણેજ આપી છે, અને કોઇ કોઇ તો તેના આ કાર્યનું મહત્ત્વ એટલું બધું ગણે છે કે તેઓ તેને ઇસુ ખ્રીસ્તનો સૌથી મહાન સેવક માને છે.

પાઉલની કેટલીક વિશિષ્ટતા.

કેટલાક ટીકાકારો એવું કહે છે કે પાઉલે ખ્રીસ્તી ધર્મને તેના મૂળ, સાદા અને સરળ સ્વરૂપને તેમાં કેટલાંક બાહ્ય તત્ત્વ ઉમેરી વિકૃત કર્યો છે. આ લોકોની માન્યતા ભૂલભરેલી છે, છતાં તેમાં એટલો સત્યાંશ છે કે ખ્રીસ્તી ધર્મનું જે સ્વરૂપ ઇસુના ઉપદેશમાં તથા પહેલા પ્રેરિતોના અનુભવ તેમજ ઉપદેશમાં જોવામાં આવે છે તે કરતાં જે સ્વરૂપનું પાઉલે પ્રતિપાદન કર્યું છે તે અમુક અંશે જુદું પડે છે. પણ તેનું કારણ એટલુંજ

પાઉલ પર એક આક્ષેપ.

છે કે પાઉલ ઇસુ ખ્રીસ્તનું જીવન, મૃત્યુ, અને ઉત્થાન એ ત્રણેને એકજ બાબત ગણી તેનું પરમ રહસ્ય સમજવા અને સમજાવવા પ્રયત્ન કરે છે. એક રીતે જોતાં ઇસુના શિષ્યો—પીતર વગેરે—તેના મનુષ્યજીવનની નિકટમાં એટલા બધા પ્રમાણમાં રહ્યા હતા કે તેઓ તેનું દૈવી જીવન પૂર્ણાંશે સમજી શક્યા ન હતા. આ પાછલું કાર્ય યોગ્ય રીતે થાય એ માટે કોઇ એવા શિષ્યની જરૂર હતી કે જે ઇસુ ખ્રીસ્તને તેના ઉત્થાન પછીનાજ સ્વરૂપમાં જાણે, અને એ કાર્ય પાઉલને ઇશ્વર તરફથી બક્ષવામાં આવ્યું હતું. પાઉલ પોતાને પ્રેરિત કહે છે તેનું કારણ પણ આ છે. આ રીતે પાઉલને ઇસુ ખ્રીસ્તનું સ્વરૂપ વિશેષ પ્રમાણમાં સમજાયું હતું, અને તે એ સ્વરૂપ વિષેના જ્ઞાનમાં વધારે ઉંડો ઉતર્યો હતો, તેથીજ તે બીજા શિષ્યોથી જુદો પડે છે. ઇસુનો પોતાનો ઉપદેશ અને પાઉલે પ્રતિપાદન કરેલું ખ્રીસ્તી ધર્મનું સ્વરૂપ એ બન્ને વચ્ચે જે ભેદ જોવામાં આવે છે તે માત્ર દેખીતોજ છે, કારણકે ઇસુનો ઉપદેશ હમેશાં મૃત્યુદ્વારા તેનો પોતાનો ભોગ અને ઉત્થાનદ્વારા તેનો મૃત્યુ પર વિજય સૂચવતો હતો. આ વાત તેના પોતાના શિષ્યો બરાબર સમજ્યા ન હતા તો પછી આધુનિક ટીકાકારો તે ભૂલી જાય એમાં કાંઇ નવાઇ નથી. પણ પાઉલ પોતાના પુનરૂત્થાન પામેલા ઇસુ ખ્રીસ્તના દર્શનથી આ રહસ્ય બરાબર સમજ્યો હતો, અને એ રહસ્યજ તેણે જગતની આગળ મૂક્યું છે. બીજા શિષ્યો અને પાઉલ વચ્ચેનો ભેદ એ છે કે એ લોકો શિષ્યો તરીકેજ હતા અને ઇસુને પોતાના પરમગુરૂ તરીકે ઓળખતા હતા, ત્યારે પાઉલ તો ઇસુ ખ્રીસ્તનો ભક્ત હતો અને તેને પોતાના પ્રભુ અને ત્રાતા તરીકે માનતો હતો. બીજા શિષ્યોએ ઇસુ ખ્રીસ્તને પ્રથમ 'ઇસુ' તરીકે અને પછી ધીમે ધીમે —અને તે પણ ઘણી શંકાઓ અને મુશ્કેલી પછી—'ખ્રીસ્ત' તરીકે માન્યો હતો. પરંતુ પાઉલે તો તેને પ્રથમથીજ 'ખ્રીસ્ત' તરીકે ઓળખ્યો હતો. આ વાતના સંબંધમાં ઇસુના પોતાના અંગત શિષ્યોમાં કદાચિત્ યોહાનને એક અપવાદરૂપ ગણી શકાય છે, પણ હજી સુધી તેણે પોતાનો સ્વતંત્ર સેવામાર્ગ લીધો ન હતો.

પીતરનું ધર્મ-પ્રચારકાર્ય.

પ્રેરિતોમાં બીજા કોઇએ ધર્મપ્રચારકાર્યમાં સારી પ્રવૃત્તિ કરી હોય તો તે પીતર હતો. સ્તેફનના પ્રાણાર્પણ પછી તે બહાર નીકળી ગયો હતો અને તેણે યહુદીઓમાં જુદે જુદે સ્થળે ખ્રીસ્તી ધર્મનો પ્રસાર કર્યો હતો. અન્યધર્મીઓમાં પણ કોઇ કોઇ તેના દ્વારા ઇસુના શિષ્યો થયા હતા. તેઓમાં કાઇસારીઆનો કરનેલ્યસ નામે એક સુબેદાર પ્રથમ હતો. પાઉલ અને બીજા પ્રેરિતો વચ્ચે યરૂશાલેમમાં સમાધાન થયું, અને પાઉલે અન્યધર્મીઓમાં અને બીજા પ્રેરિતોએ યહુદીઓમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવાનું કામ માથે લીધું, ત્યાર પછી પણ પીતરને આપણે અંત્યોખ ગએલો જોઇએ છીએ. એ બતાવે છે કે તેણે પોતાનું ધર્મપ્રચારકાર્ય ચાલુજ રાખ્યું હતું, અને આ વખતે તેનું કાર્યક્ષેત્ર માત્ર યહુદીઓથી મર્યાદિત હોય એમ માનવાને પણ કાંઇ

ખાસ કારણ નથી. એ ખરૂં છે કે "પ્રેરિતોનાં કૃત્યો" ના પુસ્તકમાં આપણને પીતરની પ્રવૃત્તિ વિષે બહુ કહેવામાં આવ્યું નથી. તેનું કારણ એ છે કે તેનો લેખક લુક મૂળે અન્યધર્મી હતો અને તે પુસ્તક મોટે ભાગે અન્યધર્મીઓમાંથી થએલા શિષ્યો માટે લખાએલું હતું, તેથી તેમાં મુખ્યત્વે કરીને પાઉલનાં કાર્યોનોજ હેવાલ આપવામાં આવ્યો છે. તો પણ એટલું તો કહી શકાય છે કે પીતર એવી પ્રવૃત્તિનો માણસ હતો કે તે ધર્મપ્રચારકાર્યની પ્રવૃત્તિમાં જોડાયા વગર એક પળ વાર પણ રહી શકે નહિ, આ વાતને દંતકથા પણ ટેકો આપે છે. એમ કહેવાય છે કે પીતરે પણ રૂમ નગરમાં ધર્માર્થે પ્રાણાર્પણ કર્યું હતું. આ વાતના સંબંધમાં આજે કેટલોક મતભેદ છે, તો પણ તેથી એટલું તો સિદ્ધ થાય છે કે પીતરે પોતાનું ધર્મપ્રચારકાર્ય પોતાના જીવન પર્યંત ચાલુ રાખ્યું હતું, અને તે માટે તે દૂરના દેશ સુધી અને કદાચિત્ રૂમમાં પણ ગયો હતો.

આ પ્રમાણે યહુદીઓમાં અને અન્યધર્મીઓમાં ખ્રીસ્તી ધર્મનો પ્રસાર સારી રીતે થતો હતો, પણ હજી તે વધારે જોસભેર થાય એ માટે જે એક બાબતની જરૂર હતી તે રૂમી સરકાર તરફથી તરતજ શરૂ થએલી ખ્રીસ્તીઓની સતાવણીથી પૂરી પડી હતી. ખ્રીસ્તી ધર્મનો પ્રચાર શરૂ થયો ત્યાર પછી કેટલાક વખત સુધી તે જગતની દૃષ્ટિએ યહુદી ધર્મના એક પંથ જેવો ગણાતો હતો, તેથી ખ્રીસ્તીઓને જે કંઇ ખમવું પડયું હતું તે મોટે ભાગે યહુદીઓ તરફથીજ હતું. પણ જ્યારે ખ્રીસ્તી ધર્મ યહુદી ધર્મથી ધીમે ધીમે છુટો પડી પોતાના મૂળ સ્વતંત્ર રૂપમાં ફેલાવા લાગ્યો, અને ખ્રીસ્તીઓ યહુદીઓથી જુદા ગણાવા લાગ્યા, ત્યારે જગતના લોકોની દૃષ્ટિ એ ધર્મ પ્રત્યે વિશેષ પ્રમાણમાં ખેંચાઇ. વળી તેના પ્રત્યે જેમ અમુક લોકોનો ભાવ થતો ગયો તેમ અમુક લોકોનો દ્વેષ પણ વધતો ગયો. યહુદી ધર્મ એક મહાન પ્રજાનો ધર્મ હોવાથી રૂમી સામ્રાજ્ય તરફથી તેનું સંરક્ષણ થતું હતું, પણ ખ્રીસ્તી ધર્મ છેક નવો હતો તેથી તેનું જલદી સંરક્ષણ થાય તે અશક્ય હતું. તેના પર યહુદી લોકોનો દ્વેષ તો હતોજ, તેમાં વળી અન્ય લોકોનો દ્વેષ પણ ઉમેરાયો. આ અરસામાં કોઇ પણ નવો ધર્મ સ્થાપવો એ રૂમી રાજ્યના કાયદાની વિરૂદ્ધ હતું, તેથી જ્યારે રાજ્યસત્તાને ખબર થઇ કે ખ્રીસ્તી ધર્મ યહુદી ધર્મનો એક ફાંટો નથી, પણ જુદો સ્વતંત્ર ધર્મ છે, ત્યારે સંરક્ષણને બદલે તેના તરફથી તેની સતાવણી થવા લાગી.

ખ્રીસ્તીઓ ઉપર ગુજારવામાં આવેલી સતાવણીનાં કારણો.

ઇસુએ કહ્યું હતું કે જે કોઇ મારા શિષ્ય થશે તેના સંબંધીઓજ તેના દુશ્મન થશે તે પ્રમાણે, આ ધર્મ ગરીબ વર્ગોમાં ફેલાતો હતો, અને તે વર્ગનો મોટો સમુદાય ખ્રીસ્તી ધર્મની વિરૂદ્ધ થયો. તેમના આવા અણગમાનાં ઘણાં કારણો હતાં. ખ્રીસ્તીઓએ દેવદેવીઓનું પૂજન છોડી દીધું, અને બીજા વહેમો પણ છોડી દીધા. વળી તેઓ મોજશોખ કે રમતગમત વગેરેથી પણ દૂર રહેવા લાગ્યા. આ રીતે તેઓ ધાર્મિક તેમ સામા-

જીક દૃષ્ટિથી લોકોને અળખામણા થઇ પડયા. પણ તેમની જે પહેલી સતાવણી થઇ તે આ લોકો તરફથી કે આ કારણોથી થઇ ન હતી, પણ રૂમી સમ્રાટના સ્વાર્થને લીધે ઉત્પન્ન થઇ હતી. બીજી સતાવણીઓ પણ રાજકીય કારણોને લીધે થઇ હતી, કારણકે જે કાયદાઓ પ્રમાણે ખ્રીસ્તીઓને હેરાન કરવામાં આવ્યા હતા તે કાયદા રૂમી સામ્રાજ્યમાં લાંબા કાળથી ચાલુ હતા, પણ તેનો ઉપયોગ મોટે ભાગે માત્ર ખ્રીસ્તીઓ સામેજ કરવામાં આવ્યો હતો.

પહેલી સતાવણી.

ખ્રીસ્તીઓ ઉપર ગુજારેલી પહેલી સતાવણી રૂમના સમ્રાટ નીરોના વખતમાં ઇ. સ. ૬૪ માં થઇ હતી. આ સતાવણીનો હેવાલ ટાસિટસ નામનો એક મહાન રોમન ઇતિહાસકાર આપે છે. એ લેખક ખ્રીસ્તીઓને એક સ્વતંત્ર ધર્મના અનુયાયીઓ લેખે છે. આ સતાવણીનું કારણ નીરોની ભયાનક દુષ્ટતા સિવાય બીજું કશું ન હતું. આ બાદશાહ અતિ ક્ષુદ્ર, નીચ, પામર અને અધમ હતો. એવો એક પણ દુર્ગુણ બાકી નહિ હોય કે જે તેનામાં ન હોય. તેની આખી કારકીર્દી તેનાં અઘોર કાળાં કૃત્યોથી ભરપુર હતી. તેને એક વખત એવો વિચાર આવ્યો કે રૂમ જેવું મોટું શહેર કેમ બળે છે તે જોવું, અને તેને ફરીથી વસાવી નામના કરવી. આ દુષ્ટ ઇચ્છા પાર પાડવા તેણે પોતાના નોકરો મારફતે રૂમ શહેરમાં સ્થળે સ્થળે આગ લગાડી. આ શહેરનો મોટો ભાગ લાકડાંનો બનાવેલો હતો, અને વળી એ વખતે પવન ઘણો હોવાથી એ આગ ચોમેર અતિ ઘણા જોરથી ફેલાઇ ગઇ અને લાખો લોકો ઘરબાર વગરના થઇ ગયા. જ્યારે શહેર આ પ્રમાણે બળતું હતું અને અસંખ્ય લોકો પોતાના જાનમાલનું બને તેટલું રક્ષણ કરવાને પ્રયત્ન કરતા હતા અને આમતેમ નાસભાગ કરતા હતા, ત્યારે પાપી નીરો રૂમથી દૂર આવેલા પોતાના એક મહેલના છેડા ઉપરના ભાગમાં આ બધું જોતો જોતો પોતાના સાથીઓ સાથે મોજમઝા કરતો હતો. આ બધી વાતની લોકોને ખબર પડી ગઇ, અને તેમણે એ પણ જાણ્યું કે આ અતિ ઘોર કૃત્યનો કરનાર નીરોજ છે આથી તેઓ તેના પર બહુ ક્રોધે ભરાયા, અને તેઓએ તેની સામે કાંઇ પણ સખત પગલાં લીધાં હોત, પણ નીરોએ પોતાની સ્થિતિ જોખમમાં આવેલી જોઇ લોકોનો ક્રોધ બીજી દિશામાં વાળ્યો, અને તેણે પોતાના બચાવમાં ખ્રીસ્તી લોકોને આગળ કર્યા. આ ગરીબ લોકો છુપી અને છાની રીતે પોતાની પ્રાર્થના, ઉપાસના વગેરે કરતા હતા, તેથી લોકો તેમના તરફ વહેમની નજરે જોતા હતા. એક તો તેઓ પોતાના ધાર્મિક જીવનને લીધે અળખામણા હતાજ, તેમાં વળી તેઓ અનીતિ કરે છે અને મનુષ્યજાતના દુશ્મન છે એવાં ખોટાં આળ તેમના ઉપર તેમના દુશ્મનોએ ચઢાવ્યાં હતાં. નીરોએ આ વાતનો લાભ લઇ એવું જાહેર કરાવ્યું કે રૂમ નગરને બાળવામાં આ લોકોનોજ હાથ હતો, અને તે માટે તેમને સખ્ત સજા કરવામાં આવશે. ક્રોધાંધ લોકોએ આ વાત તરત ખરી માની

લીધી અને તેઓ ખ્રીસ્તીઓ ઉપર વેર લેવા આતુર બન્યા. નીરોએ તેમને પુરેપુરી ક્રુરતાથી સજા કરવાનો નિશ્ચય કર્યો. તેણે હાથ લાગ્યા તેટલા ખ્રીસ્તીઓને પકડયા, અને તેમાંના કેટલાકને જુદાં જુદાં પ્રાણીઓનાં ચામડાં પહેરાવી તેમના પર શિકારી કુતરાં, બીજાં હિંસક પ્રાણી વગેરે છોડયાં, અને તેઓએ તેમના પ્રાણ લીધા. બીજા કેટલાકને પોતાની વાડીઓમાં વધસ્તંભો પર બાંધી કે ખીલે જડી જીવતા સળગાવ્યા. નીરોનાં આ બધાં કામ એવાં તો ક્રુર હતાં કે લોકોનાં દિલ પીગળી ગયાં, અને તેમને પણ ખ્રીસ્તીઓ ઉપર દયા આવી. ખ્રીસ્તીઓની આ પહેલી મોટી કસોટી હતી, અને તેમાં તેઓ ઘણી સારી રીતે પાર ઉતર્યા. આ સતાવણીમાં તેમનામાંનાં ઘણાં માણસો માર્યાં ગયાં, પણ તેથી ખ્રીસ્તી ધર્મને કંઇ બહુ ધક્કો લાગ્યો નહિ. ઉલટું એ ધર્મ પ્રત્યે લોકોના દિલમાં અમુક અંશે સહાનુભૂતિ ઉત્પન્ન થઇ, અને તેના પ્રચાર માટે ભૂમિ તૈયાર થઇ. આ સતાવણીનું એક બીજું પરિણામ એ થયું કે નીરોના સંબંધમાં ખ્રીસ્તીઓ એવું માનવા લાગ્યા કે એ ખ્રીસ્તનો પરમ શત્રુ અને શેતાનનો અવતાર છે, અને ભવિષ્યવચન પ્રમાણે ખ્રીસ્તના બીજા આગમન પહેલાં તે આવવો જોઇએ.

આ સતાવણી પછી તરતજ એક એવો બનાવ બન્યો કે જેનું પરિણામ ખ્રીસ્તી ધર્મને માટે ઘણું લાભકારક થયું. આ બનાવ તે યરૂશાલેમનો નાશ હતો. સુમારે ઇ. સ. ૬૪ માં યહુદીઓનું ધર્મઝનુન સળગી ઉઠયું હતું, અને તેમણે રૂમી સામ્રાજ્ય સામે બળવો ઉઠાવ્યો હતો. તેમનું આ ઝનુન ક્યારનુંયે જાગૃત થયું હતું પણ તે પહેલવહેલું ખ્રીસ્તીઓ ઉપર ઉતર્યું હતું. તેમણે ઇ. સ. ૬૨ માં યાકુબનો વધ કર્યો હતો. રૂમી સત્તા સામે ઉઠાવેલા બળવાનું પરિણામ એ થયું કે યરૂશાલેમ તીતસ નામના રૂમી સરદારના હાથમાં ગયું, અને તેના કોઇએક સીપાઇએ મંદિરને આગ લગાડવાથી યહુદીઓનું આ મુખ્ય મંદિર તદન બળી ગયું. આ બનાવ પછી યહુદીઓને યરૂશાલેમમાં તેમના દેવનું યથાવિધિ પૂજન કરવા દેવામાં આવતું હતું કે નહિ એ એક પ્રશ્ન છે, પણ ઇ. સ. ૧૩૫ માં યહુદીઓએ ફરી બળવો કર્યો, અને રૂમી લોકોએ ફરીથી યરૂશાલેમનો કબજો લીધો, ત્યારથી આ શહેરમાં યહુદીઓને કોઇ પણ પ્રકારનું પૂજન કરવા દેવામાં આવતું ન હતું. આનું એક મોટું પરિણામ એ થયું કે યહુદી જાતિ અને ધર્મનું બળ નબળું પડયું, અને યહુદી લોકોના મનમાં તેમના પોતાના ધર્મ પ્રત્યેનો વિશ્વાસ કેટલેક અંશે મોળો પડી ગયો, અને ખ્રીસ્તી ધર્મ ઉપર તેમની આસ્થા વિશેષ પ્રમાણમાં બેસવા લાગી. યહુદી ખ્રીસ્તીઓને આથી એક અતિ કીમતી પાઠ શીખવાનો મળ્યો હતો, એટલે કે પાઉલે બતાવેલું ખ્રીસ્તી ધર્મનું સ્વરૂપ તેમને અધિકાંશે ખરૂં લાગવા માંડ્યું. આ રીતે યરૂશાલેમનો નાશ અને મંદિરનું બળી જવું એ યહુદીઓમાંના ઘણા લોકો માટે ઇશ્વરના એક મહાન દંડરૂપ હતું, અને તેથી ખ્રીસ્તી ધર્મ હમેશને માટે યહુદી ધર્મથી સ્વતંત્ર થયો.

યરૂશાલેમનો નાશ અને તેનું પરિણામ.

આ સ્થળે પાઉલ, પીતર અને યાકુબ સિવાયના બીજા પ્રેરિતોની પ્રવૃત્તિ વિષે થોડું જાણવાની જરૂર છે. યરૂશાલેમમાં યાકુબના મૃત્યુ પછી થોડા કાળ પછી યોહાન એશિયા માઇનરમાં ગયો, અને ત્યાં એફેસસમાં તેણે નિવાસ કર્યો. તેણે પોતાની પાછલી જીંદગીનો ઘણોખરો વખત અહીંજ ગાળ્યો હતો. લગભગ પહેલા સૈકાની આખરમાં તે મરણ પામ્યો. તેનું મુખ્ય કાર્ય એફેસસની મંડળી તેમજ આજુબાજુના લોકોમાં હતું. તે મોટે ભાગે નિવૃત્તિપરાયણ હતો, અને તેનો ઘણો કાળ ચિંતન, ધ્યાનાદિમાં ગયો હોય એમ લાગે છે. "પ્રકટીકરણ" નામનું પુસ્તક તેનું લખેલું કહેવાય છે, અને તે તેણે નીરોની સતાવણી પછી તુરત લખ્યું હોય એમ માનવામાં આવે છે. તેના બીજા લેખ તેના ત્રણ પત્રો અને તેની સુવાર્તા છે. આ પત્રો અને સુવાર્તામાં તેનો અદ્ભુત આધ્યાત્મિક અનુભવ જોવામાં આવે છે, અને ખ્રીસ્તી શાસ્ત્રમાં એનું સ્થાન અતિ ઉચ્ચ છે. તેમાં તેણે ખ્રીસ્તી ધર્મનું રહસ્ય એવી સાદી, સરળ અને સુંદર રીતે બતાવ્યું છે કે કેટલીક રીતે તે આ ધર્મના પ્રતિપાદક તરીકે પાઉલ કરતાં પણ ચઢી જાય છે. યોહાન ઇસુનો "પ્રિય શિષ્ય" હતો, તેથી તે તેને તેના બીજા શિષ્યો કરતાં તેની હેયાતીમાંજ વધારે સારી રીતે સમજી શક્યો હતો, પણ એ ઉપરાંત તેનો ખ્રીસ્ત વિષેનો પાછળનો અનુભવ ઘણો ગહન હતો, તે તેની સુવાર્તા તેમજ તેના પત્રોમાં જોવામાં આવે છે. ધારો કે "યોહાનની સુવાર્તા" તેની પોતાની લખેલી ન હોય તો પણ એટલું તો નિર્વિવાદ છે કે એ પુસ્તક તેના શિષ્યમંડળમાંથી કોઇએ લખ્યું છે, અને તેમાં યોહાનની આત્મિક છાપ સ્પષ્ટ અને ઉંડી પડેલી દેખાય છે. તેમાં ઇસુ વિષેના પાઉલના તેમજ બીજી સુવાર્તાઓમાં આપેલા શિક્ષણનો સહેજે સમન્વય થયો હોય એમ લાગે છે. આ કારણથી નવા કરારના પુસ્તકમાં આ સુવાર્તા એક સર્વોચ્ચ શિખરરૂપ આવી રહેલી છે. એમાં બતાવેલું ખ્રીસ્ત-જીવનનું રહસ્ય એવું ગંભીર અને ઉચ્ચ છે કે કેટલાક ચિંતકો એમ માને છે કે ખ્રીસ્તી ઇતિહાસના બે યુગ-પહેલો પીતરનો અને બીજો પાઉલનો-પુરા થયા છે, અને હવે યોહાનનો યુગ શરૂ થાય છે. એમનો કહેવાનો ભાવાર્થ એવો છે કે, પ્રથમ યુરોપમાં સર્વત્ર પીતરના અનુભવનું પ્રાધાન્ય પ્રચલિત હતું. તે પછી પાઉલના અનુભવને પ્રાધાન્ય મળેલું છે, અને હવે યોહાનના અનુભવનું પ્રાધાન્ય થવાનું છે. આ પૂર્ણ સત્ય ન હોય તો પણ અમુક અંશે તો છેજ. વળી આ સુવાર્તાના પ્રસિદ્ધ ટીકાકાર વેસ્ટકોટ જેવા કોઇ કોઇ ખ્રીસ્તી ચિંતકોનું માનવું એવું પણ છે કે આ સુવાર્તામાં જે આધ્યાત્મિક અનુભવ પ્રગટ કરવામાં આવ્યો છે તેનો ખરો અને પૂર્ણ અર્થ હિન્દુઓ જેવા આધ્યાત્મિક વૃત્તિવાળા લોકજ કરી શકશે. આ વાત સત્ય હોય કે ન હોય, તો પણ એટલું તો નિઃશંક કહી શકાય છે કે નવા કરારના બીજા કોઇ પણ પુસ્તક કરતાં આ પુસ્તકે હિન્દુઓનાં દિલ વિશેષ પ્રમાણમાં આકર્ષ્યાં છે. વળી આ જેમ હિન્દુઓના સંબંધમાં ખરૂં છે તેમજ પૃથ્વી ઉપરના સર્વે જાતિના લોકોમાંના

પ્રેરિત યોહાન.

આધ્યાત્મિક વૃત્તિવાળા માણસો માટે ખરૂં છે. ભક્તો અને ભક્તજ્ઞાનીઓ (mystics) માટે આ પુસ્તક એક મહાન ભંડાર છે, અને તેમાંથી તેઓ જેટલું આત્મિક જીવન પામે છે તેટલું બીજા કોઇ પણ પુસ્તકમાંથી ભાગ્યેજ પામતા હશે આવો અપૂર્વ ગ્રંથ ઇસુનો "પ્રિય શિષ્ય"જ લખી શકે, અથવા એ તેનાજ અનુભવ પરથી લખાયો છે. વળી એ ગ્રંથદ્વારા તેણે જગત ઉપર મહાન ઉપકાર કર્યો છે, અને ખ્રીસ્તી ધર્મના પવિત્ર શાસ્ત્રમાં એ અગત્યનો હિસ્સો છે.

યોહાન સિવાય બીજા પ્રેરિતોમાં થોમા વિષે એવું કહેવાય છે કે તે ધર્મ-પ્રચારકાર્ય માટે ઇરાન ગયો હતો, અને કેટલાક તો એવું પણ કહે છે કે તે હિન્દુસ્તાનમાં આવ્યો હતો. આ પાછલી વાતનું કાંઇ ઐતિહાસિક પ્રમાણ નથી. પ્રેરિત ફિલિપે પોતાનું પાછલું જીવન ફ્રુગીઆમાં આવેલા હીરેપોલીસમાં ગાળ્યું હતું એમ કહેવાય છે. આ સિવાય બીજા પ્રેરિતો વિષે બહુજ થોડું જાણવામાં આવ્યું છે. આ જેમ પ્રેરિતો વિષે ખરૂં છે તેમ સમકાલિન ઇતિહાસ માટે પણ છે, કારણકે ઇ. સ ૭૦થી ૧૧૦ સુધીનો હેવાલ બહુજ થોડા પ્રમાણમાં જાણવામાં આવેલો છે તોપણ એટલું તો ખાતરીપૂર્વક કહી શકાય છે કે આ અરસામાંજ ખ્રીસ્તી મંડળીમાં મોટા ફેરફાર થયા હતા અને ચારે સુવાર્તાઓ લખાઇ હતી. નવા કરારનાં બીજાં કેટલાંક પુસ્તકો—ખાસ કરીને પત્રો—પણ એ અરસામાં લખાયાં હતાં. સુવાર્તાઓ લખાઇ ત્યાર પહેલાં ઇસુનાં ઉપદેશવચનોનો એક સંગ્રહ મોજુદ હતો, તેના આધારે પ્રથમ માર્કની સુવાર્તા રચાઇ. ત્યાર પછી આ બે પુસ્તકના આધારે માત્થી અને લુકની સુવાર્તાઓ રચાઇ હતી, અને યોહાનની સુવાર્તા તે પછી લખાઇ હતી એ વાત આજે સર્વમાન્ય છે. વળી એવું પણ મનાય છે કે માર્કની સુવાર્તા રૂમમાં, માત્થીની પાલેસ્ટાઇનમાં, લુકની અંત્યોખમાં અને યોહાનની એફેસસમાં લખાઇ હતી. પહેલા સૈકાની આખરમાં આ ચાર સ્થળે ખ્રીસ્તી મંડળીઓ અગત્યનું સ્થાન ધરાવતી હતી, અને તેમાં જે જુદા જુદા ભાવનું પ્રાધાન્ય હતું તે આ સુવાર્તાઓમાં પ્રગટ થાય છે. આ ચાર સિવાય બીજી કેટલીક સુવાર્તાઓ પાછળથી લખાઇ હતી, પણ તેમાંની કોઇ શાસ્ત્રરૂપ મનાઇ નથી. ખ્રીસ્તી ધર્મનાં પાયારૂપ ઐતિહાસિક તત્ત્વ આ ચાર સુવાર્તાઓજ પુરૂં પાડે છે, તેથી તેમનું મૂલ્ય જેટલું અંકાય તેટલું ઓછું છે.

પ્રેરિત થોમા અને ફિલિપ.

સુવાર્તાઓ ક્યારે અને ક્યાં લખાઇ?

પહેલા સૈકાના આખર ભાગમાં ખ્રીસ્તીઓ ઉપર એક બીજી સતાવણી ગુજારવામાં આવી હતી, અને તે ડોમિશિઅન નામના રૂમી બાદશાહે શરૂ કરી હતી અમુક યુદ્ધોમાં આ સમ્રાટની હાર થવાથી તેનું મન વહેમાયું, અને તેનું કારણ તેણે ખ્રીસ્તી લોકોની નાસ્તિકતા—આ લોકોને જગતના લોક તેમનાં દેવદેવીઓ તેઓ નહિ માનતાં હોવાથી નાસ્તિક ગણતા હતા—માન્યું, તેથી તેણે તેમની સતાવણી

કરવા માંડી. આ સતાવણીમાં કેટલાક ખ્રીસ્તીઓ માર્યા ગયા, કેટલાકને દેશપાર કરવામાં આવ્યા અને કેટલાકની માલમિલ્કત જપ્ત થઇ. આ સતાવણીમાં પ્રાણાર્પણ કરનાર ખ્રીસ્તીઓમાં ક્લેમેન્ટ નામનો ડોમીશીયન બાદશાહનો એક પિત્રાઇ પણ હતો. તેની સ્ત્રી ફ્લાવીઆ ડોમિટિલ્લાને દેશપાર કરવામાં આવી હતી. આ પરથી જણાય છે કે ખ્રીસ્તી ધર્મ અતિ ઉચ્ચ કુટુંબોમાં પણ પ્રવેશ કરવા પામ્યો હતો. પહેલી સતાવણીની માફક આ સતાવણીની અસર ખ્રીસ્તી ધર્મ ઉપર સારીજ થઇ હતી.

ડોમિશિયન બાદશાહની સતાવણી.

પહેલા સૈકામાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કેટલો થયો હતો તેનું અહીં દિગ્દર્શન કરવાની જરૂર છે. ઇસુના ઉત્થાન અને સ્વર્ગારોહણ પછી તરતજ યરૂશાલેમમાં એક મોટી મંડળી ઉભી થઇ હતી, અને તેમાં દિનપ્રતિદિન વૃદ્ધિ થયા કરતી હતી. આ મંડળીને અંગે થએલું કાર્ય મોટે ભાગે યહુદીઓમાં થયું હતું. પણ ખ્રીસ્તી ધર્મ સાર્વજનિક હોવાથી લગભગ પ્રથમથીજ યહુદી સિવાયના લોકોને પણ શિષ્ય કરવા પ્રત્યે પ્રેરિતોનું વલણ થયું હતું. આ પ્રશ્ન હજુ તો ઉભોજ થતો હતો, તેવામાં પાઉલને ખ્રીસ્તનું દર્શન થયું, અને તેના તરફથી તેને પ્રેરિત થવાનો અધિકાર મળ્યો. આ અધિકારની સાથેજ તેને અન્યધર્મીઓમાં ધર્મપ્રચાર કરવાનું કાર્ય સોંપવામાં આવ્યું હતું, અને એ કર્તવ્ય તેણે અદ્ભુત રીતે પુરૂં કર્યું. મુખ્યત્વે કરીને તેનાજ પ્રચારથી અન્યધર્મીઓમાંથી ઘણાએ ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો, અને તેઓની મંડળીઓ ભૂમધ્ય સમુદ્રના કાંઠા ઉપર ઠેર ઠેર ઉભી થઈ. વળી પાઉલે જે બીજી મોટી સેવા કરી હતી તે એ હતી કે ખ્રીસ્તી ધર્મ હમેશને માટે યહુદી ધર્મથી—તેમાં ક્રિયાકર્મ યજ્ઞયાગથી—અલાએદો થયો હતો, અને જગતની આગળ તે એક સ્વતંત્ર ધર્મ તરીકે પ્રગટ થયો હતો. આ રીતે યહુદીઓ અને અન્યધર્મીઓમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર થતો હતો, તેવામાં યરૂશાલેમ અને તેમાંના મંદિરનો નાશ થયો, અને ખ્રીસ્તી ધર્મ ખ્રીસ્તી યહુદીઓની નજરમાં પણ વિશેષ પ્રમાણમાં સ્વતંત્ર થયો. વિશેષમાં આ ધર્મ જેમ જગતની જુદી જુદી જાતિના લોકોમાં ફેલાતો હતો તેમ તે ગરીબ તેમજ ધનવાન લોકોમાં પણ પ્રચલિત થતો હતો. એ ખરૂં છે કે પહેલાં આ ધર્મમાં મોટે ભાગે ગરીબ લોકો ભળતા હતા, પણ કાળ જતાં ઉચ્ચ વર્ગના લોકો પણ તેનો સ્વીકાર કરવા લાગ્યા હતા. વળી આ અરસામાં જે લોકો ખ્રીસ્તી ધર્મ સ્વીકારતા હતા તેમના જીવનમાં મોટું પરિવર્તન થતું હતું એમ તે કાળના ઇતિહાસ પરથી માલમ પડે છે. ખ્રીસ્તી ધર્મની શરૂઆતના કાળમાં તેનો સ્વીકાર કરવો એ અનેક મુશ્કેલીઓ, હાડમારીઓ, દુઃખ, કષ્ટ, અને મોત સુદ્ધાંત વહોરવા સરખું હતું. આ કારણથી તેમનામાં પ્રબળ વિશ્વાસ ઉત્પન્ન થતો હતો તેજ તે ગ્રહણ કરતા અને કોઇ પણ ભોગે આગ્રહથી પાળતા. તેમના પર યહુદીઓની સતાવણી તો હતીજ, અને વળી રૂમી સામ્રાજ્ય

તરફથી પણ સતાવણી શરૂ થઇ. આ બધાને લીધે ખ્રીસ્તી થવું એ મૃત્યુના મુખમાં પ્રવેશ કરવા જેવું હતું; તો પણ ખ્રીસ્તી લોકો ડગ્યા નહિ. સ્વાભાવિક રીતે તેમની આવી શ્રદ્ધા, તેમનું આવું ધૈર્ય, તેમની ક્ષમા વગેરે જોઇને જગતના લોકોનાં દિલ પણ પીગળ્યાં, અને આ ધર્મને માટે તેમના મનમાં થોડી ઘણી લાગણી ઉત્પન્ન થઇ. આમ દિનપ્રતિદિન ભિન્નભિન્ન જાતિ તેમજ વર્ગોના લોકોમાં ખ્રીસ્તી ધર્મની વૃદ્ધિ થવા લાગી. વિશેષમાં કોઇ પણ ધર્મના પ્રચાર માટે શાસ્ત્રની પૂરી જરૂર હોય છે, તેમજ આ ધર્મના સંબંધમાં પણ હતું, તેથી તેનું શાસ્ત્ર પણ ઘણુંખરૂં આ સૈકામાં રચાયું હતું. આ રીતે આ પહેલા સૈકામાંજ, એટલે ઇસુ ખ્રીસ્તના સ્વર્ગારોહણ પછી માત્ર સિત્તેર વર્ષમાં, આ ધર્મનો પ્રચાર બહુ દૂર સુધી અને ઘણા લોકોમાં થયો હતો. વળી તેના ઉજ્વળ ભવિષ્ય માટે ઘણી આશાઓ રાખી શકાતી હતી.

# પ્રકરણ ૩ જું.

## ખ્રીસ્તી જીવન : ઉપાસના અને મંડળીની વ્યવસ્થા.

ખ્રીસ્તી મંડળોની સ્થાપના પ્રથમ યરૂશાલેમમાં થઇ ત્યારે બધા શિષ્યો એક કુટુંબની માફક એકત્ર રહેતા હતા. એ વખતે સર્વને માટે ધર્મનો ભંડાર પણ સામાન્ય હતો, અને એમાંથી સર્વના ખાનપાનનો ખરચ નીકળતો હતો, પણ આ સ્થિતિ લાંબો કાળ રહી શકે એમ ન હતું. પહેલા આવેશમાં સર્વ શિષ્યોએ એ પ્રમાણે રહેવાકરવાનું રાખ્યું હતું એ ખરૂં છે, પણ એમ કરવું એ તેમને તરતજ અશક્ય અથવા ભૂલભરેલું લાગ્યું હશે. અમુક પુરૂષો કે સ્ત્રીઓ પોતાની માલમિલ્કત છોડી દઇ સાધુ કે સાધ્વીના સંઘરૂપે એકત્ર રહે એ બનવા જોગ છે. એવી સંસ્થાઓ ખ્રીસ્તી ધર્મ પહેલાં પણ પૃથ્વી ઉપર જોવામાં આવેલી છે, છતાં પણ કુટુંબવાળા માણસોએ તેમ કરવું યોગ્ય છે કે નહિ એ એક મોટો પ્રશ્ન છે. ખ્રીસ્તી ઇતિહાસમાં ગૃહસ્થાશ્રમી માણસોએ ઘણી વખત આવા પ્રયોગો કરેલા જોવામાં આવેલા છે, પણ તેમાં બધા નિષ્ફળ થયા છે, તો પણ એટલું તો ખાતરીપૂર્વક કહી શકાય છે કે ખ્રીસ્તી ધર્મના અનુયાયીઓમાં પરસ્પર પ્રેમ અને સર્વ એક કુટુંબનાજ હોય એવો ભાવ ઘણા મોટા પ્રમાણમાં જોવામાં આવતો હતો, અને જગતના માણસો ખ્રીસ્તીઓને જોઇને એમજ કહેતા કે, "જુઓ, આ લોક પરસ્પર કેવી પ્રીતિ રાખે છે!" એકમેક પર પ્રીતિ એ તેમનું એ વખતે એક ખાસ લક્ષણ હતું.

ખ્રીસ્તીઓમાં પરસ્પર પ્રીતિ.

આ સિવાય ખ્રીસ્તીઓની એક બીજી વિશેષતા તેમની ભક્તિમાં રહેલી હતી. યરૂશાલેમના મંદિરમાં ખ્રીસ્તીઓ નિયમિત રીતે મળતા એટલુંજ નહિ, પણ તેઓ જુદા જુદા ઘરમાં દરરોજ ઇશ્વરભક્તિ માટે ભેગા થતા. આ ભક્તિની શરૂઆતમાં તેઓ પ્રીતિભોજન લેતા, અને એ ભોજનને અંતે પ્રભુભોજન પણ લેતા. આ કાળમાં તેઓ પ્રભુભોજન આ રીતેજ લેતા હતા. ત્યાર બાદ તેઓ ભજન ગાતા, પ્રાર્થના કરતા અને તેમાંના કોઇ કોઇ ઉપદેશ પણ આપતા. યરૂશાલેમની મંડળી સિવાયની બીજી મંડળીઓને માટે મંદિરમાં જવાનું નહિ હોવાથી તેમના સભ્યો આવી ખાનગી સભાઓમાં વધારે સમય ગાળતા. આ સભાઓમાં ઘણી વાર તે કાળે ખ્રીસ્તી ઉપાસનાનું કોઇ પણ સ્વરૂપ નિશ્ચિત નહિ થવાથી અવ્યવસ્થા જોવામાં આવતી હતી એમ પાઉલના પત્રો પરથી જણાય છે. તોપણ એટલું તો નક્કી છે કે ખ્રીસ્તી મંડળીઓની સભાઓના કાર્યમાં બીજી રીતે ક્યાસ હતી છતાં ભક્તિભાવની ખામી ન હતી. જેઓએ ઇસુ ખ્રીસ્તનું શરણુ લીધું હતું તેમને

ખ્રીસ્તીઓનો ભક્તિભાવ.

પોતાનાં પાપની ક્ષમા મળી છે એવી ખાતરી થએલી હોવાથી તેમના હૃદયમાંથી ઉપકારસ્તુતિનો ઝરો નિરંતર વહ્યાં કરતો હતો. વળી ઇશ્વર સાથે પોતાનું સમાધાન થયું છે, અને તેના તરફથી પવિત્ર આત્માનું દાન પણ મળ્યું છે, એ વાતથી તેમના મનમાં ઘણોજ આનંદ થતો હતો. આ સિવાય તેઓ પોતા માટે, પોતાનાં સગાં-સંબંધીઓ અને સ્નેહીઓ માટે, અને જગત તેમજ પોતાના દુશ્મનો માટે પણ પ્રાર્થના કર્યા કરતા હતા. આ બધાં તેમની ભક્તિનાં ખાસ લક્ષણો હતાં.

ખ્રીસ્તીઓમાં આ ભક્તિ અને પ્રીતિ ઉપરાંત એક એવી બાબત હતી કે જેને લીધે તેઓ અન્ય લોકોથી બહુ જુદા પડતા હતા. આ બાબત તેમની નીતિ હતી. કોઇ પણ માણસ ઇસુ ખ્રીસ્તનો અનુયાયી થતો કે તેના જીવનમાં ઘણો ફેરફાર થઇ જતો હતો. યહુદીઓ જ્યારે આ ધર્મ સ્વીકારતા ત્યારે તેમનામાં ક્ષમાભાવ આવતો, અને તેમના એ નવા ગુણથી તેઓ પોતાના અન્ય જાતિબંધુ-ઓથી તરતજ જુદા માલમ પડી જતા હતા. વળી તેમનામાં લગ્નની ભાવના પણ ઉચ્ચ થતી જોવામાં આવતી હતી, અને એક વખત ખ્રીસ્તી થયા પછી તેઓ આગળની માફક સહેલાઇથી છુટાછેડા કરી શકતા ન હતા. આ ઉપરાંત તેમના સમાજ સાથેના જુદી જુદી જાતના વ્યવહારમાં પણ ઘણો ફેર પડતો હતો. ખ્રીસ્તી ધર્મ ગ્રહણ કરવાથી તેમની વૃત્તિજ બદલાઇ જતી હતી, અને સ્વાભાવિક રીતે આ પરિવર્તનની અસર તેમના સાંસારિક જીવન પર ઉંડી પડતી હતી. આ બધું યહુદી સિવાયના લોકોમાંથી થએલા અનુયાયીઓમાં વિશેષ પ્રમાણમાં જોવામાં આવતું હતું. તેનું મુખ્ય કારણ એ હતું કે યહુદીઓને મુસાના નિયમશાસ્ત્રને આધારે ચાલવાનું હોવાથી તેમ-નામાં નીતિની ભાવના બીજા લોક કરતાં મૂળથીજ વધારે ઉંચી હતી. એ વખતે અન્યધર્મી લોકોમાં વ્યભિચાર બહુ પ્રચલિત હતો, તેથી ખ્રીસ્તી થતાંની સાથેજ તેમને પોતાનું જીવન બહુ સંયમી કરવું પડતું હતું. વળી તેઓમાં લગ્નની ભાવના પણ તેટલાજ પ્રમાણમાં ઉદ્દભવતી હતી. આ બધાનું એક અતિ સુંદર પરિણામ એ આવ્યું કે યહુદીઓ કે અન્યધર્મીઓમાંથી જે કોઇ ખ્રીસ્તી થયા હતા તેમનું ગૃહ-જીવન શુદ્ધ, પ્રેમી અને સાત્વિક બન્યું. આથી સ્વાભાવિક રીતેજ ગૃહ અને સમાજમાં સ્ત્રીનું સ્થાન ઉચ્ચ મનાવા લાગ્યું. વળી ખ્રીસ્તી ધર્મની જે એક બીજી ઘણી અગત્યની અસર કુટુંબ અને સમાજમાં થઇ હતી, તે બાળકો પ્રત્યેના વાત્સલ્યભાવની વૃદ્ધિમાં જોવામાં આવતી હતી. ઇસુ ખ્રીસ્તે પોતે બાળકોને બહુ ઉંચું સ્થાન આપ્યું હતું, અને તેમને અનુકરણીય ગણ્યાં હતાં. તેનો એ ભાવ સહેજે તેના શિષ્યોમાં ઉતર્યો હતો. આ વખતે રૂમી તેમજ બીજી જાતિના લોકોમાં બાળકો પ્રત્યે કેટલીક વાર ઘણી ક્રુરતા દર્શાવવામાં આવતી હતી. પણ તેમાંનું કશું ખ્રીસ્તી લોકોમાં જોવામાં આવતું ન હતું, કારણ કે ઇસુએ કહેલું કે, "બાળકોને મારી પાસે આવવા દો, કેમકે આકાશનું રાજ્ય એવાંઓનું છે" એ વચન તેમને બહુ બોધક, અસરકારક અને લાભકારક થઈ પડયું હતું.

ખ્રીસ્તીઓમાં જેમ સ્ત્રીઓ અને બાળકો પ્રત્યે વધારે પ્રેમભાવ જોવામાં આવતો હતો, તેમજ ગુલામો પ્રત્યે પણ તેમની વર્તણુક બીજા લોકો કરતાં વધારે સારી અને માયાળુ હતી. એ વખતે ગુલામોને રાખવાનો રિવાજ એ સમાજનું એક આવશ્યક અંગ ગણાતું હતું, અને છેક સાધારણ સ્થિતિના કુટુંબમાં ઓછામાં ઓછા એકાદ બે, અને ઘણી સારી સ્થિતિનાં કુટુંબોમાં સેંકડો અને હજારો ગુલામો જોવામાં આવતા હતા! આ ગુલામો ઉપર તેમના માલેકોનો જાનમાલનો સર્વ પ્રકારનો હક હતો, અને એ હકનો બને તેટલો દુરુપયોગ કરવાને તેઓ સહેજ પણ અચકાતા ન હતા. ઘણી વાર તો આ માલેકો પોતાના ગુલામો પ્રત્યે અતિશય ઘાતકી વર્તન બતાવતા હતા, અને તેમને ક્રુર રીતે મારી પણ નાખતા હતા. આ ગુલામોને રાખવાનો રિવાજ માણસો માટે છેકજ અઘટિત હતો, અને મનુષ્યજાતિના આખા ઇતિહાસમાં એના જેવી અધમ સંસ્થા બીજી કોઇ જોવામાં આવી હશે કે નહિ એ એક પ્રશ્ન છે. એમ છતાં પણ ખ્રીસ્તી ધર્મે તેની સામે પોકાર ઉઠાવ્યો નહિ, કે તેને દૂર કરવા પ્રયત્ન પણ કર્યો નહિ. આમ કરવું યોગ્યજ હતું, કારણ કે ખ્રીસ્તી ધર્મ અમુક રાજકીય કે સામાજીક સુધારણા કરવા સ્થપાયો ન હતો, પણ મનુષ્યજાતિમાં એક એવો બંધુભાવ ઉત્પન્ન કરવા ઉભો થયો હતો કે તેની મારફતે મનુષ્ય અને સમાજનું સમગ્ર જીવન છેકજ બદલાઇ જાય. એ વાત ખરી છે કે આ ગુલામી સંસ્થાનો પ્રશ્ન ધાર્મિક અથવા મનુષ્યજીવનનાં મૂળતત્ત્વોને લગતો હતો, પણ તેને સામાજીક, રાજકીય અને આર્થિક અંગ પણ હતાં, તેથી ખ્રીસ્તી ધર્મે એ સંસ્થાનો ઉચ્છેદ કરવાનો આ વખતે પ્રયત્ન કર્યો હોત તો તે યોગ્ય રીતેજ એક રાજકીય ચળવળ કે હીલચાલ તરીકે ગણાયો હોત અને તેનું સ્વરૂપ પણ તેવુંજ બનત. વળી આમ થતાં એ ધર્મ આ વખતે સાગરમાં માત્ર એક બિંદુ સમાન હોવાને લીધે સહેલાઇથી દબાઇ ગયો હોત, અને કદાચિત તેનો નાશ પણ થયો હોત. પરંતુ આ બધા વિચારોનું સ્થાન તે કાળના ખ્રીસ્તીઓના મનમાં જરા પણ ન હતું. તેમનો હેતુ ઇશ્વરની સાથે ઐક્ય સાધવાનો અને જે દેવનું રાજ્ય ઇસુ ખ્રીસ્ત પોતે તરત ફરીથી આવી સ્થાપવાનો હતો તેને માટે તૈયારી કરવાનો હતો. વળી એમાં તેઓ એટલા બધા મશગુલ હતા કે તેમની પોતાની સાંસારિક સ્થિતિ ગમે તેવી દુઃખમય હોય તોપણ તેઓ તેની કશી પરવા કરતા નહિ, ઉલટું તેઓ તેમાં કેટલીક વાર આનંદ પામતા. ગુલામોમાંથી ઘણા લોકો ખ્રીસ્તી થયા હતા, અને તેમાંના કેટલાકને એ સ્થિતિમાં રહેવું યોગ્ય લાગતું ન હતું, એ આપણને પાઉલના પત્રો ઉપરથી માલુમ પડે છે. પરંતુ પ્રેરિતો તેમજ બીજા ખ્રીસ્તી ધર્મોપદેશકોએ તેમને એવો બોધ આપ્યો હતો કે તેમણે પોતાની પરાધીન સ્થિતિમાં પણ સંતોષી રહી પોતાના માલેકોની સેવા વધારે સારી રીતે કરવી. માલેકોમાંના જેઓ ખ્રીસ્તી થયા હતા તેમને એવો

ખ્રીસ્તી ધર્મ અને ગુલામીની સંસ્થા.

બોધ આપવામાં આવતો હતો કે તેમણે પણ પોતાના ગુલામો પ્રત્યે પ્રેમભાવથી વર્તવું, અને ખ્રીસ્તીઓનું વર્તન તે બોધને અનુસરતું જોવામાં આવતું હતું. ખ્રીસ્તી થયા પછી ગુલામો ગુલામ તરીકેજ ઓળખાતા, પણ તેમના માલેકો તેમના પ્રત્યે બહુ સારા ભાવથી –બંધુભાવથી—વર્તતા હતા, અને તેઓ સર્વે એક કુટુંબ જેવા દેખાતા.

ખ્રીસ્તીઓનો રાજ્યસત્તા સાથેનો સંબંધ કંઇક અંશે આવાજ પ્રકારનો હતો. ખ્રીસ્તી ધર્મની એવી કંઇક માન્યતા પ્રથમથીજ હતી કે સામાજિક કે રાજકીય જીવનમાં જે કંઇ સ્પષ્ટ રીતે અનીતિમય કે અધર્મ્ય ન હોય તેને માન આપવું, અને રાજ્યાધિકારને ઇશ્વરદત્ત માનવો. આ કારણથી ખ્રીસ્તીઓને રાજ્યસત્તાને આધીન રહેવાનું વારંવાર ફરમાવવામાં આવતું, વળી રાજ્યાધિકારીઓ માટે તેમની સભાઓમાં પ્રાર્થના પણ કરવામાં આવતી હતી. આગળ જતાં રાજ્યસત્તા અને ખ્રીસ્તીઓ વચ્ચે મોટો વિરોધ ઉભો થયો હતો, પરંતુ તેનું કારણ રાજકીય કે સામાજિક નહિ, પણ ધાર્મિક હતું. એ વખતે તેમને સમ્રાટની પૂજા કરવાનું કહેવામાં આવ્યું, પણ એ કામ તેમણે અધર્મ્ય ગણ્યું હતું, તેથી તેમના પર અત્યાચાર કરવામાં આવ્યા હતા. રાજ્યસત્તાના હુકમનો એ અનાદર તેમને માટે એક પ્રકારનો ખરેખરો સત્યાગ્રહ હતો. વળી તેમાં રાજકીય સ્વાતંત્ર્ય અને પ્રજાસત્તાક રાજ્યનાં બીજ રહેલાં હતાં. પણ જે વખતની વાત અહીં કરવામાં આવે છે તે વખતે ખ્રીસ્તીઓને એવું સ્વાતંત્ર્ય મેળવવાની લેશમાત્ર પરવા ન હતી. તેમને માત્ર પોતાનો ધર્મ યોગ્ય રીતે પાળવાની છુટ જોઇતી હતી, અને તેમાં જે કંઇ વિઘ્ન આડે આવતું તેને દૂર કરવા માટે તેઓ બીજાનો પ્રાણ લેવા નહિ, પણ પોતાનો પ્રાણ આપવા તત્પર રહેતા.

ખ્રીસ્તી ધર્મ અને રાજ્યસત્તા.

અત્રે જે કંઇ કહેવામાં આવ્યું છે તે ઉપરથી એમ સમજવાનું નથી કે ખ્રીસ્તી લોકો બધી રીતે પૂર્ણ હતા, અને તેમનામાં કંઇ દોષ ન હતા. તેમનામાં ઘણા દોષ હતા, અને કેટલેક ઠેકાણે તેમની અને જગતના લોકોની વચ્ચે ચારિત્રમાં બહુ ફેર નહિ હોય એમ પણ માની શકાય છે, તોપણ એટલું તો નિર્વિવાદ છે કે ખ્રીસ્તીઓમાં એક નવો ભાવ—ભક્તિ, પ્રીતિ અને નીતિનો ભાવ—ઉદ્‌ભવેલો સર્વત્ર માલમ પડતો હતો. તેનું પરિણામ તેમના જીવન તેમજ તેમની આજુબાજુના સમાજમાં ઘણું સારૂં થયા વગર રહ્યું ન હતું, તે વિષે ખ્રીસ્તી તેમજ અન્ય લેખકો સાક્ષી પુરે છે. ખ્રીસ્તી ધર્મ જગતમાં એક પ્રકારના દિવ્ય ખમીરરૂપે હતો, અને તે પોતાની અસર ધીમે ધીમે આખા જનસમાજમાં પ્રવર્તાવી રહ્યો હતો. ગરીબ, અનાથ, અપંગ વગેરેને દાન, વિધવાઓ તથા માબાપ વગરનાં બાળકોનું ભરણપોષણ અને રક્ષણ, સમાજસેવા વગેરે કેટલાંક કાર્યો, આ વખતે ખ્રીસ્તીઓમાંજ જોવામાં

ખ્રીસ્તીઓનાં કેટલાંક લક્ષણો.

આવતાં હતાં. વિશ્રામવારને દિવસે ખ્રીસ્તીઓ તરફથી ખાસ દાનાર્પણ લેવાતું હતું, તથા સર્વ ઉદ્યોગ અને કરકસર કરી નિરાધાર માણસોને સહાય કરે એ તેમને માટે ઇચ્છવાજોગ ગણાતું હતું. વળી તેમનાં નિત્ય થતાં પ્રીતિભોજનોમાં ગરીબ ખ્રીસ્તીઓને પેટપુરતું ખાવાનું મળતું હતું, અને તેનો બોજો મોટે ભાગે ધનવાન કે સાધારણ સ્થિતિના અનુયાયીઓને શીર હતો. પોતાની પાસે સાધન હોવા છતાં બીજા ભૂખ્યા રહે એ ખ્રીસ્તીઓથી સહન થતું ન હતું. પ્રેરિતો વારંવાર પોતાના પત્રોમાં ખ્રીસ્તીઓને બીજાઓ ઉપર પ્રીતિ કરવાનું અને ગરીબ માણસોને દાન આપવાનું કહે છે. લોભ એ તેઓમાં એક મોટું પાપ ગણાતું હતું, તેથી પાઉલ વારંવાર લોભને મૂર્તિપૂજા કહે છે. આ પ્રમાણે ખ્રીસ્તી લોકો ઘણી રીતે બીજા લોકોથી જુદા તરી આવતા હતા; અને જેમ ઇસુ ખ્રીસ્તને જોઇને જગતના લોકો તેને માટે સારો કે નરસો અભિપ્રાય બાંધીને તેના પર પ્રેમ કે તિરસ્કાર કરતા હતા, તેમજ તેના આ કાળના અનુયાયીઓને જોઇને પણ તેઓને અમુક પ્રમાણમાં એવુંજ કરવું પડતું હતું.

ઉપર કહેવામાં આવ્યું છે તેમ યહુદી ખ્રીસ્તીઓ યરૂશાલેમના મંદિરમાં ઉપાસના કરવા માટે જતા હતા. વળી તેઓ યરૂશાલેમની બહાર જ્યાં જ્યાં સભાસ્થાનો હતાં, ત્યાં ત્યાં જઇ યહુદીઓની ઉપાસનામાં સામીલ થતા. આ ઉપરાંત તેઓ યહુદીઓનાં પર્વ અને સાબ્બાથવાર તરીકે શનિવાર પાળતા, પણ સાથે સાથે તેઓ ઇસુ ખ્રીસ્તના ઉત્થાનના દિવસ તરીકે રવિવાર પણ પાળવા લાગ્યા, અને તે દિવસે તેઓ પોતાની જુદી ઉપાસના કરતા. જેમ જેમ યહુદીઓ ખ્રીસ્તીઓ પ્રત્યે ધીમે ધીમે વધારે દ્વેષ કરતા ગયા, તેમ તેમ ખ્રીસ્તીઓને તેમનાથી જુદા થવાની ફરજ પડી, તેથી રવિવારના દિવસની ઉપાસનાનો મહિમા વધ્યો. અન્યધર્મીઓમાંથી થએલા ખ્રીસ્તીઓની દૃષ્ટિએ યહુદી ધર્મનું મહાત્મ્ય પહેલેથીજ નહિ જેવું હતું, તેથી તેઓ સ્વાભાવિક રીતે રવિવારનો મહિમા વધારે ગણતા હતા. તેમને માટે કોઇ વાર્ષિક પર્વો ન હતાં, તોપણ જ્યાં યહુદીઓમાંથી અને અન્યધર્મીઓમાંથી થએલા ખ્રીસ્તીઓ એક મંડળીરૂપે રહેતા હતા, ત્યાં પાસ્ખા પર્વ જેવું મોટું પર્વ પાળવામાં આવતું હતું, પણ તેમાંએ ધીમે ધીમે ફેરફાર થતો ગયો. છેવટે તેને ઇસુના સ્વાર્પણના પર્વના રૂપમાં ફેરવી નાખવામાં આવ્યું.

ખ્રીસ્તીઓની ઉપાસના.

એ અરસામાં રવિવારે ભજનસેવા કરવા માટે મંદિરો કે દેવળો જેવું કશું નહોતું. ઘણી વાર એ ભજનસેવા કોઇ શિષ્યના ઘરમાં કરવામાં આવતી હતી. શિષ્યોની સંખ્યા મોટી હોવાને લીધે જ્યાં જ્યાં મોટાં સ્થળોની જરૂર પડતી, ત્યાં ત્યાં કોઇ શાળાગૃહ કે એવું બીજું સ્થાન ભાડે રાખી લેવામાં આવતું હતું. આવાં સ્થળ તરીકે કોઇ કોઇ વખતે અન્યધર્મી લોકોનાં ધાર્મિક સભાસ્થાન પણ મળી શકતાં હતાં.

ભજનસ્થાન.

આગળ કહ્યું તે પ્રમાણે રવિવારની ભજનસેવામાં સહજ ભક્તિભાવને પ્રાધાન્ય આપવામાં આવતું હતું. સેવા કરવાની કંઇ ખાસ રીત નહોતી, તોપણ અમુક અંશે યહુદીઓનાં સભાસ્થાનોમાં થતી સેવાની રીત અનુસરવામાં આવતી હતી.

ભજનપદ્ધતિ.

જુના કરારમાંથી શાસ્ત્રપાઠ વંચાતો હતો, અને તેનો અર્થ તેમજ ઉપદેશ કરવામાં આવતો હતો. આ અરસામાં ખાસ ખ્રીસ્તી ધર્મશાસ્ત્ર જેવું કંઇ હતું નહિ, તોપણ કોઇ પ્રેરિતનો પત્ર આવતો તો તે આખી સભાને વાંચી સંભળાવવામાં આવતો હતો. વળી એક મંડળી પર આવેલો પત્ર બીજાં ગામની મંડળીઓ પર પણ મોકલવામાં આવતો, અને એ રીતે એક પત્ર ઘણી મંડળીઓને પહોંચતો. સર્વને પ્રાર્થના કરવાની છુટ હતી, તેથી ઘણા લોકો પ્રાર્થના કરતા હતા. કોઇ કોઇ તો પ્રાર્થના સાથે પોતાને ઇશ્વર તરફથી પ્રેરણા થઇ છે એમ માની જે કંઇ બોલતા, તે ઘણી વાર અર્થ વગરનું લાગતું હતું. આને લીધે ભજનસેવાના કાર્યમાં કંઇક અવ્યવસ્થા થઇ હોય એમ પાઉલના પત્રો ઉપરથી માલુમ પડે છે. એ અવ્યવસ્થાને ઉદ્દેશીને તે કહે છે કે આવાં અર્થહીન લાંબાં લાંબાં પ્રવચન કરવા કરતાં ભલે થોડો પણ અર્થવાળો ઉપદેશ આપવામાં આવે એ ઘણું ઇચ્છવાજોગ છે. ભજનસેવામાં "પ્રભુની પ્રાર્થના" નો તેમજ યહુદીઓનાં પ્રાર્થનાસ્તોત્રોમાંથી ચુંટી કાઢેલાં સારાં સારાં સ્તોત્રોનો ઉપયોગ પણ થતો હતો. જુના કરારમાંના ગીતશાસ્ત્રનાં ગીતો ગવાતાં હતાં, વળી સાથે સાથે ખ્રીસ્તી ગીતો પણ રચાવા લાગ્યાં હતાં, અને તે અતિ ઉત્સાહપૂર્વક સર્વ ગાતાં હતાં. આ રીતે શાસ્ત્રવાચન, શાસ્ત્રાર્થ, ઉપદેશ, "પ્રભુની પ્રાર્થના," વ્યક્તિગત્ પ્રાર્થનાઓ, ઇશ્વરસ્તવનનાં સ્તોત્રો, ગીતશાસ્ત્રનાં ગીતો, ખ્રીસ્તી ગાયનો વગેરે સાધનોની મારફતે ભજનસેવા કરવામાં આવતી હતી, અને એ રીતે ખ્રીસ્તી ધર્મના સર્વ અનુયાયીઓના ભક્તિભાવનું પુષ્કળ પોષણ થતું હતું.

આ કાળના ખ્રીસ્તીઓમાં બાપ્તિસ્માની ક્રિયા મુખ્ય મનાતી હતી. આ ક્રિયા પાળવા કોઇ નદી, તળાવ કે કુંડમાં ડુબકી મારવાની જરૂર રહેતી હતી. થોડા

ધાર્મિક ક્રિયાઓ.

સમય પછી માથા પર જળધાર કરી બાપ્તિસ્મા આપી શકાતું હતું, તેમ આ અરસામાં થતું કે નહિ એ વિષે કાંઇ નક્કી કહી શકાતું નથી. આ જાતના બાપ્તિસ્મા વિષે ઇ. સ. ૧૨૦ માં લખાએલા "બાર પ્રેરિતોનું શિક્ષણ" એ નામના પુસ્તકમાં આપણે પહેલી વાર વાંચીએ છીએ. વળી આ પ્રકરણમાં જે કાળની વાત કરવામાં આવી છે તેમાં બાળકોને બાપ્તિસ્મા આપવામાં આવતું હતું કે નહિ એ પણ એક પ્રશ્ન છે. "પ્રભુભોજન" નામનો જે સંસ્કાર અત્યારે ખ્રીસ્તીઓ પાળે છે તે હજી સંસ્કાર કે ક્રિયાના રૂપમાં બહાર આવ્યો ન હતો, પણ પ્રીતિભોજનના એક ભાગરૂપેજ ગણાતો હતો.

આ સમયે ખ્રીસ્તી મંડળીની વ્યવસ્થા તેના પ્રાથમિક સ્વરૂપમાં હતી, અને તેમાં કંઇ ફેરફાર કરવાની વિશેષ જરૂર ત્યાં સુધી કંઈ જણાઈ પણ ન હતી. સર્વ

શિષ્યો શુદ્ધ ભાવથી મંડળીમાં દાખલ થયા હતા, તેથી સ્વાભાવિક રીતે સર્વ કાર્ય સુવ્યવસ્થિતપણે ચાલતું હતું. પ્રેરિતોનો અધિકાર સર્વોપરી હતો, અને મંડળીના સર્વ શિષ્યો તે સ્વીકારતા હતા.

મંડળીની વ્યવસ્થા.

બીજા દરજ્જાનો અધિકાર ઇસુના અંગત શિષ્યોનો હતો. આ અધિકાર તેઓ હક્કની રૂએ નહિ પણ ચારિત્ર્ય, ધાર્મિક જીવન, અનુભવ અને પોતાના આત્મભોગની રૂએ ભોગવતા હતા. તેઓ આ વખતે "વડીલ" (presbyter) કહેવાતા હતા કે નહિ એ નક્કી નથી, પરંતુ તેઓ ખરેખર "વડીલ" હતા. વળી "વડીલ" ની સંસ્થાનું ગૌરવ તેમને લીધેજ સ્વીકારાયું હશે એમ માની શકાય છે. આ વડીલોમાંનો કોઇ બીજા કરતાં વધારે માનજોગ હોય, અને સ્વાભાવિક રીતે તેનો અધિકાર વિશેષ હોય, તથા મંડળીમાં તેનું વજન વધારે પડતું હોય એ પણ માની શકાય છે. કદાચિત એવી વ્યક્તિને 'અધ્યક્ષ' (bishop) નામ આપવામાં આવ્યું હશે. તેમનું કામ સર્વ ઉપર દેખરેખ રાખવાનું હતું, અને "બિશપ" શબ્દનો અર્થ પણ એજ છે. આ ઉપરાંત આગળ કહેવામાં આવ્યું છે તેમ "સેવક" (deacon) નામનો એક અધિકારીવર્ગ ઉભો કરવામાં આવ્યો હતો. આ વર્ગ ખરેખરી રીતે સેવકવર્ગ હતો. તેનું કાર્ય ગરીબ, અનાથ વગેરેને મંડળીની તરફથી જે દાન અપાતું તે બરાબર મળે છે કે નહિ એ જોવાનું હતું. આ "સેવક" નો વર્ગ શરૂઆતમાં યરૂશાલેમમાં ઉભો કરવામાં આવ્યો હતો, અને અન્ય સ્થળે માત્ર જરૂર પડે ત્યારેજ એકાદ બે કે તેથી વધારે માણસોને "સેવકો" તરીકે ચુંટયા હોય એમ લાગે છે. વળી તીમોથી જેવા નાની વયના માણસોએ આત્મભોગ આપી ધર્મપ્રચારનું કાર્ય પોતાને શીર લીધું હોય તો તેમનું વજન સ્વાભાવિક રીતે કેટલીક વાર "વડીલો" કરતાં પણ વધારે લેખાતું હતું. પ્રેરિતોમાં પણ આ પ્રમાણે જોવામાં આવતું હતું. કેટલીક મંડળીઓમાં પાઉલનો અધિકાર વિશેષ હતો, અને કેટલીકમાં પીતર, યાકૂબ કે યોહાનનો હતો. ખરી વાત એ છે કે આ સમયે ખ્રીસ્તીઓમાં ખાસ કરીને આત્મિક જીવન, પ્રેમ, આત્મભોગ, સેવા વગેરેનું મહત્વ ઘણું હતું, અને જે કોઇ પુરૂષ કે સ્ત્રીમાં એ બધું જોવામાં આવતું હતું તેનો અધિકાર સ્વાભાવિક રીતે વધારે હતો. સર્વ એકબીજાની વાત સાંભળવા તત્પર હતા, તેથી ભય કે દંડથી નહિ પણ પ્રેમથીજ કાર્ય કરવાનું રહેતું હતું. તોપણ કેટલીક વાર મંડળીના કાર્યની વ્યવસ્થા તેમજ તેના સભ્યોના જીવન ઉપર દેખરેખ રાખવાની જરૂર રહેતી હતી, તેથી અમુક પ્રમાણમાં અધિકાર ભોગવવાની પણ જરૂર રહેતી હતી. આ કામ મોટે ભાગે "વડીલો" કરતા હતા, અને સેવા કરવાનું કામ "સેવકો" ની મારફતે થતું હતું.

આ અધિકારીઓ અને સેવકોની નિમણુક કે ચુંટણી સર્વ ઠેકાણે એકસરખી થતી ન હતી. યહુદી લોકોમાં "વડીલો," "અધ્યક્ષો" વગેરે વર્ગો હતા, તેથી યહુદીઓમાંથી થએલા ખ્રીસ્તીઓમાં એવા

અધિકારીવર્ગની ઉત્પત્તિ.

વર્ગો સહેજે ઉભા થયા, પણ અન્ય ધર્મમાંથી થએલા ખ્રીસ્તીઓમાં એવો અધિકારીવર્ગ ઉભો કરતાં વાર લાગી હતી. બધી મંડળીઓમાં એકસરખી વ્યવસ્થા બીજા સૈકાના મધ્ય ભાગમાં થઇ હોય એમ લાગે છે, પણ પહેલી સદીની આખરના ભાગમાં અન્યધર્મીઓમાંથી થએલા ખ્રીસ્તીઓમાં અધિકારીવર્ગ જેવું કાંઇ પણ હતું કે નહિ એ એક પ્રશ્ન છે. છતાં વયોવૃદ્ધ, અનુભવી, તેમજ ચારિત્ર્યવાન માણસોને એક પ્રકારનો અધિકાર તો હતોજ. આ સિવાય બીજા કેટલાક વર્ગો હતા. એ વર્ગોનાં માણસો પોતાનાં જુદાં જુદાં કાર્યો માટે પવિત્ર આત્મા તરફથી જુદી જુદી શક્તિનું દાન પામ્યા હતા એમ માનવામાં આવતું હતું. એ વર્ગોને પાઉલ પ્રેરિતો, બોધકો અને શિક્ષકો કહે છે. પ્રેરિતોનું કાર્ય ખ્રીસ્તી મંડળીઓ સ્થાપવાનું, બોધકોનું કાર્ય ઇશ્વરનો સંદેશો આપવાનું અને શિક્ષકોનું કાર્ય એ સંદેશાનો અર્થ સમજાવવાનું હતું. છેલ્લા બે વર્ગના માણસો વચ્ચેનો ભેદ જાણવો એ અત્યારે સહેલું નથી. આ ઉપરાંત એક રીતે જોતાં બધાં ખ્રીસ્તીઓમાં પવિત્ર આત્માએ અમુક અમુક શક્તિ તો મૂકીજ હતી. વળી તેઓ સર્વે પોતપોતાના કાર્યક્ષેત્રમાં અમુક અંશે અધિકાર ભોગવતા હતા. આને લીધે મંડળીઓમાં અવ્યવસ્થા થઇ હોય એ પણ બનવાજોગ છે. પાઉલ પોતે તથા તીમોથી, તીતસ, સીલાસ વગેરે તેના અંગત શિષ્યો મંડળીઓ પર ખાસ દેખરેખ રાખતા હતા, તેઓ બનતાં લગી બધેજ ફરી વળતા. આ કારણથી પ્રત્યેક મંડળીમાં રીતસર અધિકારીવર્ગ એકદમ ઉભો થયો નહિ એ પણ માની શકાય છે. દરેક શહેર કે ગામની મંડળી પોતપોતાની સભાઓ સગવડ ખાતર જુદે જુદે સ્થળે ભરતી હોય તોપણ તે એકજ ગણાતી હતી, છતાં તે બીજી મંડળીઓથી તદન સ્વતંત્ર હતી. જુદાં જુદાં શહેર અને ગામની મંડળીઓ વચ્ચેનો સંબંધ માત્ર પ્રેમભાવનો સંબંધ હતો, તો પણ બધી મંડળીઓ ઉપર પ્રેરિતોનો અધિકાર રહ્યો હતો. વળી સર્વે સભાસદો તેમની આજ્ઞાનુસાર વર્તવા પ્રયત્ન કરતા હતા. આ અધિકારીવર્ગની, એટલે ખાસ કરીને "વડીલો" તથા "સેવકો"ની નિમણુક મંડળી તરફથી કરવામાં આવતી હતી એમ "બાર પ્રેરિતોનું શિક્ષણ" એ નામના પુસ્તક ઉપરથી જણાય છે, છતાં એ નિમણુક કે ચુંટણી કેટલીક વાર પ્રેરિતોની ભલામણથી થતી હોય એ સંભવિત છે.

ખ્રીસ્તી ધર્મશાસ્ત્ર વિષે કંઈક વિશેષ.

અગાઉ ખ્રીસ્તી શાસ્ત્ર અર્થાત્ નવા કરારનાં કેટલાંક પુસ્તકો—સુવાર્તાઓ અને પત્રો—કેવી રીતે લખાયાં તે વિષે કેટલુંક કહેવામાં આવ્યું છે, પણ અહીં તેમાં થોડો ઉમેરો કરવાની જરૂર છે. "પ્રેરિતોનાં કૃત્ય" નામનું પુસ્તક લુકે પોતાની સુવાર્તા લખ્યા પછી લખ્યું હતું. અને તે ઘણું કરીને ઇ. સ. ૮૦ માં લખાયું હતું. પત્રોમાં યાકૂબનો પત્ર એ કદાચિત સહુથી પહેલો, એટલે ઇ. સ. ૫૦ માં, લખાએલો ગણાય છે. પીતરનો પહેલો પત્ર જે પ્રથમજ પીતરે લખેલો મનાય છે તે ઇ. સ. ૬૭ પહેલાં લખાયો

હોય એમ માનવું સકારણ છે. યોહાનનો બીજો અને ત્રીજો એ બંને પત્ર નવા કરારનાં પુસ્તકોમાં લગભગ સહુથી છેલ્લા આવેલા છે એમ કેટલાક ઇતિહાસકારો ખાતરીપૂર્વક માને છે. "હેબ્રીઓને પત્ર" ના સંબંધમાં પહેલેથીજ મતભેદ છે, કોઇ કહે છે કે એ પત્ર અપોલાએ લખેલો છે, અને કોઇ તેના કર્તા તરીકે બાર્નાબાસનું નામ આપે છે. આ પત્ર યરૂશાલેમના મંદિરનો નાશ થયા પહેલાં ( એટલે ઇ. સ. ૭૦ પહેલાં ) લખાયો હતો એ તેમાં પ્રતિપાદન કરવામાં આવેલા વિષય ઉપરથી સ્પષ્ટ થાય છે. "પ્રકટીકરણ" પણ યરૂશાલેમના નાશ પહેલાં લખાયું હતું. આ બધાં પુસ્તકો તથા જેને વિષે અગાઉ કહેવામાં આવ્યું હતું તે હજી છુટાંછવાયાંજ હતાં, અને ખ્રીસ્તીઓના મોટા ભાગને તો તેમાંનાં કેટલાંકની હયાતી વિષે પણ ખબર ન હતી. જુદા જુદા પ્રદેશમાં માત્ર એકાદ સુવાર્તા અને થોડાએક પત્રો પ્રચલિત હતા. એ સર્વેનો સંગ્રહ થઇનેજ "નવા કરાર"નું પુસ્તક ઉત્પન્ન થવાનું હતું, પણ તેમ થવાને હજુ વાર હતી. દરમિયાન ખ્રીસ્તી મંડળીઓ માટે પ્રેરિતો તથા તેમના અંગત શિષ્યોનાં જીવન અને વચન કેટલેક અંશે ધર્મશાસ્ત્રની ગરજ સારતાં હતાં, અને તે દ્વારા તેઓ ઇસુ ખ્રીસ્તની સાથે આત્મિક સમાગમ સાધતા હતા.

# સમય બીજો.

## પ્રેરિતોના સમય પછીથી કોન્સ્ટાન્ટાઈન સમ્રાટ સુધી ઈ. સ. ૧૦૦-૩૧૩.

### રૂમી સામ્રાજ્યમાં ખ્રીસ્તી ધર્મની વૃદ્ધિ.

### પ્રકરણ પહેલું.

### સુવાર્તાનો પ્રચાર: રૂમી સતાવણીઓ.

આ કાળમાં ખ્રીસ્તી ધર્મનો પ્રસાર મુખ્યત્વે અન્યધર્મી લોકોમાં થયો હતો. યરૂશાલેમના નાશ પછી ત્યાં જે રૂમી લોકો જઇ વસ્યા હતા તેઓમાંના ઘણા ખ્રીસ્તી થયા, અને જે મંડળી તે વખતે સ્થાપવામાં આવી તેનો મોટો ભાગ અન્યધર્મીઓનો હતો. ઇ. સ. ના બીજા સૈકામાં ખ્રીસ્તી ધર્મ એશિયામાં ઘણે ઠેકાણે ફેલાઇ ગયો હતો. મેસોપોટેમિઆમાં આવેલા **એડેસ્સા** નામના નગરમાં ખ્રીસ્તી મંડળી એવી પ્રબળ થએલી હતી કે ત્યાંનો રાજા પણ તેમાં દાખલ થયો હતો. આ અરસામાં ઇરાન, મીડિઆ, પાર્થીઆ અને બાક્ટ્રિઆમાં તેમજ ત્રીજા સૈકાની શરૂઆતમાં અરબસ્તાનમાં પણ ખ્રીસ્તી મંડળીઓ જોવામાં આવે છે. ચોથા સૈકાના મધ્ય ભાગમાં થીઓફીલ નામનો એક ધર્મપ્રચારક હિન્દુસ્તાનમાં આવેલો, તેણે અહીં પણ મંડળીઓ જોઇ હતી. આ પરથી સ્પષ્ટ જણાય છે કે ઇ. સ. ના બીજા અને ત્રીજા સૈકામાં ખ્રીસ્તી ધર્મનો પ્રસાર એશિયાના ઘણા ભાગમાં થયો હતો.

એશિઆમાં ખ્રીસ્તી ધર્મનો પ્રસાર.

આફ્રિકામાં પણ સુવાર્તાનો પ્રસાર થયો હતો. મિસર દેશમાં મંડળીઓ સ્થપાઇ હતી, અને એલેકઝાંડ્રિઆમાંની મંડળી પ્રબળ થઇ હતી. અહીંથી સુવાર્તા કુરેને અને આફ્રિકાના બીજા ભાગોમાં ફેલાઇ હતી. મિસરના ઉત્તર ભાગમાં જ્યાં કોપ્ટિક ભાષા બોલાતી હતી ત્યાંના લોકો વહેમી હોવા છતાં પણ ત્યાં ખ્રીસ્તી ધર્મનો પ્રસાર થયો હતો. આ ઉપરાંત આફ્રિકાનો જે ભાગ રૂમી સામ્રાજ્યમાં હતો ત્યાં પણ રૂમી મંડળીના પ્રયત્નને લીધે ખ્રીસ્તી ધર્મનો પ્રચાર થયો હતો, અને કાર્થેજ નામના મોટા શહેરમાં એક મોટી મંડળી હતી.

આફ્રિકામાં ખ્રીસ્તી ધર્મનો પ્રસાર.

યુરોપના કેટલાક ભાગમાં સુવાર્તાનો પ્રચાર પ્રથમ પાઉલે શરૂ કર્યો હતો. આ પ્રચારનું કાર્ય તેના ગયા પછી પણ ચાલુ રહ્યું હતું, અને તેમાં એશિઆ માઇનરની મંડળીઓએ ખાસ ભાગ લીધો હતો. આ મંડળીઓના પ્રયત્નથી ગાલ નામનો દેશ—જેને આપણે અત્યારે ફ્રાન્સ નામથી ઓળખીએ છીએ—ખ્રીસ્તી ધર્મ સ્વીકારવા ભાગ્યશાળી થયો હતો. અહીંના લોકો મૂળ કેલ્ટીક જાતના હતા. તેઓ ડ્યુઇડીઝમ નામનો યુરોપનો એક અતિ પુરાણો ધર્મ પાળતા હતા. બીજા સૈકાની આખરમાં લેઓન્સ અને વીએનામાં ખ્રીસ્તીઓની મોટી મંડળીઓ સ્થાપન થએલી જોવામાં આવે છે. વળી આ વખતે હ્રાઇન નદીની પશ્ચિમે જર્મનીમાં ખ્રીસ્તી ધર્મ ફેલાયો હતો એવું તે કાળનો લેઓન્સનો અધ્યક્ષ ઇરેનીઅસ કહે છે. વળી તર્તલીઅન નામનો આફ્રિકાનો "વડીલ" કહે છે કે, આ વખતે સુવાર્તા બ્રિટન દેશ સુધી પહોંચી હતી. આ પ્રમાણે ખ્રીસ્તી ધર્મ યુરોપમાં પણ ઘણે ઠેકાણે વ્યાપી રહ્યો હતો. બીજી સદી પુરી થતાં એશિઆ, આફ્રિકા અને યુરોપમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર ક્યાં ક્યાં અને કેટલા પ્રમાણમાં થયો હતો તેનો બહુ વિગતવાર ઇતિહાસ મળતો નથી, છતાં તે કાળના ખ્રીસ્તી ધર્મપિતૃઓએ હર્ષ અને ઉત્સાહભર્યાં જે વર્ણનો લખેલાં છે, તે પરથી સ્પષ્ટ જણાય છે કે આ અરસામાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર વિશેષ પ્રમાણમાં થયો હતો.

યુરોપમાં પ્રચાર.

આ પ્રમાણે ખ્રીસ્તી ધર્મ શાંતિથી સર્વત્ર પ્રચાર પામતો હતો એ ખરૂં છે; તો પણ તેમાં શિથિલતા ન આવી જાય એ માટે તેને કસોટીની જરૂર હતી, અને એ કસોટી સતાવણીના રૂપમાં શરૂ થઇ હતી. બીજા અને ત્રીજા સૈકામાં ધાર્મિક કારણને અંગે જેવા અત્યાચાર ખ્રીસ્તીઓ પર કરવામાં આવ્યા હતા તેવા મનુષ્યજાતિના ઇતિહાસમાં બહુ થોડા લોકો ઉપર કરવામાં આવ્યા હશે; છતાં તેનું પરિણામ એકંદરે કલ્યાણકારકજ નીવડયું હતું. એથી ખ્રીસ્તી ધર્મની વિશુદ્ધતા જળવાઇ હતી, અને એ જાળવવાની તેની શરૂઆતના આ કાળમાં પુરેપુરી જરૂર હતી. ડોમીશિઅન બાદશાહે જે સતાવણી કરી હતી તે વિષે આપણે આગળ કહી ગયા છીએ. તે પછી નરવા નામનો સમ્રાટ થયો (૯૬-૯૮), પણ તે નમ્ર પ્રકૃતિનો હોવાથી તેણે ખ્રીસ્તીઓને કંઇ દુઃખ દીધું નહિ. તેના પછી ટ્રાજન નામનો સમ્રાટ થયો (૯૮-૧૧૭). તેના વખતમાં રૂમી સામ્રાજ્યની સ્થિતિ તદન બદલાઇ ગઇ. આ સમ્રાટ યુદ્ધ તેમજ રાજકારભારમાં બહુ કુશળ હતો. વળી તેણે મોજશોખ કરતાં પ્રજાનું હિત વધારે પ્યારૂં માન્યું હતું, તેથી તે ન્યાય અને શાણપણથી રાજ કરતો હતો. વિશેષમાં તે વિદ્વાન પુરૂષોનો આશ્રયદાતા હતો. આ બધું હોવા છતાં પણ તેને હાથે ખ્રીસ્તીઓને બહુ ખમવું પડયું, તેનું કારણ એ હતું કે આ સમ્રાટ સંરક્ષણશીલ વૃત્તિનો હતો અને તે રૂમી સામ્રાજ્યમાં જુની સંસ્થાઓ, સમાજવ્યવસ્થા વગેરે

ટ્રાજનની સતાવણી.

કાયમ રહે એવું ઇચ્છતો હતો. આ સમાજવ્યવસ્થામાં ખ્રીસ્તીઓએ એક નવું તત્ત્વ દાખલ કર્યું હતું, તેથી તેમાં અમુક ફેરફાર થવા લાગ્યા હતા. હવે જો તેઓ પોતાનું કાર્ય ચાલુ રાખે તો સમાજમાં મોટા ફેરફાર થાય અને તેની અસર સામ્રાજ્ય પર પણ થાય એ નિ:શંક હતું. આથી આ સમ્રાટે પોતાના સામ્રાજ્યમાં સામાજિક અને રાજકીય પરિવર્તન કરનાર આ ખ્રીસ્તી ધર્મને દાબી દેવાનો નિશ્ચય કર્યો. એ કાર્ય સિદ્ધ કરવા પ્રથમ તો તેણે તેને લગતી પુરી માહિતિ મેળવી. આ માહિતિ આપનાર કેટલાક પત્રોમાં પ્લિની નામના ઇતિહાસકારના પત્રો જાણવા જેવા છે, અને તેમાં તે કાળના ખ્રીસ્તી ધર્મ સંબંધી આપણને કેટલીક ચોક્કસ ખબર મળે છે. પ્લિની બિથુનીઆ નામના પ્રાંતમાં અધિકારી હતો, અને તે ઇ. સ. ૧૧૧માં જણાવે છે કે ત્યાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર ઘણો થયો હતો, અને તેમાં સર્વ વર્ગ અને વયનાં માણસો—સ્ત્રીઓ અને પુરૂષો અને બાળકો – ભળેલાં જોવામાં આવતાં હતાં; વળી એ ધર્મ શહેરોમાં તેમજ ગામડાંઓમાં એટલો બધો ફેલાએલો હતો કે તેથી રૂમી લોકોનાં જુનાં દેવળો ખાલી થઇ ગયાં હતાં. આવી સ્થિતિ આ એકજ પ્રાંતની ન હતી, પણ થોડાઘણા પ્રમાણમાં ઘણા પ્રાંતોની હતી. હવે આવા સંજોગોમાં રૂમી સામ્રાજ્યે શું કરવું એ એક મોટો પ્રશ્ન હતો. ટ્રાજને એવો નિશ્ચય કર્યો કે ખ્રીસ્તીઓ વિરૂદ્ધ રાજ્યસત્તાએ કોઇ પણ સીધું પગલું લેવું નહિ, પણ તેમના ઉપર સામ્રાજ્યના દેવો પ્રત્યે અવિશ્વાસ રાખવાનું તહોમત મુકાવવું, અને એ સંબંધી તપાસ કરતાં ખ્રીસ્તીઓ એ દેવોનું પૂજન કરવાની ના પાડે તો તેમને સજા કરવી. આ ધોરણાનુસાર ખ્રીસ્તીઓની વિરૂદ્ધ માત્ર આ સમ્રાટના વખતમાં નહિ, પણ ઘણા કાળ સુધી વર્તવામાં આવ્યું, અને તેને પરિણામે તેમને ભોગવવું પડયું. જ્યારે જ્યારે કોઇ પણ માણસને કોઇ પણ ખ્રીસ્તી પ્રત્યે દ્વેષ ઉત્પન્ન થાય, ત્યારે ત્યારે તે તેને વિષે રાજ્યાધિકારીઓને ખબર આપવા ચુકતો નહિ, અને એવી રીતે તે તેને રાજ્યસત્તાના પંજામાં સપડાવતો. વળી કોઇ અધિકારી કે ખુદ સમ્રાટને ખ્રીસ્તીઓ વિરૂદ્ધ કંઇ પગલાં લેવાં હોય ત્યારે તેમના જાસુસોદ્વારા અસંખ્ય ખ્રીસ્તીઓ સહેલાઇથી તેમના દ્વૈષનો ભોગ થઇ પડતા હતા. આ ધોરણ પ્રમાણે ટ્રાજનના વખતમાંજ સતાવણી શરૂ થઇ, અને તેમાં કેટલાકને પોતાનો પ્રાણ પણ આપવો પડયો. આવી રીતે પ્રાણાર્પણ કરનાર ખ્રીસ્તીઓમાં અંત્યોખનો અધ્યક્ષ ઇગ્નેશિઅસ પણ હતો. આ સાધુ પુરૂષ પોતાનો પ્રાણ આપવા તત્પર હતો, તેથી તે ઇ. સ. ૧૧૦માં રૂમ નગરમાં ગયો, અને ત્યાં તેણે રૂમની મોટી આંફીથીએટરમાં બીજા ખ્રીસ્તીઓની સાથે પોતાના પ્રાણનો ભોગ આપ્યો.

ટ્રાજન પછી હાડ્રિઅન સમ્રાટ થયો. તે બુદ્ધિમાન અને ચતુર હતો, અને પોતે જુદા જુદા પ્રાંતોમાં ફરી રાજકારભાર સારો ચલાવવા પ્રયત્ન કરતો. વળી તે રૂમી લોકનાં દેવદેવીઓને માનતો હતો, અને તેમની પૂજાર્થ તેણે કેટલાંક

મોટાં મંદિરો બંધાવ્યાં હતાં. વિશેષમાં તે અમુક અંશે મનમોજી હોઇ પોતાના જીવનના પાછલા ભાગમાં ઘાતકી થયો હતો, એમ છતાં તેણે ખ્રીસ્તીઓ સામે રાજ્યસત્તા તરફથી કાંઇ પણ પગલું લેવું યોગ્ય ધાર્યું નહિ. ટ્રાજને કરેલા નિયમને તે ચુસ્ત રીતે વળગી રહ્યો. કોઇ કોઇ પ્રાંતના સુબાએ ખ્રીસ્તીઓ વિરૂદ્ધ પગલાં ભરવાની ઇચ્છા બતાવી હતી, પણ તેઓને તેણે ઉત્તેજન આપ્યું નહિ. ખ્રીસ્તીઓ સામે કોઇ ખાનગી ગૃહસ્થ ફરીઆદ લાવે તોજ તે સાંભળવી અને તે ઉપરથી કામ ચલાવવું એવું તેણે ફરમાવ્યું. વળી ખોટી ફરીઆદ લાવનારને સખત સજા કરવી એ પણ તેનું ફરમાન હતું. હાડ્રિઅન ઇ. સ. ૧૧૭-૧૩૮ માં થઇ ગયો. તેની પછી આન્તોનીનસ પાયસ નામનો સમ્રાટ થયો. તેણે ઈ. સ. ૧૬૧ સુધી રાજ કર્યું. આ સમ્રાટની પણ ખ્રીસ્તીઓ પ્રત્યે એવીજ રાજનીતિ હતી. આ બન્નેના વખતમાં ખ્રીસ્તીઓને સતાવણીમાંથી કંઇક વિસામો મળ્યો હતો.

ખ્રીસ્તીઓને થોડી વિશ્રાંતિ.

દુઃખની વાત એ છે કે ખ્રીસ્તીઓને આ ત્રણ સમ્રાટના કાળમાં જેટલું સહન કરવું નહોતું પડયું તેટલું તેમની પછી થએલા સુવિખ્યાત, નીતિમાન અને ધાર્મિક સમ્રાટ માર્કસ ઓરેલિઅસના વખતમાં સહન કરવું પડયું હતું. આ વાત "ઉત્તમ વસ્તુ એ સર્વોત્તમ વસ્તુનો સહુથી મોટો શત્રુ છે" એ અંગ્રેજી કહેવતને અનુસાર હતી. માર્કસ ઓરેલ્યસ પોતે સ્ટોઇક મતનો હતો, છતાં ખ્રીસ્તીઓ જે ધૈર્યથી મૃત્યુના મુખમાં પડતા હતા તેને તે દુરાગ્રહ કહે છે અને તેમના આનંદને તે એક કરૂણાજનક તમાસો કહે છે. આ સમ્રાટે જુની સંસ્થાઓ કાયમ રાખવાને ઘણો પ્રયત્ન કર્યો હતો, અને તેને અંગે ખ્રીસ્તી લોકોને દુઃખ વેઠવું પડયું હતું. વળી તેના કાળમાં (૧૬૧-૧૮૦) રૂમી સામ્રાજ્ય ઉપર કુદરતી અનેક જાતના કોપ તરીકે નિરંતર યુદ્ધ ચાલ્યું હતું, તથા ધરતીકંપ, નદીઓની રેલ, દુષ્કાળ, મરકી, વગેરેથી પ્રજાના મોટા ભાગને બહુ ખમવું પડયું હતું. વળી લોકો વહેમી હોવાથી તેમણે આ બધું ખ્રીસ્તીઓની નાસ્તિકતાનું પરિણામ છે એમ માન્યું. આ કારણથી તેઓએ ખ્રીસ્તીઓની સામે થઇને કેટલીક જગાએ તેમના પર અત્યાચાર પણ કર્યા હતા. એશિઆ માઇનરમાં રાજ્ય તરફથી નિયમિત રીતે સતાવણી શરૂ થઇ, અને તેમાં સ્મર્નાનો અધ્યક્ષ પોલિકાર્પ, જે પ્રેરિત યોહાનનો શિષ્ય હતો, તેણે પ્રાણાર્પણ કર્યું. તેને ઇસુ ખ્રીસ્તને શાપ દેવાનું કહેવામાં આવતાં તેણે ઉત્તર આપ્યો કે, "મેં ૮૬ વર્ષ સુધી તેની સેવા કરી છે, અને તેણે મારૂં કલ્યાણજ કર્યું છે; તો પછી હું જે મારો પ્રભુ અને તારક છે તેને કેવી રીતે શાપ દઇ શકું?" જસ્ટીન માર્ટર નામનો એક મહાન ખ્રીસ્તી લેખક પણ આ સતાવણીમાં માર્યો ગયો હતો. ગાલ-આધુનિક ફ્રાન્સ-દેશનાં લિઓન્સ અને વીએન નામનાં નગરોની મંડળીઓને આ વખતે સહુથી વધારે ભોગ આપવો પડયો હતો. ત્યાંના ખ્રીસ્તીઓ ઉપર અનેક

માર્કસ ઓરેલ્યસે કરેલી સતાવણી.

જાતનાં તદ્દન ખોટાં તહોમતો મૂકવામાં આવ્યાં હતાં, અને શત્રુઓએ ઘણા ખ્રીસ્તીઓને અતિશય રીબાવી રીબાવીને માર્યા હતા. આવી રીતે પ્રાણાર્પણ કરનારમાં નાની વયની કુમારિકાઓ પણ હતી. બ્લાન્દીના નામની એક ગુલામ છોડીને ઘણુંજ દુ:ખ દેવામાં આવ્યું, પણ તેણે આખર સુધી જે એકજ વાત કહ્યા કીધી તે એ હતી કે, "હું ખ્રીસ્તી છું, અને અમારામાં કોઇ પણ જાતની અનીતિ કરવામાં આવતીજ નથી." પોથિનસ નામનો નેવું વર્ષની વયનો એક અધ્યક્ષ ઘણું કષ્ટ વેઠી મરણ પામ્યો. આ રીતે રૂમી સમ્રાટોમાં જે સહુથી શ્રેષ્ઠ સમ્રાટ હતો તેના કાળમાં ખ્રીસ્તીઓને અનહદ દુ:ખ ખમવું પડયું હતું.

માર્કસ ઓરેલ્યસ પછી તેનો પુત્ર કોમોડસ રાજગાદીએ આવ્યો (૧૮૦–૧૯૨). તેની પ્રકૃતિ તેના બાપની પ્રકૃતિ કરતાં ઉલટીજ હતી, અને ધર્મ કે નીતિની તેને લેશમાત્ર પરવા ન હતી. કદાચિત આ કારણથીજ તેણે ખ્રીસ્તીઓને જરા પણ સતાવ્યા નહિ હોય. કોમોડસના મૃત્યુ પછી ૯૨ વર્ષે ડીઓક્લેશિઅન ગાદીએ આવ્યો ત્યાં સુધી રૂમી લશ્કરે પોતાને ફાવે તે સમ્રાટોને ગાદીએ બેસાડયા અને ગાદી ઉપરથી ઉતારી મેલ્યા હતા. આ બધા પુતળાં જેવા સમ્રાટોના વખતમાં માત્ર એક સિવાય કોઇ મોટી સતાવણી થઇ ન હતી. તોપણ જુદે જુદે ઠેકાણે અને જુદે જુદે વખતે સતાવણી ચાલુ તો હતીજ, અને કોઇ વખત તે વધારે ઉગ્ર તો કોઇ વખત વધારે નમ્ર સ્વરૂપ ધરતી હતી. આ અરસામાં જેમણે ઘણું કષ્ટ વેઠી પ્રાણાર્પણ કર્યાં હતાં, અને બહુ ઉંચા પ્રકારનું ધૈર્ય બતાવ્યું હતું તેઓમાં પેર્પેટુઆ અને ફેલીસિટાસ નામની બે સ્ત્રીઓનાં નામ ખાસ પ્રખ્યાત છે. પેર્પેટુઆએ કહ્યું કે, કેદખાનું મને રાજમહેલ જેવું લાગે છે. આ સ્ત્રીઓ ઉત્તર આફ્રિકાની હતી. આ બાણું વર્ષ દરમિયાન જે મોટી સતાવણી ખ્રીસ્તીઓ ઉપર ગુજારવામાં આવી હતી તે ડેસિઅસ નામે સમ્રાટના કાળમાં (૨૪૯-૨૫૧) હતી. આ સમ્રાટ મહત્વાકાંક્ષી હતો અને તેને રૂમી સામ્રાજ્યનું પ્રાચીન ગૌરવ ફરીથી પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા હતી, પણ તેમાં તેને ખ્રીસ્તી ધર્મ આડે આવતો હતો, તેથી તેણે એ ધર્મ તદ્દન નાબુદ કરવાનો નિશ્ચય કર્યો. પોતાની મુરાદ બર લાવવા માટે તેણે ટ્રાજન અને માર્કસ ઓરેલ્યસની નીતિનો સ્વીકાર કર્યો, એટલુંજ નહિ પણ એક પગલું આગળ જઇ સર્વ ખ્રીસ્તીઓને તેમનો ધર્મ જાહેર રીતે તજવાનું અને રૂમી દેવદેવીઓને ભોગ આપવાનું ફરમાવ્યું. આ સતાવણીમાં ઘણા લોક દૃઢ રહ્યા, પણ કેટલાક ભય પામ્યા અને તેમણે રૂમી દેવોનું પુજન કીધું, અથવા તેમ કર્યું છે એવું ખોટું પ્રમાણપત્ર મેળવ્યું. સુભાગ્યે ડેસીઅસ બે વરસની અંદર મરણ પામ્યો. તેની પછીના સમ્રાટના કાળમાં દુકાળ, મરકી વગેરે ફેલાયાં હતા, તેથી લોકોએ પોતાનો રોષ ખ્રીસ્તીઓ ઉપર ઉતાર્યો હતો. વળી એ વખતે રૂમી સામ્રાજ્યની સર્વ પ્રજાએ રૂમી દેવોનું પુજન કરવું એવું એક

ડેસીઅસે કરેલી સતાવણી.

વાલેરિઅન સમ્રાટની સતાવણી.

ફરમાન નીકળ્યું હતું, અને તેને અંગે ઘણા ખ્રીસ્તીઓએ પ્રાણાર્પણ કર્યાં હતાં; પરંતુ ડેસીઅસે અધુરૂં મૂકેલું કાર્ય વાલેરિઅન નામના સમ્રાટે (૨૫૩–૨૬૦) ઉપાડી લીધું હતું. તેણે ખ્રીસ્તીઓ વિરૂદ્ધ કેટલાક ખાસ કાયદાઓ ઘડ્યા હતા હતા, અને તેની રૂએ સર્વ ઉચ્ચ વર્ગના અને નામીચા ખ્રીસ્તીઓને પકડવા પ્રયત્ન કર્યો હતો. આ સતાવણીમાં કાર્થેજ નગરના ધાર્મિક અધ્યક્ષ સીપ્રિઅને તેમજ રૂમના અધ્યક્ષ સિક્સ્ટસે પ્રાણાર્પણ કર્યાં હતાં. વાલેરિયનના મરણ પછી લગભગ ચાળીસ વર્ષ સુધી ખ્રીસ્તીઓને ઘણું કરીને અખંડ વિશ્રાંતિ મળી હતી.

ખ્રીસ્તીઓ ઉપર જે છેલ્લી અને સર્વથી મોટી સતાવણી ગુજારવામાં આવી હતી તે ડીઓકલેશીઅન નામના સમ્રાટના કાળમાં હતી (૨૮૪–૩૦૫). આ

ડીઓકલેશીઅન સમ્રાટની સતાવણી.

સમ્રાટ અતિ બુદ્ધિવાન તેમજ રાજ્યકારભારમાં કુશળ હતો. વળી તે મહત્ત્વાકાંક્ષી પણ પૂરો હતો. તેને રૂમી સામ્રાજ્ય તેની પ્રાચીન સ્થિતિમાં પાછું લાવવું હતું, અને તેને માટે તેને ખ્રીસ્તી ધર્મનો નાશ કરવો એ આવશ્યક લાગ્યું હતું. આ હેતુ સાધવા તેણે ઇ. સ. ૩૦૩ માં ખ્રીસ્તીઓ સામે એક પછી એક અધિકાધિક સખત ફરમાનો કાઢવા માંડ્યાં. તેને પરિણામે રૂમનાં કેદખાનાં અધ્યક્ષો અને બીજા ઉપદેશકોથી ભરાઈ ગયાં. ડીઓકલેશીઅનના મરણ પછી તેના સાથી ગેલેરીઅસ વગેરેએ સતાવણી ચાલુ રાખી, પણ આખરે ઇ. સ. ૩૧૧માં ગેલેરિઅસે પોતે ખ્રીસ્તીઓ પ્રત્યે સહિષ્ણુતા રાખવાનું ફરમાવ્યું. ૩૧૩માં કોન્સ્ટન્ટાઇન સમ્રાટ થયો, તેણે પોતાના સાથી લિસિનિઅસ સાથે મળી બન્ને ધર્મો પ્રત્યે પૂર્ણ સહિષ્ણુતાનું એક ફરમાન મિલાન નામના નગરમાંથી કાઢ્યું.

આ સતાવણીઓમાં ખ્રીસ્તીઓ સામે કયાં કયાં તહોમતો મૂકવામાં આવતાં હતાં તે સંબંધી થોડો વિચાર કરવાની જરૂર છે. આ તહોમત બે પ્રકારનાં હતાં:

ખ્રીસ્તીઓ ઉપર મૂકાતાં તહોમતો અને આક્ષેપો.

નાસ્તિકતા અને રાજદ્રોહ. તેઓ રૂમી દેવદેવીઓને માનતા ન હતા એ તેમની નાસ્તિકતા ગણાતી હતી, અને સમ્રાટનું પૂજન કરવાની ના પાડતા હતા, એ તેમનો રાજદ્રોહ ગણાતો હતો. આ ઉપરાંત ખ્રીસ્તીઓ સામે ખાનગીમાં ઘણા આક્ષેપો મૂકવામાં આવતા હતા. આગળ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે ખ્રીસ્તી લોકો ઉદાસીન વૃત્તિવાળા હોવાથી તેમના પ્રત્યે લોકો દ્વેષભાવથી જોતા હતા, અને તેથી તેઓ તેમના સંબંધમાં કોઇ પણ અફવા માનવાને તૈયાર હતા. જેમકે ખ્રીસ્તીઓ પોતાના ખાણામાં ઇસુ ખ્રીસ્તનાં લોહી અને માંસ ખાય છે એવું તેઓ માનતા હતા ખરા; પરંતુ આ પ્રીતિભોજન અન્ય લોકોથી છાનું રાખવામાં આવતું હોવાથી લોકો એમ કહેતા હતા કે ખ્રીસ્તીઓ એ ખાણામાં બાળકોને મારી તેમનું લોહી પીએ છે અને માંસ ખાય છે! વળી આ ખાણું રાત્રે થતું હોવાથી, અને

તેમની સભાઓ પણ રાત્રે ભરાતી હોવાથી, તેમના ઉપર વ્યભિચાર અને અગમ્ય-ગમનનો આક્ષેપ મૂકવામાં આવતો હતો. રાજ્યસત્તા તરફથી જે સતાવણી કરવામાં આવતી હતી તેની ઉત્પત્તિ ઘણી વાર લોકોએ ખ્રીસ્તીઓ ઉપર મૂકેલા આક્ષેપોમાંથી થઇ હતી. જ્યારે લોકો ઉશ્કેરાઇને ખ્રીસ્તીઓને હેરાન કરતા, ત્યારે સરકાર વચ્ચે પડી લોકોને સજા કરવાને બદલે ખ્રીસ્તીઓને સજા કરવા લાગતી. આ પ્રમાણે ખ્રીસ્તીઓ ઉપર ખાસ તહોમત મૂકાતાં હતાં ત્યારે, અને તેમના ઉપર લોકો અત્યાચાર કરે ત્યારે, એમ બન્ને રીતે તેમને સતાવવામાં આવતા હતા. તેમના ઉપર જે તહોમતો અને આક્ષેપો મૂકાતાં હતાં તે તદ્દન ખોટાં હતાં. એ વાત જે ધૈર્ય, શાંતિ, અને આનંદથી તેઓ પોતાનાં પ્રાણાર્પણ કરતા હતા, અને તેમની આજુબાજુના લોકો તેમનું જીવન ઘણી રીતે ઉંચું હતું અને તેને લીધેજ—તેમના ખરેખરા સત્યાગ્રહને લીધેજ—તેઓ મરવા તત્પર હતા તે પરથી સાબીત થાય છે. વળી તેનું એક બીજું પ્રમાણ એ છે કે આવી આવી મહાન સતાવણીઓ થઇ, અને એક ગરીબ ધાર્મિક સમાજ સામે રૂમી સામ્રાજ્ય જેવી મહાન રાજ્યસત્તાએ પોતાથી બને તેટલું કર્યું, તોપણ એ સમાજ દબાઇ ગયો નહિ, એટલુંજ નહિ પણ આખરે તેણે રૂમી સામ્રાજ્ય ઉપર પોતાનો વિજયધ્વજ સ્થાપિત કર્યો.

આ બધી સતાવણીઓમાં અસંખ્ય માણસો—સ્ત્રીઓ તેમજ પુરૂષો—મરણ પામ્યાં હતાં, તેમાંનાં ઘણાંને ભયાનક રીતે રીબાવવામાં આવ્યાં હતાં, છતાં તેમણે પોતાના ધર્મનો ત્યાગ કીધો ન હતો. આવી રીતે પ્રાણાર્પણ કરનાર માણસોમાં નાનાં બાળકો, જુવાનો અને વૃદ્ધો પણ હતાં. તેમાંનાં કેટલાંકે જે દુઃખ અને ત્રાસ સહન કર્યાં હતાં તેનું વર્ણન વાંચતાં આજે પણ છાતી ફાટી જાય છે, તો પછી તેમણે કેટલું કષ્ટ વેઠયું હશે તેનો તો માત્ર ખ્યાલજ કરવો રહ્યો! એ પણ ખરૂં છે કે કેટલાએકે ભય અને ત્રાસથી પોતે ખ્રીસ્તી નથી એવું જણાવ્યું હતું. એવા લોકોને ખ્રીસ્તી મંડળીમાંથી બાતલ કરવામાં આવતા હતા, અને તેઓ યોગ્ય પ્રાયશ્ચિત્ત કરે નહિ ત્યાં સુધી પાછા દાખલ થઇ શકતા નહિ. એમને મંડળીમાં પાછા લેવા કે નહિ એ સંબંધમાં ભવિષ્યમાં મોટી તકરાર ઉભી થવાની હતી, પણ હજુ સુધી તેમના પ્રત્યે બહુ સખત વર્તન રાખવામાં આવતું ન હતું. આ સતાવણીઓ સંબંધી વિચાર કરતાં જે વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે તે એ છે કે અસંખ્ય ખ્રીસ્તીઓને કેદ કરવામાં, રીબાવવામાં અને જાનથી મારી નાખવામાં આવતા હતા, અને તેમાંના ઘણા સતાવણીમાંથી બચવા માટે ખ્રીસ્તી ધર્મનો ત્યાગ કરતા હતા છતાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર દિનપ્રતિદિન વધતોજ જતો હતો, અને મંડળીની વૃદ્ધિ થયા કરતી હતી.

## પ્રકરણ બીજું.

### મંડળીની વ્યવસ્થા.

બીજા અને ત્રીજા સૈકામાં મંડળીની વ્યવસ્થા કરવાના કાર્યમાં શો સુધારો-વધારો કે ફેરફાર થયો હતો તે વિષે કેટલોક વિચાર કરવાની જરૂર છે. આ કાળમાં ખ્રીસ્તીઓની વૃદ્ધિ થતી જતી હતી, તેથી મંડળીને કાબુમાં રાખવાના કાર્યમાં તેમજ બીજાં કાર્યમાં અધિકારીવર્ગને ઘણું વધારે ધ્યાન આપવું પડતું હતું. વળી સતાવણીઓને લીધે પણ તેમનું કાર્યક્ષેત્ર ઘણું વધી પડયું હતું. આ સ્થિતિમાં આગળની પેઠે નહિ જેવા બંધારણથી મંડળીનું બધું કાર્ય યોગ્ય રીતે ચાલી શકે તેમ ન હતું. સંજોગોજ એવા હતા કે જેથી ખ્રીસ્તીઓને પોતાની મંડળીઓના બંધારણમાં કેટલોક ફેરફાર કરવાની જરૂર પડી હતી. આ જાતનો પહેલો ફેરફાર વડીલોના ઉપરી તરીકે "અધ્યક્ષ"ને નીમવામાં જોવામાં આવે છે. એ અધ્યક્ષને કેટલીક વાર બીજાની સાથે "વડીલ" પણ કહેવામાં આવે છે, પણ એ "વડીલ"ની સભામાં અધ્યક્ષની પદવી ભોગવે છે. વડીલોના ઉપરી તરીકે "અધ્યક્ષ"ની પદવી કેવી રીતે અને ક્યારે હયાતીમાં આવી તેનો ખાતરીપૂર્વક હેવાલ મળતો નથી. જુદી જુદી મંડળીઓમાં જુદે જુદે કાળે અને જુદી જુદી રીતે "અધ્યક્ષ"ની પદવી નીકળી હશે એમ લાગે છે, પણ એટલું તો ચોક્કસ છે કે વડીલોના અધ્યક્ષ તરીકે કોઇ એક વ્યક્તિ જોઇએ એવું ભાન ઇ. સ. ના બીજા સૈકામાં લગભગ બધી મંડળીઓને થએલું લાગે છે. પહેલી સદીની આખરમાં અને બીજી સદીના પહેલા એકાદ બે દસકામાં "વડીલ" અને "અધ્યક્ષ" એ શબ્દો લગભગ એકજ અર્થમાં વપરાતા જોવામાં આવે છે. પોલિકાર્પને ઇરેનીઅસ "અધ્યક્ષ" કહે છે, પણ પોલિકાર્પ પોતાના ફિલિપીઓને લખેલા પત્રમાં "વડીલ"થી કંઇક અંશે જુદો હોય એવા "અધ્યક્ષ" વિષે કંઇ લખતો નથી. વળી ક્લેમેન્ટે ઇ. સ. ૯૬ માં કરીંથીઓને જે પત્ર લખ્યો હતો તે ઉપરથી ચોકખું દેખાય છે કે ત્યાંની મંડળીમાં આવો કોઇ "અધ્યક્ષ" ન હતો. કેટલીક મંડળીઓમાં અમુક વ્યક્તિઓને સ્વાભાવિક રીતે પ્રાધાન્ય મળ્યું હતું, અને તે તેમના ચારિત્રને લીધે અથવા પ્રેરિતોએ કરેલી તેમની નિમણુકને લીધે હતું. મુખ્યત્વે કરીને પહેલાં આવી રીતે વડીલોના આગેવાન તરીકે 'અધ્યક્ષ' તેમનાથી જુદો પડયો હતો. આ નવો અધિકારીવર્ગ પહેલાં સીરીયા અને એશિઆ માઇનરની મંડળીઓમાં ઉભો થયો હોય એમ લાગે છે. આમ થવામાં એ મંડળીઓ ઉપર યરૂશાલેમની મંડળી જેના ઉપર યાકુબ અધ્યક્ષ તરીકે રહ્યો હતો તેની અસર થઇ હતી એમ માનવાને સબળ કારણ છે. અન્યધર્મમાંથી થએલા ખ્રીસ્તીઓની મંડળીઓમાં આ પદવી સહેજ

વડીલોના ઉપરી તરીકે અધ્યક્ષ.

પાછળથી નીકળી હતી, અને તેમાં તેમણે બીજી ખ્રીસ્તી મંડળીઓનું અનુકરણ કર્યું હતું. એ કાળમાં ઘણા પાખંડી મત ઉભા થયા હતા, અને ખ્રીસ્તી માન્યતા કે સિદ્ધાંતને શુદ્ધ રાખવા તથા મંડળીની બીજી રીતે યોગ્ય વ્યવસ્થા રાખવા માટે સર્વ અધિકાર એકહથુ રાખવાની પૂરી જરૂર હતી, અને એમાંથીજ વડીલોના આગેવાન તરીકે "અધ્યક્ષ"ની પદવી ઉભી થઇ. આ "અધ્યક્ષ"નું કાર્ય ખ્રીસ્તી મત શુદ્ધ રાખવા ઉપરાંત મંડળીની મિલ્કતની યોગ્ય વ્યવસ્થા રાખવાનું, અને તેનો યોગ્ય ઉપયોગ કરવાનું હતું.

પહેલી સદીની આખરમાં અને બીજી સદીની શરૂઆતમાં ખ્રીસ્તી મંડળીની વ્યવસ્થા કેવી હતી તેના સંબંધમાં "બાર પ્રેરિતોનું શિક્ષણ" એ નામના પુસ્તક ઉપરથી કેટલીક માહિતિ મળી છે. તેમાં અધ્યક્ષનો અને સેવકોનો એમ માત્ર બેજ અધિકારીવર્ગ વિષે કહેવામાં આવ્યું છે; આ વખતે "અધ્યક્ષ" એ 'વડીલ'થી જુદો ન હતો. આ બન્નેનું કાર્ય આ સમયે મુખ્યત્વે કરીને કાર્યવાહક તરીકેનું હતું. આ સિવાય "પ્રેરિતો," "પ્રબોધકો," અને "શિક્ષકો" ના વર્ગ હતા. આ "પ્રેરિતો" માત્ર ઇસુના અંગત શિષ્યો—યોહાન, પીતર વગેરે—ન હતા, પણ જે કોઇ તેમની માફક સ્થળે સ્થળે ફરી ધર્મપ્રચારનું કાર્ય કરતા હતા તે પણ પ્રેરિતો કહેવાતા હતા. તેઓ અમુક અંશે સાધુ સુંદરસીંગ જેવા હોય એમ માની શકાય છે. "પ્રબોધકો" અને "શિક્ષકો" પણ "પ્રેરિતો"ની માફક કેટલીક વાર જુદે જુદે સ્થળે ફરતા હતા, પણ તેઓ કોઇ એક સ્થાનમાં સ્થાયી રહેતા હતા. આ ત્રણ વર્ગના માણસો ખ્રીસ્તી સિદ્ધાંતનો પ્રચાર કરતા, તેમજ તેને શુદ્ધ રાખવાનું કાર્ય પણ કરતા હતા, પણ આગળ જતાં એવું બન્યું કે ધીમે ધીમે આ કાર્ય અધ્યક્ષોના હાથમાં આવ્યું. એનું એક કારણ કદાચિત એ પણ હોઇ શકે કે આવા સાધુઓમાં—એમાંના કેટલાક ગૃહસ્થસાધુઓ પણ હોવા જોઇએ—કોઇ કોઇ બધી રીતે સ્વતંત્ર હોઇ ફાવે તેવો મત ધરાવતા હતા, તથા તેમનું ચારિત્ર પણ જોઇએ તેવું ન હતું. આ રીતે "અધ્યક્ષો" અથવા "વડીલો"નો અધિકાર વધતો ગયો, અને આગળ જતાં તેમાંથી અધ્યક્ષની એક ખાસ પદવી ઉભી થઇ, અને તેનો અધિકાર તેની મંડળી ઉપર સર્વ રીતે પૂર્ણ થયો.

"બાર પ્રેરિતોનું શિક્ષણ."

વડીલોના આગેવાન તરીકે "અધ્યક્ષ"ની પદવી જે સ્થાપવામાં આવી તેનું પરિણામ ખ્રીસ્તી મંડળીઓના સંગઠન માટે બહુ સારૂં આવ્યું, અને જે "સાર્વજનિક ખ્રીસ્તી ધર્મ" કહેવાય છે તેનો વિકાસ કરવામાં એ પદવી બહુ સહાયભૂત થઇ. ધીમે ધીમે આ અધ્યક્ષો મુખ્ય પ્રેરિતોના ઉત્તરાધિકારી ગણાવા લાગ્યા, અને તેઓ પ્રેરિતોનીજ પરંપરા ચાલુ રાખે છે એમ સર્વત્ર મનાવા લાગ્યું. આની સાથે સાથેજ ખ્રીસ્તી સિદ્ધાંતનું નિશ્ચિત સ્વરૂપ પણ ઘડાવા લાગ્યું. વળી નવા કરારનું

સાર્વત્રિક ખ્રીસ્તી મંડળીનાં બીજ.

સાહિત્ય જે અત્યાર સુધી છુટું છુટું હતું તે એકત્ર થયું, અને ખ્રીસ્તી શાસ્ત્ર જેવું કંઇક છે અને તેમાં ખ્રીસ્તી સિદ્ધાંત વગેરે મળી આવે છે એવું ભાન સર્વ મંડળીઓને થયું. આ સાથે પ્રભુભોજનનો સંસ્કાર વધારે પવિત્ર મનાવા લાગ્યો, અને જેમણે ખ્રીસ્તી જીવનમાં કંઇક પ્રગતિ કરી હોય તેઓજ તેમાં ભાગ લેવા લાગ્યા. આવું પરિણામ લાવવામાં ખ્રીસ્તીઓની આત્મિક જરૂરીઆતો, તેમજ તેમના શત્રુઓ તથા પોતાને ખ્રીસ્તી તરીકે ઓળખાવતા પાખંડી મિત્રોના વિરોધનું દબાણ એ બન્ને બહુ સારી રીતે સહાયભૂત થયાં હતાં.

અધ્યક્ષના અધિકારની વૃદ્ધિ.

આ સર્વે ફેરફારનું એક મોટું અને અગત્યનું પરિણામ એ આવ્યું કે ત્રીજા સૈકાની શરૂઆતમાં ખ્રીસ્તી અધિકારીવર્ગ અને ખાસ કરીને અધ્યક્ષો એક યાજકવર્ગ તરીકે ગણાવા લાગ્યા. આ વખતે મંડળીની વ્યવસ્થા રાખવાનું કાર્ય તેમના હાથમાં હતું એટલુંજ નહિ, પણ ખ્રીસ્તી ભજનસેવા ચલાવવાનું તથા પતિત ખ્રીસ્તી વ્યક્તિઓનું પ્રાયશ્ચિત્ત ઠરાવવાનું અને કરાવવાનું કાર્ય પણ તેમના હાથમાં હતું. આ રીતે તેમનો ધાર્મિક અધિકાર વધ્યો હતો અને તેઓ એક પ્રકાર આચાર્યપદ ભોગવતા થયા હતા. વળી ધીમે ધીમે તેમનું કાર્યક્ષેત્ર પણ વધતું જતું હતું. ખ્રીસ્તી ધર્મ પહેલાં મોટાં શહેરોમાં અથવા ગામોમાં સ્થાપિત થયો હતો, અને કોઇ પણ અધ્યક્ષ અમુક એક ગામની મંડળી ઉપર અધિકાર ચલાવતો હતો. પણ એ મંડળીનું જોર વધતાં શહેરની આજુબાજુનાં નાનાં ગામડાંઓમાં નાની નાની મંડળીઓ સ્થાપિત થતી હતી, અને એ મંડળીઓ શહેરની મંડળીની શાખારૂપ ગણાતી હતી, તથા તેના અધ્યક્ષના અધિકાર નીચે આવતી હતી. આ રીતે અધ્યક્ષનો અધિકાર વધતો ગયો, અને કાળ જતાં સુમારે ત્રીજી સદીના મધ્ય કાળમાં અધ્યક્ષોજ ખ્રીસ્તી ધર્મ અને મંડળીના સ્તંભરૂપ મનાવા લાગ્યા.

અધ્યક્ષોમાં પદવી-ભેદ.

પણ આ સ્થિતિ લાંબો કાળ ચાલે તેમ ન હતું. સર્વ ગામની મંડળીઓ સરખી ન હતી, તેમજ અધ્યક્ષ અધ્યક્ષમાં પણ ચારિત્ર, જ્ઞાન વગેરેનો મોટો ભેદ જોવામાં આવતો હતો. વળી અધ્યક્ષો વચ્ચે પણ સિદ્ધાંત તેમજ બીજી અતિ અગત્યની વાતોના સંબંધમાં મોટો મતભેદ હોય એ સંભવિત હતું. આ કારણથી લગભગ પહેલેથીજ અમુક અધ્યક્ષોનું માન તેમના ચારિત્રને લઇને કે તેમની બીજી કોઇ એવીજ અગત્યને લીધે વિશેષ હતું. વળી મોટાં શહેરોની મંડળીઓના અધ્યક્ષનું પદ સાધારણ ગામોના અધ્યક્ષના પદ કરતાં અધિક ગણાવા લાગ્યું. આ નિયમ પ્રમાણે આલેકઝાંડ્રિઆ, અંત્યોખ, કાર્થેજ, એફેસસ અને યરૂશાલેમના અધ્યક્ષોનું સ્થાન વધારે ઉંચું મનાયું, અને રૂમ જે આખા સામ્રાજ્યનું પાટનગર હતું તેનો અધ્યક્ષ તો સર્વથી મોટો મનાવા લાગ્યો. આવો ફેરફાર થતાં લગભગ એકાદ બે સૈકાં લાગ્યાં હતાં, અને તેનો વિકાસ પશ્ચિમ કરતાં પૂર્વમાં વધારે જલદીથી થયો હતો.

અધ્યક્ષના અધિકારની વૃદ્ધિ સાથે તેમની નિમણુકનો પ્રશ્ન અતિ અગત્યનો સંબંધ ધરાવે છે. ઉપર કહ્યું છે કે તેઓ ધીમે ધીમે પ્રેરિતોના ઉત્તરાધિકારી ગણાવા લાગ્યા હતા. આનો અર્થ એમ પણ થઇ શકે છે કે તેમના અધિકારની પરંપરા ચાલુજ હતી અને તે કદી પણ તુટી ન હતી. આમાં એટલો સત્યાંશ છે કે ઘણી મંડળીઓમાં વડીલોની ચુંટણી પ્રેરિતોની ભલામણ મુજબ થઇ હોવી જોઇએ; પણ તેની સાથે એ વાત પણ ધ્યાનમાં લેવી જોઇએ છે કે વડીલોની ચુંટણી મંડળી તરફથી કરવામાં આવતી હતી. આ બતાવે છે કે એ વખતે મંડળીઓને પણ કેટલોક અધિકાર હતો. આનું કારણ એ છે કે પહેલાંના ખ્રીસ્તીઓમાં કંઇક એવી માન્યતા હતી તેઓ સર્વ સરખા છે, અને અમુક અંશે હતું પણ તેમજ. ખ્રીસ્તી થવા માટે તેમને ઘણા ભોગ આપવા પડયા હતા, અને તેઓએ ખરા વિશ્વાસને લીધેજ ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો હતો. વળી તેમની દૃષ્ટિ આત્મિક હતી અને તેમનામાં પરસ્પર પ્રેમભાવ એટલો બધો હતો કે તેમની વચ્ચે 'અધિકાર' નું સ્થાન બહુ ન હતું. બધા એકબીજાની અને જગતની સેવા કરવામાં પોતાનું ગૌરવ સમજતા હતા, પણ આ સ્થિતિમાં તરતજ ફેર પડયો હતો. બીજી પેઢીના ખ્રીસ્તીઓ તેમનાં માબાપ જેવા ન હતા. વળી ખ્રીસ્તી ધર્મનો ફેલાવો જોસભેર થવાથી તેમાં ઘણી જાતના લોકો જુદા જુદા હેતુથી દાખલ થયા હતા. વળી વિચાર તેમજ કાર્યમાં બહારના શત્રુઓનો મારો ચાલુજ હતો. આ કારણથી 'અધિકાર' વગર ચાલે તેમ ન હતું, અને તેથીજ અધિકારીવર્ગ ઉભો થયો. આ અધિકારીવર્ગે ધીમે ધીમે યાજક-વર્ગનું સ્વરૂપ પકડયું હતું એ પણ ઉપર કહેલું છે. આ સ્થિતિમાં અધ્યક્ષની ચુંટણી કરવા માટે વડીલો પ્રથમ પોતામાંના કોઇએકની નિમણુક કરતા હતા, અને પછી તે માણસ મંડળી તરફથી અધ્યક્ષ તરીકે ચુંટાતો હતો. તેની વરણીમાં આજુબાજુના બીજા અધ્યક્ષોની સમ્મતિ પણ લેવામાં આવતી હતી. આ પ્રમાણે અધ્યક્ષ એક વખત ચુંટાયા પછી તેને યથાવિધિ દિક્ષા આપવામાં આવતી હતી. આ દિક્ષા આપવાના કાર્યમાં પહેલાં ઓછામાં ઓછા એક અધ્યક્ષની જરૂર પડતી હતી, અને તે ઘણું કરીને પાસેના કોઇ ગામમાંથી આવતો હતો; પરંતુ ત્રીજા સૈકાની આખરમાં આ કાર્ય માટે ઓછામાં ઓછા ત્રણ અધ્યક્ષની જરૂર પડતી હતી. વડીલો અને સેવકોને પણ દિક્ષા આપવામાં આવતી હતી, અને તે કાર્ય તેમનો અધ્યક્ષ કરતો હતો. તેમની નિમણુક પણ તેનાજ હાથમાં હતી, છતાં તેમની ચુંટણી મંડળી તરફથી નિયમસર કરવામાં આવતી હોય એ સંભવિત છે. વડીલો અને સેવકો અધ્યક્ષોને આધીન હતા, અને વળી વડીલો અધ્યક્ષના મંત્રીઓ ગણાતા. કોઇ મંડળીની શાખાઓ જેમ જેમ વધતી જતી, તેમ તેમ તેને વડીલોની દેખરેખ નીચે મૂકવામાં આવતી હતી. વડીલોની સંખ્યાની કંઇ ખાસ હદ ન હતી. સેવકો મુખ્યત્વે કરીને

અધ્યક્ષની ચુંટણી

અધ્યક્ષની પાસેજ રહેતા અને તેને સર્વ કાર્યમાં સહાય કરતા. પહેલાં તેમની સંખ્યા મોટે ભાગે સાતનીજ રાખવામાં આવતી હતી, કારણ કે પ્રેરિતોએ નીમેલા સૌથી પહેલા સેવકોની સંખ્યા સાતનીજ હતી. રૂમની મંડળીમાં જ્યારે વધારે સેવકોની જરૂર પડી ત્યારે ત્યાંના અધ્યક્ષ ફ્રાબિયને (૨૩૬-૨૫૦) સાત સેવકોના હાથ નીચે બીજા સાત ઉપ-સેવકો નીમ્યા. પણ સર્વ ઠેકાણે સેવકોની સંખ્યા કંઇ સાતનીજ રાખવામાં આવતી ન હતી, તેમજ જ્યાં સાતજ નીમવાનો રિવાજ હતો, ત્યાં તે ઝાઝો વખત ટક્યો ન હતો.

આ પ્રમાણે ત્રીજા સૈકાની શરૂઆતમાં અધ્યક્ષ, વડીલ અને સેવક એમ ત્રણ અધિકારીવર્ગ હતા. પણ ખ્રીસ્તી મંડળીઓની વૃદ્ધિ એટલી બધી થતી હતી કે આ ત્રણ ઉપરાંત બીજા ઉપાધિકારીવર્ગ ઉભા કરવાની જરૂર જણાઇ હતી. આમાંનો પહેલો "વાંચક" નો વર્ગ હતો, ઉપરાંત "ભૂત કાઢનાર" વગેરે વર્ગ હતા. વળી પૂર્વની મંડળીઓમાં "સેવિકાઓ" તરીકે સ્ત્રીઓનો પણ એક વર્ગ હતો. તેમનું કાર્ય ખાસ કરીને માંદી સ્ત્રીઓની સેવા કરવાનું હતું. સ્ત્રીઓનો એક બીજો વર્ગ હતો, જે "વિધવાઓ" ના નામથી ઓળખાતો હતો. તેમનું કાર્ય પ્રાર્થના કરવાનું અને માંદી સ્ત્રીઓની માવજત કરવાનું હતું. આ બધા અધિકારીવર્ગનું ભરણપોષણ મોટે ભાગે મંડળી તરફથી કરવામાં આવતું હતું. પ્રત્યેક મંડળીની જુદી જુદી વ્યક્તિઓ તરફથી ખાનપાનની વસ્તુઓ તેમજ પૈસારૂપી દાન મંડળીના અધ્યક્ષને આપવામાં આવતાં હતાં, અને તે તેનો યોગ્ય ઉપયોગ કરતો હતો. આ દાનને આગળ જતાં "દશાંશ" નામ આપવામાં આવ્યું હતું. ખ્રીસ્તી અધિકારીવર્ગમાંના ઉપલા વર્ગના માણસો ત્રીજા સૈકાની મધ્યમાં પોતાનો બધો વખત મંડળીના કાર્યને માટે રોકવા લાગ્યા હતા, તોપણ તેમાંના કોઇ કોઇ સાંસારિક કાર્ય પણ કરતા હતા. નીચલા વર્ગોને તેમ કરવાની છુટ હતી.

અધિકારીવર્ગોમાં વૃદ્ધિ.

આ પ્રમાણે જેમ જેમ ખ્રીસ્તી ધર્મના પ્રચારકાર્યની વૃદ્ધિ થતી જતી હતી અને મંડળીઓનું કાર્ય વધતું જતું હતું, તેમ તેમ ખ્રીસ્તી અધિકારીવર્ગ એક યાજકવર્ગ તરીકે બીજા ખ્રીસ્તીઓથી છુટો પડતો હતો અને મંડળીનું બધું કાર્ય તેમનાજ હાથમાં હતું. વળી જેમ મંડળીમાંજ બે વર્ગ—એક યાજકનો અને બીજો સામાન્ય શિષ્યોનો—ઉભા થયા હતા તેમ બધા ખ્રીસ્તીઓમાં એક એવી મોટી મંડળી ઉભી થતી હતી કે જે પોતાને બધી રીતે ખરી સમજતી હતી, અને અન્ય ધર્મીઓ, પાખંડીઓ, વગેરેથી જુદી પડતી હતી. આ મંડળીને લગભગ બીજા સૈકામાંજ "સાર્વત્રિક મંડળી" એવું નામ આપવામાં આવ્યું હતું; વળી તેમાં દાખલ થવું એજ મોક્ષનો માર્ગ લેવા બરાબર ગણાતું હતું. અધ્યક્ષો આ મંડળીના સ્તંભરૂપ મુખ્ય પાળકો હતા, અને તેમને તે કાળના કેટલાક મોટા ખ્રીસ્તી લેખકો ઇસુ ખ્રીસ્તના પ્રતિનિધિ તરીકે

સાર્વત્રિક મંડળી.

ગણુતા હતા. તેઓમાં સિપ્રિયન અને ઇરેનીઅસ મુખ્ય હતા. વળી ઇરેનીઅસ સર્વ અધ્યક્ષોમાં રૂમના અધ્યક્ષને પ્રેરિતોના શિક્ષણના સમર્થ રક્ષક તરીકે પ્રાધાન્ય આપે છે. વળી રૂમના અધ્યક્ષને સર્વથી વડો અધ્યક્ષ ગણવાનાં ઘણાં કારણો હતાં, તેમાંનું એકાદ ઉપર જણાવવામાં આવ્યું છે. રૂમ એ આખા સામ્રાજ્યનું પાટનગર હતું એટલુંજ નહિ, પણ ત્યાં પીતર અને પાઉલ એ બન્ને સમર્થ પ્રેરિતોએ કાર્ય કર્યું હતું, અને ત્યાં તેમણે પ્રાણાર્પણ કર્યાં હતાં, એવી માન્યતા એ કાળે ખ્રીસ્તીઓમાં ચાલતી હતી, અને તેને લીધે તેનું મહત્ત્વ ઘણું વધ્યું હતું. વળી ત્યાંની મંડળી સર્વેથી મોટી હતી, અને તેમાં ઉચ્ચ વર્ગનાં ઘણાં માણસો હતાં. આ ઉપરાંત સતાવણીઓમાં પહેલો મારો હમેશાં રૂમની મંડળી પરજ આવતો હતો, અને કદાચિત પ્રાણાર્પણ કરનારા ખ્રીસ્તીઓની વધારે મોટી સંખ્યા આ મંડળીમાંનીજ હતી. વળી જ્યાં જ્યાં પૈસા વગેરેની જરૂર પડતી હતી, ત્યાં ત્યાં અહીંની મંડળી તે પૂરી પાડતી હતી. વળી અન્યધર્મીઓ, પાખંડીઓ વગેરે સામે પણ તેણેજ સર્વથી વધારે ટક્કર લીધી હતી, તથા તેમને ફાવવા દીધા ન હતા. વળી અહીંની મંડળીનું કાર્ય બીજી મંડળીઓ કરતાં વધારે વ્યવસ્થાપૂર્વક ચાલતું હોય એ પણ સ્વાભાવિક છે. આ બધાં કારણથી અહીંની મંડળીનું પ્રાધાન્ય સર્વ ખ્રીસ્તી મંડળીઓમાં હતું, તેમજ તેના વડા અધ્યક્ષનું પ્રાધાન્ય પણ એજ રીતે સ્વીકારાયું હતું. આગળ જતાં 'પાપા' તરીકે રૂમના અધ્યક્ષનો જે અધિકાર બીજા બધા અધ્યક્ષોમાં સર્વોપરી અને સ્વતંત્ર મનાયો હતો, તેની શરૂઆત અહીં-થીજ, એટલે ઇ. સ. ની બીજી સદીની આખરમાં અને ત્રીજી સદીની શરૂઆતમાં, સારી રીતે થઇ ચુકી હતી.

રૂમની મંડળી અને તેના અધ્યક્ષનું પ્રાધાન્ય.

# પ્રકરણ ત્રીજું.

## ખ્રીસ્તી જીવન અને ભજનસેવા.

ખ્રીસ્તીઓનાં કેટલાંક ખાસ લક્ષણ.

બીજી અને ત્રીજી સદીના ખ્રીસ્તી લેખકોના કહેવા ઉપરથી એવું માલમ પડે છે કે હજુ પણ ખ્રીસ્તી ધર્મ જીવંત હતો, અને તેના પ્રચારથી દુષ્ટ અને અધમ માણસોનાં જીવન પવિત્ર અને ધાર્મિક થતાં હતાં. જે લોકો નવા શિષ્યો થતા હતા તેમાંના ઘણામાં અજાયબ જેવો ફેરફાર થએલો જોવામાં આવતો હતો. તેમનું વિષયી અન્યાયી અને સ્વાર્થી જીવન દૂર થતું હતું, અને તેને બદલે તે સંયમી અને આત્મભોગ આપનારૂં થતું હતું. આ ઉપરાંત ખ્રીસ્તીઓનો પરસ્પર પ્રેમ એટલો બધો જોવામાં આવતો હતો, કે જગતના લોકો તે જોઇને આશ્ચર્ય પામતા હતા. વળી તેમનો પ્રેમ માત્ર ખ્રીસ્તીઓ પ્રત્યેજ ન હતો. અન્યધર્મી લોકો પ્રત્યે પણ તેઓ માયાળુ હતા, અને જ્યારે જ્યારે મરકી, દુષ્કાળ કે એવીજ કોઇ કુદરતી આફતને લીધે માણસો દુ:ખમાં આવી પડતાં, ત્યારે ત્યારે ખ્રીસ્તીઓ તેમની મદદે પહેલા દોડતા. ગરીબ, અનાથ વગેરે માટે તેમના તરફથી પુષ્કળ દાન આપવામાં આવતું હતું, અને તેને માટે મંડળીઓમાં નિયમિત રીતે ઉઘરાણાં થતાં હતાં. કેટલીક વાર નવા ખ્રીસ્તીઓ પોતાની બધી મિલ્કત મંડળીને આપી દેતા હતા, અને તેમાંથી જુદા જુદા લોકોને મદદ આપવામાં આવતી હતી. કોઇ પણ મંડળી કે વ્યક્તિ અમુક કારણથી મુશ્કેલીમાં આવી પડે, કે અમુક મંડળીઓ ઉપર સતાવણી ચાલતી હોય ત્યારે ખ્રીસ્તીઓ જુદે જુદે સ્થળેથી તેમને બનતી મદદ મોકલતા; તો પણ આ ઉપરથી એમ સમજવાનું નથી કે તે કાળના ખ્રીસ્તીઓ બધી રીતે સંપૂર્ણ હતા કે તેમનામાં તે વખતે કંઇ પણ દોષ ન હતા.

કૌટુંબિક જીવન.

ખ્રીસ્તી ધર્મની એક મોટી અસર કૌટુંબિક જીવન ઉપર થએલી જોવામાં આવતી હતી. ખ્રીસ્તી ધર્મ સ્થપાયા પહેલાં યહુદીઓ તેમજ અન્યધર્મી લોકોમાં લગ્નનું બંધન એ એક પવિત્ર દૈવી બંધન મનાતું ન હતું, તેથી સ્ત્રી અને પુરુષનો પતિપત્ની તરીકેનો સંબંધ જે સ્થાયી અને અખંડિત હોવો જોઇએ તે જોવામાં આવતો ન હતો. ખ્રીસ્તી ધર્મે ધીમે ધીમે આવા પવિત્ર બંધનનો પ્રચાર કર્યો, અને તેથી કૌટુંબિક જીવને એક નવુંજ સ્વરૂપ પકડયું. જે લોકો નવા ખ્રીસ્તી થતા હતા તેમને બને ત્યાં સુધી તેમના કુટુંબની સાથેજ રાખવામાં આવતા હતા, પણ જો કોઇ પણ અનિવાર્ય કારણથી એમ ન બની શકે તો તેમને તેમની સ્ત્રી અને બાળકોથી જુદા પાડવામાં

આવતા હતા. તેમને આવી રીતે જુદા પાડયા પછી પણ બનતાં સુધી નવું લગ્ન કરવા દેવામાં આવતું ન હતું. જે લોકો જન્મથી કે નાની ઉંમરથી ખ્રીસ્તી મંડળીમાં જોડાએલા હોય તેમનું લગ્ન ઘણું કરીને ખ્રીસ્તીઓમાંજ કરવામાં આવતું હતું. લગ્નક્રિયાના સંબંધમાં પ્રથમ તેને કાયદેસર ઠરાવવા માટે જે કંઇ આવશ્યક હતું તે કરતા, પછી ભજનસેવા કરતા, અને છેલ્લે પ્રભુભોજન પાળી ક્રિયા પૂરી કરવામાં આવતી હતી. બીજી સદીની આખરથી આ ક્રિયા ઘણું કરીને ખ્રીસ્તી અધિકારીવર્ગ તરફથી કરવામાં આવતી હતી.

જે લોકોમાંથી ખ્રીસ્તીઓ થતા હતા, તેમનામાં કેટલાક એવા રિવાજો હતા, તથા કેટલાંક સામાજિક કારણોને લીધે તેમને એવાં ક્રિયાકર્મ કરવાની ફરજ પડતી હતી કે ખ્રીસ્તીઓને મોટે ભાગે તેમનાથી જુદા થવું પડતું હતું. વળી ખ્રીસ્તીઓની વિવેકબુદ્ધિ તે વખતે બહુ સતેજ હોવાથી તેમને અમુક ધંધાઓ અધર્મ્ય લાગતા હતા. અમુક વખત સુધી તો રાજ્યની કોઇ પણ નોકરી મેળવી અધિકાર ભોગવવો એ પણ તેમને ખ્રીસ્તી ધર્મની વિરૂદ્ધ લાગતું હતું. વળી જે અધિકારને અંગે કોઇ માણસને દેહાંતદંડની સજા કરવી પડે તે તો તેમને પૂર્ણ રીતે ત્યાજ્ય લાગતો હતો. યુદ્ધમાં જઇ માણસોની હિંસા કરવી એ પણ તેઓ પાપ માનતા હતા, તેથી તેઓ બનતાં સુધી લશ્કરમાં દાખલ થતા ન હતા. વળી જે ધંધામાં મૂર્તિપૂજા, જાદુ કે જ્યોતિષ આવશ્યક હતાં તેમને પણ તેઓ ત્યાજ્ય માનતા. આવી રીતે ખ્રીસ્તીઓને ઘણા ધંધાઓથી દૂર રહેવું પડતું, અને તેથી તેમને આર્થિક નુકસાન ખમવું પડતું હતું, છતાં તેઓ તે ખુશીથી સહન કરતા અને તેમાં વળી પોતાનું ગૌરવ સમજતા. જે સ્થિતિ ધંધાઓના સંબંધમાં હતી તે વિશેષ અંશે જનસમાજના ઉત્સવો, તમાસા, વિનોદ વગેરેના સંબંધમાં હતી. આ ઉત્સવો અને એવી બીજી બાબતોમાં મૂર્તિપૂજાને મુખ્ય સ્થાન હતું, તેમજ તેમાં બિભત્સ શબ્દો વપરાતા હતા, તથા કેટલાંક કુકર્મો પણ થતાં હતાં. આ બધાને લીધે ખ્રીસ્તીઓને સ્વાભાવિક રીતેજ તેનાથી દૂર રહેવું પડતું. નટો કે નટીઓનું જીવન એવું અનીતિમય ગણાતું હતું કે તેમને તો મંડળીમાં પણ દાખલ કરવામાં આવતાં નહિ. આ ઉપરાંત સાઠમારીઓ, મલ્લકુસ્તીઓ વગેરેમાં જાનવર તેમજ મનુષ્યોની હિંસા થતી હોવાથી, અથવા તેમના પ્રત્યે અતિશય ઘાતકી વર્તન ચલાવવામાં આવતું હોવાથી, ખ્રીસ્તીઓ એથી પણ દૂરજ રહેતા.

સામાજિક જીવન.

સાધારણ જનસમાજમાં જે કેટલાક ધંધા, ઉત્સવ, વિનોદ, રમતગમત વગેરે પ્રચલિત હતાં તેમના પ્રત્યે ખ્રીસ્તીઓનાં આ વૃત્તિ અને વર્તન યોગ્યજ હતાં; કારણ કે એ બધાંથી અમુક પ્રકારના પાપનો ડાઘ લાગવાનો ઘણો ભય અને સંભવ હતો. પણ આ વર્તનનું મૂળ કંઇક વધારે ઉંડું હતું. જેઓમાં ખ્રીસ્તી ધર્મનો ખરો ભાવ આવ્યો હતો તેમનામાં એક જાતનું

પારલૌકિક જીવન.

વૈરાગ્ય ઉત્પન્ન થયું હતું, અને તેઓ આ જગતને તો માત્ર સ્વર્ગ માટે તૈયાર કરનારી એક શાળા તરીકે ગણુતા હતા. બીજા શબ્દોમાં કહીએ તો તેમનું જીવન પારલૌકિક હતું, અને તેઓ પરલોક કે સ્વર્ગનેજ પોતાનું સાચું સ્થાન માનતા હતા. હવે આ પારલૌકિક—આત્મિક—જીવન ગાળવામાં જેમ જગત તરફથી વિઘ્ન નડતું હતું, તેમ અને કદાચિત તે કરતાં પણ વધારે પ્રમાણમાં દેહ તરફથી વિઘ્ન નડતું હતું. આ કારણથી "દેહદમન" એ ખ્રીસ્તીઓમાં આવશ્યક ગણાતું હતું,

દેહદમન.

અને તેના મુખ્ય અંગ તરીકે ઘણા તરફથી ઉપવાસ તથા બ્રહ્મચર્યનો સ્વીકાર કરવામાં આવતો હતો. જુદી જુદી વ્યક્તિઓ પોતાને યોગ્ય લાગે તેમ ઉપવાસ કરતી હતી; એ ઉપરાંત ખ્રીસ્તીઓ બુધવાર અને શુક્રવારને ઉપવાસના દિવસ તરીકે પાળતા હતા, અને તે દિવસોએ બપોરના ત્રણ વાગતાં સુધી તેઓ કંઇ ખાતા નહિ. કોઇ માણસને પ્રાયશ્ચિત્ત કરવાનું હોય તો તેને પણ ઉપવાસ કરવા પડતા. બ્રહ્મચર્યના સંબંધમાં ઇસુ ખ્રીસ્ત અને બાપ્તિસ્મા આપનાર યોહાનના દૃષ્ટાંતનું અનુકરણ થવા લાગ્યું હતું. સ્ત્રીઓમાં ખાસ કરીને મરિયમ પોતાની આખી જીંદગીભર કુમારિકાજ રહી હતી એવી માન્યતા ખ્રીસ્તીઓમાં દિનપ્રતિદિન અધિકાધિક દૃઢ થવાથી તેની ઘણી ઉંડી અસર

બ્રહ્મચારિણીઓ.

થઇ. પરિણામે ઘણી કુમારિકાઓ બ્રહ્મચારિણી રહેવા લાગી. તેને માટે તેઓને યથાવિધિ વ્રત લેવું પડતું હતું; પછી તેનો ભંગ કરવો એ એક મહાપાતક ગણાતું હતું. ચોથા સૈકામાં આ બાળબ્રહ્મચારિણી સ્ત્રીઓ વૈરાગ્યસૂચક કાળો પોષાક પહેરતી હતી, અને તેમને અધ્યક્ષ તરફથી નિયમિત રીતે દિક્ષા આપવામાં આવતી હતી. આ દિક્ષાક્રિયામાં તેમણે ઇસુ ખ્રીસ્ત સાથે લગ્ન કર્યું છે એવું સૂચવનારો એક બુરખો તેમને આપવામાં આવતો હતો. આ બ્રહ્મચારિણીના વર્ગ ઉપરાંત સ્ત્રીઓનો એક બીજો વર્ગ ઉભો કરવામાં આવ્યો હતો, અને જે વિધવાઓએ ફરી ન પરણવાનો નિશ્ચય કર્યો હોય તેમનો તે બનેલો હતો. તેમનું કામ સેવા કરવાનું હતું, અને સેવિકાઓ ઘણી વાર તેઓમાંથી ચુંટી કાઢવામાં આવતી હતી. જેમ સ્ત્રીઓના સંબંધમાં બ્રહ્મચર્યની પ્રથા દૃઢ થતી ગઇ તેમજ પુરુષોના સંબંધમાં પણ તે થવા લાગી. મંડળીના અધિકારીવર્ગમાં બ્રહ્મચારી પુરુષો ગૃહસ્થ કરતાં વધારે ઉત્તમ મનાવા લાગ્યા, તથા અધ્યક્ષ અને વડીલો અથવા તેના હાથ નીચેના યાજકો પોતાના યાજકકાર્યની દિક્ષા લીધા

સાધુઓ.

પછી લગ્ન કરતા ન હતા. આ પહેલું પગથીઉં હતું. બીજું પગલું એ હતું કે માત્ર બ્રહ્મચારીઓજ અથવા વિધુર ખ્રીસ્તીઓ યાજક થઇ શકે એમ મનાવા લાગ્યું; પણ તે પગલું પશ્ચિમના દેશો કરતાં પૂર્વના દેશોમાં વહેલું લેવાયું હતું. પરંતુ એક વખત પશ્ચિમમાં આ જાતનો યાજકવર્ગ દાખલ થયો એટલે તેમની પાસે ઘણા ઉંચા આત્મિક જીવનની આશા રખાવા લાગી, અને ધીમે ધીમે જુદી જુદી જાતના સાધુઓના સંઘ ઉભા થયા.

ખ્રીસ્તીઓની સંખ્યા જેમ જેમ વધવા લાગી, તેમ તેમ તેમને પોતાનાં ભજનાલય માટે મોટાં મોટાં મકાનોની જરૂર પડવા લાગી. પહેલાં તેઓ મકાનો ભાડે લેતા હતા અથવા સાદાં મકાનો બાંધતા હતા, પણ જ્યારે ધીમે ધીમે ખ્રીસ્તી ધર્મે પોતાનું સ્વતંત્ર સ્વરૂપ પ્રગટ કરવા લાગ્યો, ત્યારે ભજનસેવા માટે ખાસ મકાનો તૈયાર કરવાની ખ્રીસ્તીઓને જરૂર જણાઈ. આ જાતનાં ઘર જેને હાલ દેવળ નામ આપી શકાય છે, તે પ્રથમ રૂમનાં ન્યાયમંદિરોના નમુના ઉપરથી બાંધવામાં આવ્યાં હતાં, અને તેમાં કાળાંતરે જરૂર પડતાં યોગ્ય સુધારાવધારા કરવામાં આવ્યા હતા. આ જાતનાં દેવળો ડીઓક્લેશીઅન સમ્રાટના વખતમાં હતાં; વળી તેઓમાંનાં કેટલાંક બહુ સુંદર હતાં. રોમન કેથોલિક દેવળો અને અંગ્રેજ મંડળીનાં જે દેવળો આપણે અત્યારે જોઇએ છીએ તેમાં અને આ ત્રીજા સૈકામાં ઉભાં થએલાં દેવળોમાં બહુ ફેર નથી. હવે ખ્રીસ્તી દેવળ બાંધવાનો ખરો યુગ તો કોન્સ્ટાન્ટીન સામ્રાજ્યની ગાદીએ આવ્યો ત્યાર પછીજ શરૂ થયો. તેણે પોતે યરૂશાલેમ, બેથલેહેમ અને કોન્સ્ટાન્ટીનોપલમાં અતિ સુંદર દેવળો બંધાવ્યાં. આ દેવળોમાં પહેલાં મૂર્તિ જેવું કંઇ ન હતું, પણ ખ્રીસ્તના જીવનની કેટલીક બીનાઓ અને તેની વાર્તાઓનાં સુંદર ચિત્રો કાઢવામાં આવતાં હતાં. આ ઉપરાંત કેટલાંક ચિહ્ન પણ, જેવાં કે પવિત્ર આત્મા સૂચવતું કબુતર, ઇસુનાં નામ અને કાર્યના પ્રથમ અક્ષર ગ્રીક શબ્દથી દર્શાવનાર માછલી, આત્મા અને મંડળીના સ્વર્ગગમનસૂચક વહાણ, વિશ્વાસી જનના આનંદસૂચક સારંગી, તેની આશાસૂચક લંગર, વગેરે ચિત્રો તરીકે જોવામાં આવતાં હતાં. ત્રીજા સૈકાની આખરમાં ખ્રીસ્તીઓ પોતાના શરીર ઉપર વધસ્તંભની નિશાની રાખવા લાગ્યા હતા, અને પોતાની આંગળી વડે વધસ્તંભનો આકાર શરીર પર આંકવો એમાં ભૂત વગેરેથી બચી જવાય છે એમ મનાવા લાગ્યું હતું, તો પણ હજુ સુધી વધસ્તંભનો આકાર દેવળમાં જોવામાં આવતો ન હતો.

ખ્રીસ્તી દેવળો.

ખ્રીસ્તીઓમાં આ વખતે અથવા ખાસ કરીને ખ્રીસ્તી ધર્મપ્રસારની શરૂઆતના કાળમાં એવી માન્યતા હતી કે ખ્રીસ્ત તરત આવનાર છે, અને તેને મળવા માટે સર્વે પોતપોતાની કબરોમાંથી પાછાં ઉઠશે. આ કારણથી રૂમી લોકો મુડદાંને બાળતા હતા, છતાં તેમનાથી જેઓ ખ્રીસ્તી થવા હતાં તેઓએ શબને દાટવાનો રિવાજ સ્વીકાર્યો હતો. રૂમ શહેરમાં મુડદાંઓ દાટવા માટે ભોંયરાં કરવામાં આવ્યાં હતાં, અને આજે પણ એ ભોંયરાંની અંદરના આડાઅવળા રસ્તાઓ માપતાં તેમની લંબાઇ સેંકડો માઇલની જોવામાં આવે છે. આ ભોંયરાંમાંનો પહેલવહેલો લેખ ઇ. સ. ૭૨ની સાલનો જોવામાં આવે છે. અહીં માત્ર ખ્રીસ્તીઓનાં મુડદાંઓ દાટવામાં આવતાં હતાં એટલુંજ નહિ પણ ત્યાં પ્રભુભોજન અને પ્રીતિભોજનના સંસ્કાર થતા હતા. ભોંયરાંમાં કેટલુંક ચિત્રકામ

ખ્રીસ્તી કબરો.

પણ જોવામાં આવે છે. વળી મુડદાં સાથે મૂકેલી કેટલીક ચીજો જેવી કે આરસીઓ, વીંટીઓ, બત્તીઓ વગેરે પણ મળી આવેલી છે. કબર ઉપરના લેખોમાં ઉત્થાનની આશા અને આનંદ વ્યાપી રહેલાં જોવામાં આવે છે.

ઉત્સવો.

ખ્રીસ્તીઓ અને ખાસ કરીને અન્યધર્મી લોકોમાંથી થએલા ખ્રીસ્તીઓ યહુદીઓના શનિવારને બદલે રવિવાર પ્રભુવાર તરીકે પાળવા લાગ્યા હતા, એ આગળ કહેલું છે. બીજા સૈકાની આખરમાં પ્રભુવારે સાંસારિક કામ ન કરવું અથવા બને તેટલું ઓછું કરવું એવી માન્યતા ખ્રીસ્તીઓમાં દૃઢ થવા લાગી હતી. વળી એ દિવસ આનંદનો હોવાથી ખ્રીસ્તીઓ ઉભા રહીને પ્રાર્થના કરતા હતા. વાર્ષિક ઉત્સવોમાં સર્વથી પહેલો ઇસ્ટર–ખ્રીસ્તના પુનરૂત્થાન–નો રવિવાર હતો અને તે યહુદીઓના પાસ્ખા પર્વને સ્થાને હતો. આ દિવસ ક્યારે અને કેવી રીતે પાળવો તે સંબંધમાં ખ્રીસ્તી મંડળીઓમાં મોટો મતભેદ ઉત્પન્ન થયો હતો. એશિઆ માઇનરની મંડળીઓ પહેલી ત્રણ સદીમાં નીસાન નામના યહુદી માસનો ચૌદમો દિવસ ગમે તે વાર હોય તો પણ તે દિવસ ઇસ્ટરના તહેવાર તરીકે પાળતા હતા. તે પછી પચાસમાનો દિવસ તહેવાર તરીકે પળાતો હતો. વળી ઇસ્ટર પછીના પચાસ દિવસ ઇસુ ખ્રીસ્તના મહિમાવાન થવાના સ્મારકરૂપે એક રીતે તહેવાર જેવા ગણાતા હતા. આ પચાસ દિવસમાંનો ચાળીસમો દિવસ ઇસુના સ્વર્ગારોહણની યાદ આપવા માટે પળાવા લાગ્યો હતો. આ ઉપરાંત ઇ. સ. ની ત્રીજી સદીની આખરમાં બીજા બે તહેવાર દાખલ થયા હતા. એમાંનો એક એપિફનીનો હતો, તે તહેવાર ઇસુ ખ્રીસ્ત માણસના રૂપમાં પ્રગટ થયો તેની યાદ આપતો હતો. આ તહેવાર ઘણું કરીને પૂર્વના દેશોમાંના યહુદી ખ્રીસ્તીઓ પ્રથમ પાળવા લાગ્યા હતા. બીજો તહેવાર નાતાલનો હતો અને તે રૂમમાં ઉત્પન્ન થયો હતો. આ તહેવાર પ્રથમ સૂર્યને લગતો હતો, અને ખ્રીસ્તીઓએ તે પોતાનો કરી લીધો હતો.

ઇ. સ. ૧૫૦ સુધી ખ્રીસ્તી ભજનસેવા સાદી, સરળ અને ખરા ભાવથી ભરેલી હતી. તેમાં ભક્તિનું પ્રાધાન્ય હતું, તેથી તેમાં બંધનરૂપી નિયમ જેવું બહુ ન હતું. ધર્માર્થે પ્રાણાર્પણ કરનાર જસ્ટીનના વખત સુધી આ સ્થિતિ હતી, પણ તેમાં ઇરેનીઅસ અને તર્તલીઅનના કાળથી, એટલે બીજી સદીની આખરમાં, ફેરફાર થવા લાગ્યો હતો. આ ફેરફારનું એક મુખ્ય કારણ ભક્તિભાવની ન્યૂનતા પણ હોઇ શકે છે. ગમે તે હોય પણ જે નવી ભજનસેવા જોવામાં આવતી હતી તેમાં ગાંભીર્ય વધારે હતું, એમાં કંઇ શંકા નથી. ભજનસેવામાં પ્રાર્થના કરતી વેળા ખ્રીસ્તીઓ રવિવાર સિવાય બીજા દિવસોએ ઘુંટણીએ પડતા હતા. શાસ્ત્રવાંચન ભજનસેવાનું બીજું અંગ હતું. વાંચન ઉપરથી કંઇક બોધ આપવામાં આવતો હતો, તે પરથી હાલમાં ભજનસેવા વખતે અપાતું બોધભાષણ શરૂ થયું છે. શાસ્ત્રના વાંચન પછી

ભજનસેવા.

તેના સંબંધમાં કોઇ કોઇ સ્થળે અમુક અંશે વાદવિવાદ જેવું થતું હતું. સ્તોત્રગાયન તરીકે પ્રથમ ગીતશાસ્ત્રમાંનાં ગીતો ગવાતાં અથવા બોલાતાં હતાં, પણ ધીમે ધીમે કેટલાંક સંગીતમય ગાયન પણ ગવાવા લાગ્યાં હતાં. એવાં ગાયનનું સંગીત પ્રથમ બહુ સાદું હતું, પણ દિનપ્રતિદિન તેનો વિકાસ થતો હતો. ભજનસેવા વખતે ઘણી વાર આગળથી તૈયાર કરેલી પ્રાર્થનાઓ કરવામાં આવતી હતી, પણ કેટલીક વાર મુખ્ય બોધક અથવા ભક્તો પોતાના હૃદયના ભાવ પ્રમાણે પ્રાર્થના કરતા હતા. ધર્માર્થે પ્રાણાર્પણ કરનાર જસ્ટીને કરેલા ખ્રીસ્તી ભજનસેવાના વર્ણન ઉપરથી માલુમ પડે છે કે મુખ્ય બોધકની પ્રાર્થનાઓ સહજ, એટલે તેજ વખતે પોતાના હૃદયમાંથી નીકળતી ઊર્મિઓ પ્રમાણે, કરેલી હતી ; પરંતુ લોકોની લાંબી કે ટુંકી પ્રાર્થનાઓ આગળથી તૈયાર કરવામાં આવતી હતી.

ભજનસેવામાં સર્વ ખ્રીસ્તીઓ તેમજ ઇતર જનો હાજર રહી શકતા હતા, છતાં અન્યધર્મી લોકોને અમુક વખત સુધીજ બેસવા દેવામાં આવતા હતા.

ભજનસેવા કરનાર મંડળ.

ભજનસેવાનો પ્રથમ ભાગ પૂરો થયા પછી, અથવા ખાસ કરીને અધ્યક્ષ કે વડીલોના ઉપદેશ પછી, જેમણે બાપ્તિસ્મા લીધું ન હોય તેમને દેવળમાંથી બહાર કાઢવામાં આવતા હતા. રોમન કેથોલિકમાં પ્રભુભોજન માટે "માસ" નામનો જે લાટિન શબ્દ વાપરવામાં આવે છે તે અન્યધર્મી લોકોને રજા આપવાના કાર્ય માટેના લાટિન શબ્દમાંથી ઉત્પન્ન થયો છે. પ્રભુભોજનની ક્રિયા અતિ પવિત્ર મનાતી હતી, તેથી અન્યધર્મી લોકો તેમાં કોઇ પણ જાતનો—જોવા સરખો પણ—ભાગ ન લે એ ઇચ્છવાજોગ ગણાતું હતું. વળી આ ક્રિયા ખાનગી રાખવાનું એક બીજું કારણ સતાવણીઓને લીધે ઉભું થયું હતું એમ પણ માનવામાં આવે છે. આ ઉપરાંત તેને ખાનગી રાખવામાં તે કાળના કેટલાક ગુહ્ય ધર્મોની અસર પણ સાધનભૂત થઇ હતી. જે

ખ્રીસ્તી ધર્મની ગુહ્ય વાતો અને અધિકારનો ભેદ.

લોકો બાપ્તિસ્મા લેવાની તૈયારી કરતા હતા તેમના જુદા જુદા વર્ગ પાડવામાં આવ્યા હતા, અને તેમને તેમની શક્તિના પ્રમાણમાં ખ્રીસ્તી ધર્મનું રહસ્ય સમજાવવામાં આવતું હતું. ત્રીજી સદીમાં ત્રીએક દેવ, ઇસુ ખ્રીસ્તના ભોગદ્વારે મનુષ્ય અને ઇશ્વર વચ્ચે થએલી સંધિ જેવા ગૂઢ સિદ્ધાંતો વિષે ખ્રીસ્તીઓ વિધર્મીઓ સાથે વાત પણ કરતા ન હતા. "તમારાં મોતી ભુંડોની આગળ ન નાખો" એ વચનને અનુસરીને તથા મનુષ્ય મનુષ્ય વચ્ચેના અધિકારનો ભેદ ધ્યાનમાં રાખીને તેઓ આ બધી વાતો ગુપ્ત રાખતા હતા. બાપ્તિસ્મા આપતી વખતે નવા ખ્રીસ્તી તરીકે વિશ્વાસની જે કબુલાત કરવી પડે છે તે પણ અન્યધર્મીઓથી ગુપ્ત રાખવામાં આવતી હતી. આ પ્રકારનું મૌન યૂરોપમાં છઠ્ઠા સૈકા સુધી જાળવવામાં આવ્યું હતું, પણ ત્યાર પછી બહારના લોકોની સંખ્યા બહુ થોડી રહેવાથી તેમ કરવાની જરૂર જણાઇ ન હતી.

કોઇ પણ વ્યક્તિને બાપ્તિસ્મા આપ્યા પહેલાં ધર્મશિક્ષણ આપવામાં આવતું હતું, અને તે જ્યાં જેટલા પ્રમાણમાં ઘટે ત્યાં તેટલાજ પ્રમાણમાં આપવામાં આવતું હતું. એલેક્ઝાંડ્રિઆના લોકો બહુ બુદ્ધિમાન, તેમજ મોટી વયે બાપ્તિસ્મા લેતા હોવાથી, તેઓને બહુ ઉચ્ચ પ્રકારનું ધર્મશિક્ષણ અપાતું હતું. આગળ જતાં ત્યાં ખ્રીસ્તી ધર્મસેવક વર્ગ તૈયાર કરવા માટે જે મોટી પાઠશાળા સ્થપાઇ હતી તેનું મૂળ આ શિક્ષણ હતું. શરૂઆતમાં બાપ્તિસ્મા લેતી વખતે માત્ર ઇસુ ખ્રીસ્ત પરનો વિશ્વાસ પ્રગટ કરવામાં આવતો હતો, પણ ધીમે ધીમે તે સાદા વિશ્વાસે "પ્રેરિતોના વિશ્વાસનામા"નું સ્વરૂપ લીધું હતું. આ વિશ્વાસનામું પણ સર્વ સ્થળે એક સરખું ન હતું. આ વિશ્વાસનામાને 'પ્રેરિતોનું' કહેવાનું કારણ એ હતું કે તે ઘણું કરીને પ્રેરિતોએ ખ્રીસ્તી ધર્મના સંબંધમાં આપેલા શિક્ષણ પરથી રચવામાં આવ્યું હતું. તોપણ અહીં એટલું કહેવું જરૂરનું છે કે અત્યારે આપણે વિશ્વાસનામાનું જે સ્વરૂપ જોઇએ છીએ તે ઇ. સ. ૫૦૦ પહેલાં જોવામાં આવ્યું ન હતું.

પ્રેરિતોનું વિશ્વાસનામું.

બાપ્તિસ્મા લેતી વખતે ઉમેદવાર સેતાનની સેવા અને મૂર્તિપૂજા તજ્યાનું વ્રત લેતો હતો. તે વખતે અધ્યક્ષ વધસ્તંભની નિશાની કરીને તેને તેલથી અભિષિક્ત કરતો, તથા તેના માથા પર પોતાના હાથ મૂકતો હતો. આ ઉપરાંત બાપ્તિસ્માના ઉમેદવારને કોઇ કોઇ સ્થાને તે ક્રિયા વખતે પોતાને જે આશીર્વાદ મળવાના હતા તેના ચિહ્ન તરીકેજ લઇ દૂધ અને મધ ખવડાવવામાં આવતું હતું. આ રિવાજ ઉત્તર આફ્રિકામાં જોવામાં આવતો હતો. ઇરેનીઅસ અને ઓરિજેન બાળકોને બાપ્તિસ્મા આપવું યોગ્ય ગણતા હતા, અને ઓરિજેન તેને પ્રેરિતોના વખતથી ઉતરી આવેલા રિવાજ તરીકે માનતો હતો. તર્તુલીઅન તથા તેની પછી થએલા ધર્મપિતૃઓ નામથી ઓળખાતા મોટા લેખકો બાપ્તિસ્મા મોટી વયે લેવું એ વધારે ઇચ્છવાજોગ ગણે છે, કારણકે તેઓ માનતા હતા કે બાપ્તિસ્મા લીધા પછી કરેલાં પાપની ક્ષમા મળવી વધારે મુશ્કેલ છે, માટે માણસોએ સમજણા થયા પછીજ તે લેવું એ વધારે હિતકારક છે. બાળકોને બાપ્તિસ્મા આપતી વખતે કોઇ એક માણસ તેનો ધર્મ-પિતા થતો હતો, અને તે તેને ધાર્મિક શિક્ષણ આપવાની જવાબદારી પોતાને શીર લેતો હતો.

બાપ્તિસ્માની ક્રિયા.

બીજા સૈકાના પ્રથમ ભાગમાં પ્રીતિભોજનને પ્રભુભોજનથી જુદું પાડવામાં આવ્યું હતું; કારણકે આ પ્રીતિભોજનમાં કેટલીક વાર તકરારો ઉભી થતી હતી, તેમજ કોઇ કોઇ વાર ખાનપાનમાં પણ મર્યાદા રહેતી ન હતી. વળી પ્રભુભોજન દિનપ્રતિદિન અધિકાધિક પવિત્ર મનાવા લાગ્યું હતું, તેથી તેમાં ગાંભીર્ય અને ભક્તિ જેમ બને તેમ વધુ રાખવાની જરૂર જણાઇ હતી. રોટલી અને દ્રાક્ષરસ મંડળી તરફથી પુરાં પાડવામાં આવતાં હતાં.

પ્રભુભોજન.

પ્રથમ ધર્માધ્યક્ષ કે વડીલ ઇસુ ખ્રીસ્તે કરેલા પોતાના યજ્ઞાર્પણ માટે ઉપકારસ્તુતિ કરતો હતો. પછી સેવકો પ્રભુભોજનની નિશાણીરૂપ વસ્તુઓ સર્વને વહેંચી આપતા હતા. જે લોકો દેવળમાં આવી આ પ્રભુભોજન લઇ શકતા ન હતા, તેમને તે ઘેર પહોંચાડવામાં આવતું હતું. આ પ્રભુભોજન અથવા તેમાં વપરાતી વસ્તુઓમાં કંઇક ચમત્કારિક ગુણ રહ્યો છે, એવી માન્યતા દિનપ્રતિદિન દઢ થતી હતી; તેથી ઉત્તર આફ્રિકા અને બીજાં સ્થળોમાં બાળકોને પણ તેમાં સામેલ કરવામાં આવતાં હતાં. પહેલાં પ્રભુભોજન માત્ર રવિવારે લેવામાં આવતું હતું. એ ઉપરાંત જીવનના પ્રત્યેક મોટા અવસર ઉપર પણ તે લેવાતું હતું. મિત્ર કે સગાંસંબંધીઓની સંવત્સરી ઉપર તે એક પ્રકારના સ્મરણ તરીકે લેવાતું હતું. ધર્માર્થે પ્રાણાર્પણ કરનારા ખ્રીસ્તીઓના મૃત્યદિવસ તેમની જંયતિ તરીકે ઉજવવામાં આવતા હતા. તે પ્રસંગે ખ્રીસ્તીઓ તેમની કબર પર જતા અને તેમનાં જીવન અને કાર્યો યાદ કરી ત્યાં પ્રભુભોજન લેતા. મૃત્યુ પામેલા સગાંસંબંધીઓ કે સ્નેહીઓના કલ્યાણ માટે પ્રાર્થના કરવામાં આવતી હતી, તેનું ખાતરીપૂર્વક પ્રમાણ આપણને ત્રીજા સૈકાની શરૂઆતમાં મળે છે. વળી એ વખતે તે રિવાજ લાંબા કાળથી ચાલતો આવ્યો છે, એમ મનાતું હતું.

બીજી કેટલીક માન્યતાઓ.

ત્રીજા સૈકામાં ધર્માર્થે પ્રાણાર્પણ કરનારા ખ્રીસ્તીઓની મધ્યસ્થી માટે પ્રાર્થના કરવામાં આવતી હતી, અને એ પ્રથા પ્રચલિત થઇ હોય એમ જણાય છે.

# પ્રકરણ ૪ થું.

## ખ્રીસ્તી સાહિત્ય અને સિદ્ધાંત.

પ્રેરિતો પછીના કાળમાં લગભગ છ સૈકાંઓ સુધીમાં જે બધાં ખ્રીસ્તી લેખકે થયા તેઓ "ધર્મપિતૃઓ" તરીકે ઓળખાય છે. તેઓ પૈકી કેટલાક સાધારણ અને કેટલાક ઉચ્ચ કોટીના છે. તેઓમાંના સારા સારા માણસો તેમના સમકાલિન અન્ય ધર્મી લેખકો કરતાં કોઇ પણ રીતે ઉતરતા નથી, બલકે તેઓ કેટલીક રીતે અને ખાસ કરીને લેખનકળાના વિષયની ઉચ્ચતા તથા જુસ્સાભરી શૈલીમાં ચઢીઆતા છે. આ લેખકોએ પ્રથમ લાંબા કાળ સુધી ગ્રીક ભાષાનો ઉપયોગ કર્યો હતો. ખુદ રૂમની મંડળી પણ એજ ભાષામાં ભજનસેવાનું કામકાજ ચલાવતી હતી. લાટિન ભાષામાં ખ્રીસ્તી ધર્મનાં પુસ્તકો પ્રથમ ત્રીજી સદીની શરૂઆતમાં લખાવા લાગ્યાં હતાં, તે કામ રૂમમાં નહિ પણ ઉત્તર આફ્રિકાના એક પ્રાંતમાં બન્યું હતું. ધર્મપિતૃઓમાંના જેઓ પ્રેરિતોના શિષ્યો હતા તેમને "પ્રેરિતાનુયાયી પિતૃઓ" એવું નામ આપવામાં આવ્યું હતું. તેઓ બહુ બુદ્ધિમાન ન હતા, છતાં તીવ્ર ધાર્મિક વૃત્તિવાળા અને કાર્યકુશળ હતા. તેમના લેખોમાંનો પહેલો લેખ રૂમના કલેમેન્ટે કરીંથની મંડળીને લખેલો પત્ર છે. તે પત્ર ઇ. સ. ૯૬ માં લખવામાં આવ્યો હતો, અને તે લખવાનો હેતુ તે મંડળીમાં પડેલાં તડ દૂર કરવાનો હતો. જે લેખ "કલેમેન્ટના બીજા પત્ર" તરીકે ઓળખાય છે તે તેનો લખેલો નથી, પણ ઇ. સ. ૧૪૦ માં કોઇ બીજા લેખકે લખેલો છે. અંત્યોખના અધ્યક્ષ ઇગ્નેશીઅસે લાંબાટુંકા સાત પત્રો લખ્યા છે. તેમાંના ટુંકા પત્રો તેનાજ હોય એમ લાગે છે, છતાં તેમાં કંઇ ક્ષેપક ભાગ નથી એમ ખાતરીથી કહી શકાતું નથી. જ્યારે ઇગ્નેશીઅસને મારી નાખવાને રૂમ લઇ જતા હતા ત્યારે તેણે તે પત્રો લખ્યા હતા, તેથીજ પ્રાણાર્પણ કરવાની તેની ઉત્કટ ઇચ્છા તેમાં પૂર્ણ રીતે જોવામાં આવે છે. વળી એ પત્રોમાં મંડળીને સુવ્યવસ્થિત રાખવા માટે અધ્યક્ષને આધીન રહેવાની ઘણી જરૂર છે એવું વારંવાર કહેવામાં આવ્યું છે. પોલીકાર્પે ફીલીપીઓને લખેલો પત્ર સુમારે ઇ. સ. ૧૫૦ માં લખાયો હતો, પ્રેરિત યોહાનનો ધર્માર્થે પ્રાણાર્પણ કરનાર એ શિષ્ય આવો પત્ર લખે એ યોગ્યજ છે. આ પત્ર લખાયા

તેમનાં લખાણો.

પહેલાં વિસેક વર્ષે હેર્માસ નામના એક લેખકે "પાળક" નામનું એક પુસ્તક લખ્યું હતું તેમાં પ્રકટીકરણના પુસ્તકની માફક પુષ્કળ દર્શનો અને દૃષ્ટાંતો આપેલાં છે. એ બધાં તેને એક દૂતે બતાવ્યાં અને કહ્યાં છે એમ તે કહે છે. વળી તે કહે છે કે તેની મારફતે તેનાં પોતાનાં તેમજ ખ્રીસ્તી મંડળીનાં પાપ માટે તેમને ઠપકો આપવામાં આવ્યો છે. આ પુસ્તક એ

સમયે ઉંચું ગણાતું હતું, અને ખ્રીસ્તી મંડળીઓમાં તેનો પ્રચાર બહુ થયો હતો. બાર્નાબાસનો કહેવાતો પત્ર તેનો પોતાનો નથી તો પણ તે ઇ. સ. ૧૨૦ના સુમારમાં લખાયો હોય એમ લાગે છે. આ બધા લેખોમાંનો કદાચિત સારામાં સારો લેખ ડાયોગ્નીટસને લખેલો નનામો પત્ર છે. તેની શૈલી જુસ્સાભરી છે, તથા તેમાં સમાએલા સિદ્ધાંત ઉત્તમ છે, અને યહુદીઓની વિરૂદ્ધમાં જે અતિ સખત ટીકા તેમાં આવે છે તે વગર તેમાં બીજું કંઇ વાંધાભર્યું નથી. પ્રેરિત યોહાનના સમકાલિન પાપીઆસ નામના શિષ્યના લેખના અમુક ભાગ યુસેબિઅસ નામના એક ખ્રીસ્તી ઇતિહાસકારે પોતાના ઇતિહાસમાં આપેલા છે. આ સમયના બધાં પત્ર અને પુસ્તકોમાં "બાર પ્રેરિતોનું શિક્ષણ" એ જુનામાં જુનું પુસ્તક છે. આ પુસ્તકની એક હસ્તલિખિત નકલ પ્રથમ ઇ. સ. ૧૮૭૫ માં મળી આવેલી છે. તેમાં બાપ્તિસ્મા લેનારને કેટલુંક શિક્ષણ આપવામાં આવેલું છે. વળી ખ્રીસ્તી ઉપદેશકોએ કેવું વર્તન રાખવું જોઇએ, તેમજ તેમના પ્રત્યે ખ્રીસ્તીઓએ કેવો ભાવ રાખવો જોઇએ, ભજનસેવાની ક્રિયા કેવી હોવી જોઇએ, મંડળી ઉપર કેવા પ્રકારનો અંકુશ રાખવો જોઇએ વગેરે જણાવવામાં આવ્યું છે. છેવટે, ખ્રીસ્ત તરત પાછો આવનાર છે માટે ખ્રીસ્તીઓએ પૂર્ણ રીતે સાવધ રહી પરસ્પર સમાગમ કરી તેના આગમન માટે તૈયારી કરવી એવો બોધ આપવામાં આવ્યો છે. આ પુસ્તકનાં પહેલાં છ પ્રકરણ યુવકગણને માટે રચવામાં આવેલા યહુદી ધર્મના કોઇ પુસ્તકમાંથી લઇ તેમાં સુધારોવધારો કરી અહીં મૂકવામાં આવ્યાં હોય એમ કેટલાક વિદ્વાનો માને છે.

જ્યારથી ખ્રીસ્તી ધર્મ જગત આગળ એક સ્વતંત્ર ધર્મ તરીકે પ્રગટ થવા લાગ્યો હતો; ત્યારથી તેના સંબંધમાં ઘણી ગેરસમજુત થવા લાગી હતી, અને તેની નિંદા તેમજ સતાવણી પણ બહુ થવા લાગી હતી એ આપણે જોઇ ગયા છીએ.

"ખ્રીસ્તી ધર્મનું સમર્થન કરનારા."

અનેક પ્રકારની ગેરસમજુતી દૂર કરવા માટે કેટલાક ખ્રીસ્તી લેખકોએ અન્ય ધર્મી લોકોને ખ્રીસ્તી ધર્મનું ખરૂં સ્વરૂપ સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો, તેથી તેમને એક ખાસ નામ આપવામાં આવ્યું હતું, તેનો અર્થ "ખ્રીસ્તી ધર્મના સંરક્ષકો" એવો થાય છે. આ વર્ગના લેખકોમાં કેટલાક બહુ સમર્થ વિદ્વાન હતા. તેમણે જુના ધર્મો અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ બહુ સારો કરેલો હોવાથી તેઓ તેની સાથે ખ્રીસ્તી ધર્મની તુલના બહુ સારી રીતે કરી શક્યા હતા, તેમજ તેની વિશેષતા બહાર લાવી શક્યા હતા. તેઓએ લખેલાં પુસ્તકોમાંનું પહેલું આથેન્સના "એરિસ્ટાઇડીસનું ધર્મસમર્થન" નામનું પુસ્તક જે ઇ. સ. ૧૪૦ માં લખાયું હતું તે હાલમાંજ હાથ આવેલું છે. બીજા સૈકામાં લખાએલાં બીજાં ત્રણ પુસ્તક જસ્ટીન નામના "તત્ત્વજ્ઞાની અને ધર્માર્થ પ્રાણાર્પણ કરનાર" લેખકનાં છે. આ સમર્થ લેખક પ્રથમથીજ જીજ્ઞાસુ હતો. તેણે સત્ય અને શાંતિની પ્રાપ્તિ માટે જુના તત્ત્વજ્ઞાનનો બહુ સારો

અભ્યાસ કર્યો હતો, પરિણામે તે પ્લેટોના તત્ત્વજ્ઞાનમાં શ્રદ્ધા રાખતો હતો; તોપણ તેથી તેને જોઇએ તેવો સંતોષ થયો ન હતો. એવામાં જુના કરારમાંના પ્રબોધકોનાં પુસ્તકો તેના વાંચવામાં આવ્યાં. તેમાં તેને જે જોઇતું હતું તે મળ્યું, તેથી તેની મારફતે તે ઇસુ ખ્રીસ્તનો અનુયાયી થયો. પોતાના વિચારમાં આવી રીતે પરિવર્તન થયા પછી પણ તેણે પોતાની રહેણીકરણી ઘણે અંશે તત્ત્વજ્ઞાની સાધુ જેવીજ રાખી હતી, અને ખ્રીસ્તી મંડળીમાં કોઈ પણ હક મેળવ્યા વગર ત્યાગી તરીકે તે જુદે જુદે સ્થળે ફરતો હતો, અને સુવાર્તાનો પ્રચાર કરતો હતો. તેણે પોતાનું પહેલું પુસ્તક રૂમમાં તે કાળના સમ્રાટનેજ સંબોધીને લખ્યું હતું, અને બીજું સમ્રાટ માર્કસ ઓરેલીઅસને સંબોધીને લખેલું હતું. તેનું ત્રીજું પુસ્તક એક સંવાદના રૂપમાં છે, અને તે પુસ્તક ઇસુ તેજ મસીહ છે એ સત્ય યહુદીઓને સિદ્ધ કરી આપવા માટે લખવામાં આવ્યું છે. રૂમી સમ્રાટો ખ્રીસ્તી ધર્મનું વાસ્તવિક સ્વરૂપ સમજે અને ખ્રીસ્તીઓની સતાવણી કરતા અટકે એ હેતુથી પહેલાં બે પુસ્તક લખવામાં આવ્યાં હતાં.

ધર્માર્થે પ્રાણાર્પણ કરનાર જસ્ટીન.

જસ્ટીનના તાશીઅન નામના એક શિષ્યે તેની માફક ખ્રીસ્તી ધર્મનું સંરક્ષણ કરનારા એકાદ બે ગ્રંથ લખ્યા છે. વળી તેણે ચારે સુવાર્તાના સારરૂપે એક પુસ્તક લખ્યું છે. આ વર્ગના બીજા બે ત્રણ લેખકો થઇ ગયા, પણ તેમનાં પુસ્તકો બહુ ઉંચા પ્રકારનાં ન હતાં. તેઓમાં સર્વથી વધુ શક્તિવાન જસ્ટીન હતો. તેણે ખ્રીસ્તી ધર્મને ઉંચામાં ઉંચું તત્ત્વજ્ઞાન માન્યું હતું, અને એ તત્ત્વજ્ઞાનનું બીજ થોડા ઘણા પ્રમાણમાં સર્વ તત્ત્વજ્ઞાનમાં જોયું હતું. વળી તે માનતો હતો કે સોક્રેટીસ, હેરાક્લીટસ વગેરે ગ્રીક તત્ત્વજ્ઞાનીઓ, અને ઇબ્રાહીમ, મુસા વગેરે યહુદી પિતૃઓ તથા પ્રબોધકો ખ્રીસ્તનોજ પ્રકાશ પામ્યા હતા, અને ખ્રીસ્ત પહેલાંના ખ્રીસ્તીઓ હતા. બીજા ધર્મોની માફક ખ્રીસ્તી જીવનને ધાર્મિક સ્વરૂપ આપનાર તરીકે તે પ્રથમ હતો, અને તેમાં તે ભક્તિ અને વિશ્વાસ કરતાં જ્ઞાનને વિશેષ પ્રાધાન્ય આપતો જણાય છે. આ બાબતમાં તે પાઉલ, યોહાન અને તેના શિષ્ય ઇગ્નેશીઅસ કરતાં પણ જુદો પડે છે, અને ખ્રીસ્તી વિચારનો એક નવોજ યુગ શરૂ કરે છે. આ યુગ ખ્રીસ્તી વિચાર અને વિધર્મી તત્ત્વજ્ઞાનના ઐક્યનો છે એમ કહીએ તો ચાલે. વળી ખ્રીસ્તી ધર્મને અંગે જે "વૈજ્ઞાનિક" ઇશ્વરવિદ્યા કે જ્ઞાન ભવિષ્યમાં જોવામાં આવે છે તેની શરૂઆત પણ અહીંથીજ થએલી છે.

તાશીઅન.

બીજા અને ત્રીજા સૈકાના મોટામાં મોટા ખ્રીસ્તી લેખકો આલેકઝાંડ્રિઆમાં થયા હતા. અગાઉ જણાવ્યા પ્રમાણે એ શહેર વિદ્વાનોનું સ્થાન હતું અને ત્યાં મોટાં પુસ્તકાલયો તથા વિદ્યાપીઠ હતાં. વળી ત્યાં ફીલો નામના એક યહુદી તત્ત્વજ્ઞાનીએ પ્લેટોની ફિલસુફી સાથે મુસા અને યહુદી પ્રબોધકોના સિદ્ધાંતોની સરખામણી કરી

આલેકઝાંડ્રિઆના પિતૃઓ.

હતી. આ બધાં કારણોથી ત્યાંના લોકો જીજ્ઞાસુ તથા વિચારશીલ હતા. તેમને ખ્રીસ્તી ધર્મ સમજાવવા માટે ખ્રીસ્તી ઉપદેશકોને બહુ જ્ઞાન સંપાદન કરવું પડતું હતું. બાપ્તિસ્માના ઉમેદવારને શિક્ષણ આપવા માટે એક પ્રકારની ખાસ શાળા સ્થાપવામાં આવી હતી. એ શાળામાંથી ધીમે ધીમે એક મોટી ઇશ્વરવિદ્યાશાળા ઉભી થઇ હતી. એ ઇશ્વરવિદ્યાશાળામાં ખ્રીસ્તી સિદ્ધાંતોનાં અધ્યયન, મનન, ચર્ચા વગેરે થતાં હતાં, અને ધાર્મિક સેવાકાર્ય માટે યુવકોને તૈયાર કરવામાં આવતા હતા. એ કાર્યને અંગે અને ખાસ કરીને ખ્રીસ્તી સિદ્ધાંતોનો બુદ્ધિપૂર્વક વિચાર કરવાને અન્ય ધર્મોના સિદ્ધાંતો સાથે તેની તુલના કરવી પડી હતી. વળી સર્વ તત્ત્વજ્ઞાનમાં ખ્રીસ્તી વિચારનું સ્થાન કેટલું છે તે નક્કી કરવાની સ્વાભાવિક રીતેજ ફરજ પડી હતી. આ શહેરના વિદ્વાન પુરૂષોમાં પ્લેટોના તત્ત્વજ્ઞાનનું પ્રાધાન્ય હતું, તેથી ત્યાંની ઇશ્વરવિદ્યાશાળામાં સ્વાભાવિક રીતેજ તેની અને ખ્રીસ્તી સિદ્ધાંતોની સરખામણી થતી હતી.

આ કાર્યની શરૂઆત પાન્ટેનસ નામના એક માણસે કરી હતી, પણ તેની ખરી રીતે વૃદ્ધિ કરનાર તેનો શિષ્ય ક્લેમેન્ટ હતો, તે તેજ નામના એક રોમન ખ્રીસ્તી પિતૃથી જુદો પડે માટે એલેકઝાંડ્રીઆનો ક્લેમેન્ટ કહેવાનો હતો. તેણે જુદાં જુદાં તત્ત્વજ્ઞાનનો બહુ સારો અભ્યાસ કર્યો હતો. એ ઉપરાંત તેણે ગ્રીક સાહિત્યનો અભ્યાસ પણ સારો કર્યો હતો. આ બધાં કારણથી તેના વિચાર ગૂઢ અને તેની ધાર્મિકવૃત્તિ બહુ ઉદાર છે. તેની વિશેષતા નવા કરારના શિક્ષણ અને જુના તત્ત્વજ્ઞાનીઓનાં કેટલાંક વચનો વચ્ચેની સરખામણી પરથી જણાય છે.

ક્લેમેન્ટ, સુમારે ઇ. સ. ૨૦૦.

ક્લેમેન્ટ કરતાં તેનો શિષ્ય ઓરિજેન વધારે સમર્થ હતો. તેની વિદ્વતા અને ચિંતનશક્તિ અસાધારણ હતી. વળી તેનો પ્રયત્ન પણ અપૂર્વ હતો, કારણ કે તેણે નાનાંમોટાં સેંકડો પુસ્તકો લખ્યાં હતાં. તેણે ખ્રીસ્તી ધર્મના વિરોધીઓ, અને તેમાંએ ખાસ કરીને સેલ્સસ નામના મહાન રોમન વિરોધીને, પ્રત્યુત્તર આપવા માટે ખ્રીસ્તી ધર્મનું સમર્થન કરનારૂં જે પુસ્તક લખ્યું છે તે એ જાતનાં પુસ્તકોમાં શ્રેષ્ઠ છે. વળી તેણે સત્તાવીસ વર્ષ સુધી મહેનત કરીને “ હેક્સાપ્લા ” નામના જુના કરાર સંબંધીનું પુસ્તક તૈયાર કર્યું. તેમાં અસલ હેબ્રી ભાષામાં આખો જુનો કરાર તથા ગ્રીક ભાષામાં તેનાં ચાર ભાષાંતર તથા તે પર તેની લખેલી ટીકા આવે છે. એ ઉપરાંત તેણે શાસ્ત્રનાં ઘણાં પુસ્તકોની ટીકાઓ લખીને ખ્રીસ્તી મંડળીની અસાધારણ સેવા બજાવી છે. વળી તેણે ખ્રીસ્તી ઇશ્વરવિદ્યાનું એક ઘણું ઉમદા પુસ્તક લખ્યું છે, અને તે એ વિષયને લગતાં ઉંચાં પુસ્તકોમાં પ્રથમ પંક્તિનું છે, એટલુંજ નહિ પણ તેમાં દર્શાવેલા વિચાર તથા તે રજુ કરવાની શૈલીએ ગ્રીક લોકોમાં ખ્રીસ્તી વિચારનો વિકાસ કરવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

ઓરિજેન, ૧૮૫–૨૫૪.

ઓરિજેને પોતાના વિચાર અને પુસ્તકોદ્વારા જે મહાન કાર્ય કર્યું છે તે ખ્રીસ્તી ધર્મને એક પૂર્ણ તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ આપવાનું છે. જેમ જેમ ખ્રીસ્તી ધર્મનો પ્રચાર જુદા જુદા લોકમાં થતો જતો હતો, તેમ તેમ સ્વાભાવિક રીતેજ તે લોકો પોતાના વિચાર પ્રમાણે એ ધર્મનું રહસ્ય સમજવા પ્રયત્ન કરતા હતા. મુખ્યત્વે ગ્રીક તત્ત્વજ્ઞાનના અનુયાયીઓ વિશેષ પ્રમાણમાં એવો પ્રયત્ન કરતા હતા; કારણ કે એ કાળમાં યૂરોપમાં વાસ્તવિક તત્ત્વજ્ઞાન તરીકે એકલું ગ્રીક તત્ત્વજ્ઞાનજ હતું. આથી ગ્રીક તત્ત્વજ્ઞાનીઓ પોતાના તત્ત્વજ્ઞાનની સાથે અને તેમાંએ ખાસ કરીને પ્લેટોની ફીલસુફી સાથે ખ્રીસ્તી સિદ્ધાંતની તુલના કરતા હતા, તથા તેમાં કંઇ વિશેષ સત્ય છે કે નહિ તે જોવા પ્રયત્ન કરતા હતા. આવા પ્રયત્નની શરૂઆત ઓરિજેનના સમય પહેલાં ક્યારનીએ થઇ ચુકી હતી, તોપણ આ અતિ સમર્થ વિચારક અને લેખકે તેને માટે પૂર્ણ પ્રયત્ન કર્યા હતા. તેને ખ્રીસ્તી સત્ય એક પૂર્ણ દર્શન—તત્ત્વજ્ઞાન—રૂપે દેખાયું હતું, અને તેણે તે જગતને બતાવવા ભગીરથ પ્રયત્ન કર્યો હતો. એ કાર્યમાં તેણે ખ્રીસ્તી ધર્મના ઐતિહાસિક સ્વરૂપની યથાર્થ કદર ન કરી હોય એ સંભવિત છે, કારણ કે ફીલોએ જેમ જુના કરારના સંબંધમાં કર્યું હતું તેમ તેણે પણ નવા કરારમાંની ઐતિહાસિક વાતોને એક પ્રકારના રૂપક તરીકે ગણી છે. તે પોતે પ્લેટોની ફીલસુફી માનતો હતો; વિશેષમાં એ ફીલસુફીને તેણે ઇસુ ખ્રીસ્તના ઐતિહાસિક જીવન વડે અધિકાંશે જીવંત બનાવી હતી. ઇશ્વરનો અવતાર ઇસુ ખ્રીસ્તરૂપે થયો હતો, અને ખ્રીસ્તની સાથે ઐક્ય પ્રાપ્ત કર્યે પરમેશ્વરની સાથે ઐક્ય પ્રાપ્ત કરી શકાય છે. આ સ્થિતિ એજ મોક્ષ છે, અને એ મોક્ષ કાળાંતરે હરકોઇ—શેતાન અને તેના સેવકો પણ—પામશે, ત્યારે ઇશ્વર સંપૂર્ણ રીતે સર્વસમર્થ થશે.

ઓરિજેનનું મહત્કાર્ય.

નીસની મહાસભા પહેલાં જે સમર્થ લેખકો થયા તેમાં ઓરીજેનનું સ્થાન સર્વથી ઉંચું છે. પૂર્વના દેશોમાં ખ્રીસ્તી વિચાર ઉપર તેની અસર હમેશને માટે રહી છે, એમ છતાં તેના સિદ્ધાંત ખ્રીસ્તી મંડળીઓમાં પૂર્ણ રીતે ખરા માનવામાં આવ્યા નથી. વળી તેની કેટલીક માન્યતાઓનો પાખંડીઓએ પણ આશ્રય લીધો છે. મંડળીની અમુક સભાઓએ તો તેને પણ પાખંડી ગણી કાઢયો છે, આવા સમર્થ વિચારકના પ્રયાસથી એ કાળમાં અન્ય ધર્મી લોકોમાં ખ્રીસ્તી ધર્મ માટે ઘણો સદ્‌ભાવ ઉત્પન્ન થયો હોય એ સ્વાભાવિક છે. રૂમી સામ્રાજ્યનાં બધાં શહેરોમાં જુદી જુદી જાતિના લોકોનો મેળાપ વિશેષ પ્રમાણમાં થતો હતો, અને ત્યાં પૂર્વ તથા પશ્ચિમનો જેવો મેળાપ થયો હતો, તેવો બીજા એક પણ સ્થળે થયો ન હતો.

વળી એ કાળમાં થઇ ગએલા બીજા કેટલાક ધર્મપિતૃઓમાં ઇરેનીઅસ નામે એક લેખક પ્રસિદ્ધ છે. તે એશિઆ માઇનરમાં જન્મ્યો હતો, અને પ્રેરિત

યોહાનના શિષ્ય પોલીકાર્પ પાસે રહી ખ્રીસ્તી ધર્મનું જ્ઞાન પામ્યો હતો. જો કે તે પૂર્વમાં જન્મ્યો અને મોટો થયો હતો. છતાં પશ્ચિમમાં જઇ રહ્યો હતો, અને ત્યાંના ગાલ-ફ્રાન્સ-દેશમાં આવેલા લૈઓન્સનો અધ્યક્ષ બન્યો હતો (ઇ. સ. ૧૭૭). એ પદવી તેણે લગભગ વીસ વર્ષ એટલે પોતાના મૃત્યુકાળ સુધી ભોગવી હતી. તેણે "પાખંડમતનું ખંડન"—નામનું પોતાનું મુખ્ય પુસ્તક સુમારે ઇ. સ. ૧૮૦ માં લખ્યું હતું. તેમાં તેણે ખ્રીસ્તી પાખંડીઓના મતનું ખંડન અને પોતાના મતનું સમર્થન કર્યું હતુ. તે પુસ્તકમાં ખાસ કરીને જ્ઞાનપંથી (gnostic) કહેવાતા પાખંડીઓના મતનું ખંડન છે. ખ્રીસ્ત એ નુતન મનુષ્ય—પૂર્ણ મનુષ્ય અને બીજો આદમ—છે એવી પાઉલની માન્યતાનો ઇરેનીઅસ વિકાસ કરે છે, અને તે પૂર્ણ મનુષ્ય સાથે ઐક્ય પ્રાપ્ત કરવા માટે પ્રભુભોજન એ મુખ્ય સાધન છે, એવું જણાવે છે. વળી તે કહે છે કે આદિમાતા હવાએ આજ્ઞાભંગ કરીને જે ખોયું હતું તે ઇસુની મા મરિયમે પોતાના વિશ્વાસદ્વારા પાછું મેળવ્યું છે. ઇરેનીઅસની પછીના કાળમાં મરિયમને ખ્રીસ્તી મંડળીમાં જે અતિ ઉચ્ચ સ્થાન મળ્યું હતું તેનાં પ્રથમ કારણોમાંનું આ એક છે. ઇરેનીઅસનું મુખ્ય લક્ષ્ય મોક્ષપ્રાપ્તિનું હતું, તેથી તે ખ્રીસ્તી ધર્મના અથવા ખ્રીસ્તી જીવનના મૂળ સિદ્ધાંતો ઉપરજ અને તેટલો ભાર આપે છે. તે પોતે ઇસુ ખ્રીસ્તનું બીજું આગમન વહેલું થવાનું છે એમ માનતો હતો. નવા કરારના પુસ્તકને જુના કરારના જેવુંજ પવિત્ર શાસ્ત્ર છે એવું તે માનતો હતો.

ઇરેનીઅસ.

આ કાળમાં જે બીજો અસાધારણ ધર્મપિતૃ થઇ ગયો તે તર્તલીઅન હતો. તે કાર્થેજમાં જન્મ્યો હતો. તેણે રૂમમાં કાયદાનો અભ્યાસ કર્યો હતો. સાથે સાથે ઇતિહાસનો અને તત્ત્વજ્ઞાનનો પણ સારી રીતે અભ્યાસ કર્યો હતો. તે ગ્રીક ભાષા બહુ સારી રીતે જાણતો હતો. તેણે સુમારે ઇ. સ. ૧૯૦-૧૯૫ માં ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો હતો. ત્યાર પછી તેણે મળ્યું તેટલું ખ્રીસ્તી સાહિત્ય વાંચ્યું હતું. તે પાછો કાર્થેજ આવ્યો અને ત્યાં તેણે મંડળીના વડીલ તરીકે પોતાના મૃત્યુ સુધી કાર્ય કર્યું (ઇ. સ. ૨૨૫). જ્યારે ઉત્તર આફ્રિકામાં સતાવણી શરૂ થઇ ત્યારે તેની વૈરાગ્યવૃત્તિ વધારે સતેજ થઇ. અને તે એટલે સુધી કે તેણે મોન્ટેનીઝમ (પવિત્ર આત્મા મંડળીમાં ચાલુ કામ કર્યા કરે છે, અને એ ચમત્કાર કરવાની શક્તિ પ્રભુએ અમને આપી છે એવા વાદ)નો સ્વીકાર કર્યો અને ઇ. સ. ૨૦૭માં સાર્વત્રિક મંડળી સાથેનો સંબંધ તોડયો, તથા આખર સુધી તે તેનો વિરોધી થયો.

તર્તલિઅન.

તર્તલીઅન એક અતિ સમર્થ લેખક હતો. તે ધારાશાસ્ત્રનો અભ્યાસી હતો, તેથી તેણે ખ્રીસ્તી સિદ્ધાંતોને નિશ્ચિત રૂપ આપવામાં પહેલ કરી છે, એટલુંજ નહિ પણ તેને લગતું ઘણું અગત્યનું કાર્ય કર્યું છે. તે પોતે ક્લેમેન્ટ કે ઓરિજેન જેવો તત્ત્વજ્ઞાની ન હતો. ઇરેનીઅસની માફક

તર્તલીઅનનાં કાર્ય.

તેનું લક્ષ્ય મોક્ષ-પ્રાપ્તિનું હતું, અને તે પ્રાપ્ત કરવાના સાધન તરીકે તેણે સાર્વત્રિક મંડળીના અધિકારનો સ્વીકાર પૂર્ણ રીતે આવશ્યક ગણ્યો હતો. એ માન્યતાનો સ્વીકાર તેણે મોન્ટેનિઝમનો સ્વીકાર કર્યા પહેલાં કર્યો હતો. તર્તલીઅનની એક બીજી વિશેષતા એ છે કે તેને પાપનું જે તીવ્ર ભાન હતું તેવું પાઉલ પછી બીજા કોઇ લેખકમાં જોવામાં આવ્યું નથી. આને લગતા તેના વિચારો લાટીન ખ્રીસ્તીઓમાં પાપ અને કૃપા સંબંધી જે માન્યતા આગળ ઉપર ઉત્પન્ન થઇ હતી તેમાં સારી રીતે સહાયભૂત થયા હતા. તે માનતો હતો કે મનુષ્ય પાપી અવસ્થામાં જન્મે છે, અને એ મૂળ પાપી અવસ્થા ઇશ્વરની કૃપાથી દૂર કરી શકાય છે. એ કૃપા ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ કર્યાથી પ્રાપ્ત થાય છે. બાપ્તિસ્માદ્વારા જન્મથી પ્રાપ્ત થએલાં પાપ તથા બીજાં કરેલાં પાપ માફ થાય છે. પરંતુ બાપ્તિસ્મા પછી કરેલાં પાપ માટે મનુષ્યે સખત રીતે દેહકષ્ટ ભોગવવું જોઇએ; માટે દેહદમન, તપ વગેરેની પૂર્ણ જરૂર છે. તર્તલીઅનનું બીજું એક મહત્કાર્ય એક ઇશ્વરમાં ત્રણ સ્વરૂપ કેવી રીતે રહેલાં છે તેની વ્યાખ્યા કરવાનું છે, અને એ કાર્ય કરનાર તે લગભગ પ્રથમ છે, એટલુંજ નહિ પણ જે કાર્ય નિકેયા(નીસ)ની મહાસભામાં કરવામાં આવ્યું હતું તે તેણે એક સદી પહેલાં કર્યું હતું. વળી તે ઇશ્વરના સ્વરૂપને અમુક અંશે સાકાર ગણે છે. ઇસુ ખ્રીસ્તમાં પણ તે અને માનવી એવાં બે સ્વરૂપ જુએ છે, અને તેની યોગ્ય વ્યાખ્યા કરે છે. તે દિવ્ય પુત્ર અને પવિત્ર આત્માને પિતાને આધીન ગણે છે. લાટીન ભાષામાં પોતાનાં પુસ્તક લખનાર પ્રથમ મહાન ધર્મપિતૃ તર્તલીઅન છે. આ રીતે તેણે લાટીન ભાષાને ખ્રીસ્તી ધર્મની સેવામાં વાપરી છે.

સીપ્રીઅન.

કાર્થેજમાં થઇ ગએલો સીપ્રીઅન નામે ધર્મપિતૃ તર્તલીઅનનો શિષ્ય હતો. તે સુમારે ઇ. સ. ૨૦૦ માં કાર્થેજમાં જન્મ્યો હતો, અને ત્યાંજ તેણે પોતાનું આખું જીવન ગાળ્યું હતું. તેણે ઇ. સ. ૨૪૬ માં ખ્રીસ્તી ધર્મ ગ્રહણ કર્યો હતો અને ત્યાર પછી તરત તે ત્યાંની મંડળીનો અધ્યક્ષ થયો હતો. કાર્થેજમાં તેણે ઉચ્ચ કાર્યદક્ષતા બતાવી હતી અને પોતાના માયાળુ સ્વભાવથી સર્વનો પ્રેમ સંપાદન કર્યો હતો. ઇ. સ. ૨૫૦ની સતાવણી વખતે તેણે કાર્થેજ છોડી જવું યોગ્ય ધાર્યું હતું. પણ ઇ. સ. ૨૫૮ માં થએલી સતાવણીમાં તેણે ધર્માર્થે પ્રાણાર્પણ કર્યું હતું. સીપ્રીઅનનું જીવન એવું શુદ્ધ અને ભક્તિમય હતું, અને તેનો પરોપકાર એવો મહાન હતો કે પાછળના જમાનામાં ખ્રીસ્તીઓમાં તેને માટે જે માન અને પૂજ્યભાવ જોવામાં આવે છે તે ભાગ્યેજ બીજા કોઇ ધર્મપિતૃ માટે જોવામાં આવે છે. સાર્વત્રિક મંડળીના સંબંધમાં ખ્રીસ્તીઓમાં જે માન્યતા દિનપ્રતિદિન વિકાસ પામતી હતી તેને સીપ્રીઅને રજુ કરેલા વિચારોએ પૂર્ણ રીતે પુષ્ટિ આપી છે. તે સાર્વત્રિક મંડળીને ખ્રીસ્તીઓની માતા કહે છે. વળી તે કહે છે કે જે લોકો એ માતાનો સ્વીકાર

કરેલા નથી તે પિતાને પણ પ્રાપ્ત કરી શકતા નથી. મંડળી વિના મોક્ષ નથી, અને મંડળીનું મધ્યબિન્દુ અથવા તેનો પાયો અધ્યક્ષ છે. અધ્યક્ષ એજ મંડળી છે, અને મંડળીમાં રહેવું એ અધ્યક્ષની સાથે રહેવા બરાબર છે. સીપ્રીઅન સર્વે અધ્યક્ષોને એક અધ્યક્ષપદનાં જુદાં જુદાં અંગ ગણે છે, અને પ્રત્યેક અંગ પોતામાં પૂર્ણ છે એમ પણ કહે છે. એમ છતાં તે રૂમના અધ્યક્ષને પ્રાધાન્ય આપે છે, અને અધ્યક્ષપદનું મૂળ રૂમની મંડળીમાં છે એમ જણાવે છે. આટલું કહે છે છતાં રૂમના અધ્યક્ષનો બીજી મંડળીઓ ઉપર કોઇ પણ જાતનો ન્યાયાધિકાર તે સ્વીકારતો નથી. રૂમનો અધ્યક્ષ સમાન અધિકારીઓમાં પ્રથમ સ્થાને છે, એટલુંજ તે કહેવા માગતો હોય એમ લાગે છે. તર્તલીઅનની માફક તે પણ કહે છે કે ખ્રીસ્તી જીવન સંયમી અને તપવાળું હોવું જોઇએ.

લગભગ ઇ. સ. ના બીજા શતકની શરૂઆતથી ખ્રીસ્તી મંડળીને જે દુર્મત સામે લડવું પડયું હતું તે (Gnosticism) 'જ્ઞાનવાદ' હતો. પાછળથી આ મતના ઘણા પ્રકાર જોવામાં આવ્યા હતા. પણ તેમાંના મુખ્ય પ્રકારનો સાર એ હતો કે ઇસુ ખરેખરો મનુષ્ય ન હતો, પણ તેણે માત્ર મનુષ્યનું રૂપજ ગ્રહણ કર્યું હતું, અથવા તે માત્ર મનુષ્ય તરીકે દેખાતો હતો. આ મત પ્રમાણે ઇસુનું મૃત્યુ ખરૂં ન હતું, પણ માત્ર દેખાવનું હતું. આ જ્ઞાનવાદનું સૌથી વિશેષ પ્રાબલ્ય ઇ. સ. ૧૩૫ થી ૧૬૦ સુધી હતું; છતાં તેની અસર ત્યાર પછી પણ લાંબા કાળ સુધી જોવામાં આવી હતી. આ મત જ્યારે જોર પર હતો ત્યારે તેનું બળ એટલું બધું હતું કે વખતની મંડળીને દહેશત રહેતી હતી કે તે ખ્રીસ્તી ધર્મના ખરા સ્વરૂપને હમેશને માટે ઢાંકી દેશે. આખરે ખ્રીસ્તી મંડળી આ મોટા જોખમમાંથી સહીસલામત રીતે પાર ઉતરી, પરંતુ તેને તેનાં બંધારણ, માન્યતા, વ્યવસ્થા વગેરેમાં સારી રીતે સુધારોવધારો કરવો પડયો હતો. તેના સંબંધમાં આગળ જે ઢીલાપણું ચાલતું હતું તે દૂર કરી બનતી સખ્તાઇ અને પાકી વ્યવસ્થા કરવામાં આવી હતી. પોતાના રક્ષણાર્થે કરવામાં આવેલી આવી વ્યવસ્થા મંડળીને સાર્વત્રિક મંડળીનું સ્વરૂપ આપવામાં સારી રીતે સહાયભૂત થઇ હતી.

દુર્મત.

જ્ઞાનવાદ.

આ જ્ઞાનવાદમાંનું "જ્ઞાન" જેને આપણે સાધારણ રીતે જ્ઞાન કહીએ છીએ તે ન હતું. એ જ્ઞાન જે બુદ્ધિ બહારનું, અગમ્ય અને જેથી સકળ વિશ્વનું રહસ્ય સમજાય છે અને મોક્ષપ્રાપ્તિ થાય છે તે હતું. પણ ઉપર જણાવ્યા પ્રમાણે આ જ્ઞાન એકજ પ્રકારનું ન હતું. તેની ઉત્પત્તિ ખ્રીસ્તી ધર્મ પહેલાં લાંબા કાળથી થએલી હતી, અને આજે બે હજાર વર્ષ પછી પણ તે "થીઓસોફિકલ સોસાયટી"ના મતમાં જોવામાં આવે છે. તે એક પ્રકારનો જ્ઞાન-માર્ગ હતો અને તેમાં સર્વ ધર્મનાં રહસ્ય સમજવાનો બને તેટલો અને તેવો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. આ જ્ઞાન-માર્ગની એક મુખ્ય માન્યતા એ હતી કે આ જગત અથવા હરકોઇ જડ

વસ્તુ સાથેનો સંબંધ પાપમય છે, માટે તેના બંધનમાંથી મુક્ત થવા સારૂ "જ્ઞાન" પ્રાપ્ત કરવું જોઇએ. આ જ્ઞાન-માર્ગને બીજા ધર્મોનું રહસ્ય સમજવા માટે કરવા પડેલા પ્રયત્નની પેઠે સ્વાભાવિક રીતેજ યહુદી અને ખ્રીસ્તી ધર્મનું રહસ્ય સમજવા માટે પણ પ્રયત્ન કરવો પડયો હતો. ખ્રીસ્તી ધર્મનું મહત્ત્વ વિશેષ હતું, માટે તે સમજવા પ્રયત્ન પણ બહુ કરવો પડયો હતો. આ જ્ઞાન-માર્ગી લોકો જગતને પાપમય સમજતા હોવાથી તેનો કર્તા કલ્યાણકારક ઇશ્વર નહિ પણ કોઇ ઉતરતા પ્રકારનો દેવ છે, અને તે દેવ જુના કરારમાં દર્શાવેલો યહોવાહ છે એમ માનતા હતા. તેમની માન્યતા પ્રમાણે ઇસુ ખ્રીસ્તનું કાર્ય સત્યસ્વરૂપ કલ્યાણકારી ઇશ્વરને પ્રગટ કરવાનું હતું, અને આવું જ્ઞાન માત્ર અધિકારીઓનેજ પ્રાપ્ત થતું હતું. પોતાની આવી માન્યતા સિદ્ધ કરવા માટે આ જ્ઞાન-માર્ગીઓ પ્રેરિતો અને તેમાંએ ખાસ કરીને પાઉલનાં કેટલાંક વચનોનો આશ્રય લેતા હતા, અને તેને તેઓ પ્રેરિતોમાં મુખ્ય ગણતા હતા. આનું કારણ પાઉલે દર્શાવેલા દેહ અને આત્મા વચ્ચે, અને નિયમશાસ્ત્ર અને કૃપા વચ્ચેના ભેદમાં કેટલેક અંશે રહેલું હતું, જો કે અહીં એ પણ કહેવું જોઇએ છે કે તેઓ પાઉલનાં વચનોનો ખરો અર્થ સમજ્યા ન હતા. ઉપર જણાવ્યા પ્રમાણે આ જ્ઞાન-માર્ગીઓ ઇશ્વર અને જગતને તદન જુદાં પાડતા હતા. વળી જીવ જીવમાં પણ આત્મિક અને દૈહિક (કે જડ) એવા બે વર્ગ પાડતા હતા. આત્મિક જીવો પરમજ્યોતિરૂપ પરમેશ્વરનો અંશ છે, અને તે અંધકારરૂપ જગતમાં બંધાઇ રહ્યાં છે, તેમાંથી મુક્તિ આપવા માટેજ ઇસુ ખ્રીસ્તે પરમજ્ઞાન આપ્યું છે એમ તેઓ માનતા. આ જ્ઞાન-માર્ગના ઘણા પ્રકાર હતા; તેમાંનો એક ખ્રીસ્તી જ્ઞાન-માર્ગ છે. તેના પ્રસિદ્ધ નેતાઓ બાસિલિડેસ અને વાલેનટાઇનસ હતા. તેમાંનો પહેલો આલેકઝાંડ્રિઆમાં ઇ. સ. ૧૩૦માં હતો, અને બીજો ઇ. સ. ૧૩૫ થી ૧૬૫ સુધી રૂમમાં પોતાના માર્ગનું શિક્ષણ આપતો હતો.

જ્ઞાનમાર્ગની માન્યતા.

જ્ઞાનમાર્ગથી ખ્રીસ્તી-ધર્મને ઘણો ભય રાખવાનું કારણ હતું, કેમકે તેમાં તેને માટે ઘણું મોટું જોખમ રહેલું હતું. જ્ઞાનમાર્ગ ખ્રીસ્તી-ધર્મના પાયારૂપ ઇસુના માનવી જીવનને રદ કરીને તેનો ઉચ્છેદ કરતું હતું. જ્ઞાનવાદ પ્રમાણે ઇસુનું જીવન એ ખરેખરૂં, અનુકરણીય અને જેની સાથે આપણું જીવન આત્મિક સંબંધથી જોડી શકાય એવું ન હતું, પણ માત્ર એક પ્રકારની લીલા–રમત–જેવું હતું. તેમાં ઇસુ ખ્રીસ્તના મૃત્યુ તથા ઉત્થાનને સ્થાન ન હતું. આથી ભક્તિનો લોપ થવાનો પૂર્ણ સંભવ હતો, અને તેની સાથે નીતિનો પણ નાશ થાય તેમ હતું. હિન્દુસ્તાનમાં પણ ખ્રીસ્તી મંડળી માટે આ પ્રકારનો ભય રહેલો છે, કારણકે અહીં પણ એ જાતનો જ્ઞાન-માર્ગ અતિ પ્રાચીન કાળથી બહુ પ્રચલિત છે. એ જોખમમાંથી મંડળીનું કે વ્યક્તિઓનું રક્ષણ કરવાનો માત્ર જે એકજ ઉપાય છે તે એ છે કે ઇસુ ખ્રીસ્ત પર દૃઢ ભક્તિભાવ રાખવો, અને તે

જ્ઞાનમાર્ગનું ભય.

ઉપરજ દરેક પ્રકારના જ્ઞાનનો પાયો રચવો. આવા ભક્તિભાવ વિના જુદા જુદા ધર્મોનું બાહ્ય એકીકરણ કરતાં મોટી ભૂલ થવાનો સંભવ છે, અને તેના પરિણામે જ્ઞાનમાર્ગમાં ઉતરી પડાય છે.

જ્ઞાનમાર્ગની સાથે સાથે માનીખેઅન નામના એક મત વિષે કંઇક કહેવું આવશ્યક છે. આ મતને ખ્રીસ્તી પાખંડમત કહેવો કે એક સ્વતંત્ર મત કહેવો એ

માનીખેઅન મત.

પ્રશ્ન છે, કારણ કે તેમાં ખ્રીસ્તી સિદ્ધાંતનો અંશ બહુ થોડો જોવામાં આવે છે. આ મતનો ઉત્પાદક માની નામનો એક ઇરાની હતો. તે સુમારે ઇ. સ. ૨૧૫ માં જન્મ્યો હતો. તેણે પોતાના મતનો પ્રચાર ઇ. સ. ૨૪૨ માં શરૂ કર્યો હતો. તેને ઇ. સ. ૨૭૬ કે ૨૭૭ માં વધસ્તંભે જડવામાં આવ્યો હતો. માનીનો મત ઘણી રીતે જ્ઞાનમાર્ગને મળતો હતો. આ મત પ્રમાણે શુભ અને અશુભ એવા બે પ્રકારનાં મૂળતત્ત્વો છે, અને તેમની વચ્ચેનો વિરોધ સતત ચાલુ છે. જગત તથા મનુષ્યદેહ એ બન્ને આત્માને માટે બંધનરૂપ છે, અને તેમાંથી મુક્ત થવા માટે જ્ઞાન તથા તપની પૂર્ણ જરૂર છે. આ મતનું મૂળ પારસી ધર્મમાંથી કે કોઇ બાબેલમાં પ્રચલિત થએલા ધર્મમાંથી આવેલું હતું એ ખાતરીપૂર્વક કહી શકાતું નથી, પણ તેમાં જુદા જુદા ધર્મોમાંથી—પારસીધર્મ, બૌદ્ધધર્મ, યહુદીધર્મ, ખ્રીસ્તીધર્મ વગેરેમાંથી—જુદા જુદા અંશ ભેળવવામાં આવ્યા હતા. આ મત કેટલીક રીતે આપણને હિન્દુ-સ્તાનના જૈન ધર્મની યાદ આપે છે, અને તેમાં જૈન ધર્મની માફક મોક્ષપ્રાપ્તિ માટે જ્ઞાન અને તપ એ બે મુખ્ય સાધન ગણવામાં આવ્યાં છે, એટલુંજ નહિ, પણ તેના અનુયાયીઓના—જૈનોમાં છે તેમ—સાધુઓ અને શ્રાવકો જેવાજ બે વર્ગ પાડવામાં આવ્યા હતા. આ મત એક ધર્મરૂપે હતો અને ખ્રીસ્તી ધર્મને તેનો ભય રાખવાનાં ઘણાં કારણ હતાં. એનો પ્રચાર રૂમી સામ્રાજ્યમાં ઘણો થયો હતો, અને ઘણા વિધર્મીઓ લોકો એમાં ભળ્યા હતા, એટલુંજ નહિ પણ ખ્રીસ્તી પાખંડીઓનો પણ મોટો ભાગ તેમાં ભળ્યો હતો. તેનો વિશેષ પ્રચાર ઇ. સ. ના ચોથા અને પાંચમા સૈકામાં થયો હતો અને એની અસર અમુક અંશે તો તેરમી સદી સુધી રહી હતી.

સાર્વત્રિક મંડળીને ઇ. સ. ની બીજી સદીમાં જ્ઞાનમાર્ગ સાથે લડવું પડયું હતું, એટલુંજ નહિ પણ મોન્ટેનસવાદ નામના એક મત સામે સખત વિરોધ કરવો પડયો હતો. બીજી સદીમાં ખ્રીસ્તના પુનરાગમનની આશા ઓછી થતી જતી હતી; વળી પવિત્ર આત્મા ખ્રીસ્તીઓમાં વાસ કરે છે અને તેમને પોતાનાં આદેશ તેમ જીવન આપે છે એ માન્યતા પણ મંદ થતી હતી. આ સાથે

મોન્ટેનસનો મત.

ખ્રીસ્તીઓના ધાર્મિક જીવનમાં પણ લગભગ સર્વત્ર એક પ્રકારની મંદતા વ્યાપી રહી હતી. એ સ્થિતિમાં સુમારે ઇ. સ. ૧૫૬ માં મોન્ટેનસ નામના એક માણસે પોતે પવિત્ર આત્માથી પ્રેરિત

થયો છે અને એ પવિત્ર આત્મા સર્વ કોઇને પોતાનાં આદેશ અને જીવન આપવા તત્પર છે એમ જાહેર કર્યું. વળી આ વાત પ્રગટ કરવામાં તેણે પોતાના અનુભવનો તથા ઇસુ ખ્રીસ્તે પવિત્ર આત્મા આપવાનું જે વચન આપ્યું છે (યોહા. ૧૫; ૨૬) તેનો આશ્રય લીધો હતો. મોન્ટેનસના આ મતનો તરત પ્રચાર થવા લાગ્યો, તથા તેમાં ઘણા લોક ભળવા લાગ્યા. આ લોકોની એક બીજી માન્યતા એ હતી કે ઇસુ ખ્રીસ્ત ફરીથી થોડીજ વારમાં આવશે માટે તેની પધરામણી સારૂ હરેકે ઉપવાસ, જાગરણ વગેરે દ્વારા દેહદમન કરીને તૈયાર થવું જોઇએ. મોન્ટેનસ મતવાદીઓએ માંસાહાર તથા અમુક અંશે લગ્ન પણ ત્યાજ્ય ગણ્યું હતું. આ લોકોનાં તપ અને ચારિત્ર્યના બળથી સ્વાભાવિક રીતે તેમના તરફ ઘણા આકર્ષાયા, તેથી ખ્રીસ્તી મંડળીઓના અધિકારીઓને એટલો બધો ભય લાગ્યો કે તેઓએ અને ખાસ કરીને એશિઆ માઇનરના અધ્યક્ષોએ ઇ. સ. ૧૬૦ પછી તરત અધ્યક્ષોની સભાઓ ભરીને જાહેર કર્યું કે મોન્ટેનસ મત પાખંડી મત છે. આ જાતની અધ્યક્ષોની સભા આ પહેલી હતી. મંડળીના અધિકારીવર્ગના લોકોએ આ પ્રમાણે જાહેર કર્યું, તો પણ એ મતનો પ્રચાર કંઇ ઓછો થયો નહિ. ઇ. સ. ૧૭૦માં તે રૂમમાં ફેલાયો હતો, પરિણામે ત્યાંની મંડળીમાં પણ ઉથલપાથલ થએલી હતી. ઇ. સ. ૨૦૭માં કાર્થેજમાં તર્તલીઅન જેવો સમર્થ ધર્મપિતૃ એમાં ભળ્યો હતો, અને ત્યાર પછી પણ લાંબા કાળ સુધી તે જુદા જુદા સ્થળે ઓછાવત્તા પ્રમાણમાં જોવામાં આવતો હતો. આખરે આ મતનું નિકંદન થયું હતું એ નિર્વિવાદ છે, તો પણ ખ્રીસ્તી મંડળી પર તેની અસર ઘણી ઉંડી થઇ હતી, અને સાર્વત્રિક મંડળીએ તે મતનાં અમુક તત્ત્વો સ્વીકાર્યાં હતાં.

માર્સીઅન.

ઇ. સ. ના બીજા સૈકામાં થઇ ગએલા ખ્રીસ્તી ધર્મના વિરોધીઓમાં માર્સીઅનનું નામ પણ અગત્યનું છે. તેણે સુમારે ઇ. સ. ૧૪૦માં રૂમમાં જઇને ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કર્યો હતો. ત્યાર પછી તરતજ તેને એમ લાગ્યું કે ખ્રીસ્તી ધર્મ ઇશ્વરની કૃપા ઉપર જોઇએ એટલો ભાર મૂકતો નથી, કારણ કે તે અમુક અંશે યહુદી ધર્મના બંધનમાં છે. તેની એ માન્યતામાં જ્ઞાનમત તેને અમુક અંશે સહાયભૂત થયો હતો; તો પણ તેના મતમાં જ્ઞાનવાદનું તત્ત્વ સૌથી ઓછામાં ઓછું હતું. તે જ્ઞાન કરતાં વિશ્વાસ અને ભક્તિ ઉપરજ આધાર રાખતો હતો. તેની એ માન્યતામાં તેણે પાઉલનો પૂર્ણ આશ્રય લીધો હતો, અને તે એકલોજ ખરો પ્રેરિત છે એમ તે શિખવતો હતો. તે કહેતો હતો કે જુના કરારમાંનો ન્યાયી દેવ અને ઇસુએ પ્રગટ કરેલો પ્રેમી અને કરૂણામય પિતા એ બે વચ્ચે મોટો ભેદ છે, તેથી તે સત્શાસ્ત્ર તરીકે માત્ર પાઉલના પત્રો અને લુકની સુવાર્તાનો પોતે પસંદ કરેલો અમુક ભાગ સ્વીકારતો હતો. આવી માન્યતાને લીધે તેને ઇ. સ. ૧૪૪ માં મંડળી બહાર મૂકવામાં આવ્યો હતો. તે પછી તેણે પોતાની એક જુદી મંડળી સ્થાપી હતી, અને બીજાં ઘણાં સ્થળે તેની શાખા મંડળીઓ પણ સ્થપાઇ હતી. એમાંની કોઇ કોઇ મંડળી તો લગભગ

ઇ. સ. ની પાંચમી સદી સુધી જોવામાં આવતી હતી. માર્સીઅને નવા કરારનાં પોતાને મનગમતાં થોડાંક પુસ્તકોને એક શાસ્ત્ર તરીકે એકત્ર કર્યાં હતાં.

માર્સીઅને એકત્ર કરેલા "નવા કરાર"ના પુસ્તકને દેવદત્ત તરીકે તેના અનુયાયીઓથી કેવી રીતે સ્વીકારવામાં આવ્યું એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. માર્સીઅનની પેઠે કેટલાક પાખંડીઓએ પણ પોતાને ફાવે તેમ કેટલાક પત્રોનેજ ખ્રીસ્તી ધર્મશાસ્ત્ર તરીકે સ્વીકાર્યા હતા. ધર્માર્થે પ્રાણાર્પણ કરનાર જસ્ટીનના લખાણ પરથી જણાય છે કે સુમારે ઇ. સ. ૧૫૦માં જુના કરારની સાથે ચાર સુવાર્તાઓ પણ મંડળીઓની જાહેર ભજનસેવામાં શાસ્ત્ર તરીકે વંચાતી હતી. હજી પ્રેરિતોના પત્રો ભજનસેવામાં વપરાતા નહોતા. વળી તેમના બધા પત્રો સર્વે મંડળીઓની જાણમાં ન હતા. એ અરસામાં પ્રેરિતોના નામથી કેટલાંક બનાવટી લખાણો પણ રજુ કરવામાં આવ્યાં હતાં, અને પાખંડીઓ તેમનો ઉપયોગ છુટથી કરતા હતા. આથી ખ્રીસ્તી મંડળીને પ્રેરિતોના બધા પત્રો એકત્ર કરવાની ફરજ પડી હતી. એ કામ ક્યારે અને કેવી રીતે થયું એ કહેવું મુશ્કેલ છે, તો પણ ઇ. સ. ની બીજી સદીની આખરમાં કયા કયા પત્રો શાસ્ત્ર તરીકે સ્વીકારવામાં આવ્યા હતા, અને કયા કયા આવ્યા ન હતા એ, આપણે તે કાળમાં ખ્રીસ્તી શાસ્ત્રરૂપે બહાર આવેલાં નવા કરારનાં કેટલાંક પુસ્તકોનાં બે ભાષાંતર ઉપરથી જાણીએ છીએ. એ બે ભાષાંતર સીરીઅન અને લાટિન ભાષામાં થયાં હતાં. પહેલું ભાષાંતર પેશિટોના નામથી ઓળખાય છે. તેમાં યોહાનનો બીજો અને ત્રીજો પત્ર, પીતરનો બીજો પત્ર, યહુદાનો પત્ર અને પ્રકટીકરણ, એ પુસ્તકો નથી. લાટિન ભાષાંતરમાં યાકૂબનો પત્ર, પીતરનો બીજો પત્ર અને (પહેલાં) હેબ્રીઓને લખેલો પત્ર નથી. આવો ફેરફાર લગભગ ઇ. સ. ના ચોથા સૈકા સુધી રહ્યો હતો. ઇ. સ. ૩૨૫ માં ઇતિહાસકાર યુસેબીઅસ જણાવે છે કે હાલના નવા કરારના યાકૂબ અને યહુદાના પત્રો, પીતરનો બીજો પત્ર, યોહાનનો બીજો અને ત્રીજો પત્ર, હેબ્રીઓને પત્ર અને પ્રકટીકરણ એ સાત પુસ્તકો તે અરસામાં સર્વત્ર માન્ય રાખવામાં આવ્યાં ન હતાં. વળી કેટલાંક એવાં પણ પુસ્તકો હતાં કે જે તે વખતે લગભગ સર્વમાન્ય હતાં, છતાં આજે તે નવા કરારમાં જોવામાં આવતાં નથી. એ પુસ્તકો કલેમેન્ટ અને બાનાબાસનાં પત્રો તથા હેર્માસકૃત "પાળક" નામનું પુસ્તક છે.

પાખંડમત સામે ખ્રીસ્તી સિદ્ધાંતનું રક્ષણ કરવા સારૂ આ કાળમાં જે વાત ઉપર વિશેષ આધાર રખાતો હતો તે પ્રેરિતોથી ઉતરી આવેલી દંતકથાઓ હતી.

*દંતકથાઓ અથવા વંશપરંપરા ઉતરી આવેલી વાર્તાઓ.*

એવી માન્યતા હતી કે આ જાતની દંતકથાઓ મુખ્ય મંડળીઓમાં ચાલતી હતી. શાસ્ત્રનો ખરો અર્થ કરવાનો અધિકાર પણ તેમનોજ હતો, અને એ અર્થ નક્કી કરવા માટે દંતકથાઓ પણ આવશ્યક છે એમ ખ્રીસ્તી મંડળીઓ માનતી હતી. વળી આલેક્ઝાંડ્રિઆની મંડળી તો એટલે સુધી માનતી હતી કે શાસ્ત્રમાં જે

ગૂઢ અને ગુપ્ત અર્થ રહેલો છે તે સાધારણ માણસો સમજી શકતાં નથી. આ રીતે ધીમે ધીમે જુદી જુદી દિશામાંથી દંતકથાઓ પર ભાર મૂકાવા લાગ્યો હતો, અને તે ખ્રીસ્તી મંડળીઓના આધારભૂત સાધન તરીકે મનાવા લાગી હતી.

એ અરસામાં ખ્રીસ્તી મંડળીમાં ઇશ્વર, મનુષ્યની મુક્ત ઇચ્છા (Free-will), ઇસુ ખ્રીસ્તનું દેવત્વ, પવિત્ર આત્માનું દેવત્વ વગેરેના સંબંધમાં શી માન્યતા હતી તે વિષે જાણવાની જરૂર છે. ઇશ્વર વિષેનું જ્ઞાન મનુષ્યને કેવી રીતે થાય છે તેના સંબંધમાં કેટલાક ધર્મપિતૃઓ માનતા હતા કે એ જ્ઞાન અલ્પાંશે મનુષ્ય માત્રમાં સ્વાભાવિક રીતે રહ્યું છે, અને દેવના પ્રકટીકરણથી એ જ્ઞાન વૃદ્ધિ પામી પૂર્ણતાએ પહોંચે છે. ખ્રીસ્તદ્વારા પ્રાપ્ત થએલા પ્રકટીકરણ વગર એ જ્ઞાન ઢંકાઇ જાય છે, અને તેમાં કેટલીક વિકૃતિ થઇ જાય છે એ વાતને અન્ય-ધર્મીઓમાં ઇશ્વરના સંબંધની કેટલીક પ્રચલિત માન્યતા ટેકો આપતી હતી. ઇશ્વર પરમ તત્ત્વ છે, અને બીજાં સર્વ તત્ત્વો તેનાં સૃજેલાં છે, અને તેને પૂર્ણ રીતે આધીન છે. તે જગત અને પ્રાણીમાત્રનો આદિ કર્તા છે, અને તેણે એ સર્વને પોતાની ઇચ્છાથીજ રચ્યાં છે. આ રીતે ખ્રીસ્તી માન્યતા પ્રથમથીજ ઇશ્વરનું સનાતનપણું અને તેનું સર્વશક્તિમાનપણું પૂર્ણ રીતે સાચવે છે. ઇશ્વર પૂર્ણ રીતે પવિત્ર અને સર્વશક્તિમાન છે છતાં પાપ કેવી રીતે સંભવી શકે છે તેના સંબંધમાં ધર્મપિતૃઓનું કહેવું એ છે કે એ મનુષ્યની ઇચ્છા સ્વતંત્ર હોવાના કારણે છે. પાપ કાંઇ તત્ત્વ નથી, પણ મનુષ્યની ઇચ્છા ઇશ્વરની ઇચ્છા વિરૂદ્ધ ચાલતાં જે સ્થિતિ ઉભી થાય છે તે પાપ છે. બીજાં પ્રાણીઓ આ પ્રમાણે ઇશ્વરેચ્છા વિરૂદ્ધ જઇ શકતાં નથી અને મનુષ્ય જઇ શકે છે એ વાતમાં મનુષ્યનું મહત્ત્વ તથા ગૌરવ છે, અને એનું કારણ એ છે કે ઇશ્વર મનુષ્યને પોતા સરખું બનાવવા ઇચ્છે છે. આ માટે તેણે મનુષ્યને સ્વતંત્રતા આપી છે. મનુષ્ય યંત્રવત્ નહિ, પણ પોતાની પૂર્ણ ખુશીથી ઇશ્વર પર પ્રેમ રાખી શકે અને તેની સાથે દિવ્ય ઐક્ય પામે, તથા તે તેનું સંતાન બને એવી પરમેશ્વરની ઇચ્છા છે.

કેટલાક સિદ્ધાંતો.

ઇશ્વર વિષે.

મનુષ્ય વિષે.

પ્રેરિતોની પછીના ધર્મપિતૃઓએ ઇસુ ખ્રીસ્તના દેવત્વ વિષે બહુ વિચાર કર્યો હોય એમ લાગતું નથી. તોપણ તેઓમાંના કેટલાક તેનું સદેહ થયા પહેલાનું અસ્તિત્વ સ્વીકારે છે. ઇસુ ખ્રીસ્ત ઇશ્વરનો 'શબ્દ' છે, એ વિચાર પહેલીજ વાર ધર્માર્થે પ્રાણાર્પણ કરનાર જસ્ટીન રજુ કરે છે. તર્તલીઅન "ત્રિએક દેવ" એ શબ્દ પ્રથમ વાર વાપરે છે, અને તેમાં પિતા, પુત્ર અને પવિત્ર આત્માનો સમાવેશ કરે છે. ઓરિજેન તથા બીજા કેટલાક ધર્મપિતૃઓ પુત્રનું શાશ્વતપણું સ્વીકારતાં છતાં તેને પરાધીન માને છે. વળી એવા પણ કેટલાએક છે કે જેઓ એક દેવનાં ત્રણ શાશ્વત સ્વરૂપ સ્વીકારતા નથી, પણ એ ત્રણ સ્વરૂપ મનુષ્ય આગળ પ્રગટ થતા

ઇસુ ખ્રીસ્તનું દેવત્વ.

ઇશ્વરનાં જુદાં જુદાં રૂપ છે એમ કહે છે. આ લોકો એ મતના ઉત્પાદક સાબેલસ નામના માણસ ઉપરથી સાબેલિયન કહેવાતા હતા અને તેમની સંખ્યા ઝાઝી હતી. આ મતનો પ્રચાર વધારે થવાનું મુખ્ય કારણ એ હતું કે એથી "ત્રિએક દેવ"ની સાર્વત્રિક માન્યતામાં ત્રણ દેવને માનવાનો જે ભય રહેતો હતો તેનું નિવારણ થતું હતું. પવિત્ર આત્મા વિષે હજુ બહુ વિચાર થયો ન હતો. ઇસુ ખ્રીસ્તમાં દેવત્વ અને મનુષ્યત્વ કેવી રીતે રહ્યાં હતાં તેનો પણ આ કાળમાં બહુ વિચાર કરવામાં આવ્યો ન હતો. કેટલાએકનું એવું માનવું હતું કે ખ્રીસ્તમાં જે જીવાત્મા હતો તે "શબ્દ" હતો. જસ્ટીન તેઓમાંનો એક હતો. ઇરેનીઅસ અને વિશેષ પ્રમાણમાં ઓરિજેન એમ માનતા હતા કે ઇસુમાં મનુષ્યના આત્મા ઉપરાંત દેવત્વ પણ હતું. ઇસુ નિષ્પાપી હતો એવું તો સૌ કોઇ સ્વીકારતું હતું. વળી તેના જન્મની દિવ્યતા પણ સર્વમાન્ય હતી. ઇસુ ખ્રીસ્ત માત્ર એક ધર્મોપદેશક કે ધર્મપ્રવર્તક ન હતો, પણ ઉદ્ધારક કે ત્રાતા હતો એવી માન્યતા સર્વત્ર વ્યાપી રહી હતી; અને એ માન્યતાના સમર્થનમાં તેનું મૃત્યુ સારી રીતે સહાયભૂત થયું હતું. ઇસુનું મરણ અસાધારણ હતું અને તેમાં એક કે બીજી રીતે મનુષ્યનાં પાપની ક્ષમા રહી હતી, એવું હરકોઇ માનતું હતું. ઇસુના મરણથી મનુષ્યજાતિનાં પાપનું પ્રાયશ્ચિત્ત કેવી રીતે થતું હતું એ સંબંધી કંઇ નિશ્ચિત માન્યતા ન હતી. વળી તે વિષે કેટલાકના વિચાર એવા હતા કે જે આજે માન્ય રાખી શકાતા નથી. દાખલા તરીકે, ઘણા એમ કહેતા હતા કે ઇસુનું મૃત્યુ શેતાનને આપેલો એક દંડરૂપ હતું. વળી ઇરેનીઅસની માન્યતા એ હતી કે ઇસુ માણસજાતના પ્રતિનિધિ તરીકે માનવદેહમાં અવતર્યો હતો, અને આદમની નબળાઇ તથા પાપને કારણે જે નાશ નિર્માણ થયો હતો તે નિવારવાને માટે તે મરણ પામ્યો.

મનુષ્યના જીવાત્મા વિષે જુદી જુદી માન્યતા હતી. તે ચૈતન્યવત્ છે એવું સહુ કોઇ સ્વીકારતું હતું. પરંતુ કેટલાક તેના આધ્યાત્મિક અને દૈહિક એવા બે ભાગ—અને કેટલાક આધ્યાત્મિક, દૈહિક અને દેહ એવા ત્રણ ભાગ—પાડતા હતા. જીવાત્માનું પૂર્વનું અસ્તિત્વ મનાતું ન હતું. વળી જીવાત્માના અમરત્વ વિષે કેટલાક એમ માનતા હતા કે તે સ્વાભાવિક રીતેજ અમર છે. બીજા કેટલાક એમ માનતા હતા કે તે ઇશ્વરની કૃપાથી અમર થઇ શકે છે. જીવાત્મામાં સારૂંનરસું કરવાની શક્તિ છે એ વાત સર્વમાન્ય હતી.

જીવ વિષે.

પાપ સંબંધી એમ મનાતું હતું કે તે આદમથી વારસામાં મળેલું છે. માટે માણસો જન્મથીજ પાપી સ્થિતિમાં જન્મે છે. આવી માન્યતા લાટિન ધર્મપિતૃઓમાં વધારે દૃઢ હતી. ગ્રીક ધર્મપિતૃઓનું એવું માનવું હતું કે જીવાત્મા પાપી સ્વભાવ લઇને અવતરે છે એ ખરૂં છે, છતાં જ્યારે તે પોતાની સ્વેચ્છાથી પાપ કરે છે ત્યારેજ તે દોષિત ઠરે છે. પાપ કરવું કે ન કરવું એ જીવાત્માનાજ હાથમાં છે. મનુષ્ય સ્વતંત્ર નથી એવીજ

પાપ વિષે.

માન્યતા આગળ જતાં લાટિન લેખકોએ જણાવી છે તે હજી જોવામાં આવતી નથી.

આ સમયના ખ્રીસ્તીઓ માનતા હતા કે જન્મથી વારસામાં મળેલાં અને જીવાત્માએ સ્વેચ્છાથી કરેલાં પાપની ક્ષમા માટે બાપ્તિસ્મા આવશ્યક છે, અને એ સંસ્કારદ્વારે માણસનું શુદ્ધિકરણ થાય છે. વળી બાપ્તિસ્મા લેવું એટલે ખ્રીસ્તી મંડળીમાં દાખલ થવું અને તેની આજ્ઞાઓ, તેના વિધિનિષેધના નિયમો વગેરે પાળવાં એમ મનાતું હતું.

બાપ્તિસ્મા.

બાપ્તિસ્મા લીધા પછી યોગ્ય તૈયારી કરીને પ્રભુભોજનનો સંસ્કાર પાળવામાં આવતો હતો. આ સંસ્કાર પણ ખ્રીસ્તીઓના આત્મિક જીવન માટે પૂર્ણ રીતે આવશ્યક હતો. આ સંસ્કારદ્વારા ખ્રીસ્તી લોકો ઇસુ ખ્રીસ્ત સાથે આત્મિક ઐક્ય પ્રાપ્ત કરતા હતા. વળી પ્રભુભોજનમાં લેવાતા પદાર્થ ઇસુ ખ્રીસ્તનુંજ જીવન દર્શાવતા હતા. માટે તે લેનારને તે જીવન પ્રાપ્ત થતું હતું, એવી માન્યતા દિનપ્રતિદિન દૃઢ થતી હતી. પ્રભુભોજનમાં વપરાતા પદાર્થોનું તત્ત્વ બદલાઇ જાય છે, એવા વિચાર હજુ સુધી ઉત્પન્ન થયા ન હતા. વળી પ્રભુભોજન એ મંડળી તરફથી ઇશ્વરને આપવામાં આવતો ઇસુ ખ્રીસ્તનો ભોગ છે, એવું ધીમે ધીમે મનાવા લાગ્યું હતું.

પ્રભુભોજન.

આ સમયના ખ્રીસ્તીઓમાં મૃત્યુ પછીની સ્થિતિના સંબંધમાં જે માન્યતા હતી તે અમુક અંશે ઐહિક હતી. એ માન્યતાને આત્મિક સ્વરૂપ આપવામાં આલેકઝાંડ્રિઆના ધર્મપિતૃઓ સારી રીતે સહાયભૂત થયા હતા. ખ્રીસ્તના પુનરાગમન સંબંધીના વિચારને પણ તેમણેજ આત્મિક સ્વરૂપ આપ્યું હતું, અને પવિત્ર આત્માના આગમનમાંજ ખ્રીસ્ત બીજી વાર આવી ગએલો છે એ વિચાર પ્રચલિત કર્યો હતો. આ સમયના ખ્રીસ્તીઓનું માનવું ઘણે અંશે એવું હતું કે ખ્રીસ્ત પર વિશ્વાસ રાખનારા મરણ પામેલા ખ્રીસ્તી ભક્તો સ્વર્ગની નીચે કોઇ નજીકના સ્થાને સુખમાં રહે છે, અને અમુક કાળ પુરો થતાં તેઓ પૂર્ણ સુખની સ્થિતિ પ્રાપ્ત કરશે. માત્ર ધર્માર્થે પ્રાણાર્પણ કરનારાઓજ સ્વર્ગ, એટલે ઇશ્વરની સન્નિધતા, પ્રાપ્ત કરે છે એમ મનાતું હતું. આલેકઝાંડ્રિઆના કેટલાક ધર્મપિતૃઓનું એવું માનવું હતું કે સાધારણ પુણ્યશાળી જીવાત્માઓને અમુક સ્થાનમાં રહી શુદ્ધ થવું પડે છે, અને પછી તેઓ વધારે ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે જીવાત્માઓ પોતાના મૃત્યુ પછી જુદી જુદી અવસ્થામાં અને જુદાં જુદાં સ્થાનો,—સ્વર્ગ, મૃત્યુલોક વગેરે—માં રહે છે. વળી ખ્રીસ્તીઓમાંના વિચારશીલ લોકો માનતા હતા કે જગતના અંતે જ્યારે સર્વનું પુનરૂત્થાન તથા ન્યાયીકરણ થશે ત્યારે ખ્રીસ્તીઓ તેમજ વિધર્મીઓના આત્માઓની હમેશની સ્થિતિનો નિર્ણય થશે. વળી અન્ય ધર્મના જે લોકોએ ઇસુનું નામ સાંભળ્યું નહિ હોય, અથવા જાણી જોઇને તેનો અનાદર કર્યો નહિ હોય તેઓને પણ ન્યાયકાળે તેમનાં કર્મો પ્રમાણે ફળ મળશે.

મૃત્યુ પછીની સ્થિતિ.

# સમય ત્રીજો.

## કોન્સ્ટાન્ટીન પાદશાહથી ગ્રેગોરી પહેલા સુધી (ઈ. સ. ૩૧૩-૫૯૦).

## રૂમી સામ્રાજ્યમાં ખ્રીસ્તી મંડળીનું પ્રાધાન્ય.

### પ્રકરણ ૧ લું.

### ખ્રીસ્તી ધર્મનો પ્રચાર.

ઇ. સ. ના ત્રીજા શતકની શરૂઆતમાં એક એવો બનાવ બન્યો હતો કે ખ્રીસ્તી ધર્મના પ્રચાર ઉપર તેની અસર બહુ થઇ હતી. એ અસર બધી રીતે સારીજ થઇ હતી એમ કહેવું મુશ્કેલ છે. ઘણાખરા મોટા બનાવોમાં જેમ સારાં અને માઠાં તત્ત્વનું મિશ્રણ રહેલું છે તેમ આ બનાવમાં પણ હતું. એ બનાવ સમ્રાટ કોન્સ્ટાન્ટીને ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કર્યો તે હતો. અત્યાર સુધી રૂમી સમ્રાટો અને સામ્રાજ્યના અન્ય અધિકારીઓમાં ઘણા જણ ખ્રીસ્તી ધર્મ પ્રત્યે દ્વેષ રાખતા હતા એટલુંજ નહિ, પણ તેનો નાશ કરવા માટે તેઓ પોતાથી બનતું બધું કરવા ચુક્યા ન હતા. સમ્રાટ કોન્સ્ટાન્ટીન ખ્રીસ્તી થયો તેથી એ સ્થિતિમાં એકદમ મોટો ફેરફાર થઇ ગયો અને સામ્રાજ્યનો અધિકારીવર્ગ ખ્રીસ્તી ધર્મનો વિરોધી મટી મિત્ર બન્યો.

ખ્રીસ્તી ધર્મની સ્થિતિમાં પરિવર્તન.

કોન્સ્ટાન્ટીનનો જન્મ ઇ. સ. ૨૭૪માં થયો હતો. તેની મા, હેલેના, સાધારણ કુટુંબની હતી, અને તે પણ ખ્રીસ્તી થઇ હતી. તેણે કોન્સ્ટાન્ટીનની પહેલાં ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કર્યો હતો કે પાછળથી કર્યો હતો એ નક્કી નથી. કોન્સ્ટાન્ટીન દેખાવે ભવ્ય, બુદ્ધિમાન અને રાજકાજમાં અતિ કુશળ હતો. વળી તે શૂરવીર અને યુદ્ધકળામાં નિપુણ હતો. તેણે પોતાના શૌર્ય અને પરાક્રમથી લશ્કરની તથા તેના સેનાપતિઓની પ્રીતિ સંપાદન કરી હતી. આ પ્રમાણે તે આગળ વધતો જતો હતો, એવામાં સામ્રાજ્યની સ્થિતિ બહુ કફોડી થઇ હતી, અને ઇ. સ. ૩૦૮ માં છ ઉમેદવારો રૂમી સમ્રાટ હોવાનો દાવો કરતા હતા. તેઓમાંનો એક કોન્સ્ટાન્ટીન હતો. તેણે સામ્રાજ્યના પશ્ચિમ ભાગમાંના પોતાના પ્રતિસ્પર્ધી માક્સેન્ટીઅસને રૂમ આગળ હરાવ્યો, અને પછી

કોન્સ્ટાન્ટીન.

તરતજ ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કર્યો. કેટલાક ઇતિહાસકારો માને છે કે આ પગલું ભરવાનો તેનો હેતુ રાજકીય હતો, કારણકે તે વખતે ખ્રીસ્તી લોકોનું પ્રાબલ્ય સારૂં હતું, અને તેમને પોતાના પક્ષમાં લેવાથી તેને પોતાની રાજકીય મહત્ત્વાકાંક્ષા પુરી કરવામાં સહાયતા મળે એમ હતું. વળી આ સાથે તેના મનમાં ખ્રીસ્તી ધર્મ માટે એક પ્રકારની લાગણી ઉત્પન્ન થઇ હોય એ પણ સંભવિત છે. તે વહેમી હતો અને શત્રુ સામેની લડાઇ પહેલાં તેણે ખ્રીસ્તની માનતા લીધી હોય એવો સંભવ છે. એમ કહેવાય છે કે એ યુદ્ધમાં તે જીત પામ્યો તે પહેલાં થોડી વારે તેણે આકાશમાં એક જ્વલંત વધસ્તંભ જોયો હતો, અને તે પર "આ વડે તું ફતેહ મેળવ" એવા શબ્દો લખેલા હતા. પાછળથી તેણે પોતાના રાજધ્વજ તરીકે વધસ્તંભનો આકાર રાખ્યો હતો. ઇ. સ. ૩૧૧માં કોન્સ્ટાન્ટીન, ગેલેરિઅસ અને લિસિનિઅસે ધર્મની બાબતમાં સ્વાતંત્ર્ય અને સહાનુભૂતિ દર્શાવતું એક ફરમાન કાઢયું હતું. તેણે અને લિસિનિઅસે એક બીજું ફરમાન ઇ. સ. ૩૧૩ માં કાઢીને લોકોને પોતાની ધાર્મિક માન્યતામાં પૂર્ણ સ્વાતંત્ર્ય આપ્યું હતું. આ ફરમાનના આધાર તરીકે માણસની વિવેકબુદ્ધિનો પવિત્ર અને જન્મસિદ્ધ હક રજુ કરવામાં આવ્યો હતો.

કોન્સ્ટાન્ટીનનો ખ્રીસ્તી મંડળી સાથેનો સંબંધ.

એ ફરમાનમાં જણાવ્યા મુજબ કોન્સ્ટાન્ટીને બિનખ્રીસ્તી લોકો ઉપર કોઇ જાતની જબરદસ્તી કરી ન હતી. છતાં તેઓનાં જે કર્મક્રિયાઓમાં અનીતિ કે જાદુ હતાં, તે તેણે અટકાવ્યાં હતાં. વળી તેણે વસાવેલા કોન્સ્ટાન્ટીનોપલ (કે "નવા રૂમ") શહેરમાં માત્ર ખ્રીસ્તી ભજનસેવા કરવાની પરવાનગી આપી હતી. ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવાને પણ તે પોતાથી બનતું કરતો હતો, અને તેનાં એવાં કાર્યોથી સ્વાભાવિક રીતે ઘણા લોકો ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કરતા હતા. તે પોતાને "બાહ્ય વાતોમાં અધ્યક્ષ" કહેવડાવતો હતો, અને ધાર્મિક સિદ્ધાંતનો નિર્ણય કરવાનું કામ મંડળીના અધ્યક્ષોના હાથમાં રહેવા દઇ મંડળીમાં એકતા કેવી રીતે જળવાય અને પાખંડીઓ વગેરેથી તેનું રક્ષણ કેવી રીતે થાય એને લગતી સંભાળ પોતે રાખતો હતો. કોન્સ્ટાન્ટીન આ બધું કામ કરતો હતો છતાં તેણે બાપ્તિસ્મા પોતાના મૃત્યુ વખતેજ લીધું હતું; કારણ કે તે વખતે એવી માન્યતા પ્રચલિત હતી કે પોતાનાં બધાં પાપનું નિવારણ થાય માટે માણસે બાપ્તિસ્મા જેમ બને તેમ મોડું લેવું જોઇએ. કોન્સ્ટાન્ટીને બીજી કેટલીક રીતે ખ્રીસ્તી મંડળીને જે સહાય આપી હતી તે હવે પછી જણાવવામાં આવશે.

બ્રિટનમાં ખ્રીસ્તી ધર્મ.

કોન્સ્ટાન્ટીનના રાજ્યકાળમાં બ્રિટનમાંની ખ્રીસ્તી મંડળી પહેલીજ વાર બહાર આવે છે. ઇ. સ. ૩૧૪માં આર્લ્સમાં એક સભા ભરાઇ હતી, તેમાં યોર્ક, લંડન અને લિંકનની મંડળીઓના અધ્યક્ષો હાજર હતા. આ મંડળીની સ્થાપના અને તેનો વિકાસ કેવી રીતે થયાં એ વિષે બહુ માહિતિ મળતી નથી. દંતકથા એ વિષે ઘણું કહે

છે, પણ એ ઉપર બહુ ભરોસો રાખી શકાતો નથી. બ્રિટનમાં રૂમી લોકોની સત્તા જામ્યા પછીજ સુવાર્તાનો પ્રચાર થયો હશે એમ માની શકાય છે. તોપણ ત્યાંની વસ્તી એ સમયમાં જંગલી હોવાથી તથા તેમની અને રૂમી લોકોની વચ્ચે ચાલુ યુદ્ધ થતું હોવાથી એ પ્રચાર બહુ ધીમે ધીમે થયો હશે એમાં શંકા નથી.

ઇ. સ. ૩૩૭ માં કોન્સ્ટાન્ટીનના મૃત્યુ પછી રૂમી સામ્રાજ્ય તેના ત્રણ પુત્રોના હાથમાં આવ્યું. એમાંના બે મૃત્યુ પામતાં કોન્સ્ટાંટિઅસ આખા સામ્રાજ્યનો સમ્રાટ થયો. તેણે ધર્મની બાબતમાં પોતાના બાપની એક સરખી રાજનીતિનો ત્યાગ કર્યો, અને ખ્રીસ્તીઓને નહિ પણ જુના ધર્મો પાળનારા લોકોને સતાવવા માંડયા. તેના બાપે ખાનગી યજ્ઞો કરવાની જે બંધી કરી હતી તે તેણે કાયમ રાખી એટલુંજ નહિ, પણ જે કોઇ એવા યજ્ઞ કરે તેને દેહાંતદંડ આપવાનું અને તેની માલમિલ્કત જપ્ત કરવાનું ફરમાન કાઢયું. આના પરિણામે ઘણા લોકોએ પ્રાણાર્પણ કર્યાં અને એવી રીતે પોતાના પ્રાચીન ધર્મનું ગૌરવ વધાર્યું. આ કાર્ય તેણે સામ્રાજ્યના પૂર્વ વિભાગમાં તે સમ્રાટ હતો માટે ત્યાં કર્યું હતું. તેનો ભાઇ કોન્સ્ટાન્સ દસ વર્ષ સુધી પશ્ચિમ વિભાગમાં સમ્રાટ હતો, ત્યાં તેણે તથા તેના મૃત્યુ પછી કોન્સ્ટાંટિઅસે જુના ધર્મો પ્રત્યે વધારે સહાનુભૂતિ બતાવી હતી. એનું કારણ એ હતું કે રૂમ તથા આખા પશ્ચિમ વિભાગમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર પૂર્વ વિભાગમાં થયો હતો તેટલો થયો ન હતો, અને રૂમમાં પ્રાચીન ધર્મનું પ્રાબલ્ય હજી ઘણું હતું. તોપણ ઇ. સ. ૩૪૬ પછી અન્ય ધર્મીઓનાં ઘણાં મંદિરોને તોડી પાડવામાં આવ્યાં અને ઇતિહાસકારોને દિલગીરી સાથે કબુલ કરવું પડે છે કે એ કાર્યમાં ખ્રીસ્તીઓ અને ખ્રીસ્તી અધ્યક્ષોની પણ ઘણી સહાનુભૂતિ હતી. કોન્સ્ટાંટિઅસ પોતે આર્યન મત માનતો હતો, અને તેણે પોતાની વિરૂદ્ધ મતના, એટલે સાર્વત્રિક મંડળીના ખ્રીસ્તીઓને, સતાવ્યા હતા. તેના રાજ્યકાળમાં ખ્રીસ્તીઓમાંજ પરસ્પર સખત વિરોધ જોવામાં આવે છે. એ વિરોધનું મુખ્ય કારણ એ હતું કે ખ્રીસ્તીઓ પર જગતની અસર ઘણી થઇ હતી, તથા તેમની અને જગતની વચ્ચે બહુ ભેદ રહ્યો ન હતો. ખ્રીસ્તી મંડળીને રાજ્યનો આશ્રય મળ્યો હતો, અને એજ તેની પડતીનું એક મોટું કારણ હતું. અત્યાર સુધી ખ્રીસ્તીઓમાં જુદા જુદા દોષો જોવામાં આવ્યા હતા, પણ તેમાં દંભનું બહુ સ્થાન ન હતું; પરંતુ હવે એ દોષ પણ ખ્રીસ્તી મંડળીમાં સારી રીતે દાખલ થએલો જોવામાં આવતો હતો. આ કારણથી સાધારણ જનસમાજમાં સ્વાભાવિક રીતેજ ખ્રીસ્તી ધર્મ પ્રત્યે અભાવ ઉત્પન્ન થયો. વળી જે જુના ધર્મ ઉપર ખ્રીસ્તીઓએ સતાવણી શરૂ કરી હતી તે પ્રત્યે વિશેષ ભાવ ઉત્પન્ન થયો. એવામાં કોન્સ્ટાંટિઅસનું મરણ થયું, ને તેથી સ્થિતિ બદલાઇ ગઇ.

કોન્સ્ટાંટિઅસ.

ઇ. સ. ૩૬૧ માં કોન્સ્ટાંટિઅસનો પિત્રાઇ જુલીઅન સમ્રાટ થયો. તે બહુ બુદ્ધિશાળી, ઉત્સાહી અને ધાર્મિક વૃત્તિવાળો હતો. તેને નાનપણથી ખ્રીસ્તી ધર્મનું જ્ઞાન આપવામાં આવ્યું હતું, પણ તે સંબંધમાં તેના પર બહુ સખ્તાઇ રાખવામાં આવેલી હોવાથી, તથા તે ધર્મ-શીલ થઇ રાજકારભારમાં માથું ન મારે એવો કંઇક કોન્સ્ટાંટિઅસનો હેતુ હોવાથી તેના મનમાં સ્વાભાવિક રીતે ખ્રીસ્તી ધર્મ પ્રત્યે અભાવ ઉત્પન્ન થયો, અને જુના ધર્મના એક પ્રવીણ પંડિતનો સમાગમ થતાં તેણે તે ધર્મ ગ્રહણ કર્યો. ત્યાર પછી તેણે એ ધર્મ વિષે ઘણી માહિતિ મેળવી, અને તેનું પુનઃસ્થાપન કરવા દૃઢ નિશ્ચય કર્યો. વળી તે ખ્રીસ્તી મંડળીના દોષ સારી રીતે જાણતો હતો, તેથી ખ્રીસ્તી ધર્મને નાબુદ કરવા માટે તેણે પોતાના એ જ્ઞાનનો પણ પુરો લાભ લીધો. સામ્રાજ્યની ગાદીએ આવીને તેણે તરતજ ખ્રીસ્તીઓમાં પરસ્પર ક્લેશ થાય એવાં પગલાં લીધાં. જુના ધર્મની જે બધી ક્રિયાઓ બંધ રખાવવામાં આવી હતી તે કરવાની તેણે પરવાનગી આપી, એટલુંજ નહિ પણ પોતે એ ધર્મના વડા અધિકારી તરીકે વર્તવા લાગ્યો, અને ઠેકાણે ઠેકાણે યજ્ઞયાગ કરાવવો શરૂ કર્યો; વળી જે મંદિરો તોડી પાડવામાં આવ્યાં હતાં તે તેણે ફરી બંધાવ્યાં. આ ઉપરાંત તેણે ખ્રીસ્તીઓને સાહિત્ય, વક્તૃત્વકળા, વ્યાકરણ વગેરે શિખવવાની શાળાઓ સ્થાપવાની અને ચાલુ રાખવાની મના કરી. આમ કરવાનો તેનો હેતુ એ હતો કે ખ્રીસ્તીઓ પોતાના ધર્મનો પ્રચાર શિક્ષિત વર્ગમાં બહુ કરી ન શકે. ખ્રીસ્તી ધર્મના વિરોધી તરીકે યહુદીઓને પણ તેણે ઘણી રીતે ઉત્તેજન આપ્યું. આ પ્રમાણે તેણે ઘણી રીતે ખ્રીસ્તીઓને દાબી દેવાનો પ્રયત્ન કર્યો, પણ ઇ. સ. ૩૬૩ માં તેનું મૃત્યુ થયું તેથી એ બધાનો અંત આવ્યો.

જુલીઅન.

જુલીઅનના મરણ પછી ખ્રીસ્તી ધર્મનું પ્રાબલ્ય પાછું વધ્યું, તથા દિન-પ્રતિદિન વધતુંજ ગયું. આખરે થોડાંજ વર્ષમાં જુના ધર્મની સ્થિતિ એવી થઇ ગઇ કે તે ગામડીઆના ધર્મ ( Paganism ) તરીકે ઓળખાવા લાગ્યો. જુલીઅન પછીના બે ત્રણ સમ્રાટોએ જુના ધર્મ પ્રત્યે સમાન ભાવવાળી રાજનીતિ બતાવી હતી, પણ ગ્રાટિઅન નામના સમ્રાટે ( ઇ. સ. ૩૭૫-૩૮૩ ) તેને દબાવવા માટે તેના યાજક-વર્ગના કેટલાક હક લઇ લીધા અને તેમની માલમિલકત પણ જપ્ત કરી. તેની પછીના સમ્રાટે પણ એવીજ રાજનીતિ કાયમ રાખી. આ બધાનું પરિણામ એ આવ્યું કે રૂમી સામ્રાજ્યનો જુનો ધર્મ અને તેમાં મનાતાં દેવદેવીઓ ખ્રીસ્તી ધર્મના વિરોધી અને પ્રતિસ્પર્ધી તરીકે હમેશને માટે બંધ થયાં. રૂમી સામ્રાજ્યમાં ખ્રીસ્તી ધર્મ પ્રત્યે છેલ્લો અને સર્વથી મોટો વિરોધ જુલીઅને કર્યો હતો, પણ તેમાં તેને પોતાનેજ નિષ્ફળતા જણાઇ હતી, અને તે એટલે સુધી કે તેણે એક વખત પોતાની નિરાશામાં કહ્યું હતું કે "અરે, ઓ ગાલીલના માણસ, તું જીત્યો

જુના ધર્મની પડતી.

છે" અને થયું પણ તેમજ. ઇસુ ખ્રીસ્તે રૂમી સામ્રાજ્ય પર પૂર્ણ વિજય પ્રાપ્ત કર્યો, અને હવે પછી તેણે આ મહાન સામ્રાજ્યનેજ પોતાની સેવામાં જોડયું. જોકે આગળ જતાં ખ્રીસ્તી ધર્મે ઘણા લોકો, ઘણી જાતિઓ અને ઘણાં રાજ્યો પર વિજય પ્રાપ્ત કર્યો છે, તો પણ તેનો આ વિજય પહેલો તથા મોટામાં મોટો છે.

ખ્રીસ્તી ધર્મનો પૂર્ણ વિજય.

આ ધાર્મિક વિજયથી ખ્રીસ્તી ધર્મનું કાર્ય હજુ પૂર્ણ થયું ન હતું. યુરોપમાં તો એ કાર્યની શરૂઆતજ થતી હતી, અથવા એમ કહીએ તો ચાલે કે માત્ર તેનો પાયો રચાયો હતો. આ સમયમાં રૂમી સામ્રાજ્યની સત્તા નબળી પડતી હતી, તેથી તેના નવા નવા દુશ્મનો ઉભા થતા હતા. આ દુશ્મન મુખ્યત્વે ઉત્તરમાંથી આવેલા હતા, અને તે "ગોથ" નામથી ઓળખાતા. પહેલાં પણ તેઓએ રૂમી સામ્રાજ્ય પર ઘણી ચઢાઇઓ કરી હતી, પણ તેમાં તેઓ ફાવ્યા ન હતા. પણ હવે તેઓએ રૂમી સામ્રાજ્યની પડતી દશાનો લાભ પુરી રીતે લીધો. આ લોકો તીડની માફક ઉભરાઇ જતા, અને પછી જ્યાં ફાવે ત્યાં ઉતરી પડતા. આવી રીતે તેમણે અમુક હુમલાઓ કર્યા પછી તેમને રૂમી સામ્રાજ્યમાં વસવાની પરવાનગી મળી હતી. તે પછી તેઓએ રૂમી સામ્રાજ્યના લશ્કરમાં ભરતી કરી હતી. આખરે અસંખ્ય ગોથ લોકો રાજ્ય ઉપર ચઢી આવ્યા, અને તેમણે તેના કેટલાક ભાગનો કબજો લીધો. આ સ્થિતિમાં ખ્રીસ્તી મંડળીના અધ્યક્ષોને એમ લાગ્યું કે ગોથ લોકમાં પણ ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવો જોઇએ, તેથી તેઓએ તેને માટે યોગ્ય પગલાં પણ લીધાં હતાં.

રૂમી સામ્રાજ્ય પર ગોથ લોકોના હુમલાઓ.

આ ગોથ લોકો આપણે જેને આજે જર્મન કહીએ છીએ તે જાતિના હતા, અને તેઓ આર્ય લોકોની એક શાખા હતા. તેઓ યુરોપમાં જુદે જુદે સ્થળે વસ્યા હતા, પણ મુખ્યત્વે કાળા સમુદ્ર અને બાલ્ટિક સમુદ્ર વચ્ચેના પ્રદેશમાં રહેતા હતા. તેઓમાંનો એક ભાગ "પશ્ચિમ ગોથ" નામથી ઓળખાતો હતો, અને પહેલાં તેઓમાં ખ્રીસ્તી ધર્મે પ્રવેશ કર્યો હતો. તેમને ખ્રીસ્તી ધર્મનો પ્રથમ પરિચય તેમણે કેદી તરીકે પકડેલા કાપાદોકીઆના ખ્રીસ્તીઓ મારફતે થયો હતો, પરંતુ તેમનામાં ઉલ્ફિલાસ નામે એક સમર્થ ધર્મપ્રચારકે ધર્મનો પ્રચાર કર્યો હતો. તે ઇ. સ. ૩૪૩ માં અધ્યક્ષ થયો હતો. તેણે લાંબા સમય સુધી ધર્મપ્રચારનું કાર્ય કર્યું હતું. તે પ્રથમથીજ આરીઅસ નામના અધ્યક્ષના મતનો હતો, તેથી "પશ્ચિમ ગોથ" લોકો તથા જે અન્ય ગોથ લોકોએ તેમની મારફતે ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો હતો તે બધાએ આરીઅસનો મત સ્વીકાર્યો. ઉલ્ફિલાસે તેમને માટે એક લિપિ યોજી કાઢી, અને બાઇબલનું અથવા તેના મોટા ભાગનું ભાષાંતર પણ કર્યું. આ ભાષાંતરમાં તેણે પોતાના લોકનાં સ્વાભાવિક

ગોથ લોકોમાં સુવાર્તાનો પ્રચાર.

ઉલ્ફિલાસ.

શૌર્ય અને હિંસક સ્વભાવને ઉત્તેજન ન મળે એવા હેતુથી જુના કરારમાંના "રાજાઓ"નાં તથા "શમૂએલ"નાં પુસ્તકો દાખલ કર્યાં ન હતાં. સુમારે

હુણ.

ઇ. સ. ૩૭૦ માં હુણુ લોકોએ "પશ્ચિમ ગોથ" લોકો ઉપર હુમલો કર્યો હતો, તેથી ગોથ લોકોએ ઉલ્ફિલાસની આગેવાની નીચે રૂમી સામ્રાજ્યના પ્રદેશમાં જઇ નિવાસ કર્યો હતો. અહીં આગળ જતાં રૂમી સમ્રાટે તેમનો આરીઅન મત દબાવી દેવા માટે સખત પગલાં લીધાં હતાં. ઇ. સ. ૩૮૧ માં કોન્સ્ટાન્ટીનોપલમાં એક મહાસભા ભરાઇ હતી, તેમાં નીસ (નીકેઆ)ની મહાસભાનો મત જે આરીઅન મતની વિરૂદ્ધ હતો તે પુનઃસ્થાપિત કરવામાં આવ્યો હતો. આથી ઉલ્ફિલાસને બહુ માઠું લાગ્યું હતું, અને ત્યાર પછી તે લાંબો કાળ જીવ્યો નહોતો. તેણે "પશ્ચિમ ગોથ" લોકો ઉપર ઘણી સારી અસર કરી હતી, તેનું એક પ્રમાણુ તેના મૃત્યુ પછી સત્તાવીશ વર્ષે જ્યારે ગોથ સરદાર આલારિકે રૂમમાં કતલ અને લુટ ચલાવી હતી, છતાં ત્યાંના સર્વે ખ્રીસ્તીઓનું તથા સંત પાઉલ અને સંત પીતરનાં મહાન દેવળોનું સંરક્ષણ કર્યું હતું ત્યારે જણાઇ આવ્યું હતું.

આ રીતે ખ્રીસ્તી ધર્મનો પ્રચાર રૂમી સામ્રાજ્યની બહાર થતો હતો ત્યારે સમ્રાટ થીઓડોસિઅસે જુના ધર્મને દબાવવાને માટે અતિ સખત નિયમો ઘડયા હતા. તેણે એશિઆ અને મિસરમાંનાં દેવદેવીઓનાં મંદિરોને બંધ કરાવ્યાં હતાં. એ કામમાં ખ્રીસ્તીઓની સહાનુભૂતિ હતી એટલુંજ નહિ, પણ તેમણે એમાંનાં કેટલાંક

જુના ધર્મનો નાશ.

મંદિર તોડી પણ પાડયાં હતાં. એલેકઝાંડ્રિઆમાં એક ભયંકર હુલ્લડ થયું હતું, અને તેમાં બન્ને પક્ષના કેટલાક લોક માર્યા ગયા હતા. થીઓડોસિઅસે બધા હુલ્લડખોર લોકોને ક્ષમા આપી હતી, પરંતુ તેણે આલેકઝાંડ્રિઆનાં બધાં મંદિરો બંધ કરાવ્યાં હતાં. તેના પુત્રના વખતમાં પણુ લગભગ એજ સ્થિતિ હતી, અને તેના પછીના સમ્રાટ હોનોરિઅસે (ઇ. સ. ૩૯૫-૪૨૩) પ્રથમ સમભાવવાળી રાજનીતિ રાખી હતી, પણ પાછળથી જુનો ધર્મ પાળનાર સર્વને રાજ્યના અધિકારીવર્ગમાંથી દૂર કર્યા હતા. આ પ્રમાણે જુનો ધર્મ દિનપ્રતિદિન દુર્બળ થતો જતો હતો, અને તેમાં જે અધુરૂં હતું તે આલારિકે ઇ. સ. ૪૧૦ માં ચલાવેલી લુટ અને કતલદ્વારા પુરૂં કર્યું હતું. એ વખતે જુના ધર્મનાં બધાં મંદિરો લુટાયાં, એટલુંજ નહિ પણ ઉચ્ચ અને અમીરવર્ગનાં જે કુટુંબો એ ધર્મ પાળતાં હતાં તેઓમાંનાં ઘણાંનો નાશ કરવામાં આવ્યો હતો અથવા તેમને દેશપાર કરવામાં આવ્યાં હતાં.

પશ્ચિમ તરફના ગોથ લોકોએ રૂમ ઉપર ચઢાઇ કર્યા પછી આલ્પ્સ પર્વત

આરીઅસના મતનો પ્રચાર.

ઉપર થઇને ગાલ—આધુનિક ફ્રાંસ—અને સ્પેન ઉપર ચઢાઇ કરીને તેના કેટલાક ભાગનો કબજો લીધો. આ લોકો જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં આરીઅસનો ખ્રીસ્તી મત સાથે લેતા ગયા

અને તે દ્વારા તેમણે ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કર્યો. વળી વાંદાલ નામની એક જાતિના લોકો સ્પેનમાં વસ્યા હતા, તેઓ પણ આરીઅસનો મત માનતા હતા. આ લોકોએ ઇ. સ. ૪૨૯માં આફ્રિકા ઉપર ચઢાઇ કરી, અને તેઓએ જ્યાં જ્યાં જીત મેળવી ત્યાં ત્યાં પોતાના મતનો પ્રચાર કર્યો. વળી તેઓની ઉશ્કેરણીથી હુણ જાતના લોકોએ તેમના પરાક્રમી સરદાર આટિલાની આગેવાની નીચે ઇ. સ. ૪૫૧ માં ઇટાલી ઉપર ચઢાઇ કરી, પણ તેમને રૂમી લશ્કરે હરાવ્યા. તોપણ બીજે વર્ષે તેઓ ઇટાલીના સપાટ પ્રદેશ ઉપર ફરીથી ઉતરી પડયા ; અને આખરે રૂમના અધ્યક્ષે અને સામ્રાજ્યના એલચીઓએ તેમને પુષ્કળ ધન આપ્યું ત્યારેજ તેઓ પાછા ગયા. પરંતુ હુણ લોકોએ નહોતો વર્તાવ્યો એવો ત્રાસ ઇ. સ. ૪૫૫ માં વાંદાલ લોકોએ વર્તાવ્યો. એ વખતે રૂમના અધ્યક્ષે ત્યાં ચાલતી લુંટને અંગે જે ઘાતકી-પણું ગુજારવામાં આવતું હતું તે ઓછું કરવા પ્રયત્ન કર્યો હતો.

**લીઓ પહેલો, ઈ. સ. ૪૪૦-૪૬૧.**

આ સમયે લીઓ પહેલો રૂમનો અધ્યક્ષ હતો. તેણે અતિ નીડરપણે રૂમનું તથા ખ્રીસ્તીઓનું રક્ષણ કર્યું હતું. તે પોતે વિચારશીલ, ઉત્સાહી, સાહસિક અને દૃઢ મનનો હતો, અને આ અણીના પ્રસંગમાં રૂમનો સમ્રાટ નાસી ગયો હતો તેથી તેનું સ્થાન તેણે પોતે લીધું હતું. હવે પછી એ સ્થાન તેના અને તેની પછીના અધ્યક્ષોના હાથમાં આવવાથી રૂમ એક નવા અને અધિક ઉચ્ચ સામ્રાજ્યનું મધ્ય સ્થળ બન્યું.

ઇ. સ. ના પાંચમા અને છટ્ઠા સૈકામાં રૂમી સામ્રાજ્યની પડતી થતી હતી, અને એ અરસામાં સામ્રાજ્ય ઉપર જુદી જુદી જાતિના ઘણા લોકોએ હુમલા ઉપર હુમલા કર્યા હતા. તેઓમાંના કેટલાક લોકો પ્રથમથીજ ગોથ લોકોની મારફતે આરીઅસનો મત થોડાઘણા પ્રમાણમાં માનતા હતા. વળી રૂમી સામ્રાજ્ય સાથે અનેક રીતે સંબંધ થવાથી તેઓ સાર્વત્રિક ખ્રીસ્તી મત વિષે પણ જાણીતા થયા, અને તેની અસર તેમનાં ભોળાં અને ઉદાર દિલ ઉપર ઘણી થઇ. સાર્વત્રિક મંડળીના સમાગમમાં આવવાથી તેમનામાં ખાસ ફેરફાર એ થયો હતો કે તેમણે પોતાનો ક્રુર અને હિંસક સ્વભાવ તજ્યો હતો, અને તેઓ સ્વભાવે નમ્ર બન્યા હતા. ખ્રીસ્તી મંડળીએ જેમ તેમના ઉપર અસર કરી હતી તેમ તેમણે પણ તે મંડળી ઉપર અસર કરી હતી. તેના પરિણામે એ મંડળીમાં વખત જતાં કેટલોક બગાડ થયો હતો.

**ખ્રીસ્તી મંડળી અને ટયુટન લોકોનો સમાગમ.**

રૂમી સામ્રાજ્ય કોન્સ્ટાન્ટીનના અમલ નીચે એક થતાં મંડળીમાં સડો તો પેઠોજ હતો, અને તેમાં આ જુદી જુદી જાતિના લોકો જે મુખ્યત્વે મૂળ ટયુટન—જર્મન—આર્યન—જાતિનાજ હતા તેઓનો ખ્રીસ્તી મંડળી સાથે સંબંધ થવાથી સારી પેઠે વધારો થયો હતો.

રૂમી સામ્રાજ્યના મધ્યસ્થળમાં આવી સ્થિતિ હતી, ત્યારે દૂરના જુદા જુદા દેશમાં ખ્રીસ્તી ધર્મની સ્થિતિ કેવી હતી તે જોવાની જરૂર છે. બ્રિટન દેશમાં

ખ્રીસ્તી ધર્મનો પ્રવેશ થયો હતો તે વિષે અગાઉ કહેલું છે. ત્યાં એ પ્રચાર રૂમી ફોજને લીધે થયો હતો. જ્યારે ઇ. સ. ૪૧૦માં એ લશ્કરને રૂમમાં જરૂર પડતાં પાછું બોલાવી લેવામાં આવ્યું ત્યારે ત્યાંથી ખ્રીસ્તી ધર્મ લગભગ નાબુદ થયો. આ દેશ ઉપર જુદા જુદા લોકો ચઢી આવ્યા હતા, અને તે બધાને પરસ્પર લડવા સિવાય બીજો ધંધો ન હતો. તેઓમાંના સૅક્સન અને આંગ્લ લોકોએ ઇ. સ. ૪૪૯માં બ્રિટન જીત્યું તથા ત્યાંના બ્રિટન નામે ઓળખાતા મૂળ વતનીઓને વેલ્સ અને કોર્નવાલમાં હાંકી કાઢયા. એ પછી ઘણા લાંબા કાળ સુધી એ દેશમાં ખ્રીસ્તી ધર્મને સ્થાન મળ્યું ન હતું.

બ્રિટનમાં ખ્રીસ્તી ધર્મની સ્થિતિ.

આયર્લાંડની સ્થિતિ આ બાબતમાં જુદીજ હતી. ત્યાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર ઇ. સ. ના પાંચમા શતકના મધ્યભાગમાં થયો હતો. એ પ્રચાર કરનાર પુરુષ પેટ્રિસિઅસ હતો. તે આજે સંત પાત્રિક નામે ઓળખાય છે. તે સ્કૉટલાંડમાં જન્મ્યો હતો, અને તેનો બાપ ખ્રીસ્તી મંડળીમાં સેવક હતો. એમ છતાં પાત્રિકે પોતે સોળ વર્ષની ઉંમરે ખ્રીસ્તી ધર્મ ગ્રહણ કર્યો હતો. તે પછી તરતજ કેટલાક ચાંચીઆઓ તેને પકડી આયર્લાંડમાં લઇ ગયા હતા. ત્યાં તેને ગુલામ તરીકે ઘેટાં ચારવાનું કામ કરવું પડતું હતું. એ સ્થિતિમાં તેનો આત્મા જાગૃત થયો. લાગ મળતાં તે ત્યાંથી નાસી છુટીને પોતાના દેશમાં ગયો. ત્યાં તેને સ્વપ્નમાં એવું ભાન થયું કે પરમેશ્વર મને આયર્લાંડમાં સુવાર્તાના પ્રચારનું કામ કરવા તેડે છે, તેથી તરતજ જે લોકોમાં પોતે ગુલામ તરીકે કામ કર્યું હતું, તેમનીજ પાસે તે પાછો ગયો અને તેમને ખ્રીસ્તી ધર્મનો ઉપદેશ કરવા લાગ્યો. સ્વાભાવિક રીતે તેના ધાર્મિકપણાની અસર સર્વ વર્ગો ઉપર ઘણી થઇ, તેથી લોકોએ ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કર્યો, એટલુંજ નહિ પણ તેને જુદે જુદે ઠેકાણે જમીન આપી, જેના ઉપર તેણે દેવળો તથા મઠો બાંધ્યા. પાત્રિક પોતે વિદ્વાન ન હતો, પણ તે બહુ ભક્તિમાન તથા ધર્મપ્રચાર માટે અત્યંત ઉત્સાહી હતો, તેથી આયર્લાંડના ઘણા લોકો સાધુ થયા. તેણે સ્થાપેલો સાધુઓનો સંઘ એવો તો પ્રબળ થયો, કે લાંબા સમય સુધી તેમાંના સાધુઓએ દૂર દૂર દેશોમાં જઇ ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કર્યો. પાત્રિકનું જીવન એવું ઉચ્ચ હતું અને તેણે લોકોના હિત માટે એટલું બધું કાર્ય કર્યું હતું કે તે "સંત" ગણાયો; અને આયર્લાંડનો મુખ્ય સંત બન્યો. તેના વિષે ઘણી અદ્ભુત વાતો કહેવામાં આવે છે, પણ તે ઘણે ભાગે દંતકથાજ હોય એમ લાગે છે.

આયર્લાંડમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર.

સંત પાત્રિક.

આ સમયે યુરોપના દેશોમાં પણ કેટલાક મોટા ફેરફાર થતા હતા, અને તેમાંના કેટલાક સાર્વત્રિક મતને અને કેટલાક આરીઅસના મતને ટેકારૂપ હતા.

એમાંનો મુખ્ય ફેરફાર ફ્રાંક લોકોના રાજા ક્લોવિસે ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કર્યો તે હતો. તે રાજાની રાણીઓમાંની એક ક્લોટિલ્ડ નામે રાણી ખ્રીસ્તી ધર્મ પાળતી હતી, તેની અસરથી કે બીજા કોઇ પણ કારણથી એક યુદ્ધ કર્યા પહેલાં ક્લોવિસે એવો નિશ્ચય કર્યો કે જો હું તેમાં જીતીશ તો ખ્રીસ્તી ધર્મ ગ્રહણ કરીશ. એ યુદ્ધમાં તે જીત્યો માટે પોતાના નિશ્ચય પ્રમાણે તેણે અને તેના ત્રણ હજાર યોદ્ધાઓએ બાપ્તિસ્મા લીધું. એક વખત આ રાજાએ ઇસુના વધસ્તંભે જડાવા વિષે એક વ્યાખ્યાન સાંભળ્યું, તેથી તેને ઘણોજ ક્રોધ ચઢ્યો, અને તે બોલી ઉઠ્યો કે "જો હું પોતે તે વખતે યરૂશાલેમમાં હાજર હોત તો હું યહુદીઓને બતાવી દેત." આ દાખલા પરથી જણાય છે કે એ સમયમાં ઇસુ ખ્રીસ્તને માટે જુદા જુદા લોકોમાં જુદી જુદી લાગણી ઉત્પન્ન થતી હતી. સ્વાભાવિક રીતે ક્લોવિસના જેવી પ્રકૃતિવાળા માણસમાં ખ્રીસ્તી ધર્મ ગ્રહણ કરવા છતાં બહુ ફેરફાર ન થાય એ સમજી શકાય તેમ છે; તોપણ તેને ખ્રીસ્તી ધર્મ ગમ્યો હતો, તેથી તેણે તેને બને તેટલું ઉત્તેજન આપ્યું હતું. ક્લોવિસે બર્ગંડીના રાજાને પોતાનો ખંડીઓ રાજા બનાવ્યો, અને તેને આરીઅસનો મત છોડી સાર્વત્રિક ખ્રીસ્તી મત ગ્રહણ કરવાની ફરજ પાડી. વળી તેણે એ મતને સબળ કરવા બીજા ઘણા પ્રયત્ન કર્યા હતા; તેથી તેને "બીજો કોન્સ્ટાન્ટીન" એવું ઉપનામ આપવામાં આવ્યું હતું.

ફ્રાંક લોકોમાં સુવાર્તાનો પ્રચાર, ઇ. સ. ૪૯૬.

રૂમી સામ્રાજ્યના પશ્ચિમ ભાગમાં આવી પ્રવૃત્તિ ચાલતી હતી તે દરમિયાન પૂર્વ ભાગમાં કંઇ મહત્ત્વનો ફેરફાર થયો ન હતો. એ વખતે જુના ધર્મો કે તત્ત્વજ્ઞાનમાંની કોઇ પણ બાબત વધારે પ્રબળ હોય તો તે નેઓ-પ્લેટોનિક ફીલસુફી હતી. આ ફીલસુફીનો પ્રચાર પ્રથમ આથેન્સમાં થયો હતો. પણ ત્યાંથી તે જુદે જુદે ઠેકાણે પ્રસરી હતી. એ ફીલસુફીના ઉત્પાદક તેમજ પ્રવર્તક તરીકે કેટલાક સમર્થ પુરૂષો ઉભા થયા હતા. તેઓએ ઘણા માણસોને પોતાના અનુયાયી બનાવ્યા હતા. આ તત્ત્વજ્ઞાનીઓ અમુક અંશે ખ્રીસ્તી ધર્મના વિરોધી હતા તેથી તેમની એક મોટી પાઠશાળા આથેન્સમાં હતી, તે જસ્ટીનિઅન (૫૨૭-૫૬૫) સમ્રાટના ફરમાનથી બંધ કરવામાં આવી હતી. પછી તેઓમાંના કેટલાક ઇરાનમાં ચાલ્યા ગયા. ત્યાંનો પારસી ધર્મ પણ તેમને ગમ્યો નહોતો, તેથી તેમને પાછા ફરવું પડ્યું. આ પછી તેમનું જોર નહિ જેવું રહ્યું, અને કાળ જતાં તે છેક નાબુદ થયું. આ પ્રમાણે ખ્રીસ્તી ધર્મનો પૂર્વ યૂરોપમાંનો છેલ્લો વિરોધી મત ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં નાબુદ થયો, અને સુવાર્તા લગભગ સર્વમાન્ય થઇ.

પ્લેટોનું નવું તત્ત્વજ્ઞાન.

વળી ખ્રીસ્તી ધર્મ આ અરસામાં એશિઆના પૂર્વ ભાગમાં, દક્ષિણમાં, આબીસિનિઆમાં, તેમજ આરમીનિઆ, ઇરાન અને હિન્દુસ્તાનમાં પણ ફેલાયો

હતો. ઇરાનમાં તેને કેટલીક ખાસ મુશ્કેલી નડી હતી. એ દેશનો પારસી ધર્મ, શુદ્ધ દ્વૈત મતવાદી હતો, તેથી તે શુભ અને અશુભ એવાં બે પરસ્પર વિરોધી શાશ્વત તત્ત્વ માનતો હતો. એ ધર્મના અનુયાયીઓ ખ્રીસ્તીઓ ઉપર એવો આક્ષેપ મૂકતા હતા કે તેમના—ખ્રીસ્તીઓના—મત પ્રમાણે ઇશ્વર પોતે પાપનો કર્તા બને છે.

ઇરાનમાં સુવાર્તાપ્રચાર.

આવો આક્ષેપ મૂકતાં એ લોકો એ વાત તદ્દન ભૂલી જતા હતા કે તેમના પોતાના મતમાં તો ઇશ્વરના સર્વશક્તિમાનપણાનું જરા પણ સ્થાન ન હતું. વળી આ ઉપરાંત ત્યાંનો રાજ્યાધિકારીવર્ગ માનતો હતો કે ખ્રીસ્તી લોકો રૂમી સામ્રાજ્યના હિતેચ્છુ છે. એ માન્યતા પણ ખ્રીસ્તી ધર્મના પ્રચારમાં નડતરરૂપ હતી. ઇરાનમાં ખ્રીસ્તી ધર્મના પ્રચારની શરૂઆત તો ક્યારનીએ થઇ ચૂકી હતી, પરંતુ તેને તદ્દન નાબુદ કરવા માટે ઇ. સ. ૩૪૩ માં રાજ્ય તરફથી એક મોટી સતાવણી શરૂ થઇ હતી. આ સતાવણી જુદા જુદા રૂપમાં ચાલુ રહી હતી, પણ જ્યારે ઇરાનના ખ્રીસ્તી લોકો નેસ્ટોરી મત સ્વીકારીને રૂમી સામ્રાજ્યની ખ્રીસ્તી મંડળીથી છુટા પડયા, ત્યારેજ ઇરાની પાદશાહો તરફથી સતાવણીનો અંત આવ્યો, કારણ કે તે પછી તેમના ઉપર રાજ્યદ્રોહનો આરોપ મૂકવાનું કારણ બહુ રહ્યું નહિ.

હિન્દુસ્તાનમાં સુવાર્તા ક્યારે ફેલાઇ તેના વિષે ખ્રીસ્તીઓમાં આજે પણ ઘણી દંતકથા પ્રચલિત છે. કેટલાક તો એમ પણ કહે છે કે ઇસુ ખ્રીસ્તનો શિષ્ય થોમા અહીં આવ્યો હતો, અને તેણે ઘણાને ખ્રીસ્તના શિષ્યો કર્યા હતા. આ લોકો એમ પણ કહે છે કે એ ખ્રીસ્તીઓના વંશજો આજે દક્ષિણ હિન્દુસ્તાનમાં સીરીઅન ખ્રીસ્તીઓ તરીકે ઓળખાય છે. પરંતુ ઘણાખરા ઇતિહાસકારો આ વાત માન્ય રાખી શકતા નથી. તેઓ કહે છે કે ખ્રીસ્તી ધર્મ હિન્દુસ્તાનમાં ઇ. સ. ના ચોથા કે પાંચમા સૈકામાં

હિન્દુસ્તાનમાં સુવાર્તા.

ફેલાવા લાગ્યો હતો. ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં આવેલો એક મુસાફર હિન્દુસ્તાનમાં ત્રણ મંડળીઓ — એક લંકામાં (અહીં લંકા હિન્દુસ્તાનના ભાગ તરીકે ગણવામાં આવ્યો છે), બીજી મલબાર કાંઠે અને ત્રીજી કલકત્તામાં —હોવાનું જણાવે છે. આ મંડળીઓનાં સ્થળ હિન્દુસ્તાનના ત્રણ ખૂણા ઉપર અને તે પણ દરિયાકાંઠે બતાવેલાં છે, તેથી એમ સિદ્ધ થાય છે કે અહીં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર ઇરાન કે તેની પાસેના કોઇ પ્રદેશમાંથી દરિયામાર્ગે થયો હતો. વળી ત્રાવણકોરમાં આવેલી સીરીઅન મંડળીનો સંબંધ આજે પણ એશિઆ માઇનરમાં આવેલી નેસ્ટોરી મંડળી સાથે છે, તેથી આ અનુમાનને ઘણી પુષ્ટિ મળે છે.

આર્મિનીઆમાં સુવાર્તાનો પ્રચાર પ્રથમ ઇ. સ. ના બીજા શતકમાં થયો હતો. ચોથા સૈકાની શરૂઆતમાં ગ્રેગોરી નામના એક પ્રસિદ્ધ પુરૂષે એ પ્રચારમાં ઘણી વૃદ્ધિ કરી હતી, તેથી આર્મિનીઆના રાજાએ તથા ત્યાંની વસ્તીના મોટા ભાગે

ખ્રીસ્તી ધર્મ ગ્રહણ કર્યો હતો. આગળ જતાં ત્યાંના લોકોને ઇરાનીઓને હાથે બહુ ખમવું પડયું હતું, પરંતુ તેમણે દૃઢતા અને આત્મભોગથી પોતાના ધર્મનું રક્ષણ કર્યું હતું. આ રીતે ઇ. સ. ના પાંચમા અને છઠ્ઠા શતકમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર યુરોપ તથા એશિઆના ઘણા દેશો અને લોકોમાં થયો હતો; તો પણ હજુ યુરોપમાંજ હ્રાઇન અને ડાન્યુબ નદીઓના ઉત્તરના પ્રદેશમાં તથા ટયુટન લોકોએ વસાહત કરેલા બ્રિટનના કેટલાક ભાગમાં એ પ્રચાર થવો બાકી હતો, અને તે પછીના કાળમાં થયો હતો.

# પ્રકરણ ૨ જું.

## વ્યવસ્થામાં ફેરફાર : રૂમી મંડળીનું આધિપત્ય.

ઇ. સ. ના ચોથા સૈકાની શરૂઆતમાં કૉન્સ્ટાન્ટીનના અમલ નીચે અને ત્યાર પછીના કાળમાં પણ ખ્રીસ્તી મંડળી અને રૂમી સામ્રાજ્ય લગભગ એક થયાં હતાં, અથવા એમ કહીએ તો ચાલે કે મંડળી એ રાજ્યના એક અંગ સરખી બની ગઇ હતી, એ વિષે પહેલાં કંઇક કહેવાયું છે. પણ પૂર્વ અને પશ્ચિમમાં એ સંબંધી એકસરખી સ્થિતિ ન હતી. પશ્ચિમની મંડળી કેટલાંક કારણથી ઘણી બળવાન બની હતી, તેથી તેનું વ્યક્તિત્વ છેક નાશ પામ્યું ન હતું. રૂમી સમ્રાટો પોતાને ફાવે તેમ મહાસભાઓ બોલાવતા, અધ્યક્ષોને નીમતા વગેરે બીજાં કેટલાંક કામ કરતા. એમ છતાં પશ્ચિમની મંડળીએ અને ખાસ કરીને રૂમી મંડળીએ ધર્મને લગતી માન્યતાના સંબંધમાં પોતાનું સ્વાતંત્ર્ય ઘણી સારી રીતે સાચવ્યું હતું, પણ પૂર્વની મંડળીની સ્થિતિ જુદીજ હતી. એ મંડળીના ખ્રીસ્તીઓમાં પરસ્પર પુષ્કળ વિરોધ હતો, અને ધર્મના સિદ્ધાંતમાં પણ મતભેદ હતો. જે મંડળી રૂમી મંડળીની માફક બીજી મંડળીઓની આગેવાની લઇ શકે અને તેમને સામ્રાજ્ય સાથેના સંબંધથી ઉદ્‌ભવતી પડતી દશામાંથી બચાવે એવી એક પણ મંડળી ત્યાં ન હતી. આ કારણોથી ત્યાં મંડળીના અધિકારીવર્ગમાં પુષ્કળ રાજ્યખટપટ, દુનિયાદારી, સ્વાર્થ વગેરે જોવામાં આવતાં હતાં. એ સર્વનું પરિણામ એ આવ્યું કે પૂર્વની મંડળી રાજ્યસત્તાને છેક આધીન બની ગઇ.

પૂર્વ અને પશ્ચિમની મંડળીઓ વચ્ચેનો ભેદ.

આ સમયમાં ખ્રીસ્તી મંડળીને જેમ રાજ્યસત્તાનો લોભ લાગ્યો હતો તેમજ ધનનો પણ લાગ્યો હતો. મંડળી અને સામ્રાજ્યનો સંબંધ જેમ જેમ વધતો ગયો તેમ તેમ સ્વાભાવિક રીતે મંડળીને જુદા જુદા અધિકાર તથા પુષ્કળ ધનની પ્રાપ્તિ થતી ગઇ. જુના ધર્મના યાજકવર્ગના કેટલાક અધિકાર ખ્રીસ્તી મંડળીને મળ્યા એટલુંજ નહિ, પણ એ ધર્મમાં પૂજાતાં દેવદેવીઓનાં મંદિરોની મિલ્કત પણ સમ્રાટો તરફથી તેને સોંપવામાં આવી હતી. આ સિવાય ખ્રીસ્તી અધિકારીવર્ગમાંથી જેઓ બિનવારસ મરી જતા હતા તેમની મિલ્કત પણ મંડળીને સોંપવામાં આવતી. એવોજ કાયદો બીજા કેટલાક લોકો માટે પણ કરવામાં આવ્યો હતો, પણ તેના પરિણામે સ્રીઓ તથા કેટલીક વાર બાળકોને પણ એટલું બધું ખમવું પડતું કે ખ્રીસ્તી પાળકોના લોભથી તેમનું રક્ષણ કરવા માટે વાલેન્ટીનીઅન (ઇ. સ. ૩૬૪-૩૭૫) ના સમયમાં એક ખાસ કાયદો ઘડવામાં આવ્યો હતો.

મંડળીનું ધનાઢ્ય થવું.

જુના ધર્મના યાજકોની માફક ખ્રીસ્તી પાળકોને પણ કેટલાક હક મળ્યા હતા. વળી તેમને કેટલીક જાહેર ફરજોમાંથી મુક્ત કરવામાં આવ્યા હતા, તેથી ઉચ્ચ વર્ગમાંના કેટલાક ધનવાન લોકો ખ્રીસ્તી પાળક થવાનું પસંદ કરતા હતા. એ પસંદગીમાં તેમનો હેતુ અમુક અંશે સ્વાર્થી હતો, અને તેથી સામ્રાજ્યના હિતને ધક્કો પહોંચતો હોવાથી કોન્સ્ટાન્ટીનેજ એવો નિયમ કર્યો કે મંડળીના અધિકારીઓમાંથી કોઇ પણ મૃત્યુ પામે ત્યારેજ તેની જગાએ બીજાને નીમવો, પણ નવી નિમણુક કરવી નહિ. આ નિયમને લીધે સ્વાભાવિક રીતે મંડળીને ધક્કો લાગે તેમ ન હતું, તેથી ઇ. સ. ૩૮૩ માં એક નવો કાયદો પસાર કરવામાં આવ્યો, તેની રૂએ જેની ઇચ્છા હોય તેને મંડળીના પાળકવર્ગમાં દાખલ થવાની રજા મળી; પણ સાથે સાથે એમ પણ ઠરાવવામાં આવ્યું કે જેમને પોતાના ધન કે પોતાની પદવીને લીધે રાજ્યમાં અમુક ફરજો અદા કરવાની હોય તેમણે પાળકવર્ગમાં દાખલ થતાં પહેલાં એ સર્વનો ત્યાગ કરવો.

પાળકવર્ગની ભરતીને લગતો એક નિયમ.

ખ્રીસ્તી અધિકારીવર્ગને અને ખાસ કરીને અધ્યક્ષોને મળેલા હકમાંનો એક હક પાળકવર્ગમાંના લોકોમાં પરસ્પર જે કંઇ ક્લેશ કે કલહનું કારણ ઉભું થયું હોય તેને દૂર કરવાનો, બે વિરોધી પક્ષને ન્યાય આપવાનો, તથા તેમની આગળ બહારના લોકો તરફથી જે દીવાની મુકર્દમા ફેંસલા માટે આવે તેનો ન્યાય ઠરાવવાનો હતો. સ્વાભાવિક રીતે તેમના આ હકથી તેમનું વજન લોકોમાં વધતું હતું, તેથી તેમને આવાં કામ બહુ પ્રિય હતાં. જો કે કોઇ કોઇ એવા પણ હતા કે તેઓ આ જાતનાં સાંસારિક કામમાં પોતાનો વખત ગાળવા ઇચ્છતા ન હતા. અધ્યક્ષોનો મોટો ભાગ પોતાના આ અધિકારને એટલું બધું ચાહતો હતો કે તેઓએ તે વધારવા કોશિષ કરી, અને આખરે જે કોઇ મુકર્દમામાં કોઇ પણ ખ્રીસ્તી યાજકને કંઈ લાગતુંવળગતું હોય તો તેનો ચુકાદો તેઓ કરે એવો અધિકાર તેમને પ્રાપ્ત થયો. આ જાતનો અધિકાર તેમને દિવાની મુકર્દમાના સંબંધમાં મળ્યો હતો એટલુંજ નહિ, પણ ફોજદારી મુકર્દમામાં પણ મળ્યો હતો.

પાળકવર્ગની ન્યાય ઠરાવવાની સત્તા.

ઉપર જણાવેલા જુદી જુદી જાતના જે બધા અધિકાર પાળકવર્ગને મળ્યા હતા તેનો હમેશાં દુરુપયોગ થતો હતો એમ ન હતું. ઉલટું એ અધિકારનો સદુપયોગ થતો હતો, તેથી તેઓ ઘણા લોકોને અન્યાય, ક્રુરતા વગેરેમાંથી બચાવી લેતા હતા. એ સમયજ એવો હતો કે તેમાં ખાસ કરીને કેટલાક વર્ગો પ્રત્યે ઘણો અન્યાય કરવામાં આવતો હતો, અને મનુષ્યોના પરસ્પર વર્તનમાં ઘાતકીપણું અતિ નિંદ્ય અને તિરસ્કાર જોગ ગણાતું ન હતું. એ સ્થિતિમાં ખ્રીસ્તી મંડળી નિરાશ્રિત કે અન્યાયથી પીડાએલા લોકોની એક આશ્રયદાતા હતી. કોઇ ગુલામને તેનો ધણી બહુ સતાવે

મંડળીની સત્તાનો સદુપયોગ.

તો તે ખ્રીસ્તી અધિકારીઓનું શરણ લેતો, તેઓ તેને મોતમાંથી બચાવતા એટલુંજ નહિ પણ તેનો ધણી તેની સાથે સારૂં વર્તન રાખે એવું કરતા. તેઓ જેમ ખાનગી વ્યક્તિઓનું રક્ષણ કરતા, તેમ સમ્રાટોના અન્યાયથી સમગ્ર પ્રજાનું પણ રક્ષણ કરતા. કેટલીક વાર તેઓ સુબાઓ, સરસુબાઓ કે સમ્રાટોને પણ અન્યાય કરતાં રોકતા, તથા તેમના જુલમી કામ માટે વારંવાર પ્રાયશ્ચિત્ત પણ કરાવતા. તેઓમાંના કોઇ કોઇ તો વારંવાર બાપ્તિસ્મા આપનાર યોહાનનું સ્મરણ પણ કરાવતા હતા.

આ પ્રમાણે ખ્રીસ્તી પાળકવર્ગનો અધિકાર જુદી જુદી દિશામાં વધતો જતો હતો તેનું એક મુખ્ય કારણ એ હતું કે એ વર્ગના માણસો વિશેષ રીતે પવિત્ર મનાવા લાગ્યા હતા. તેઓ ખ્રીસ્તી મંડળીનું મુખ્ય અંગ ગણાતા હતા, અને તેમની મારફતેજ મનુષ્યોને મોક્ષપ્રાપ્તિ થાય છે એવી માન્યતા લગભગ સર્વત્ર વ્યાપી ગઇ હતી. વળી સાથે સાથે એવી માન્યતા પણ દૃઢ થઇ હતી કે ખ્રીસ્તી પાળકવર્ગે સાંસારિક કાર્યથી બને તેટલા દૂર રહેવું, અને પોતાનું બધું જીવન માત્ર ધાર્મિક કાર્યને અર્પણ કરવું. આને માટે ગૃહસ્થાશ્રમ પણ ઘણી રીતે બાધક હતો, તેથી તેમાં પણ ન ઉતરવું એ પાળકવર્ગ માટે હિતકારક છે એવું મનાવા લાગ્યું હતું. કેટલીક મહાસભાઓએ એવાં ફરમાન પણ કાઢયાં હતાં કે પહેલી ત્રણ પદવીના યાજકો – અધ્યક્ષો, વડીલો અને સેવકો— એ લગ્ન ન કરવું. આ વાતનો પ્રચાર કરવામાં એમ્બ્રોઝ, જેરોમ અને ઓગસ્ટીન નામના ત્રણ મહાન ધર્મપિતૃઓએ ઘણો ભાગ લીધો હતો. તોપણ એ માન્યતા એ અરસામાં આખી ખ્રીસ્તી મંડળીએ સ્વીકારી ન હતી. પશ્ચિમમાં તેની સામે ઘણો વિરોધ થયો હતો, અને પૂર્વમાં પણ તેનો સ્વીકાર સંપૂર્ણ રીતે થયો ન હતો.

પાળકવર્ગની વિશેષતા.

આ પ્રમાણે પાળકવર્ગનો અધિકાર અતિ ઉચ્ચ અને મહત્ત્વનો ગણાતો હતો, છતાં તેના શિક્ષણને માટે જોઇએ તેવી વ્યવસ્થા ન હતી. માત્ર ઉત્તર આફ્રિકામાં અને ખાસ કરીને એલેકઝાંડ્રિઆ તથા અંત્યોખમાં ઇશ્વરવિદ્યાનું શિક્ષણ આપવા માટે મોટી પાઠશાળાઓ હતી. તે સિવાય એ જાતની સંસ્થાઓ બહુ થોડી હતી. આ ખોટ દૂર કરવા ઘણી જગાએ આશ્રમો સ્થાપવામાં આવ્યા હતા, અને તેમાં કેટલાક સમર્થ વિચારકો પોતાના શિષ્યો સાથે રહેતા હતા, અને તેઓને તેમના પાળકપદને માટે તૈયાર કરતા હતા. આ જાતની સંસ્થાઓ સ્થાપી ન હતી, અને ઘણી વાર તો તે તેમના ઉત્પાદકની હયાતી સુધીજ રહેતી હતી. ઓગસ્ટીન અને બીજા કેટલાકે આવા આશ્રમ સ્થાપ્યા હતા અને તેની મારફતે તેમણે ઘણું ઉત્તમ કાર્ય કર્યું હતું; પરંતુ તેમાંનો કોઇ પણ આશ્રમ એલેકઝાંડ્રિઆની પાઠશાળાની ગરજ સારે એવો ન હતો. આ સ્થિતિમાં પાળકવર્ગના મોટા ભાગને જે કંઇ શિક્ષણ મળતું હતું તે તેમના પોતાના કાર્ય દ્વારેજ મળતું હતું. સાધારણ રીતે એવો નિયમ હતો કે કોઇ વ્યક્તિ

પાળકવર્ગને મળતું શિક્ષણ.

પાળકવર્ગમાં દાખલ થવા માગે તો તેને પ્રથમ છેક નીચેની પદવી આપવી, પછી ધીમે ધીમે તેને ઉચ્ચ પદવી આપવી, આમ છતાં આ નિયમ સર્વમાન્ય ન હતો, તથા તેમાં ઘણા અપવાદ હતા. કેટલીક વાર કોઇ અન્યધર્મી મનુષ્ય બાપ્તિસ્મા લીધા પછી તરતજ અધ્યક્ષની પદવી આપવામાં આવતી હતી. આવા માણસો પોતાના ઉચ્ચ ચારિત્ર્ય તથા માનસિક શક્તિ માટે પ્રથમથીજ પ્રસિદ્ધ હતા, અને તેથીજ તેમને એ ઉચ્ચસ્થાન આપવામાં આવતું હતું. એકાદ બે વાર તો એવું પણ બન્યું હતું કે આવા માણસો બાપ્તિસ્મા લેવા માટે તૈયારી કરતા હતા તે દરમિયાન તેમને અધ્યક્ષ તરીકે જાહેર કરવામાં આવ્યા હતા.

અધિકારીવર્ગના ભાગ.

આ કાળમાં અધ્યક્ષ અને વડીલ વચ્ચેનો ભેદ પૂર્ણ રીતે જણાયો હતો. વળી એ બન્ને પદવી પહેલાં એક હતી, એ વાત છેક વિસારે પડી હતી. અધ્યક્ષો મંડળીના મુખ્ય સ્તંભ કે આધાર ગણાવા લાગ્યા હતા અને તેમની મારફતેજ પવિત્ર આત્મા અન્ય પાળકોને તથા સાધારણ ખ્રીસ્તીઓને મળી શકે એમ મનાવા લાગ્યું હતું. બાપ્તિસ્મા આપ્યા પછી સ્થિરીકરણની ( Confirmation ) નામની બીજી ધર્મક્રિયા પણ તેમની મારફતેજ થઇ શકતી, તથા પવિત્ર તેલથી કરવામાં આવતી શુદ્ધિકરણની ક્રિયા પણ તેઓજ કરી શકતા. વળી વડીલો અને સેવકોને તેઓ દિક્ષા આપતા, અને પાળકવર્ગની સભાઓનું અધ્યક્ષસ્થાન પણ ભોગવતા. તેમના તાબાની મંડળીની મિલ્કત પણ તેમના કબજામાં રહેતી અને તેનો ઉપયોગ તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે કરી શકતા. તેઓના હાથ નીચે વડીલો અને તેઓથી ઉતરતા દરજ્જે સેવકો હતા. આ બે વર્ગ વચ્ચે કોઇ કોઇ સ્થળે આર્ચ-ડીકનનો એક વર્ગ ઉભો કરવામાં આવ્યો હતો. આ વર્ગના માણસો અધ્યક્ષના સહવાસમાં રહેતા હોવાથી કોઇ કોઇ વાર પોતે વડીલ કરતાં પણ ઉંચા દરજ્જાના છે એવો દાવો કરતા હતા. આ કાળમાં સેવિકાઓની સંસ્થા નહિ જેવી થઇ હતી, અને પશ્ચિમમાં તો તે છેક નાબુદ થઇ હતી. એ સિવાય શાસ્ત્રપાઠ કરનાર વગેરે જે નીચલા વર્ગના અધિકારીઓ વિષે પહેલાં ઉલ્લેખ કર્યો છે તે તો હતાજ. ઉપરાંત તેમાં એકાદ બે જાતના અધિકારીઓ ઉમેરવામાં આવ્યા હતા. તેઓમાંનો એક વર્ગ “કોઠારી” કે “ભંડારી” હતો. તેનું કાર્ય મંડળીની મિલ્કત ઉપર દેખરેખ રાખવાનું તથા તેમાંથી અધ્યક્ષની આજ્ઞા પ્રમાણે ખરચ કરવાનું હતું. બીજો વર્ગ “વકીલ”નો હતો. તેનું કામ મંડળીની મિલ્કતના સંબંધમાં જો કંઇ વાંધા ઉઠે તો તેનો નિકાલ કરવાનું તથા એવીજ જાતનાં બીજાં કાર્યમાં મદદ આપવાનું હતું. પ્રથમ આ અધિકારી પાળકવર્ગમાંથી ચુંટવામાં આવતો હતો, પણ પાછળથી તેની પદવીને લગતું કાર્ય વધી પડવાથી જેણે ધારાશાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું હોય એવા માણસનેજ તે પદવીએ નીમવામાં આવતો હતો. ધર્માર્થે પ્રાણાર્પણ કરનાર માણસોના સંબંધમાં કેટલીક હકીકત નોંધી રાખવામાં આવતી હતી, અને તે માટે

'દફતરદાર' નામનો એક વર્ગ ઉભો કરવામાં આવ્યો હતો. આ વર્ગના લોકો સભાઓ તથા મહાસભાઓમાં થએલા કામની પૂર્ણ નોંધ પણ રાખતા હતા. એ લોકો ઘણું કરીને સેવકોજ હતા. આ સિવાય માંદાની માવજત કરનાર અને મૃત્યુ પામેલાને દફનાવનાર માણસો પણ રાખવામાં આવ્યા હતા, અને તેઓ પણ મંડળીના અધિકારી અથવા સેવકવર્ગમાં ગણાતા હતા.

અધ્યક્ષો, મુખ્ય અધ્યક્ષો વગેરે.

બધા અધ્યક્ષો પણ સરખા ન હતા એ વિષે પહેલાં કેટલીક હકીકત કહી છે, પહેલાં કોઇએક પ્રાંતનાં નાનાં શહેરો કે ગામોના અધ્યક્ષો તે પ્રાંતના પાટનગરના અધ્યક્ષોના અધિકાર નીચે આવ્યા, અને વખત જતાં એવું બન્યું કે આવાં અધ્યક્ષો નીમાતા બંધ થયા. ઇ. સ. ૩૪૩ માં સારડિકામાં મળેલી સભાએ એવો ઠરાવ પસાર કર્યો હતો કે નાનાં ગામો કે શહેરોમાં વડીલોથી કામ સરતું હોવાથી ત્યાં અધ્યક્ષોની જરૂર નથી. તે પછીની એક બીજી સભામાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે મોટાં શહેરોમાં અમુક એવા વડીલો રાખવા કે તેઓ નાનાં શહેરો કે ગામોની મંડળી ઉપર દેખરેખ રાખવા ફરતા રહે. એમ છતાં કેટલાંક શહેરોમાં અધ્યક્ષો રહેતા હતા, અને તેઓ પાટનગરના અધ્યક્ષનો અધિકાર સ્વીકારીને તેમના તાબા નીચે કામ કરતા હતા. આ પાટનગરનો અધ્યક્ષ રાજધાનીમાં રહેતા મુખ્ય ધર્માધ્યક્ષ તરીકે ઓળખાતો હતો. તે પોતાના પ્રાંતમાં આવેલી બધી મંડળીઓ ઉપર દેખરેખ રાખતો હતો. વળી બીજા અધ્યક્ષોને પણ તેજ દિક્ષા આપતો. આવા મુખ્ય ધર્માધ્યક્ષો અધ્યક્ષોની પ્રાંતિક સભાનું અધ્યક્ષસ્થાન લેતા, અને કોઇ પણ અધ્યક્ષનો ન્યાય ઠરાવવાની જરૂર પડતી ત્યારે તેઓ પાળકવર્ગને માટે સ્થપાએલી ખાસ અદાલતોમાં મુખ્ય ન્યાયાધીશ તરીકે કાર્ય કરતા હતા. વળી આવા મુખ્ય ધર્માધ્યક્ષોમાં પણ નાનામોટાનો ભેદ હતો, અને રૂમ, આલેકઝાંડ્રિઆ અને અંત્યોખના અધ્યક્ષોનું સ્થાન બીજા અધ્યક્ષો કરતાં ઉંચું હતું. આનું કારણ એ હતું કે આરીઅસના મતની સામે થતાં સાર્વત્રિક મંડળીને બધા મુખ્ય કે પ્રાંતિક અધ્યક્ષો તરફથી જોઇએ એવી મદદ મળી ન હતી; વળી એ વખતે જવાબદારી તથા કાર્યનો મુખ્ય ભાર રૂમ, અંત્યોખ વગેરે મુખ્ય શહેરોના અધ્યક્ષોએજ ઉપાડયો હતો. આ મુખ્ય શહેરોમાં કોન્સ્ટાન્ટીનોપલની ગણના કરવામાં આવી હતી, અને તે શહેર પૂર્વનું પાટનગર હોવાથી ત્યાંના અધ્યક્ષની પદવી માત્ર રૂમની પદવીથીજ ઉતરતી, એટલે બધી મંડળીઓમાં બીજા નંબરની ગણાતી હતી. ઇ. સ. ૪૫૧માં ભરાએલી ખાલ્સેડોનની મહાસભાએ કોન્સ્ટાન્ટીનોપલના અધ્યક્ષને પૂર્વની સર્વે મંડળીઓનું આધિપત્ય સોંપ્યું હતું, તેથી ધાર્મિક દૃષ્ટિએ તેનું સ્થાન લગભગ રૂમના જેવુંજ થઇ પડયું હતું. કોન્સ્ટાન્ટીનોપલની આ મહત્તા લાંબા સમય સુધી રૂમ સાથે કલહનું કારણ થઇ પડી હતી. રૂમ, કોન્સ્ટાન્ટીનોપલ, અંત્યોખ અને એલેકઝાંડ્રિઆના અધ્યક્ષો ધર્મપિતૃઓ (patriarchs) તરીકે ઓળખાતા

હતા. આ નામ પ્રથમ પ્રત્યેક અધ્યક્ષને આપવામાં આવતું હતું, પણ પાછળથી જેમ જેમ તેઓમાં નાનામોટાનો ભેદ પડતો ગયો તેમ તેમ ધીમે ધીમે એ નામ મોટા અધ્યક્ષોને માટેજ વપરાતું હતું. ખાલ્સેડોનની મહાસભાએ યરૂશાલેમના અધ્યક્ષને પણ એ નામ આપ્યું હતું, કારણ કે ત્યાંના અધ્યક્ષની પ્રાચીન મહત્તા ઘણીજ હતી.

આ પ્રમાણે પૂર્વમાં ચાર ધર્મપિતૃઓ હતા અને તે બધા લગભગ સરખાજ હતા. પશ્ચિમમાં એકજ એટલે રૂમનો ધર્માધ્યક્ષ ધર્મપિતૃ ગણાતો હતો, તેથી તે ત્યાં સર્વોપરી સ્થાન ભોગવતો હતો એટલુંજ નહિ, પણ આ કાળની શરૂઆતમાં એટલે લગભગ ઇ. સ. ત્રીજા સૈકાની આખરે અને ચોથા સૈકાની શરૂઆતમાં સર્વ ખ્રીસ્તી મંડળીઓમાં તેનુ સ્થાન અતિ મહત્વનું ગણાતું હતું. તેના તાબામાં દસ પ્રાંત આવેલા હતા, તેથી તેની મહત્તા વિશેષ હતી. રૂમની મંડળીની સ્થાપના પાઉલ અને પીતર એ બે પ્રેરિતોએ કરી હતી એવી માન્યતા સર્વત્ર હતી. વળી ઘણા અણીના પ્રસંગોએ રૂમની મંડળીએ અસાધારણ હિમ્મત અને ધૈર્ય બતાવી ખ્રીસ્તી ધર્મ પ્રત્યે તેની વફાદારી જાળવી હતી, તથા તેણે બીજી મંડળીઓનું પણ બને તેટલું રક્ષણ કર્યું હતું, અને તેમને બને તેટલી મદદ આપી હતી. વળી પશ્ચિમમાં આવેલી ઘણી મંડળીઓ રૂમી મંડળીએ મોકલેલા પ્રચારકોએ સ્થાપી હતી, તેથી તે બધી મંડળીઓ તેની પુત્રી સમાન હતી. આ કારણથી રૂમની મંડળી પશ્ચિમમાં સર્વોપરી સ્થાન ભોગવતી હતી, અને તેની હકુમત લગભગ સર્વ કોઇ સ્વીકારતું હતું. ઇ. સ. ૩૪૭ માં સારડિકાની મહાસભાએ રૂમના મુખ્ય અધ્યક્ષને કોઇ પણ દોષિત ઠરેલા અધ્યક્ષનો મુકર્દમો તેને યોગ્ય લાગે તો ફરી તપાસી જવાનો અધિકાર આપ્યો, અને તેની રૂએ તે પ્રાંતિક અધ્યક્ષોએ પોતાની સભાદ્વારે આપેલા ચુકાદા પણ ફેરવી શકતો હતો. પાછળથી રૂમના અધ્યક્ષોએ પોતાને આ અધિકાર હમેશને માટે મળ્યો છે એવો દાવો કર્યો હતો, પણ તે દાવો ઉત્તર આફ્રિકાની મંડળીઓએ સ્વીકાર્યો ન હતો, તેમણે બીજા દેશના કોઇ પણ અધ્યક્ષની પાસે નવે નામે દાદ માગવાની મના કરી હતી. પરંતુ વાંદાલ લોકોના હુમલાઓ તથા તેઓના વિજયને લીધે સામ્રાજ્યમાં જે અંધાધુંધી ચાલી હતી તેથી પાપા લીઓ પહેલાએ (ઇ. સ. ૪૪૦–૪૬૧) પોતાનો આ અધિકાર પાછો મેળવ્યો હતો.

રૂમના અધ્યક્ષનું સર્વોપરી સ્થાન.

રૂમી મંડળીનો અધિકાર વધવાનું એક બીજું મોટું કારણ નીસ (નિકીઆ)ની મહાસભા પછી ખ્રીસ્તીઓમાં ધર્મસિદ્ધાંતના સંબંધમાં જે મોટા મતભેદ ઉભા થયા હતા તેમાં રહેલું હતું. આ મહાસભામાં રૂમના ધર્માધ્યક્ષે આથેનેસિઅસનો મત જે પાછળથી સર્વમાન્ય અને ખરા ખ્રીસ્તી સિદ્ધાંત તરીકે ગણાયો હતો, તે સ્વીકાર્યો હતો. વળી એવી જાતના બીજા અણીના પ્રસંગે પણ રૂમના અધ્યક્ષે સિદ્ધાંતોની જે વ્યાખ્યા કરી હતી તે સર્વમાન્ય થઇ હતી. ખાલ્સેડોનની મહાસભામાં ઇસુ ખ્રીસ્તના

રૂમી મંડળીની સિદ્ધાંતના સંબંધમાં દૃઢતા.

સંબંધમાં જે સિદ્ધાંત સ્વીકારાયો હતો તે લીઓ પહેલાના તે મહાસભા ઉપર લખેલાં પત્રમાંથીજ લેવામાં આવ્યો હતો. આ બધાં કારણને લીધે સ્વાભાવિક રીતે રૂમના અધ્યક્ષપદનું મહત્ત્વ ઘણુંજ વધ્યું હતું. વળી રૂમ સામ્રાજ્યનું પાટનગર હતું. એ નગરનું રાજકીય ગૌરવ આ અધ્યક્ષપદનું ગૌરવ વધારવામાં સારી પેઠે સહાયભૂત થયું હતું. લીઓ પહેલો આ બધું બહુ સારી રીતે સમજતો હતો, તેથી તેણે રૂમના અધ્યક્ષપદને સર્વે અધ્યક્ષપદમાં પ્રથમ સ્થાન આપવાને બને તેટલી કોશિષ કરી હતી, અને તેમાં તે ફાવ્યો હતો પણ ખરો. તેણે ભવિષ્ય કહ્યું હતું કે રૂમનો આત્મિક વિજય અને અધિકાર ભવિષ્યમાં તેના ભૂતકાળના ઐહિક અને સાંસારિક અધિકાર અને ગૌરવ કરતાં ઘણો વધશે. આ ભવિષ્યવાણી ખરી પાડવા માટે તેણે પોતાનાજ સમયમાં બને તેટલું કર્યું હતું. ઇ. સ. ૪૪૫ માં વાલેન્ટિનિયને રૂમના અધ્યક્ષને પશ્ચિમની મંડળીમાં સર્વોપરી સત્તા આપી અને તેમ કરવામાં તેણે ત્રણ કારણો—પીતરનું પ્રાધાન્ય, રૂમ શહેરનું ગૌરવ અને એક ખ્રીસ્તી મહાસભાનું ફરમાન—રજુ કર્યાં હતાં. આ ઉપરાંત લીઓ પહેલાએ પૂર્વની મંડળીઓમાં પણ કેટલોક અધિકાર પ્રાપ્ત કર્યો હતો, પણ તે હજુ સુધી નીતિને લગતોજ હતો.

રૂમી મંડળીનું મહત્ત્વ વધવાનું એક બીજું પણ કારણ હતું. ઇટાલીમાં રાજકીય ફેરફાર અતિ ઝડપથી થતા હતા, તેથી સમ્રાટ હોનોરિયસે (ઇ. સ. ૪૦૪) તથા તેની પછીના પાદશાહોએ પોતાનું નિવાસસ્થાન રૂમથી દૂર રાખ્યું હતું. આથી રૂમના અધ્યક્ષપદને રાજકર્ત્તાઓ પાસે હોવાથી કેટલીક જાતનો ભય રાખવાનું જે કારણ હતું તે દૂર થયું હતું, અને તેની સત્તા વિશેષ પ્રમાણમાં સ્વતંત્ર બની. વળી રૂમ તથા તેની આજુબાજુના પ્રદેશમાં આ અધ્યક્ષનો અધિકાર વિશેષ હોવાથી તથા તે લોકોનું ઘણી રીતે સંરક્ષણ કરતો હોવાથી તેનું વજન સ્વાભાવિક રીતે ઘણું વધ્યું હતું. વળી જ્યારે રૂમમાં બહારના લોકો, જેવા કે ગોથ વગેરે, આવ્યા ત્યારે તેમના રાજાઓએ અને ખાસ કરીને થીઓડોરિકે (ઇ. સ. ૪૯૩–૫૨૬) રૂમના અધ્યક્ષોને ઘણી સ્વતંત્રતા આપી હતી. એક વખત રૂમના અધ્યક્ષની ચુંટણી કરવામાં ઘણો મતભેદ પડયો હતો, તોપણ તેમાં તે વચ્ચે પડયો નહિ, એટલુંજ નહિ પણ તેણે અધ્યક્ષોની સભાની મારફત એવું જાહેર કરાવ્યું કે આવી બાબતોમાં અધ્યક્ષ સિવાય બીજો કોઇ પણ માણસ વચ્ચે પડે એ અયોગ્ય છે.

રૂમી મંડળીનું મહત્તાનું એક વિશેષ કારણ

ઇટાલી ઉપર બીઝાન્ટાઇન સત્તા ચાલતી હતી ત્યારે થોડા વખત સુધી રૂમના અધ્યક્ષોએ પોતાનું ગૌરવ અને સ્વાતંત્ર્ય ખોયું હતું. એ અરસામાં જસ્ટીનિયન નામના સમ્રાટે રૂમના અધ્યક્ષોને કોન્સ્ટાન્ટીનોપલના અધ્યક્ષની હારમાં મૂક્યા હતા અને તેમને તેના પોતાના સિદ્ધાંત સ્વીકારવાની ફરજ પાડી હતી. અત્યાર સુધીમાં રૂમના અધ્યક્ષોએ ખ્રીસ્તી ધર્મના સત્ય સિદ્ધાંતનોજ આશ્રય લીધો હતો, તથા તેને બને

રૂમના અધ્યક્ષપદની સહેજ અધોગતિ.

તેટલો ટેકો આપ્યો હતો, પણ આ વખતે તેઓમાં પણ અમુક અંશે પાખંડીમત પ્રવેશ કરવા પામ્યો હતો. આ તો તેમની કંઇક અધોગતિજ હતી ખરી, અને થોડા વખત સુધી સર્વને એમજ લાગ્યું કે આ અધ્યક્ષપદ જે અત્યાર સુધી દૂષિત થયું ન હતું તે પણ દૂષિત થયું છે, અને કદાચિત્ હમેશને માટે એવુંજ રહેશે. તેની આ સ્થિતિ જોઇ ઇટાલીની કેટલીક મંડળીઓએ તો તેની સાથેનો સંબંધ પણ તોડી નાખ્યો હતો અને તેનાથી સ્વતંત્ર બની હતી. લોમ્બાર્ડી પ્રાંતના લોકોએ ઇટાલીની સ્વતંત્રતા પાછી મેળવીને આ અધોગતિમાંથી રૂમના અધ્યક્ષપદનો બચાવ કર્યો હતો. રૂમના અધ્યક્ષો સ્વતંત્ર થયા કે તરતજ તેમણે પોતાનું ગુમાવેલું ગૌરવ ફરીથી પ્રાપ્ત કર્યું, અને તેઓ પોતાના અસલ સ્થાને આવી ઉભા.

ઇ. સ. ના છઠ્ઠા શતકની શરૂઆતમાં રૂમના અધ્યક્ષોની સત્તા એટલી બધી જામી હતી કે માત્ર તેમનેજ માટે "પાપા" (પિતા) એ નામનો ઉપયોગ કરવામાં આવતો હતો. આ પહેલાં આ નામ પશ્ચિમમાં બધા અધ્યક્ષોને તથા પૂર્વમાં રૂમ અને આલેકઝાંડ્રિઆના અધ્યક્ષોને આપવામાં આવતું હતું. પરંતુ ધીમે ધીમે તેનો ઉપયોગ ઓછો થતો ગયો અને કાળાંતરે માત્ર રૂમનો અધ્યક્ષજ એ નામથી ઓળખાતો હતો, અને આજે પણ ઓળખાય છે. આ પ્રમાણે ઇ. સ. ના છઠ્ઠા સૈકાની શરૂઆતમાં પાપાનો સર્વોપરી અધિકાર મોટે ભાગે સ્વીકારવામાં આવ્યો હતો.

## પ્રકરણ ૩ જું.

### ખ્રીસ્તી જીવન અને ભજનસેવા.

ખ્રીસ્તી ધર્મ એ વધસ્તંભ ઉંચકવાનો ધર્મ છે, તેથી ઇ. સ. ની પહેલી બે ત્રણ સદીમાં ખ્રીસ્તીઓની બહુ સતાવણી થએલી હોવાથી તેઓમાં ખ્રીસ્તી જીવન ઘણી સારી રીતે પ્રકાશી નીકળ્યું હતું. પરંતુ ઇ. સ. ના ચોથા સૈકાની શરૂઆતથી સતાવણી બંધ થવાથી તથા ખ્રીસ્તી ધર્મ રાજ્યધર્મ તરીકે સ્વીકારાવાથી તેમાં ઘણી મંદતા જોવામાં આવતી હતી. ખ્રીસ્તી થવું એ આ કાળમાં વધસ્તંભ ઉંચકવા બરાબર ન હતું, પણ ઉલટું કેટલીક વાર રાજ્યની મહેરબાની અથવા બીજા કેટલાક સાંસારિક લાભ મેળવવા બરાબર ગણાતું હતું. આથી મંડળીમાં આત્મિક હિત નહિ પણ દૈહિક હિત ઇચ્છનારા ઘણા લોકો ભળ્યા હતા. આ ઉપરાંત જેઓ જન્મથી ખ્રીસ્તી હતા, અને જેમણે ખ્રીસ્તી ધર્મ સ્વધર્મ તરીકે સ્વીકાર્યો હતો, તેઓ પણ ઘણી રીતે થંડા પડી ગયા હતા. પરિણામે ખ્રીસ્તી થવું અથવા રહેવું એટલે અમુક ક્રિયાઓ અથવા બાહ્ય કર્મ નિયમિત રીતે કરવાં એવી માન્યતા તેઓમાં પ્રચલિત થઇ હતી. વળી ખ્રીસ્તીઓમાં ઉપદેશકવર્ગ અને શ્રોતૃવર્ગ એવા જે બે વર્ગ પાડવામાં આવ્યા હતા, તથા ઉપદેશકવર્ગ પાસે વધારે ઉચ્ચ જીવન ગાળવાની આશા રાખવામાં આવતી હતી તેને લીધે ખ્રીસ્તીઓમાંના ઘણા લોકોમાં એક પ્રકારની ઉદાસીનતા વ્યાપી રહી હતી, અથવા બીજા શબ્દોમાં કહીએ તો આ ઉદાસીનતાને લીધેજ મંડળીમાં આવા બે વર્ગ કરવાની ફરજ પડી હતી. જેમને ધાર્મિક જીવન ગાળવું હતું તેઓએ સંસારથી દૂર રહેવાની જરૂર જોઇ હતી, અને આવા લોકોના ત્યાગ તથા નિવૃત્તિના સ્વીકારને લીધેજ મંડળીમાં જે સાધુવર્ગ ઉભો થતો હતો અને દિનપ્રતિદિન વધતો જતો હતો તેની શરૂઆત થઇ હતી. જે સમયની આપણે વાત કરીએ છીએ તેમાં આ વર્ગ કંઇ નાનો ન હતો. વળી ઘણું કરીને તેને લીધેજ ખ્રીસ્તી મંડળી જાગૃત રહી હતી, તથા ખ્રીસ્તી ધર્મનું ગૌરવ વિધર્મી લોકો આગળ કેટલેક અંશે જળવાઇ રહ્યું હતું. વળી આ ધાર્મિક ભાવ માત્ર સાધુવર્ગ કે પાળકવર્ગમાંજ જોવામાં આવતો ન હતો, પરંતુ ઘણા સંસારી લોકોમાં પણ તે જોવામાં આવતો હતો. ઘણીએક સ્ત્રીઓએ સંસારમાં રહ્યા છતાં ઘણું ઉચ્ચ ખ્રીસ્તી જીવન દર્શાવી આપ્યું હતું. વળી ગ્રેગોરી નાઝયાન્ઝેન, ક્રીસોસ્ટોમ અને ઓગસ્ટીન જેવા અતિ સમર્થ ખ્રીસ્તી ધર્મપિતૃઓને કે સંતોને તેમની માતાઓ પાસેથી ઘણું ધાર્મિક જીવન પ્રાપ્ત થયું હતું.

ખ્રીસ્તીઓમાં ધાર્મિક શૈથિલતા.

ખ્રીસ્તીઓમાં સાધુત્વ કેવી રીતે દાખલ થયું તે સંબંધી જુદા જુદા તર્કવિતર્ક કરવામાં આવ્યા છે. કેટલાક કહે છે કે એ તો ખ્રીસ્તી ધર્મની એક વિકૃતિ છે. બીજા કેટલાક કહે છે કે ખ્રીસ્તી ધર્મનું એ એક આવશ્યક અંગ છે. જો કોઇ એમ કહે કે ખ્રીસ્તી ધર્મ મનુષ્યને સંસારમાં રહેવાનીજ ના પાડે છે, તથા સંસારવ્યવહારનો પૂર્ણ ત્યાગ કરવાનું કહે છે, અને એમ કરવાથીજ તે તેના ખરા સ્વરૂપમાં પાળી શકાય છે તો તેનું કહેવું ખ્રીસ્તી ધર્મના સિદ્ધાંતોની વિરૂદ્ધ છે એમાં કંઇ સંશય નથી. ખ્રીસ્તી ધર્મે કદિ સંસારને કેવળ પાપરૂપ ગણ્યો નથી. ઇસુ ખ્રીસ્ત પોતે પોતાના શિષ્યમંડળના ગુજરાનાર્થે પૈસા રાખતો અથવા રખાવતો, અને લગ્નને પ્રસંગે હાજરી આપીને તથા તેના આનંદમાં ભાગ લઇને તેણે ગૃહસ્થાશ્રમને પવિત્ર ગણ્યો તથા ઠરાવ્યો છે. આ કારણથી ખ્રીસ્તી ધર્મ યોગ્ય રીતે પાળવા માટે સંસારથી તદ્દન વિરક્ત થવું આવશ્યક છે એવું કોઇ કહે તો તે એક મોટી ભૂલ છે. એમ છતાં દુનિયામાં ધાર્મિક જીવનની શરૂઆત થઇ ત્યારથી જેઓ સંસારનું સુખ—લગ્નનું સુખ વગેરે—ઇચ્છતા નથી, અને ઇશ્વર સાથેના માનસિક જોડાણથી તેની સેવાભક્તિ સિવાય બીજું કશું ઇચ્છતા નથી, એવા ઘણા લોકો જોવામાં આવ્યા છે, અને આજે પણ જોવામાં આવે છે. ઘણાં સ્ત્રીપુરૂષોમાં આ જાતનો ભાવ જન્મથીજ અથવા છેક નાની ઉંમરમાં ઉત્પન્ન થએલો જોવામાં આવે છે. કેટલાકનું મન તેમની યુવાવસ્થામાં બદલાઇ જાય છે, તેથી તેઓ જગતની મોજમજા પડતી મૂકી ઇશ્વરની સેવા કરવા મંડી જાય છે. ઉલટું કેટલાક એવા જોવામાં આવે છે કે તેઓ સંસારના સુખમાં ઘેલા થઇ ફરે છે, પણ એકાએક પોતાના કોઇ વહાલા સગાંસંબંધીનું મૃત્યુ થતાં તેમની આંખ એકાએક ઉઘડે છે, પરિણામે તેઓ જગતને મિથ્યા માની ઇશ્વર તરફ વળે છે. કેટલાક પાપ કરવાં પડતાં મૂકી તમામ વિષયસુખને તજી દે છે અને ઇશ્વરની ભક્તિ કરવા લાગે છે. વળી કેટલાક આધેડ અથવા વૃદ્ધ થયે સંસારથી નિવૃત્ત થવા ઇચ્છે છે. આ યોગ્યજ છે અને સાધુજીવનની ઉત્પત્તિ આ બધી જાતના લોકોનો જગત ઉપરનો મોહ તુટવામાં અને તેમનું ચિત્ત ઇશ્વર ઉપર લાગવામાં છે. આ લોકોને પ્રથમ તો તેમની પ્રેરકબુદ્ધિજ આ માર્ગે દોરી જતી હતી, અને તેની સાથે ઇસુ ખ્રીસ્તના પોતાના અને પાઉલના જીવનનું દૃષ્ટાંત તથા તેમના ઉપદેશનો કેટલોક ભાગ તેમને નિવૃત્તિપરાયણ બનાવવામાં સારી રીતે સહાયભૂત થતો હતો. એમ છતાં આ સાધુજીવન પ્રથમ પૂર્વમાં વધારે પ્રમાણમાં જોવામાં આવ્યું હતું, જો કે પાછળથી તો તે પશ્ચિમમાં પણ જોવામાં આવ્યું હતું.

સાધુત્વનું સ્થાન.

આ સાધુઓમાં પણ જુદા જુદા પ્રકાર જોવામાં આવતા હતા. મોટા ભાગે તેઓ સંસારથી વિરક્ત થઇ ગૃહ વગેરે છોડી પોતાનું જીવન કેવળ ઇશ્વરની ભક્તિ અને મંડળી કે મનુષ્યજાતિની સેવામાં ગાળતા હતા. આ જાતના સાધુ

સંસારનો ત્યાગ કરતા હતા, છતાં તેઓ સંસારથી છેક દૂર રહેતા ન હતા; પણ પાળકવર્ગમાં અથવા કોઇ સાધુસંઘમાં દાખલ થઇ મંડળીદ્વારા જગતની સેવા કરતા હતા. તેમનો કેટલોક કાળ ઇશ્વરની પ્રાર્થના અને તેના ધ્યાનચિંતનાદિમાં જતો હતો, અને બાકીનો વખત તેઓ જુદી જુદી જાતનું વ્યાવહારિક કાર્ય—જે મંડળીનુંજ હતું—કરતા હતા. તેઓમાં અને બીજા લોકોમાં માત્ર એટલોજ ફેર હતો કે તેમને પોતાના ગૃહ કે કુટુંબ જેવું કશું ન હતું, પરંતુ તેમણે જગતને પોતાના કુટુંબ જેવું માન્યું હતું. વળી ખ્રીસ્તી સાધુઓમાં કેટલાક એવા હતા કે તેઓ સંસારથી વિરક્ત થયા હતા એટલુંજ નહિ, પણ મનુષ્યના વસવાટથી દૂર કોઇ અરણ્ય કે વનમાં જઇ રહેતા હતા, અને ત્યાં પોતાનો બધો કાળ દેહકષ્ટ, પ્રાર્થના, મનન વગેરેમાં ગાળતા હતા. આ જાતના સાધુઓ તદન નિવૃત્તિપરાયણ હતા. તેઓ ધર્મપ્રચારની પ્રવૃત્તિમાં પણ પડતા નહિ. આવા સાધુઓ ખાસ કરીને મિસરમાં જોવામાં આવ્યા હતા, અને ત્યાં તેમનો એક મોટો સંઘ હતો.

સાધુઓના જુદા જુદા પ્રકાર.

આ અરણ્યવાસી સાધુઓમાં મુખ્ય થેબ્સ શહેરનો આન્થની નામે એક પ્રખ્યાત પુરૂષ હતો. તે નાનપણથીજ ચિંતનશીલ અને ધાર્મિક વૃત્તિવાળો હતો. તેની યુવાવસ્થામાં તેનાં માબાપનું મૃત્યુ થવાથી તેના મનમાં વિરાગ ઉત્પન્ન થયો, અને ઇસુએ એક ધનવાન યુવકને પોતાનું સર્વ ધન તજી પોતાની પાછળ આવવા કહ્યું હતું તે વચનને અનુસરીને તેણે પોતાની મિલ્કતનો ત્યાગ કર્યો અને સંન્યાસ લીધો. પોતાના ધનમાંથી તેણે થોડોક ભાગ પોતાની એક નાની બેન માટે રાખ્યો હતો, પણ "તું આવતી કાલની ચિંતા કરીશ નહિ" એ ઇસુના વચનને અનુસરીને તેણે તે ભાગ પણ દાનમાં આપી દીધો અને પોતાની બેનને એક સાધ્વીઓના સંઘમાં મૂકી. તે પછી તેણે એકાંતમાં જઇ જુદાં જુદાં તપ કર્યાં અને પોતાના મન ઉપર પૂર્ણ સંયમ પ્રાપ્ત કરવા ઘણાજ પ્રયત્નો કર્યા, તેમાં તે કેટલેક કાળે સિદ્ધિ પામ્યો, પણ તેની જનસમાજમાં જાણ થતાં લોકો તેની પાછળ લાગ્યા. તેથી તે અધિકાધિક એકાંતવાસનું સેવન કરવા લાગ્યો, અને એવાં ગુપ્ત સ્થાનોમાં ગયો કે માત્ર કુતૂહલથી સાધારણ લોકો ત્યાં જઇ શકે નહિ. છતાં જેમને આત્મિક જીવન પામવાની તીવ્ર અભિલાષા હતી તેઓ ત્યાં પણ પહોંચી જતા અને તેની પાસેથી જ્ઞાન મેળવતા. તેઓમાંના ઘણાને તેણે બહુ તપ કે દેહદમન કરવાની ના પાડી અને પોતાનું જીવન પરહિતાર્થે ગાળવા કહ્યું. આન્થનીનું વર્તન રાય કે રંક એ બન્નેની આગળ એક સરખુંજ હતું. વળી તેણે બે ચાર વાર મોટા સમ્રાટોને પણ ન્યાયથી રાજ્ય ચલાવવાનું કહેવરાવ્યું હતું. ખાસ અણીના પ્રસંગે તે પોતે બે ત્રણ વાર આલેકઝાંડ્રીઆમાં આવ્યો હતો, અને તેણે ત્યાંના લોકોને તેમના ઉપર થતી સતાવણી વખતે દિલાસો અને ઉત્તેજન આપ્યાં હતાં, તથા આરીઅસના મતથી દૂર રહેવા સલાહ આપી હતી.

મહાસાધુ એન્થની.

તેની દીનતા છેક આખર સુધી સ્થિર રહી હતી, તે એટલે સુધી કે તેણે પોતાની કબર લોકોમાં પૂજ્ય ગણાય નહિ, માટે પોતાનું શબ કોઇ ગુપ્ત જગાએ દફનાવવાની આજ્ઞા કરી હતી.

આન્થની જેવા અતિ ઉચ્ચ સાધુના જીવનની અસર લોકો પર ઘણી થાય એ સ્વાભાવિક છે, તેથી તેની પાછળ તેના સંપ્રદાય જેવું કંઇક ચાલ્યું હતું. એ સમયમાં ઘણા લોકો સાધુ-જીવન ગાળવા ઇચ્છતા હતા અને તેમને આન્થનીના જીવનમાંથી પોતાને જોઇતો આદર્શ પ્રાપ્ત થયો હતો. આ કારણથી મિસર, સીરિયા અને પાલેસ્ટાઇનમાં ઠેકાણે ઠેકાણે ગુફાઓ કે નિર્જન સ્થાનમાં સાધુઓ જોવામાં આવતા હતા. તેમાંના કેટલાકે તો પુષ્કળ તપ પણ કર્યું હતું. વળી કોઇ કોઇએ તો વિચિત્ર જીવન ગાળ્યું હતું. તેઓમાંનો સીમોન સ્ટાઇલાઇટ નામનો એક જણ પ્રખ્યાત છે. એ સાધુએ પોતાના જીવનનો મોટો ભાગ સાઠ ફૂટ ઉંચા એક સ્થંભ પર ગાળ્યો હતો. ત્યાં રહીને તે પોતાને જોવા આવનારને ઉપદેશ આપતો હતો. આવા સાધુઓમાંના કેટલાક પોતાના પવિત્ર જીવન માટે પ્રસિદ્ધિ પામ્યા હતા, અને તેમની મારફતે ઘણા લોકોનું આત્મિક કલ્યાણ થયું હતું. તેઓમાંના કોઇ કોઇને તો પોતાના શિષ્યો પણ હતા, અને એ પ્રમાણે થોડાએક સાધુઓના નાના સંઘ ઉભા થયા હતા.

આન્થનીનો સંપ્રદાય.

સાધુ-જીવન ગાળવા માટે એક બીજી હીલચાલ આ વખતેજ સ્વતંત્ર રીતે શરૂ થઇ હતી. તેનો ઉત્પાદક પાકોમિયસ નામનો એક પુરૂષ હતો. તેણે નીલ નદીના ઉપલા ભાગમાં આવેલા એક ટાપુમાં એક વિહાર અથવા મઠ સ્થાપ્યો હતો, અને તેમાં કેટલાક સાધુઓ જે તેના શિષ્યો હતા તે રહેતા હતા. આ મઠમાં ખાનપાન વગેરે સર્વને માટે એક સરખુંજ હતું, અને તેમાં રહેનાર કોઇ પણ સાધુને કશી ખાનગી મિલ્કત રાખવાનો હક ન હતો. આ મઠને અંગે નાના મઠો ઉભા થયા હતા, તેમાં આ મઠનાજ સાધુઓ વહેંચાઇ ગયા હતા. પાકોમિયસ અને તેના ઉત્તરાધિકારીઓ મહંત (abbot) કહેવાતા હતા, અને તેમને સાધુઓ ઉપર કેટલોક અધિકાર હતો. અધિકાર અથવા આત્મિક પ્રગતિ પ્રમાણે સાધુઓના એ ત્રણ વર્ગ પાડવામાં આવ્યા હતા, અને તેમને જુદું જુદું કામ સોંપવામાં આવ્યું હતું. આ સાધુઓ કેટલુંક વ્યાવહારિક કાર્ય અથવા ખરી રીતે કહેતાં જાતમહેનતનું કાર્ય કરતા. તે કામ ઘણે ભાગે ટોપલીઓ બનાવવાનું તથા ખેતીનું હતું. તેઓ જે કાંઇ કામ કરે તેની આવક મઠના ભંડારીને સોંપવામાં આવતી, અને તેમાંથી ગરીબ લોકોને અન્ન વગેરે આપવામાં આવતું. આવા મઠોની સંખ્યા દિનપ્રતિદિન વધતી ગઇ અને થોડા વખતમાં સ્ત્રીઓને માટે પણ મઠો સ્થપાયા.

મઠની સ્થાપના.

પૂર્વમાં સાધુ-જીવનને સર્વથી વિશેષ પુષ્ટિ આપનાર કાઇસારીઆનો અધ્યક્ષ બાસીલ હતો. તે પોતાની યુવાવસ્થામાં આથેન્સમાં અભ્યાસ કરતો હતો, અને

બાસીલ, ઈ. સ. ૩૩૦-૩૭૯.

ત્યાં તેનો સહાધ્યાયી ગ્રેગોરી નાઝિયાન્ઝસ હતો. ત્યાં તેમણે બન્નેએ પોતાના ભવિષ્યજીવનનો વિચાર કરતાં સંન્યસ્ત લેવાનો નિશ્ચય કર્યો. તે પછી પોતે અરણ્યવાસી સાધુ થવું કે પાળક-વર્ગમાં ભળવું એ તેમનો બીજો પ્રશ્ન હતો. છેવટે તેમણે મઠવાસી સાધુ થઇ મધ્યમ માર્ગે લેવાનો નિશ્ચય કર્યો. કેટલાંક કારણથી ગ્રેગોરી એકાંતવાસી જીવન ગુજારી શક્યો નહિ. બાસીલ તેમ કરી શક્યો એટલુંજ નહિ, પણ તેણે એ જીવન પ્રત્યે ઘણાને આકર્ષ્યા. તેણે એક સંઘ સ્થાપ્યો અને એ સંઘના સાધુઓનું જીવન નિયમિત કરવા કેટલાક નિયમો ઘડયા. તેના આ નિયમો મધ્યમ માર્ગ દર્શાવે છે. તે કેવળ એકાંતવાસને નિંદ્ય ગણે છે, અને સાધુઓએ જાતમહેનતનું તથા બીજું કાર્ય કરવું એમ ફરમાવે છે. તે પ્રમાણે વર્તવાથી સાધુઓ જગતની સેવા કરી શકતા હતા એટલુંજ નહિ પણ તેઓ પોતાનું આત્મિક કલ્યાણ પણ વધુ સારી રીતે સાધી શકતા હતા; કારણ કે ઘણી વખત એવું બનતું કે અરણ્યવાસી સાધુઓ કેટલીક બાબતમાં મર્યાદા ઓળંગી મનુષ્યત્વ પણ ખોઇ બેસતા હતા; કોઇ ઘેલા થતા હતા, તો કોઇ મૂઢ બનતા હતા. વળી કેટલીક વાર તેઓમાંના કોઈ કોઇ બહુ તપ કરી થાકી જતા અને પછી તેટલીજ તીવ્રતાથી વિષયસુખ ભોગવવા પ્રયત્ન કરતા. કેટલાક ધર્માંધ બનતા અને એકાંતવાસમાંથી બહાર આવી લોકોને ગાળો દેતા અથવા જુદી જુદી જાતની ઉશ્કેરણી કરતા. કેટલાક જાતમહેનતનો સર્વથા ત્યાગ કરતા અને ભિક્ષા માગીને પોતાનું ગુજરાન ચલાવતા. આવાં કેટલાંક કારણથી અરણ્યવાસી સાધુઓ પ્રત્યે ખ્રીસ્તી મંડળીમાં ધીમે ધીમે અભાવ ઉત્પન્ન થયો, અને લોકોને એમ લાગ્યું કે સાધુઓ જોઇએ તો મઠવાસી સાધુઓજ જોઇએ. મઠમાં સાધુઓને સંગતમાં રહેવું પડતું હતું, તથા તેમના ઉપર દેખરેખ રાખનાર મહંત હતો. આને લીધે મઠવાસી સાધુઓ કોઇ પણ પ્રકારની મર્યાદા ઓળંગી શકતા ન હતા. વળી ધીમે ધીમે મઠના મહંતોને પણ અધ્યક્ષના અધિકાર નીચે લાવવાનો પ્રયત્ન થવા લાગ્યો હતો.

પશ્ચિમમાં સાધુજીવનની વૃદ્ધિ એકદમ થઇ ન હતી. ત્યાં જેરોમ, આમ્બ્રોસ, અને ઓગસ્ટીને એ જાતના જીવનને પોષવા બનતો પ્રયત્ન કર્યો હતો.

પશ્ચિમમાં સાધુજીવન.

ઇ. સ. ના પાંચમા શતકની શરૂઆતમાં યોહાન કાસિયન નામના પૂર્વમાંથી આવેલા એક સાધુએ ફ્રાંસ દેશમાં આવેલા માર્સેલ્સમાં એક મઠ સ્થાપ્યો. વળી એજ સદીમાં ફ્રાંસમાં અન્ય સ્થળે અને બ્રિટન તથા આયર્લાંડમાં મઠો સ્થપાયા. આ બધામાં કદાચિત સર્વથી સારામાં સારો અને કલ્યાણકારી મઠ સ્કોટલાંડમાં આવેલા આયોના નામના ટાપુમાં હતો.

પશ્ચિમના સાધુજીવનમાં કેટલીક વિશેષતા હતી, અને તેનું કારણ પશ્ચિમના લોકોના કેટલાક ખાસ ગુણોમાં રહેલું હતું. અહીંના લોકો વિશેષ પ્રમાણમાં

પાશ્ચાત્ય સાધુ-જીવનની વિશેષતા.

પ્રવૃત્તિપરાયણ હોવાથી ધ્યાનચિંતનાદિમાં પોતાનો સમય ગાળવાનું પસંદ કરતા ન હતા. વળી તેઓ વ્યાવહારિકવૃત્તિવાળા તથા અમુક અંશે વહેમી હોવાથી તેમણે પોતાની માન્યતા પ્રમાણે પુષ્કળ ચમત્કારો જોયા, અને ખ્રીસ્તી ધર્મના પ્રચારાર્થે એ ચમત્કારોનો બને તેટલો-ઉપયોગ કર્યો. આ ઉપરાંત પશ્ચિમના દેશોની હવા બહુ થંડી હોવાથી ત્યાંના સાધુઓ પૂર્વની માફક મોટા પ્રમાણમાં અરણ્યવાસી થઇ શક્યા ન હતા, તથા એવા સાધુઓની અમર્યાદ સ્થિતિથી પણ દૂર રહ્યા હતા.

મહાસાધુ બેનેડિક્ટ, ઈ. સ. ૪૮૦-૫૪૩.

આ સમયના પાશ્ચાત્ય સાધુઓમાં બેનેડિક્ટ આદર્શભૂત હતો. નાનપણમાં તેને રૂમમાં કેળવણી આપવા માટે લઇ જવામાં આવ્યો હતો. ત્યાંના લોકોનું અતિશય દુરાચારી જીવન જોઇ તેના મનમાં વિરાગ ઉત્પન્ન થયો, તેથી તે પોતાની એક વિશ્વાસુ આયાને સાથે લઇ બહાર નીકળી ગયો. થોડા વખત પછી તેણે તે આયાને પણ પડતી મૂકી, અને પોતે એક ગુફામાં જઇ સંતાયો. અહીં તેણે કેટલોક વખત તપ કર્યું, ત્યાર પછી તે પાસે રહેતા કેટલાક સાધુઓમાં ભળ્યો અને તેમનો મહંત થયો. આ મઠમાં તેણે સાધુઓ આગળ એવો ઉચ્ચ અને સંયમી આદર્શ મૂક્યો કે તે તેમને બહુ ભારે પડયો, તેથી તેઓ તેનો દ્વેષ કરવા લાગ્યા. એક વખત તો તેઓ તેને ઝેર દેવાની તૈયારીમાં હતા, પણ દૈવજોગે તેમ કરતા અટક્યા. આ જોઇ બેનેડિક્ટે તે મઠ છોડયો, અને પાછો પોતાના પ્રથમના એકાંત-સ્થાને ગયો. પણ હવે તેની સુકીર્તિ ચોમેર ફેલાઇ હતી, તેથી તેની પાસે ઘણા સાધુઓ આવી વસ્યા અને ત્યાં મઠ ઉભા થયા. બેનેડિક્ટ અહીંથી પણ નાસી છુટયો અને આપિનાઇન પર્વતના એક ભાગમાં જઇ રહ્યો. આ સ્થાને આગળ જતાં તેણે એક મઠ સ્થાપ્યો, તેની મારફતે પશ્ચિમમાં સાધુજીવનને ઘણું પોષણ મળ્યું અને તે બીજા મઠોને એક આદર્શરૂપ થઇ પડયો. આ મઠના સાધુઓનાં ખાસ લક્ષણ મૌન, દીનતા અને આજ્ઞાપાલન હતાં. તેમનો કામ કરવાનો સમય, તેમનાં ખાનપાન, તેમનાં ધાર્મિક સાધન વગેરેના સંબંધમાં બહુ સારા નિયમો ઘડવામાં આવ્યા હતા, અને મઠનું બધું કાર્ય અતિ સુવ્યવસ્થિત રીતે ચાલતું હતું. બેનેડિક્ટના શિષ્યોએ અને ખાસ કરીને સંત માઉરે આ મઠની શાખારૂપ બીજા મઠ ફ્રાંસ અને સીસિલીમાં સ્થાપ્યા. આ મઠના સાધુઓએ જુદા જુદા અર્ધજંગલી લોકોમાં ખેતી સંબંધી તથા બીજું કેટલુંક જ્ઞાન પણ ફેલાવ્યું. મુસાફરોને માટે તેમનાં દ્વાર સદા ખુલ્લાંજ હતાં.

આ પ્રમાણે આ બેનેડિક્ટને લગતા મઠો તથા બીજા મઠો પૂર્વ તેમજ પશ્ચિમમાં ખ્રીસ્તી-જીવનની જ્યોત સળગતી રાખી રહ્યા હતા. તેમાં રહેતાં સાધુઓ અને સાધ્વીઓ પોતાના જીવનમાં વૈરાગ્ય, તપ, ધ્યાન, પ્રાર્થના વગેરે ઉચ્ચ આત્મિક વસ્તુઓનો અનુભવ કરતાં હતાં, તેમજ તેનો પરિચય થોડાઘણા પ્રમાણમાં

બીજાને પણ કરાવતાં હતાં. વળી આ મઠો પ્રત્યે જેમ આત્મિક જીવનનાં અભિલાષી સ્ત્રીપુરૂષો આકર્ષાતાં હતાં, તેમ દુઃખી અને દરિદ્રી લોકો પણ તેનો આશ્રય શોધતાં હતાં. તેની બહાર કેવળ કોલાહલ, અશાંતિ, પાપ, દૂરાચાર વગેરે જોવામાં આવતાં હતાં. એ બધાંની વચ્ચે રહી ધાર્મિક જીવન ગાળવું એ સાધારણ માણસો માટે તો અશક્યજ હતું, અને સમાજની એ સ્થિતિમાં તેઓ આવાં શાંત અને આત્મિક જીવનનાં પોષક સ્થાનનો આશ્રય લે તેમાં નવાઇ પામવા જેવું કશુંજ નથી. આ બધાં કારણથી

સાધુજીવનની વિશેષતા.

આ કાળમાં ઘણા મહાન ઉપદેશકોએ સાધુજીવનનો પક્ષ લીધો હતો, અને તેનું સ્થાન ખ્રીસ્તી-જીવનમાં અતિ અગત્યનું છે એમ કહ્યું હતું, છતાં એવા પણ કોઇ કોઇ હતા કે જેમણે સાધુજીવનનું મહત્ત્વ સ્વીકાર્યું ન હતું. તેઓમાંનો મુખ્ય જોવિનિયન નામે એક માણસ હતો. તે પોતે બ્રહ્મચારી તથા ત્યાગી હતો છતાં એમ માનતો અને શિખવતો પણ હતો કે સાધુજીવનમાં કંઇ વિશેષ પુણ્ય નથી, અને ગૃહસ્થ તરીકે ઉચ્ચમાં ઉચ્ચ ખ્રીસ્તી-જીવન ગાળી શકાય છે. તેની આ માન્યતા વિરૂદ્ધ સખત પોકાર થયો હતો, અને જેરોમ, આમ્બ્રોઝ વગેરે સમર્થ ઉપદેશકોએ તેનું ખંડન કરવા પ્રયત્ન કર્યો હતો. આ સમયમાં એવી માન્યતા પ્રચલિત હતી કે જનસમાજની અમુક સ્થિતિને લીધે સંસારમાં રહી ખ્રીસ્તી ધર્મ પૂર્ણ રીતે પાળી શકાતો નથી. વ્યવહાર અને પરમાર્થ એવા જીવનના બે ભાગ પાડવામાં આવ્યા હતા, અને એ બન્ને ભાગ પરસ્પર વિરોધી છે એમ સામાન્ય રીતે મનાતું હતું. આ કારણથી લોકો સાધારણ રીતે એમ સમજતા હતા કે જેને પારમાર્થિક જીવન ગાળવું હોય તેણે બધો વ્યવહાર-સંસારનું જીવન-તજવો જોઇએ.

આ અરસામાં જેમ ખ્રીસ્તી-જીવનમાં કેટલોક ફેરફાર થયો હતો તેમ ભજનપદ્ધતિમાં પણ થયો હતો. જીવનની સરળતા અને શુદ્ધતા શહેરો અને ગામો છોડીને અરણ્યમાં ચાલી ગઇ હતી, અને તેની સાથે ભક્તિભાવ પણ નષ્ટ થયો હતો. મંડળીઓની ભજનસેવા કેટલેક અંશે નિર્જીવ બની હતી, અને તેમાં ખરા ભાવને બદલે બાહ્ય આડંબર જોવામાં આવતો હતો. મંડળીમાં સમ્રાટો અને અન્ય ધનાઢ્ય લોકો દાખલ થવાથી તેની સંપત્તિ ઘણી વધી હતી, તેથી વિશાળ અને અતિ સુંદર દેવળો બંધાયાં હતાં એ ખરૂં છે, પણ તેમાં આત્મિક જીવન જોઇએ તેટલા પ્રમાણમાં પ્રાપ્ત થતું ન હતું. ઘણી વખતે આવાં દેવળોમાં થતી ભજનસેવાએ ઇશ્વર અને આત્માના પ્રાર્થના વગેરે દ્વારા થતા યોગનું સ્વરૂપ છોડી માત્ર એક બાહ્ય ક્રિયાનું સ્વરૂપ પકડયું હતું.

મંડળીની ભાવવિહીન ભજનસેવા.

વળી આ ભજનસેવાનો આંતરિક આત્મિક ભાવ જતાં તેમાં કેટલાંક બાહ્ય સાધન દાખલ કરવાની જરૂર પડી હતી, અથવા તો તે સ્વાભાવિક રીતેજ દાખલ

થયાં હતાં. આ સાધનોમાં મુખ્ય વધસ્તંભ હતો. તેનો ઉપયોગ ખ્રીસ્તીઓ પોતાના નિત્ય જીવનમાં કરવા લાગ્યા હતા, તથા તે ભજનાલયમાં પણ દાખલ થયો હતો. વળી આ સમયમાં ભજનસેવામાં વધસ્તંભને વિશેષ સ્થાન આપવામાં આવ્યું હતું.

ભજનસેવાનાં બાહ્ય સાધન.

દેવળોમાં વધસ્તંભને સોનારૂપાથી મઢવામાં આવતો હતો અથવા મોતી, માણેક કે હીરાથી સુશોભિત કરવામાં આવતો હતો. વળી દાનીએલ સિંહોની ગુફામાં રહીને બચે છે તેનું તથા પાળક તરીકે ઇસુ ખ્રીસ્તનું ચિત્ર અને એવાં બીજાં ચિત્ર દેવળમાં રાખવામાં આવતાં હતાં. આ ઉપરાંત ધર્માર્થે પ્રાણાર્પણ કરનાર કોઇ માણસના સ્મારક તરીકે બાંધવામાં આવેલાં દેવળોમાં તેમનાં દુ:ખ અને રીબામણદર્શક ચિત્ર ચીતરવામાં આવ્યાં હતાં. આ બધું કરવાથી ભજનસેવાનું સ્વરૂપ વિકૃતિ પામશે એવો ભય કેટલાકને લાગ્યો હતો, અને કાઇસારીઆના અધ્યક્ષ યુસેબિએસ અને બીજા કેટલાક અધ્યક્ષોએ તો તેની વિરૂદ્ધ પોકાર પણ ઉઠાવ્યો હતો. આ પોકાર ખાસ કરીને ઇસુનાં ચિત્રો કે તેની મૂર્તિઓ દેવળમાં દાખલ કરવા વિરૂદ્ધ હતો. એમ છતાં ઇ. સ. ના ચોથા સૈકાની આખરમાં મૂર્તિઓ સાધારણ થઇ પડી હતી, અને ખ્રીસ્તીઓ તેને નમન તથા વંદન કરતા હતા, એટલુંજ નહિ પણ પૂજતા પણ હતા. પોતે મૂર્તિપૂજક નથી તેના સમર્થનમાં ખુલાસા તરીકે તેઓ કહેતા હતા કે અમે એ મૂર્તિને પૂજતા નથી, પણ તેને અમારા પ્રભુના માત્ર સ્મારક ચિહ્નરૂપે ગણીને પ્રભુનેજ પૂજીએ છીએ. એમ છતાં ઘણી વાર આ મૂર્તિઓમાં ચમત્કારિક ગુણો રહેલા છે અને તેને લીધે કેટલાકના રોગ વગેરે દૂર થયા છે એવું મનાતું હતું. વળી ખ્રીસ્તની સાથે બીજા સાધુઓ અને ધર્માર્થે પ્રાણાર્પણ કરનાર ખ્રીસ્તીઓ પણ અમુક અંશે પૂજાવા લાગ્યા હતા. તેમના માનાર્થે દેવળો બાંધવામાં આવ્યાં હતાં, અને માત્ર નામધારી ખ્રીસ્તીઓ—એમની સંખ્યા ઘણીજ મોટી હતી—એમના પ્રત્યે વિધર્મી લોકો પોતાના સમર્થ પુરૂષોને દિવ્ય ગણી તેમના પ્રત્યે જે નજરથી જોતા હતા તે નજરથી જોવા લાગ્યા હતા. આ સંતોને ખાસ કરીને રોગ દૂર કરવા માટે તેમની મધ્યસ્થી સારૂ પ્રાર્થના કરવામાં આવતી હતી, અને વખતે દરદી સાજો થાય તો તેનું જે અંગ સાજું થયું હોય તેનો સોના કે રૂપાનો ઘાટ બનાવીને દેવળમાં મૂકવામાં આવતો હતો. વળી આ સંતો જુદાં જુદાં દેવળો કે મંડળી કે પ્રાંત કે દેશના રક્ષક તરીકે ગણવામાં આવતા હતા, અને તેમના અવશેષનું પૂજન કરવામાં આવતું હતું. આ એક પ્રકારની મૂર્તિપૂજાજ હતી, અને તેની વિરૂદ્ધ કોઇ કોઇએ પોકાર પણ ઉઠાવ્યો હતો, પણ તે વ્યર્થ ગયો હતો.

સંતોના સંબંધમાં જે થયું હતું તે વિશેષ પ્રમાણમાં ઇસુ ખ્રીસ્તની મા મરિયમના સંબંધમાં હતું. તે આખર સુધી બાળબ્રહ્મચારિણી રહી હતી એવી માન્યતા મંડળીમાં દઢ થઇ હતી, અને નેસ્ટોરિયન વાદવિવાદને અંગે તેને "ઇશ્વરની માતા" એવું

મરિયમનું પૂજન.

મોટું નામ આપવામાં આવ્યું હતું. સંતોમાં તેનું સ્થાન સર્વેથી ઉંચું અને માત્ર ઇસુના સ્થાનથીજ નીચું હતું. મરિયમનું પૂજન પ્રચલિત કરવામાં સાધુઓએ ઘણો ભાગ લીધો હતો. ખ્રીસ્તી મંડળીમાં જેમ જેમ ઇસુ ખ્રીસ્તનું દેવત્વ વધારે પ્રમાણમાં સ્વીકારાતું ગયું, તેમ તેમ ખ્રીસ્તીઓને પોતા પ્રત્યે સહાનુભૂતિ રાખી શકે એવા માનવી ભાવવાળા સંતોની વિશેષ જરૂર પડવા માંડી, અને તેઓમાં તેમણે મુખ્ય સ્થાન મરિયમને આપ્યું. આ કારણથી મરિયમની મધ્યસ્થી સર્વત્ર સ્વીકારાઈ અને ઇસુ ખ્રીસ્તની સાથે સાથે તેનું પૂજન પણ થવા લાગ્યું.

ઇસુ ખ્રીસ્તના સંબંધમાં આવેલાં સ્થાન સ્વાભાવિક રીતે પવિત્ર મનાવા લાગ્યાં હતાં, અને ખ્રીસ્તીઓ તેમને યાત્રાના સ્થળ તરીકે માનવા લાગ્યા હતા.

યાત્રાસ્થાન.

આ ઉપરાંત જ્યાં જ્યાં પ્રેરિતોએ કાર્ય કર્યું હોય ત્યાં ત્યાં પણ લોકો કંઇક અંશે આવાજ ભાવથી જવા લાગ્યા હતા. ધર્માર્થે પ્રાણાર્પણ કરનાર લોકોનાં નિવાસસ્થાન કે મૃત્યુના સ્થળ પ્રત્યે પણ અમુક અંશે આવો ભાવ ઉત્પન્ન થાય એ પણ સ્વાભાવિક હતું.

લગભગ ખ્રીસ્તી ધર્મના પ્રચારની શરૂઆતથીજ રવિવાર એ પ્રભુના વાર તરીકે પળાવા લાગ્યો હતો, અને તે દિવસે ખ્રીસ્તીઓ બીજા કામથી

તહેવાર અને પર્વ.

બને તેટલા દૂર રહી પ્રાર્થના, સ્તુતિ વગેરે કરતા હતા, છતાં ઇ. સ. ના પહેલા બે ત્રણ શતક સુધી આ એક રિવાજ હતો, પણ ખાસ નિયમ ન હતો. ઇ. સ. ૩૨૧ માં કોન્સ્ટાન્ટીને રવિવારને એક જાહેર તહેવાર તરીકે પળાવવા માટે ફરમાન કાઢયું, અને તે દિવસે અદાલતોનું ઘણુંખરૂં કામ બંધ કર્યું, તથા લશ્કરની કવાયત પણ બંધ કરી. છતાં આ દિવસે જાહેર રમતો રમાતી હતી તથા સાઠમારીઓ થતી હતી. આ સર્વ પણ ઇ. સ. ૪૨૫ માં બંધ કરવામાં આવ્યું હતું. તે પહેલાં ઇ. સ. ૩૬૩ માં લાઓદીકીઆમાં ભરાએલી ખ્રીસ્તી મહાસભાએ આ દિવસ તહેવાર તરીકે પાળવાનું ફરજીયાત કર્યું હતું. અગાઉ બુધવાર અને શુક્રવારે ખ્રીસ્તી લોકો અર્ધ-ઉપવાસ કરતા હતા, અથવા એકજ વખત જમતા હતા, પણ તે રિવાજ ધીમે ધીમે બંધ પડવા લાગ્યો હતો, અને બુધવારે એકટાણું કરવાનો રિવાજ તો છેક બંધ પડયો હતો. શુક્રવારે અર્ધ-ઉપવાસ કરવાનું બંધ પડયું ન હતું તેનું કારણ એ હતું કે એ દિવસ ઇસુના દુઃખસહનનો હતો. પૂર્વની કેટલીક મંડળીઓમાં હજી શનિવાર સાબ્બાથ તરીકે પળાતો હતો, પણ પશ્ચિમમાં એ દિવસે યહુદીઓના તહેવારો ખ્રીસ્તીઓને માન્ય નથી એવું કંઇક દર્શાવવા માટે ખ્રીસ્તીઓ ઉપવાસ કરતા હતા.* પર્વોમાં

* આ જાતનો ભાવ ઘણે ઠેકાણે જોવામાં આવે છે. હિન્દુસ્તાનમાં આજે પણ જૈન લોકો પોતાના દિવસો હિન્દુ લોકોના દિવસોની આગળ એક દિવસ રાખે છે, એટલે દાખલા તરીકે હિન્દુઓની ચોથ હોય ત્યારે જૈનોની પાંચમ થાય છે. વળી જૈનોમાંજ તપા અને ઢુંઢીઆ એકજ દિવસે ઉપવાસ કરતા નથી.

પહેલું પર્વ પૂર્વમાં એપિફનીનું પળાતું હતું અને તે ઇસુ ખ્રીસ્ત દેહધારી થઇને લોકોમાં પ્રગટ થયો તેનું સ્મારક હતું. ઇસુના બાપ્તિસ્માનો દિવસ પણ આ સાથે જોડવામાં આવ્યો હતો. આ પર્વ પશ્ચિમમાં મોડું દાખલ થયું હતું અને ત્યાં ઇસુના જ્ઞાગી લોકોની આગળ પ્રગટ થવાના દિવસની સાથે તેણે કાનામાં કરેલા પ્રથમ ચમત્કારનો દિવસ જોડવામાં આવ્યો હતો. નાતાલનું પર્વ પ્રથમ પશ્ચિમમાં પાળવામાં આવ્યું હતું, અને ત્યાંથી તે ધીમે ધીમે પૂર્વમાં દાખલ થયું હતું. નવા વર્ષનો પ્રથમ દિવસ અન્યધર્મી લોકો તહેવાર તરીકે પાળતા હતા, અને ખ્રીસ્તીઓ પણ તે દિવસ એક પર્વ તરીકે પાળતા હતા.* તેઓ તેમ કરતા અટકે એ માટે એ દિવસ મંડળીના અધિકારીવર્ગે ઇસુના સુન્નત કરાવવાના દિવસ તરીકે પાળવાનો રિવાજ પાડયો.

પુનરૂત્થાનનું પર્વ.

પર્વોમાં સહુથી મોટું પર્વ ઇસ્ટરનું હતું. ઇસ્ટર પહેલાં કેટલાક દિવસથી ઉપવાસ કરવામાં આવતા હતા, અને એ ઉપવાસના દિવસોની સંખ્યા વધતાં વધતાં ચાળીસની થઇ હતી. આ દરમિયાન લોકોને ધાર્મિક ચિંતન કરવાની તથા પોતાનાં પાપનો પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત કરવાની પુષ્કળ તક મળતી હતી, અને એ બધું કરી તેઓ પર્વના મુખ્ય ભાગ માટે તૈયાર થતા હતા. પર્વની ખરી શરૂઆત પામ સન્ડે (ખજુરીઓનો રવિવાર) એટલે જે દિવસે ખજુરીઓના ઝાડની શાખાઓ લઇ લોકોએ ઇસુને વધાવ્યો હતો તે રવિવારે થતી હતી. આ રવિવારે લોકોની ઉપકારસ્તુતિમાં વૃદ્ધિ કરવા માટે સમ્રાટો ગુન્હેગારોને માફી આપવાનાં ફરમાનો કાઢતા. આ આખું અઠવાડીઉં સવારે અને સાંજે ઉપાસના થતી અને લોકોને સાંસારિક કાર્ય તથા વિષયસુખથી દૂર રહેવાનું ખાસ કહેવામાં આવતું. ગુરૂવારે સાંજના સર્વ આનંદથી પ્રભુભોજન લેતા અને ‘ગુડ ફ્રાઇડે’ એટલે શુભ શુક્રવારનો દિવસ ઘણાજ ગાંભિર્યથી ગાળવામાં આવતો. શનિવારે ઘણા લોકો બાપ્તિસ્મા લેતા અને શ્વેત ઝભ્ભા પહેરતા. શનિવારની રાત્રે લોકો દીવાઓ લઇ દેવળમાં આવતા અને ત્યાં આખી રાત ઉપાસના થતી. બીજે દિવસે એટલે રવિવારે આ પર્વ સમાપ્ત થતું. તો પણ એ ઉત્સવ તો પચાસમાના દિવસ સુધી ચાલુજ રાખવામાં આવતો હતો. ઇસ્ટરનો દિવસ કયો પાળવો તેના સંબંધમાં આગળ જે મોટો વાદ ઉભો થયો હતો તેનો નિર્ણય નીસ(નીકેઆ)માં ભરાએલી મહાસભાએ કર્યો હતો. એમ છતાં પૂર્વમાં ખગોળ-વિદ્યાનું જ્ઞાન વધારે હોવાથી ત્યાંની ગણત્રી ખરી તેમજ રૂમની ગણત્રીથી જુદી હતી, તેથી રૂમ અને પશ્ચિમમાં ઇસ્ટર તરીકે પળાતો દિવસ પૂર્વમાં પળાતા દિવસથી જુદો રહેતો. આ ભૂલ આગળ ઉપર ડાયોનીસિયસ એક્ઝીગ્યુઅસ નામના એક માણસે પૂર્વની ગણત્રી દાખલ કરી દૂર કરી હતી. આપણા આજના ઈંગ્રેજી અથવા યૂરોપીય પંચાગ માટે પણ આપણે આ શખ્સના આભારી છીએ.

* આ પર્વ આપણા અહીંના દિવાળીના પર્વ જેવું હતું.

જેમને બાપ્તિસ્મા આપવાનું હોય તેમના તેઓના જ્ઞાન પ્રમાણે તથા ભજનસેવામાં ભાગ લેતા હતા તે પ્રમાણે વિભાગ પાડવામાં આવતા. વળી આ અરસામાં નવી નવી ક્રિયાઓ ઉમેરવાને લીધે આ સંસ્કારની અસલ સાદાઇ રહી નહોતી. બાપ્તિસ્મા આપ્યા પછી તે લેનારને કેટલુંક શિક્ષણ આપવામાં આવતું હતું. આ વખતે બાપ્તિસ્મા મોટે ભાગે ઇસ્ટર અને પચાસમાના દિવસ ઉપર અપાતું હતું.

બાપ્તિસ્માની સાદાઇનું કમી થવું.

ખ્રીસ્તી સંસ્કારોમાં મુખ્ય સંસ્કાર અને ભજનસેવાનું મુખ્ય કાર્ય એ પ્રભુભોજન હતું. પ્રભુભોજન એ પ્રથમનું પ્રીતિભોજન તરીકે ગણાતું ક્યારનુંએ બંધ થયું હતું, અને એ ક્રિયાએ ઇસુ ખ્રીસ્તના નિત્ય થતા ભોગનું સ્વરૂપ ધર્યું હતું. વળી આ વખતે અન્ય લોકો-સગાંસંબંધી કે મિત્ર કે જગતના લોકો—માટે ખાસ પ્રાર્થના કરવામાં આવતી હતી, અને એ પ્રાર્થના ફળીભૂત થાય છે એવું મનાતું હતું. મૃત્યુ પામેલા આપ્તજન માટે પણ એ સમયે પ્રાર્થના કરવામાં આવતી હતી. આ વખતે કરવામાં આવતી ભજનસેવામાં કેટલીક સાધારણ પ્રાર્થના, ઉપકારસ્તુતિઓ અને કેટલાંક સ્તોત્રો દાખલ કરવામાં આવ્યાં હતાં. આ જાતની સાધારણ પ્રાર્થનાઓ વગેરે પ્રથમ પ્રત્યેક મંડળીની પોતપોતાની હતી, પણ પાછળથી તેમાં એક પ્રકારની એકતા દાખલ થઇ હતી. પહેલાં પ્રાંતિક અધ્યક્ષોએ પોતાના પ્રાંતમાં એકજ પ્રકારની સાધારણ પ્રાર્થનાઓ દાખલ કરી, અને ત્યાર પછી તેમના ઉપરી અધ્યક્ષોએ તેમાં સુધારાવધારા કર્યા. આમ થતાં થતાં આખરે ચારેક પ્રકારની સાધારણ ભજનસેવા રહી હતી, તે પૂર્વની, આલેકઝાંડ્રિઆની, રૂમની અને ફ્રાંસની હતી; તેઓની વચ્ચે પણ કેટલુંક સામ્ય તો હતુંજ. આ ભજનસેવાના ઘણુંખરું બે ભાગ કરવામાં આવતા હતા. પહેલા ભાગમાં વર્ષનો જે સમય ચાલતો હોય તેને યોગ્ય શાસ્ત્રપાઠ, પ્રભુભોજન લેનાર અને ન લેનારને માટે પ્રાર્થનાઓ અને વ્યાખ્યાન થતાં હતાં. એ ક્રિયા કર્યા પછી જેઓ પ્રભુભોજન ન લઇ શકે તેવા હોય તેમને રજા આપવામાં આવતી. તે પછી ભજનસેવાનો બીજો ભાગ ચાલતો હતો, તેમાં યોગ્ય વિધિસહિત પ્રભુભોજન લેવામાં આવતું.

પ્રભુભોજનના માહાત્મ્યની વૃદ્ધિ.

આ ભજનસેવા વખતે આપવામાં આવતા વ્યાખ્યાન ઉપર જુદી જુદી જગાએ જુદી જુદી બાબત પર ભાર મૂકવામાં આવતો હતો. પૂર્વમાં લોકોમાં વિશેષ જ્ઞાન હોવાથી વ્યાખ્યાનની કિમ્મત વધારે હતી, અને કેટલીક વાર તેમાં બહુ ઉંચા પ્રકારનું વક્તૃત્વ જોવામાં આવતું હતું. બાસીલ, બન્ને ગ્રેગોરી અને ક્રીસોસ્તમ, પોતાના સુંદર અને વક્તૃત્વપૂર્ણ ઉપદેશ માટે પૂર્વના ઉપદેશકોમાં સુપ્રસિદ્ધ છે. પશ્ચિમમાં સામાન્ય લોકોમાં જ્ઞાનનું પ્રમાણ થોડું હોવાથી ત્યાં વ્યાખ્યાન ઉપર બહુ ભાર મુકવામાં આવતો ન હતો, તો પણ ત્યાં ઓગસ્ટીન અને આમ્બ્રોઝ જેવા સમર્થ ઉપદેશકો હતા.

ઉપદેશ.

પ્રાચીન જમાનાની ખ્રીસ્તી મંડળીમાં સંગીત જેવું બહુ હતું નહિ. તે વખતે જે કંઇ ગવાતું તે સર્વ સાથે મળીને ગાતાં. આમાં ધીમે ધીમે કેટલોક સુધારોવધારો થયો હતો, અને તેમ કરવામાં હિલેરી અને મહાન ગ્રેગોરીનો કેટલોક હાથ હતો. પહેલાં આરીઅસના મતવાદીઓએ પોતાના સિદ્ધાંતને ગીતના રૂપમાં ગોઠવ્યા હતા, તેથી તે સિદ્ધાંતો લોકોમાં સારી રીતે પ્રચલિત થયા હતા. આ જોઇને ક્રીસોસ્તમે સ્તુતિપદની મારફતે કેટલુંક સંગીત દાખલ કર્યું. તેજ કારણથી પશ્ચિમમાં આમ્બ્રોઝે પણ તેમજ કર્યું. આવાં ગીતો કે પદ શાસ્ત્રમાંથી લેવામાં આવ્યાં નથી એવું કહીને પહેલાં કેટલાક લોકોએ વિરોધ કરવા માંડયો, પણ ધીમે ધીમે તે દૂર થયો અને બધાંને એવાં ભજનો કે ગીતોનો લાભ સમજાણ્યો. ખ્રીસ્તી ગાનોમાંનાં સર્વથી પ્રથમનાં ગીતો "તે દેઉમ" અર્થાત્ "હે દેવ, અમે તારી સ્તુતિ કરીએ છીએ" એ વચનથી શરૂ થતી ઉપકારસ્તુતિ અને "ગ્લોરિઆ ઇન એક્સેલ્સિસ" અર્થાત્ "પરમ ઉચ્ચસ્થાનમાં દેવને મહિમા, પૃથ્વી ઉપર શાંતિ અને મનુષ્ય ઉપર પ્રસન્નતા થાઓ" એ વચનથી શરૂ થતું ગીત, વગેરે હતાં. આમાંનું પહેલું પ્રથમ ગ્રીક ભાષામાં હતું અને તેમાંથી ઘણું કરીને આમ્બ્રોઝે લાટીનમાં ઉતાર્યું હતું, અને બીજું પણ ગ્રીકમાંથીજ હીલેરીએ લાટીનમાં ઉતાર્યું હતું.

ભજનસેવામાં સંગીતનું સ્થાન.

આ સમયમાં ખ્રીસ્તી પાળકવર્ગનાં વસ્ત્રમાં કોઇ ખાસ વિશેષતા ન હતી. તેમના અને અન્ય લોકોનાં વસ્ત્રમાં થોડોજ ફેર હતો, તેનું કારણ એટલુંજ હતું કે પાળકવર્ગના લોકોએ રૂમી લોકોનાં જુનાં વસ્ત્ર પહેરવાનો રિવાજ ચાલુ રાખ્યો હતો, અને સામાન્ય લોકોએ એ વસ્ત્ર પહેરવાનું છોડી દીધું હતું. એ વસ્ત્ર પહેરણ અને ઝભ્ભો હતાં. લગભગ ઇ. સ. ના છઠ્ઠા શતકની શરૂઆતમાં આ વસ્ત્રમાં કંઇક સુધારો-વધારો કરી તેમાં પાળકવર્ગના પોષાક તરીકે કંઇક વિશેષતા દાખલ કરી હોય એવું લાગે છે.

પાળકવર્ગનો પોષાક.

આ કાળમાં મંડળીના કાબુ સંબંધી એક મોટો વાદવિવાદ ઉભો થયો હતો. ઇ. સ. ના ત્રીજા શતકમાં નોવેશિયન મતના અનુયાયીઓએ એ પ્રશ્ન ઉભો કર્યો હતો, અને ઇ. સ. ના ચોથા શતકની શરૂઆતમાં તે ડોને-ટિસ્ટ મતાનુસારીઓએ ફરી ઉપાડયો હતો. તેઓનું કહેવું એ હતું કે મંડળીનો કાબુ સખ્ત હોવો જોઇએ અને ખાસ કરીને જે લોકોએ સતાવણીમાં ખ્રીસ્તનો નકાર કર્યો હોય તેમને મંડળીમાં ફરી દાખલ કરવા જોઇએ નહિ. આ સાથે આ મતાવલંબીઓ ધર્માર્થે પ્રાણાર્પણ કર-નાર લોકો માટે વિશેષ પૂજ્યભાવ રાખતા હતા. ઇ. સ. ૩૧૪માં આર્લ્સમાં

મંડળીનો અંકુશ કે કાબુ.

મળેલી એક સભાએ આ મતને તિરસ્કારી કાઢયો, તેમ છતાં તે મતનો પ્રચાર વિશેષ થવા લાગ્યો. ઇ. સ. ૪૧૧માં કાર્થેજમાં આ મતાવલંબીઓ અને સાર્વત્રિક મંડળીના સભ્યો વચ્ચે વાદવિવાદ થયો, તેમાં ઓગસ્ટીને ભાગ લીધો હતો. તેણે ડોનેટિસ્ટ લોકોને સમજાવવા કોશિષ કરી, પણ તેનો એ પ્રયત્ન વ્યર્થ ગયો. ત્યાર પછી એ મતને જોરજુલમથી દાબી દેવામાં આવ્યો. આમ કરવામાં મંડળીનોજ દોષ હોય એમ લાગતું નથી, કારણકે આ મત માનનારાઓમાંના ઘણા સાર્વત્રિક મંડળીના લોકોને સતાવતા હતા. મંડળીનો કાબુ સખત નહિ પણ નમ્ર જોઇએ અને ભુંડામાં ભુંડો પાપી પશ્ચાત્તાપ કરતાં પાછો પ્રભુનો સમાગમ પ્રાપ્ત કરી શકે છે એ પક્ષનો વિજય થયો, અને વત્તાઓછા પ્રાયશ્ચિત્તના વિધિ નક્કી કરવામાં આવ્યા. આ વખતે ખાનગી પાપ પ્રગટ કરવાનું ફરજીયાત ન હતું, પણ કોઇ તેમ કરે તો તે તેના ખરા પશ્ચાત્તાપના ચિહ્ન તરીકે ગણવામાં આવતું હતું, અને તેનું શાસન તેટલે અંશે કમી થતું હતું. કોઇ નામીચો પાપી પશ્ચાત્તાપ કરી ફરી પ્રભુ સન્મુખ થવા ઇચ્છે તો તેને કોઇ અધ્યક્ષની દેખરેખ નીચે મૂકવામાં આવતો હતો. કેટલીક મંડળીઓમાં તો આવા કામને માટેજ એકાદ અધ્યક્ષ રોકવામાં આવતો હતો, પણ ઇ. સ. ૩૯૦માં કેટલાંક કારણથી કોન્ટાન્ટીનોપલના અધ્યક્ષે—પ્રધાન અધ્યક્ષે—આ પદવી કાઢી નાખી, અને પ્રાયશ્ચિત્તનું પ્રમાણ તે કરનાર વ્યક્તિનેજ નક્કી કરવાનું સોંપવામાં આવ્યું. પશ્ચિમમાં પણ આ કાબુ સંબંધી જોઇએ તેટલી સંભાળ લેવામાં આવી ન હતી. ત્યાં પણ પાપ કબુલ કરતાં ક્ષમા પ્રાપ્ત થાય છે એવી માન્યતા પ્રચલિત થઇ હતી, અને પશ્ચાત્તાપના સંબંધમાં આંતરિક ભાવ તથા બાહ્ય કર્મ એ બન્ને ઉપર લગભગ સરખો ભાર મૂકવામાં આવતો હતો.

# પ્રકરણ ચોથું.

## સિદ્ધાંતનો વિકાસ.

આ સમયમાં કેટલાક ખ્રીસ્તી સિદ્ધાંતોના સંબંધમાં ઘણા મોટા વાદવિવાદ થયા હતા, અને તેના પરિણામે મંડળી ખળભળી ઉઠી હતી. વળી જે પ્રશ્નના સંબંધમાં આ વાદવિવાદ ઉભા થયા હતા તેનો નિર્ણય કરવા માટે અધ્યક્ષોની કેટલીક મહાસભાઓ ભરવામાં આવી હતી, અને તેમાં ખરા ખ્રીસ્તી સિદ્ધાંતની વ્યાખ્યા કરવામાં આવી હતી. આ મહાસભાઓ ભરવામાં તથા કોઇ કોઇ વાર સિદ્ધાંતની વ્યાખ્યા કરવામાં પણ સમ્રાટોનો કંઇક અંશે હાથ હતો. આ કાળમાં જે ત્રણ મોટા વાદવિવાદ થયા હતા તે (૧) ખ્રીસ્તના દેવત્વ અને ઇશ્વરના ત્રિએકપણાના સ્વરૂપ વિષે; (૨) ખ્રીસ્તમાં એકત્ર રહેલી માનવી અને ઇશ્વરી પ્રકૃતિ વિષે; અને (૩) મનુષ્યમાં રહેલો પુરૂષાર્થ, પાપની ઉત્પત્તિ અને ઇશ્વરની કૃપા વિષે હતા. એમાંનો પહેલો આરીઅસ નામના એક ખ્રીસ્તી ઉપદેશકે શરૂ કર્યો હતો; તેથી તે તેના નામથી આરીઅસના મત તરીકે ઓળખાય છે.

વાદવિવાદનો કાળ.

આરીઅસ પોતે આલેક્ઝાંડ્રિઆમાં પાળક હતો, તે દેખાવમાં ભવ્ય હતો તથા તેનું ચારિત્ર્ય ઉચ્ચ હતું. વળી તે અતિ બુદ્ધિમાન પણ હતો. તેણે અંત્યોખમાં શિક્ષણ લીધું હતું, અને ત્યાં કદાચિત તેણે એરિસ્ટોટલ વગેરેના તત્ત્વજ્ઞાનનું અધ્યયન કર્યું હોય એ સંભવિત છે. ગમે તે હોય પણ તેણે પ્રથમ એવો મત જાહેર કર્યો કે ખ્રીસ્ત એ એક સૃષ્ટ જીવ છે, વળી એ પણ કહ્યું કે ખ્રીસ્ત એ સર્વથી મહાન અને પ્રથમ છે પણ સૃષ્ટ તો ખરોજ, અને જો કે તે કાળથી પણ પ્રથમ સૃજાયો છે તોપણ તે શાશ્વત તો નથીજ. તેના આવા મતથી ત્યાંની મંડળી એકદમ ખળભળી ઉઠી, અને તેને તેના અધ્યક્ષ આલેકઝાંડરે પદભ્રષ્ટ કર્યો. આરીઅસે કેટલાક સમર્થ માણસોને પોતાના મતનો પક્ષ લેતા કર્યા હતા, તેથી તેમણે તેને આશ્રય આપ્યો, પરિણામે તેનો મત દબાવાને બદલે ઉલટો વધારે પ્રચલિત થવા લાગ્યો. આરીઅસના આશ્રયદાતામાં મુખ્ય નીકોમીદિઆનો અધ્યક્ષ યુસેબીઅસ હતો. તેની વગ બહુ હોવાથી અધ્યક્ષોમાં લગભગ બે તડ પડવા જેવું થયું.

આરીઅસ.

આ વખતે કોન્સ્ટાન્ટીન સમ્રાટ હતો, અને આ વાદવિવાદ ચાલતો હતો તેવામાંજ તેણે લિસિનિયસને હરાવી સામ્રાજ્યના પૂર્વ અને પશ્ચિમ એ બન્ને વિભાગ પોતાની સત્તા નીચે આણ્યા હતા. આથી તેણે સામ્રાજ્યમાં રાજકીય ઐક્ય સાધ્યું

હતું. વળી ખ્રીસ્તી ધર્મને તેના આંતર મહત્ત્વ માટે રાજ્યનો ધર્મ બનાવીને તેણે સામ્રાજ્ય આગળ ધાર્મિક ઐક્યનો આદર્શ મૂક્યો હતો.

નીસની મહાસભા.

એ સ્થિતિમાં ખ્રીસ્તીઓમાંજ સિદ્ધાંતના સંબંધમાં મતભેદ અને વાદવિવાદ ઉત્પન્ન થાય એ ઇચ્છવાજોગ ન હતું, તેથી તેણે તે દૂર કરવા પોતાથી બનતી કોશીષ કરી, પણ તે નિષ્ફળ ગઈ. તેથી તેણે ખ્રીસ્તી અધ્યક્ષની એક મહાસભા ભરવાનો નિશ્ચય કર્યો. આ માટે તેણે આખા સામ્રાજ્યના અધ્યક્ષોને બોલાવ્યા અને ઇ. સ. ૩૨૫ માં તેમની એક મહાસભા કોન્સ્ટાન્ટીનોપલ પાસે આવેલા નીસ નામના ગામમાં ભરી. આ મહાસભા ખ્રીસ્તી મહાસભાઓમાંની પ્રથમ છે, તેમજ કેટલીક રીતે તે સર્વથી વધારે અગત્યની છે. અહીં લગભગ ૩૧૮ અધ્યક્ષો હાજર થયા હતા, પણ તેમાંના માત્ર છજ પશ્ચિમમાંથી આવેલા હતા. આ સભામાં ત્રણ પક્ષ જોવામાં આવ્યા હતા: (૧) આરીઅસનો: (૨) આલેકઝાંડરનો; અને (૩) મધ્યમ પક્ષ. આમાંના પહેલા બે પક્ષમાં બહુજ થોડા માણસો હતા, પણ ત્રીજામાં ઘણા હતા. સભામાં પહેલા બે પક્ષ વચ્ચે કેટલોક વાદવિવાદ થયા પછી આખરે જે વિશ્વાસનામું અત્યારે "નીસના વિશ્વાસનામા" નામથી ઓળખાય છે તે મોટે ભાગે કોન્સ્ટાન્ટીનના આગ્રહથી સ્વીકારવામાં આવ્યું. આ મહાસભામાં ખરા ખ્રીસ્તી સિદ્ધાંતનો વિજય થયો તે "બનાવાયો" અથવા "સૃજાયો" એ શબ્દને બદલે "જનિત" શબ્દ મૂકવાથી થયો હતો. આ વિશ્વાસનામા ઉપર માત્ર બેજ અધ્યક્ષોએ સહી કરવાની ના પાડી, તેથી તેમને તથા આરીઅસને કોન્સ્ટાન્ટીને દેશપાર કર્યા. આ ઉપરાંત આ સભાએ મંડળીના કાયદા સંબંધમાં કેટલાક અગત્યના નિયમો નક્કી કર્યા હતા. આવી રીતે આ મહાસભાએ પોતાનું કાર્ય પૂરૂં કર્યું, પણ તેની સાથે સાથે તેણે આખી ખ્રીસ્તી મંડળીમાં એકતા કરવાનું અતિ મહત્ત્વનું કાર્ય કર્યું હતું. ખ્રીસ્તી ઇતિહાસમાં પહેલીજવાર આટલા બધા અધ્યક્ષો એકત્ર થયા હતા, અને તેઓ સ્વાભાવિક રીતે ખ્રીસ્તી-ધર્મનું ગૌરવ અને મહત્ત્વ વિશેષ પ્રમાણમાં જોઇ શક્યા હતા. આના પરિણામે તેમનામાં કેથોલિક–સાર્વત્રિક–ભાવની વૃદ્ધિ થાય એ પણ સહેલાઇથી સમજી શકાય તેમ છે. આ બધું જોતાં કોન્સ્ટાન્ટીને આ મહાસભા બોલાવી ખ્રીસ્તી મંડળીની એક મોટી સેવા કરી છે એમાં કંઇ શંકા નથી.

નીસની મહાસભાએ ખ્રીસ્તના દેવત્વના સંબંધમાં નિર્ણય કર્યો હતો, પણ તે સર્વમાન્ય થઇ શકે એવી રીતે થયો નહોતો. મોટે ભાગે માત્ર સમ્રાટના દબાણથીજ આરીઅસના મતનો પક્ષ મક્કમ રહ્યો ન હતો, છતાં તેથી એ મત નબળો પડયો ન હતો. વળી આ મહાસભા ભરાયા પછી તરતજ કોન્સ્ટાન્ટીનના પોતાનાજ વિચાર અમુક અંશે આરીઅસના મતને મળતા થયા હોય એમ લાગે છે.

વાદવિવાદ ચાલુ.

તે આથેનેસિઅસની વિરૂદ્ધ થયો અને તેણે તેને દેશપાર કર્યો. વળી આરીઅસને માફી આપવામાં આવી અને તેને

મંડળીમાં ફરી દાખલ કરવાનું નક્કી કર્યું હતું, પણ જે દિવસે તેને ફરી દાખલ કરવાની ક્રિયા થવાની હતી તેને આગલે દિવસે કમભાગ્યે તેનું મૃત્યુ થયું. ત્યાર પછી લગભગ પચાસેક વર્ષ સુધી આ વાદવિવાદ ચાલુ રહ્યો અને આ બે મત વચ્ચેનો ખરો કલહ તો આ અર્ધા શતકમાંજ ચાલ્યો હતો. એ વાદવિવાદમાં સાર્વત્રિક સિદ્ધાંતોનો પક્ષ લેવામાં સર્વથી વિશેષ હિમ્મત અને ધૈર્ય બતાવનાર અને ભોગ આપનાર આથેનેસિઅસ હતો. તે સુમારે ઇ. સ. ૨૯૫ માં આલેક્ઝાંડ્રિઆમાં જન્મ્યો હતો, અને જ્યારે આ વાદ શરૂ થયો ત્યારે તે આલેક્ઝાંડ્રિઆના અધ્યક્ષ આલેક્ઝાંડરનો મદદનીશ હતો. નીસની મહાસભામાં પણ તે સેવક તરીકેજ આવ્યો હતો, અને તેણે આરીઅસના મતની વિરૂદ્ધ સાર્વત્રિક ખ્રીસ્તી મતના પક્ષનું સમર્થન કરવામાં ભાગ લીધો હતો.

આથેનેસિઅસ.

ઇ. સ. ૩૨૮ માં અધ્યક્ષ આલેક્ઝાંડર ગુજરી જવાથી તે આલેક્ઝાંડ્રિઆની મંડળીનો અધ્યક્ષ નીમાયો હતો, અને એ પદવી ઉપર તે ઇ. સ. ૩૭૩ માં પોતાના મૃત્યુ થતાં સુધી અનેક મુશ્કેલીઓ વચ્ચે તથા તેને પાંચ વાર દેશપાર કરવામાં આવ્યો હતો છતાં ટકી રહ્યો હતો. તેણે જે મહાન કાર્ય કર્યું છે તે આખું જગત વિરૂદ્ધ હોવા છતાં ખરા ખ્રીસ્તી સિદ્ધાંતને વળગી રહેવાનો તેનો સત્યાગ્રહ છે. તેણે આ કાર્ય એટલા બધા લાંબા કાળ સુધી એવાં અસાધારણ અને અડગ હિમ્મત અને ધૈર્યથી તથા એટલી બધી મુશ્કેલીઓ વચ્ચે કર્યું હતું કે આજે પણ "એક બાજુ આથેનેસિઅસ અને બીજી બાજુ આખું જગત" એ કહેવત ચાલે છે. સમ્રાટો તેની વિરૂદ્ધ હતા અને ખ્રીસ્તી મંડળીનો મોટો ભાગ પણ ફરી ગયો હતો, પરંતુ આથેનેસિઅસ પોતાના વિચારમાં મક્કમ રહ્યો હતો. તેને માટે એ પ્રશ્ન તારણને લગતો હતો, અને તેણે ધીમે ધીમે પચાસ વર્ષે પણ પોતાના પક્ષનો—સત્યનો—વિજય જોયો. આથેનેસિઅસની માન્યતા ગ્રીક ધર્મપિતાઓના મતને અનુસરતી હતી. તે માનતો કે મનુષ્યો અમરત્વ અથવા દેવત્વ ખ્રીસ્તદ્વારા તથા તેના ઇશ્વર સાથેના ઐક્યથી પ્રાપ્ત કરે છે, અને તેને માટે ઇસુ પોતે ખરો મનુષ્ય થાય એ આવશ્યક છે; તેનું એક પ્રસિદ્ધ વચન છે કે "ખ્રીસ્તનો માનવી દેહ ધારણ કરવાનો હેતુ એ હતો કે આપણે દિવ્ય થઇએ." આરીઅસના મતમાં આ પ્રકારના તારણને માટે સ્થાન ન હતું, તેમજ તેમાં ઇશ્વર અને મનુષ્ય વચ્ચે રહેલી એકતા કરતાં ભિન્નતા ઉપર અધિક ભાર મૂકવામાં આવતો હતો.

નીસની મહાસભા પછી ખ્રીસ્તી મંડળીમાં આ પ્રમાણે વાદવિવાદ ચાલુજ હતો, અને તેથી સ્વાભાવિક રીતે કેટલીક અશાંતિ પણ હતી. એ સ્થિતિમાં દેશપારથી પાછા આવેલા આરીઅસે કોન્સ્ટાન્ટીન પાસે એક નવું વિશ્વાસનામું રજુ કર્યું. તેમાં આરીઅસના મતને કે આથેનેસિઅસના મતને સ્થાન આપવામાં આવ્યું ન હતું, પણ એક વચલોજ માર્ગ લેવામાં આવ્યો હતો. આ મતને "અર્ધ-આરીઅસ"

અર્ધ-આરીઅસ મત.

નામ આપવામાં આવ્યું છે. આરીઅસ પોતે પોતાનો મત આટલે અંશે પણ ફેરવે છે એ જોઇ કોન્સ્ટાન્ટીને આથેનેસિઅસને કહ્યું કે આરીઅસને આલેકઝાંડ્રિઆની મંડળીમાં પાળક તરીકે ફરીથી દાખલ કરવો. આથેનેસિઅસે તેમ કરવા ના પાડી, તેથી કોન્સ્ટાન્ટીને તેને ઇ. સ. ૩૩૫ માં દેશપાર કર્યો. કોન્સ્ટાન્ટીનના મૃત્યુ પછી તે ફરી આલેકઝાંડ્રિઆમાં આવ્યો, પણ ઇ. સ. ૩૪૧ માં તેને ફરીથી દેશપાર કરવામાં આવ્યો. આ વખતે તેણે રૂમના અધ્યક્ષનો આશ્રય લીધો, અને પશ્ચિમની મંડળીએ તેનો પક્ષ લીધો. આ વખતે પૂર્વમાં અધ્યક્ષોનો મોટો ભાગ આરીઅસ કે અર્ધ-આરીઅસ મત માનતો થયો હતો. પૂર્વ તથા પશ્ચિમમાં અધ્યક્ષોની જુદી જુદી સભાઓ ભરાઇ હતી, અને તેમણે જુદાં જુદાં વિશ્વાસનામાં સ્વીકારેલાં હોવાથી એ બે વિભાગ વચ્ચે તડ પડે એવો ભય રાખવાનું સબળ કારણ ઉભું થયું હતું. એવામાં સમ્રાટ કોન્સ્ટાન્સ મરી જતાં કોન્સ્ટન્શીઅસના અમલ નીચે પૂર્વ અને પશ્ચિમ એક થયાં, અને એ સમ્રાટના દબાણથી પશ્ચિમમાં બે સભાઓએ આથેનેસિ-અસના મતનો અસ્વીકાર કર્યો. હવે આથેનેસિઅસ એકલો રહ્યો, અને તેને આશ્રય લેવાનું સ્થાન પણ ક્યાંય ન હતું. આ સ્થિતિમાં તેને છ વર્ષ સુધી નીલ નદીના બેટોમાં કે આફ્રિકાના પર્વતોનાં શિખરો ઉપરના કેટલાક સાધુઓએ આશ્રય આપ્યો. દરમિઆન અર્ધ-આરીઅસ મત માનનારા ધીમે ધીમે આરીઅસનો મત માનતા થયા હતા, તેથી તેઓમાંના કેટલાક વિચારવંત માણસો અકળાયા, અને તેઓ નીસની મહાસભાએ નક્કી કરેલા મત તરફ વળ્યા. વળી અધ્યક્ષો બાસીલ અને બન્ને ગ્રેગોરી જે સમર્થ ખ્રીસ્તી સિદ્ધાંતના વિચારકો હતા તેઓ પણ આજ મત માનતા હતા અને તેમની અસરથી તેનો પ્રચાર સારી રીતે થયો હતો. પશ્ચિમની મંડળી મોટે ભાગે એ મત માનતીજ હતી. આ બધાં કારણથી આખરે નીસના મતનો વિજય થયો. ઇ. સ. ૩૮૧ માં કોન્સ્ટાન્ટીનોપલમાં એક મહાસભા ભરાઇ અને ત્યાં નીસનું વિશ્વાસનામું સહેજસાજ સુધારાવધારા સાથે સ્વીકારવામાં આવ્યું. અહીં પસાર કરેલા વિશ્વાસનામામાં જે ખાસ વાત હતી તે એ કે અત્યાર સુધી પવિત્ર આત્માના સંબંધમાં બહુ વિચાર કરવામાં આવ્યો ન હતો. તોપણ ખ્રીસ્તના દેવત્વના સંબંધમાં જે વાદ ચાલી રહ્યો હતો તેને અંગે આ વાતનો પણ વિચાર કરવાની મંડ-ળીને ફરજ પડી હતી; તે જેમ પુત્રના સંબંધમાં તે સૃષ્ટ છે કે અસૃષ્ટ છે એ નક્કી કરવાનું હતું, તેમ પવિત્ર આત્મા વિષે પણ હતું. આ સભામાં પવિત્ર આત્મા અસૃષ્ટ છે અને તેનું તત્ત્વ ખ્રીસ્તના તત્ત્વથી જુદું નથી એમ સ્વીકારવામાં આવ્યું. આ બાબતમાં થોડો સુધારો ઇ. સ. ૫૮૯ માં સ્પેનમાંના ટોલેડોમાં ભરવામાં આવેલી એક સભાએ કર્યો હતો. તે સુધારો એ હતો કે પવિત્ર આત્મા પિતામાંથી તેમજ પુત્રમાંથી પણ નીકળે છે. આ સુધારો પૂર્વની મંડળીએ સ્વીકાર્યો ન હતો, અને આજે પણ પૂર્વ અને પશ્ચિમની મંડળીઓ વચ્ચે સિદ્ધાંતો વિષે જે જે મતભેદ છે તેમાં આ એક મુખ્ય મતભેદ છે.

નીસનું વિશ્વાસનામું જે ઇ. સ. ૩૨૫ માં પહેલું રચવામાં આવ્યું હતું, તેને ઇ. સ. ૩૮૧ માં કોન્સ્ટાન્ટીનોપલમાં ભરાએલી મહાસભાએ સુધાર્યું હતું, અને તેમાં પશ્ચિમની મંડળીએ વધારો કર્યો હતો. તે સુધારાવધારા સહિત આ પ્રમાણે છે:—

"એક ઇશ્વર જે સર્વસમર્થ પિતા, આકાશ, પૃથ્વી તથા સર્વ દૃશ્ય અદૃશ્ય વાનાંનો કર્તા, તેને અમે માનીએ છીએ.

"અને એક પ્રભુ જે ઇસુ ખ્રીસ્ત, ઇશ્વરનો એકાકીજનિત પુત્ર, તેને અમે માનીએ છીએ; તે સર્વ યુગ પહેલાં પિતાથી જનિત, એટલે દેવથી દેવ, જોતથી જોત, ખરા દેવથી ખરો દેવ, જનિત ખરો પણ પેદા કરેલો નહિ, પિતાની સાથે એકજ તત્ત્વનો, જેથી સર્વ વસ્તુઓ ઉત્પન્ન થઇ; તે આપણ માણસોને વાસ્તે ને આપણા તારણને સારૂ આકાશથી ઉતર્યો, અને પવિત્ર આત્માના યોગે મરિયમ કુંવારીના ગર્ભસ્થાને રહી સદેહ થયો. તે માણસ થયો, અને આપણે વાસ્તે પોંતીઅસ પિલાતને હસ્તક વધસ્તંભે જડાયો. તેણે દુઃખ સહન કર્યું, તે દટાયો, અને લેખ પ્રમાણે ત્રીજે દહાડે પાછો ઉઠયો; તે આકાશમાં ચઢી ગયો, ને પિતાને જમણે હાથે બેઠો છે, અને જીવતાંઓનો તથા મુએલાંનો ન્યાય કરવા સારૂ તે મહિમામાં ફરી આવવાનો છે; તેના રાજ્યનો અંત આવવાનો નથી.

નીસનું વિશ્વાસનામું.

"અને પવિત્ર આત્માને અમે માનીએ છીએ. તે પ્રભુ તથા જીવનદાતા છે, ને પિતા (તથા પુત્ર) માંથી નીકળેલો છે, અને પિતાપુત્ર સુદ્ધાં તેનું ભજન તથા મહિમા સરખાં થાય છે; તે પ્રબોધકોની મારફતે બોલ્યો.

"અને એકજ પવિત્ર, સાર્વત્રિક (અને પ્રેરિતોના સિદ્ધાંતોને અનુસરતી) મંડળીને અમે માનીએ છીએ; પાપની ક્ષમાને માટે એકજ બાપ્તિસ્મા અમે કબુલ કરીએ છીએ; અને મુએલાંના પુનરૂત્થાનની તથા આવનાર જગતના જીવનની અમે આશા રાખીએ છીએ. આમેન."

આ વિશ્વાસનામાના "દેવથી દેવ" એ શબ્દો નીસમાં ઉમેરવામાં આવેલા હતા, પણ કોન્સ્ટાન્ટીનોપલની સભામાં કાઢી નાખવામાં આવ્યા હતા, પરંતુ ટોલેડોમાં ભરાએલી મહાસભાએ ફરી દાખલ કર્યા હતા. "પુત્રમાંથી" એ શબ્દ ટોલેડોમાં ઉમેરવામાં આવ્યો હતો. આ વિશ્વાસનામાથી ખ્રીસ્તી મંડળીએ ઇશ્વરનું ત્રિએકપણું સ્વીકાર્યું. વળી તેની સાથે સાથેજ ઇશ્વર અને મનુષ્ય વચ્ચેનો સંબંધ અધિક પ્રમાણમાંજ ગાઢ ગણાયો. એથી ઇસુ ઇશ્વરનો અવતાર છે એ વાત સિદ્ધ થઇ અને ઇશ્વરના અવતાર પ્રત્યેજ જે સર્વોચ્ચ ભક્તિ ઉત્પન્ન થઇ શકે છે તેને ખ્રીસ્તી મંડળીમાં મુખ્ય સ્થાન મળ્યું. વળી આ વિશ્વાસનામાથી જે સર્વથી વિશેષ સિદ્ધ થયું તે

નીસના વિશ્વાસનામાનું રહસ્ય.

ઇશ્વરનું પ્રેમરૂપ છે. ઇશ્વર પોતે મૂળથીજ પ્રેમ-સ્વરૂપ હોવાને લીધે પોતાના પુત્ર કે "શબ્દ" સાથે પોતાના પ્રેમની આપલે અનાદિકાળથી કરતો હતો. વળી એ પ્રેમથીજ તેણે વિશ્વ રચ્યું છે અને તેનું તે પાલન કરે છે; એજ પ્રેમ યોગ્ય કાળે મનુષ્યરૂપે અવતાર લે છે, અને મનુષ્યને તારણને માર્ગે લઇ જાય છે. જે કાર્ય ઇસુએ મનુષ્યરૂપે કર્યું તેજ પવિત્ર આત્મા મનુષ્યના આત્મામાં આજે પણ કરે છે. આ પ્રમાણે નીસના વિશ્વાસનામાથી ઇશ્વરનું પ્રેમ-સ્વરૂપ આવી સુંદર રીતે સિદ્ધ થાય છે. આ વિશ્વાસનામાનો સ્વીકાર મુખ્યત્વે કરીને આથેનેસિઅસના અસાધારણ પ્રયત્નોથીજ થયો હતો, અને તે તેમ કરી શક્યો એનું કારણ માત્ર એટલુંજ હતું કે તેને તેમાં રહેલા રહસ્યનો આંતર અનુભવ હતો. પોતાના આવા અનુભવથી માત્ર એકજ માણસ કેટલું કરી શકે છે તેનું દૃષ્ટાંત આથેનેસિઅસ આ વાતમાં બહુ સારી રીતે પૂરૂં પાડે છે. નીસની મહાસભા ભરાયાને આજે સોળસો વર્ષ થયાં છતાં આ વિશ્વાસનામું ખ્રીસ્તી મંડળીનો મોટો ભાગ માને છે અને એ કેટલેક અંશે ખ્રીસ્તી સિદ્ધાંતનો પાયો છે.

આ વિશ્વાસનામાએ ઇસુ એ ઇશ્વર છે અને તે મનુષ્ય થયો હતો એવું સિદ્ધ કર્યું હતું. આ માન્યતાને અંગેજ જે એક પ્રશ્ન ઉભો થયો તે ઇસુ ખ્રીસ્ત કેવો મનુષ્ય હતો તે સંબંધી હતો. પશ્ચિમની મંડળીમાં આ પ્રશ્ન વિષે તર્તલીઅને સ્પષ્ટતાથી લખ્યું હતું, ને "ત્રિએક દેવ" એ શબ્દો તેણે પહેલપ્રથમ વાપર્યા હતા. પશ્ચિમની મંડળીઓના ઘણાખરા લોકોની માન્યતા એકસરખી હતી, પણ પૂર્વમાં તેમ ન હતું.

ઇસુનું દેવત્વ અને મનુષ્યત્વ.

આ પ્રશ્ન ગંભીર સ્વરૂપમાં ઉભો કરનાર સીરીયામાં આવેલા લાઓદીકીઆનો અધ્યક્ષ આપોલીનારસ હતો. તે સુમારે ઇ. સ. ૩૯૦ માં મરણ પામ્યો. તેણે એવો સિદ્ધાંત જાહેર કર્યો કે ઇસુ ખ્રીસ્તમાં જીવાત્માનું સ્થાન "શબ્દે" લીધું હતું, અને માત્ર તેનું શરીરજ માનવીય હતું. આગળ જતાં તેણે ઇસુમાં શરીરની સાથે કર્મેન્દ્રિય તથા જ્ઞાનેન્દ્રિય મનુષ્યની હતી પણ બુદ્ધિ વગેરે ઉચ્ચ શક્તિઓ "શબ્દ"ની હતી એવી માન્યતા જાહેર કરી હતી. આ મત ઇ. સ. ૩૮૧માં ભરાએલી કોન્સ્ટાન્ટિનોપલની મહાસભાએ ખોટો ઠરાવ્યો. વળી આ મતની વિરૂદ્ધ એક બીજો મત ઉભો થયો હતો, અને તેનું સમર્થન અંત્યોખની મંડળીએ કર્યું હતું. ડીઓડોરસ, જે અંત્યોખનો વડીલ હતો, ને પછી તાર્સસનો અધ્યક્ષ થયો, તે મતનો પ્રતિપાદન કરનાર હતો. એ મત પ્રમાણે ઇસુના મનુષ્યત્વ પર એટલો બધો ભાર મૂકવામાં આવ્યો હતો કે ઇસુમાં રહેલાં દેવત્વ અને મનુષ્યત્વ કેટલેક અંશે જુદાં પડી જતાં હતાં, અને તેમની વચ્ચેનો સંબંધ તત્ત્વનો નહિ પણ નૈતિક થતો હતો. આ મત પ્રમાણે ઇસુ ખ્રીસ્તમાં બે પુરૂષ—એક દિવ્ય અને એક માનવી—રહેતા હતા. આ મતનું સમર્થન નેસ્ટોરિયસ નામના કોન્સ્ટાન્ટીનોપલના અધ્યક્ષે કર્યું હતું (૪૨૮-૪૩૧). સીરીલ નામે એક સમર્થ ચિંતક જે આલેક-

ઝાંડ્રિઆનો ધર્મપિતા હતો (૪૧૨-૪૪૪) તે આ મતની સામો થયો, અને તે વખતે આલેકઝાંડ્રિઆ અને કોન્સ્ટાન્ટીનોપલ વચ્ચે પ્રતિસ્પર્ધા ચાલતી હોવાથી તેણે નેસ્ટોરિયસની વિરૂદ્ધ ઘણી સખત રીતે ટક્કર ઝીલી હતી. સીરીલે ખ્રીસ્તમાં દિવ્ય અને માનવી એવી બે પ્રકૃતિ સ્વીકારી હતી, પણ એક પુરૂષ માન્યો હતો, અને તે "શબ્દ" હતો. શબ્દે "દેહ ધર્યો" એ વચનાનુસાર તેણે આ સિદ્ધાંત બાંધ્યો હતો, પણ તેમાંય ખ્રીસ્તના મનુષ્યત્વ ઉપર યોગ્ય ભાર અપાયો હતો કે નહિ એ એક પ્રશ્ન છે. જેમ અંત્યોખનો સિદ્ધાંત એક દિશામાં છેક છેડે સુધી અતિ દૂર ગયો હતો, તેમ આ પણ બીજી દિશામાં છેક છેડે સુધી નહિ તો પણ દૂર તે ગયોજ હતો. આ વાદે તેનું ઉગ્ર સ્વરૂપ મરિયમને આ વખને આપવામાં આવતા "ઇશ્વરની માતા" એ નામના સંબંધમાં પકડયું. કેટલાક સાધુઓએ આ નામ મરિયમને આપવું શરૂ કર્યું હતું. નેસ્ટોરિયસે તે સામે વાંધો લીધો. આથી કેટલાક ભક્તિમાન લોકો ક્રોધે ભરાયા, અને સીરીલે પોતાની તક મળેલી જોઇ નેસ્ટોરિયસ ઉપર તેના સિદ્ધાંતના સંબંધમાં સખત હુમલો કર્યો. પોતાનો સિદ્ધાંત સ્વીકારાય એ માટે તેણે બને તેટલી મદદ લીધી અને સમ્રાટો વગેરે પાસે પોતાનો મુદ્દો મૂકી આખરે રૂમના પાપા સેલેસ્ટીન (૪૨૨-૪૩૨) આગળ તે રજુ કર્યો. નેસ્ટોરિયસે પણ પોતાનો મુદ્દો પાપાની આગળ રજુ કર્યો. પાપાએ સીરીલનો મત સ્વીકાર્યો અને નેસ્ટોરિયસનો મત પાખંડી ગણ્યો, પણ આથી કંઇ વળ્યું નહિ, તેથી પૂર્વ અને પશ્ચિમના સમ્રાટોએ એકત્ર થઇ એક મહાસભા બોલાવી, અને જુદાં જુદાં સ્થળોના અધ્યક્ષો ઇ. સ. ૪૩૧ માં એફેસસમાં ભેગા થયા. આ સભામાં પ્રથમ સીરીલની તરફેણના કેટલાક અધ્યક્ષો આવ્યા હતા, તેથી તેણે બીજા અધ્યક્ષોની રાહ જોઇ નહિ, અને આવેલા અધ્યક્ષોએ એકદમ મળી નેસ્ટોરિયસનો મત તિરસ્કારી કાઢયો. થોડા વખત પછી નેસ્ટોરિયસની તરફેણના અધ્યક્ષો આવી પહોંચ્યા. તેમણે જે થયું હતું તે જાણ્યું અને પછી પોતાની સભા ભરી સીરીલનો મત તિરસ્કારી કાઢયો. આખરે થીઆડોસીઅસ સમ્રાટે સીરીલનો પક્ષ લીધો અને નેસ્ટોરિયસને દેશપાર થવું પડયું. પણ એટલેથીજ બસ ન હતું, સમ્રાટની સલાહને માન આપીને અંત્યોખ અને આલેકઝાંડ્રિઆ વચ્ચે સમાધાની થઇ. આ સમાધાનીમાં અંત્યોખે નેસ્ટોરિયસનો તથા અમુક અંશે તેના મતનો ભોગ આપ્યો, અને આલેકઝાંડ્રિઆએ અથવા સીરીલે પણ અમુક અંશે પોતાનો મત જતો કર્યો. આ સમાધાનીથી એફેસસની સભાને મહાસભા તરીકે ઠરાવવામાં આવી, અને નેસ્ટોરિયસને પોતાના મૃત્યુ સુધી દેશપાર રહેવું પડયું. પણ તેના સિદ્ધાંત પૂર્વમાં ફેલાયા, અને ઇરાન વગેરે દેશોમાં નેસ્ટોરિયસનો એક પંથ ચાલ્યો. તે પંથમાં ધર્મપ્રચારની પ્રવૃત્તિ પુષ્કળ ઉભી થઇ, અને તેના પરિણામે દક્ષિણ હિન્દુસ્તાન સુધી ખ્રીસ્તી ધર્મ ફેલાયો. આપણા સીરીયન ખ્રીસ્તીઓમાંના ઘણા આજે પણ નેસ્ટોરિયન સંપ્રદાય પાળે છે.

એફેસસની મહાસભા, ઇ. સ. ૪૩૧.

આ બે પક્ષ વચ્ચે જે સમાધાન થયું હતું, તેથી આ વાદનો કાંઇ અંત આવ્યો ન હતો. ઉલટું તે અમુક અંશે વધ્યો હતો. પૂર્વમાં ઇસુ ખ્રીસ્તના દેવત્વ ઉપર એટલો બધો ભાર મૂકવામાં આવતો હતો કે તેનું મનુષ્યત્વ નહિ જેવું થઇ જતું હતું. ઇ. સ. ૪૪૪ માં સીરીલ મૃત્યુ પામ્યો, પણ તેનો મત તો ચાલુજ રહ્યો. અંત્યોખ અને આલેકઝાંડ્રિઆ વચ્ચે આગળનો દ્વેષ ફરી જાગ્રત થયો અને કોન્સ્ટાન્ટીનોપલમાં યુતીખસ નામના એક સંતે સીરીલના સિદ્ધાંતને ટેકો આપ્યો. તેથી ત્યાંના અધ્યક્ષ ફ્લાવિયને તેને પાખંડી ગણ્યો. આખરે આ બન્નેએ રૂમના અધ્યક્ષ લીઓ આગળ પોતાની બાબત રજુ કરી, અને તેના ઉત્તર તરીકે લીઓએ એક પત્ર લખ્યો. તેમાં તેણે આ સિદ્ધાંતનો ખુલાસો કર્યો. તેના કહેવા પ્રમાણે ઇસુ ખ્રીસ્તમાં બન્ને પ્રકૃતિ પૂર્ણાંશે હતી અને તે એક પુરૂષમાં એકત્ર થઇ હતી. લીઓ પોતાના વિચારમાં ઘણે અંશે તર્તલીઅનને અનુસર્યો હતો, અને જોકે તેણે પશ્ચિમમાંના પ્રચલિત મતનું ઘણી સારી રીતે પ્રતિપાદન કર્યું હતું, તોપણ પૂર્વમાં આ વિષય સંબંધી કેટલોક ગૂઢ વિચાર થયો હતો તે તેના પત્રમાં જોવામાં આવતો ન હતો. પણ આટલેથીજ બસ ન હતું. યુટીખસના પક્ષકારમાં કેટલાક સમર્થ માણસો હતા. તેમણે પોતાની લાગવગથી એક સભા બોલાવી, તેમાં ફ્લાવીયનનો મત પાખંડી ગણાયો. આ સભામાં લીઓએ લખેલો પત્ર વંચાયોજ નહિ, તેથી તે ક્રોધાયમાન થયો અને તેણે તે સભાને "લુટારાઓની સભા" નામ આપ્યું. સભામાં તોફાન પણ પુષ્કળ થયું હતું. થોડા વખત પછી જે સમ્રાટની સહાનુભૂતિથી આ સભા ભરાઇ હતી તે મૃત્યુ પામ્યો, અને બીજો સમ્રાટ ગાદીએ આવતાં એક મહાસભા ભરવાનું નક્કી થયું. આ મહાસભા ખાલ્સેડોનમાં ભરાઇ અને તેમાં લગભગ છસો અધ્યક્ષ એકત્ર થયા હતા. ત્યાં એક વિશ્વાસનામું તૈયાર કરવામાં આવ્યું, અને તેમાં પશ્ચિમમાં જે મત પ્રચલિત હતો તે દાખલ કરવામાં આવ્યો. આથી આ વિષયને અંગે ઉત્પન્ન થએલા બધા પ્રશ્નનું નિરાકરણ કરવામાં આવ્યું ન હતું, છતાં એક પ્રકારનું ખરૂં સમાધાન થયું અને અમુક અંશે આ વાદનો અંત આવ્યો. એ સિદ્ધાંતની વ્યાખ્યામાં જે કહેવામાં આવ્યું હતું તે એ હતું કે ઇસુ ખ્રીસ્તમાં બે પ્રકૃત્તિ છે અને તે બન્ને સ્વતંત્ર રહી એક પુરૂષમાં એકત્ર રહેલી છે. આનો અર્થ સાદી ભાષામાં કરીએ તો એ થાય કે ઇસુ ખ્રીસ્ત એ ઇશ્વરનો મનુષ્યરૂપેજ પૂર્ણ અવતાર છે, અને પોતે વિજાતીય નહિ પણ સજાતીય સ્વરૂપ લઇને અન્ય મનુષ્યોને પોતાનો પરિચય કરાવે છે.

વાદ ચાલુ.

ખાલ્સેડોનની મહા, સભા, ઈ સ. ૪૫૧.

વાદનો અંત.

ખાલ્સેડોનની મહાસભાએ જે એક બીજું કાર્ય કર્યું તે કોન્સ્ટાન્ટીનોપલની ગાદી રૂમની ગાદી એક સરખી કરવાનું હતું. છેલ્લી બે ત્રણ મહાસભાઓમાં

સિદ્ધાંતના સંબંધી રૂમની ગાદીને પ્રાધાન્ય મળ્યું હતું, અને અધ્યક્ષો વચ્ચે ન્યાય કરવામાં પણ રૂમની ગાદીનો અધિકાર લગભગ સર્વત્ર સ્વીકારવામાં આવ્યો હતો. વળી અત્યાર સુધી કોન્સ્ટાન્ટીનોપલની ગાદીના પ્રતિસ્પર્ધી તરીકે આલેકઝાંડ્રિઆની ગાદી હોવાથી કોન્સ્ટાન્ટીનોપલનો મુખ્ય ધર્મપિતૃ બહુ જોર કરી શક્યો ન હતો. પણ આ મહાસભાના નિર્ણયથી આલેકઝાંડ્રિઆને હમેશને માટે ધક્કો લાગ્યો, અને તેટલા પ્રમાણમાં કોન્સ્ટાન્ટીનોપલનું પ્રાબલ્ય વધ્યું હતું. આ ઉપરાંત સમ્રાટો પણ રૂમની ગાદીનું પ્રાબલ્ય બહુ વધે એ ઇચ્છતા ન હતા. આ બધાં કારણોથી આવો નિર્ણય કરવામાં આવ્યો હતો. વળી આ મહાસભાએજ યરૂશાલેમના અધ્યક્ષને મુખ્ય ધર્મપિતાની પદવી આપી.

આ મહાસભાનો એક બીજો નિર્ણય.

ખાલ્સેડોનની મહાસભાના નિર્ણયથી ઇસુ ખ્રીસ્તમાં રહેલી જુદી જુદી પ્રકૃતિ સંબંધી ઉભા થએલા વાદનો અંત આવ્યો હતો, તોપણ હજુ પૂર્વમાં ઘણા લોકો એવા હતા કે જેમને એ નિર્ણય માન્ય ન હતો. આવી સ્થિતિ ખાસ કરીને મિસર, સીરીઆ અને આર્મિનીઆમાં હતી. ત્યાંના ખ્રીસ્તીઓ સીરીલને અનુસરીને ઇસુના દૈવત્વ ઉપર ઘણો ભાર મૂકતા હતા. આ લોકોમાં પણ મતની સહેજસાજ ભિન્નતા હતી, પણ તેઓ બધા ઇસુમાં એકજ પ્રકૃતિ એટલે તેની દિવ્ય પ્રકૃતિ સ્વીકારતા હતા, અને તેમની માન્યતા પ્રમાણે ઇસુમાં મનુષ્યની પ્રકૃતિ ન હતી પણ માત્ર માનવી ગુણો હતા. આ લોકોને "એક-પ્રકૃતિવાદી" નામ આપવામાં આવ્યું હતું. ઇ. સ. ૪૮૨ માં તેમનામાંના ઝેનો નામના એક ચિંતકે એક પુસ્તક લખ્યું અને તેમાં પોતાની માન્યતાની સમજુતી આપીને ખાલ્સેડોનની મહાસભાએ કરેલો નિર્ણય ખોટો ઠરાવ્યો. આ ઉપરથી રૂમના પાપાએ તેમને મંડળી બહાર મૂક્યા, અને પૂર્વની ઘણી મંડળીઓ એ સ્થિતિમાં ઇ. સ. ૫૧૯ સુધી રહી. એ વખતે જસ્ટીન નામનો સમ્રાટ થયો. તેણે ખાલ્સેડોનની મહાસભાનો નિર્ણય ફરી સ્થાપિત કર્યો. આથી પાપાનું પ્રાબલ્ય વધ્યું, પણ મિસર અને સીરીઆ હમેશને માટે છુટાં પડયાં, અને ત્યાં એક પ્રકૃતિવાદીઓના જુદા જુદા કોપ્ટિક, ઇથીઓપીક, જેકોબાઇટ વગેરે સંપ્રદાયો સ્થાપન થયા. જસ્ટીનના ઉત્તરાધિકારી જસ્ટીનીઅને પશ્ચિમ અને પૂર્વ વચ્ચે સમાધાની કરવાનો સબળ પ્રયત્ન કર્યો, પણ તેથી છુટા પડેલા મિસરીઓ વગેરે પાછા ફર્યા નહિ. તેણે ઇ. સ. ૫૫૩ માં કોન્સ્ટાન્ટીનોપલમાં એક મહાસભા બોલાવી. એ સભાએ ખાલ્સેડોનના વિશ્વાસનામાનો અર્થ સીરીલના મત પ્રમાણે કર્યો. રૂમે તેમાં ભાગ લેવા ના પાડી, પણ પાપા જસ્ટીનીઅનથી દબાએલો હોવાથી તેણે એક વર્ષ પછી આ સભાનો નિર્ણય સ્વીકાર્યો. પણ આથી "એક-પ્રકૃતિવાદી" લોકો સંતોષ પામ્યા નહિ, અને તેઓ તો અલગજ રહ્યા. આ

એક-પ્રકૃતિવાદ.

કોન્સ્ટાન્ટીનોપલની પાંચમી મહાસભા, ઈ. સ. ૫૫૩.

લોકોના અલગ રહેવાનું એક કારણ એ પણ હતું કે મિસર, સીરીઆ વગેરે દેશોમાં રૂમી સામ્રાજ્યથી સ્વતંત્ર થવાની ભાવના દિનપ્રતિદિન વધતી જતી હતી, અને એ ભાવનાને લીધે તેમણે આ મતભેદનો લાભ લીધો.

જસ્ટીનીઅનના ઉત્તરાધિકારીઓએ આ એક પ્રકૃતિવાદીઓને બહુ સતાવ્યા, પણ તેનું કંઇ પરિણામ આવ્યું નહિ, અને આ લોકોએ પોતપોતાના દેશમાં જુદી જુદી મંડળીઓ સ્થાપી. એમાંની એક કોપ્ટીક નામની મંડળી આજે પણ મિસરમાંની ખ્રીસ્તી મંડળીઓમાં મુખ્ય છે, અને તે એક પ્રકૃતિવાદી છે. એની ભજનસેવાનું કામ પણ દેશી ભાષામાંજ ચાલે છે, આ મંડળીની મુખ્ય શાખા આબીસીનીઅન મંડળી છે, અને તેનો અધ્યક્ષ જેને આબુના કહેવામાં આવે છે તેની નિમણુક કોપ્ટીક મંડળીનો મુખ્ય ધર્મપિતૃ–અધ્યક્ષ કરે છે.

કોપ્ટિક મંડળી.

મિસરમાં એક પ્રકૃતિવાદીઓમાં બહુ મતભેદ ન હતો, અને તેઓ એક મંડળીમાંજ રહ્યા હતા, પણ સીરીઆમાં જુદી સ્થિતિ હતી. ત્યાં જુદા જુદા મત ચાલતા હતા અને કેટલાક લોકો તો નેસ્ટોરીઅન મતના હતા. એક પ્રકૃતિવાદીઓમાં જેકબ નામે એક સમર્થ માણસ થઇ ગયો, તેણે એ વાદનો ઘણો પ્રચાર કર્યો. તે એડેસ્સાની પાસે જન્મ્યો હતો અને ઇ. સ. ૫૪૧ કે ૫૪૩ માં ત્યાંનો અધ્યક્ષ નીમાયો હતો. એમ કહેવાય છે કે તેણે લગભગ ૮૦ હજાર પાળકોને દિક્ષા આપી હતી. સીરીઆની એક પ્રકૃતિવાદી મંડળી આજે પણ તેના નામ પરથી "જેકોબાઇટ" નામે ઓળખાય છે, જે નામ તેના વિરોધીઓએ તેને આપ્યું હતું. આપણા હિન્દુસ્તાનમાં જે સીરીઅન મંડળી તે પણ જેકોબાઇટ નામથી ઓળખાય છે.

સીરીઆની મંડળી.

આ સિવાય એક-પ્રકૃતિવાદ મત આર્મિનીઆમાં પણ ફેલાયો હતો. ત્યાંનું રાજ્ય અમુક અંશે સ્વતંત્ર હતું, અને આર્મિનીઅન લોકો રૂમી સામ્રાજ્યને છેક આધીન તો થયાજ ન હતા; તેથી તેઓમાં તેમના પોતાના દેશનાં આચારવિચાર અને રીતરિવાજ છેક નષ્ટ થયાં ન હતાં. ત્યાં ખ્રીસ્તી ધર્મનો પ્રવેશ પ્રથમ ક્યારે થયો એ કહેવું મુશ્કેલ છે, તોપણ એટલું તો ખાતરીપૂર્વક કહી શકાય છે કે ત્યાંના રાજા ટીરેડાટેસે (૨૩૮-૩૧૪) ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો હતો, અને તે ખ્રીસ્તી થએલા રાજાઓમાં પ્રથમ હતો. ત્યાર પછી અહીં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર જોસભેર થયો હતો. ઇરાને ઇ. સ. ૩૮૭માં આર્મિનીઆ જીત્યું, અને એ બે દેશના પરસ્પર દ્વેષને લીધે ઇરાનની મંડળી નેસ્ટોરિઅન હોવાથી આર્મિનીઅન મંડળીએ એક પ્રકૃતિવાદ સ્વીકાર્યો. ઇ. સ. ૪૯૧ માં આર્મિનીઆમાં એક સભા ભરવામાં આવી અને તેમાં ખાલ્સેડોનમાં થએલા નિર્ણયનો અસ્વીકાર કરવામાં આવ્યો. ત્યારથી આર્મિનીઅન

આર્મિનિઅન મંડળી.

મંડળી એક પ્રકૃતિવાદી રહી છે. એ મંડળીના સભ્યોની સંખ્યા આજે લગભગ ત્રીસેક લાખની છે, અને હાલ સાર્વત્રિક મંડળીથી જુદી પડેલી પૂર્વની બધી મંડળીઓમાં તે સંખ્યામાં સૌથી મોટી છે. તે "ગ્રેગોરીઅન" નામથી ઓળખાય છે, તેનું કારણ એ છે કે આર્મિનીઆમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવામાં શરૂઆતમાં ગ્રેગોરી નામના એક પ્રચારકે ઘણો આગળ પડતો ભાગ ભજવ્યો હતો.

ઇસુ ખ્રીસ્તના સ્વરૂપના સંબંધમાં આ જે ઉગ્ર વાદવિવાદ થયો હતો તેનું પરિણામ મંડળીઓ તથા સામ્રાજ્યના સંબંધમાં બહુ ખરાબ આવ્યું હતું. છઠ્ઠા સૈકાની આખરમાં પૂર્વની મંડળી વિભાજીત થઇ હતી, અને નેસ્ટોરિઅન તથા એક-પ્રકૃતિવાદી એવી બે સ્વતંત્ર મંડળીઓ ઉભી થઇ હતી. વળી મિસર અને સીરીઆ સામ્રાજ્યથી તથા સાર્વત્રિક મંડળીથી જુદાં પડયાં હતાં. વળી આ કારણથીજ મુસલમાન લોકોએ એ બે દેશને ઇ. સ. ના સાતમા સૈકામાં જીત્યા હતા.

આ વાદનું પરિણામ.

આ સમયમાં ખ્રીસ્તી મંડળીમાં જે એક ત્રીજો મહાવાદ ઉભો થયો હતો તે "પેલાજીયન" નામથી ઓળખાય છે, તે પેલાજીઅસ નામના એક ઉપદેશકના અમુક સિદ્ધાંતને અંગે શરૂ થયો હતો. પેલાજીઅસ એ ઘણું કરીને બ્રિટિશ કે આઇરીશ સાધુ હતો. તે વિદ્વાન તથા ઉચ્ચ ચારિત્ર્યવાળો હતો. તે સુમારે ઇ. સ. ૪૦૦માં રૂમમાં આવીને વસ્યો હતો. તેને ત્યાંના ખ્રીસ્તીઓ તથા પાળકવર્ગનું અનીતિવાન જીવન જોઇને ઘણો આઘાત થયો હતો. તે પોતે મનુષ્યના પુરૂષાર્થ અથવા ઇચ્છાસ્વાતંત્ર્યમાં દૃઢ શ્રદ્ધા રાખતો હતો. તેણે ખ્રીસ્તીઓમાં ઉચ્ચ જીવનની ખામીનું કારણ તરીકે તેઓની માન્યતાના સંબંધમાં રહેલી મંદતા જોઇ. તેની પોતાની માન્યતા કેટલેક અંશે સ્ટોઇક મતવાદીઓના જેવી હતી. પાપ આદમથી વારસામાં ઉતરેલું છે એ સિદ્ધાંત તેણે નકાર્યો, અને કહ્યું કે, પ્રત્યેક મનુષ્ય જાતેજ પાપ કરે છે. આમ છતાં ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ રાખવાથી તારણ મળે છે, એવું તે અતિ દૃઢપણે માનતો હતો, અને તે એમ પણ કહેતો હતો કે એક વખત આ વિશ્વાસ ઉત્પન્ન થયા પછી અને બાપ્તિસ્મા લીધા પછી પ્રત્યેક મનુષ્યમાં પાપથી દૂર રહેવાની શક્તિ આવે છે, તેને કેલેસ્ટિઅસ નામનો એક વિદ્વાન શિષ્ય હતો. તેને લઇને તે ઇ. સ. ૪૧૦ માં આફ્રિકામાં આવેલા હિપ્પોમાં ઓગસ્ટીનને મળવા ગયો. ત્યાં ગયા પછી તેને માલમ પડયું કે ઓગસ્ટીન હિપ્પોમાં ન હતો, તેથી તે પૂર્વમાં બીજા સ્થળે ગયો અને કેલેસ્ટિઅસ કાર્થેજમાં જઇને વસ્યો. ત્યાં કેલેસ્ટિઅસના વિચાર જાહેર થયા, અને તેની સામે વિરોધીઓ ઉભા થયા. આ વાત ઓગસ્ટીનના કાને પડતાં તેણે તે પોતાના હાથમાં લીધી. વળી એકદમ આ વાદે ઉગ્ર સ્વરૂપ પકડયું. ઓગસ્ટીન કેવળ ઇશ્વરની કૃપા ઉપરજ આધાર રાખતો હતો. તેનો પોતાનો અનુભવ પણ એવીજ જાતનો હતો, તેથી તેને મનુષ્યના પુરૂષાર્થ (આત્મબળ)માં જરા પણ

પેલાજીયન વાદ.

પેલાજીઅસ અને ઓગસ્ટીન.

શ્રદ્ધા ન હતી. તેના માનવા પ્રમાણે ઇશ્વરની કૃપાથીજ મનુષ્યમાં ભક્તિભાવ ઉત્પન્ન થાય છે, અને તે કૃપાને લીધેજ તે પોતાના આત્મા ઉપર સંયમ રાખી શકે છે, તેથી તે પાપ કરતો અટકે છે. પેલાજીઅસને પૂર્વમાં કેટલોક ટેકો મળ્યો, અને સુમારે ઇ. સ. ૪૧૫ માં પાલેસ્ટાઇનમાં આવેલા એક ગામમાં એક સભા ભરાઇ, તેમાં એવો ઠરાવ થયો કે પેલાજીઅસનો મત ખોટો નથી. આટલું થયા પછી તરતજ ઓગસ્ટીને ઉત્તર આફ્રિકામાં બીજી બે સભાઓ બોલાવી, અને તેમાં પેલાજીઅસનો મત ખોટો ઠરાવવામાં આવ્યો. આ સભાઓએ પોતે કરેલો નિર્ણય અનુમતિ માટે રૂમના પાપા પાસે મોકલ્યો, અને તેણે તે મંજુર રાખ્યો; પરંતુ એ પાપા તરતજ મૃત્યુ પામતાં ઝોસીમસ નામનો બીજો પાપા ગાદીએ આવ્યો. તે ગ્રીક દેશનો હતો તેથી તે કેટલેક અંશે ઓગસ્ટીનના મતની વિરૂદ્ધ હતો, અને કેલેસ્ટિઅસ જે તેની પાસે જાતે ગયો હતો તેના મતને તેણે ખરો ઠરાવ્યો. આ ઉપરથી ઇ. સ. ૪૧૮ માં કાર્થેજમાં એક મોટી સભા મળી, અને તેમાં નીચેના સિદ્ધાંત ખરા ઠરાવવામાં આવ્યા: (૧) આદમ પાપ કર્યાથીજ મૃત્યુવશ થયો હતો; (૨) બાળકોને વારસાથી પ્રાપ્ત થતાં પાપમાંથી મુક્ત કરવા માટે બાપ્તિસ્મા આપવું જોઇએ; (૩) સદાચારને માટે ઇશ્વરની કૃપા આવશ્યક છે; અને (૪) મનુષ્યજીવનમાં પાપરહિત જીવન મેળવવું અશક્ય છે. આ નિર્ણય થયા પછી પાપાએ પણ એક પત્રિકા પ્રસિદ્ધ કરીને પેલાજીઅસ તથા કેલેસ્ટિઅસના મતને ખોટો ઠરાવ્યો હતો.

કાર્થેજની સભા, ઈ. સ. ૪૧૮.

આ સભા મળ્યા પછી પેલાજીઅસ વિષે કંઇ ઝાઝું જાણવામાં આવ્યું નથી, અને તે ઘણું કરીને ઇ. સ. ૪૨૦ માં મૃત્યુ પામ્યો. પણ તેના સિદ્ધાંતનો એક સમર્થ પક્ષકાર ઇટાલીમાં ઉભો થયો, તેનું નામ અધ્યક્ષ જુલિઅન હતું. ઇ. સ. ૪૧૯ માં રૂમના સમ્રાટે પશ્ચિમના બધા અધ્યક્ષો પાસે તેઓ પેલાજીઅસના મતનો નકાર કરે છે એવી કબુલાત માગી, પણ જુલિઅન તથા તેની સાથેના બીજા અઢાર અધ્યક્ષોએ તેવી કબુલાત આપવા ના પાડી. તેમાંના કેટલાકને દેશપાર કરવામાં આવ્યા, તેઓ પૂર્વમાં જઇ રહ્યા. ઇ. સ. ૪૨૯ માં જુલિઅન અને કેલેસ્ટિઅસને નેસ્ટોરિઅસે કોન્સ્ટાન્ટીનોપલમાં આશ્રય આપ્યો; જો કે તે પોતે પેલાજીઅસનો મત માનતો ન હતો. ત્યાર પછી ઇ. સ. ૪૩૧ માં એફેસસમાં મળેલી મહાસભાએ પેલાજીઅસનો મત ખોટો ઠરાવ્યો, તેથી તે વખતથી તે પશ્ચિમ તથા પૂર્વની મંડળીના સિદ્ધાંત તરીકે મનાતો બંધ થયો, છતાં ખ્રીસ્તી મંડળીમાંથી એ જાતના વિચાર છેક નાબુદ થયા નથી.

પેલાજીઅસ મત માનનારા.

આ બે સિદ્ધાંત વચ્ચેનો એક નવો સિદ્ધાંત ઉભો થયો, તે "અર્ધ-પેલાજીઅન" નામે ઓળખાય છે. પૂર્વમાં ઓગસ્ટીનનો સિદ્ધાંત પૂર્ણાંશે માન્ય ન

હતો એટલુંજ નહિ, પણ તે પશ્ચિમમાં પણ માન્ય થયો ન હતો. ત્યાં ઓગસ્ટીનની પહેલાં થએલા આમ્બ્રોઝ વગેરે એ મનુષ્યના આત્મબળને તારણ મેળવવાના સાધન તરીકે કંઇક સ્થાન તો આપ્યુંજ હતું. ઓગસ્ટીનના મૃત્યુ (૪૩૦) પછી આ મત ફ્રાંસમાં જોવામાં આવ્યો, અને તેનો પ્રચાર કેસ્સિયાનસ નામના એક મહંતે કર્યો હતો, તેણે મનુષ્યનું મૂળ પાપ પ્રત્યેનું વલણ અને ઇશ્વરની કૃપાની આવશ્યકતા સ્વીકાર્યાં, પણ મનુષ્ય જન્મથી પાપ લઇ અવતરે છે એ વાતનો નકાર કર્યો, તથા તારણના સાધન તરીકે ઇશ્વરની કૃપા અને મનુષ્યનો પ્રયત્ન એ બન્ને સ્વીકાર્યાં. કેસ્સિયાનસ પછી પણ પશ્ચિમમાં આ મતના પક્ષકાર કેટલાક થયા, અને તેમણે અમુક માણસો તારણ પામવા માટે નિર્માણ થએલાં છે, અને માત્ર ઇશ્વરની કૃપાજ તારણને માટે એકજ સાધન છે એવા ઓગસ્ટીનના ખાસ મતનો નકાર કર્યો. અર્ધ-પેલાજીઅન મતાવલંબીઓ એમ ખાતરીપૂર્વક માનતા હતા કે ઓગસ્ટીનના મતથી મનુષ્યનો પ્રયત્ન નબળો પડે છે, અને તેથી માણસો સહેલાઇથી પાપમાં પડી જાય છે. તેમની માન્યતા પ્રમાણે એ મતમાં મનુષ્યની જવાબદારીને સ્થાન મળ્યું ન હતું. આ મતના સમર્થ પક્ષકારોમાં ફ્રાંસમાં ફાઉસ્ટસ નામનો એક અધ્યક્ષ હતો, તેણે સુમારે ઇ. સ. ૪૭૪ માં "કૃપા" નામનું એક પુસ્તક લખ્યું, અને તેમાં મૂળ પાપનો સ્વીકાર કર્યો છતાં તારણના સાધન તરીકે પુરૂષપ્રયત્નને સ્થાન આપ્યું હતું. તેના મત પ્રમાણે ઇશ્વરની કૃપા ઇસુ ખ્રીસ્તરૂપી દાનમાં જોવામાં આવે છે, અને તે કૃપાનું ગ્રહણ કરવું કે નહિ એ મનુષ્યની ઇચ્છાની વાત છે. માણસો ઇશ્વરની કૃપાનો સ્વીકાર કરશે કે નહિ, તે અગાઉથી ઇશ્વરના જાણવામાં છે, પણ તેઓને તેણે અગાઉથી તારણ પામવા કે નાશ પામવા નિર્માણ કર્યા નથી, એવી તેની માન્યતા હતી. ફાઉસ્ટસ તેના આ મતથી ઓગસ્ટીન કરતાં પેલાજીઅસને વધુ મળતો હતો.

અર્ધ-પેલાજીઅન મત.

ઓગસ્ટીનના મતના પક્ષકારો પણ આ વખતે મૌન ધરી રહ્યા ન હતા. તેમણે ઓરેન્જ નામના સ્થળમાં ઇ. સ. ૫૨૯ માં એક નાની સભા બોલાવી, અને તેમાં અર્ધ-પેલાજીઅસ મત ખોટો ઠરાવવામાં આવ્યો. આ સભામાં એવો સિદ્ધાંત નિશ્ચિત કરવામાં આવ્યો કે મનુષ્ય જન્મથી પાપી છે, એટલુંજ નહિ પણ તેનામાં ઇશ્વર ભણી ફરવાની શક્તિ રહી નથી, અને "આપણે પાપથી મુક્ત થવા ઇચ્છીએ છીએ એ આપણામાં પવિત્ર આત્માના નિવાસ અને કાર્યનું પરિણામ છે." વળી "વિશ્વાસ કરવાની ઇચ્છા" પણ પવિત્ર આત્માથીજ ઉત્પન્ન થાય છે. એમ છતાં કેટલાંક મનુષ્યો પાપ કરવા નિર્માણ થએલાં છે તથા કૃપાનું કાર્ય અનિવાર્ય છે એવા મતનો આ સભાએ નકાર કર્યો હતો. આ પ્રમાણે આ સભાના આ કાર્યથી અર્ધ-પેલાજીઅન મતનો અંત આવ્યો, છતાં એ મત એક કે બીજા રૂપમાં મંડળીમાંથી છેક નાબુદ થયો નથી. ઓરેન્જની સભાએ

કરેલો નિર્ણય ઈ. સ. ૫૩૦ માં રૂમના પાપાએ સ્વીકારીને તેને સર્વમાન્ય કરવા જેવું કર્યું હતું.

આ જુદા જુદા વાદના સંબંધમાં ધ્યાનમાં લેવા જેવી એક વાત પૂર્વ અને પશ્ચિમના લોકોનો પ્રકૃતિભેદ છે. પહેલા બે મતવાદ પૂર્વમાં ઉત્પન્ન થયા હતા અને ત્યાંજ તેના સંબંધમાં વાસ્તવિક વિચાર થયો હતો. આનું કારણ એ છે કે પૂર્વમાં મનુષ્યની પ્રકૃતિ આધ્યાત્મિક વિચાર કરવા તરફ સહેજે થાય છે, અને એ વૃત્તિ જેમ આજે જોવામાં આવે છે તેમ તે સમયમાં પણ જોવામાં આવતી હતી. પૂર્વમાં છેક સામાન્ય લોકો—કારીગર અને મજુરવર્ગ—માં પણ તાત્ત્વિક વિચાર સાધારણ હોય છે, ત્યારે પાશ્ચાત્ય લોકોમાં એ પ્રકારના વિચાર જવલ્લેજ જોવામાં આવે છે. તેઓમાં વ્યાવહારિક વૃત્તિનું પ્રાધાન્ય હોવાથી પ્રવૃત્તિ પણ પુષ્કળ હોય છે. વળી તેઓમાં જે કાંઇ વિચાર થએલા છે તે મોટે ભાગે વ્યાવહારિક છે. ત્રીજો મતવાદ અમુક અંશે આ પ્રકારનો છે, અને તે મુખ્યત્વે પશ્ચિમમાં ચાલ્યો હતો.

પૂર્વ અને પશ્ચિમના લોકોમાં પ્રકૃતિભેદ.

વળી પૂર્વમાં પણ આ જાતના આધ્યાત્મિક વિચારનાં બે મુખ્ય સ્થળ અંત્યોખ અને આલેકઝાંડ્રિઆ હતાં. આ બન્ને સ્થાનો વચ્ચે પુષ્કળ સ્પર્ધા હતી, અને પહેલા બે મતવાદ મુખ્યત્વે એ બે સ્થાનોના વિચારકો વચ્ચેજ ચાલ્યા હતા. આલેકઝાંડ્રિઆમાં તાત્ત્વિક વિચાર વિશેષ થતા હતા, અને અંત્યોખમાં બૈબલનું અધ્યયન વિશેષ થતું હતું. ત્યાંના શાસ્ત્રના અધ્યાપકો આલેકઝાંડ્રિઆના અધ્યાપકો પ્રથમ કરતા હતા તે પ્રમાણે બાઇબલનો રૂપક-અર્થ કરતા ન હતા, પરંતુ શબ્દાર્થ તથા ઐતિહાસિક અર્થ કરતા હતા.

પૂર્વમાં અંત્યોખ અને આલેકઝાંડ્રિઆની વિશેષતા.

આ અરસામાં અને ખાસ કરીને ઈ. સ. ના ચોથા અને પાંચમા સૈકામાં ખ્રીસ્તી મંડળીમાં મહાન ચિંતકો—ધર્મપિતાઓ—થઇ ગયા. આલેકઝાંડ્રિઆમાં ડીડીમસ, આથેનેસિઅસ અને સીરીલ થયા. ડીડીમસ બાળપણથી અંધ હતો, છતાં તે ઘણો વિદ્વાન હતો. આથેનેસિઅસ વિષે કેટલુંક આરીઅસના વાદવિવાદના સંબંધમાં કહેવાઇ ગયું છે. તેનું ચારિત્ર્ય એવું ઉચ્ચ હતું, અને તેની શક્તિ એવી અસાધારણ હતી કે નાસ્તિક ઇતિહાસકારોએ પણ તેને એક મહાન પુરૂષ તરીકે સ્વીકાર્યો છે. તેણે ખ્રીસ્તના અવતાર હોવા વિષે કેટલાંક પ્રખ્યાત પુસ્તકો લખ્યાં છે. સીરીલે ઈ. સ. ના પાંચમા સૈકામાં ચાલતા વાદવિવાદમાં ભાગ લીધો હતો. તેણે આ વાદમાં પુષ્કળ અસહિષ્ણુતા બતાવી હતી. તેણે પણ કેટલાંક પુસ્તકો લખ્યાં છે, જેમાં એક મોટું ને પ્રખ્યાત પુસ્તક નેસ્ટોરીઅસના મતનું ખંડન હતું.

આલેકઝાંડ્રિઆના ધર્મપિતાઓ.

આથેનેસિઅસ, ૨૯૮–૩૭૩.

સીરીલ, મૃત્યુ ૪૪૪.

આ સિવાય પૂર્વમાં કેટલાક લેખકો હતા, જે ઓરિજેનથી કેટલીક વાતે જુદા પડતા હતા; તો પણ તેઓમાં ઓરિજેનના વિચારની છાપ જોવામાં આવતી હતી. આમાંનો એક પાલેસ્ટાઇનમાં આવેલા કાઇસારીઆનો યુસેબિઅસ હતો. તેણે ખ્રીસ્તી ધર્મનો ઇતિહાસ લખ્યો છે; તેમાંથી પ્રથમ સમયના ખ્રીસ્તીઓ વિષે ઘણી માહિતી મળે છે. આ વર્ગમાં ત્રણ કાપાડોસિયાના અધ્યક્ષ—બે ગ્રેગોરી અને બાસીલ—મૂકી શકાય છે. આમાંના બાસીલ (૩૩૦–૩૭૯) અને ગ્રેગોરી નાઝિઆન્ઝેન (૩૩૦–૩૯૦) વિષે પહેલાં કેટલુંક કહેલું છે.

કાઇસારીઆનો યુસેબિઅસ, ૨૫૬–૩૪૦.

બાસીલ નિવૃત્તિપરાયણ હતો, તેમજ અધ્યક્ષ તરીકે પણ તેણે પોતાનું કાર્ય ઘણી સારી રીતે કર્યું હતું. તેણે સાધુઓ માટે મઠો સ્થાપ્યા હતા, અને તેની સાથે સાથે મંડળીના જાહેર જીવનમાં પણ ઘણો ભાગ લીધો હતો. તે લેખક પણ હતો, તેના કેટલાક પત્રો આજે મોજુદ છે.

બાસીલ.

ગ્રેગોરી નાઝિઆન્ઝેન પોતાની યુવાવસ્થામાં બાસીલનો સહાધ્યાયી હતો, અને એ વખતે તેમણે બન્નેએ કરેલા નિશ્ચય પ્રમાણે તે પણ નિવૃત્તિપરાયણ હતો, અને તે એટલે સુધી કે તે કોન્સ્ટાન્ટીનોપલનો અધ્યક્ષ હતો છતાં એ અધિકારને અંગે ઉત્પન્ન થતા ક્લેશ તથા પોતાની સામે ઉભા થએલા વિરોધને લીધે તેણે તે અધિકાર તજી દીધો હતો. તે પોતે એક સારો વક્તા, કવિ તેમજ તત્વચિંતક હતો. નિસ્સાનો ગ્રેગોરી બાસીલનો નાનો ભાઇ હતો, અને તે આ ત્રણેમાં ખ્રીસ્તી સિદ્ધાંતના વિચારક તરીકે સર્વેથી વધારે આગળ પડતો હતો.

ગ્રેગોરી નાઝિઆન્ઝેન.

નિસ્સાનો ગ્રેગોરી, ૩૩૧–૩૯૪.

આ ત્રણેથી જુદી પ્રકૃતિવાળો તેમનો સમકાલિન એક શાસ્ત્રવેત્તા કુપ્રસમાં આવેલા સાલામીસનો અધ્યક્ષ હતો. તે ઓરિજેનના વિચારનો એક મોટો વિરોધી હતો. તેણે "ઓષધની પેટી" નામે એક પુસ્તક લખ્યું છે. તેમાં એંસી પાખંડી મતનું ખંડન કરેલું છે. તેણે આટલા બધા પાખંડી મતની ઉત્પત્તિ તથા તેમની વિશેષતા જાણવા માટે ઘણા પ્રયત્નો કર્યા છે, છતાં એ પુસ્તકમાં તેની ધર્માંધતા વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે તેથી તેમાં સમાએલી ઐતિહાસિક માહિતીનું મૂલ્ય કેટલેક અંશે ઘટી જાય છે.

એપિફાનીઅસ, ૩૧૦–૪૦૩.

ઇ. સ.ના ચોથા શતકના સીરિઆના ધર્મપિતાઓમાં સર્વેથી મહાન એફ્રાઇમ સીરસ છે, તે એડેસ્સાની નજીકમાં સાધુ તરીકે રહ્યો હતો. તેને માટે લોકોને એટલો બધો પૂજ્યભાવ હતો કે તેઓ દેવળોમાં ભજનસેવા વખતે શાસ્ત્રપાઠ વાંચી સંભળાવ્યા પછી તરત તેનો ઉપદેશ વાંચી સંભળાવતા હતા. તેણે ઘણું સાહિત્ય લખ્યું છે, અને પોતે સારો કવિ હતો તેથી કેટલાંક ભજનો પણ રચ્યાં છે.

એફ્રાઇમ સીરસ, મૃત્યુ ૩૭૮.

અંત્યોખના મતાવલંબીઓમાંના ધર્મપિતાઓમાં જોન ક્રિસોસ્ટમ સર્વથી વધારે પ્રખ્યાત છે. તેનું વક્તૃત્વ એવું સુંદર હતું કે તે ક્રિસોસ્ટમ, એટલે "સુવર્ણમુખી" નામે ઓળખાતો હતો. તે એક ઉચ્ચ કુળમાં જનમ્યો હતો. તેને બાળપણમાંતે સમયમાં અપાતું સારૂં શિક્ષણ મળ્યું હતું. વળી તેની માતા તરફથી તેને ઉચ્ચ ધાર્મિક ભાવ નાનપણથીજ પ્રાપ્ત થયો હતો. સુમારે ઇ. સ. ૩૭૦માં તેણે બાપ્તિસ્મા લીધું અને તરતજ તેને મંડળીમાં કંઇક કામ સોંપવામાં આવ્યું. આ વખતે તેનું ચિત્ત વૈરાગ્ય અને તપ પ્રત્યે આકર્ષાયું, અને તેમાં તેણે કેટલીક એવી સાધના કરી કે તેથી તેનું શરીર જીંદગી પર્યંત નબળું રહ્યું. ઇ. સ. ૩૮૬ માં તેને પાળકની દિક્ષા આપવામાં આવી, ત્યારથી તેનું ખરૂં કાર્ય શરૂ થયું. બાર વર્ષ સુધી તેણે અંત્યોખમાં ઉપદેશક તરીકે કામ કરીને તેમાં અસાધારણ નામના પ્રાપ્ત કરી. પૂર્વની મંડળીના ઉપદેશકોમાં તે ઉત્કૃષ્ટ વક્તા તરીકે પ્રથમ સ્થાને છે, તેનાં વ્યાખ્યાન ખ્રીસ્તી જીવનને ઉત્તેજક હતાં. ક્રિસોસ્ટમની કીર્તિ એટલી બધી પ્રસરી રહી હતી કે કોન્સ્ટાન્ટીનોપલની ગાદી ખાલી થતાં તેને ઇ. સ. ૩૯૮માં તે આપવામાં આવી; અહીં પણ તે અંત્યોખની પેઠે પ્રસિદ્ધ થયો. છતાં કોન્સ્ટાન્ટીનોપલમાં તેના કેટલાક દુશ્મન હતા. તેનાં વિશુદ્ધ જીવન, નિયમન તથા તેના નિષ્પક્ષપાતને લીધે પાળકવર્ગમાંના કેટલાક તેના વિરોધી થયા હતા. વળી તેણે પોતાનાં વ્યાખ્યાનોમાં ધનવાન અને અમીરવર્ગના લોકોના દોષો ઉઘાડા પાડયા હતા, તેથી તેઓ પણ તેના પર નારાજ થયા હતા. આવી રીતે તેના પર દ્વેષ કરનારમાં ત્યાંની સમ્રાજ્ઞી પણ હતી. આ ઉપરાંત તેનો મોટો શત્રુ આલેકઝાંડ્રિઆનો અધ્યક્ષ થીઓફીલ હતો. તે પોતાનો અધિકાર કોન્સ્ટાન્ટીનોપલ પર સ્થાપવા ઇચ્છતો હતો. આ બધાએ એકત્ર થઇ ક્રીસોસ્ટમને ઇ. સ. ૪૦૩ માં દેશપાર કરીને પદભ્રષ્ટ કર્યો. પરંતુ થોડા વખત પછી તેને પાછો બોલાવવામાં આવ્યો પણ ફરીથી તરતજ તે દેશપાર થયો. તેના શત્રુઓ આટલેથીજ સંતોષ પામ્યા નહિ, પણ તેઓએ અને ખાસ કરીને સમ્રાજ્ઞીએ તેનો પીછો લીધો અને તેને ઘણું દુઃખ દીધું. આ સ્થિતિમાં તે ઇ. સ. ૪૦૭ માં ગુજરી ગયો. શાસ્ત્રના ટીકાકાર તેમજ વક્તા તરીકે તે અનુપમ હતો. તેનાં વ્યાખ્યાનો આજે પણ વંચાય છે.

અંત્યોખના ધર્મપિતાઓ.

ક્રિસોસ્ટમ, ૩૪૭-૪૦૭.

અંત્યોખના મતાવલંબીઓમાં બીજા બે ધર્મપિતાઓ થયા. તેમનાં નામ થીઓડોર (૩૫૦-૪૨૮) અને થીઓડોરેટ (૩૯૦-૪૫૭) છે. થીઓડોરે શાસ્ત્રનો અર્થ કરવામાં નવીન પદ્ધતિ ગ્રહણ કરી હતી, તે તેનો શબ્દાર્થ તથા તેની ઐતિહાસિક સમાલોચના કરીને અર્થ કરતો હતો. આથી બાઇબલનો અર્થ કરવાનો એક નવોજ યુગ શરૂ થયો હતો.

થીઓડોર.

થીઓડોરેટ થીઓડોરથી સહેજજ ઉતરતી પંક્તિનો ટીકાકાર હતો.

થીઓડોરેટ.

ઇ. સ. ના ચોથા અને પાંચમાં શતકના લાટીન ધર્મપિતાઓમાં ફ્રાંસ દેશમાં આવેલા પોઇતીએરનો અધ્યક્ષ હીલરી લેખક તરીકે પ્રસિદ્ધ છે, તે ઇ. સ. ૩૫૦ થી ૩૬૮ સુધી અધ્યક્ષપદે હતો. તેણે આરીઅસના મત સામે સાર્વત્રિક ખ્રીસ્તી મતનું સમર્થન બહુ સબળ રીતે કર્યું હતું. વળી તેણે ખ્રીસ્તી સિદ્ધાંતના સંબંધમાં લાટીન ભાષામાં ચર્ચા કરી છે, અને તેમ કરનારાઓમાં તે પ્રથમ છે. તેને પશ્ચિમનો આથેનેસિઅસ કહેવામાં આવે છે.

લાટીન ધર્મપિતાઓ.

હીલરી.

આ લોકોમાંનો બીજો સમર્થ ધર્મપિતા મિલાનનો અધ્યક્ષ આમ્બ્રોઝ હતો, તે રૂમી હતો. તેણે ધારાશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો. તે પોતે પ્રથમ મિલાનમાં ન્યાયાધીશ હતો, પણ તે વખતે મંડળીમાં એક અણીનો પ્રસંગ ઉભો થવાથી લોકોએ તેને મુખ્ય ધર્માધ્યક્ષની ગાદી આપી હતી. તે પોતે અતિ કાર્યકુશળ હતો, તેણે મંડળીનાં સર્વ કાર્યમાં અસાધારણ શાણપણ અને આવેશ બતાવ્યાં હતાં. તેણે કેટલુંક સાહિત્ય લખ્યું છે. તેના લેખોમાંના કેટલાક સિદ્ધાંતને લગતા છે, તથા કેટલાક નીતિવિષયક છે. તેના ઉપર બાસીલના શિક્ષણની અસર ઘણી થઇ હતી.

આમ્બ્રોઝ, ૩૪૦-૩૯૭.

ચોથા શતકમાં પશ્ચિમની મંડળીમાં ખ્રીસ્તી લેખકોમાં સર્વથી પ્રખ્યાત લેખક જેરોમ છે. તેણે પોતાની જીંદગીનો કેટલોક ભાગ પૂર્વમાં ગાળ્યો હતો. તેણે પ્રથમ રૂમમાં ગ્રીક અને લાટીન સાહિત્યનો બહુ સારો અભ્યાસ કર્યો હતો. તેની ખાસ ઇચ્છા સાક્ષર થવાની હતી, પણ એક વખતે તેને સ્વપ્નમાં ખ્રીસ્તનું દર્શન થયું, ને વિધર્મી સાહિત્ય પ્રત્યે બહુ ભાવ નહિ રાખવાની ચેતવણી તેને આપવામાં આવી, તેથી તેનું દિલ ખ્રીસ્તી ધર્મ પ્રત્યે વળ્યું. આ પછી થોડો સમય રૂમમાં રહી તે બેથલેહેમ ગયો, અને ત્યાં એક મઠના મહંત તરીકે તે અત્યાર સુધી રહ્યો. અહીં તેણે પોતાનો ઘણોખરો વખત શાસ્ત્રનું અધ્યયન કરવામાં અને પુસ્તકો લખવામાં ગાળ્યો. એ કાર્ય તેણે એટલા મોટા પ્રમાણમાં કર્યું કે મંડળીના શાસ્ત્રીઓમાં તે અતિ મહાન ગણાયો, અને લગભગ ઓરિજેનની પંક્તિમાં મૂકાયો, જોકે સિદ્ધાંતના સંબંધમાં તેની અને ઓરિજેનની વચ્ચે ઘણો મતભેદ હતો. તેનાં પુસ્તકોમાં મુખ્ય બાઇબલનું લાટીન ભાષામાં કરેલું ભાષાંતર છે. એ ભાષાંતર "વલ્ગેટ" નામે ઓળખાય છે. તે સુપ્રસિદ્ધ છે તથા ઘણું ઉપયોગી છે. આ ભાષાંતર કરવામાં તેણે "જુના કરાર"નું પુસ્તક હેબ્રી ભાષામાંથી સીધું લાટીનમાં ઉતાર્યું હતું, અને "નવા કરાર"નું પુસ્તક તેના લાટીન ભાષામાં થએલા ભાષાંતરમાં સુધારો કરી લખ્યું હતું. આ ભાષાંતર આજે પણ રોમન કેથોલિક મંડળીમાં વાપરવામાં આવે છે. તેણે બાઇબલનાં કેટલાંક પુસ્તકો ઉપર ટીકા પણ લખી છે. વળી તેણે ઓગસ્ટીન સાથે લાંબો પત્રવ્યવહાર કર્યો હતો, તથા તેના સમયમાં થએલા કેટલાક વાદવિવાદમાં પણ સારો ભાગ લીધો હતો. (ઇતિહાસકારને કહેતાં દુઃખ થાય છે

જેરોમ, ૩૪૦ ૪૨૦.

કે તે આવો સમર્થ વિદ્વાન તથા ધર્મપરાયણ હતો, છતાં તેણે આ વાદવિવાદમાં પોતાની ઉગ્ર પ્રકૃતિનું સ્વરૂપ બતાવ્યું હતું.)

આ બધા ગ્રીક કે લાટીન ધર્મપિતાઓમાં ઓગસ્ટીન સરખો કોઇ પણ થયો નથી. પ્રેરિતો પછી ખ્રીસ્તી મંડળીમાં તેના જેવો મહાન ભક્ત તથા જ્ઞાની બીજો કોઇ જોવામાં આવ્યો ન હતો. તેણે પોતાની છાપ પશ્ચિમની મંડળી પર હમેશને માટે ઘણીજ ઉંડી પાડી છે. તેની ગણના દુનિયાના મહાન પુરૂષોમાં કરી શકાય તેમ છે. ખ્રીસ્તી મંડળીનીજ વાત કરતા હોઇએ તો પૂર્વની મંડળી કરતાં પશ્ચિમની મંડળી આગળ વધી અને તેમાં ઉચ્ચ પ્રકારનુ ધાર્મિક જીવન આવ્યું તેનું મુખ્ય કારણ ઓગસ્ટીનનું કાર્ય છે. મધ્યકાળના રોમન કેથોલિક મત, એટલે તે કાળની સમસ્ત યુરોપની મંડળીમાં જે કાંઇ વિશેષતા જોવામાં આવે છે તેના મોટા ભાગનો તે ઉત્પાદક છે. વળી લુથરે જે ધર્મસુધારણા કરી તેમાંની ઘણી બાબતોનો પ્રયોજક ઓગસ્ટીન છે. આનું કારણ એ છે કે તેનો ધાર્મિક અનુભવ અતિ ગહન છે, અને તેણે શાસ્ત્રમાં જે કાંઇ વાંચ્યું છે અથવા વિચાર્યું છે તે તેણે પોતે અનુભવસિદ્ધ કર્યું છે. તેની આ વિશેષતા તેના "આત્મકથન" (Confessions) નામના પુસ્તકમાં ઘણી સારી રીતે જોવામાં આવે છે.

ઓગસ્ટીન.

ઓગસ્ટીનનો જન્મ ઇ. સ. ૩૫૪ ના નવેમ્બર મહિનાની ૧૩ મી તારીખે આફ્રિકામાં આવેલા નુમીડિઆ પ્રાંતના તાગાસ્તે ગામમાં થયો હતો. તેનો બાપ સાધારણ સ્થિતિનો અને દુનિયાદારી માણસ હતો, તેણે ખ્રીસ્તી ધર્મ પોતાના જીવનના છેક આખરના કાળમાં સ્વીકાર્યો હતો. ઓગસ્ટીન ઉપર ખરી છાપ તો તેની માતા મોનીકાની પડી હતી, અને તેણે પોતાના "આત્મકથન" માં તેનું ઋણ સ્વીકારી તેને અમર બનાવી છે. પૃથ્વી ઉપરની મહાન માતાઓમાં મોનીકાનું સ્થાન સદાય ઉંચું રહેવાનું. તે પ્રથમથી ખ્રીસ્તી ધર્મ પાળતી હતી. તેણે પોતાના પુત્ર માટે મોટી મોટી આશાઓ રાખી હતી, છતાં તે એમ તો પહેલેથીજ ઇચ્છતી હતી કે તે ખ્રીસ્તી ધર્મ ગ્રહણ કરે. કદાચિત ઓગસ્ટીનમાં તેનાં માતપિતાના ગુણ ઉતર્યા હતા એમ કહીએ તો ચાલે; ઉપરાંત તેની પોતાની પણ કેટલીક વિશેષતા તો હતીજ. તે પોતે અસાધારણ પ્રતિભાશાળી હતો, તેથી તેને નાનપણમાં જે શિક્ષણ મળેલું તેનો તેણે બહુ સારો લાભ લીધો. તેના વખતમાં ઘણા લોકો વકીલાતના ધંધા પ્રત્યે આકર્ષાતા હતા, તેથી તે વક્તૃત્વકળા શીખ્યો. અભ્યાસ કરતી વખતે તે બીજા વિદ્યાર્થીઓ જેવોજ હતો, તેથી સત્તર વર્ષની ઉંમરે તેણે એક સ્ત્રીને પોતાની રખાત કરી, અને તેની સાથે તેનો સંબંધ ચૌદ વર્ષ રહ્યો. એ સ્ત્રીએ ઇ. સ. ૩૭૨ માં એક પુત્રને જન્મ આપ્યો હતો. આ પ્રમાણે આટલી નાની વયે ઓગસ્ટીનમાં વિલાસીપણું જોવામાં આવ્યું હતું, છતાં

ઓગસ્ટીનનાં માતપિતા.

યુવાવસ્થા.

માનીખેઅસના મતનો સ્વીકાર.

ઓગણીસમે વર્ષેજ તેનું ચિત્ત ઇશ્વર પ્રત્યે વળ્યું હતું, તો પણ હજી તેના દિલમાંથી જગતનો મોહ તથા વિષયવાસના છેક દૂર થયાં ન હતાં. આ વખતે તેણે ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો ન હતો, પણ માનીખેઅસ નામના પુરૂષે ચલાવેલા સંપ્રદાયનો અનુયાયી થયો હતો.

આ સ્થિતિમાં ઓગસ્ટીન નવ વર્ષ રહ્યો. એ દરમિયાન તે અભ્યાસ કરતો હતો, તથા શિક્ષણ પણ આપતો હતો. આ બધો વખત તેનો આત્મા અશાંત હતો, અને તેની સત્યની શોધ ચાલુજ હતી. આખરે તેને માનીખેઅસનો મતવાદ અપૂર્ણ લાગ્યો, અને તે અર્ધનાસ્તિક જેવો બન્યો. ઇ. સ. ૩૮૩ માં તે રૂમ ગયો, અને ઇ. સ. ૩૮૪ માં તેને મિલાનમાં વક્તૃત્વના અધ્યાપકની જગા મળી. ત્યાં તે કોઇ કોઇ વાર અધ્યક્ષ આમ્બ્રોઝનાં વક્તૃત્વભર્યાં વ્યાખ્યાન સાંભળવા જતો, તેથી તેના મન ઉપર એ સાધુના ઉપદેશની છાપ પડવા લાગી હતી; પણ તેનું પૂર્ણ પરિવર્તન થવાને હજી વાર હતી. અહીં તેની માએ તેની પાસે આવીને તેની સગાઇ કરી; પરંતુ અમુક કારણથી તેનું લગ્ન મુલતવી રહ્યું. તેણે પોતાની પહેલી રખાતને મૂકી દીધેલી હોવાથી એક બીજી કરી. આ તેની નૈતિક અધોગતિની પરાકાષ્ટા હતી. આ વખતે નવ-પ્લાતોનિઝમ નામનું તત્ત્વજ્ઞાન તેની જાણમાં આવ્યું તેથી તેનો આત્મા ખરી રીતે જાગૃત થયો. આ તત્ત્વજ્ઞાનમાં માત્ર આત્મિક વસ્તુઓનેજ સત્યરૂપ ગણવામાં આવી હતી, અને તેમાં પાપને આત્મિક જીવનના અભાવરૂપ ગણવામાં આવ્યું હતું. આથી ઓગસ્ટીનને કેટલીક શાંતિ મળી, અને તેનું મન ઇશ્વર પ્રત્યે વિશેષ પ્રમાણમાં વળ્યું. પણ આટલેથીજ બસ ન હતું. આ તત્ત્વજ્ઞાન ખ્રીસ્તી ધર્મમાં પ્રવેશ કરવા માટે તેને સારૂ એક પગથીઆરૂપ હતું. તેની માની પ્રાર્થના અને આમ્બ્રોઝના જીવન તથા ઉપદેશની અસર તેના દિલ ઉપર દિનપ્રતિદિન અધિકાધિક પ્રમાણમાં થવા લાગી હતી, અને તેને પોતાના પાપી જીવન પ્રત્યે તિરસ્કાર ઉપજવા લાગ્યો હતો. વળી એવામાં એક વૃદ્ધ નવ-પ્લેતોનિસ્ટે બાપ્તિસ્મા લઇ ખ્રીસ્તી ધર્મનો જાહેર રીતે સ્વીકાર કર્યો. આ બધાનું સુપરિણામ તેના મન ઉપર થતું હતું એવામાં એક દિવસ એક વાડીમાં જતાં તેણે એક બાળકને પાસેના ઘરમાંથી “ઉપાડ અને વાંચ” એવું કહેતું સાંભળ્યું. એ વખતે તેના હાથમાં પાઉલના પત્રોનું પુસ્તક હતું. તે તેણે ઉઘાડીને જોયું કે આ શબ્દો તેના વાંચવામાં આવ્યા: “નહિ મોજશોખમાં કે છાકટાઇમાં, નહિ છિનાળામાં કે લંપટપણામાં, નહિ ઝઘડામાં કે અદેખાઇમાં; પણ તમે પ્રભુ ઇસુ ખ્રીસ્તને પહેરી લો, અને દેહને માટે, એટલે તેની દુષ્ટ વાસનાઓ (તૃપ્ત કરવા) ને અર્થે ચિંતા ન કરો.” આ વચનો વાંચતાંજ ઓગસ્ટીનનું મન શાંત થયું, અને પોતાની વાસનાઓને વશ કરવાને જે દિવ્ય શક્તિ મેળવવાને તેણે અત્યાર સુધી વ્યર્થ ફાંફાં માર્યાં હતાં તે તેને એકદમ પ્રાપ્ત થઇ. આ બીના ઇ. સ. ૩૮૬માં

તેનું પરિવર્તન.

બની હતી. તે વખતે તેની ઉંમર એકત્રીસ કે બત્રીસ વર્ષની હતી. ઇ. સ. ૩૮૭માં તેણે બાપ્તિસ્મા લીધું અને તરત તે પોતાની માને લઇને પોતાના મૂળ વતન જવા નીકળ્યો. રસ્તે તેની મા મરણ પામી. તેના મૃત્યુનું ઓગસ્ટીને જે વર્ણન કર્યું છે તે ધાર્મિક સાહિત્યમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે. ત્યાર પછી એકાદ બે વર્ષમાં તેની પહેલી રખાતથી થએલો તેનો પુત્ર જે તેની સાથે રહેતો હતો અને બહુ બુદ્ધિશાળી હતો તે મૃત્યુ પામ્યો. આ વખતે તેણે એક મઠ સ્થાપવાની ઇચ્છા કરી હતી, પણ તરતજ હીપ્પો શહેરમાં ત્યાંની મંડળીના આગ્રહથી તેને પાળકપદની દીક્ષા આપવામાં આવી. વળી ત્યાંના અધ્યક્ષની ઇ. સ. ૩૯૫માં જગા ખાલી પડતાં તે પર તેની નિમણુક કરવામાં આવી. અહીં તે ઇ. સ. ૪૩૦માં છોંતેર વર્ષની ઉમરે મરણ પામ્યો. હીપ્પોમાં તેણે એક મઠ સ્થાપ્યો હતો અને તે મઠ આફ્રિકાના આ ભાગમાં સૌથી પહેલો હતો.

ઓગસ્ટીને બાપ્તિસ્મા લીધા પછી તરતજ ખ્રીસ્તી ધર્મના સંબંધમાં કેટલુંક સાહિત્ય લખવું શરૂ કર્યું હતું. પ્રથમ તેણે માનીખેઅસના મતની વિરુદ્ધ લખ્યું અને તેનું બને તેટલું ખંડન કર્યું. તે અધ્યક્ષ થયો ત્યાર પછી તેને ડોનેટિસ્ટ મતાવલંબીઓ સાથે મંડળીના અધિકારના સંબંધમાં વાદવિવાદ કરવો પડયો હતો, અને ઇ. સ. ૪૧૨ પછી પેલાજીઅન મતનું ખંડન કરવાનું તેણે પોતાને માથે લીધું હતું. આ બે મત સંબંધી તેણે ઘણું લખ્યું છે, ઉપરાંત તેણે ખ્રીસ્તી સિદ્ધાંતનાં પુસ્તકો લખ્યાં છે. "દેવનું નગર" એ નામનું તેનું પુસ્તક તે સમયના ખ્રીસ્તી ધર્મનું સમર્થન કરનાર પુસ્તકોમાં અતિ ઉચ્ચ સ્થાને છે; પરંતુ તેનાં બધાં પુસ્તકોમાં સર્વથી વધારે પ્રસિદ્ધ "આત્મકથન" છે. એ પુસ્તકમાં તેનો અસાધારણ ભક્તિભાવ, તેનું ઉચ્ચ તત્ત્વજ્ઞાન, તેની શાસ્ત્રપારંગતતા, તેની આશ્ચર્યકારક દીનતા વગેરે અતિ સુંદર રીતે એકત્ર થએલાં જોવામાં આવે છે. આ સિવાય તેના ઘણા પત્રો તેમજ વ્યાખ્યાનો વગેરે છપાઇને પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયાં છે.

ખંડનમંડન.

તેનાં પુસ્તકો.

ઓગસ્ટીનની ખાસ માન્યતા વિષે પેલાજીઅન મત સંબંધી કેટલુંક આગળ કહેવાઇ ગયું છે. તેની માન્યતાની વિશેષતા એ હતી કે આદમે પોતાના અભિમાનથી કરેલા પાપને લીધે આખી મનુષ્યજાતિ સર્વાંશે દોષિત થઇ છે, કારણ કે એ પાપ આખી મનુષ્યજાતિ કામવાસનાથી ઉત્પન્ન થએલી હોવાથી સર્વને વારસામાં મળ્યું છે, અને એ પાપમાંથી મુક્ત થવા માટે મનુષ્યમાં કોઇ પણ પ્રકારની શક્તિ નથી. એ શક્તિ માણસમાં કેવળ ઇશ્વરની કૃપાથીજ આવે છે. વળી તે એવું પણ માનતો હતો કે આ કૃપા પ્રાપ્ત કરવાને મનુષ્યજાતિમાંનાં કેટલાંક પ્રથમથીજ નીવડેલાં છે અને કેટલાંક નીવડેલાં નથી. આ કૃપાદ્વારા મનુષ્ય ઇસુ ખ્રીસ્તને પોતાના ત્રાતા તરીકે

તેની માન્યતાની વિશેષતા.

સ્વીકારે છે અને સાર્વત્રિક મંડળીમાં મેળવાય છે. મુક્તિ]માટે ઓગસ્ટીન સાર્વત્રિક મંડળીમાં દાખલ થવાનું આવશ્યક માને છે. તે આ મંડળીને અમુક અંશે "દેવનું નગર" માને છે, અને તેની વૃદ્ધિદ્વારાજ પાર્થિવ નગર જેમાં સ્વાર્થ મુખ્ય સ્થાન ભોગવે છે તે દિનપ્રતિદિન નાશ પામશે અને આખરે ખ્રીસ્તનું રાજ્ય તેના ખરા અને પૂર્ણ સ્વરૂપમાં પ્રકાશિત થશે. મધ્યકાળમાં સાર્વત્રિક મંડળીએ જે રૂપ ધારણ કર્યું હતું તેનાં બીજ આ માન્યતામાં ઘણી સારી રીતે રોપાયાં હતાં.

ઇ. સ. ના ચોથા અને પાંચમા સૈકામાં પશ્ચિમમાં બીજા કેટલાક લેખકો થઇ ગયા, પણ તેમાંના કોઇ બહુ પ્રસિદ્ધિ પામ્યા નથી. છઠ્ઠા અને સાતમા શતકમાં તો પ્રસિદ્ધ લેખકો થોડાજ હતા. એ સમયમાં રૂમી સામ્રાજ્ય ઉપર ગોથ અને બીજા લોકોના હલ્લાઓ થતા હતા, તેથી તે વખતે જ્ઞાન પ્રાપ્ત કરવા કે પુસ્તકો લખવા માટે જે શાંતિ આવશ્યક છે તે મળી શકે તેમ ન હતું. તોપણ એ વખતમાં જે લેખકો થયા તેમાંના એકનું નામ બોએતિઅસ છે. તે વિદ્વાન હતો. તેણે ખાસ કરીને આરીસ્ટોટલ અને અન્ય ગ્રીક લેખકોનાં કેટલાંક પુસ્તકોનું લાટીનમાં ભાષાંતર કર્યું છે. બોએતિઅસ (૪૭૫-૫૨૫) ખ્રીસ્તી ઇતિહાસના પ્રાચીન અને મધ્યકાળને જોડે છે. મધ્યકાળમાં તે પોતાની વિદ્વતાને માટે સુપ્રસિદ્ધ હતો. આ સિવાય ફ્રાંસમાં આવેલા તુર શહેરના ગ્રેગોરી નામના એક અધ્યક્ષે "ચમત્કારો" અને "ફ્રાંક લોકોના ધાર્મિક જીવનનો ઇતિહાસ" એ નામનાં બે પુસ્તકો લખ્યાં છે. આ ઇતિહાસમાં ફ્રાંક લોકોની તે કાળની સ્થિતિ સંબંધી બહુ સારી માહિતી મળે છે. ગ્રેગોરી અધ્યક્ષ તરીકે ઇ. સ. ૫૭૩ થી ૫૯૩ સુધી રહ્યો હતો. આ સમયમાં ગ્રેગોરી નામે એક બીજો સમર્થ પુરૂષ થઇ ગયો. તે ગ્રેગોરી પહેલો અથવા મહાન ગ્રેગોરી તરીકે ઓળખાય છે. તેણે પાપા તરીકે સારી નામના મેળવી હતી. વળી તેણે અયૂબના પુસ્તક ઉપરથી નીતિ સંબંધી એક પુસ્તક લખ્યું છે.

છઠ્ઠા અને સાતમા શતકના લેખકો.

બોએતિઅસ.

ગ્રેગોરી.

ગ્રેગોરી પહેલો અથવા મહાન.

આ સમયમાં ખ્રીસ્તી મંડળીમાં શાસ્ત્ર સંબંધી કેવી માન્યતા હતી તે જાણવાની જરૂર છે. જેરોમ જેવો સમર્થ ભાષાંતરકાર અને ટીકાકાર કયાં પુસ્તકો દેવદત્ત હોવાથી જુના કરારમાં દાખલ કરવાં જોઇએ ને કયાં નહિ એ વાત સારી રીતે સમજતો હતો; પણ આ જાતનું જ્ઞાન સમસ્ત મંડળીને ન હતું. ઓગસ્ટીન જેવો મહાન લેખક પણ જુના કરારનાં દેવદત્ત પુસ્તકો અને આપોક્રીફાનાં પુસ્તકોમાં આ જાતનો ભેદ રાખતો નથી. ઇ. સ. ૩૯૭માં કાર્થેજમાં મળેલી સભાએ એ બધાં પુસ્તકોને પ્રમાણભૂત માન્યાં છે. નવા કરારમાંનું "હેબ્રીઓને પત્ર" નામનું પુસ્તક રૂમની

શાસ્ત્ર સંબંધી માન્યતા.

મંડળીએ પ્રથમ સ્વીકાર્યું ન હતું, પણ હવ તેણે તે સ્વીકાર્યું પૂર્વમાં ઇ. સ. ના છઠ્ઠા સૈકા પછી "પ્રકટીકરણ" નામનું પુસ્તક જે આગળ ગ્રેગોરી નાઝીઆન્ઝેન, ક્રીસોસ્ટમ અને થીઓડોરેટ જેવા ખ્રીસ્તી-સિદ્ધાંતકારોએ માન્ય રાખ્યું ન હતું તે પણ સ્વીકારવામાં આવ્યું. આ વખતે ખ્રીસ્તીઓમાં મોટે ભાગે આખું પવિત્ર શાસ્ત્ર અક્ષરશ: ઇશ્વરપ્રેરિત છે એવું માનવામાં આવતું હતું, અને એવી માન્યતા માત્ર મૂળ પુસ્તક જે હેબ્રીમાં હતું તેનાજ સંબંધમાં નહિ પણ ગ્રીક ભાષામાં કરેલા ભાષાંતર સંબંધી પણ રાખવામાં આવતી હતી. અંત્યોખની મંડળી બાઇબલમાં માનવી લેખકોનાં ભિન્ન ભિન્ન લક્ષણો જણાઇ આવે છે એવું સ્વીકારતી હતી, અને એ કારણથી એ મંડળીના મુખ્ય લેખકોએ બાઇબલનો અર્થ યોગ્ય રીતે કર્યો છે. સાધારણ રીતે શાસ્ત્રનો અર્થ કરવા માટે આગલા જમાનાના વિદ્વાનો શું માનતા હતા તે જાણવું આવશ્યક ગણાતું હતું. આ અરસામાં વિન્સેન્ટ નામના એક ધર્મચિંતકે એવી વ્યાખ્યા આપી છે કે જે સિદ્ધાંત સર્વદા, સર્વત્ર અને સર્વથી સ્વીકારવામાં આવેલો હોય તેજ ખરો જાણવો. લાટીન મંડળીમાં આ ખુલાસો સ્વીકારવામાં આવ્યો છે. આ ઉપરાંત મહાસભાઓએ કરેલા નિર્ણય પણ સર્વમાન્ય ગણવામાં આવ્યા હતા. ખાસ કરીને આ સભાઓમાં પવિત્ર આત્માનો આવિર્ભાવ હતો એમ મનાતું હતું. એ સભાઓનું કાર્ય સિદ્ધાંતમાં કોઇ પણ પ્રકારની વૃદ્ધિ કરવાનું ન હતું, પણ માત્ર સિદ્ધાંતનો ખરો અર્થ કરવાનું હતું. કોઇ પણ સમયે મળેલી મહાસભા તે કાળના ખ્રીસ્તીઓમાં સર્વત્ર ફેલાએલી માન્યતાનું વિશેષ સ્પષ્ટીકરણ કરે છે એવું મનાતું હતું.

મહાસભાઓના સંબંધમાં માન્યતા.

આ અરસામાં સ્વાભાવિક રીતે વિશ્વાસ અને ભક્તિ ઉપર જ્ઞાન કરતાં વિશેષ ભાર મૂકવામાં આવતો હતો. આ વિશ્વાસ માત્ર ઇશ્વર અને ઇસુ ખ્રીસ્ત પર હોવો જોઇએ એટલુંજ નહિ પણ તે મંડળી પર પણ હોવો જોઇએ એમ મનાવા લાગ્યું હતું. વળી ઓગસ્ટીન જેવા મહાન ધર્મચિંતકે પણ એ માન્યતાને પૂર્ણ ટેકો આપ્યો હતો. ઇશ્વર અને ખ્રીસ્તને જાણવા માટે મંડળી એકલીજ મુખ્ય સાધનરૂપ છે એમ મોટે ભાગે મનાતું હતું. બાઇબલની ઘણી પ્રતો થવા લાગી હતી અને તે વંચાતી હતી પણ ખરી; પરંતુ જેમ જેમ ખ્રીસ્તી મંડળીમાં ગોથ, વાંદાલ વગેરે લોકો મોટી સખ્યામાં દાખલ થતા ગયા તેમ તેમ બાઇબલનું વાચન ઓછું થતું ગયું અને ખ્રીસ્તી ધર્મ વિષે ખરૂં જ્ઞાન પામવા માટે મંડળી ઉપર અધિકાધિક ભાર મુકાવા લાગ્યો.

વિશ્વાસ, ભક્તિ અને જ્ઞાન.

મંડળીના અધિકાર વિષે આ સમયમાં કેટલોક વાદવિવાદ શરૂ થયો હતો અને ડોનેટીસ્ટ મતાવલંબીઓએ સાર્વત્રિક મંડળીનાં સર્વ સભાસદો જેવાં જોઇએ તેવાં પવિત્ર નથી એવું કહી તેનો અધિકાર સ્વીકારવા ના પાડી હતી. આની સામે ઓગસ્ટીને પોતે સાર્વત્રિક મંડળીનો પક્ષ લીધો હતો, અને કહ્યું હતું કે એ

મંડળીમાં બધાં માણસો પવિત્ર ન હોય તો પણ તેણે સત્ય સિદ્ધાંતો સ્વીકારેલા હોવાથી તથા તેમાંનાં ઘણાં માણસો પવિત્ર હોવાથી તેને પવિત્ર ગણવી જોઇએ, અને તેનાજ અંગ તરીકે પ્રત્યેક ખ્રીસ્તીએ રહેવું જોઇએ. તેના પુરાવામાં તેણે કડવા દાણાના દૃષ્ટાંતનો ઉપયોગ કીધો. વળી મંડળી એમ પણ માનતી હતી કે કોઇ સંસ્કાર પળાવનાર પાળક પોતે પવિત્ર ન હોય તો પણ તેથી તેણે પળાવેલા સંસ્કાર વ્યર્થ જતા નથી. ઓગસ્ટીનના મત પ્રમાણે રૂમની મંડળીનો અધિકાર સર્વેથી વિશેષ હતો.

મંડળીનો અધિકાર.

હજી ખ્રીસ્તી મંડળીના સંસ્કારો બેજ ગણાતા હતા; એટલે બાપ્તિસ્મા અને પ્રભુભોજન. પણ આ વખતથી લગ્નક્રિયા અને પાળકપદની દીક્ષા એ પણ સંસ્કારરૂપે મનાવા લાગી હતી. બાપ્તિસ્મા પાખંડી મત માનનારાઓએ આપેલું હોય તોપણ તે માન્ય રાખવામાં આવતું હતું. વળી કોઇ પણ માણસ પાખંડી મટી સાર્વત્રિક મંડળીમાં દાખલ થાય તો તેને ફરી બાપ્તિસ્મા આપવામાં આવતું નહિ. બાળકોને બાપ્તિસ્મા આપવું એ આવશ્યક ગણાતું હતું, કારણ કે બાપ્તિસ્મા વગર જન્મથી પ્રાપ્ત થએલાં પાપની માફી મળતી નથી, અને પાપની માફી મળ્યા વગર તારણ નથી એવી માન્યતા સર્વત્ર દૃઢ થઇ હતી. દુ:ખની વાત એ છે કે ઓગસ્ટીન જેવા મહાન ભક્તે એવી માન્યતા પ્રચલિત કરી હતી કે જે બાળકો બાપ્તિસ્મા વગર મરી જાય છે તેમને તારણ મળતું નથી, એટલુંજ નહિ પણ તેઓ કંઇક પ્રમાણમાં દંડને પાત્ર બને છે. પ્રભુ-ભોજનમાં લેવાતા પદાર્થોનું તત્ત્વ બદલાય છે એમ હજી મનાતું ન હતું, પરંતુ એ તત્ત્વમાં ઇસુ ખ્રીસ્ત દાખલ થાય છે અને જો કોઇ ખરો ખ્રીસ્તી તે ખાય તો તેના શરીરમાં અનંતજીવનનું બી રોપાય છે એમ મનાતું હતું.

સંસ્કારનાસંબંધમાં માન્યતા.

ખ્રીસ્તની પહેલાં મૃત્યુ પામેલાં ધાર્મિક માણસોને મૃત્યુલોકમાંથી—હાડેસ-માંથી—સ્વર્ગમાં લઇ જવામાં આવ્યાં હતાં, અને ઇસુ પોતાના મૃત્યુ પછી તેમને બોધ આપવા મૃત્યુલોકમાં ઉતર્યા હતો એવી માન્યતા આ કાળમાં પ્રચલિત હતી. જે વિશ્વાસનામું પ્રેરિતોના વિશ્વાસ-નામા તરીકે ઓળખાય છે તેમાં "તે મૃત્યુલોકમાં ઉતર્યો" એ વચન ઇ. સ. ના પાંચમા શતકની શરૂઆત સુધી જોવામાં આવતું ન હતું. મધ્યલોક અથવા શુદ્ધિલોક (Purgatory) વિષેની માન્યતા મુખ્યત્વે કરીને ઓગસ્ટીનનાં લખાણની અસરથી પ્રચલિત થઇ હતી. જેમણે આ પૃથ્વી ઉપર પવિત્ર જીવન ગાળ્યું હોય તેઓને, તથા ધર્માર્થે પ્રાણાર્પણ કરનાર લોકોને મધ્ય-લોકમાં જવું પડતું ન હતું, પણ તેઓ બારોબાર સ્વર્ગમાં જાય છે એમ મનાતું હતું. મૃત્યુ પામેલાંને માટે મધ્યસ્થીની પ્રાર્થના ઇ. સ. ના બીજા શતકથી શરૂ

મૃત્યુલોક અને મધ્યલોક.

થઇ હતી, પણ ખ્રીસ્તી મંડળી મધ્યલોકની વાત માનવા લાગી હતી ત્યારથી આ પ્રકારની પ્રાર્થનાઓ કરવા માટે એક વિશેષ કારણ મળ્યું હતું. મૃત્યુ પામેલાં માણસો ભૂતરૂપે દેખાય છે એમ પણ મનાવા લાગ્યું હતું. સત્યયુગ અથવા ઇસુ ખ્રીસ્ત પોતે આવી પૃથ્વી પર દેહરૂપે એક હજાર વરસ સુધી રાજ કરવાનો છે એવી જે માન્યતા પ્રથમ પ્રચલિત હતી તે હવે કેળવાએલા લોકોમાં જોવામાં આવતી ન હતી. ચોથા શતકમાં કેટલાક સમર્થ ખ્રીસ્તી સિદ્ધાંતકાર જેવા કે નિયાસાનો ગ્રેગોરી, મોપ્સ્યુએસ્ટિઆનો થીઓડોર અને અમુક અંશે ગ્રેગોરી નાઝીઆન્ઝેન વગેરે એમ માનતા હતા કે છેવટે તો સર્વ મનુષ્યોનું તારણ થવાનું છે. ઓરીજેનની માફક આ લોકો પણ એમ માનતા હતા કે ઇશ્વર જે શિક્ષા કરે છે તેનો હેતુ જીવાત્માને સુધારવાનોજ છે. ઓગસ્ટીન આ મતનો સખત વિરોધી હતો, અને પાંચમા સૈકાની શરૂઆતથી એનો પ્રચાર બહુ થોડો જોવામાં આવે છે.

# સમય ચોથો.

# ગ્રેગોરી ૧ લાથી શાર્લમેન સુધી (૫૯૦-૮૦૦).

# જર્મન પ્રજાઓમાં મંડળીની સ્થાપના.

## પ્રકરણ ૧ લું.

### ખ્રીસ્તી ધર્મનો પ્રચાર; મુસલમાન ધર્મની ઉત્પત્તિ અને તેનો પ્રચાર.

ખ્રીસ્તી ધર્મનો પ્રચાર.

ઇ. સ. ના છઠ્ઠા શતક સુધીમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર સામ્રાજ્યની જુની પ્રજાઓ અને ટયુટન લોકોમાંના જેઓ ઉત્તરથી નીચે ઉતરી આવીને ઇટાલી, ગાલ અને સ્પેનમાં વસ્યા હતા તેઓમાં થયો હતો; પણ હવે જ્યાં રૂમી સામ્રાજ્યની સત્તા કે અસર પહોંચી ન હતી, અથવા તો બહુજ થોડા પ્રમાણમાં પહોંચી હતી, એવા દેશો અને લોકોમાં તેનો પ્રચાર થવા લાગ્યો હતો. આ દેશો અને લોકો આંગ્લ-સૅક્સન ઈંગ્લાંડ, જર્મની અને ડાન્યૂબ નદીના કિનારા પર આવેલી પ્રજાઓ હતાં. આ કાળમાં પણ એક તરફથી પશ્ચિમના દેશોમાં જ્યારે ખ્રીસ્તી ધર્મનો પ્રચાર થતો હતો ત્યારે બીજી તરફથી તેને એક અતિ સખત ધક્કો લાગતો હતો. એ ધક્કો પહોંચાડનાર ઇસ્લામ ધર્મ હતો. આ ધર્મ ઇ. સ. ના છઠ્ઠા શતકમાં ઉદ્‌ભવ્યો હતો અને તરતમાંજ સીરીઆ, પાલેસ્ટાઇન, આફ્રિકા અને સ્પેન સુધી ફેલાઇ ગયો હતો.

ખ્રીસ્તી ધર્મમાં નવું જોર

જે ખ્રીસ્તી ધર્મનો પ્રચાર આ અરસામાં થતો હતો તે તેની મૂળની પવિત્રતા અને સરલતાથી બહુજ જુદો હતો એ કહેવાની ભાગ્યેજ જરૂર છે. ઇસુના શિષ્ય થવું એટલે 'વધસ્તંભ ઉંચકીને ખ્રીસ્તની પાછળ ચાલવું' એમ નહિ પણ મંડળીમાં દાખલ થઇને તેનાં ક્રિયાકર્મોમાં ભાગ લેવો, અને માત્ર નામના ખ્રીસ્તી થવું, એમજ લગભગ સર્વત્ર મનાતું હતું; તો પણ ખ્રીસ્તી ધર્મમાં રહેલું દિવ્ય પરાક્રમ છેક લોપ થયું ન હતું, અને ઘણાં સ્ત્રી-પુરૂષો એવાં પણ મળી આવતાં હતાં કે જેઓ ખ્રીસ્તી ધર્મને લીધે "અંધારામાં જ્યોતિઓ જેવાં" દેખાતાં હતાં. વળી ખ્રીસ્તી ધર્મ જેમ જેમ નવા લોકોના પરિચયમાં આવતો ગયો, તેમ તેમ તેમાં અમુક પ્રકારનું નવું નવું જોર દાખલ થતું ગયું. ખ્રીસ્તી ધર્મ એ એક જીવંત વૃક્ષ જેવો છે; અને જેમ લીલું વૃક્ષ આજુબાજુથી જીવન લઇ શકે છે, તેમ અત્રે તેમજ આખા ઇતિહાસમાં ખ્રીસ્તી ધર્મ સંબંધી પણ જોવામાં આવે છે. જર્મન

જર્મન લોકોની કેટલીક વિશેષતા.

લોકો આર્ય જાતિના હતા, અને તેમનામાં વ્યક્તિગત સ્વાતંત્ર્ય, હિમ્મત, વિશ્વાસુપણું, પવિત્રતા વગેરે અતિ ઉચ્ચ ગુણો રૂમી સામ્રાજ્યના લોકો કરતાં પણ વિશેષ પ્રમાણમાં હતા. એ લોકોનો ધર્મ પણ એવાજ ગુણોનો ઉત્તેજક હતો. એમાં રૂમનાં દેવદેવીઓનાં વિષયી લક્ષણોને સ્થાન ન હતું. તેઓ કેટલેક અંશે પ્રાચીન આર્યોની માફક કુદરતના પૂજક હતા, અને તેમનાં દેવદેવીઓ કુદરતનાં જુદાં જુદાં કાર્યોનું અધિષ્ઠાન ભોગવતાં હતાં. તેઓ ઘણું કરીને પોતાનાં દેવદેવીઓનું પૂજન વનમાં કરતા હતા. તેઓમાં યાજકવર્ગ પ્રબળ ગણાતો નહિ. પ્રત્યેક માણસ પોતે પોતાના કુટુંબને માટે દેવનું પૂજન કરી શકતો. તેઓ યજ્ઞ કરતા, અને કોઇ કોઇ વાર મનુષ્યનું બલીદાન પણ આપતા. આ લોકોમાં સ્ત્રીઓને માટે ઘણું માન હતું, અને સ્ત્રીઓ દેવોની ઇચ્છા જાણવામાં કુશળ હોય છે એવું તેઓ માનતા હતા.

આ લોકોમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવાનું કામ બહુ મુશ્કેલ થઇ પડયું હતું. તેનું કારણ માત્ર ધાર્મિક ન હતું પણ રાજકીય પણ હતું. ખ્રીસ્તી ધર્મના પ્રચારથી એ લોકોને પોતાનાં દેવદેવીઓ કે જેમને તેઓ સેકાઓ થયાં પૂજતા હતા, અને જેમના વંશજો તરીકે તેમના રાજાઓ અને અમીરઉમરાવ મનાતા હતા, તેમને છોડવાં પડે એમ હતું, એટલુંજ નહિ પણ તેથી તેમનું રાજકીય સ્વાતંત્ર્ય જતું રહે એવો તેમને ભય હતો.

ખ્રીસ્તી ધર્મના પ્રચારમાં વિઘ્ન.

વળી એ ભય અસ્થાને ન હતો, કારણ કે ખ્રીસ્તી ધર્મના પ્રચારકો વિદેશી પ્રજાના માણસો હતા: વળી ભજનસેવા પણ લાટીન જેવી પરભાષામાં કરવામાં આવતી હતી; વળી જે કોઇ ખ્રીસ્તી થાય તેને રૂમના અધ્યક્ષને પોતાના ધાર્મિક તથા કેટલેક અંશે સામાજીક વડા અધિકારી તરીકે માનવો પડતો હતો. વળી ખ્રીસ્તી ધર્મના પ્રચારકો તેમને એમ કહેતા કે "તમારાં દેવદેવીઓ ભુંડાં છે, અને તેમનું પૂજન કરવું એ એક મહા પાપ છે, અને તેને માટે તમારા પૂર્વજોને અનંતકાળ સુધી નરકમાં રહેવું પડશે." આ સમય પછીના થોડા વખતમાં યુરોપની ઉત્તરના ફ્રિઝિઅન તથા સાક્સન લોકો અને ઇંગ્લાંડમાંના પણ કેટલાક લોકો માનતા હતા કે ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કરવો એ એક પરદેશી રાજ્યની ગુલામી સ્વીકારવા બરાબર છે. આથી તેઓ સ્વદેશ અને સ્વધર્મના માનની ખાતર ખ્રીસ્તી ધર્મની વિરૂદ્ધ થયા.

ઉપર જણાવેલાં વિઘ્નો હોવા છતાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર આ લોકોમાં ઝપાટાબંધ થયો. લોકો ઉપરનું જુના ધર્મોનું પ્રાબલ્ય દિનપ્રતિદિન ઘટવા લાગ્યું હતું, અને કેટલાંક રાજકીય કારણો તથા કેટલાક રાજાઓનાં લગ્ન ખ્રીસ્તી કન્યાઓની સાથે થવાથી ખ્રીસ્તી ધર્મનો ફેલાવ વિશેષ પ્રમાણમાં થયો હતો. વળી ખ્રીસ્તી ધર્મને અંગે પુજ્ય ગણાતા સાધુસંતોના અવશેષ વગેરેથી કેટલાક ચમત્કાર થયા હતા

ખ્રીસ્તી ધર્મના પ્રચારમાં સહાયભૂત કારણો.

એવી માન્યતા ફેલાઇ હતી, તેથી આ લોકોમાંના ઘણાએ ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કર્યો હતો. કેટલાક ચમત્કાર તો એક કે બીજી રીતે તેમની નજર આગળજ કરવામાં આવ્યા હતા.

આંગ્લ-સાક્સન લોકોમાં ખ્રીસ્તી ધર્મપ્રચાર.

આ જાતનો ખ્રીસ્તી ધર્મપ્રચાર પ્રથમ આંગ્લ-સાક્સન લોકોમાં શરૂ થયો હતો. આ લોકોએ ખ્રીસ્તી ધર્મ બ્રિટન લોકોની મારફતે મેળવ્યો ન હતો, પણ તેમને એ પ્રથમ રૂમ તરફથી મળ્યો હતો. આ ધર્મપ્રચાર સંબંધી એક જાણવાજોગ દંતકથા છે કે ગ્રેગોરી નામનો એક મહાધિપતિ એક વખત રૂમ શહેરમાંની ગુલામી બજારમાં કેટલાએક છોકરાઓને ગુલામ તરીકે વેચાતા જોઇ તેમનું રૂપ વગેરે જોઇ તેમના પ્રત્યે આકર્ષાયો હતો. એ છોકરાઓ કઇ જાતિના છે એવું પૂછતાં તેને કહેવામાં આવ્યું કે તે આંગ્લ જાતિના છે, તેથી તેણે ઉત્તર વાળ્યો કે “એ આંગ્લ નહિ પણ આંગેલો (દેવદૂત) છે.” આ પ્રસંગથીજ તેને એ જાતિના લોક પ્રત્યે પ્રેમભાવ ઉત્પન્ન થયો, અને તેથી તેણે તેઓમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવાનો નિશ્ચય કર્યો. જો કે તે પોતે એ કાર્ય કરી શક્યો નહોતો, તોપણ જ્યારે તે પાપા થયો ત્યારે તે તેમને ભુલી ગયો નહિ. આ વખતે કેન્ટ નામના ઇંગ્લાંડના એક પરગણાનો રાજા એથેલ્બર્ટ બર્થા નામની ફ્રાંસ દેશની એક રાજકુમારી વેરે પરણ્યો હતો. તેણે તેને પોતાનો ધર્મ—ખ્રીસ્તી ધર્મ–પાળવાની છુટ આપી હતી. એજ અરસામાં ગ્રેગોરીએ ઓગસ્ટીન નામના એક મહંતને કેટલાક સાધુઓ સાથે ઇંગ્લાંડમાં ખ્રીસ્તી ધર્મના પ્રચારાર્થે મોકલ્યો. તેઓ કેન્ટની પાસેજ આવેલા થાનેટ બેટ પર ઉતર્યા. ત્યાંના રાજાએ તેમનું સારી રીતે સ્વાગત કર્યું. ધીમે ધીમે આ સાધુઓના સાદા, પવિત્ર અને ભક્તિમય જીવનની અસર ત્યાંના લોકો ઉપર ઘણી થઇ, અને તેમની ગાંભીર્યપૂર્ણ ભજનસેવા અને તેમના કહેવાતા ચમત્કારોએ લોકોનાં ચિત્ત આકર્યાં. એથેલ્બર્ટે ઓગસ્ટીનને કેન્ટર્બરીમાં નિવાસસ્થાન આપ્યું, અને આખરે તેણે પોતાની રાણી અને આ પ્રચારકોના ઉપદેશથી ખ્રીસ્તી ધર્મ ગ્રહણ કર્યો. તે જોઇને તેની સાથે બીજા ઘણા લોકોએ પણ તેમ કર્યું. આના પરિણામે કેટલાંક જુનાં મંદિરોને ખ્રીસ્તી દેવળોના રૂપમાં ફેરવી નાખવામાં આવ્યાં, અને તેઓના જુના ધર્મના તહેવારને બદલે ખ્રીસ્તી તહેવારો પળાવા લાગ્યા. આ વખતે એથેલ્બર્ટને એસેક્સ નામના પરગણા ઉપર પણ અમુક પ્રકારની સત્તા મળી હતી, તેથી ત્યાં પણ ખ્રીસ્તી ધર્મનો પ્રચાર ધીમે ધીમે થવા લાગ્યો. ઇ. સ. ૬૦૧માં ઓગસ્ટીનને મુખ્ય ધર્માધ્યક્ષ ઠરાવવામાં આવ્યો, અને તેને માત્ર અંગ્રેજી મંડળીઓ ઉપર નહિ પણ બ્રિટિશ મંડળીઓ ઉપર પણ અધિકાર આપવામાં આવ્યો. છતાં તેણે પોતાનો મુકામ કેન્ટર્બરીમાંજ રાખ્યો, અને એ ગામ આખરે ઇંગ્લાંડમાં ખ્રીસ્તી ધર્મનું મુખ્ય સ્થાન બન્યું. ઓગસ્ટીને બ્રિટિશ મંડળીઓ ઉપર વડા બિશપ તરીકે પોતાનો અધિકાર સ્થાપવા તથા તેઓમાં

રૂમી વિધિ પ્રમાણે ભજનસેવા વગેરે દાખલ કરવાનો પ્રયત્ન કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ; તેથી તેણે તેમને આગ્લ-સાક્સન લોકો તેનું વેર લેશે એવી ધમકી પણ આપી હતી. એથેલ્બર્ટના મૃત્યુ પછી ખ્રીસ્તી ધર્મ કેટલીક રીતે મોટી મુશ્કેલીમાં આવ્યો, પણ ઉત્તરમાં તેને કેટલોક ટેકો મળ્યો. ત્યાંના નોર્ધમ્બર્લેન્ડ પરગણાનો રાજા એડવીન એથલ્બર્ટની દીકરીને પરણ્યો. તે બાઇ ખ્રીસ્તી ધર્મ પાળતી હોવાથી પોતાની સાથે ખ્રીસ્તી ઉપદેશકોને લેતી ગઇ. આ બધાની અસર એડવીનના મન ઉપર થઇ, અને આખરે તેણે પોતાના જુના અને નવા ધર્મમાં સત્ય શું છે તે જાણવા માટે એક જાહેર સભા બોલાવી. તેમાં બન્ને ધર્મોના પક્ષકારો વચ્ચે વાદવિવાદ થતાં ખ્રીસ્તી ધર્મનો વિજય થયો. તેથી જુના ધર્મનો મુખ્ય યાજક પોતે પ્રથમ ખ્રીસ્તી ધર્મમાં દાખલ થયો. આ રીતે આ પ્રાંતમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર સારી રીતે થયો. થોડા વખત પછી અહીં પણ ખ્રીસ્તી ધર્મને કેટલીક મુશ્કેલી નડી હતી, પણ આખરે તે બધી દૂર થઇ હતી. વળી અહીંથી તથા અન્ય સ્થળેથી ઇગ્લાંડની બીજી પ્રજાઓમાં પણ ખ્રીસ્તી ધર્મનો પ્રચાર થયો હતો.

આ અરસામાં બ્રિટિશ અને રૂમી ધર્મોપદેશકો વચ્ચે કેટલીક બાબતો સંબંધી તકરાર થઇ હતી, તે વિષે અત્રે થોડું કહેવાની જરૂર છે. ઇગ્લાંડમાં અથવા બ્રિટનમાં જ્યારે આંગ્લોસાક્સન લોક આવ્યા ત્યારે તેમણે જુના બ્રિટન લોકોને દેશના પશ્ચિમ ભાગમાં હાંકી કાઢયા હતા. આ લોકમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર આંગ્લોસાક્સનો આવ્યા તે પહેલાં થયો હતો, અને તેઓ આ ભાગમાં તે ધર્મ પાળતા હતા. વળી આયર્લાંડમાંથી કેટલાક ઉપદેશકોએ અને ખાસ કરીને કોલમ્બસ નામના એક પ્રસિદ્ધ મિશનરીએ છઠ્ઠા સૈકાના પાછલા ભાગમાં સ્કોટલાંડના અમૂક ભાગમાં ખ્રીસ્તી ધર્મ ફેલાવ્યો હતો. હજી આ બધા લોકોમાં ખ્રીસ્તી ધર્મના પ્રથમના કેટલાક રીતરિવાજ ચાલુ હતા. એ રીતરિવાજ તેઓ પોતાના દુશ્મન આંગ્લોસાક્સન લોકોના અધિકારને અંગે આવેલા આ નવા રૂમી ઉપદેશકોના કહેવાથી છોડી દેવા ઇચ્છતા ન હતા. વળી એજ કારણથી તેઓ તેમનો અધિકાર પણ સ્વીકારવા તૈયાર ન હતા, આવી રીતે આ વખતે બ્રિટન કે ઈંગ્લાંડમાંના ખ્રીસ્તીઓમાં બે પક્ષ હતા, તેમની વચ્ચે કેટલીક વાતમાં જે મતભેદ હતો તેમાંનો એક ઇસ્ટરની તારીખ સંબંધી હતો. બ્રિટિશ લોકો એ દિવસ જુની ગણત્રી પ્રમાણે પાળતા હતા. આ મતભેદ દૂર કરવા આખરે બન્ને પક્ષના ધર્મપક્ષકોની એક સભા મેળવવામાં આવી, અને તેમાં ત્યાંના આંગ્લોસાક્સન રાજાએ રૂમી પક્ષનું સમર્થન કર્યું, તેથી બ્રિટન લોકો સભામાંથી ઉઠી ગયા. આથી પરિણામ એ આવ્યું કે ઈંગ્લાંડમાં બ્રિટિશ અને સાક્સન ખ્રીસ્તી ધર્મ કેટલાક વખત સુધી અલગ અલગ રહ્યા; બ્રિટિશ લોકોએ રૂમી મંડળીનો ધાર્મિક અધિકાર સ્વીકાર્યો નહિ, અને

બ્રિટિશ અને સાક્સન ખ્રીસ્તી ધર્મ વચ્ચે વિરોધ.

તેઓ તેમનાથી તથા આંગ્લોસાક્સનથી સ્વતંત્ર રહ્યા; અને આંગ્લોસાક્સન ખ્રીસ્તી ધર્મ રૂમી મંડળીને વિશેષ પ્રમાણમાં આધીન થયો. આ છેલ્લી બાબતને લીધે ઇંગ્લાંડને એક લાભ થયો તે એ હતો કે તે યુરોપ સાથે સાર્વત્રિક મંડળીની મારફતે સીધા સંબંધમાં રહ્યું, અને તેને પરિણામે ત્યાં એકજ સંસ્કૃતિ ફેલાઇ.

આપણે અગાઉ જોઇ ગયા છીએ કે આયર્લાંડમાં સંત પાત્રિકે કેટલાક મઠ સ્થાપ્યા હતા. આ મઠમાં અપાતા શિક્ષણ માટે તે પ્રસિદ્ધ હતા, અને તેનો લાભ ઈંગ્લાંડનાં કેટલાંક ખ્રીસ્તી કુટુંબોના યુવકો લેતા હતા; પરંતુ ઇ. સ. ના સાતમા શતકના મધ્ય ભાગમાં રૂમથી થીઓડોર નામનો એક વિદ્વાન માણસ કેન્ટર્બરીના મુખ્ય ધર્માધ્યક્ષ તરીકે મોકલવામાં આવ્યો. તેણે ઠેકાણે ઠેકાણે શાળાઓ સ્થાપી. આ શાળાઓમાં ઉંચા પ્રકારનું શિક્ષણ અપાતું હતું, અને ગ્રીક ભાષાના શિક્ષણ ઉપર ખાસ ભાર મૂકવામાં આવતો હતો. આ વખતે ઈંગ્લાંડમાં વિદ્યા અને જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ખ્રીસ્તી સાધુઓ સારો પ્રયત્ન કરતા હતા. "પૂજ્ય" બીડ નામના એક સાધુએ ઘણું જ્ઞાન સંપાદન કરી તે કાળના યુરોપીયન વિદ્વાનોમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું હતું. તેણે "અંગ્રેજી ખ્રીસ્તી મંડળીનો ઇતિહાસ" એ નામનું એક પુસ્તક લખ્યું છે. તેમાં ઈંગ્લાંડમાં ખ્રીસ્તી ધર્મના પ્રચાર સંબંધી ઘણી માહિતી મળે છે. આ ઉપરાંત આ શાળાઓમાં અપાતા શિક્ષણના પરિણામે અંગ્રેજી ભાષામાં પુસ્તકો લખાવા માંડયાં, અને એમ અંગ્રેજી સાહિત્યની શરૂઆત થઇ.

ઈંગ્લાંડમાં શાળાઓની સ્થાપના.

ઈંગ્લાંડમાં જુદાંજુદાં સ્થળે મઠો બંધાયા હતા, અને તેમની મારફતે ખ્રીસ્તી-જીવન અને ધર્મનો જે પ્રચાર થતો હતો તેનું એક મોટું પરિણામ એ આવ્યું કે આ દેશની ભિન્ન ભિન્ન પ્રજાઓમાં એકતા થઇ, અને એક-જાતિ તરીકેનો ભાવ ઉદ્‌ભવ્યો. વળી ઇંગ્લાંડની બધી મંડળીઓ કેન્ટર્બરીના અધ્યક્ષપદનો અધિકાર સ્વીકારતી હતી તેથી આ એકતાને કેટલુંક પોષણ મળ્યું. આ ઉપરાંત જેમ જેમ આંગ્લોસાક્સન મંડળી બહારથી આવેલા પ્રચારકોથી દિનપ્રતિદિન અધિકાધિક પ્રમાણમાં સ્વતંત્ર થતી ગઇ, તેમ તેમ અંગ્રેજ રાજાઓ મંડળી સંબંધીનો કેટલોક અધિકાર પોતાના હાથમાં લેતા ગયા. છતાં બીજી જર્મન પ્રજાઓમાં આ બાબતમાં જેટલું સ્વાતંત્ર્ય હતું તેટલું ઈંગ્લાંડમાં ન હતું. માત્ર જુની બ્રિટિશ મંડળી સ્વાતંત્ર રહી હતી, અને હેન્રી બીજાએ આયર્લાંડ અને વેલ્સ જીત્યા ત્યારેજ તેની મંડળી આંગ્લોસાક્સન મંડળી સાથે જોડાઇ.

સાકસન મંડળીદ્વારે થએલી એકતા.

જર્મની દેશનો જે ભાગ રૂમી સામ્રાજ્યમાં આવેલો હતો તેમાં ખ્રીસ્તી ધર્મ આ સમય પહેલાં ફેલાયો હતો. એ ધર્મપ્રચાર કરવામાં ઇ. સ.ના પાંચમા

જર્મનીમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર.

શતકના મધ્ય ભાગમાં સેવેરીન જેવા પ્રચારકે ઘણો ભાગ લીધો હતો. આ ઉપરાંત જે સમયની અહીં વાત કરવામાં આવે છે તે સમયમાં તે દેશમાં ઈગ્લાંડ અને આયર્લાંડથી કેટલાક સાધુઓ ઉપદેશ કરવા માટે ગયા હતા. તેઓમાં કોલમ્બાન નામે એક પ્રસિદ્ધ ઉપદેશક હતો. તેણે બર્ગંડી પ્રાંતમાં કેટલાક મઠો સ્થાપ્યા હતા. કોલમ્બાન એવો નીડર વક્તા હતો કે તેણે ત્યાંના રાજકુટુંબ તથા ત્યાંની મંડળીના અધિકારીવર્ગને તેમના દોષ માટે સખત રીતે ઠપકો આપ્યો. તેનું પરિણામ એ આવ્યું કે તેને ત્યાંથી દેશપાર કરવામાં આવ્યો. તેણે પોતાની જીંદગીનો બાકીનો વખત સ્વીટઝર્લાન્ડ અને ઇટાલીના ઉત્તર ભાગમાં ધર્મપ્રચારનું કામ કરવામાં ગાળ્યો. આયર્લાંડના સાધુઓએ અને ખાસ કરીને કોલમ્બાને પાળકોની આગળ પોતાનાં પાપની કબુલાત કરવાનો રીવાજ સાધારણ ખ્રીસ્તી લોકોમાં દાખલ કર્યો હતો. અત્યાર સુધી પૂર્વ અને પશ્ચિમ એ બન્ને વિભાગમાં સાધુઓ પોતાનાં પાપની કબુલાત કરતા હતા, પણ સાધારણ લોકો એમ કરતા નહોતા; પરંતુ તેઓ પણ આ સાધુઓની મારફતે તેમ કરતાં શીખ્યા.

પશ્ચિમ ફ્રીઝલાંડમાં વીલીબ્રોર્ડ નામના એક સાક્સન સાધુએ ધર્મપ્રચારક-કાર્યનો પાયો સારી રીતે નાખ્યો હતો. તેને ઉટ્રેક્ટનો ધર્મપ્રચારક—અધ્યક્ષ—

વિલીબ્રોર્ડ.

નીમવામાં આવ્યો. ત્યાં તેણે ઇ. સ. ૭૩૯માં પોતાનું મૃત્યુ થયું ત્યાં સુધી ઘણું સારૂં કાર્ય કર્યું; પરંતુ આ બધા પ્રયત્નોને સ્થાયી રૂપ આપનાર બોનીફાસ ઉર્ફે વીનીફ્રેડ નામનો એક અંગ્રેજ સાધુ હતો.

બોનીફાસ.

તેણે હેસે અને થુરીંગીઆમાં ખ્રીસ્તી ધર્મનો ઘણો પ્રચાર કર્યો, અને તેના કાર્યની અસર એટલી બધી થઇ કે એ ભાગમાં જે આઇરીશ સાધુઓ કામ કરતા હતા, તેમણે પણ રૂમી મંડળીનો અધિકાર માન્ય રાખ્યો. ઇ. સ. ૭૨૩ માં બોનીફાસને મુખ્ય ધર્માધ્યક્ષની પદવી આપવામાં આવી. તેણે બાવેરીઆમાં મંડળી સ્થાપી હતી. ઇ. સ. ૭૪૨ માં તેણે જર્મન બીશપોની પહેલી સભા બોલાવી, અને ફ્રાંક લોકોની મંડળી સુધારવાનો પ્રયત્ન આદર્યો. ઇ. સ. ૭૪૪ માં તેણે ફુલ્દા નામે એક સ્થાને એક મોટો મઠ સ્થાપ્યો, અને તેની મારફતે જર્મનીના પશ્ચિમ અને મધ્ય ભાગને ઘણું શિક્ષણ મળ્યું. ઇ. સ. ૭૪૬ કે ૭૪૮ માં તેણે મેન્ટસ નામના એક સ્થાનમાં નિવાસ કર્યો, અને ત્યાં રહી તે પોતાનો અધિકાર ચલાવવા લાગ્યો. ઇ. સ. ૭૫૩ માં તેને પોતાનું પ્રથમનું ધર્મ-પ્રચાર કાર્ય કરવાનું બહુ મન થયું, તેથી પોતાનો અધિકાર પોતાના એક શિષ્યને સોંપી પોતે ધર્મપ્રચાર કરવા નીકળી પડયો. આ કાર્યમાં તરતજ તેને અન્યધર્મી ફ્રીઝીઅન લોકોને હાથે પોતાનો પ્રાણ આપવો પડયો. બોનીફાસ પોતે એક મહાન ભક્ત હતો. તેને રૂમના પાપાના અધિકારમાં પૂર્ણ વિશ્વાસ હતો. આ કારણથી તેણે ખ્રીસ્તી ધર્મના પ્રચારનું કાર્ય ઘણી સારી રીતે કર્યું, એટલુંજ નહિ પણ

અગાઉ જે કાંઇ કાર્ય થયું હતું તેનું સંગઠન પણ તેની મહેનતથી ઘણું સારૂં થયું. તેણે ફ્રાંક તથા જર્મન લોકોમાં રૂમના પાપાનો અધિકાર સ્થાપ્યો, તેથી તેમની મંડળીઓમાં બંધારણ, વ્યવસ્થા વગેરે બહુ સારી રીતે દાખલ થયાં. તેનાં આ સર્વ કાર્યમાં તેને ઇંગ્લાંડના કેટલાક સાધુઓ અને સાધ્વીઓએ ઘણી સારી મદદ આપી હતી.

ઇ. સ. ના આઠમા શતકના પાછલા ભાગમાં સાક્સન લોકોમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવા માટે પ્રયત્ન કરવામાં આવ્યા હતા. આ લોકો લડાયક વૃત્તિવાળા તથા સ્વાતંત્ર્ય ચહાનારા હતા, અને ખ્રીસ્તી થવું એ ફ્રાંક લોકોની ગુલામી સ્વીકારવા જેવું ગણતા હતા. તેમણે મહાન શાર્લમેનના લશ્કરની સામે બાથ ભીડી, તેમાં તેમનો હેતુ રાજકીય તેમજ ધાર્મિક હતો; પણ શાર્લમેને તેમને હરાવ્યા અને ખ્રીસ્તી થવાની ફરજ પાડી. વળી જે કોઇ પોતાના જુના ધર્મમાં પાછો જાય તેની વિરૂદ્ધ સખત કાયદાઓ ઘડવામાં આવ્યા. આ લોકોમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર બધો આ પ્રકારનો ન હતો; તેઓમાં લુઇડગેર અને વીલીહાદ નામના બે ઉપદેશકોએ ખ્રીસ્તી ધર્મનો પ્રચાર શાંતિથી કર્યો હતો. છતાં સાક્સન લોકો ઇ. સ. ૮૦૪ માં જ્યારે ફ્રાંક રાજ્યસત્તાને પૂર્ણ રીતે આધીન થયા ત્યારેજ તેમણે ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો. ખ્રીસ્તી ધર્મ યુરોપના ઉત્તર તથા પૂર્વ ભાગમાં આગળ વધી શક્યો નહિ, કેમકે તેનું કારણ એજ હતું કે ત્યાંની સ્લાવ પ્રજાએ તેનો સખત વિરોધ કર્યો હતો.

સાકસન લોકોમાં ધર્મપ્રચાર.

આ સમયમાં પૂર્વમાં એક નવા ધર્મનો ઉદય થયો હતો, અને ખ્રીસ્તી ધર્મના પ્રચાર ઉપર તેની અસર બહુજ થઇ હતી. આ નવો ધર્મ ઇસ્લામ કે મુસલમાની ધર્મ નામે ઓળખાતો હતો. તેની ઉત્પત્તિ અરબસ્તાનમાં થઇ હતી, અને તેનો મૂળ પ્રવર્તક મહમ્મદ પેગંબર હતો. તે ઘણું કરીને ઇ. સ. ૫૭૨માં મક્કામાં જનમ્યો હતો. તેણે પોતાની જીંદગીની શરૂઆતનો કેટલોક ભાગ અપ્રસિદ્ધિમાં ગાળ્યો હતો; પણ તે દરમિયાન તેનું ધર્મચિંતન ચાલુજ હતું. તે જુદા જુદા કાફલાઓ સાથે જુદા જુદા દેશમાં ફરતો, અને ત્યાંના લોકોની ધાર્મિક અને સામાજિક સ્થિતિનું બારીક રીતે નિરીક્ષણ કરતો. તેની આવી મુસાફરીમાં તેણે યહુદી ધર્મ અને ખ્રીસ્તી ધર્મ વિષે ઘણું જ્ઞાન મેળવ્યું હતું, અને તેમના સત્યાસત્યના સંબંધમાં નિર્ણય પણ કર્યો હતો. વળી તેમની સાથે પોતાના જાતિબંધુઓ—અરબ લોકો—ની ધાર્મિક અને સામાજીક સ્થિતિની તુલના કરી હતી, અને તેમાં ઘણો સુધારો થવો જોઇએ એમ તે ચોક્કસ માનતો હતો. યહુદી ધર્મમાં રહેલા એકેશ્વરવાદ ઉપર તેને ઘણો વિશ્વાસ બેઠો હતો, અને ખ્રીસ્તી ધર્મમાં એ એકેશ્વરવાદની વિકૃતિ થઇ છે એમ તે માનતો હતો. ઇસુ ખ્રીસ્ત પ્રત્યે તેને ઘણો પૂજ્યભાવ હતો, અને તેને તે તેના—ઇસુના—કાળ સુધી થઇ ગએલા સર્વ પેગંબરોમાં સર્વથી મહાન ગણતો હતો. એમ છતાં તેને તે ઇશ્વરનો પુત્ર માનતો ન હતો. વળી એ અરસામાં સીરીઆ, પાલેસ્ટાઇન વગેરે

મહમ્મદ પેગંબર.

દેશોમાં ખ્રીસ્તી ધર્મનું જે સ્વરૂપ પ્રચલિત હતું તે, તેના અનુયાયીઓના મતભેદ તથા તેમના જીવનમાં ઉચ્ચ અને આત્મિક ભાવની ખામીને લીધે, અન્ય લોકોને આકર્ષી શકે તેવું રહ્યું ન હતું. આ બધાં કારણથી મહમ્મદ પેગંબરે યહુદી ધર્મ અને ખ્રીસ્તી ધર્મમાંથી કેટલાંક તત્ત્વો લીધાં, અને તેમાં પોતે કેટલોક ઉમેરો કરીને ચાળીસ વર્ષની ઉમરે પોતે પેગંબર તરીકે બહાર પડયો. તે અઠાવીસ વર્ષની ઉમરનો હતો ત્યારે તેની સાથે ખદીજા નામની એક ધનવાન વિધવાએ લગ્ન કર્યું હતું, અને તેથી કરીને તે કેટલીક ચિંતામાંથી મુક્ત થયો હતો, એટલુંજ નહિ પણ એ શાણી સ્ત્રીએ તેને તેના ધાર્મિક ચિંતન અને કાર્યમાં સારો ટેકો આપ્યો હતો. વળી તેણેજ તેનો પેગંબર તરીકેનો દાવો પ્રથમ સ્વીકાર્યો હતો. થોડાજ વખતમાં તેનો પિત્રાઇભાઇ અલી અને તેનો મિત્ર અબુબકર તેના શિષ્ય થયા. આ વખતે મહમ્મદે માત્ર બેજ સિદ્ધાંત લોકોની આગળ રજુ કર્યા હતા: (૧) અલ્લાહ (પરમેશ્વર) એક છે; અને (૨) મહમ્મદ તેનો પેગંબર છે. આ વખતે અરબ લોકોમાં દેવદેવીઓ પૂજાતાં હતાં, તેથી મહમ્મદના આ નવા ધર્મના પ્રચારથી લોકોમાં ખળભળાટ ઉઠયો, અને એક બાજુ જેમ જેમ તેના શિષ્યોની સંખ્યા વધતી ગઇ તેમ તેમ તેના વેરીઓ પણ વધતા ગયા. આખરે એવી સ્થિતિ ઉભી થઇ કે મક્કાના કોરેશી કહેવાતા રાજ્યકર્તાઓ તેની સામે ઉઠયા, તેથી મહમ્મદને ઇ. સ. ૬૨૨ માં મક્કા છોડી મદીને નાસી જવું પડયું. મુસલમાન લોકો આ વર્ષથી પોતાનો સંવત ગણે છે. મદીના અને મક્કા વચ્ચે રસાકસી ચાલતી હતી, તેથી મહમ્મદને ત્યાં આશ્રય મળ્યો અને તે તરતજ ત્યાંના લોકોનો ધર્મની તથા રાજકીય બાબતોમાં નેતા થયો. આ પછી તેણે પોતાના ધર્મનો પ્રચાર જોસભેર કરવા માંડયો, અને તેમાં તે એવો ફતેહમંદ થયો કે ઇ. સ. ૬૩૦ માં તે ફરી મક્કે ગયો, અને ત્યાંની મૂર્તિઓનો તેણે નાશ કર્યો. વળી સાથે સાથે તેનો અધિકાર આજુબાજુના જુદી જુદી જાતના લોકો ઉપર જામ્યો. ઇ. સ. ૬૩૨ માં તે મૃત્યુ પામ્યો.

પ્રથમ મહમ્મદે માત્ર અરબસ્તાનમાંજ એકેશ્વરવાદ ફેલાવવા ઇચ્છયું હોય એમ લાગે છે, પણ આગળ જતાં યહુદીઓ તેની વિરૂદ્ધ થયા તેથી તેણે તેઓમાં અને ખ્રીસ્તીઓમાં પોતાના ધર્મનો પ્રચાર કરવાનો નિશ્ચય કર્યો હતો. વળી સાથે સાથે એ ધર્મ આખી દુનિયામાં ફેલાય એ માટે પણ તેણે પ્રયત્ન આદર્યો હતો. દુઃખની વાત એ છે કે આ ધર્મપ્રચારમાં મહમ્મદે અમુક અંશે તરવારનો ઉપયોગ કર્યો હતો. મુસલમાન લોકો કદાચિત્ એમ કહેતા હશે કે મહમ્મદે માત્ર પોતાના રક્ષણાર્થે તરવારનો ઉપયોગ કર્યો હતો, અને એવાજ સંજોગોમાં બીજાને તેનો ઉપયોગ કરવાની છુટ આપી છે, પરંતુ એટલું તો ચોક્કસ છે કે તેણે ધર્મના પ્રચારમાં સ્વરક્ષણાર્થે પણ મનુષ્યની હિંસાને સ્થાન આપ્યું છે, તેથી તે એ બાબતમાં બૌદ્ધ, જૈન અને ખ્રીસ્તી ધર્મથી જુદો પડે છે. પૃથ્વી ઉપરના આ ત્રણ (અને માત્ર ત્રણજ) ધર્મોમાં

મહમ્મદનો ધર્મ સાર્વજનિક થયો.

હિંસાનો સાધારણ સ્વરક્ષણ કાજે પણ નિષેધ કરવામાં આવ્યો છે, તો પછી ધર્મના પ્રચાર માટે તેનો અધિક પ્રમાણમાં નિષેધ કરવામાં આવ્યો હોય એમાં કંઇ નવાઇ નથી. એ ખરૂં છે કે આ ધર્મના ઘણા અનુયાયીઓએ ધર્મને નામે હિંસા કરી છે, પણ તેથી તે ધર્મને અથવા તેના પ્રવર્તકોને કંઇ કલંક લાગતું નથી.

મુસલમાન ધર્મના કેટલાક સિદ્ધાંતો.

મહમ્મદના ધાર્મિક સિદ્ધાંત તથાં તેનાં ફરમાન એક પુસ્તકમાં એકત્ર કરવામાં આવ્યાં છે. એ પુસ્તક "કુરાન" છે. મુસલમાન લોકો એમ માને છે કે આ પુસ્તકમાં જે કંઇ છે તે મહમ્મદને ગાબ્રીએલ નામના દૂતે કહેલું છે, તેથી તેઓ કુરાનને ઇશ્વરની વાણી તરીકે સ્વીકારે છે. આ પુસ્તકમાં ઘણું એવું છે કે જે જુના અને નવા કરારમાં, યહુદી લોકોનાં અન્ય પુસ્તકોમાં, અને ખ્રીસ્તીઓએ માન્ય રાખ્યાં નથી એવી દંતકથાઓનાં પુસ્તકોમાં મળી આવે છે. ઇશ્વર અને મનુષ્ય વચ્ચેનો જે ભેદ જુના કરારમાં જોવામાં આવે છે તે ઉપર વિશેષ ભાર મૂકવામાં આવ્યો છે, અને ખ્રીસ્તી ધર્મે આ બાબતમાં જે નવું શિક્ષણ આપ્યું છે તેનો કંઇ પણ અંશ આ પુસ્તકમાં જોવામાં આવતો નથી, અને તે એટલે સુધી કે ઇશ્વરને "પિતા" કહેવામાં પણ મુસલમાન લોકો પાપ માને છે. ઇશ્વરનાં ગુણલક્ષણમાં તેના સર્વ-સમર્થપણા ઉપર મુખ્ય ભાર મૂકવામાં આવ્યો છે, અને તેની ઇચ્છાથીજ કુદરતમાં તેમજ માનવી જીવનમાં સર્વ કંઇ થાય છે. આ માન્યતામાં માનવી પુરૂષાર્થને સ્થાન નથી, અને મુસલમાન લોકો કેવળ "કીસ્મત" અર્થાત્ નસીબ પર આધાર રાખે છે. મુસલમાન ધર્મમાં એક બીજી મોટી ખામી જોવામાં આવે છે તે એ છે કે તેમાં વિષયવાસનાની તૃપ્તિને મનુષ્યજીવનમાં જોઇએ તે કરતાં ઘણું વધારે સ્થાન આપવામાં આવ્યું છે. સ્ત્રીનું સ્થાન છેક હલકું છે, અને પુરૂષને ચાર સ્ત્રી પરણવાની છુટ આપી છે. મહમ્મદે પોતે સાતેક સ્ત્રીઓ કરી હતી અને તેમાંની એક તો છેક નાની ઉમરની છોકરી હતી. સ્વર્ગમાં પણ "હુરીઓ" જે એક પ્રકારની અપ્સરાઓ અથવા પરીઓ છે તેમને સ્થાન આપવામાં આવ્યું છે, અને જે કોઇ આ પૃથ્વી ઉપર પુણ્ય કરી ત્યાં જાય છે તેમને એ "હુરીઓ" પ્રાપ્ત થશે એમ કહેવામાં આવ્યું છે. મુસલમાન લોકોમાં એક કરતાં વધારે સ્ત્રી પરણવાની જે છુટ આપી છે તેના સંબંધમાં મુસલમાન લોકો કેટલીક વાર એવો બચાવ કરે છે કે મહમ્મદના કાળમાં અરબ લોકોમાં એકેક માણસ ઘણી સ્ત્રીઓ કરતો અથવા રખાત તરીકે રાખતો, અને મહમ્મદે માત્ર "ચાર" સ્ત્રીની છુટ આપી તેમાં સુધારો કર્યો છે. આમાં કેટલુંક સત્ય છે, પણ એ કારણથીજ એ ધર્મ સાર્વજનિક થતો અટકે છે. એમ છતાં ઇતિહાસ તરીકે અત્રે એ વાતનો સ્વીકાર કરવો જોઇએ છે કે મુસલમાન ધર્મમાં સ્ત્રીને વારસામાં થોડો પણ હક્ક આપવામાં આવ્યો છે, તેથી તે કેટલેક અંશે સ્વતંત્ર છે. ઉપર કેટલીક વાત જણાવવામાં આવી છે તે બાદ કરતાં મુસલમાન ધર્મમાં એવું ઘણું જોવામાં આવે છે કે જે નીતિનું અને કેટલેક અંશે

ભક્તિનું પણ પોષક છે. ભ્રાતૃભાવ તો સારી રીતે તેમનામાં જોવામાં આવે છે, અને આજે પણ જુદા જુદા દેશના અને ભિન્ન ભિન્ન જાતિના મુસલમાનો પ્રેમભાવથી વર્તે છે. તેમાં રહેલાં આવાં કેટલાંક તત્ત્વને લીધેજ મુસલમાન ધર્મ—ઇસ્લામ—પૃથ્વીના ઘણા દેશોમાં ફેલાઇ શક્યો. આ બધું જોતાં ઇતિહાસકારને એમ કહેવુંજ પડે છે કે ઇસ્લામ એ પૃથ્વી ઉપરના મોટા ધર્મોમાંનો એક છે, અને આગળ જતાં ખ્રીસ્તી ધર્મના પ્રતિસ્પર્ધી તરીકે આ એકજ ધર્મ રહે એ પણ અસંભવિત નથી.

મુસલમાન ધર્મનો પ્રચાર.

મુસલમાન ધર્મની એક વિશેષતા એ છે કે તેમાં રાજકીય અધિકાર અને ધાર્મિક અધિકાર એ બન્નેને એકત્ર કરેલા છે. આથી મુસલમાન ધર્મ એક રાજ્ય અથવા સામ્રાજ્ય તરીકે પ્રથમથીજ ફેલાયો. એ ધર્મમાં જુદી જુદી જાતિના લોકોને એકત્ર કરવાની શક્તિ હતી, તેથી થોડાજ વખતમાં તેની અસરથી આખું અરબસ્તાન એક થયું અને પછી અરબસ્તાનના લોકોએ બીજા લોકોને જીતવા માંડયા. ધર્મ ફેલાવવો અને રાજ્ય વધારવું એ તેમને માટે એકજ હતું, તેથી સર્વ મુસલમાન લોકો આ કાર્ય અતિ ઉત્સાહથી કરવા લાગ્યા અને તેને માટે જે ભોગ આપવો પડે તે આપવા તેઓ તૈયાર થયા હતા. મહમ્મદના ઉત્તરાધિકારીઓ ખલીફ કહેવાયા, અને તેઓ સર્વ મુસલમાન લોકોના ધર્મના તેમ રાજકીય નેતા હતા. આ ખલીફોએ પ્રથમ રૂમી સામ્રાજ્યના પૂર્વના દેશો કબજે કર્યા. આ વખતે રૂમી સામ્રાજ્ય નબળું પડયું હતું, તેથી મુસલમાન લોકો માટે આ કાર્ય કંઇ મુશ્કેલ ન હતું. લગભગ સાતમા સૈકાના વચલા ભાગમાં તેમણે દમસ્ક શહેર અને યરૂશાલેમ કબજે કર્યાં, અને પછી આફ્રિકાનો કેટલોક ભાગ જીતી લીધો. ઇરાનની પણ એજ સ્થિતિ થઇ. આઠમા શતકની શરૂઆતમાં મુસલમાન લોકો સ્પેનમાં જઇ પહોંચ્યા, અને તેમણે આઠ વર્ષમાં એ આખો દેશ કબજે કર્યો. ત્યાંથી તેઓએ પીરીનીઝ પર્વત ઓળંગીને ગાલનો દક્ષિણ ભાગ જીત્યો. આ પ્રમાણે મુસલમાન ધર્મ ખ્રીસ્તી ધર્મને પૂર્વ અને પશ્ચિમ એ બન્ને બાજુથી વીંટળાઇ વળ્યો હતો. તેનું પરિણામ ખ્રીસ્તી ધર્મને માટે બહુ ખરાબ આવત, પરંતુ સુભાગ્યે ગાલમાં તુર અને પોઇતીએરના મેદાન ઉપર શહેનશાહ ચાર્લસે તેમને એવો તો સખત માર માર્યો કે ત્યારથી તે ચાર્લસ માર્ટેલ, એટલે હથોડા, તરીકે ઓળખાવા લાગ્યો. આથી યુરોપમાં મુલસમાન ધર્મ આગળ વધતો અટક્યો અને પરિણામે માત્ર યુરોપનોજ નહિ પણ આખી દુનિયાનો ઇતિહાસ બદલાયો.

મુસલમાન લોકોએ સ્પેનનો કબજો લઇ ત્યાં વિજ્ઞાન અને કળાનું શિક્ષણ આપવા કેટલાંક વિદ્યાલયો ખોલ્યાં હતાં, અને એ રીતે તેમણે યુરોપ ઉપર એક મોટો ઉપકાર કર્યો છે. આ વિદ્યાલયોમાંનાં સારામાં સારાં બે ગ્રેનાડા અને કોર્ડોવામાં હતાં, અને ત્યાં જુદા જુદા દેશોમાંથી યહુદી અને ખ્રીસ્તી વિદ્યાર્થીઓ વિદ્યાપ્રાપ્તિ માટે જતા હતા. આ વિદ્યાર્થીઓ પોતાના દેશમાં પાછા ફરતાં પોતે પ્રાપ્ત કરેલા જ્ઞાનનો પ્રચાર કરતા, અને એ રીતે તે સમયમાં યુરોપમાં ઘણું જ્ઞાન વધ્યું હતું.

## પ્રકરણ ૨ જું.

### ખ્રીસ્તી જીવન; ભજનસેવા અને સિદ્ધાંત.

કોન્સ્ટાન્ટીનના સમય પછી રૂમી સામ્રાજ્યમાં મંડળી અને રાજ્ય વચ્ચે નિકટનો સંબંધ હતો એ આપણે જોઇ ગયા છીએ. જર્મન પ્રજાઓમાં જ્યાં જ્યાં ખ્રીસ્તી ધર્મ ફેલાયો ત્યાં ત્યાં રાજ્ય અને મંડળી વચ્ચેનો સંબંધ એવીજ જાતનો હતો. એમ છતાં આ બધા દેશમાં મંડળી સ્વતંત્ર તો હતીજ. માત્ર ફ્રાંક લોકોમાં મંડળીની સ્થિતિ જુદી હતી. ત્યાં મંડળી રાજ્યના એક અંગ જેવી હતી, અને અધ્યક્ષો તથા મહંતોને લશ્કરી નોકરીમાંથી મુક્ત કરવામાં આવ્યા હતા, તોપણ એ છુટ માત્ર નામની હતી, અને રાજ્ય સાથેનો તેમનો બીજો સંબંધ પણ બીજા અમીરઉમરાવોના જેવોજ હતો. આથી જ્યારે એ લોકોના રાજાને ધન વગેરેની જરૂર પડતી ત્યારે તે મંડળીની મિલ્કત પોતાનીજ ગણીને લઇ લેતો. વળી અધ્યક્ષોની ચુંટણી કરવામાં પણ રાજા ઘણી વખતે વચ્ચે પડતો. આ બધાનું પરિણામ મંડળીના અધિકારીવર્ગમાં સારૂં થયું ન હતું, અને સ્વાભાવિક રીતે તેઓમાં દુનિયાદારીનો ભાવ બહુ મોટા પ્રમાણમાં જોવામાં આવતો હતો. પાછળથી આ સ્થિતિમાં કેટલોક સુધારો કરવામાં આવ્યો હતો, અને તેમાં મહાન શાર્લમેનનો હાથ વિશેષ હતો. આ બાબતમાં ઇંગ્લાંડની સ્થિતિ ફ્રાંક લોકોની સ્થિતિથી જુદી જાતની હતી. ત્યાંનો પાળકવર્ગ મોટે ભાગે સાધુઓનો હતો, તેથી તેઓ અમીરઉમરાવોની માફક રાજાના અંગરૂપ થયા નહોતા. સ્પેનનો ઇતિહાસ વળી કંઇક જુદોજ છે. ત્યાંની રાજ્યસત્તાને મંડળીના નૈતિક ટેકાની જરૂર હોવાથી તેણે તે આપ્યો હતો, અને રાજ્યનેજ અમુક અંશે ધર્મરાજ્ય જેવું ગણ્યું હતું.

*જુદા જુદા દેશમાં રાજ્ય અને મંડળીનો સંબંધ.*

આ અરસામાં જુદા જુદા દેશોમાં જરૂર જણાતાં અધ્યક્ષોની સભાઓ ભરાતી હતી, પણ માત્ર ફ્રાંક લોકોમાં કેટલાક વખત સુધી તેમ થયું ન હતું. આ સ્થિતિમાં બોનીફાસ અને શાર્લમેને કેટલોક સુધારો કર્યો હતો. ઇંગ્લાંડમાં આવી સભાઓમાં રાજાઓ તથા અમીરઉમરાવો પણ હાજર રહેતા, પરંતુ તેમનું કાર્ય ત્યાં અધ્યક્ષોએ કરેલા નિર્ણય બહાલ રાખવા સિવાય વધારે ન હતું.

*અધ્યક્ષોની સભાઓ.*

છેલ્લા બે ચાર શતક થયાં ખ્રીસ્તી ધર્મ તેના શુદ્ધ સ્વરૂપમાં કેટલેક અંશે માત્ર સાધુઓમાં જોવામાં આવતો હતો તે આગળ જોઇ ગયા છીએ. અહીં જે

**ફ્રાંસ દેશની મંડળીની સુધારણા.**

સમયની વાત કરવામાં આવે છે તેમાં જુદા જુદા દેશની મંડળીઓની સ્થિતિ સરખાવતાં આ વાતનું સત્ય વિશેષ પ્રમાણમાં સિદ્ધ થાય છે. ઇંગ્લાંડ અને જર્મનીમાં મોટે ભાગે સાધુઓ ધર્મનો પ્રચાર કરતા હતા, તેમજ પાળકવર્ગ તરીકેનું કાર્ય પણ બજાવતા હતા. આથી તેઓમાં સુધારણા કરવાની જરૂર ન હતી, પણ ફ્રાંસ દેશની સ્થિતિ જુદી હતી. ત્યાંનો પાળકવર્ગ સાધુઓનો ન હતો. વળી પાળકવર્ગના નીચલા અધિકારીઓ તો ઘણી વાર ગુલામોમાંથી નીમવામાં આવતા હતા. આ સ્થિતિમાં સુધારો કરવાનો પ્રયત્ન ઇ. સ. ના આઠમા શતકના મધ્ય ભાગમાં થયો હતો. એ વખતે બધા પાળકોને એક ગૃહમાં ભેગા રહેવું અને બેનેડીકટાઇન સાધુઓના જેવા નિયમ પાળવા એમ ઠરાવવામાં આવ્યું હતું. સાધુઓમાં અને આ પાળકવર્ગમાં એટલોજ ફેર હતો કે આ લોકોને પોતાની ખાનગી મિલકત રાખવાની છુટ હતી. આ સુધારો કરવામાં મેટઝનો અધ્યક્ષ ક્રોડીગાંગ, જે ઇ. સ. ૭૬૬ માં ગુજરી ગયો, તેણે મુખ્ય ભાગ લીધો હતો. આ સુધારો માત્ર પાળકવર્ગના સામાન્ય અધિકારીઓમાંજ નહિ, પણ અધ્યક્ષોમાં પણ કરવાનો હતો. એ વખતે અધ્યક્ષોની ચુંટણી સંબંધી કશું પણ નિયમિત ધોરણ ન હતું, અને ઘણા માણસો માત્ર લાગવગથી ચુંટાતા અથવા નીમાતા. સ્વાભાવિક રીતે આવી રીતે થએલા અધ્યક્ષો પોતાની જવાબદારી સમજતા ન હતા અને ફાવે તેમ વર્તતા. આવા અધ્યક્ષોનું પાળકવર્ગમાં બહુ વજન ન રહે એ પણ સ્વાભાવિક છે, ઉલટું તેઓ પણ અધ્યક્ષોનું અનુકરણ કરતા. વળી ફ્રાંસમાં આ વખતે રાજકીય અશાંતિ અને અસ્થિરતા હોવાથી મુખ્ય અધ્યક્ષ જેવી સંસ્થા જેવું બહુ રહ્યું ન હતું. બોનીફાસે તે ફરી સ્થાપવા પ્રયત્ન કર્યા, પણ તેમાં તે જેમ જોઇએ તેમ ફતેહમંદ થયો નહિ. એ બાબતમાં ઇંગ્લાંડની સ્થિતિ વધારે સારી હતી, કારણકે ત્યાં કેન્ટર્બરી જેવી મુખ્ય ધર્માધ્યક્ષની ગાદી હતી, અને અધ્યક્ષો તેને આધીન રહેતા હતા. ફ્રાંસના અધ્યક્ષો આવી કોઇ ગાદીને આધીન રહેવા કરતાં રૂમની ગાદીને આધીન રહેવાનું વધારે પસંદ કરતા હતા, અને એ કારણથી તેમણે રૂમી ગાદીની સત્તા વધારી હતી.

**પાપાની સત્તામાં વૃદ્ધિ.**

આ અરસામાં યુરોપમાં ધાર્મિક, સામાજિક અને રાજકીય અવ્યવસ્થા ઘણી હતી છતાં રૂમના પાપાની સત્તા ટકી રહી, એટલુંજ નહિ પણ તે વધારે પ્રબળ થતી ગઇ. આમ થવાનાં મુખ્ય કારણ ત્રણ હતાં: ૧. જુદા જુદા પાપાઓનાં પોતાનાં ચારિત્ર અને દીર્ઘદૃષ્ટિ; ૨. રૂમી ગાદીનો ધર્મપ્રચારકાર્ય માટેનો અત્યંત ઉત્સાહ જેને લઇને નવા નવા લોકો તેને આધીન થતા ગયા; અને ૩. ફ્રાંક લોકોના રાજા પેપિન સાથે રૂમી ગાદીએ કરેલી સંધિ. આ વખતે જે કેટલાક પાપા થયા તેઓમાં ગ્રેગોરી જેને "મહાન" એવું ઉપનામ આપવામાં આવ્યું છે તે સુપ્રસિદ્ધ છે. તે નિવૃત્તિ-

પરાક્રમણ સાધુ હતો, અને તેને તેની અસાધારણ શક્તિ માટે મંડળીની પ્રવૃત્તિમાં લોકોએ માત્ર આગ્રહથી ખેંચી આણ્યો હતો. ચઢતાં ચઢતાં તે છેવટે પાપા થયો (૫૯૦) અને તે પોતે બહુ વિદ્વાન ન હતો છતાં જે સહુથી ચાર મહાન લાટીન ધર્મપિતાઓ છે તેમાંનો તે એક છે. તે ભક્તિમાન હતો તેમજ તેનામાં નૈતિક ઉત્સાહ પણ ઘણો હતો. આ ઉપરાંત તેને ખ્રીસ્તી ધર્મનું પ્રચારકાર્ય બહુ પ્રિય હતું, અને રૂમનો પાપા જેને તે દેવના પ્રતિનિધિ તરીકે ગણતો હતો તેનો અધિકાર વધે એમ તે ઇચ્છતો હતો. તેણે ઈંગ્લાંડમાં ધર્મપ્રચારકો મોકલ્યા, અને ત્યાં અંગ્રેજી મંડળીનો પાયો નાખી તેને રૂમની ગાદી સાથે જોડી દીધી. સ્પેનની મંડળીમાં પણ તેણે પોતાનો અધિકાર સ્થાપ્યો. ત્યાંની મંડળી પ્રથમ આરીઅસનો મત માનતી હતી, પણ ઇ. સ. ૫૮૯માં સ્પેનના રાજાએ સાર્વત્રિક ખ્રીસ્તી મત સ્વીકાર્યો, તેથી ત્યાંની મંડળી પણ સાર્વત્રિક મતવાદી થઇ. પાછળથી અહીંની મંડળીમાં એક પ્રકારનો સ્વાતંત્ર્યનો ભાવ ઉદ્‌ભવ્યો અને ઇ. સ. ૭૦૧માં સ્પેનના રાજાએ રૂમની ગાદીને કોઇ પણ બાબતમાં અરજ કરવાની મના કરી. પરંતુ આ દેશ થોડી મુદ્દત પછી મુસલમાન લોકોના કબજામાં ગયો, તેથી ત્યાંના રાજાના આ હુકમનો અમલ થયો નહિ. ગ્રેગોરીએ ફ્રાંસની મંડળીને પણ રૂમી ગાદી સાથે વધારે ગાઢ સંબંધમાં જોડી. આ સર્વ ઉપરાંત તેણે રૂમી મંડળીમાં જે કાંઇ પાખંડી મત ઉભા થયા હતા અથવા અવ્યવસ્થા જોવામાં આવતી હતી તે સર્વ દૂર કર્યાં. વળી તેણે રૂમી ગાદીને નવું સ્વરૂપ આપીને તેની સત્તામાં ઘણો વધારો કર્યો. રૂમ અને કોન્સ્ટાન્ટીનોપલની ગાદી વચ્ચે પ્રતિસ્પર્ધા ચાલતી હતી એ આપણે પહેલાં જોઇ ગયા છીએ. આ પ્રતિસ્પર્ધામાં દિનપ્રતિદિન વૃદ્ધિ થતી હતી. વળી આ અરસામાં રૂમ કોન્સ્ટાન્ટીનોપલમાં રાજ્ય કરતા સમ્રાટને આધીન હોવાથી કોન્સ્ટાન્ટીનોપલના અધ્યક્ષે રૂમના અધ્યક્ષ કરતાં પોતે મોટા હોવાનો દાવો કર્યો, અને "સાર્વત્રિક પિતૃરાજ" એવું નામ ધારણ કર્યું. રૂમના અધ્યક્ષે તેની સામે વાંધો લીધો, પણ તેનું કંઇ ખાસ પરિણામ ન આવતાં ગ્રેગોરીએ પોતાને માટે "દાસાનુદાસ" એવું નામ ધારણ કર્યું, અને ત્યાર પછી એ નામ પ્રત્યેક પાપાએ પોતાનું કરી લીધું હતું.

ગ્રેગોરી પહેલો, અથવા "મહાન," ઇ. સ. ૫૪૦-૬૦૪.

પણ રૂમ અને કોન્સ્ટાન્ટીનોપલ વચ્ચેનો કજીઓ આટલેથીજ બંધ થયો નહોતો. ઇ. સ.ના સાતમા સૈકાની આખરમાં કોન્સ્ટાન્ટીનોપલમાં એક સભા ભરાઇ, અને તેમાં પસાર થએલા ધારાઓમાંના કેટલાક રૂમને અણગમતા હતા. આ સભામાં પાળકવર્ગને લગ્ન કરવાની છુટ આપવામાં હતી. ખાલ્સેડોનની સભાએ કોન્સ્ટાન્ટી-નોપલના પિતૃરાજને જે અધિકાર આપ્યો હતો તે દૃઢ કરવામાં આવ્યો હતો, અને ઇસુનાં ચિત્રો વગેરે દેવળમાં રાખવાની મના કરવામાં આવી હતી. આ બધું રૂમના પાપાને માન્ય નહિ હોવાથી તેણે પશ્ચિમમાં આ સભાનાં

કોન્સ્ટાન્ટી-નોપલની સભા, ૬૯૨.

ફરમાન જાહેર કરવાની મના કરી. તેથી આ બન્ને મુખ્ય મંડળીઓ વચ્ચેનો વિરોધ વધ્યો. વળી આઠમા સૈકામાં આ બે મંડળીઓ વચ્ચે મૂર્તિઓ સંબંધીનો વાદવિવાદ ફરીથી શરૂ થયો. સમ્રાટ લીઓ ત્રીજાએ દેવળોમાં મૂર્તિઓ ન રાખવાનું ફરમાન કાઢયું હતું, પણ રૂમે તે માન્ય રાખ્યું નહિ, તેથી સમ્રાટે દક્ષિણ ઇટાલી અને સીસીલી ઉપરનો અધિકાર રૂમ પાસેથી લઇને કોન્સ્ટાન્ટીનોપલના અધ્યક્ષને સોંપ્યો. આ પ્રમાણે રૂમ અને કોન્સ્ટાન્ટીનોપલના અધ્યક્ષ તથા આ શહેરમાં રહેતા સમ્રાટ વચ્ચે વિરોધ ચાલતો હતો, તેવામાં લોમ્બાર્ડ લોકો જે રૂમ અને ઇટાલીને કબજે કરવાની વાટ જોઇ રહ્યા હતા તેમણે આ તક સાધીને જ્યાં સમ્રાટનો પ્રતિનિધિ રહેતો હતો તે રાવેના નામનું શહેર જીતી લીધું.

આ વખતે રૂમની સ્થિતિ બહુ કફોડી થઇ પડી હતી. રૂમના સમ્રાટને આધીન રહેવું એ તેને માટે અશક્ય હતું. વળી એ સમ્રાટ એટલો બધો નબળો થઇ ગયો હતો કે તે લોમ્બાર્ડ લોકોથી તેમનું રક્ષણ કરી શકે એ અસંભવિત હતું. વળી લોમ્બાર્ડ લોકોને આધીન રહેવું એ પણ તેને માટે લાભકારક ન હતું. એ લોકો કેટલેક અંશે લુટારાઓ જેવા હતા, તેથી તેમના ઉપર બહુ આધાર રાખી શકાય તેમ ન હતું. આ સ્થિતિમાં ફ્રાંક લોકોના રાજા ચાર્લ્સ માર્ટેલ જેણે ખ્રીસ્તી ધર્મનું મુસલમાન લોકોથી રક્ષણ કર્યું હતું તેના ઉપર રૂમના અધ્યક્ષે નજર નાખી, અને ઇ. સ. ૭૪૧ માં ગ્રેગોરી ત્રીજાએ તેને પોતાની કુમકે આવવા વિનંતી કરી, પણ એવામાં ચાર્લ્સનું મૃત્યુ થવાથી તેની મદદ મળી શકી નહિ. ચાર્લ્સથી તે ન થયું તે તેના પુત્ર પેપીને કર્યું. તેના હાથમાં ફ્રાંસ દેશની રાજ્યસત્તા હતી પણ તે ત્યાંનો રાજા કહેવાતો ન હતો. આથી તેને પાપાની મદદની જરૂર હોવાથી તેણે તે તેની પાસે માગી. પાપાએ તેની માગણી તરત સ્વીકારી, અને સ. ઇ. ૭૫૧ માં ફ્રાંસ દેશના રાજા તરીકે પેપીનનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. આના બદલામાં પેપીને લોમ્બાર્ડ રાજાના હાથમાંથી રૂમને બે વાર છોડાવ્યું, અને તેણે જીતેલો દેશ તેની પાસેથી પાછો લઇ પાપાને સોંપ્યો. આ પ્રમાણે રૂમના અધ્યક્ષ અને ફ્રાંસના રાજા વચ્ચે જે સંધિ થઇ તેને પરિણામે રૂમની ગાદીની રાજકીય સત્તાનો પાયો નંખાયો. વળી જે "પવિત્ર રૂમી સામ્રાજ્ય" તરતજ ઉભું થવાનું હતું તેનું બીજ આ સંધિમાં રહેલું હતું, અને એને લીધે યુરોપમાં મધ્ય કાળના ઇતિહાસનું સ્વરૂપ બદલાયું. એ બધું ધ્યાનમાં લેતાં આ સંધિથી મધ્યકાળની શરૂઆત થતી હોવાથી એ એક અતિ અગત્યની બીના છે.

ફ્રાંક સત્તા અને રૂમના પાપા વચ્ચે સંધિ.

પેપીન ઇ. સ. ૭૬૮માં ગુજરી ગયો, અને તેની ગાદીએ તેનો પુત્ર શાર્લમેન જે "મહાન" કહેવાય છે તે આવ્યો. પેપીનના મૃત્યુ પછી લોમ્બાર્ડ લોકોએ રૂમ ઉપર ફરી ચઢાઇ કરી, પણ શાર્લમેને ત્યાં જઇ તેમને હાંકી કાઢયા, અને ઇટાલીનો જે પ્રદેશ તેમના હાથમાંથી લઇ લઇને તેના બાપે પાપાને આપ્યો

"મહાન" શાર્લમેન.

હતો તે તેણે તેને ફરી સોંપ્યો. વળી તેણે કરેલું ખાસ કામ ઇટાલીમાં પાપાની સત્તા ઉપર પોતાનું આધિપત્ય સ્થાપવાનું હતું. હજુ પાપા પૂર્વના સમ્રાટને આધીન હતો પણ તે આધીનતા માત્ર નામની હતી. હવે તે ખરી રીતે શાર્લમેનને આધીન બન્યો. તેના બાપને અને તેને પાપાએ "પેટ્રીશીઅન" નામનો ઇલ્કાબ આપ્યો હતો, અને તેને લીધે તેમની પદવી અમુક અંશે રાવેન્નામાં પૂર્વના સમ્રાટનો જે પ્રતિનિધિ રહેતો હતો તેની પદવીના જેવી હતી, પરંતુ શાર્લમેન બહુ સબળ હોવાથી આ અધિકારનો પૂરો લાભ લઇ શક્યો. થોડા વખત પછી રૂમમાં ફરી બંડ ઉઠવાથી પાપા નાસીને શાર્લમેન પાસે ગયો, અને તેણે પાછા આવીને શાંતિ સ્થાપી. આ વખતે એટલે ઇ. સ. ૮૦૦માં નાતાલના દિવસેજ રૂમના મોટા દેવળમાં ભજનસેવા ચલાવ્યા પછી એક મહાન સમુદાયની હાજરીમાં પાપાએ રૂમના સમ્રાટ તરીકે શાર્લમેનનો રાજ્યાભિષેક કર્યો. આ કાર્ય કરવામાં લીઓ ત્રીજો પાપા તરીકે તેમજ રૂમી લોકોના પ્રતિનિધિ તરીકે વર્ત્યો હતો. રૂમી સામ્રાજ્ય લગભગ છેલ્લાં ત્રણસો વર્ષ થયાં માત્ર નામનું રહ્યું હતું, તોપણ લોકો સ્વાભાવિક રીતે તેને માટે ઘણું અભિમાન ધરાવતા હતા, અને પૂર્વ તથા પશ્ચિમ વચ્ચે ઘણો વિરોધ હોવાથી તથા સામ્રાજ્યનો પશ્ચિમ ભાગ દિનપ્રતિદિન દુર્બળ થતો હોવાથી રૂમી લોકો તેને સબળ કરવા ઇચ્છતા હતા. આ સ્થિતિમાં તેમને શાર્લમેનથી અધિક સમર્થ માણસ મળી શકે તેમ ન હતું, તેથી તેઓએ તેને ઘણી ખુશાથી વધાવ્યો. તેમને માટે શાર્લમેનજ રૂમના મહાન સમ્રાટોનો યોગ્ય ઉત્તરાધિકારી હતો, અને સામ્રાજ્ય બળવાન થયું હતું એટલુંજ નહિ પણ તે હવે ધર્મનું સામ્રાજ્ય બન્યું હતું. આથી તેઓ પૂર્વના સમ્રાટનો ઇનકાર કરતા ન હતા, કારણ કે આગળ પણ પૂર્વ અને પશ્ચિમના બે સમ્રાટો ઘણી વાર સાથે સાથે જોવામાં આવ્યા હતા.

"પવિત્ર" રૂમી સામ્રાજ્યની સ્થાપના.

વળી પૂર્વના સમ્રાટે શાર્લમેનનો પશ્ચિમના સમ્રાટ તરીકે સ્વીકાર કર્યો. પશ્ચિમને માટે તેનો રાજ્યાભિષેક એ એક અતિ અગત્યનો બનાવ હતો, અને તેનું પરિણામ ઘણું મોટું અને લાંબા સમય સુધી નભે તેવું હતું. મંડળી અને રાજ્ય અત્યાર સુધી કેટલીક રીતે જુદાં હતાં તે હવે દેવના રાજ્યનાં અંગરૂપ ગણાયાં, અને તે બન્નેનો અધિકાર ઇશ્વરદત્ત છે એવું મનાવા લાગ્યું. પરંતુ હવે આ બન્ને વચ્ચે અધિકારના સંબંધમાં વિરોધ ઉત્પન્ન થયો, અને લગભગ ત્રણસો વર્ષ સુધી એ બેમાં કોનો અધિકાર વધારે અગત્યનો છે તે વિષે વાદવિવાદ ચાલ્યો. આનું એક બીજું પરિણામ એ આવ્યું કે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે ધાર્મિક તેમજ રાજકીય વિરોધ અગાઉ હતો તે કરતાં વધ્યો. શાર્લમેનની પોતાની સત્તા આથી ઘણી વધી અને તે "મહાન" કહેવાયો. ખરૂં જોતાં તે મહાન હતોજ. જ્યારે તે ગાદીએ આવ્યો ત્યારે તેને માત્ર ફ્રાંસનો અમુક ભાગ મળ્યો હતો, પણ તેમાં તેણે ઘણો વધારો કર્યો હતો. ઇ. સ. ૮૧૪માં તે

મૃત્યુ પામ્યો ત્યારે તેના કબજામાં આખું ફ્રાંસ, બેલ્જીયમ, હોલાંડ, આધુનિક જર્મેની, અને આસ્ટ્રીઆ હંગરીનો લગભગ અર્ધો ભાગ, ઇટાલીના અર્ધા ભાગથી વિશેષ અને સ્પેનનો થોડોક ભાગ એટલો વિશાળ પ્રદેશ હતો. પશ્ચિમના રૂમી સામ્રાજ્યની પડતી આવી ત્યારથી કોઇ પણ રાજાના તાબામાં આટલો વિશાળ પ્રદેશ ન હતો; છતાં માત્ર દેશ જીતવા એજ તેનું કાર્ય ન હતું. તેણે પોતાના આવા મહાન રાજ્યમાં યોગ્ય વ્યવસ્થા કરી હતી. આ ઉપરાંત તે વિદ્યાકળાનો ઉત્તેજક અને મંડળીનો રક્ષક હતો. શાર્લમેને સાક્સન લોકોને વશ કરી તેમને જબરદસ્તીથી ખ્રીસ્તી કર્યા હતા. તેના આ કાર્યથી જર્મનીના અમુક બાકી રહેલા ભાગમાં પણ ખ્રીસ્તી ધર્મ ફેલાયો હતો, અને જર્મન પ્રજાઓમાંની જે પ્રજા સર્વથી વધારે બુદ્ધિમાન અને બળવાન હતી તે ખ્રીસ્તી થઇ હતી. આથી એ પ્રજાને તેમજ અન્ય યુરોપીય ખ્રીસ્તી પ્રજાઓને કેટલોક લાભ થયો. ફ્રીઝીઆમાં પણ શાર્લમેનના વખતમાંજ ખ્રીસ્તી ધર્મ ફેલાયો. વળી તેનાજ વિગ્રહ અને વિજયથી આસ્ટ્રિઆના કેટલાક ભાગમાં ખ્રીસ્તી ધર્મ ફેલાઇ શક્યો હતો.

ખ્રીસ્તી ધર્મનું મિશ્રિત સ્વરૂપ.

આ સમયમાં ખ્રીસ્તી ધર્મના જે સ્વરૂપનો પ્રચાર થતો હતો તે સ્વરૂપ શુદ્ધ ન હતું, પણ વહેમરૂપી તત્ત્વોથી તે મિશ્રિત હતું. કેટલીક વાર તો જુનાં દેવદેવીઓને બદલે માત્ર મરિયમ અને ખ્રીસ્તી સાધુઓને માનવામાં આવતાં હતાં. વળી પાળકવર્ગનું ચારિત્ર જેવું જોઇએ તેવું ન હતું, અને તેને લીધે પણ શુદ્ધ ખ્રીસ્તી ધર્મનો પ્રચાર થવામાં મુશ્કેલી નડતી હતી. ખ્રીસ્ત આત્માનો તારક છે એ વાત વિસારે પડી હતી, અને ખ્રીસ્તીઓમાં મોટે ભાગે જે ભક્તિ જોવામાં આવતી તે કેવળ બાહ્ય અને નામની હતી.

સ્વાર્થી ભક્તિ.

ખ્રીસ્તીઓ ભક્તિ કરતા તો તે માત્ર દેહનાં કે સાંસારિક દુઃખનું નિવારણ કરવા માટે કરતા, અને એ જાતનાં દુઃખ સ્વર્ગે ગએલા સાધુઓ મોકલી શકે છે એવી માન્યતા વિશેષ પ્રમાણમાં હતી. લોકો દાનધર્મ કરતા, દેવળો કે ધર્મશાળાઓ બંધાવતા અને યાત્રા વગેરે કરતા, પણ એમાંનું ઘણુંખરૂં સ્વાર્થપરાયણ હતું. વળી આ સમયમાં કેટલાક નવા ઉત્સવો દાખલ કરવામાં આવ્યા હતા, અને તેમાંનો મુખ્ય મરિયમનું ચામત્કારિક સ્વર્ગારોહણ ઉજવવા સંબંધીનો હતો. આ ઉત્સવોમાં પણ એવાં તત્ત્વ દાખલ થતાં હતાં કે તે ખ્રીસ્તી ધર્મનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવાને બદલે ઉલટું તેને વિશેષ પ્રમાણમાં ઢાંકી દે. આ બધી સ્થિતિમાં સુધારો કરવા માટે કેટલાક માણસોએ પ્રયત્નો કર્યા, પણ તે જોઇએ તેવી રીતે સફળ થયા નહિ. એ નિષ્ફળતાનું એક કારણ એ હતું કે જર્મન

પ્રાયશ્ચિત્ત વગેરે.

પ્રજાઓમાં આગળથીજ એવી માન્યતા દૃઢ થએલી હતી કે અતિ મોટા અપરાધ પણ પૈસાના દંડથી માફ થઇ શકે છે. આ માન્યતાને મંડળીએ પ્રથમ અતિ અલ્પ પ્રમાણમાં સ્થાન આપ્યું, પણ વખત જતાં તેમાંથીજ હવે પછી જોવામાં આવતી જુદાં જુદાં પાપની પૈસા આપી ક્ષમા

પ્રાપ્ત કરવાની અતિ બુરી પ્રથા ઉત્પન્ન થઇ. વળી આ કાળમાં મૃત્યુ પામેલાંઓને માટે પ્રભુરને પ્રભુભોજનરૂપી ભોગ ધરતા. આજ અરસામાં આરોપી માણસોની અગ્નિપરીક્ષા (અગ્નિદિવ્ય) કરવાનો રિવાજ (જે તે લોકોમાં ચાલતો અસલ રિવાજ હતો તે) દાખલ થયો હતો. કોઈ માણસ ઉપર કંઇ આરોપ મૂકવામાં આવ્યો હોય અને તેની વિરૂદ્ધ પૂરી સાક્ષી મળી શકતી ન હોય તો તેને ઉકળતા પાણીના ચરૂમાં નાખેલી વસ્તુ બહાર કાઢવાનું કહેવામાં આવતું, અને જો તે કાઢતાં તે દાઝે તો તે દૂષિત ઠરતો. આ જાતની પરીક્ષા કરવાની બીજી પણ કેટલીક રીત હતી. આ બધું એ બતાવે છે કે લોકોમાં તથા પાળકવર્ગમાં પણ પુષ્કળ અજ્ઞાન હતું, અને તેને અંગે વહેમ દાખલ થયા હતા. પાળકવર્ગ ભણેલો ન હતો, છતાં કોઇ કોઇ એવા પણ હતા કે જેમણે ઘણું સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું. વળી કોઇ કોઇ મઠોની મારફતે શુદ્ધ ખ્રીસ્તી જીવનનો પ્રચાર ઘણી સારી રીતે થતો હતો.

આ સમયમાં ખ્રીસ્તી સિદ્ધાંતના સંબંધમાં બહુ વિચાર થયો ન હતો, એટલુંજ નહિ, પણ ખ્રીસ્તી ધર્મના ઇતિહાસના કોઇ પણ સમયમાં આ વખતે જે વિચાર થયો હતો તેના કરતાં અધિક પ્રમાણમાં થયો હતો. માત્ર બે ત્રણજ નામ એવાં મળી આવે છે કે જે પુસ્તકોના કર્તા તરીકે પ્રસિદ્ધ હોય. આમાંનો એક ઇસીડોર છે. તે સ્પેનમાં થઇ ગયો. તેણે એકાદ બે પુસ્તકો લખ્યાં હતાં અને તે ધાર્મિક સિદ્ધાંતના અભ્યાસ માટે કેટલાક વખત સુધી ઉપયોગમાં આવ્યાં હતાં. બીજો પુરૂષ યોહાન નામે દમાસ્કસનો એક સાધુ હતો. તે ગ્રીક અને લાટીન મંડળીમાં "સંત" તરીકે મનાય છે. તેણે "જ્ઞાનનું ઝરણુ" નામનું એક પુસ્તક લખ્યું છે. તેમાં ખ્રીસ્તી સિદ્ધાંતોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આ પુસ્તક આજે પણ પૂર્વની મંડળીમાં વંચાય છે.

સિદ્ધાંત સંબંધી વિચાર.

ઈસીડોર, મૃત્યુ ૬૩૬.

દમાસ્કસનો યોહાન, મૃત્યુ ૭૫૪.

આ રીતે આ સમય પૂરો થાય છે અને હવે ખ્રીસ્તી મંડળીના ઇતિહાસનો મધ્ય કાળ શરૂ થાય છે.

# મધ્ય કાળ.

# સમય પાંચમો.

## શાર્લમેનથી પાપા ગ્રેગોરી સાતમા સુધી (૮૦૦—૧૦૭૩).

### પ્રકરણ ૧ લું.

### ખ્રીસ્તી ધર્મનો પ્રચાર.

અત્યાર સુધીમાં પશ્ચિમ અને ઉત્તર દિશામાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર ઇંગ્લાંડ અને જર્મની સુધી થયો હતો. હવે તે આગળ ફેલાય એવી જરૂર હતી. કોઇ કોઇ છુટાછવાયા પ્રચારક, મુસાફર કે વ્યાપારીદ્વારા તેનો પ્રચાર થયો હતો, પણ તે કામ બહુજ થોડા પ્રમાણમાં થયું હતું. તેની ખરી શરૂઆત તો લુઇ "ધાર્મિક" (૮૧૪–૮૪૦) નામના પાપાએ જટલાંડના રાજાની મારફતે ડેન લોકોમાં ખ્રીસ્તી ધર્મ ફેલાવીને કરી હતી. આ ધર્મપ્રચારકાર્યને પ્રથમ કેટલાંક વિઘ્નો નડયાં, પણ આખરે ડેન લોકોના રાજા કેન્યૂટે, જેણે આગળ જતાં ઇંગ્લાંડ જીત્યું હતું તેણે, ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કર્યો, તેથી તે ડેન લોકોમાં પણ દાખલ થયો. આન્સગાર નામનો સાધુ જેણે આ ડેન લોકોમાં પ્રથમ ધર્મપ્રચાર કર્યો તે સ્વીડનમાં પણ તેજ કાર્ય માટે બે વાર જઇ આવ્યો હતો. એ દેશના પૂર્વ કિનારા ઉપર તેણે એક મિશન સ્થાપ્યું હતું. તે ભક્તિમાન, ઉત્સાહી, નમ્ર તથા ધીરજવાન હતો. જે યુવકો યુદ્ધમાં પકડાતા તેઓને તે ખ્રીસ્તી ધર્મનું જ્ઞાન આપતો, તેથી તેઓ પોતાના દેશમાં પાછા ફરતા ત્યારે ત્યાં જઇને તેઓ તેનો પ્રચાર કરી શકતા. આન્સગાર પછી કેટલોક કાળ સુધી આ પ્રમાણે નાનામોટા પ્રયત્ન થતા રહ્યા, અને આખરે એ પ્રયત્ન ઓલાફ રાજાના સમયમાં સફળ થયા. નોર્વેમાં પણ ખ્રીસ્તી ધર્મનો પ્રચાર એજ રીતે થયો. ત્યાંના બે ત્રણ રાજાઓએ એ ધર્મ બળાત્કારથી ફેલાવવા પ્રયત્ન કર્યો, પણ તેમાં તેઓ બહુ ફતેહમંદ થયા નહોતા. આખરે જુના ધર્મના અનુયાયીઓ અને ખ્રીસ્તીઓ વચ્ચે એક યુદ્ધ થયું, અને તેમાં જુના ધર્મના થોર નામના દેવની મૂર્તિ ભાંગી નાખવામાં આવી. આ મૂર્તિમાંથી ઉંદર, ધરોળી વગેરે નીકળ્યાં હતાં તેથી તેમજ

ડેન્માર્કમાં ખ્રીસ્તી ધર્મની સ્થાપના, ૧૦૧૪-૧૦૩૫.

સ્વીડનમાં પ્રથમ ખ્રીસ્તી ધર્મપ્રચાર, ૮૨૯-૮૫૫.

ઓલાફ, ૯૯૩-૧૦૨૪.

તેના ભાંગી જવાથી તેના પરથી લોકોનો વિશ્વાસ ઉઠી ગયો, તેથી તેઓએ ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કર્યો. પરંતુ આ દેશમાં તથા કદાચિત સ્વીડનમાં પણ લોકો પ્રથમ જુનાં દેવદેવીઓ સાથેજ ખ્રીસ્તને પણ માનવા લાગ્યા હતા, અને વખત જતાંજ તેમાં સુધારો થયો હતો. નોર્વેમાંથી ખ્રીસ્તી ધર્મ ગ્રીનલાંડ અને આઇસલાંડમાં ફેલાયો. થોડા વખત સુધી આઇસલાંડના લોકોએ ઘોડાનું માંસ ખાવાનો તથા જે બાળકો તેમને ગમતાં ન હતાં તેમને મારવાનો રિવાજ ચાલુ રાખવા આગ્રહ કર્યો, પણ આખરે તેમણે તેમ કરવું છોડી દીધું.

નોર્વેમાં ખ્રીસ્તી ધર્મપ્રચાર.

ગ્રીનલાંડ અને આઇસલાંડમાં ખ્રીસ્તી ધર્મપ્રચાર.

સ્લાવ નામની પ્રજામાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર શાર્લમેને પોતે કરાવ્યો હતો, પણ આ પ્રચાર તેના વિજયને લીધે થયો હોવાથી તે સ્વાભાવિક રીતે લાંબો કાળ ટકી શક્યો નહિ. આ લોકોમાંના જેઓ ડાન્યુબ નદીની આસપાસ રહેલા હતા તેઓ જર્મની સાથે કોઇ પણ જાતનો સંબંધ રાખવા ઇચ્છતા ન હતા, તેથી તેમને એ બાજુથી પણ ખ્રીસ્તી ધર્મનો લાભ મળી શકે તેમ ન હતું. બલ્ગેરીઅન લોકોએ સ્લાવ લોકોનાં ભાષા તથા રીતરિવાજ સ્વીકાર્યાં હતા, અને તેઓ રૂમી સામ્રાજ્યના પૂર્વ ભાગની સરહદ પર રહેતા હોવાથી તેઓ ખ્રીસ્તી ધર્મ વિષે કંઇક જાણતા હતા. આખરે તેમણે પણ તે ધર્મ સ્વીકાર્યો, અને ગ્રીક એટલે પૂર્વની મંડળીમાં જોડાયા. તેઓ આજે પણ ગ્રીક મંડળીમાં છે.

સ્લાવ લોકોમાં ધર્મપ્રચાર.

બલ્ગેરીઅન લોકોમાં ધર્મપ્રચાર, ઇ. સ. ૮૬૫.

મોરેવિઅન લોકોમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર ઇ. સ. ની નવમી સદીમાં થઇ ચુક્યો હતો. પ્રથમ તેઓ પૂર્વની મંડળીમાં હતા પણ પાછળથી રૂમ સાથે જોડાયા હતા. તેમને રૂમી મંડળીએ તેમની ભાષામાં (ભજનસેવા) કરવાની છુટ આપી હતી. તેમના એક મુખ્ય ધર્માધ્યક્ષે તેમના દેશની જુદી મંડળી સ્થાપવા કોશિષ કરી હતી, પણ તેમાં તે નિષ્ફળ નીવડયો હતો. ઇ. સ. ૯૦૮ માં મોરેવિઅન રાજ્ય માગ્યાર લોકોએ જીતી લીધું અને તેમાંથી હાલના બોહીમીઆ અને હંગરી ઉભાં થયાં. આ પ્રજામાં પણ ખ્રીસ્તી ધર્મનો ઇ. સ. ના દશમા સૈકાની આખરમાં ફેલાવો થયો. બોહીમીઆમાંથી તે પોલાંડમાં પ્રસર્યો અને ત્યાં તે રાજ્યધર્મ થયો. આ બધી મંડળીઓ રૂમને આધીન હતી. વેન્દ નામની એક જાતિના લોક જર્મનીની ઉત્તર અને પૂર્વ દિશામાં રહેતા હતા. તેઓમાં ખ્રીસ્તી ધર્મ દાખલ કરવાના ઘણા પ્રયાસ થયા, પણ જે મિશનરીઓ તેઓમાં કામ કરવા ગયા, તેઓ એ લોકની ભાષા વિષે અજાણ હતા, ને તેઓએ લાટીન ભાષામાંજ ભજનસેવા કરવાની ફરજ પાડવાને યત્ન કર્યો. આથી લોકો તેઓની વિરૂદ્ધ થયા,

મોરેવિઅન લોકોમાં ધર્મપ્રચાર.

બોહીમીઆ અને હંગરી.

પોલાંડ અને વેન્દ.

અને લાંબા કાળ પછી, અને લડાઇઓમાં તેઓની સંખ્યા ઘટી ગયા પછી તેઓ ખ્રીસ્તી થયા.

આ દરમિઆન રૂસ દેશના લોકોમાં પૂર્વમાંથી ખ્રીસ્તી ધર્મ ફેલાયો હતો. તેમનો રાજા વ્લાડીમીર (૯૮૮ માં) ખ્રીસ્તી થયો, અને તેની સાથે પ્રજાના મોટા ભાગે પણ ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો. વ્લાડીમીર અને તેની પ્રજાના ખ્રીસ્તી થવાના

રૂશિઆ.

સંબંધમાં એક વાત જાણવા જેવી છે; વ્લાડીમીરે ખ્રીસ્તી ધર્મની કેટલીક સ્તુતિ સાંભળી હતી, અને તેને તે ધર્મ વિષે જિજ્ઞાસા થઇ, તેથી તેણે પોતાના કેટલાક માણસોને કોન્સ્ટાન્ટીનોપલ મોકલ્યા. ત્યાંના વિશાળ દેવળમાં ભજનસેવા ઘણી ગંભીરતાથી તથા ભપકાથી ચલાવવામાં આવતી હતી, તે જોઇને તે માણસોનાં મન ઉપર ઘણી અસર થઇ. તેમને માટે આ વાત છેક નવી હતી, તેથી તેમના પર તેની ઘણીજ સારી અસર થઇ, તેથી તેઓએ વ્લાડીમીર પાસે જઇ ખ્રીસ્તી ધર્મ વિષે બહુ સારો અભિપ્રાય આપ્યો. આથી વ્લાડીમીર ખ્રીસ્તી થયો. આ પછી તરતજ તેણે સ્લાવ ભાષામાં આગળથી થએલા બાઇબલના ભાષાંતરનો ઉપયોગ પોતાના લોકમાં કરવા માંડયો, અને એમ તેમને ખ્રીસ્તી ધર્મનું વિશેષ શિક્ષણ આપ્યું.

પોમેરેનીઅન લોકમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કેવી રીતે થયો તે કદાચિત બીજા કોઇ પણ કારણથી નહિ તો પણ માત્ર મનુષ્યપ્રકૃતિ કેવી છે તે જાણવા માટે

પોમેરેનીઅન લોકો.

જોવાની જરૂર છે. આ લોકો પોલાંડને આધીન હતા, અને તેઓમાં ઇ. સ. ના બારમા શતકમાં સુવાર્તા ફેલાવવાનો પ્રયાસ થયો હતો, પણ શરૂઆતમાં ધર્મપ્રચારકો તદ્દન સાદા અને સાધુવૃત્તિવાળા હતા, તેથી લોકોએ તેમનો તિરસ્કાર કર્યો. ત્યાર પછી

લીવોનિઅન લોકો.

ઓટો નામનો અધ્યક્ષ પોલાંડના રાજ્યના આશ્રય નીચે ભપકાથી તથા નિઃસ્વાર્થ ભક્તિભાવથી ત્યાં ગયો, તેની અસર લોકો ઉપર જુદીજ થઇ. લીવોઅન લોકો અને પ્રુશિઅનો

પ્રુશિઅન લોકો.

વળી કંઇક જુદીજ રીતે ખ્રીસ્તી થયા હતા. ઇ. સ. ના બારમા સૈકામાં સરદારોનો એક સંઘ કાઢવામાં આવ્યો હતો, અને તેઓ "તરવારના બંધુઓ" નામે ઓળખાતા હતા. આ લોકોએ પોતાના શૌર્યથી લીવોનિઆ જીત્યું, અને ત્યાંની નવી સ્થપાએલી અધ્યક્ષોની ગાદીઓનું રક્ષણ કર્યું. વળી આજ સંઘની મદદથી બીજા એક એવાજ સંઘે પ્રશિઆ જીત્યું અને ત્યાં ખ્રીસ્તી ધર્મ દાખલ થયો. આ સિવાય યુરોપનાં બીજાં કેટલાંક નાનાં નાનાં રાજ્યોએ મોટાં રાજ્યોનો દાખલો લઇ અથવા તેમની જબરદસ્તીથી ધીમે ધીમે ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો હતો.

સ્પેનની સ્થિતિ કંઇક જુદી હતી. ત્યાં મુસલમાન લોકોનું પ્રાબલ્ય થયા પછી ખ્રીસ્તી ધર્મ વિશેષ પ્રમાણમાં ફેલાતો અટક્યો હતો, એમ છતાં ઇ. સ.

સ્પેન. ૮૫૦ સુધી મંડળીને મુશ્કેલી નડી નહોતી. એ દેશમાં રાજ્યાધિકાર મુસલમાન લોકોનો હતો, છતાં ખ્રીસ્તી લોકો લશ્કરી અને મુલ્કી ખાતામાં ઉંચી પદવી ભોગવતા હતા. તો પણ આ દેશમાં બે ધર્મ સાથે ચાલવાથી કુસંપ પેઠો હતો. પરિણામે મુસલમાન અને ખ્રીસ્તીઓ વચ્ચે ઠેરઠેર કજીઆ થતા હતા. આ વખતે ખ્રીસ્તીઓમાં બે પક્ષ ઉભા થયા હતા. કેટલાક ખ્રીસ્તી ધર્મ ખુલ્લી રીતે પાળીને મુસલમાન ધર્મનો જાહેર વિરોધ કરવાની તરફેણમાં હતા, અને બીજા પોતાનો ધર્મ ખાનગી રીતે પાળવા ઇચ્છતા હતા. એમ છતાં આ બીજા વર્ગના લોકો જરૂર પડે પોતાનો ધર્મ પ્રગટ કરી મરવા તૈયાર હતા, અને તેમાંના કેટલાકે તો એવી રીતે પોતાનો પ્રાણ પણ આપ્યો હતો. આ દેશમાં ખ્રીસ્તીઓની સતાવણી એક વખત શરૂ થઇ કે ખ્રીસ્તીઓમાં પ્રાણાર્પણ કરવાનો જુસ્સો આવ્યો. પરિણામે ઘણા લોકો અને ખાસ કરીને પર્વતોમાં રહેનારા સાધુઓ મરવા માટે બહાર આવ્યા. આ જુસ્સાને કેટલાક વિચારવંત ખ્રીસ્તીઓએ અસ્થાને ગણ્યો, અને ઇ. સ. ૮૫૨માં એક મોટી સતાવણીનો ભય હતો તે વખતે કોર્ડોવામાં એક સભા ભરાઇ. તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે ખ્રીસ્તીઓને ન્યાયાધીશ તરફથી તેમનો ધર્મ શો છે તે જાહેર કરવાનું કહેવામાં ન આવે ત્યાં સુધી તેમણે પોતાની મેળે તે જાહેર કરવાને તેમની પાસે જવું નહિ. આથી ધર્માર્થે પ્રાણાર્પણ કરવાનો જુસ્સો નરમ પડયો અને મુસલમાન લોકો પણ ઠંડા પડયા.

નેસ્ટોરિઅન મતના પ્રચારકો ઉત્તર અને પૂર્વ એશિઆમાં જઇ પહોંચ્યા હતા. ઇ. સ. ના અગીઆરમા શતકની શરૂઆતમાં તેમણે એક તાર્તાર અથવા મોંગોલ રાજાને ખ્રીસ્તી કર્યો હતો. આ રાજાની મહત્તા વગેરે વિષે એવી ગપ ઉડવા માંડી કે તે વખતના પાપાએ તેને રૂમી ગાદીને આધીન થવાનું આમંત્રણ આપ્યું, પરંતુ તેજ અરસામાં જંઘીસખાન નામે એક બીજા તાર્તાર રાજાએ પોતાની સત્તા ચારે બાજુ ફેલાવી. તેની અને તેના ઉત્તરાધિકારીઓની ચઢાઇઓનો ભય યુરોપને પણ લાગ્યો હતો. આવા સમર્થ રાજાઓ ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કરશે એવી આશા રાખવામાં આવી હતી, અને તેમની પાસે ધર્મપ્રચારકાર્ય માટે રૂમી મંડળીએ સાધુઓને પણ મોકલ્યા હતા; પરંતુ આ લોકો ખ્રીસ્તી ધર્મ કે ઇસ્લામ એ બેમાંથી એક પણ સ્વીકારવા તૈયાર ન હતા, કારણ કે તેઓ એક ધર્મ સ્વીકારીને બીજા ધર્મના અનુયાયીઓને નાખુશ કરવા ઇચ્છતા ન હતા, કેમકે તેમનું લક્ષ તો પોતાનું રાજ્ય વધારવા તરફજ હતું. વળી તેમણે એક ઇરાનમાં અને બીજું ચીનમાં એમ બે મહાન સામ્રાજ્ય સ્થાપ્યાં હતાં પણ ખરાં. ઇરાનમાં ઇસ્લામ પ્રવર્ત્યો હતો, અને ચીનમાં થોડો વખત ખ્રીસ્તી ધર્મે સારી પ્રગતિ કરી હતી. ત્યાં ગએલા પ્રચારકોમાં યોહાન ડી મોન્ટે કારવીનો નામે એક પ્રખ્યાત ઉપદેશક હતો. તેણે ત્યાંના

મોંગોલ લોકોમાં પ્રચાર.

કેટલાક લોકોને ધર્મનું શિક્ષણ આપીને તેમનામાંથીજ ધર્મપ્રચારકો ઉભા કર્યા હતા. વળી તેણે તાર્તાર ભાષામાં નવા કરારનું ભાષાંતર પણ કર્યું હતું. પરંતુ ત્યાં સ્થપાએલી મંડળી ઇ. સ. ૧૩૦૭ માં ચીનમાં એક ઘાતકી બંડ ઉઠવાથી નાશ પામી હતી.

મુસલમાનોમાં ધર્મ-પ્રચાર; મહાન સાધુ ફ્રાંસીસ, ૧૨૧૯.

ઇ. સ. ના તેરમા સૈકાની શરૂઆતમાં આસીસીના ફ્રાંસીસ નામે એક મહાન સાધુએ મુસલમાનો અને ખ્રીસ્તીઓ વચ્ચે ક્રુઝેડ નામે ઓળખાતાં જે મોટાં યુદ્ધો ચાલતાં હતાં તેજ અરસામાં મુસલમાન લોકોમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવાનો પ્રયત્ન કર્યો હતો. આવો પ્રયત્ન તેની અગાઉ પણ થયો હતો. ફ્રાંસીસે મુસલમાન લોકોની છાવણીમાં જઇ સુવાર્તાનો બોધ કર્યો, તેથી તેને મિસરના સુલતાન પાસે લઇ જવામાં આવ્યો. સુલતાને તેને કાંઇ પણ શિક્ષા ન કરતાં ઉલટું ઘણું માન આપ્યું અને તેનો ઉપદેશ પણ સાંભળ્યો. આ તો ફ્રાંસિસની અલૌકિક સાધુવૃત્તિનુંજ પરિણામ હતું. એ સિવાયના બીજા પ્રયત્નો સ્વાભાવિક રીતે નિષ્ફળ ગયા હતા કારણ કે એક બાજુ યુદ્ધ કરવું અને બીજી બાજુ ધર્મનો પ્રચાર કરવો એ અશક્ય હતું. વળી ખ્રીસ્તી લશ્કરમાં ગએલા માણસોનાં જીવન પણ જોઇએ તેવાં નમુનેદાર હતાં નહિ.

રેમંડ લલ.

મુસલમાન લોકોમાં ધર્મપ્રચાર કરવાની એક બહુ સારી યોજના રેમંડ લલ નામના માણસે કરી હતી. આ માણસ સારી સ્થિતિનો હતો. તેણે પોતાના જીવનનો કેટલોક ભાગ મોજમઝામાં ગાળ્યો હતો, પણ આખરે તેનું બદલાણ થયું, અને તેણે મુસલમાન લોકોમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવા તરફ પોતાનું મન વાળ્યું. આ કાર્ય બરાબર કરી શકાય માટે તેણે મંડળીના નેતાઓને એવી વિનંતી કરી કે તેમણે મોટી ખ્રીસ્તી પાઠશાળાઓમાં વિદ્યાર્થીઓને અરબી ભાષાનો અભ્યાસ કરાવવો, અને તે સમયના પાપાએ તેમ કર્યું હતું પણ ખરૂં. કમનસીબે રેમંડ વધારે જીવ્યો નહિ. ધર્મપ્રચાર માટે તે આફ્રિકામાં ત્રીજી વાર ગયો, અને ત્યાં ઉપદેશ કરતો હતો તે વખતે મુસલમાન લોકોએ તેને પત્થરે મારી મારી નાખ્યો.

યહુદીઓની સ્થિતિ.

આ વખતે યહુદીઓ પશ્ચિમમાં ઠેકાણે ઠેકાણે ફેલાયા હતા, પણ તેમની સ્થિતિ બહુ કફોડી હતી. તેઓનો ધંધો પૈસાની ધીરધાર કરવાનો હતો, અને તેને લીધે સ્વાભાવિક રીતે તેમને લોકોની ઇતરાજી બહુ વહોરવી પડતી. માત્ર આટલા કારણથીજ ગરીબ તેમજ અમીર-ઉમરાવવર્ગમાં પણ તેમના દુશ્મનો હતા. આ સ્થિતિમાં તેઓ ઇસુની જાતિના, એટલે યહુદી, હોવા છતાં તેનો સ્વીકાર કરતા નથી તેથી તેમના પ્રત્યે ધાર્મિક દ્વેષભાવ ઉત્પન્ન થયો, અને તે દિનપ્રતિદિન વધતોજ ગયો.

આ દ્વેષભાવના ઉત્તેજક ખ્રીસ્તી પાળકવર્ગના લોકોમાંના કેટલાક હતા. આ રીતે યહુદીઓ પ્રત્યે થોડાઘણા પ્રમાણમાં સર્વ લોકોનો દ્વેષભાવ હતો, અને તેના પરિણામે તેમને બધી રીતે બહુ સોસવું પડતું. તેમને કેટલી વાર બહુ ક્રૂર રીતે રીબવવામાં આવતા, તથા લોકો તેમને મારી પણ નાખતા. તેમના બચાવને અર્થે કોઇ કોઇ પાપાએ કંઇ કંઇ પ્રયત્ન કર્યા હતા ખરા, પણ તેથી કંઇ વળ્યું નહિ. આ બધાનું પરિણામ એ આવ્યું કે યહુદી લોકોએ ખ્રીસ્તીઓ પર વિશ્વાસ રાખ્યો નહિ, અને પોતાના ધર્મનેજ વળગી રહ્યા. આજે પણ યુરોપના કેટલાક દેશમાં યહુદીઓની સ્થિતિમાં કંઇ બહુ સુધારો થયો નથી, અને તેઓ લગભગ સર્વત્ર અળખામણા છે.

# પ્રકરણ બીજું.

## મંડળીનું બંધારણ, તથા મંડળી અને શાર્લમેને સ્થાપેલા સામ્રાજ્ય વચ્ચેનો સંબંધ.

શાર્લમેન અતિ સમર્થ સમ્રાટ હતો તેથી તેણે મંડળી સંબંધી કેટલીક સત્તા પોતાના હાથમાં રાખી હતી. રૂમના પાપાએ તેની આગળ રાજકીય આધીનતા સ્વીકારી હતી એટલુંજ નહિ, પણ કોઇ કોઇ વાર શાર્લમેન સિદ્ધાંતના વિષયમાં પણ માથું મારતો અને એ બાબતમાં પોતાનું ધાર્યું કરાવવા પ્રયત્ન કરતો. પણ મંડળીની પરતંત્ર સ્થિતિમાં તેના મૃત્યુ પછી કેટલોક ફેરફાર થયો. એ વખતે સામ્રાજ્યમાં ભિન્ન ભિન્ન પક્ષ ઉભા થયા હતા. શાર્લમેન પછીના સમ્રાટોએ મંડળી ઉપરનું પોતાનું આધિપત્ય રાખ્યું હતું, છતાં તે દિનપ્રતિદિન ઘટતું જતું હતું. પરંતુ પોતે આટલાથીજ સંતોષ ન માનતાં સામ્રાજ્યની રાજકીય સત્તામાં પણ હાથ ઘાલવા પ્રયત્ન કર્યો, અને તેમાં તેઓ સફળ નીવડયા. તેમને આ જાતનું કાર્ય કરવાની મોટી તક તરત મળી, અને તેનો તેમણે પુરતો લાભ લીધો. લુઇ "ધાર્મિક" અને તેના પુત્રો વચ્ચે કલહ ચાલતો હતો. આ વખતે પાપા ગ્રેગોરી ચોથાએ ઇ. સ. ૮૩૩ માં બંડખોર પુત્રોનો પક્ષ લઇ તેમને આશ્રય આપ્યો. ફ્રાંક અધ્યક્ષોએ પાપાના આ પગલા સામે વાંધો લીધો પણ તેમનું કાંઇ વળ્યું નહિ, અને ધીમે ધીમે પાપા રાજ્યનો ધણી છે અને તેઓ ચાહે તેને રાજા બનાવી શકે છે એવી માન્યતા ફેલાતી ગઇ.

શાર્લમેનના મૃત્યુ પછીની સ્થિતિ.

આ જમાનામાં યુરોપમાં લગભગ સર્વત્ર સામાજીક અને રાજકીય અંધાધુંધી ચાલી હતી; માત્ર મંડળીનીજ સત્તા સ્થિર હતી. આ કારણથી સર્વે લોકો સ્વાભાવિક રીતે તેના તરફ જોવા અને તેનો આશ્રય શોધવા લાગ્યા; મધ્ય કાળમાં પાપાની સત્તા બહુ જામી તેનું મુખ્ય કારણ આ હતું. આ પ્રમાણે પાપાની સત્તા દિનપ્રતિદિન વધવા લાગી તેથી પાપાના અધિકારને વિશેષ વજન આપવા માટે ઇ. સ. ૮૪૭ અને ૮૫૨ વચ્ચે ફ્રાંક અધ્યક્ષો અને પાળકવર્ગમાંના અમુક માણસો તરફથી એક પુસ્તક બહાર પાડવામાં આવ્યું. તેમાં પીતર પછીના રૂમના અધ્યક્ષ ક્લેમેન્ટથી શરૂ કરીને આઠમા શતકના પાપા ગ્રેગોરી બીજા સુધીનાં બધા પાપાનાં ફરમાન તથા સભાઓના ઠરાવ એકત્ર કરવામાં આવ્યાં હતાં. આ પુસ્તકનો કેટલોક ભાગ સત્ય, પણ કેટલોક બનાવટી હતો. તે લખવાનો હેતુ પાપા અને પાળકવર્ગની સત્તા રાજ્યસત્તાથી સ્વતંત્ર રાખવાનો હતો. આ પુસ્તક

"સ્યુડો (ખોટાં) ઈસીડોરિઅન ફરમાનો."

ફ્રાંસમાં પ્રસિદ્ધ થયું હતું, એનું કારણ એ હતું કે ત્યાંની મંડળીના અધિકારીવર્ગ અને ખાસ કરીને અધ્યક્ષ અને ઉતરતા વર્ગના અધિકારીઓને ત્યાંના મુખ્ય ધર્માધ્યક્ષ અને રાજ્યસત્તાથી સ્વતંત્ર રહેવાની ખાસ જરૂર જણાઇ હતી. જેમણે આ પુસ્તક રચ્યું તેમનો હેતુ પાપાનીજ સત્તા વધારવાનો ન હતો, પણ પોતાનું ધાર્મિક સ્વાતંત્ર્ય જાળવવાનો અને પોતાના દેશમાં તેમજ સર્વત્ર ધાર્મિક એકતાનું પોષણ કરવાનો પણ હતો. આથી તેઓ પોતાના મુખ્ય ધર્માધ્યક્ષો કરતાં પાપાનો અધિકાર અધિક પ્રમાણમાં પસંદ કરતા હતા. આ પુસ્તક અત્યારે "સ્યુડો (ખોટાં)-ઇસીડોરિયન ફરમાન"ના નામથી ઓળખાય છે, અને તે સેવીલના ઇસીડોરે લખ્યું હોય એમ માનવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. ઇતિહાસકારો આ પુસ્તકના સંબંધમાં એટલું સ્વીકારે છે કે તે લખવા કે લખાવવામાં પાપાનો કે તેની પાસેના મંડળનો હાથ ન હતો, જો કે એ પુસ્તકનો ઉપયોગ આગળ જતાં પુષ્કળ કરવામાં આવ્યો હતો. એ સમયમાં લોકોમાં સાચુંખોટું પારખવાની શક્તિ બહુ ન હતી, જેથી આ પુસ્તક ખરા તરીકે ખપ્યું, અને માત્ર લ્યુથરની સુધારણા પછીજ તે બનાવટી છે એમ માલમ પડયું.

આ પુસ્તકનો એક ભાગ "કોન્સ્ટાન્ટીનની ભેટ" એ નામનો હતો. એ એક લેખ હતો અને તે તદન બનાવટી હતો. તેમાં એવું જણાવવામાં આવ્યું હતું કે મહાન સમ્રાટ કોન્સ્ટાન્ટીને પોતાના સમકાલિન અધ્યક્ષને પશ્ચિમનું બધું સામ્રાજ્ય અને તેનો અધિકાર ભેટ તરીકે આપ્યાં હતાં. વળી તેમાં એમ પણ જણાવવામાં આવ્યું હતું કે પાપા એ સમ્રાટ કરતાં મોટો છે. વળી સમ્રાટ અને પાપા વચ્ચે પ્રતિસ્પર્ધા ન રહે એ માટે તે પોતે પોતાની ગાદી કોન્સ્ટાન્ટીનોપલમાં લઇ જાય છે. આ બનાવટી લેખની અસર ઉપલા પુસ્તકની અસર જેવી ખરાબ થઇ ન હતી, કારણ કે રાજ્યાધિકાર પ્રાપ્ત કરવો એ ધાર્મિક અધિકાર પ્રાપ્ત કરવા કરતાં વધારે મુશ્કેલ હતું. વળી તે મેળવવાને યુદ્ધ કરવાની જરૂર હતી, પણ તેને માટે પાપાઓ તૈયાર ન હતા.

"કોન્સ્ટાન્ટીનની ભેટ."

ઉપર જણાવેલું પુસ્તક બહાર પડ્યા પછી થોડાજ વખતમાં એક સમર્થ પાપા દેખાયો. તેનું નામ નીકોલાસ પહેલો છે, અને તે ઇ. સ. ૮૫૮થી ૮૬૭ સુધી ગાદી પર હતો. તે પાપાનો ધાર્મિક અધિકાર અતિ મહત્ત્વનો સમજતો હતો, અને એ અધિકાર સર્વત્ર સ્થપાય એમ ઇચ્છતો હતો. વળી તેને માટે તેણે ભગીરથ પ્રયત્ન પણ કર્યો હતો. આ કાર્યમાં તેને બે વખત અતિ સબળ પ્રતિપક્ષ સામે સખત વિરોધ કરવો પડયો હતો. એમ તેણે ન્યાય અને ધર્મનું રક્ષણ ખુશાથી કર્યું હતું તે નીચેની વાત પરથી જણાય છે. તેના વખતમાં લોરેનનો રાજા લોથેર બીજો પોતાની રાણીને તજી પોતાની એક રખાતને પરણવા તૈયાર થયો હતો. આથી તેની રાણીએ નીકોલાસને

નીકોલાસ પહેલો, ૮૫૮-૮૬૭.

અરજ કરી. પરિણામે નીકોલાસે ઇ. સ. ૮૬૩ માં મેત્ઝમાં ભરાએલી અધ્યક્ષો અને મુખ્ય ધર્માધ્યક્ષોની જે સભાએ રાજાને ફરી પરણવાની છુટ આપી હતી તેનો ઠરાવ રદ કર્યો, અને લોથેરનો પક્ષ લેનાર બે મુખ્ય ધર્માધ્યક્ષોને મંડળી બહાર મૂક્યા. આ રીતે તેણે એક નિરાધાર સ્ત્રીનું રક્ષણ કર્યું. જર્મનીના બે સહુથી મહાન ધર્માધિકારીઓને શિક્ષા ફરમાવી અને એક રાજાને તેની દુષ્ટ ઇચ્છા પૂરી કરવામાં ફાવવા દીધો નહિ. વળી એક અધ્યક્ષને તેના મુખ્ય ધર્માધ્યક્ષે ખોટી રીતે પદભ્રષ્ટ કર્યો હતો, તેથી તેણે નીકોલાસને અરજ કરી. પાપાએ તેનો પક્ષ લઇને તેને તેનું પદ પાછું આપ્યું, કારણ કે આ મુખ્ય ધર્માધ્યક્ષનું કાર્ય અન્યાયભર્યું હતું. આ કજીઓ પતાવવામાં "ઇસીડોરીઅન ફરમાનો" નામના ગ્રંથનો પહેલીજ વાર ઉપયોગ કરવામાં આવ્યો હતો.

નીકોલાસના મૃત્યુ પછી લગભગ પચીસ વર્ષમાં પાપાની સત્તાની છેક અવદશા થઇ; તેનું કારણ માત્ર તે વખતની અંધાધુંધી હતું. થોડા વખત સુધી તો શાર્લમેને સ્થાપેલા સામ્રાજ્યની પડતી દશા પાપાની સત્તાને સબળ કરવાને સહાયભૂત થઇ, પણ જેમ જેમ એ સામ્રાજ્ય અધિકાધિક નબળું પડતું ગયું તેમ તેમ કોઇ સમર્થ રાજસત્તાનું આધિપત્ય નહિ હોવાથી નાના નાના રાજારજવાડાઓ અને અમીર-ઉમરાવો ફાવે તેમ વર્તવા લાગ્યા. કદાચિત બીજા દેશોની અને ખાસ કરીને ફ્રાંસની સ્થિતિ ઇટાલીની સ્થિતિ કરતાં વધારે ખરાબ હતી, તેથી ત્યાં પાપાનું રક્ષણ કરનાર કોઇ નહિ હોવાથી તેની સત્તા તદન પડી ભાંગી. પણ આટલેથીજ બસ ન હતું. પાપાની ચુંટણી રૂમના લોકો તથા ત્યાંના પાળકવર્ગ તરફથી થતી હોવાથી જે કોઇ અમીર કે ઉમરાવ ત્યાં સત્તાધીશ હોય તે પોતાને ફાવે તેવા માણસને પાપા બનાવી શકતો. આ પ્રમાણે બે ત્રણ પાપા તરીકે તો અતિ દુરાચારી માણસો ચુંટાયા હતા. વળી જે માણસો આવી રીતે ચુંટાતા હતા તે લાંબો કાળ ટકી શકતા પણ નહિ. ઇ. સ. ૮૯૭થી ૯૫૫ સુધીમાં સત્તર પાપા થયા હતા. ૯૫૫માં ઓક્ટેવિઅન નામનો એક અમીર પોતાનીજ વગથી પાપા તરીકે ચુંટાયો, અને તેણે "યોહાન બારમો" (૯૫૫–૯૬૪) એ નામ ધારણ કર્યું. તેણે પોતાના રક્ષણ માટે જર્મન રાજા ઓટો પહેલાને બોલાવ્યો. આ રીતે તેણે પાપાની સત્તાના ઇતિહાસમાં એક નવું પ્રકરણ શરૂ કર્યું. આ ઓટોને ઇ. સ. ૯૬૨માં પાપાએ સમ્રાટ તરીકે રાજ્યાભિષેક કર્યો, અને જેને "પવિત્ર રૂમી સામ્રાજ્ય" કહે છે તે ખરી રીતે ત્યારેજ હયાતીમાં આવ્યું. આ "પવિત્ર સામ્રાજ્ય" અને શાર્લમેને સ્થાપેલા સામ્રાજ્ય વચ્ચે બહુ ભેદ ન હતો, માત્ર આ પાછળથી સ્થપાએલા સામ્રાજ્ય અને પાપાની સત્તા વચ્ચેનો સંબંધ વધારે ગાઢ હતો. વળી યુરોપના હિત માટેના કાર્યમાં એ બન્નેનો સહકાર પણ તેવોજ હતો. અલબત આ સામ્રાજ્ય રૂમી સામ્રાજ્ય ન હતું, એટલુંજ નહિ પણ તેનો વિસ્તાર પણ શાર્લમેનના સામ્રાજ્ય જેટલો ન હતો.

પાપાની સત્તાની પડતી.

આ પ્રમાણે ઓટોનો રાજ્યાભિષેક થયા પછી થોડાજ વખતમાં પાપા અને ઓટો વચ્ચે વિરોધ ઉભો થયો, તેથી ઓટોએ પાપાને તેની ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો, અને રૂમી લોકો પાસે બીજા માણસની ચુંટણી કરાવી. પરંતુ ઓટો રૂમ છોડીને ગયો કે તરતજ જે પાપા—જોહાન બારમો—પદભ્રષ્ટ થયો હતો તે પોતાની ગાદી ઉપર પાછો આવ્યો, પણ તે તરત મરી ગયો. તેથી રૂમી લોકોએ એક બીજા માણસને પાપા તરીકે ચુંટયો. ઓટો જ્યારે પાછો રૂમ આવ્યો ત્યારે તેણે પોતાની પસંદગીનો માણસ પાપાની ગાદીએ બેસાડયો.

ઓટો પહેલાથી હેન્રી ત્રીજા સુધીની સ્થિતિ, ૯૭૩-૧૦૫૬.

આ પ્રમાણે તેણે પાપાની સત્તાને રૂમી લોકોની આધીનતામાંથી મુક્ત કરી, અને તેને પોતાને તાબે કરી. ઓટોના મૃત્યુ પછી, તેના પુત્રના સમયમાં, રૂમી લોકોએ પોતાની સત્તાને પાછી પોતાને આધીન કરી, પણ ઇ. સ. ૯૯૬ માં ઓટો પહેલાનો પૌત્ર ઓટો ત્રીજો રૂમમાં આવ્યો, અને તેણે બ્રુનો નામના એક જર્મનને પાપા ઠરાવ્યો. આ પાપાના મૃત્યુ પછી ઓટોએ બીજા એક ફ્રેંચ માણસને પાપાની ગાદી આપી. પાપા તરીકે કામ કરનાર જર્મન અને ફ્રેંચ વ્યક્તિઓ આ પહેલીજ હતી. ઓટો ત્રીજો ઇ. સ. ૧૦૦૨ માં મૃત્યુ પામ્યો તેથી ઓટો પહેલાનો વંશ પૂરો થયો. ત્યાર પછી કેટલોક સમય રૂમી લોકોએ પાપાની ચુંટણીનું કાર્ય પોતાના હાથમાં લીધું. એ અરસામાં એકાદ બે પાપા ખરાબ માણસો હતા. આમાંનો એક બેનેડીક્ટ નવમો તેને બારમે વર્ષે પાપા થયો હતો. તેના વખતમાં પાપાની સત્તાની અધોગતિ એટલી બધી થઇ કે સમ્રાટ હેન્રી ત્રીજા (૧૦૩૯–૧૦૫૬) ને તેની આડે આવવુંજ પડયું. હેન્રી ધાર્મિક માણસ હતો. તે અંતઃકરણપૂર્વક માનતો હતો કે મંડળીમાં સુધારો થવોજ જોઇએ. વળી તે સુધારો કરવાનો તેણે બનતો પ્રયત્ન પણ કર્યો હતો. તેના વખતમાં, સુમારે ઇ. સ. ૧૦૪૪માં, ખુદ રૂમમાંજ ત્રણ માણસો એકી વખતે પાપા હોવાનો દાવો કરતા હતા. તેમાંના પ્રત્યેકને પોતપોતાના પક્ષકાર હતા. સ્વાભાવિક રીતે આવી સ્થિતિ સમગ્ર મંડળીના હેત માટે ઇચ્છવાજોગ ન હતી, તેથી હેન્રી ત્રીજાએ ઇ. સ. ૧૦૪૬ માં એક પછી એક એમ બે સભા બોલાવી, અને હક કરનાર ત્રણેય પાપાને દૂર કરી પોતાની પસંદગીના એક જર્મનને પાપા બનાવ્યો. પણ તે મરણ પામ્યો, તેથી હેન્રીએ બીજા માણસને પાપા નીમ્યો, પણ તે પણ થોડા વખત પછી મરી ગયો, તેથી હેન્રીએ બ્રુનો નામના પોતાના એક પિત્રાઇને પાપાની ગાદી આપી. તે માણસ ધાર્મિક હતો તથા તેનું વલણ મંડળીમાં સુધારો કરવા તરફ હતું. તે પાપાની ગાદીએ લીઓ નવમો એ નામ ધારણ કરી ૧૦૪૯થી ૧૦૫૪ સુધી રહ્યાં.

છેલ્લા બે ત્રણ શતકમાં યુરોપમાં સર્વત્ર રાજકીય, સામાજીક અને ધાર્મિક અંધાધુંધી ચાલતી હતી, પણ તે દરમિયાન પ્રભુનું કાર્ય છેક બંધ રહ્યું ન હતું. તેના કેટલાક ભક્તો મંડળીમાં સુધારો કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. આ

સુધારાનો પ્રથમ પ્રયત્ન આનીયાનના બેનેડીક્ટે કર્યો હતો. તેણે ઈ. સ. ૭૭૯માં એક મઠ સ્થાપ્યો. વળી મહાન સાધુ બેનેડીક્ટે જે નિયમ પોતાના સંઘ માટે બાંધ્યા હતા તે અને ખાસ કરીને તેનો તપને લગનો ભાગ સર્વત્ર સાધુઓમાં માન્ય થાય એવી તેની ઇચ્છા હતી. લુઇ "ધાર્મિક" નામના સમ્રાટનો તે ગુરૂ હતો, તેથી એ સમ્રાટના ફરમાનદ્વારે તેણે ઈ. સ. ૮૧૬ કે ૮૧૭માં સામ્રાજ્યના સર્વ મઠમાં આ નિયમ દાખલ કરાવ્યા. આનું પરિણામ સ્વાભાવિક રીતે ઘણું સારૂં આવ્યું, પણ સામ્રાજ્યની અધોગતિ થવાથી જોઇએ તેટલો સુધારો થઇ શક્યો નહિ. બીજી રીતે આ પ્રકારનાં રાજકીય તોફાનોજ માણસને ધર્મ પ્રત્યે વાળવામાં સહાયભૂત થયાં હતાં, અને ઘણાં સ્ત્રીપુરૂષો સંસારની દુ:ખમય સ્થિતિમાંથી છુટવા માટે ધર્મનો અને સાધુજીવનનો આશ્રય લેતાં હતાં. આથી દસમા સૈકાની શરૂઆતમાં નિવૃત્તિપરાયણ જીવન ગાળવાની તરફેણમાં એક મોટી હીલચાલ શરૂ થઇ, અને દિનપ્રતિદિન તેનું પ્રાબલ્ય વધતું ગયું હતું. આ હીલચાલને અંગે ઉભી થએલી એક મુખ્ય સંસ્થા ફ્રાંસના પૂર્વ ભાગમાં ક્લુનીના મઠરૂપે જોવામાં આવી હતી. આ મઠ રાજ્યસત્તા કે અધ્યક્ષની સત્તાથી તદન સ્વતંત્ર હતો, અને તે માત્ર પાપાનેજ આધીન હતો. તેમાં રહેતા સાધુઓનું લક્ષ મુખ્યત્વે કરીને નિવૃત્તિપરાયણ જીવન ગાળવાનું હતું. વળી એ જીવનમાં વૈરાગ્ય અને તપને વિશેષ સ્થાન આપવામાં આવ્યું હતું. આ મઠના કેટલાક મંહતો ચારિત્ર્યવાન અને સમર્થ હતા, અને તેમના તથા ત્યાંનાં સાધુઓના જીવનનો પ્રભાવ વિશેષ પ્રમાણમાં અને ઘણે દૂર સુધી ફેલાયો હતો. પહેલા બેજ મહંતના વખતમાં એટલે માત્ર ત્રીસેક વર્ષમાં (૯૧૦-૯૪૨) આ હીલચાલ ફ્રાંસ અને ઇટાલીમાં સારી પેઠે ફેલાએલી હતી. વળી તેની અસર બેનેડીક્ટના ઇટાલીમાં આવેલા મૂળ મઠ ઉપર પણ સારી થઇ હતી. જ્યારે આ મઠ પ્રથમ સ્થાપવામાં આવ્યો હતો ત્યારે તેના સંસ્થાપકોની ઇચ્છા એવી ન હતી કે તે એક સંઘનું રૂપ ધારણ કરે, પણ ધીમે ધીમે તેનું કાર્યક્ષેત્ર વધતું ગયું, અને આખરે તેણે એક પ્રબળ સંઘનું રૂપ ધર્યું. તેની અસર રાજકીય સત્તા ઉપર પણ થવા લાગી, અને "ઇશ્વરનો વિરામ" એ નામે ઓળખાતો યુદ્ધનિવૃત્તિનો કાળ શરૂ થયો. આ કાળ ખ્રીસ્તના દુ:ખસહનના સ્મરણાર્થે પ્રત્યેક અઠવાડીઆમાં બુધવારે સાંજના શરૂ થતો અને સોમવારે સવારે પૂરો થતો હતો. તે દરમિયાન ખ્રીસ્તી લોકોએ પરસ્પર યુદ્ધ કરવાનું બંધ રાખવું એવો નિયમ હતો. આનો હેતુ અતિ ઉચ્ચ હતો, પણ તે અતિ અલ્પ પ્રમાણમાંજ સફળ થયો હતો. ક્લુનીના મઠ કે સંઘની હીલચાલનું પરિણામ સાધુઓના જીવનને અધિક પ્રમાણમાં શુદ્ધ બનાવતું હતું એટલુંજ નહિ પણ પાળકવર્ગના જીવનને પણ સુધારતું હતું. અગીઆરમા શતકના પૂર્વાર્દ્ધમાં ક્લુનીની હીલચાલે, પાળકવર્ગના જુદા જુદા અધિકાર વેચાતા લેવાની જે પ્રથા પડી હતી તે તથા પાળકવર્ગમાંના કેટલાક લોકો હજુ

મંડળીમાં સુધારો.

ક્લુનીની હીલચાલ.

લગ્ન કરતા હતા અથવા રખાનો રાખતા હતા તેની વિરૂદ્ધ પોકાર કર્યો હતો, અને એ બાબતમાં પણ કેટલોક સુધારો થયો હતો. આ ઉપરાંત આ હીલચાલ પાળક-વર્ગના અધિકારીઓ રાજાઓ કે મહારાજાઓથી નીમાય તેની વિરૂદ્ધ હતી. હેન્રી ત્રીજા ઉપર આ હીલચાલની અસર થઇ હતી, અને તેથીજ તેણે મંડળીઓમાં સુધારો કરવાનો પ્રયત્ન કર્યો હતો. વળી આ અરસામાં આ એકજ હીલચાલ ઉભી થઇ હતી એમ ન હતું. જર્મની અને ઇટાલીમાં એવીજ પણ નાની હીલચાલો જોવામાં આવતી હતી. મંડળીમાં સુધારો થાય એવી ઇચ્છા વિચારવંત અને ધાર્મિક લોકોનાં મનમાં જાગૃત થઇ હતી, એટલુંજ નહિ પણ તેઓ તે કરવાને માટે યથાશક્તિ પ્રયત્નો પણ કરવા લાગ્યા હતા, અને એ પ્રયત્નોએ આવી હીલચાલોનું સ્વરૂપ પકડયું હતું. આખરે એ બધાની અસર પાપાની ગાદી સુધી પહોંચી હતી, અને જે સુધારો ત્યાં થવાની જરૂર હતી તે થવા લાગ્યો હતો.

લીઓ નવમાએ કરેલો સુધારો.

આ સુધારાની શરૂઆત લીઓ નવમાએ કરી, અને તે સુધારો પ્રથમ "કાર્ડીનાલ" કહેવાતા તેના મંત્રીઓ અને મદદનીશ પાળકવર્ગની ચુંટણીના ધોરણમાં કરેલા ફેરફારમાં જણાયો. "કાર્ડીનાલ" શબ્દ છઠ્ઠા સૈકાની આખરમાં રૂમનાં કેટલાંક મોટાં દેવળોના અધિકારી પાળકો માટે ખાસ વાપરવામાં આવતો હતો, અને આઠમા સૈકામાં રૂમની નજીકના પ્રદેશમાંના અધ્યક્ષો "કાર્ડીનાલ બિશપો" તરીકે ઓળખાતા હતા. આ પ્રમાણે તે વખતથી કાર્ડીનાલોમાં "કાર્ડીનાલ બિશપ" "કાર્ડીનાલ પાળક" વગેરે ભેદ જોવામાં આવે છે, અને એ ભેદ આજે પણ રોમન કાથોલીક મંડળીમાં છે. આ બધા અધિકારીઓ રૂમમાં અને તેની પાસેની જગાઓમાં રહેતા હોવાથી સ્વાભાવિક રીતે પાપાના મદદગાર તથા મંત્રીઓ હતા. વળી પાપાની સત્તાનો ઘણો આધાર તેમના પર રહેતો હતો. આ લોકો રૂમી હતા, અને રૂમ શહેરના જુદા જુદા પક્ષ તરફથી ચુંટાતા હતા. આથી તેમની નજર હમેશાં રૂમના હિત તરફ રહેતી, અને તેઓ બીજાનો ભોગ આપીને પણ રૂમનું પ્રાબલ્ય વધારવા ઇચ્છતા હતા. આ સ્થિતિ જોઇને લીઓએ કાર્ડીનાલ તરીકે રૂમી સિવાયના બીજા માણસોને નીમ્યા. વળી તેણે તેમને માત્ર રૂમનાજ નહિ પણ સમગ્ર પાશ્ચાત્ય મંડળીના પ્રતિનિધિ બનાવ્યા. આનું પરિણામ ઘણું સારૂં આવ્યું અને લીઓને જે બીજો સુધારો કરવો હતો તેમાં કેટલીક અનુકૂળતા થઇ. આ પછી લીઓએ ફ્રાંસ, જર્મની વગેરેમાં આ સુધારા કરવા માંડયા, અને જુદી જુદી જગાઓએ સભાઓ ભરી પાળકવર્ગના અધિકારીઓની ચુંટણીના તથા પાળકવર્ગનાં લગ્ન ન કરવાના સંબંધમાં કેટલાક ઠરાવ પસાર કર્યા. તેની અસર ઘણી સારી થઇ. વળી તેના આ કાર્યથી પાપાની સત્તા પણ વધી. કમનસીબે લીઓ ઇટાલીમાં પોતાનું ધાર્યું કરી શક્યો નહિ. વળી કોન્સ્ટાન્ટીનોપલ તથા રૂમની ગાદી વચ્ચેનો સંબંધ તેનાજ વખતમાં તુટયો. આપણે પહેલાં જોઇ ગયા છીએ કે રૂમ અને કોન્સ્ટાન્ટીનોપલ

વચ્ચે મતભેદ અને પ્રતિસ્પર્ધા તો હતાંજ, અને તેમાં આ વખતે વધારો થયો હતો. એનું પરિણામ એ આવ્યું કે આ બન્ને મંડળીઓએ એક બીજાને અરસપરસ મંડળી બહાર મૂકી, અને તે બન્ને આજ સુધી પણ જુદીજ છે. આ બીના બન્યા પછી તરતજ એટલે ઇ. સ. ૧૦૫૪માં લીઓ મૃત્યુ પામ્યો.

લીઓના મૃત્યુ પછી હેન્રી ત્રીજાએ બીજા એક જર્મનને પાપા તરીકે નીમ્યો, પણ તે તથા હેન્રી ત્રીજો થોડાજ વખતમાં મૃત્યુ પામ્યા. આ સ્થિતિ જે લોકો મંડળીમાં સુધારો કરવા ઇચ્છતા હતા તેમને માટે બહુ અનુકૂળ હતી. આ લોકો મંડળીને શુદ્ધ અને સબળ બનાવવા ઇચ્છતા હતા એટલુંજ નહિ પણ તેને સમ્રાટથી સ્વતંત્ર કરવા માગતા હતા. આ કારણથી તેમણે નવા પાપાની ચુંટણી પોતાની મેળેજ કરી, અને હેન્રી ત્રીજાની રાણી જે તેના છ વર્ષના કુમારની રીજેન્ટ (રાજ્યરક્ષક) હતી તેની સંમતિ પણ લીધી નહિ. આ નવા પાપાએ (સ્ટીફન નવમો) અધ્યક્ષ વગેરેની જે ચુંટણી કે નિમણુક કોઇ રાજ્યસત્તા તરફથી થઇ હોય તે ગેરકાયદેસર ઠરાવી. પરંતુ સ્ટીફન તરત મરણ પામવાથી આ સુધારાના કાર્યમાં વિઘ્ન આવ્યું. રૂમી લોકોએ તરત પાપાને પસંદ કરવાનો પોતાનો જુનો હક પોતાના હાથમાં લઇ એક માણસને પાપા તરીકે નીમ્યો, તેથી સુધારાવાળાઓને નાસવું પડ્યું. પરંતુ આ વખતે હીલ્ડેબ્રાંડ નામના એક અતિ સમર્થ અધ્યક્ષે પોતાની દૃઢતા અને ચતુરાઇથી સુધારાના કાર્યનું રક્ષણ કર્યું, અને પોતાની પસંદગીના એક માણસને પાપા બનાવ્યો. આ પાપા નીકોલાસ બીજો (૧૦૫૮—૧૦૬૧) હતો. આ વખતે સુધારો કરવા ઇચ્છનાર પક્ષને જે બાબતમાં ખાસ સુધારો કરવાનો હતો તે બાબત પાપાને સમ્રાટ તથા રૂમના અમીરઉમરાવોથી તદ્દન સ્વતંત્ર કરવાને લગતી હતી. આને માટે હીલ્ડેબ્રાંડે બે ત્રણ જુદાં જુદાં રાજ્યો સાથે સંધિ કરી. એમાંનું એક રાજ્ય નાર્મન લોકોનું હતું. આ લોકોની સત્તાનો ઉદય લગભગ આ વખતેજ થયો હતો. તેમણે લીઓ નવમાને બહુ સતાવ્યો હતો. પરંતુ આ વખતે પાપા પોતે તેમની મદદ મેળવવા ઇચ્છે છે એ જોઇ તેમણે તે ખુશીથી આપી અને એવી રીતે પાપાનું આધિપત્ય પણ સ્વીકાર્યું.

પાપાની સત્તાનું ખરૂં સ્વાતંત્ર્ય.

નીકોલાસ બીજાના વખતમાં એક જાણવા જેવો બનાવ બન્યો હતો, તે પાપાની ચુંટણીના ધોરણમાં થએલો ફેરફાર હતો. આને માટે રૂમમાં ઇ. સ. ૧૦૫૯માં એક સભા મળી હતી, અને તેમાં પાપાની ચુંટણીનું એક નવુંજ ધોરણ સ્વીકારવામાં આવ્યું હતું. આ વિષે સાધારણ એવો નિયમ હતો કે પાપાની ચુંટણી રૂમનો પાળકવર્ગ અને ત્યાંના લોકો કરે, અને એમ કરવું એજ નિયમસર ગણાતું હતું; પરંતુ આ પ્રમાણે ભાગ્યેજ થતું હતું. ઘણી વખત તો જે પક્ષ રૂમમાં રાજ્યસત્તા ભોગવતો હોય અથવા સર્વથી વધારે પ્રબળ હોય તેજ પાપાની ચુંટણી કરતો

પાપાની ચુંટણીનું નવું ધોરણ.

હતો. આ સ્થિતિ કોઇ રીતે ઇચ્છવાજોગ ન હતી, અને એમાં સુધારો કરવાની જરૂર હતીજ. આથી એક નવું ધોરણ દાખલ થવું જોઇતું હતું અને તે થયું પણ ખરૂં. એ ધોરણ પ્રમાણે કોઇ પાપા ગુજરી જાય તો "કાર્ડીનાલ બિશપો" કોઇ-એક માણસને પાપા તરીકે પસંદ કરે, અને પછી તે વિષે બીજા કાર્ડીનાલોની સલાહ લે, અને આ કાર્ડીનાલો એ પસંદગીમાં સંમત થાય ત્યાર પછી તે સંબંધી બીજા પાળકો તથા લોકોની સલાહ લેવી એમ ઠરાવ્યું હતું. વળી એમ પણ ઠરાવવામાં આવ્યું હતું કે પાપાના હોદ્દા પર ગમે તે દેશનો માણસ નીમી શકાય, તથા તેની ચુંટણી રૂમની બહાર પણ થઇ શકે. આ ફેરફાર કરવાનો હેતુ પાપાની સત્તા બને તેટલે અંશે અન્ય રાજકીય સત્તાથી મુક્ત કરવાનો તથા પાપાની ચુંટણી મુખ્યત્વે કરીને કાર્ડીનાલ બિશપોના હાથમાંજ સોંપવાનો હતો. અમુક ફેરફાર સહિત આજે પણ પાપાની ચુંટણી આજ ધોરણસર થાય છે.

આ નવું ધોરણ સ્વીકારવામાં આવ્યા પછી તરતજ નીકોલાસ બીજો મરણ પામ્યો. હીલ્ડેબ્રાંડે એક બીજા પાપાને પસંદ કરાવ્યો, પણ જેઓ પાપાની ચુંટણી કરવાના નવા ધોરણની વિરૂદ્ધ હતા તેઓ બધા તેની સામે થયા, અને રીજેન્ટ તરીકે કામ કરતી સમ્રાજ્ઞીએ એક બીજો પાપા નીમ્યો. પણ એ વખતે જર્મનીમાંજ ઉથલપાથલ થવાથી રીજેન્ટની સત્તા સમ્રાજ્ઞી પાસેથી લઇ લેવામાં આવી, ને કોલોનના મુખ્ય અધ્યક્ષના હાથમાં ગઇ. તે હિલ્ડેબ્રાંડના પક્ષનો હતો, તેથી હીલ્ડેબ્રાંડે કરાવેલી નિમણુક કાયમ રહી. નવા પાપાનું નામ આલેકઝાંડર બીજો હતું. તેણે હીલ્ડેબ્રાંડની સલાહથી પાપાની સત્તા વધારી, તેથી કેટલાક સુધારા પણ કર્યા. તેના સુધારાનું એક કાર્ય સમ્રાટ હેન્રી ચોથાને તેની રાણી સાથે છૂટાછેડા ન કરવા દેવાનું હતું. આ તથા બીજા કારણથી પાપાની અને હેન્રી ચોથાની વચ્ચે વિરોધ ઉભો થયો. હેન્રી ઇ. સ. ૧૦૬૫માં પુખ્ત ઉમરનો થયો, અને તેણે સામ્રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. જર્મનીમાંના અધ્યક્ષો સમ્રાટને આધીન રહે એ હેતુથી સમ્રાટ પોતે અધ્યક્ષોની પસંદગી કરતો હતો. હેન્રી માનતો હતો કે અધ્યક્ષોની પસંદગી કરવામાં પોતાનો હાથ ન હોય તો તેઓ સ્વતંત્ર બની જાય અને તેના પરિણામે રાજ્યસત્તા ભાંગી પડે એવી સ્થિતિ હતી. આ કારણથી સ્વાભાવિક રીતે સમ્રાટ અધ્યક્ષો પરની પોતાની સત્તા છોડી દેવા રાજી ન હતો. એક આર્ચ-બિશપની ચુંટણી કરવાના સંબંધમાં આ ધુંધવાતો વિરોધ ફાટી નીકળ્યો. પાપા અને સમ્રાટ વચ્ચે એક મોટી તકરાર શરૂ થઇ. પણ એવામાં આલેકઝાંડર મરણ પામ્યો અને તેની દફનક્રિયા થતી હતી તે વખતે રૂમના લોકોએ હિલ્ડેબ્રાંડને તેની જગાએ પાપા નીમ્યો.

આલેકઝાંડર બીજો.

# પ્રકરણ ત્રીજું.

## ખ્રીસ્તી જીવન: ભજનસેવા અને સિદ્ધાંત.

મધ્યકાળ અંધશ્રદ્ધાનો કાળ કહેવાય છે, તે કેટલીક રીતે ખરૂં છે. આ સમયમાં લોકો અજ્ઞાન અને વહેમી હતા. વિશેષે કરીને તેમનો ધર્મ બાહ્ય ક્રિયાકર્મમાંજ સમાઇ રહ્યો હતો. "સંતો"ની સંખ્યા વધવા લાગી હતી, અને મંડળીએ તેમનું માન ઘણું વધાર્યું હતું. આવી રીતે "સંત" તરીકે જે ભક્તો ગણાયા હતા તેમાંનો પ્રથમ ઓગ્સબર્ગનો અલરીખ હતો. ખરા ધાર્મિક જીવન સંબંધી જેમ સાધારણ લોકો શિથિલ હતા તેમ પાળકવર્ગ પણ શિથિલ હતો. એ વર્ગમાં અનીતિ અને દુરાચાર પેઠાં હતાં, તેથી તેમનું જીવન જેવું જોઇએ તેવું પવિત્ર ન હતું. આ કારણથી સ્વાભાવિક રીતે લોકો પર તેમના જીવનની અસર સારી થવાને બદલે માઠીજ થતી હતી. એમ છતાં ધાર્મિક જાગૃતિ લાવવા માટે કોઇ કોઇ જગાએ સબળ પ્રયત્ન થતા હતા, અને તેનું પરિણામ ઘણું સારૂં આવ્યું હતું. આ પ્રયત્નો કેવા હતા તે વિષે અમે અગાઉ કેટલુંક લખી ગયા છીએ.

ધાર્મિક જીવનમાં શિથિલતા.

આ સમયમાં પૂર્વ અને પશ્ચિમની મંડળી વચ્ચે જે ફુટ પડી હતી તે વિષે અત્રે જરા વિશેષ લખવાની જરૂર છે. ઇસ્લામના પ્રચારથી પૂર્વની મંડળી તેમજ સામ્રાજ્ય ઘણી રીતે નબળાં પડયાં હતાં; કારણ કે એ સામ્રાજ્યમાંથી ઇરાન, સીરીઆ, મિસર અને ઉત્તર આફ્રિકા છુટા પડયા હતા, અને મુસલમાનોને વશ થયા હતા. આ દરમિયાન પશ્ચિમની મંડળી દિનપ્રતિદિન અધિકાધિક સબળ થતી હતી. આ એકજ કારણ એ બન્ને મંડળી વચ્ચેની પ્રતિસ્પર્ધા વધારવા માટે બસ હતું. આ સિવાય બીજાં કેટલાંક કારણો પણ હતાં, અને તે અમુક અંશે સિદ્ધાંતને લગતાં હતાં. પૂર્વની મંડળી મૂર્તિઓને દેવળોમાં દાખલ કરવાની વિરૂદ્ધ હતી, પણ પશ્ચિમની મંડળી વિરૂદ્ધ ન હતી. વળી નવમા સૈકામાં કોન્સ્ટાન્ટીનોપલની રાજ્યસત્તાએ ઇગ્નેશિયસ નામે ત્યાંના અધ્યક્ષને પદભ્રષ્ટ કરીને ફોટીઅસ નામે એક વિદ્વાન તથા કાબેલ અમલદારને અધ્યક્ષ બનાવ્યો હતો. રૂમના પાપા નીકોલાસે ફોટીઅસને મંડળી બહાર મૂકયો હતો, તેના જવાબમાં ફોટીઅસે લાટીન મંડળીને પાળકવર્ગને લગ્ન કરવાની બંધી કરવા માટે તથા બીજાં કેટલાંક કારણ માટે પાખંડી ઠરાવી અને પાપાને મંડળી બહાર મૂક્યો. આ પ્રમાણે આ બન્ને મંડળી વચ્ચે મતભેદ વધતોજ ગયો. અગીઆરમા સૈકામાં પૂર્વની મંડળીમાં બલ્ગેરિઅન લોકો ભળ્યા, તેથી તે કેટલીક રીતે સબળ થઇ. એ સૈકાના મધ્યભાગમાં એ મંડળીનો રૂમ સાથેનો કલહ ફરીથી તાજો થયો. આનું

પૂર્વ અને પશ્ચિમની મંડળીનું જુદા પડવું.

કારણ એ હતું કે કોન્સ્ટાન્ટીનોપલના મુખ્ય અધ્યક્ષે બલ્ગેરિઅન મંડળીમાં ચાલતી લાટીન ભજનપદ્ધતિ રદ્દ કરી પૂર્વની ભજનપદ્ધતિ દાખલ કરાવી હતી. એ ઉપરાંત તેણે રૂમી મંડળી પ્રભુભોજનમાં બેખમીરવાળી રોટલી વાપરતી હતી તેથી તે પાખંડી છે એવું જાહેર કર્યું હતું. આ ઉપરથી પાપાએ પોતાના માણસોને કોન્સ્ટાન્ટીનોપલમાં મોકલી ત્યાંના અધ્યક્ષને ઇ. સ. ૧૦૫૩ માં મંડળી બહાર મૂકયો. એના જવાબમાં કોન્સ્ટાન્ટીનોપલના અધ્યક્ષે રૂમી અધ્યક્ષને મંડળી બહાર મૂકયો, અને તેને પરિણામે આ બે મંડળી વચ્ચેનો સંબંધ હમેશને માટે તૂટી ગયો.

પ્રસિદ્ધ વિદ્વાનો.

આ સમયમાં જે વિદ્વાન માણસો થયા તેઓમાં આલ્કુઇન નામે એક છે. તે અંગ્રેજ હતો, પણ શાર્લમેને તેની વિદ્વત્તા જોઇને તેને પોતાના દરબારને લગતી મોટી પાઠશાળાનો આચાર્ય બનાવ્યો હતો. તેણે કેટલુંક સાહિત્ય લખ્યું છે, પણ ખાસ કરીને તેના પત્રો પ્રસિદ્ધ છે. તેણે તેના જમાનામાં વિદ્યાની વૃદ્ધિ કરવા માટે ઘણું કર્યું હતું. બીજો એક માણસ ક્લોડિયસ નામે હતો. તે શાર્લમેનના પુત્રના વખતમાં થઇ ગયો, અને તે તેના દરબારની પાઠશાળામાં શાસ્ત્રનો અધ્યાપક હતો. તેનો શાસ્ત્રનો અભ્યાસ ઘણો સારો હતો, અને તેણે ઘણા વિષયમાં લ્યુથર વગેરે સુધારકોના જેવાજ મત દર્શાવ્યા હતા. તેણે બાઇબલનાં ઘણાં પુસ્તકો ઉપર ટીકાઓ લખી હતી, પરંતુ તેનાં લખાણોમાંનું બહુજ થોડું અને તે પણ અપૂર્ણ રૂપમાં મોજુદ છે. આ કાળમાં જે સર્વથી વધારે વિદ્વાન અને સમર્થ તત્ત્વજ્ઞાની થઇ ગયો તે જોન સ્કોટસ એરિજીના હતો. તે આયર્લાંડમાં જન્મ્યો હતો, પણ પાછળથી ફ્રાંસમાં આવી રહ્યો હતો. તેણે નીઓ-પ્લાટોનીક ફીલસુફીનાં કેટલાંક પુસ્તકોનું ભાષાંતર કરી તે કાળના લુખા અને શુષ્ક ધાર્મિક જીવનમાં ભક્તિમય જ્ઞાનનું એક નવું તત્ત્વ ઉમેર્યું હતું. તેણે પોતે "પ્રકૃતિના વિભાગ" એ નામનું એક પુસ્તક લખ્યું છે, અને તેમાં પોતાના સિદ્ધાંતો દર્શાવ્યા છે. પ્રથમ તેનું તત્ત્વજ્ઞાન લોકો સમજ્યા ન હતા, પણ જ્યારે તેઓ સમજવા લાગ્યા કે તેની માન્યતા એવી હતી કે ભવિષ્ય સંબંધી ઇશ્વરને જ્ઞાન નથી ત્યારે તેના મતને એક સભાદ્વારે ખોટા ઠરાવવામાં આવ્યા, અને પાપાએ પણ આ સભાનો ઠરાવ મંજુર રાખ્યો. જોન સ્કોટસ ઈંગ્લાંડમાં ઇ. સ. ૮૯૧ માં મરણ પામ્યો.

આલ્કુઈન, મૃત્યુ ૮૦૪.

ક્લોડીઅસ, મૃત્યુ ૮૩૯.

જોન સ્કોટસ એરિજિના.

પૂર્વની મંડળીમાં પણ આ કાળમાં કેટલાક લેખકો થયા હતા. એમાંનો એક કોન્સ્ટાન્ટીનોપલનો ફોટીઅસ અધ્યક્ષ છે. તેણે ખ્રીસ્તી અને અન્ય ધર્મોનાં લગભગ ૨૮૦ પુસ્તકોમાંથી કેટલાક ઉતારા કરી એક પુસ્તક રચ્યું હતું. તે ઇ. સ. ૮૯૧ માં મૃત્યુ પામ્યો હતો. આ સિવાય ત્યાં ઇતિહાસકારો અને સંતોના ચારિત્ર્યના લેખકો પણ થઇ ગયા હતા.

પૂર્વના વિદ્વાનો અને લેખકો.

# સમય છઠ્ઠો.

# ગ્રેગોરી સાતમાથી બોનીફાસ આઠમા સુધી: પશ્ચિમ યુરોપમાં પાપાની સત્તાનું પ્રાબલ્ય (૧૦૭૩–૧૨૯૪).

## પ્રકરણ ૧ લું.

### મંડળીનું બંધારણ અને તેનો બીજી સત્તાઓ સાથેનો સંબંધ (૧૦૭૩–૧૧૨૨).

આલેકઝાંડર પછી રૂમના પાળકોએ તથા લોકોએ કોઇની સંમતિ લીધા વગર એકદમ મોટી ધામધૂમની હીલ્ડેબ્રાંડને પાપા નીમ્યો. હિલ્ડેબ્રાંડે પાપાનો હોદ્દો સ્વીકારવાને પ્રથમ તો આનાકાની કરી, પરંતુ તેણે તે હોદ્દાનું કામ ઘણા ડહાપણથી તથા ઉત્સાહથી કર્યું હતું. તે ગ્રેગોરી સાતમો એ નામ ધારણ કરી પાપાની ગાદીએ બેઠો. તે લીઓ નવમા સાથે જર્મનીથી આવ્યો હતો અને તે વખતથીજ તેણે મંડળીમાં જે બધા સુધારા થયા હતા તે દાખલ કરાવવામાં ઘણો ભાગ લીધો હતો. પાપાની સત્તાને તે ઇશ્વરના પૂર્ણ પ્રતિનિધિરૂપ માનતો હતો, અને એ સત્તા સર્વમાન્ય થવી જોઇએ એમ તે ઇચ્છતો હતો. વળી સર્વ રાજ્યસત્તા એ સત્તાને આધીન રહેવી જોઇએ અને રાજાઓ કે સમ્રાટોને ગાદીએ બેસાડવા કે ગાદીએથી ઉઠાડી મૂકવા એ પાપાનાજ હાથમાં હોવું જોઇએ એમ તે માનતો હતો. ટુંકામાં પાપા એજ જગદ્‌ગુરૂ છે, એટલુંજ નહિ પણ તે જગતનો સમ્રાટ છે અથવા રાજાઓ અને સમ્રાટોનો અધિપતિ છે એવી તેની માન્યતા હતી. તે એવો સમર્થ માણસ હતો કે તેણે તેની એ માન્યતા રાજાઓને તથા લોકોને પણ સ્વીકારવાને ફરજ પાડી. યુરોપના મધ્યકાળના ઇતિહાસમાં જે વિશેષ જાણવાજોગ બીના છે તે આ છે. એ વખતમાં લોકો ધર્મને અને ધાર્મિક અધિકારને વ્યક્તિગત તેમજ સામાજિક જીવનમાં મુખ્ય સ્થાન આપતા હતા, અને તેમનું સમગ્ર જીવન ધર્મમય બને એ તેમની ઇચ્છા હતી.

હીલ્ડેબ્રાંડ, (ગ્રેગોરી ૭ મો) ૧૦૭૩-૧૦૮૫.

ગ્રેગોરી સાતમાની કારકીર્દીનાં પ્રથમનાં કેટલાંક વર્ષ પોતાની ધારણા પાર પાડવાને અનુકૂળ હતાં. એ વખતે હેન્રી ચોથાની વિરૂદ્ધ તેના કેટલાક

હીલ્ડેબ્રાંડ અને હેન્રી વચ્ચે વિરોધ.

અમીરોએ બંડ ઉઠાવ્યું હતું, તેથી તેને પાપાની સાથે લડવું પાલવે તેમ ન હતું. ઇ. સ. ૧૦૭૪માં તેણે પાપાના પ્રતિનિધિઓ આગળ પ્રાયશ્ચિત્ત કર્યું, અને પાપાનો ધાર્મિક અધિકાર પૂર્ણ રીતે સ્વીકાર્યો. પણ થોડાજ વખત પછી તેણે પોતાના અમીરો ઉપર જીત મેળવી, તેથી તે પાપાની સામે બાથ ભીડવા તૈયાર થયો. તેણે ઇ. સ. ૧૦૭૬માં વર્મ્સમાં એક સભા બોલાવી પાપાના ઉપર કેટલાંક તહોમત મૂક્યાં. તેને પરિણામે જર્મનીમાંના ઘણાખરા અધ્યક્ષોએ હિલ્ડેબ્રાંડનો અધિકાર સ્વીકારવાને ઇનકાર કર્યો. તેના જવાબમાં પાપાએ સભા બોલાવી જર્મની અને ઇટાલીના લોકોને જાહેર કર્યું કે તેઓ હેન્રીનો અધિકાર સ્વીકારવાને બંધાયા નથી. આના પ્રત્યુત્તરમાં હેન્રીએ જણાવ્યું કે હીલ્ડેબ્રાંડ પાપા નથી, અને જો એ વખતે આખું જર્મની તેના પક્ષમાં હોત તો હીલ્ડેબ્રાંડની સ્થિતિ બહુ કફોડી થાત. પણ જર્મનીમાંજ તોફાન ઉઠયું અને ત્યાંના અમીરોએ એક સભા ભરીને હેન્રીને એવું જણાવ્યું કે જો તે પાપાને આધીન નહિ થાય તો તેઓ તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકશે. વળી તેમણે ઓગ્સબર્ગમાં એક સભા ભરીને ત્યાં પાપાને બોલાવી જર્મનીની રાજકીય અને ધાર્મિક સ્થિતિનો પૂરો વિચાર કરવાનો નિશ્ચય કર્યો. આ સ્થિતિમાં હેન્રીએ આ સભા મળ્યા પહેલાં ઇટાલીમાં જઇ પાપાની સાથે સંધિ કરવાનો નિશ્ચય કર્યો. હીલ્ડેબ્રાંડ ઓગ્સબર્ગની સભામાં જવા માટે નીકળી ચૂક્યો હતો, અને હેન્રી તેને માર્ગમાંજ મળ્યો. સમ્રાટ રખેને તેને ઇજા કરે, એ માટે તે કનોસ્સાના કિલ્લામાં ભરાયો, પણ તે કિલ્લાના દરવાજા આગળ સમ્રાટ ત્રણ દિવસ સુધી લાગલાગટ ઉઘાડે પગે બેસી રહ્યો, અને પોતે પ્રાયશ્ચિત્ત કરવા આવ્યો છે એવું જાહેર કર્યું. આખરે તેને મંડળીમાં પાછો લેવામાં આવ્યો. હેન્રીના આ કાર્યથી ઓગ્સબર્ગમાં જે સભા ભરાવાની હતી તે બંધ રહી, તેથી તેના દુશ્મનો મુંઝાયા. પાપાની પણ કેટલીક મુરાદ બર આવી નહિ. એમ છતાં આ બીના મધ્યકાળના સામ્રાજ્યનું મંડળીની સત્તા આગળ થએલું મોટામાં મોટું માનભંગ ગણાય છે. આ પ્રમાણે થએલી સંધિ થોડો કાળ ટકી, પણ ત્રણ વરસ પછી પાપા અને હેન્રી વચ્ચેનો કજીઓ પાછો શરૂ થયો. ઇ. સ. ૧૦૮૦માં ફરી પાપાએ હેન્રીને મંડળી બહાર મૂક્યો, પણ પાપાના આ કાર્યનું પરિણામ ધાર્યા પ્રમાણે થયું નહિ. ઉલટું હેન્રીએ એક સભા ભરીને એક બીજો પાપા ઉભો કર્યો. વળી તેણે ઇટાલીમાં જઇને હીલ્ડેબ્રાંડને પાપાની ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાનો પ્રયત્ન કર્યો. આખરે તેણે રૂમ જીતી લીધું, અને ત્યાં જઇ પોતાના પસંદ કરેલા પાપાને ગાદી ઉપર બેસાડયો. આ વખતે હીલ્ડેબ્રાંડ એક કિલ્લામાં જઇ ભરાયો. તેણે હેન્રીને કોઇ પણ રીતે વશ થવાની ના પાડી. એક નોર્મન લશ્કર તેની કુમકે આવ્યું, પણ એ લશ્કરે રૂમને એવી રીતે બાળ્યું અને લુટયું કે તેને રૂમ છોડી તેની સાથે જવું યોગ્ય લાગ્યું, અને એવી રીતે પોતાની મેળેજ એકાદ વર્ષ દેશપાર રહી તે ઇ. સ. ૧૦૮૫માં મૃત્યુ પામ્યો.

હીલ્ડેબ્રાંડનો ઘણોખરો વખત હેન્રી સાથે લડવામાં ગયો હતો, તેથી તે ફ્રાંસ અને ઇગ્લાંડમાં પોતાનું ધાર્યું જોઇએ તેટલા પ્રમાણમાં કરી શક્યો નહિ, એમ છતાં તેણે સર્વત્ર અધ્યક્ષો વગેરે મોટા અધિકારીઓને પાપાની સત્તા નીચે આણ્યા, અને મંડળીના નિયમો એકત્ર કરી જાહેર કર્યા. વળી પાળકવર્ગે લગ્ન ન કરવું એવી જે માન્યતા સાર્વત્રિક મંડળીમાં ઘણા કાળ થયાં ચાલતી આવેલી હતી, પણ જે અમુક અંશેજ પાળકવર્ગના જીવનમાં ઉતરી હતી, તેને તેણે સિદ્ધાંતરૂપે સ્વીકારી, અને પાળકોને લગ્ન કરતાં અટકાવ્યા. તેનું બધું કાર્ય ધ્યાનમાં લેતાં તેણે પાપાની ધાર્મિક સત્તાનો એક પ્રકારનો દિગ્વિજય કર્યો હતો એમ કહીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ નથી. તેણે યુરોપમાં ધર્મરાજ્યનો પાયો ઉંડો નાખ્યો હતો, અને તેની અસર ઘણાં સૈકાં સુધી રહી હતી. તે પોતે પોતાનું કાર્ય સિદ્ધ કરવા માટે વખતે અયોગ્ય સાધનનો ઉપયોગ કરવાને અચકાતો ન હતો, પણ એમ છતાં તેણે અતિશય કફોડી સ્થિતિમાં પણ પોતાના આદર્શને વળગી રહેવામાં અસાધારણ હિંમત અને ધૈર્ય બતાવ્યાં હતાં. મધ્યકાળમાં તેના જેવા સમર્થ પુરૂષો બહુજ થોડા થયા છે, અને અત્યાર સુધીમાં જે બધા પાપા થયા છે તેમાં તેના જેવો તો ભાગ્યેજ કોઇ હશે.

હીલ્ડેબ્રાંડનું બીજું કેટલુંક કાર્ય.

હીલ્ડેબ્રાંડ પછીના એકાદ બે પાપા તેના જેવા સબળ ન હતા, તેથી તેમણે પાપાની સત્તાની વૃદ્ધિ કરવામાં કંઇ ખાસ પ્રયત્ન કર્યો ન હતો. એમ છતાં તેમની પછીના ત્રીજાજ પાપા અર્બન બીજાના વખતમાં એક એવો બનાવ બન્યો કે જેને લીધે પાપાની સત્તા યુરોપમાં ઘણી જામી ગઇ અને વધી ગઇ. આ બીના ક્રુસેડ—મુસલમાનો અને ખ્રીસ્તીઓ વચ્ચેના ધર્મયુદ્ધ—ની શરૂઆત હતી. આ ધર્મયુદ્ધ થવાનાં ઘણાં કારણો હતાં, અને એ યુદ્ધ ઘણા લાંબા કાળ સુધી ચાલ્યાં હતાં. તેની અસર સ્વાભાવિક રીતે ખ્રીસ્તી પ્રજાઓ ઉપર બહુ અગત્યની હતી. યુદ્ધનાં કારણોમાંના કેટલાંક આ છે:

ક્રુસેડની શરૂઆત.

(૧) મુસલમાનો અને ખ્રીસ્તીઓ વચ્ચે વિરોધ ક્યારનોએ શરૂ થયો હતો, અને દિનપ્રતિદિન વધતો જતો હતો. એ વિરોધે આ કાળમાં ઉગ્ર સ્વરૂપ પકડયું હતું, તેનું કારણ એ હતું કે જે સંખ્યાબંધ ખ્રીસ્તી યાત્રાળુઓ પાલેસ્ટાઇનમાં જતા હતા તેમને મુસલમાન લોકો ખાસ કરીને અગીઆરમા સૈકાની આખરમાં બહુ સતાવતા હતા. (૨) બીજું કારણ આર્થિક હતું. દસમા અને અગીઆરમા શતકમાં યુરોપમાં ઘણાજ દુકાળ પડયા હતા, તેને લીધે લોકોની સ્થિતિ બગડી ગઇ હતી, તેથી તેઓ પોતાને માટે જ્યાં બને ત્યાં સમાસ કરવા અથવા ધન, ધાન્ય વગેરે પ્રાપ્ત કરવા ઇચ્છતા હતા. યુરોપના બધા દેશોમાં લોકોનો વસવાટ થઇ ગયો હતો, તેથી ત્યાં વધતી જતી વસ્તીને જોઇએ તેટલા પ્રમાણમાં યોગ્ય રીતે રહેવા કરવાનું મળી શક્યું ન હતું. આ

તેનાં કારણો.

કારણથી જેમ રૂમી સામ્રાજ્યની પડતીના સમયમાં જર્મન જાતિના લોકો એ સામ્રાજ્યમાં આવી વસ્યા હતા, તેમજ યુરોપના લોકોને બની શકે તો બહાર વસવાની ઇચ્છા થઇ હતી. (૩) વળી યુરોપમાં રાજાઓ, અમીરઉમરાવો અને પ્રજાને રાજ્યવિસ્તારનો કે લુંટનો, કે સાહસનો અથવા એવીજ જાતનો બીજો લોભ પણ હતો. અગીઆરમા સૈકામાં મુસલમાનો સ્પેન તથા ઇટાલીમાંથી પાછા હઠવા લાગ્યા હતા, તેથી તેમને હરાવીને તેમની પાસેથી પાલેસ્ટાઇન વગેરે દેશો જે તેમની પાસે સાતમા સૈકાથી હતા, તે પાછા લેવા સર્વ ખ્રીસ્તીઓ ઇચ્છતા હતા. આવી રીતે આ ધર્મયુદ્ધનાં ઘણાં કારણો હતાં, અને એ બધાં ભેગાં થતાં એ યુદ્ધ સળગી ઉઠયું.

આ યુદ્ધ શરૂ કરવા માટે પ્રથમ હીલ્ડેબ્રાંડને કહેવામાં આવ્યું હતું, પણ તે હેન્રી સાથેના વિરોધમાં રોકાયો હતો, તેથી તેના પ્રત્યે લક્ષ આપી શક્યો ન હતો. ત્યાર પછી અર્બન બીજાને કોન્સ્ટાન્ટીનોપલના સમ્રાટ તરફથી ફરી વિનંતી કરવામાં આવી, તેથી તેણે તે વાત એકદમ ઉપાડી લીધી.

પહેલી ક્રુસેડ.

તેણે ઇ. સ. ૧૦૯૫ માં અધ્યક્ષોની એક સભા બોલાવી અને પૂર્વના સમ્રાટને મદદ કરવાનું વચન આપ્યું. ત્યાર પછી તેજ વરસે ફ્રાંસમાં એક બીજી સભા ભરવામાં આવી, અને તેમાં સર્વેએ એકમતના થઇને આ ધર્મયુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. અર્બનની દૃષ્ટિએ આ યુદ્ધ માત્ર પૂર્વના સમ્રાટના રક્ષણાર્થે ન હતું, પણ ખ્રીસ્તીઓનાં પવિત્ર યાત્રાસ્થાનને મુસલમાનોના હાથમાંથી છોડાવવા માટે હતું, તેથી એ યુદ્ધે એક સમગ્ર યુરોપવ્યાપી ધર્મયુદ્ધનું સ્વરૂપ પકડયું. અર્બને તેમાં જોડાવા માટે સર્વ ખ્રીસ્તીઓને આમંત્રણ આપ્યું, અને સાથે સાથે એવું વચન પણ આપ્યું કે જે માણસો તેમાં જોડાશે તેમને તેમનાં પાપની ક્ષમા મળશે, અને જેઓ તેમાં મરશે તેઓ સ્વર્ગે જશે. આ આમંત્રણથી આખા યુરોપમાં ઘણો ખળભળાટ ઉઠયો, અને સંખ્યાબંધ ખ્રીસ્તીઓ તેમાં જોડાવા તત્પર થયા. પીતર વાલ્ડો નામનો એક સાધુ સ્થળે સ્થળે ફર્યો અને ખ્રીસ્તીઓને આ યુદ્ધમાં જોડાવા માટે ઉપદેશ કરવા લાગ્યો. તેના ઉપદેશની અસર ઘણીજ થઇ, અને તે જ્યાં ગયો ત્યાં લોકોમાં એ સંબંધી ઘણો ઉત્સાહ આવ્યો. તેના ઉપદેશની અસર એટલી બધી થઇ હતી કે આગળ જતાં એમ માનવામાં આવ્યું કે તેજ આ ધર્મયુદ્ધનો ઉત્પાદક હતો, પણ તેમાં અતિશયોક્તિ હતી. આ બધા ઉપદેશ વગેરેનું પરિણામ એ આવ્યું કે ઇ. સ. ૧૦૯૬ માં એક મોટું લશ્કર યુરોપમાંથી નીકળ્યું. એ લશ્કરે ઘણી મુશ્કેલીઓ વેઠીને તથા જ્યાં ગયું ત્યાંના લોકોને પુષ્કળ મુશ્કેલીમાં મૂકીને આખરે ત્રણ વર્ષે યરૂશાલેમનો કબજો લીધો. ત્યાર પછી આ લશ્કરે ત્યાં એક રાજ્ય સ્થાપ્યું, અને તેને અંગે અધ્યક્ષ, મુખ્ય ધર્માધ્યક્ષ વગેરેની ગાદીઓ સ્થપાઇ. વળી તે સાથે પાલેસ્ટાઇનનાં મુખ્ય શહેરોમાં ઇટાલીના લોકોએ પોતાનો વ્યાપારવણજ વધારવા માંડયો.

દરમિયાન ઇ. સ. ૧૦૮૫ માં અર્બન મરણ પામ્યો, અને ઇ. સ. ૧૧૦૬ માં હેન્રી ચોથો પણ મરણ પામ્યો. અર્બન પછી જે પાપા થયા તેની અને હેન્રી ચોથાના ઉત્તરાધિકારી હેન્રી પાંચમાની વચ્ચે ઘણો અણ-બનાવ રહ્યો. ઇ. સ. ૧૧૧૦ માં હેન્રી પાંચમો રૂમ ઉપર ચઢી આવ્યો, અને પાપાએ તેની સાથે એવો કરાર કર્યો કે જર્મનીના અધ્યક્ષો પોતાની જાગીરદારી છોડી માત્ર તેમને મળતા દશાંશ કે દાન ઉપર તેમનો પોતાનો અને પોતાની મંડળીનો નિભાવ કરે. આથી મંડળીમાં મોટો પોકાર ઉઠયો, કારણ કે એ અરસામાં યુરોપમાં સર્વે ઠેકાણે મંડળીના અંગે ગામગીરાસ ઘણાં હતાં. વળી જર્મનીમાં તો તે ખાસ કરીને વિશેષ હતાં. હવે એ બધા ગીરાસ લઇ લેવામાં આવે તો મંડળીની આર્થિક સ્થિતિ નબળી પડે એમ અધ્યક્ષો વગેરેને લાગ્યું, ને તે તેમને ગમતું ન હતું. મંડળી પણ આ બધો ગીરાસ છોડી દેવા તૈયાર ન હતી, એનું એક બીજું કારણ એ હતું કે મંડળી ખાતરીપૂર્વક માનતી હતી કે તેનો જે ગીરાસ હતો તેમાં કારભાર, વહિવટ વગેરે વધારે ન્યાયપૂર્વક ચાલતાં હતાં. આથી પાપાએ કરેલો કરાર તેનાથી પાળી શકાયો નહિ. પરિણામે હેન્રી પાછો રૂમ આવ્યો અને તેણે પાપા વગેરેને કેદ કર્યા. એ પ્રમાણે આ ઝઘડો કેટલોક સમય ચાલ્યો, પણ આખરે ઇ. સ. ૧૧૨૨ માં બન્ને પક્ષ વચ્ચે સમાધાન થયું. આ સમાધાન વર્મ્સની સંધિ કહેવાય છે, અને તેમાં અધ્યક્ષ તથા મહંતની ચુંટણી મંડળી તરફથીજ થાય, પણ એ ચુંટણી વખતે સમ્રાટ હાજર રહે, અને અધ્યક્ષ વગેરે માત્ર પોતાના ગામગીરાસને અંગેજ સમ્રાટનું આધિપત્ય સ્વીકારે, અને એ બાબતમાં તેમનો અભિષેક રાજ્ય તરફથી આગળની માફક તેમને એક મુદ્રિકા અને દંડ આપીને નહિ, પણ માત્ર રાજદંડનો સ્પર્શ કરીનેજ થાય એમ બન્ને પક્ષ તરફથી સ્વીકારવામાં આવ્યું હતું. આ સમાધાન કરવામાં ફ્રાંસના અધ્યક્ષોનો હાથ હતો. ઇગ્લાંડમાં આજ પ્રકારનો ઝઘડો ઉઠતાં આન્સેલ્મે મુદ્રિકા વગેરેથી કરવામાં આવતો અભિષેક સ્વીકાર્યો ન હતો, પણ અધ્યક્ષો વગેરે રાજ્ય પ્રત્યે વફાદાર રહેવાને સોગન લે એટલું સ્વીકાર્યું હતું. વર્મ્સમાં થએલી સંધિને અંગે ઇટાલીમાં સમ્રાટની સત્તાને ઘણો ધક્કો લાગ્યો હતો, કારણ કે ત્યાં ઘણી નિમણુકો રાજ્યસત્તા તરફથી કરવામાં આવતી હતી. જર્મનીમાં એમ થયું હતું કે ત્યાં અધ્યક્ષો વગેરેની ચુંટણી પહેલાં મંડળીને તથા રાજ્યસત્તાને યોગ્ય જણાવી જોઇએ. આ એક પ્રકારનું સમાધાનજ હતું, અને તે કરવામાં મંડળીએ અમુક અંશે હીલ્ડેબ્રાંડના નિયમો પાળ્યા ન હતા. એમ છતાં તેણે રાજ્યસત્તાને તો નમતું આપ્યુંજ ન હતું.

પાપા અને હેન્રી સમ્રાટ વચ્ચે તકરાર.

વર્મ્સની સંધિ.

## પ્રકરણ ૨ જું.

### પાપાની સત્તાનું બંધારણ; વર્મ્સની સંધિથી ઇનોસેન્ટ ત્રીજાના મૃત્યુ સુધી (ઇ. સ. ૧૧૨૨—૧૨૧૬).

ઇ. સ. ૧૧૨૫માં હેત્રી પાંચમો મરણ પામ્યો, અને તેની સાથે તેના વંશનો અંત આવ્યો. ત્યાર પછી એક બીજો વંશ શરૂ થયો, કે તરતજ પાપા અને સમ્રાટ વચ્ચે અભિષેક અને બીજી ધાર્મિક ક્રિયાઓ વગેરે બાબતોમાં ફરી ઝઘડો શરૂ થયો. આ વંશમાં એકજ માણસે સમ્રાટ તરીકે રાજ કર્યું હતું, અને તે ત્રણ વર્ષ પછી મૃત્યુ પામ્યો, તેથી સામ્રાજ્યની ગાદીએ એક નવો વંશ આવ્યો. આ ત્રીજો વંશ લાંબો સમય ચાલ્યો હતો, અને તેની સાથે પાપાની સત્તાને બહુ લડવું પડયું હતું.

સામ્રાજ્યમાં વંશબદલી.

તે દરમિયાન ખ્રીસ્તી મંડળીમાં એક નવી હિલચાલ ઉભી થઇ હતી. તે પાપા તથા સમ્રાટ બન્નેને ખુંચે એવી હતી. બારમા સૈકાના મધ્યભાગમાં આર્નોલ્ડ નામનો એક ઉપદેશક ઉભો થયો હતો. તે મંડળીના અધિકારી-વર્ગને ખ્રીસ્તે શિખવેલી સાદાઇનો ઉપદેશ આપવા લાગ્યો હતો. પાપા અને સમ્રાટ વચ્ચેનો ઝઘડો જોઇને તે કાયર થયો હતો. વળી તેણે એ ઝઘડાનું મૂળ બન્ને પક્ષમાં રહેલા રાજ્ય અને ધનના લોભમાં જોયું હતું. ઇસુએ પોતે આ લોભનો બને તેટલો નિષેધ કર્યો હતો, પણ મંડળી તેની આજ્ઞા પાળતી ન હતી એ માટેજ તેની અધોગતિ થઇ હતી. આર્નોલ્ડનો ઉપદેશ જેવો સરળ અને સીધો હતો, તેવુંજ તેનું ચારિત્ર્ય પણ હતું. વળી લોકો ધર્મને નામે નિરંતર ચાલતા ઝઘડાઓથી કાયર થઇ ગયા હતા, અને નવો ઉપદેશ સાંભળવા તત્પર હતા. આ કારણથી આર્નોલ્ડનો ઉપદેશ સામાન્ય અને ગરીબ લોકોએ ઉત્સાહપૂર્વક સાંભળ્યો, અને અમીરઉમરાવો તથા અધ્યક્ષો એથી મુંઝવણમાં પડયા. તેમણે તેના પર પાખંડી હોવાનો આરોપ મૂકવાની કોશિશ કરી, પણ તેમાં તેઓ ફાવ્યા નહિ, કારણ કે તે શુદ્ધ ખ્રીસ્તી ધર્મનોજ પ્રચાર કરતો હાતે. એમ છતાં ઇ. સ. ૧૧૪૧માં ફ્રાંસમાં ભરાએલી એક સભાએ તેના મત ખોટા ઠરાવ્યા, અને તેને ફ્રાંસમાંથી જતા રહેવાની ફરજ પાડી. થોડા વખત પછી તે રૂમ ગયો, અને તે વખતે ત્યાંના અમીરોએ પાપાની રાજકીય સત્તા તેની પાસેથી લઇ લીધી હતી અને તેમણે ત્યાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું હતું, તેથી આર્નોલ્ડનો ઉપદેશ તેમને બહુ ગમ્યો અને તેઓએ તેનું બહુ સારૂં સન્માન કર્યું. પણ આ પ્રજાસત્તાક રાજ્ય લાંબો કાળ ટક્યું નહિ, અને આખરે હાડ્રિઅન નામના પાપાએ (૧૧૫૪-૧૧૫૯) રૂમને વશ કર્યું, અને ઇ. સ. ૧૧૫૫માં આર્નોલ્ડને

સાધુ આર્નોલ્ડ, ૧૧૦૦-૧૧૫૫.

રૂમમાંથી કાઢી મૂક્યો. વળી તેજ વર્ષમાં તેણે જર્મન સમ્રાટની મારફતે તેને ફાંસીની સજા કરાવી અને તેના શબને દાટવાને બદલે બળાવ્યું. આ સજા આર્નોલ્ડને એક પાખંડી તરીકે કરવામાં આવી હતી, પરંતુ તેનો કંઇ પણ અપરાધ હોય તો તે પાપા, અધ્યક્ષ અને પાળકવર્ગનાં ધન, સત્તા અને રાજ્યના લોભની વિરૂદ્ધ આપેલો તેનો ઉપદેશ હતો. તેણે ઇસુ ખ્રીસ્તનાજ સિદ્ધાંતો લોકોની આગળ રજુ કર્યા હતા, અને એનેજ લીધે તેને મારી નાખવામાં આવ્યો હતો.

આ તોફાન ચાલતું હતું તે દરમિયાન પાલેસ્ટાઇનમાં મુસલમાનો અને ખ્રીસ્તીઓ વચ્ચે યુદ્ધ ફરી જાગ્યું હતું. ઇ. સ. ૧૧૪૪માં મુસલમાન લોકોએ એડેસ્સા જીતી લીધું, અને ખ્રીસ્તીઓ મુશ્કેલીમાં આવી પડ્યા.

બીજી ક્રુઝેડ.

આના પરિણામે યુરોપના ખ્રીસ્તીઓએ બીજી ક્રુઝેડ શરૂ કરી. ઇ. સ. ૧૧૪૭માં ખ્રીસ્તીઓનું એક મોટું લશ્કર યુરોપમાંથી નીકળ્યું, પણ આ લશ્કરમાં પહેલા લશ્કરની માફક ઉત્સાહ ન હતો, તેમજ કદાચિત તેનું પ્રાબલ્ય પણ ઓછું હતું, તેથી ઇ. સ. ૧૧૪૮માં તેણે દમાસ્કસ આગળ સખત હાર ખાધી. એ પ્રમાણે બીજી ક્રુઝેડનો અંત આવ્યો. આ ક્રુઝેડ ઉભી કરાવવામાં સાધુ બર્નાર્ડે મુખ્ય ભાગ લીધો હતો.

પાપાએ જર્મન સમ્રાટ સાથે જે સંધિ કરી હતી તે લાંબા કાળ સુધી ટકી નહિ, અને થોડી મુદત પછી તેમની વચ્ચે ફરી વિરોધ શરૂ થયો. આ વિરોધમાં જર્મનીના અધ્યક્ષો પણ સમ્રાટ સાથે ભળ્યા, અને પાપા તથા સમ્રાટ વચ્ચેની તકરાર વધારે ઉગ્ર સ્વરૂપ લેતી હતી તેવામાં હાડ્રિઅનનું મૃત્યુ થયું.

આલેકઝાંડર ત્રીજો, ૧૧૫૯-૧૧૮૧.

ત્યાર પછી સમ્રાટના પક્ષે પોતાનો એક પાપા નીમ્યો અને હીલ્ડેબ્રાંડના સિદ્ધાંત સ્વીકારનાર પક્ષે પોતાનો પાપા નીમ્યો. આખરે આ બીજો પાપા જેનું નામ આલેકઝાંડર ત્રીજો હતું તેને સર્વેએ માન્ય રાખ્યો. વળી તેની કારકીર્દી દરમિયાન એક એવો બનાવ બન્યો કે તેને લીધે તેની કીર્તિ અને અધિકારમાં ઘણો વધારો થયો. આ બનાવ મંડળી નીસત્તાનો ઇંગ્લાંડમાં થએલો વિજય હતો. ત્યાં થોમાસ-આ-બેકેટ નામના મુખ્ય ધર્માધ્યક્ષને હેન્રી બીજા સાથે મંડળીના અધિકાર સંબંધી તકરાર થઇ હતી, તેના પરિણામે ઇ. સ. ૧૧૭૦માં હેન્રી બીજાના ચાર અમીરોએ કેન્ટર્બરી જઇને થોમાસ-આ-બેકેટ દેવળમાં સિંહાસનનાં પગથીઆં પર હતો ત્યાં તેનું ખુન કર્યું. આનું પરિણામ આખરે એ આવ્યું કે આ ખુનના બદલામાં હેન્રી બીજાને જાહેર પ્રાયશ્ચિત્ત કરવું પડયું, અને ઇંગ્લાંડમાં પાપાની સત્તા વૃદ્ધિ પામી. વળી ઇ. સ. ૧૧૭૬માં પાપાનો બીજો વિજય થયો, અને તે ખુદ સમ્રાટ ઉપર હતો. એ વરસે સમ્રાટ ફ્રેડરિક ઇટાલી ઉપર ચઢી આવ્યો, પણ ત્યાં તેણે લોમ્બાર્ડ લોકો આગળ સખત હાર ખાધી, અને આખરે પાપાને પગે પડીને તેને સંધિ કરવી પડી. વળી આજ અરસામાં એક

એવો નિયમ કરવામાં આવ્યો કે જેને લીધે પાપાની સત્તા કેટલેક અંશે સ્થિર થઈ. એ સત્તાને માટે મોટામાં મોટું જોખમ જુદા જુદા પક્ષ તરફથી કરવામાં આવતી ચુંટણીમાં રહેલું હતું, તેથી તે દૂર કરવા માટે એવો નિયમ કરવામાં આવ્યો કે કાર્ડીનાલોમાંના બે તૃતિયાંશ મત પાપાની ચુંટણી કરવા માટે પુરતા છે.

બીજી ક્રુઝેડ પછી મુસલમાન લોકો સંપૂર્ણ વિજય પ્રાપ્ત કરી શક્યા નહિ, એનું કારણ એટલુંજ હતું કે તેઓમાં પરસ્પર વિરોધ હતો, પણ આખરે સાલાદીન નામના એક સરદારે પોતાની સત્તા જમાવી અને પાલેસ્ટાઇનમાંના ખ્રીસ્તી રાજ્યનો કેટલોક પ્રદેશ લઇ લીધો; એટલુંજ નહિ પણ ઇ. સ. ૧૧૮૭માં યરૂશાલેમનો કબજો લીધો. આ કારણથી ત્રીજી ક્રુઝેડ શરૂ થઇ. આ ક્રુઝેડ માટે ઘણી સારી તૈયારી કરવામાં આવી હતી, અને તેમાં ઈંગ્લાંડ, ફ્રાંસ અને જર્મનીનાં રાજ્યોએ ભાગ લીધો હતો, એટલુંજ નહિ, પણ ઇંગ્લાંડ અને ફ્રાંસના રાજાઓ તથા જર્મનીનો સમ્રાટ પણ તેમાં જોડાયા હતા, એમ છતાં ખ્રીસ્તી લશ્કર બહુ પરાક્રમ કરી શક્યું નહિ, અને યરૂશાલેમ મુસલમાન લોકોના હાથમાંજ રહ્યું. આ ક્રુઝેડ નિષ્ફળ ગઇ એનું મોટું કારણ ખ્રીસ્તી લોકોનો માહોમાંહેનો કુસંપ હતો.

ત્રીજી ક્રુઝેડ, (૧૧૮૯–૧૧૯૨).

ઇ. સ. ૧૧૯૮માં ઇનોસેંન્ટ ત્રીજો પાપા થયો. સર્વ પાપાઓમાં તે મહાન ગણાય છે, તે હીલ્ડેબ્રાંડના બધા સિદ્ધાંતોને પૂર્ણાંશે માનતો અને અનુસરતો હતો, અને હીલ્ડેબ્રાંડના મૃત્યુ પછી જે બનાવો બન્યા હતા તેને લીધે એ સિદ્ધાંતોને ઘણી પુષ્ટિ મળી હતી. ઈંગ્લાંડનો રાજા હેન્રી પ્રાયશ્ચિત્ત કરી પાપાને શરણે આવ્યો હતો. વળી ફ્રેડરીક જેવો સમર્થ સમ્રાટ પાપાને પગે પડયો હતો, અને તેણે તેની પાસે સંધિની યાચના કરી હતી. એ ખરૂં છે કે હીલ્ડેબ્રાંડ પછીના કોઇ કોઇ પાપાએ સમ્રાટનો કે બીજી કોઇ રાજકિય સત્તાનો આશ્રય લેવા માટે પોતાનું સ્વાતંત્ર્ય અમુક અંશે ખોયું હતું, પણ આ બધું લોકોની તેમજ તેમની પોતાની નજરમાં તેમના પર કરવામાં આવેલા અત્યાચારનુંજ પરિણામ હતું. વળી ક્રુઝેડોને લીધે પાપાની સત્તા સાધારણ લોકો ઉપર પણ ઘણીજ જામી હતી. આ ઉપરાંત જ્યારે ઇનોસેન્ટ ત્રીજો ગાદીએ આવ્યો ત્યારે સામ્રાજ્યમાં કેટલીક અંધાધુંધી ચાલતી હતી, તેથી તે પાપાની સત્તા જમાવવામાં પોતાનું ધાર્યું આગળ થઇ ગએલા કોઇ પણ પાપાના કરતાં વધારે પ્રમાણમાં કરી શક્યો. આ કાર્યમાં તેને કેટલીક અનુકૂળતા પ્રાપ્ત થઇ હતી. ફ્રેડરિકનો પુત્ર હેન્રી છઠ્ઠો ઇનોસેંન્ટ પાપા થયા પછી તરતજ મૃત્યુ પામ્યો, અને સામ્રાજ્યની ગાદી માટે બે ત્રણ જણ દાવો કરવા લાગ્યા. આ સ્થિતિમાં પાપાએ જુદા જુદા વખતે જુદા જુદા પક્ષને સહાય આપી, અને આખરે પાપાની મદદથી હેન્રી છઠ્ઠાના પુત્ર ફ્રેડરીકને ઇ. સ. ૧૨૧૨માં સમ્રાટ નીમવામાં આવ્યો, તેથી પાપાની સત્તા ઘણીજ

ઈનોસેન્ટ ત્રીજો, ૧૧૯૮-૧૨૧૬.

વધી. પણ આટલુંજ બસ ન હતું. પાપાની સત્તા જે પ્રમાણે સામ્રાજ્યમાં જામી હતી તેજ પ્રમાણે તે ઇંગ્લાંડ અને ફ્રાંસમાં પણ જામી હતી. ઇંગ્લાંડમાં આ વખતે જોન રાજ કરતો હતો. તેણે કાન્ટર્બરીના મુખ્ય ધર્માધ્યક્ષ તરીકે પાપાએ જે એક માણસને નીમ્યો તેને માન્ય રાખ્યો નહિ, તેથી તેને મંડળી બહાર મૂક્યો, અને તેના રાજ્યને ફ્રાન્સના રાજાને સ્વાધીન કીધું. આનું પરિણામ એ આવ્યું કે આખરે તેને પાપાને શરણે જવું પડયું. ફ્રાંસમાં જુદીજ સ્થિતિ હતી. ત્યાંના રાજાએ પોતાની પરણેલી સ્ત્રીનો ત્યાગ કર્યો હતો, અને ત્યાંના અધ્યક્ષોએ તેને છુટાછેડા કરી આપ્યા હતા, એમ છતાં પાપાએ આવી રીતે તજાએલી રાણીનો પક્ષ લીધો, અને ફ્રાંસમાં ભજનસેવા કરવાનું બંધ કરાવી ત્યાંના રાજાને એ રાણીને પાછી સ્વીકારવાની ફરજ પાડી. આ સિવાય અધ્યક્ષોની ચુંટણી તથા તેમની બદલી કરવા સંબંધી પણ તેણે પૂર્ણ અધિકાર પ્રાપ્ત કર્યો હતો. વળી તેનાજ વખતમાં પ્રત્યેક ખ્રીસ્તીએ વર્ષમાં ઓછામાં ઓછું એક વાર પોતાનાં પાપ નિવેદન કરી પ્રભુ-ભોજન લેવું જોઇએ એવો નિયમ ઇ. સ. ૧૨૧૫ માં ભરાએલી એક સભાદ્વારા કરાવીને સામાન્ય ખ્રીસ્તીઓ ઉપર પણ મંડળીનો અધિકાર વધારવામાં આવ્યો હતો. આ પ્રમાણે ઇનોસેન્ટ ત્રીજાના વખતમાં પાપાની સત્તા છેક સાધારણમાં સાધારણ ખ્રીસ્તીઓથી માંડીને રાજામહારાજાઓ અને મહાધર્માધ્યક્ષ સુધી પહોંચી હતી. તે વખતે પાપાની સત્તા તેની પરાકાષ્ટાએ પહોંચી હતી. ઇનોસેન્ટની પહેલાં કે પાછળથી બીજા કોઇ પણ પાપાની સત્તા તેની સત્તા જેટલી વિસ્તૃત કે મોટી ન હતી. આ પાપાએ આટલી બધી સત્તા પ્રાપ્ત કરી હતી છતાં તે પોતે ધાર્મિક વૃત્તિવાળો અને નમ્ર હતો. તેનું એક કાર્ય જે એક કલંકરૂપ ગણવામાં આવે છે તે એ છે કે તેણે આલ્બીગેંસી અને વોલ્ડેન્સી નામના પ્રોટેસ્ટંટ ખ્રીસ્તીઓ પર ખુનરેજી ચલાવી હતી.

પાપાની સત્તાની પરાકાષ્ટા.

આ પાપાનાજ સમયમાં ચોથી ક્રુઝેડ ઉભી થઇ હતી, અને તેમાં લડવા ગએલું ખ્રીસ્તી લશ્કર બહુ મોટું ન હતું, તો પણ તેનું રાજકીય અને ધાર્મિક પરિણામ અગત્યનું હતું. આ વખતે ખ્રીસ્તીઓને એમ લાગ્યું હતું કે યરૂશાલેમ જીતવા માટે મિસરને જીતવું જોઇએ, તેથી ક્રુસેડરોએ ત્યાં દરીયા રસ્તે જવા માટે વેનીસ નગરના અધિકારીઓ પાસે વહાણ વગેરેની માગણી કરી. આના બદલામાં તેમણે આ લશ્કર પાસે હંગરી પાસેથી ઝારા નામનું એક નગર મેળવવાની સામી માગણી કરી. ક્રુસેડરોએ ઝારા જીતીને તે તેમને સ્વાધીન કર્યું. આ ઉપરથી વેનીસના લોકોનો લોભ વધ્યો, તેથી કોન્સ્ટાન્ટીનોપલ જીતીને તે ત્યાંના પદભ્રષ્ટ કરવામાં આવેલા રાજાને પાછું સોંપવું એવી માગણી તેમણે ક્રુસેડરો પાસે કરી. આમાં

ચોથી ક્રુઝેડ, ૧૨૦૨-૧૨૦૪.

વેનીસને પોતાનો વ્યાપાર વધારવાનો લોભ હતો, અને પશ્ચિમના ખ્રીસ્તીઓને પૂર્વની મંડળી સામે જે છૂપો દ્વેષ હતો તે પણ અમુક અંશે કારણરૂપ હતો. ઇનોસેન્ટે તેમ કરવા ના પાડી છતાં ક્રુઝેડરો ગયા, તેમણે કોન્સ્ટાન્ટીનોપલ જીત્યું અને લૂટયું. વળી ત્યાં તેમણે પોતાનોજ એક રાજા સમ્રાટ તરીકે નીમ્યો, અને આ પૂર્વના સામ્રાજ્યના ઘણા ભાગમાં પશ્ચિમના સરદારોને જાગીરો આપી. આ ઉપરાંત તેમણે કોન્સ્ટાન્ટીનોપલના મુખ્ય ધર્માધ્યક્ષની ગાદી ઉપર એક લાટીન મતાવલંબી મૂક્યો, અને એ રીતે ગ્રીક મંડળી રૂમને આધીન થઇ. પણ આ જીતનું પરિણામ બહુ માઠું આવ્યું, કારણ કે તેથી ખ્રીસ્તી મંડળીના આ બે પૂર્વ અને પશ્ચિમના ભાગ એક થવાને બદલે ઉલટા વધારે છુટા પડયા અને તેમની વચ્ચેનો દ્વેષભાવ ઘણો વધ્યો. પુર્વનું સામ્રાજ્ય ચાલુ રહ્યું છતાં કોન્સ્ટાન્ટીનોપલનો કબજો ઇ. સ. ૧૨૬૧ સુધી તેમને પાછો મળ્યો નહિ.

## પ્રકરણ ૩ જું.

### ઇનોસેન્ટ ત્રીજાના મૃત્યુ પછીના કાળથી બોનીફાસ આઠમો પાપા થતાં સુધી; મંડળીનું બંધારણ અને બીજી સત્તાઓ સાથેનો તેનો સંબંધ

### (૧૨૧૬—૧૨૯૪)

ઇનોસેન્ટના મૃત્યુ પછી પાપાની સત્તા અને સામ્રાજ્ય વચ્ચેનો વિરોધ પાછો શરૂ થયો, પણ તેમાં તેના ઉત્તરાધિકારીઓને બહુ લાભ ન થયો, એટલુંજ નહિ પણ પાપાની સત્તામાં દિનપ્રતિદિન ઘટાડો થવા લાગ્યો.

ગ્રેગોરી નવમો અને ફ્રેડરિક બીજો.

ફ્રૂડરિક બીજો ઇનોસેન્ટની મદદથી ગાદીએ આવ્યો હતો છતાં તે પોતાનો અધિકાર સર્વ દિશામાં ફેલાવવા પ્રયત્ન કરતો હતો, અને તેથી પાપાના અધિકારને ધક્કો પહોંચે એની તેને લેશમાત્ર પરવા ન હતી. આ કાર્યમાં તે એટલો બધો ગુંથાયો હતો કે તેણે ક્રુઝેડ શરૂ કરવાનું પાપાને વચન આપ્યું હતું અને તેમ કરવાનો તેનો નિશ્ચય પણ હશે, છતાં તેણે તે કામ પડતું મૂક્યું. આખરે પાપાની ગાદીએ ગ્રેગોરી નવમો (૧૨૨૭-૧૨૪૧) આવતાં આ બન્ને સત્તા વચ્ચેનો છુપો વિરોધ સળગી ઉઠયો. તેના વખતમાં ફ્રૂડરિકે ક્રુઝેડ કરવાની તૈયારી કરી અને આખરે પોતાનો કાફલો ઉપાડયો પણ ખરો, પણ બહાનું મળતાં તે તરતજ પાછો આવ્યો, તેથી ગ્રેગોરીએ તેને મંડળી બહાર મૂક્યો. આનું પરિણામ ફ્રૂડરિકને માટે બહુ માઠું આવે એવો સંભવ હતો, કારણ કે યુરોપમાં પાપાની સત્તા બહુ જામેલી હતી, તેમજ ગ્રેગોરી પહેલાંના ઓનોરિઅસ નામના પાપા (૧૨૧૬-૧૨૨૭) નીચે બે મહાન સાધુઓના સંઘ—ડોમીનીકાન અને ફ્રાંસીસ્કાન—ઉભા થયા હતા; અને તે પાપાની સત્તાને વધારવા માટે પોતાથી બને તેટલું કરવા તત્પર હતા. એમ છતાં ફ્રૂડરિકને બહુ હરકત નડી નહિ અને તેણે પોતાનું ધાર્યું કરવાનુંજ ચાલુ રાખ્યું. આ સ્થિતિમાં તેણે ક્રુઝેડ કરવાની તૈયારી કરવા માંડી. આથી ગ્રેગોરી બહુ મુશ્કેલીમાં આવી પડયો, અને તેણે તેને અટકાવવા માટે તેના માર્ગમાં બને તેટલાં વિઘ્નો નાખ્યાં, પણ ફ્રૂડરિક આથી જરા પણ અચકાયો નહિ, અને આખરે પાલેસ્ટાઇન જવા ઉપડયો. સમ્રાટ

છઠ્ઠી ક્રુઝેડ, ૧૨૨૮-૧૨૨૯.

મંડળી બહાર છે માટે તે ક્રુઝેડ કરવા યોગ્ય નથી એવો સંદેશો પાપાએ ત્યાં પણ મોકલાવ્યો. વળી ત્યાં રહેલા ખ્રીસ્તી સરદારો વગેરે તેની વિરૂદ્ધ થયા છતાં તેણે મુસલમાન લોકો સાથે ઇ. સ. ૧૨૨૯માં ખ્રીસ્તીઓને લાભકારક થઇ પડે એવી સુલેહ કરી, એટલુંજ નહિ પણ

તેણે યરૂશાલેમના મુખ્ય દેવળમાં તાજ ધારણ કર્યો. આથી પાપાને ઘણી અકળામણ થઇ અને તેણે ફ્રેડરિક સામે જર્મનીમાંના ખંડીઆ રાજાઓને ઉશ્કેર્યા, અને ઇટાલીમાં આવેલા તેના મુલક સામે પોતાનું લશ્કર મોકલ્યું, પણ ફ્રેડરિકે પાલેસ્ટાઇનમાં જે વિજય પ્રાપ્ત કર્યો હતો, તેથી લોકમત તેની વિરૂદ્ધ બહુ ન હતો. વળી ફ્રેડરિક સામેની લડાઇ માટે પાપાના માણસોએ ઠેકાણે ઠેકાણેથી પૈસા ઉઘરાવવા શરૂ કર્યા હતા, અને નવા સંઘના સાધુઓ એવાજ કાર્યમાં બહુ ઉત્સાહ ધરાવતા હતા, તેથી સામાન્ય ખ્રીસ્તીઓ તથા પાળકવર્ગની દિલસોજી પાપા તરફ મંદ પડી હતી. વિશેષમાં ફ્રેડરિકે પાછા આવી પોતાના તાબાના પ્રદેશ ઉપર ચઢી આવેલા પાપાના લશ્કરને એકદમ હાંકી કાઢયું. આ બધાં કારણથી પાપાને ઇ. સ. ૧૨૩૦માં તેની સાથે સુલેહ કરવી પડી. આ સુલેહની વિશેષતા એ હતી કે તેથી પાપા કે સમ્રાટ એ બેમાંથી કોઇનું પણ માનભંગ થયું નહિ. આ સંધિ પછી થોડાંએક વર્ષ સુધી આ બન્ને પક્ષ વચ્ચે શાંતિ રહી, પણ તેઓની વચ્ચે વિરોધ પાછો શરૂ થયો, અને ઇ. સ. ૧૨૩૯માં પાપાએ ફ્રેડરિકને ફરી મંડળી બહાર મૂક્યો. પણ પાપાની સત્તાનું પ્રાબલ્ય એટલું તો ઘટી ગયું હતું કે તેના આ કાર્યનું પરિણામ કંઇ પણ આવ્યું નહિ, અને ફ્રેડરિક રૂમનો કબજો લેવા આવ્યો, તેણે પાપાને કેદ કર્યો હોત અથવા બીજી રીતે મુશ્કેલીમાં મૂકયો હોત, પણ ફ્રેડરિક રૂમ પહોંચ્યો તેજ વખતે ગ્રેગોરી મૃત્યુ પામ્યો (૧૨૪૧).

ફ્રેડરિક સામે પાપાનો ઝઘડો.

ગ્રેગોરીના મૃત્યુ પછી આ કજીઓ ચાલુજ રહ્યો. આખરે આ બન્ને સત્તાઓ વચ્ચે એવું વેર ઉત્પન્ન થયું કે ફ્રેડરિકે મંડળી પાસેથી બધો રાજકીય અધિકાર લઇ લેવાનો પ્રયત્ન આદર્યો. તેણે કહ્યું કે મંડળીની સ્થિતિ જેવી પ્રેરિતોના સમયમાં હતી તેવીજ હોવી જોઇએ. ફ્રેડરિકના આ વિચારથી અને તદનુસાર તેના કાર્યથી અત્યાર સુધી જે કેટલાક લોકો તેની પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હતા તેઓ હવે તેની વિરૂદ્ધ થયા. વળી આ ઉપરથી પાપાએ તેને સામ્રાજયની ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાનો તથા તેના વંશજોનો હક પણ નાબુદ કરવાનો નિશ્ચય કર્યો, અને તેની સામે તેના દુશ્મનોને ઉશ્કેર્યા. આખરે ઇ. સ. ૧૨૪૮ માં ફ્રેડરિકે એક સખત હાર ખાધી, અને તેના કેટલાક મળતિયા મરી જવાથી અથવા તો તેની પ્રત્યે દ્રોહી થવાથી તેમજ તેનો પુત્ર કેદમાં પડવાથી તેના મન ઉપર આ હારની અસર બહુ ભારે થઇ, અને તે ઇ. સ. ૧૨૫૦ માં મૃત્યુ પામ્યો. સમ્રાટ તરીકે ફ્રેડરિક એક સમર્થ માણસ હતો, પણ ધર્મની બાબતમાં તે ભાવ વગરનો હતો. પાપાએ તેના મૃત્યુ પછી પણ આ ઝઘડો ચાલુજ રાખ્યો, અને આખરે તેની મુરાદ બર આવી. ઇ. સ. ૧૨૬૮ માં આ વંશના છેલ્લા સમ્રાટને ફાંસીએ લટકાવી તેના વંશનો નાશ કરવામાં આવ્યો.

ફ્રેડરિકના વંશનો નાશ.

ઇ. સ. ૧૨૭૩ માં આ "પવિત્ર સામ્રાજ્ય"ની ગાદી ઉપર એક બીજો વંશ બેઠો, પણ પહેલાં આ નવા વંશને ઉત્તર અને મધ્ય ઇટાલીમાંનો કેટલોક ભાગ છોડી દેવો પડયો હતો, તેથી સામ્રાજ્યનું સ્વરૂપ કેટલેક અંશે બદલાયું, અને તે માત્ર એક પ્રકારના જર્મન રાજ્ય જેવું થયું. આથી પાપાની સત્તા અને સામ્રાજ્યની સત્તા એ બે દેવના રાજ્યનાં મુખ્ય અંગ છે એવી મધ્યકાળના લોકોની માન્યતાને સખત ધક્કો લાગ્યો હતો, અને તેથી પાપાની સત્તાની પ્રતિષ્ઠા પણ કંઈક ઓછી થઇ હતી. વળી સામ્રાજ્યમાંનો ઇટાલીમાંનો જે ભાગ લઇ લેવામાં આવ્યો હતો, તેમાંનો થોડો પ્રદેશ પાપાએ પોતાનાજ હાથમાં રાખ્યો, તેથી પાપા અમુક અંશે ઇટાલીના બીજા રાજાઓ જેવો રાજા ગણાવા લાગ્યો. પણ આટલુંજ બસ ન હતું; ઇ. સ. ના તેરમા સૈકાના પાછલા ભાગમાં ફ્રાંસ અને ઈંગ્લાંડમાં રાષ્ટ્રીય ભાવના પ્રકટ થવા લાગી હતી, તેથી એ દેશના બધા લોકો અથવા તેમનો મોટો ભાગ કોઇ પણ બાહ્ય સત્તા પોતાના દેશના કાર્યમાં હાથ ઘાલે એ ઇચ્છવાજોગ ગણતા ન હતા. આ ઉપરાંત અખિલ યુરોપનાં મોટાં શહેરો અને ગામોમાં એક મોટો વર્ગ—મધ્યમ વર્ગ—ઉભો થવા લાગ્યો હતો. વળી તે ધનવાન તથા બુદ્ધિમાન હોવાથી પાળકવર્ગની સત્તા આગળની માફક માન્ય રાખવા તૈયાર ન હતો. આવાં કેટલાંક કારણોને લીધે પાપાની સત્તાનું ગૌરવ દિનપ્રતિદિન ઘટવા લાગ્યું હતું. વળી કાર્ડીનાલોમાં પણ તડ પડયાં હતાં, અને ઇ. સ. ૧૨૬૮–૧૨૭૧ સુધી પાપાની ગાદી ખાલી રહી હતી. ત્યાર પછી આ અરસામાં જે એકાદ બે પાપા થયા તે પણ નબળા હતા. છેલ્લો પાપા—સીલેસ્ટાઇન પાંચમો—એક નિવૃત્તિપરાયણ સાધુ હતો. વળી તે પાપાની સત્તાને અંગે ઉભી થતી ખટપટ વગેરેથી એટલો બધો અકળાયો કે તેણે ઇ. સ. ૧૨૯૪ માં પોતાની પદવીનું રાજીનામું આપ્યું. એમ છતાં જે કાર્ડીનાલ તેની પછી પાપા થયો તેણે તેને ઇર્ષાથી કેદમાં નાખ્યો અને ત્યાંજ તે ઇ. સ. ૧૨૯૬ માં ગુજરી ગયો.

સામ્રાજ્ય અને પાપાની સત્તાની પડતી.

પશ્ચિમમાં આ બધા ફેરફાર થતા હતા ત્યારે પૂર્વની સ્થિતિ જાણવાની થોડી જરૂર છે. ત્યાં ઇ. સ. ૧૨૬૧ માં કોન્સ્ટાન્ટીનોપલ ઉપર સ્થપાએલી લાટીન સત્તાનો અંત આવ્યો હતો, અને તેની સાથે ત્યાંની મંડળી ઉપર પાપાના અધિકારનો પણ અંત આવ્યો હતો. પાલેસ્ટાઇનમાં દિનપ્રતિદિન મુસલમાન લોકોની ચઢતી થતી જતી હતી. ફ્રાંસના ભલા તથા ધાર્મિક રાજા લુઇ નવમાએ સાતમી ક્રુઝેડ શરૂ કરી, પણ તે મિસર ઉપરની ચઢાઇમાંજ કેદ પકડાયો, તેથી તેને ભારે દંડ આપવો પડયો. ઇ. સ. ૧૨૭૦ માં તેણે ટયુનીસને ઘેરો ઘાલ્યો, અને તેમાં તે માર્યો ગયો. ઇ. સ. ૧૨૯૧ માં એકર નામનું ખ્રીસ્તીઓનું છેલ્લું મથક મુસલમાનોના હાથમાં પડયું, અને ક્રુઝેડોનો અંત આવ્યો. ઉપર પાંચમી

પૂર્વની સ્થિતિ.

સાતમી ક્રુઝેડ.

ક્રુઝેડ વિષે કંઇ કહેવામાં આવ્યું નથી, કારણ કે તેમાં કંઇ ખાસ જાણવા જેવું ન હતું.

આ ક્રુઝેડોનું શું પરિણામ આવ્યું તે અત્રે જોવાની જરૂર છે. જે હેતુ માટે ધાર્મિક યુદ્ધ કરવામાં આવ્યાં હતાં તે પૂર્ણ રીતે નિષ્ફળ થયો હતો, એમાં કશી શંકા નથી. તેથી ન જીતાયું પાલેસ્ટાઇન કે ન પાછો પડયો ઇસ્લામ. વળી એથી ખ્રીસ્તીઓને જાનમાલનું પારાવાર નુકસાન થયું હતું. એ ઉપરાંત જોકે આ યુદ્ધ તેમણે ધર્મને નામે કર્યું હતું તો પણ તેમના એકબીજા પ્રત્યેના તેમજ મુસલમાનો પ્રત્યેના વર્તનથી તેમણે ખ્રીસ્તી ધર્મનું ગોરવ વધારવાને બદલે ઘટાડયું હતું. એમ છતાં યુરોપીય સંસ્કૃતિ ઉપર આ ક્રુઝેડોની ઘણી અસર થઇ હતી, અને મધ્યકાળના યુરોપના ઇતિહાસમાં બીજા કોઇ પણ એક કારણનું એટલું બધું પરિણામ આવ્યું હશે કે નહિ એ એક શંકા છે. ક્રુઝેડથી યુરોપને જે મોટો લાભ થયો તે તેની માનસિક દૃષ્ટિમર્યાદાનો વિકાસ હતો. યુરોપના જુદા જુદા દેશોમાં તે વખતે ઘણું અજ્ઞાન હતું, તેથી ત્યાંના લોકો પૂર્વનાં સમૃદ્ધ શહેરો તથા ઉચ્ચ સંસ્કૃતિ જોઇને ઘણું શીખ્યા. આના પરિણામે યુરોપમાં માનસિક જાગૃતિ જોવામાં આવી, અને મધ્યકાળનો ઉંચામાં ઉંચો ખ્રીસ્તી સિદ્ધાંતોને લગતો વિચાર જેને Scholasticism કહેવામાં આવે છે તે ઉત્પન્ન થયો. વિદ્યાપીઠો અને વિદ્યાલયો ઉભાં થયાં, અને તેમાં બીજા વિષયોની સાથે રૂમી ધારાશાસ્ત્રનો અભ્યાસ થવા લાગ્યો. આ ધારાશાસ્ત્રના અભ્યાસનું પરિણામ યુરોપના ભવિષ્યના ઇતિહાસ પર ઘણું થયું હતું. વળી અત્યાર સુધી લગભગ બધું સાહિત્ય માત્ર લાટીન ભાષામાં લખવામાં આવતું હતું તેને બદલે હવે તે જુદા જુદા દેશોની ભાષાઓમાં લખાવા લાગ્યું. આ ઉપરાંત કળાના પ્રદેશમાં પણ ક્રુઝેડોની અસર ઘણી થઇ. ઉત્તર ફ્રાંસમાં જે અતિ ઉચ્ચ શિલ્પ અને કોતરકામ એ વખતે ઉત્પન્ન થયું હતું, અને જેને "ગોથીક" નામ આપવામાં આવ્યું છે તે પણ પૂર્વ અને પશ્ચિમના મેળાપનુંજ પરિણામ હતું. આ ઉપરાંત ઇટાલીનાં કેટલાંક શહેરો તથા હ્રાઇન નદી ઉપરનાં ગામો જે ક્રુઝેડરોના માર્ગ ઉપર આવેલાં હતાં તેનો વ્યાપાર સારી રીતે વધ્યો. વળી તેનું બીજું એક પરિણામ એ આવ્યું કે યુરોપમાં ઘણે ઠેકાણે "મધ્યમ વર્ગ" જે સામાજિક અને રાજકીય દૃષ્ટિથી થોડાજ વખતમાં ઘણી અગત્ય ધરાવવાનો હતો તે ઉભો થયો. આ રીતે ક્રુઝેડોનું સીધું કે આડકતરૂં પરિણામ યુરોપમાં ઘણું થયું હતું.

આ અરસામાં પાપા અને જુદી જુદી રાજ્યસત્તાઓ વચ્ચે જે ઝઘડો ચાલી રહ્યો હતો તે માત્ર અધ્યક્ષો વગેરેની જાગીર કે મિલ્કત સંબંધી રાજ્યસત્તાના અધિકાર વિષેનો ન હતો. એ ઉપરાંત પાપાની એવી પણ માગણી હતી કે પાળકવર્ગ ઉપર કર નાખવાનું તથા તેમનો ન્યાય ઠરાવવાનું કાર્ય માત્ર મંડળીઓના અધિકારીઓના હાથમાં રહે. ઇ. સ. ૧૨૧૫ માં ઇનોસેન્ટ ત્રીજાએ એટલે

સુધી માગણી કરી હતી કે પાળકવર્ગ ઉપર કોઇ પણ કર નાખવા પહેલાં તેમની પોતાની સંમતિ લેવી જોઇએ, એટલુંજ નહિ પણ ખુદ પાપાની સંમતિ પણ લેવી જોઇએ. બીજી બાબતોમાં ઇ. સ. ૧૦૯૬ માં અર્બન બીજાએ પાળકવર્ગને દીવાની તેમજ ફોજદારી મુકર્દમામાં રાજ્યસત્તાથી મુક્ત કરવા પ્રયત્ન કર્યો હતો. સ્વાભાવિક રીતે આનો ખોટો લાભ લેવાય તેમ હતું, તેથી કેટલીક રાજ્યસત્તાએ પાપાનો આ દાવો કબુલ કર્યો નહિ. ઈંગ્લાંડમાં રાજ્યસત્તા અને થોમાસ-આ-બેકેટ વચ્ચે જે તકરાર ઉભી થઇ હતી તેનું કારણ આજ હતું. ઇ. સ. ૧૧૯૨ માં પાપાએ એવું ઠરાવ્યું કે પાળકવર્ગનો કોઇ પણ માણસ ગુનેગાર માલમ પડે તો પ્રથમ તેને મંડળી સજા કરે, અને એથી જો તે સુધરે નહિ તો પછી તેને રાજ્યસત્તાને સોંપવો. આ ઠરાવ ફ્રાંસના રાજાએ ઇ. સ. ૧૨૧૯માં મંજુર રાખ્યો નહિ, અને તેમાં તેણે ફેરફાર કર્યો કે કોઇ પણ પાળક ગુનેગાર માલમ પડે તો મંડળી તેને પદભ્રષ્ટ કરે કે તરત તેનો કબજો રાજ્યસત્તા લે. આ પ્રમાણે ઘણી નાનીમોટી બાબતોમાં પાપા અને રાજ્યસત્તા વચ્ચે મતભેદ અને તકરારનાં કારણ ઉભાં થતાં હતાં. મંડળીનો મુખ્ય પ્રયત્ન એ હતો કે તે સર્વ સત્તા ઉપર એક સાર્વભૌમ ધાર્મિક સત્તારૂપે રહે, અને સાથે સાથે પ્રત્યેક રાજ્યમાં તેની પોતાનીજ જાગીરમાં કેટલેક અંશે એક સ્વતંત્ર રાજ્ય બની રહે.

# પ્રકરણ ૪ થું.

## સાધુઓના સંઘ.

આ કાળમાં ખ્રીસ્તી લોકોમાં ધાર્મિક ભાવ સારી રીતે જાગૃત થયો હતો, અને સર્વત્ર સાધુજીવન પ્રત્યે લોકોની વૃત્તિ વિશેષ પ્રમાણમાં ખેંચાઇ હતી. આના પરિણામે સાધુઓના કેટલાક મોટા સંઘ ઉભા થયા હતા, અને તેમાંના કેટલાક તો આજ સુધી પણ રોમન કાથોલીક મંડળીમાં હૈયાત છે. ક્લુનીની જે હીલચાલ વિષે અગાઉ કહી ગયા છીએ તે મંદ પડી હતી, પરંતુ આ વખતે એવી એક નહિ પણ અનેક હીલચાલ શરૂ થએલી જોવામાં આવી હતી.

ધાર્મિક જાગૃતિ.

આમાંની એક હીલચાલ બારમા સૈકામાં ઉભી થઇ હતી. અગીઆરમા સૈકાની આખરમાં એક માણસે તે સમયના સાધુઓની વૃત્તિ વૈરાગ્યહીન જોઇને સીટો (Citeaux) નામના ફ્રાંસના એક સ્થળે એક મઠ સ્થાપ્યો. આ મઠનો મુખ્ય હેતુ દેહકષ્ટ અને સંયમની ભાવના ખીલવવાનો હતો. અહીંના સાધુઓનું જીવન એવું શુદ્ધ અને ઉચ્ચ હતું કે તેમની છાપ લોકો ઉપર તરત પડી, અને ત્રીસેક વર્ષમાં તો એ મઠની ત્રીસેક શાખાઓ સ્થપાઇ. દિનપ્રતિદિન તેની વૃદ્ધિ થતી ગઇ, તેથી એકાદ સૈકામાં તો તેના અંગે છસો સિત્તેર નાનામોટા મઠ સ્થપાયા. આ બધા મઠમાં વૈરાગ્ય, ધ્યાન-ચિંતન, ગરીબાઇ અને જાતમહેનત એ બાબતો ઉપર ખાસ ભાર મૂકવામાં આવતો હતો. આ સંઘની આટલી બધી વૃદ્ધિ થઇ એનું મુખ્ય કારણ મહાસાધુ બર્નાર્ડનું જીવન અને કાર્ય હતું. આ સાધુ-સંત તેના જમાનામાં સર્વથી મહાન ધાર્મિક પુરૂષ ગણાતો હતો, અને મધ્યકાળના સંતોમાં તેનું સ્થાન ઘણું ઉંચું છે. તે ઇ. સ. ૧૦૯૦માં એક સરદારના કુટુંબમાં જન્મ્યો હતો, અને તેની મા બહુ ધાર્મિક હતી, તેથી તેના જન્મથીજ તથા નાનપણમાં તેના પર ઘણા સારા સંસ્કાર પડયા હતા. તેની યુવાવસ્થામાંજ તેનું ચિત્ત ધર્મ પ્રત્યે વળ્યું હતું, તેથી માત્ર બાવીસ વર્ષની ઉમરે તે પોતા જેવી સાધુવૃત્તિવાળા ત્રીસ માણસોને લઇને આ સંઘમાં ભળ્યો. ત્યાર પછી તરત તેણે ક્લેર્વો નામના એક સ્થળે એક મઠ સ્થાપ્યો, અને મંડળી તરફથી તેને ઘણી મોટી પદવીઓ આપવાનું કહેવામાં આવતાં છતાં તે ત્યાં જીંદગીપર્યંત રહ્યો. તેના જીવનની વિશેષતા તેની અતિ ઉચ્ચ ભક્તિમાં રહેલી હતી. તે એવો ભાવિક તથા ઉત્સાહી પુરૂષ હતો કે તેણે એ ભક્તિની છાપ પોતાના જમાનાના અસંખ્ય લોકો ઉપર ઘણી ઉંડી પાડી હતી. આ ઉપરાંત તેની વૈરાગ્યવૃત્તિ અસાધારણ હતી, વળી તે જેવો મહાન ભક્ત હતો

સીસ્ટર્સીયન સંઘ.

મહાસાધુ બર્નાર્ડ, ૧૦૯૦-૧૧૫૩.

તેવોજ કર્તવ્યપરાયણ પુરૂષ પણ હતો. ઉપદેશક તરીકે તેના જમાનામાં તે સર્વોત્તમ હતો, અને તેની અસર રાય કે રંક, નાના કે મોટા સર્વ ઉપર ઘણીજ થતી હતી. એવું કહેવાય છે કે, "તેના ઉપદેશના પરિણામના ભયથી, માતાઓ પોતાના પુત્રોને, સ્ત્રીઓ પોતાના ધણીઓને અને મિત્રો પોતાના મિત્રોને તેનાથી દૂર રાખવાનો પ્રયત્ન કરતાં હતાં." તેનું સાધુ જીવન જોઇ લુઇ છઠ્ઠાના પુત્ર હેન્રીએ સાધુ થવાનો નિશ્ચય કર્યો હતો. આ જોઇ તેના એક મોટા અધિકારીને બહુ ક્રોધ ચઢયો, અને આ મઠને તે ગાળો દેતો દેતો ગયો, પણ બીજેજ દિવસે તે પાછો આવ્યો અને પશ્ચાત્તાપ કરી હેન્રી સાથે તેણે પણ સાધુ થવાનો નિશ્ચય કર્યો. મંડળીના કાર્ય માટે તેને ચોમેર ઘણું ફરવું પડતું હતું, અને તે ઘણાની સાથે પત્રવ્યવહાર ચલાવતો હતો. પોતાના જમાનામાં તેણે મંડળીના કાર્યમાં અતિ અગત્યનો ભાગ લીધો હતો. અને તેની સત્તા કેટલીક બાબતમાં પાપાની સત્તાથી પણ વધારે હતી. આ બધાને લીધે તે બહુ પ્રસિદ્ધ થયો હતો, અને ઇ. સ. ૧૧૫૩ માં તે જ્યારે મૃત્યુ પામ્યો ત્યારે તેને માટે અખિલ યુરોપમાં જનસમાજને જેટલો શોક થયો હતો તેટલો બીજા કોઇને માટે એ વખતે ભાગ્યેજ થયો હશે.

આ પ્રમાણે આ સંઘની નિવૃત્તિપરાયણ જીવનપ્રચારની હીલચાલ ચાલી રહી હતી, તે અરસામાં ફ્રાંસની દક્ષિણે એક બીજી હીલચાલ શરૂ થઇ હતી, અને તે થોડાજ સમયમાં ઉત્તર ઇટાલી અને ઉત્તર સ્પેનમાં ફેલાઇ હતી. આ હીલચાલના અનુયાયીઓ પોતાને "પવિત્ર" કહેતા હતા, અને તેમનું બીજું નામ ફ્રાંસમાં આવેલા આલ્બી નામના તેમના મુખ્ય મથક ઉપરથી આલ્બીજેન્સી પડયું હતું. તેમનો મત એવો હતો કે ધાર્મિક જીવન ગાળવા માટે દીનતા, ગરીબાઇ વગેરે આવશ્યક છે, અને સાર્વત્રિક મંડળીના પાળકવર્ગમાં આ બાબતોની ખામી હોવાથી તેઓ ખરા પાળક નથી. બીજી ક્રુસેડની નિષ્ફળતાને લીધે આ મતને ઘણી પૃષ્ટિ મળી, અને કેટલાક અમીરઉમરાવો તથા રાજાઓ પણ તેમાં ભળ્યા. બારમા સૈકાની આખરમાં આ મતનો પ્રચાર એટલો બધો થયો હતો કે તેથી રૂમી મંડળી ઘણી મુશ્કેલીમાં આવી પડી હતી. આ મત કેટલેક અંશે માનીખીઅન હતો, તેથી તેના અનુયાયીઓ આ સૃષ્ટિમાં ઇશ્વર અને શેતાન એ બે પરસ્પર વિરોધી શક્તિઓ કાર્ય કરે છે એમ માનતા હતા. આ કારણથી તેઓ લગ્ન, ધન, યુદ્ધ વગેરે ત્યાજ્ય ગણતા હતા, વળી માંસાહાર કરતા ન હતા, તથા દૂધ પણ પીતા ન હતા. તેઓ નવા કરારનો અને તેમાં ખાસ કરીને યોહાનની સુવાર્તાનો ઉપયોગ કરતા હતા, પણ જુના કરારને સ્વીકારતા ન હતા, અથવા તેમાંથી માત્ર ગીતશાસ્ત્ર અને પ્રબોધકોનાં પુસ્તક અમુક અંશે માન્ય રાખતા હતા. તેઓનું જીવન શુદ્ધ હતું, તેથીજ તેઓ પોતાના મતનો પ્રચાર સારી રીતે કરી શક્યા હતા. રૂમી

આલ્બીજેન્સીઓનો પંથ.

મંડળીએ તેમની સખત સતાવણી કરી હતી છતાં તેમણે ધૈર્ય, હિમ્મત, આસ્થા, ક્ષમા વગેરે ઉચ્ચ ગુણો દર્શાવ્યા હતા.

આ સિવાય આ સમયમાં એક બીજો પંથ ચાલ્યો હતો. તેના અનુયાયીઓ વાલ્ડેન્સીઓ નામે ઓળખાય છે. આ પંથના અનુયાયીઓ ધાર્મિક ખ્રીસ્તીઓ હતા. માત્ર તે મતની વિશેષતા એ હતી કે તેના અનુયાયીઓ વૈરાગ્ય વૃત્તિવાળા હતા. તેઓ ઇસુએ બોધેલી ગરીબાઇ પૂર્ણ રીતે પાળવા તત્પર હતા. આ પંથનો પ્રવર્તક વાલ્ડો નામનો ફ્રાન્સનો એક ધનવાન વ્યાપારી હતો. તેણે પોતાના ધનનો જુજ ભાગ પોતાનાં સ્ત્રીછોકરાંને માટે રાખી બાકીનો બધો ભાગ ગરીબગુરબાને આપી દીધો હતો, અને પોતે ઇસુ ખ્રીસ્તે પ્રેરિતોને આપેલા ઉપદેશ (માત્થી ૧૦) પ્રમાણે રહેવા લાગ્યો હતો. સ્વાભાવિક રીતે તેના જીવનની અસર લોકો ઉપર થઇ અને કેટલાંક સ્ત્રીપુરૂષો તે પ્રમાણે જીવન ગાળવા લાગ્યાં. તેઓ પોતાને "આત્મામાં દીન" (માત્થી ૫; ૩) કહેવડાવતા હતા, અને જનસમાજને ઉપદેશ કરવા માટે ૧૧૭૯ માં અધ્યક્ષોની એક સભા આગળ તેઓએ રજા માગી, પણ તે ન મળવાથી તેમણે પોતાના અંતરમાં મળેલી ઇશ્વરની આજ્ઞા પ્રમાણે ઉપદેશ આપવો શરૂ કર્યો. આ ઉપરથી પાપાએ તેમને ૧૧૮૪ માં મંડળી બહાર મૂક્યાં. આનું પરિણામ એ થયું કે તેમનો મત ઉલટો વધારે ફેલાયો. તેમના જેવાજ મતના કેટલાક માણસો ઇટાલીમાં હતા તે પણ તેમાં ભળ્યા, અને આ મતે એક પંથનું સ્વરૂપ લીધું. તેમણે પોતાના વિશ્વાસ અને જીવનના માર્ગદર્શક તરીકે માત્ર બાઇબલ અને તેમાંએ ખાસ કરીને નવા કરારનો સ્વીકાર કર્યો, અને તેઓ તેમાં આપેલા નિયમો અક્ષરશ: ખરા માની તથા પાળીને જીવન ગાળવા લાગ્યા. તેમણે રૂમી મંડળીની કેટલીક માન્યતા જેવી કે મૃત્યુ પામેલાંને માટે પ્રાર્થના, મધ્યલોક વગેરે જે પાછળથી દાખલ થઇ હતી તેનો ત્યાગ કર્યો હતો, અને ઘણુંખરૂં પ્રથમ કાળના ખ્રીસ્તીઓની માફક રહેવા લાગ્યા હતા. તેમના પોતાનાજ અધ્યક્ષ, પાળક, સેવક વગેરે હતા, અને તેમણે પોતામાં આલ્બીજેન્સીઓની માફક દિલસોજી ધરાવનારા "મિત્રો" નો એક વર્ગ રાખ્યો હતો. આ "મિત્રો" તો રૂમી મંડળીની સાથે સંબંધ રાખી શકતા હતા, પણ આ પંથમાં આગળ વધતાં તેઓ સેવકવર્ગમાં દાખલ થતા હતા. તેમના પંથના બંધારણમાં તેમણે આલ્બીજેન્સી લોકોનો દાખલો લીધો હોય એમ માનવાને કારણ છે, જો કે સિદ્ધાંતોમાં તેઓ તેમનાથી કેટલીક બાબતોમાં જુદા પડતા હતા. આ પંથમાં ૧૨૧૦ ની સાલમાં ભંગાણ પડયું, તેથી લોમ્બાર્ડીમાં રહેલા તેના અનુયાયીઓ છૂટા પડ્યા. એજ અરસામાં ઇનોસેન્ટ ત્રીજાએ આ પંથના લોકોના કેટલાક ખાસ આચારવિચાર રૂમી મંડળીમાં રહી પાળવાની છૂટ આપી, તેથી તેમાંના ઘણા લોક તે મંડળીમાં પાછા દાખલ થયા. એમ છતાં આ પંથ તો ફેલાતોજ ગયો.

વાલ્ડેન્સીઓનો પંથ.

તેઓ સ્પેન, આસ્ટ્રિઆ અને જર્મનીમાં પણ હતા. આખરે તેમને ઘાતકી રીતે સતાવવામાં આવ્યા તેથી તેઓની સંખ્યા ઘટી ગઇ, અને તેઓ મુખ્યત્વે કરીને આલ્પ્સ પર્વતની ખીણોમાંજ જોવામાં આવતા હતા, અને આજે પણ તેઓની મુખ્ય મંડળીઓ ત્યાં છે. લુથરની ધર્મસુધારણા પછી તેઓ તેમાં ભળ્યા, અને આજે ઇટાલીમાં ધાર્મિક સ્વાતંત્ર્ય સ્થાપિત થએલું હોવાથી તેઓ ત્યાં પોતાના મતનો પ્રચાર સારી રીતે કરે છે. તેમણે સતાવણીમાં અસાધારણ ધૈર્ય બતાવ્યું હતું, અને જો કે તેમની મૂળ માન્યતામાં અમુક ફેરફાર થયા છે છતાં તેમનો પંથ એ મધ્યકાળના ભિન્ન ભિન્ન પંથમાંનો માત્ર એકજ આજ સુધી હૈયાત છે.

આ બન્ને પંથની સતાવણી.

આ બન્ને પંથની જે સતાવણી થઇ હતી તેનો ઇતિહાસ જોવો જોઇએ: તેરમા શતકની શરૂઆતમાં એમનો પ્રચાર એટલો બધો થયો હતો કે દક્ષિણ ફ્રાંસ, ઉત્તર ઇટાલી અને ઉત્તર સ્પેનમાં મંડળીની સ્થિતિ કફોડી થઇ પડી હતી. તેમને ઉપદેશ કરીને રૂમી મંડળીમાં પાછાં લાવવાના પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. આ કારણથી લગભગ બારમા શતકની આખરમાં પાપાએ આલ્બીજેન્સીઓ અને ખાસ કરીને તેમના આશ્રયદાતા એક અમીર સામે ધર્મયુદ્ધ શરૂ કર્યું, પણ તેથી કંઇ વળ્યું નહિ. આખરે ઇનોસેન્ટ ત્રીજાના વખતમાં ખરૂં યુદ્ધ શરૂ થયું. એ પાપાના એકાદ અધિકારીનું ખૂન ફ્રાંસના જે ભાગમાં આલ્બીજેન્સીઓ રહેતા હતા ત્યાં થયું હતું, તેથી તેણે તેમની સામે યુદ્ધ શરૂ કર્યું. આ વખતે આ લડાઇમાં ફ્રાંસનો રાજા પાપાની સાથે ભળ્યો હતો, કારણ કે તેને પોતાના રાજ્યના જે અમીરઉમરાવો આ નવા પંથમાં ભળ્યા હતા તેમના ઉપર જુદાં જુદાં કારણથી વેર લેવું હતું. આ લડાઈ વીશેક વર્ષ (૧૨૦૯-૧૨૨૯) ચાલી અને તેમાં ઘણા અમીરઉમરાવો પાયમાલ થઇ ગયા, અને કેટલાંક શહેરો અને ગામો ઉજડ થયાં. આ યુદ્ધ

ટુલુઝની સભા, ૧૨૨૯.

પુરૂં થયા પછી ફ્રાંસના ટુલુઝ નામના નગરમાં એક સભા ભરવામાં આવી, તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે સામાન્ય ખ્રીસ્તીઓએ બાઇબલ પોતાની પાસે રાખવું નહિ, અને ગીતશાસ્ત્ર વગેરે અમુકજ ભાગ જે પ્રાર્થનાપોથીમાં હોય તેજ તેમણે વાંચવા. બાઇબલનાં ભાષાંતર કરવાની પણ મના કરવામાં આવી. આ સભાના ઠરાવ પ્રથમ ફ્રાંસને માટેજ હતા. પરંતુ તેની અસરથી સ્પેન વગેરેમાં એવા ઠરાવ પસાર કરવામાં આવ્યા હતા. આ સિવાય મધ્યકાળમાં સમસ્ત મંડળીમાંના સામાન્ય ખ્રીસ્તીઓને બાઇબલનો ઉપયોગ કરવાની બંધી કરવામાં આવી ન હતી. ટુલુઝની સભાના કાર્યનું એક બીજું અગત્યનું પરિણામ જેને Inquisition (એટલે તપાસ કરનારૂં મંડળ) કહે છે તે હતું. પાખંડીઓને શિક્ષા કરવાનું કંઇ ચોક્કસ ધોરણ ન હતું. જુદા જુદા વખતે અને જુદા જુદા દેશોમાં જુદાં જુદાં ધોરણ હતાં. કોઇ કોઇ વખતે કોઇ કોઇ ઠેકાણે તેમને બાળવામાં આવતા,

અને બીજે સ્થળે અને વખતે તેમને બીજી રીતે મારવામાં આવતા. ઇનોસેન્ટ ત્રીજાએ એવું ઠરાવ્યું કે પાખંડ એ ઇશ્વરદ્રોહ હોવાથી રાજદ્રોહ કરતાં પણ અધિક ભારે ગુન્હો છે. આટલું નક્કી થયા પછી કોઇ પણ મતને પાખંડી ઠરાવવાનું કાર્ય બાકી રહેતું હતું, અને તે કાર્ય મુશ્કેલ હોવાથી માત્ર અમુક માણસોનેજ સોંપવામાં આવ્યું હતું. આ માણસો મુખ્યત્વે કરીને ડોમીનીકાન મઠના સાધુઓ, જેઓનો મૂળ ઉદ્દેશ જુદોજ હતો, તેઓ હતા. આ નવી સંસ્થા એકદમ વૃદ્ધિ પામી, અને તે મંડળીના હાથમાં એક ભયાનક શસ્ત્રરૂપ થઇ પડી. તેનું બધું કામકાજ ખાનગી રહેતું, અને જેના પર પાખંડનું તોહોમત મૂકવામાં આવ્યું હોય તેને તેના ઉપર તોહોમત મૂકનારનું નામ પણ આપવામાં આવતું ન હતું. વળી આવા "પાખંડી" તરીકે પકડવામાં આવેલા માણસોને તેમનો ખરો મત જાણવા માટે સખત રીતે રીબાવવામાં આવતાં હતાં. આ ઉપરાંત તેઓ પાખંડી ઠરે તો, રાજ્યસત્તા તરફથી તેમની સર્વ માલમિલ્કત જપ્ત થતી હતી, તેથી રાજ્યસત્તા પણ પાખંડીઓને પકડવાનું ચાલુ રાખે એ સ્વાભાવિક હતું. આ સંસ્થાને લીધેજ આલ્બીજેન્સી પંથના લોકો એક સૈકામાં છેક નાશ પામ્યા, અથવા રૂમી મંડળીમાં પાછા ભળી ગયા, અને વાલ્ડેન્સીઓની સંખ્યા પણ ઘણી ઘટી ગઇ.

ડોમીનીકાન અને ફ્રાન્સિસ્કાન સંઘની ઉત્પત્તિ.

આ બે પંથની ઉત્પત્તિ અને તેમનો મોટો પ્રચાર એ આ કાળના ખ્રીસ્તીઓમાં ઉત્પન્ન થએલી તેમની આત્મિક ક્ષુધા બતાવે છે. લોકો ખ્રીસ્તી ધર્મને નામે ચાલતા ઝઘડાઓ અને બાહ્યાચારથી થાકી ગયા હતા, અને તેમને શુદ્ધ આત્મિક જીવન જોઇતું હતું. તેમને તે પૂરૂં પાડવાનું કાર્ય મંડળી તરફથી થવું જોઇતું હતું, પણ તેનાથી તે બન્યું નહિ, તેથી આ બે પંથ ઉભા થયા, અને તેમણે લોકોમાં આત્મિક જીવનની આકાંક્ષા વધારી. આના પરિણામે આ કાળમાં સાધુઓના બે મોટા સંઘ ઉભા થયા અને તેમણે મધ્યકાળના સાધુજીવનનો ઉંચામાં ઉંચો આદર્શ લોકોની આગળ રજુ કર્યો. આ બે સંઘ ડોમીનીકાન અને ફ્રાન્સિસ્કાન નામથી ઓળખાય છે. આ પાછલા સંઘનો સ્થાપક મહાસાધુ ફ્રાન્સિસ સર્વ કાળના ખ્રીસ્તી સાધુઓમાં ઘણુંજ ઉંચું સ્થાન ધરાવે છે, એટલુંજ નહિ પણ તેની ગણત્રી પૃથ્વીના અતિ મહાન સાધુઓમાં કરવી જોઇએ છે.

ડોમીનીકાન સંઘ.

ડોમીનીકાન સંઘનો સ્થાપક ડોમીનીક નામનો એક સાધુ હતો. તે ઇ. સ. ૧૧૭૦ માં સ્પેન દેશમાં જન્મ્યો હતો. તેની યુવાવસ્થામાંજ તેનું મન ધર્મ પ્રત્યે વળ્યું હતું. તે ૧૨૦૩માં પોતાનો એક મિત્ર જે અધ્યક્ષ હતો તેની સાથે કંઇ કામ પ્રસંગે ફ્રાંસમાં આવ્યો હતો. ત્યાં તેણે તથા ડીએગો નામના તેના મિત્રે આલ્બીજેન્સી લોકોમાં કામ કરતા રૂમી મંડળીના ધર્મપ્રચારકોને ઠાઠમાઠથી રહેતા જોઇને તેમની કામ કરવાની રીતમાં પૂરો સુધારો

કરવા કહ્યું. આ પ્રચારકોએ ઓછામાં ઓછું અલ્બીજેન્સી લોકોના સાધુઓની માફક પ્રેરિતોની ગરીબાઇ ગ્રહણ કરીને રહેવું જોઇએ એવો આ બન્ને મિત્રોનો આગ્રહ હતો, અને તેમના કહેવા પ્રમાણે તેમનાજ નેતૃત્વ નીચે એ ફેરફાર કરવામાં આવ્યો પણ ખરો. ઇ. સ. ૧૨૦૭ માં પેલો અધ્યક્ષ ડીએગો મૃત્યુ પામ્યો, તેથી આ કાર્ય ડોમીનીકાને એકલે હાથે કરવાનું રહ્યું તે તેણે ઘણી મુશ્કેલીઓ વચ્ચે કર્યું. તેણે પોતાના આદર્શ તરીકે પ્રેરિત પાઉલનું ચરિત્ર લીધું હતું, અને માત્ર ઉપદેશથીજ લોકોને પોતાના મતમાં લેવાને ખુશી હતો. આ કારણથી તે આલ્બીજેન્સી લોકો સામે જે યુદ્ધ કરવામાં આવ્યું હતું તેની વિરૂદ્ધ હતો. પ્રથમ તેનું કાર્ય ધીમે ધીમે આગળ વધ્યું. આખરે તેને ઇ. સ. ૧૨૧૬માં એક સંઘ સ્થાપવાની પરવાનગી મળી. તે પછી તેણે તરતજ પોતાના સાધુઓને પારીસ, રૂમ, બોલોના વગેરે મોટાં શહેરોમાં ઉપદેશ કરવા મોકલ્યા. તેના પરિણામે આ સંઘની વૃદ્ધિ ઝપાટાબંધ થઇ. ઇ. સ. ૧૨૨૦ માં આ સંઘના સાધુઓએ ફ્રાન્સિસકાન સાધુઓની માફક ભિક્ષાવૃત્તિ સ્વીકારી. આ સંઘની એક વિશેષતા એ હતી કે તેના કારભારમાં પ્રતિનિધિત્વને સ્થાન આપવામાં આવ્યું હતું, અને સર્વ સત્તા એકહથુ ન હતી. બીજું એક ખાસ કાર્ય જે આ સંઘ તરફથી કરવામાં આવ્યું હતું તે શિક્ષણવિષયક હતું, અને તેમાં તેના સાધુઓ અને સાધ્વીઓએ સારો ભાગ લીધો હતો. ઇ. સ. ૧૨૨૧ માં જ્યારે ડોમીનીક મૃત્યુ પામ્યો ત્યારે આ સંઘને અંગે લગભગ સાઠેક સાધુસાધ્વીઓના મઠ સ્થાપવામાં આવ્યા હતા, અને તે યુરોપના જુદા જુદા આઠ દેશમાં જોવામાં આવતા હતા. ખાસ કરીને આ મઠના સાધુઓએ વિદ્યાપ્રાપ્તિ ઉપર ઘણો ભાર મુક્યો હતો. તેનું કારણ ઘણું કરીને એ હતું કે આ સંઘનો પ્રથમ અને મુખ્ય ઉદ્દેશ આલ્બીજેન્સી લોકોમાં ખ્રીસ્તી ધર્મના શુદ્ધ સ્વરૂપનો પ્રચાર કરવાનો હતો, પરંતુ તેમની ઉચ્ચ વિદ્યાને લીધે તેઓ સર્વ ખ્રીસ્તીઓને ઘણા ઉપયોગી થઇ પડયા હતા, અને યુરોપના ઘણા ભાગમાં આવેલાં વિદ્યાપીઠ અને વિદ્યાલયોમાં તેઓ કામ કરવા લાગ્યા હતા. આગળ જતાં તેમનામાં મહાન ખ્રીસ્તી સિદ્ધાંતકાર થોમાસ આકવાઇનાસ, ભક્તજ્ઞાની એકહાર્ટ અને ટાઉલર, સમર્થ ઉપદેશક સાવાનારોલા આ સંઘનાજ સાધુઓ હતા. આ સંઘ અને તેની પહેલાં ખ્રીસ્તી સાધુઓના જે બધા સંઘો ઉભા થયા તે વચ્ચે કાંઇ ખાસ ભેદ હોય તો તે એટલોજ છે કે આ સંઘમાં નિવૃત્તિ કરતાં પ્રવૃત્તિ ઉપર વિશેષ ભાર મૂકવામાં આવ્યો હતો. અગાઉના સંઘોમાં ધ્યાનચિંતન, પ્રાર્થના, એકાંતવાસ વગેરેને પ્રાધાન્ય આપવામાં આવ્યું હતું; ત્યારે આમાં જ્ઞાનપ્રાપ્તિ અને તેના પ્રચારને મુખ્ય સ્થાન આપવામાં આવ્યું હતું.

ફ્રાન્સિસકાન સંઘ કેટલીક રીતે ડોમીનીકાન સંઘથી જુદાજ પ્રકારનો હતો. તેનું મુખ્ય કારણ તેના સ્થાપક આસીસીના મહાસાધુ ફ્રાન્સિસનું અપૂર્વ જીવન હતું. તે ઇ. સ. ૧૧૮૧ કે ૧૧૮૨ માં જન્મ્યો હતો. તેનો બાપ સાધારણ સ્થિતિનો

મહાસાધુ ફ્રાન્સિસ.

વ્યાપારી હતો. ફ્રાન્સિસ નાનપણથીજ કુછંદમાં પડયો હતો, તેથી તેનું બાળપણ તથા તેની યુવાવસ્થાનો પ્રથમ ભાગ તેણે રમતગમત અને મોજશોખમાં ગાળ્યાં હતાં. આથી તેનો બાપ તેનાથી બહુ નાખુશ રહેતો હતો, છતાં ફ્રાન્સિસ તેની જરા પણ પરવા કર્યા વિના પોતાને ફાવે તેમ વર્તતો. તેના આવા સ્વછંદી જીવનમાં તેને કેટલાક કડવા અનુભવ થયા, પણ તેથી તેનું કંઇ વળ્યું નહિ. એમ છતાં તેની વિલક્ષણતા કોઇ કોઇ વાર આ વખતે પણ ઝળકી આવતી હતી. એક વાર તે રૂમમાં યાત્રાએ ગયો હતો, ત્યાં તેને એમ લાગ્યું કે ઇશ્વરે તેને તેનું પડી ગએલું ગૃહ ફરી ઉભું કરવાનો આદેશ આપ્યો છે, તેથી ઘેર આવતાં પોતાના બાપની દુકાનનો કેટલોક માલ વેચી તેમાંથી પોતાના ગામ આગળનું એક પડી ગએલું દેવળ તેણે ફરી બંધાવ્યું. પણ આવું ક્વચિતજ બનતું હતું, અને તેનું સામાન્ય જીવન કુછંદમાં જતું હતું. આ સ્થિતિમાં તે પચીસેક વર્ષની ઉમરે એક વખત દેવળમાં ભજનસેવા વખતે હાજર હતો, ત્યાં તેણે ઉપદેશકના મોંથી ઇસુ ખ્રીસ્તે પોતાના પ્રેરિતોને જે ઉપદેશ આપેલો હતો તે સાંભળ્યો, અને તે તેની રગેરગમાં વ્યાપી રહ્યો. તેણે પોતાનું જીવન તે ઉપદેશ પ્રમાણેજ ગાળવાનો નિશ્ચય કર્યો, અને પોતાના જીવનમાં પગલે પગલે ઇસુની દીનતાનું અનુકરણ કરવાનો મહાન પ્રયત્ન આદર્યો. તેણે મોજશોખ છોડી દીધો, એટલુંજ નહિ પણ માતપિતા અને ઘરબાર પણ છોડયાં, અને એકાંતમાં રહી પ્રાર્થનામાં પોતાનો સમય ગાળવા લાગ્યો. તેનું આ પ્રકારનું પરિવર્ત્તન જોઇને તેના સાથીઓમાંના કોઇ કોઇ તથા બીજા પણ તેની સાથે ભળ્યા, અને એ બધા માટે તેણે મુખ્યત્વે કરીને ઇસુના ઉપદેશમાંથીજ એક શાસનપદ્ધતિ ઘડી કાઢી. ત્યાર પછી તરતજ તેણે આ શાસનાનુસાર જીવન ચલાવવા અને કાર્ય કરવા પાપા ઇનોસૅન્ટ ત્રીજા પાસે રજા માગી, અને તે તેને તરત મળી. ૧૧૭૯ માં વાલ્ડેઝે આવીજ જાતની પરવાનગી માગી હતી, પણ તે તેને તે વખતે મળી ન હતી. ત્યાર પછીનાં ત્રીસ ચાળીસ વર્ષમાં મંડળીને ઘણું શીખવાનું મળ્યું હતું, તેથી ફ્રાન્સિસને આ રજા મેળવવામાં જરા પણ હરકત નડી નહિ.

પ્રથમ આ શાસનાનુસાર રહેનાર સાધુઓએ "આસીસીના અનુતાપી જન" એ નામ ધારણ કર્યું હતું, પણ પાછળથી ૧૨૧૬ માં ફ્રાન્સિસે તેમને માટે "દીન બંધુઓ" એ નામ રાખ્યું હતું, અને એ નામથીજ તેઓ ઓળખાય છે. આ સાધુઓનું મુખ્ય કર્ત્તવ્ય ઇસુનું પોતાના જીવનમાં અનુકરણ કરી—પૂર્ણ ગરીબાઇથી રહી અને પરસ્પર પ્રેમ કરી—લોકોને પશ્ચાત્તાપ કરવાનો તથા દેવના રાજ્યનો બોધ આપવાનું હતું. તેઓ પોતાની પાસે કંઇ પૈસા રાખતા ન હતા, અને હમેશાં ફરતા રહીને ગરીબ લોકોને તેમના ખેતરનાં કે એવાંજ બીજાં કામોમાં મદદ કરી પોતાના દૈહિક ગુજરાનનો ટુકડો માગી લેતા. વળી તેઓ કામ કરતાં કરતાં

આ સંઘના સાધુઓની રહેણીકરણી.

તેમજ કામ કર્યા પછી વિસામાના વખતમાં કે રાત્રીએ ભજનો ગાઇને અથવા વાતો કરીને ઉપદેશ આપતા. સ્વાભાવિક રીતે તેમના ઉપદેશની અસર લોકો ઉપર ઘણીજ થતી હતી, અને તેઓ જ્યાં જતા ત્યાં લોકો તેમનો ઉત્સાહપૂર્વક સત્કાર કરતા હતા. આથી તેમના પ્રચારનું કામ ઝપાટાબંધ અને ઘણું વધ્યું. ઇ. સ. ૧૨૧૯ માં ફ્રાન્સિસ એ કાર્યને માટે મિસર દેશ સુધી ગયો હતો અને ત્યાં જઇ તેણે ત્યાંના સુલતાનને ખ્રીસ્તી ધર્મનો ઉપદેશ આપ્યો હતો.

સંઘની સ્થાપના.

થોડાજ વખતમાં આ જાતના સાધુઓની સંખ્યા એટલી બધી વધી ગઇ કે તેમને માટે યોગ્ય બંધારણ ઘડવાની જરૂર પડી, અને એ રીતે "ફ્રાન્સિસ્કાન સંઘ" સ્થપાયો. એને અંગે પ્રથમની રીતભાત અને રહેણીકરણીમાં અમુક ફેરફાર કરવામાં આવ્યા હતા, અને તે ફેરફાર કરવા ફ્રાન્સિસ ખુશી ન હતો, છતાં પાપાની સત્તાને વશ થઇને તેણે તે ફેરફારો કરવાની છુટ આપી હતી. ફ્રાન્સિસ અસાધારણ પુરૂષ હતો, તેમજ તેની કાર્યસિદ્ધિ પણ અદ્દ્ભુત હતી. છતાં રૂમી મંડળીની સત્તા વિરૂદ્ધ કંઇ પણ કરવાની તેણે ઇચ્છા પણ કરી ન હતી. તેનું મુખ્ય કારણ તેની દીનતામાં રહ્યું હતું. વહેલોમોડો આવો ફેરફાર થવાનોજ હતો, અને તે કાર્ડીનાલ્ર ઉગોલીનો જેને ફ્રાન્સિસે આ મંડળનો એક "રક્ષક" નીમ્યો હતો, અને જે આગળ જતાં (૧૨૨૭-૧૨૪૧) પાપા—ગ્રેગોરી નવમો—થવાનો હતો તેણે કરાવ્યો હતો. ફ્રાન્સિસ મિસરમાં ગયો હતો ત્યારથીજ તેનું ખરૂં નેતૃત્વ અમુક અંશે ગયું હતું, તેથી ૧૨૨૧ અને ૧૨૨૩ માં પ્રથમની શાસનપદ્ધતિમાં કેટલોક ફેરફાર કરવામાં આવ્યો. આ સંઘનું બંધારણ ડોમીનીકાન સંઘના જેવું હતું. આ બન્ને સંઘને અંગે સ્ત્રીઓના મઠ પણ હતા, અને ફ્રાન્સિસ્કાન સંઘમાં સાધ્વીઓનો વિભાગ જેને "બીજો સંઘ" કહેવામાં આવતો હતો તે ફ્રાન્સિસે પોતે ક્લારા નામની એક આસીસીનીજ સાધ્વીની મારફતે સ્થાપન કરાવ્યો હતો. ફ્રાન્સિસ્કાન સંઘનાં સાધુઓ અને સાધ્વીઓ મુખ્યત્વે કરીને છેક સાધારણ અને ગરીબ વર્ગનાં હતાં, તેથી અખિલ યુરોપના એવા વર્ગોમાં તેઓ અતિશય પ્રિય થઇ પડયાં હતાં. વળી આ સંઘને અંગે અને ત્યાર પછી ડોમીનીકાન અને બીજા સંઘમાં પણ એક નવો વર્ગ સ્થાપવામાં આવ્યો હતો; તેમાં જે સ્ત્રીપુરૂષો સંસારમાં રહીને પણ અર્ધ સાધુજીવન ગાળી શકે તેમનો સમાવેશ કરવામાં આવ્યો હતો. આ વર્ગને "ત્રીજો સંઘ" કહેવામાં આવતો હતો.

ફ્રાન્સિસના જીવનનો ઉત્તર ભાગ.

ઉપરોક્ત સંઘની સ્થાપના થયા પછી ફ્રાન્સિસ વિશેષ પ્રમાણમાં નિવૃત્તિપરાયણ જીવન ગાળવા લાગ્યો. તેણે પોતાની જીંદગીનાં થોડાં વર્ષમાં પણ ઘણુંજ કાર્ય કર્યું હતું, અને તેનાં દેહકષ્ટ, વૈરાગ્ય, ગરીબાઇ વગેરેને લીધે તેનું શરીર પણ અશક્ત થયું હતું, પણ તે જ્યાં જતો કે રહેતો ત્યાં તેનું કાર્ય તો ચાલુજ હતું. તેનો પ્રેમ એવો અદ્દ્ભુત હતો કે પશુ અને પંખી પણ તેની પાસે દોડી આવતાં. તે ઇશ્વરપ્રેમમાં એટલો બધો

લીન થઇ ગયો હતો કે તે તેમને પોતાનાં ભાઇબ્હેન કહી તેમને ઇશ્વરના પ્રેમની વાતો કરતો હતો. વળી ઇસુની સાથે તેના જીવનનું એવું ઐક્ય થયું હતું કે લોકોના માનવા પ્રમાણે ઇસુના શરીર પર પડેલા ઘા તેના શરીર પર દેખાતા હતા. સ્વાભાવિક રીતે આવા પુરૂષના જીવનની અસર લોકો ઉપર ઘણીજ ઉંડી થાય એમાં કંઇ નવાઇ નથી. તે જીવતો હતો ત્યારેજ લોકો તેના પ્રત્યે ઘણો ભક્તિભાવ ધરાવતા હતા, અને ૧૨૨૬ માં તેનું મૃત્યુ થયું ત્યાર પછી એજ વર્ષે તેને 'સંત'ની સંજ્ઞા મંડળી તરફથી આપવામાં આવી હતી. ખ્રીસ્તી સંતો કે મહાસાધુઓમાં ફ્રાન્સિસ જેવા બહુજ થોડા થયા છે, અને આજે પણ ફ્રાન્સિસને માટે જેટલો પૂજ્યભાવ છે તેટલો બીજા કોઇ સાધુને માટે નહિ હોય.

ફ્રાન્સિસના મૃત્યુ પછી થોડાંએક વર્ષે તેના સંઘમાં બે તડ પડયાં હતાં. આનું મુખ્ય કારણ એ હતું કે સંઘમાં ત્યાગના સંબંધમાં મતભેદ પડયો હતો. કેટલાકનું કહેવું એમ હતું કે સાધુઓએ પૂર્ણ ત્યાગી થવું જોઇએ, અને કોઇ પણ પ્રકારની માલમિલ્કત પોતાને માટે તો નહિજ પરંતુ સંઘને માટે પણ રાખવી જોઇએ નહિ. બીજા કેટલાક આ મતની વિરૂદ્ધ હતા. રૂમી મંડળીએ પોતાની પાસે પુષ્કળ મિલ્કત હોવાથી સ્વાભાવિક રીતે આ પાછલા મતનો પક્ષ લીધો. એમ છતાં પહેલા મતના અનુયાયીઓએ પોતાનું કાર્ય ચાલુજ રાખ્યું, પણ આગળ જતાં તેઓમાં પણ સિદ્ધાંત સંબંધી મતભેદ પડવાથી બે તડ પડયાં. આ પ્રમાણે જેમ સર્વ ધર્મો અને સંસ્થાઓમાં થાય છે તેમ મૂળ પુરૂષ મરી જતાં આ સંઘની પડતી દશા થવા લાગી હતી, તોપણ તે હજી સુધી હેયાત છે એજ તેમાં રહેલી જીવનશક્તિ બતાવે છે.

ફ્રાન્સિસ્કાન સંઘની પડતી.

બારમા અને તેરમા સૈકામાં આ બે સંઘ ઉપરાંત બીજી કેટલીક નવી ધાર્મિક સંસ્થાઓ ઉભી થએલી જેવામાં આવે છે. આમાંની બે ધ્યાનમાં લેવા જેવી છે. હોલાંડમાં કેટલીક સ્ત્રીઓએ એક મંડળ ઉભું કર્યું હતું, તેનો ઉદ્દેશ અમુક અંશે સાધુજીવન ગાળી લોકોમાં ધાર્મિક જીવન પ્રેરવાનો હતો. આ મંડળીની અસર જર્મની અને ફ્રાંસ સુધી પહોંચી હતી. થોડી મુદત પછી આવીજ જાતનું એક પુરૂષોનું મંડળ પણ ઉભું થયું હતું.

# પ્રકરણ ૫ મું.

## સિદ્ધાંતોનો ઇતિહાસ.

આ કાળમાં જેને Scholasticism એટલે "ખ્રીસ્તી સિદ્ધાંતવિચાર" કહે છે તેની ઉત્પત્તિ તથા તેનો પૂર્ણ વિકાસ થયાં હતાં. આ જાતનો વિચાર આ સમયમાંજ થયો હતો, અને એ આ સમયનાં ખાસ લક્ષણોમાંનું એક છે. શાર્લમેને જે પાઠશાળાઓ સ્થાપી હતી તેના શિક્ષકોને Schoolmen એટલે "તર્કશાસ્ત્રીઓ" એવી સંજ્ઞા આપવામાં આવી હતી. વળી ધીમે ધીમે જે અધ્યાપકો તર્કશાસ્ત્ર શિખવતા હતા અને ધાર્મિક પ્રશ્નોના વિચારમાં તત્ત્વજ્ઞાનની સહાય લેતા હતા તેમને માટે એ નામ વપરાવા લાગ્યું હતું. આ સિદ્ધાંતવિચારની ખરી શરૂઆત અગીઆરમા સૈકાના મધ્યભાગથી થઇ હતી. બીજી રીતે જોતાં તેનું ખરૂં મૂળ આરીસ્ટોટલના વિચાર અને તત્ત્વજ્ઞાનમાં રહેલું હતું. અગાઉ જોઇ ગયા છીએ તે પ્રમાણે આ સમય ક્રુઝેડનો હોવાથી તેમાં પૂર્વ અને પશ્ચિમનો સમાગમ વિશેષ પ્રમાણમાં થયો હતો; આ પહેલાંના કાળમાં એવી સ્થિતિ ઓછા પ્રમાણમાં જોવામાં આવી હતી. આ ઉપરાંત સ્પેનમાં સ્થપાએલી મુસલમાન લોકોની વિદ્યાપીઠોની અસર યુરોપના લોકો ઉપર થઇ હતી. એ વિદ્યાપીઠોમાં ગણિતશાસ્ત્ર, ખગોળવિદ્યા, વૈદકશાસ્ત્ર અને આરીસ્ટોટલના તત્ત્વજ્ઞાનનો અભ્યાસ ખાસ કરીને થતો હતો. આ કારણોથી યુરોપમાં બુદ્ધિવિષયક પ્રવૃત્તિ થવા લાગી હતી, અને એ પ્રવૃત્તિને ખ્રીસ્તી સિદ્ધાંતના વિચારમાં સ્થાન અપાતાં "ખ્રીસ્તી સિદ્ધાંત-વિચાર" શરૂ થયો.

Scholasticism–સિદ્ધાંતવિચારની ઉત્પત્તિ.

મધ્યકાળમાં સ્વતંત્ર ફીલસુફી કે તત્ત્વજ્ઞાનને સ્થાન ન હતું. આનું કારણ એ હતું કે એ કાળમાં ધાર્મિક વિચાર શાસ્ત્ર અને મંડળીથી મર્યાદિત થએલો હતો. સર્વે લોકોમાં એવીજ કંઇક માન્યતા હતી કે ધર્મ સંબંધી જે કંઇ જ્ઞાન મનુષ્યને જોઇએ તે તેને ઇશ્વર તરફથી મળેલું છે, એ તેણે વગરવિચારે સ્વીકારવું જોઇએ. એમ છતાં જે કંઇ જ્ઞાન ઇશ્વરદત્ત હતું તેનો અર્થ વધારે સ્પષ્ટ કરવા બુદ્ધિના કાર્યને સ્થાન છે એવું ધીમે ધીમે મનાવા લાગ્યું હતું. પણ બુદ્ધિનું સ્થાન બીજા નંબરનું હતું, અને જ્ઞાન તથા ફીલસુફી એ તો શ્રદ્ધા અને ધર્મનાં "દાસી"રૂપે ગણાતાં. જો કે આ જ્ઞાન આ પ્રમાણે મર્યાદિત હતું છતાં મધ્યકાળના તર્કશાસ્ત્રીઓએ ધર્મને લગતા ઘણા પ્રશ્નો ઉપર ઉંડો વિચાર કરી યુરોપના જ્ઞાનભંડારમાં ઘણો વધારો કર્યો છે એમાં કંઇ સંદેહ નથી.

ખ્રીસ્તી સિદ્ધાંતવિચારનો પ્રચાર મુખ્યત્વે કરીને વિદ્યાપીઠોદ્વારા થયો હતો. Universities—આ જાતની સંસ્થાઓ અગાઉ રૂમ, આથેન્સ, કોન્સ્ટાન્ટીનોપલ, આલેકઝાંડ્રિઆ વગેરે સ્થળોમાં હતી, પણ ધીમે ધીમે તે પડી ભાંગી હતી, અને વચલાં બેચાર સૈકાંઓમાં વિદ્યાપ્રાપ્તિને માટે જોઇએ તેવાં સાધન ન હતાં. ત્યાર પછી શાર્લમેને મોટી પાઠશાળાઓ ખોલાવી વિદ્યાનો પ્રચાર કરવા સારો પ્રયત્ન કર્યો હતો, અને એવી પાઠશાળાઓ મંડળીને અંગે જુદે જુદે સ્થળે ઉભી થઇ હતી, તેમાંની સર્વથી મોટી સંસ્થા પારીસની વિદ્યાપીઠ હતી. ત્યાં ખ્રીસ્તી સિદ્ધાંતોનું શિક્ષણ આપવામાં આવતું હતું, એટલુંજ નહિ પણ વૈદક જેવા બીજા વિષયોનું પણ જ્ઞાન અપાતું હતું, અને એ પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત કરનારને "ડૉક્ટર" (પંડિત) વગેરે ઉપાધિઓ અપાતી હતી. ઓક્સફર્ડની વિદ્યાપીઠ પણ લગભગ એજ સમયમાં ઉભી થઇ હતી. આ સિવાય બીજી કેટલીક નાની મોટી વિદ્યાપીઠ કે પાઠશાળાઓ હતી, પણ પારીસની વિદ્યાપીઠ "વિદ્યાપીઠોની માતા" કહેવાતી હતી. આવી સંસ્થાઓમાં અને ખાસ કરીને પારીસની વિદ્યાપીઠમાં યુરોપના સર્વ દેશોમાંથી વિદ્યાર્થીઓ અભ્યાસ માટે આવતા હતા, અને તેમની સંખ્યા કેટલીક વાર તો હજારોની થતી હતી. આ વિદ્યાપીઠોમાં કાર્ય કરનાર મુખ્ય તર્કશાસ્ત્રીઓ ડોમીનીકાન કે ફ્રાન્સિસ્કાન સંઘના હતા, અને બીજા લોકો તેમની ઇર્ષા કરતા છતાં તેમના સંઘનું પ્રાબલ્ય ઘણું હોવાથી તેઓ અગત્યનું સ્થાન ધરાવતા હતા.

યુનીવર્સિટીઓ અર્થાત વિદ્યાપીઠો.

આ કાળમાં તત્ત્વજ્ઞાનનો અભ્યાસ શરૂ થયો હતો, અને મુખ્યત્વે કરીને પ્લાટો તથા આરીસ્ટોટલનાંજ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ થતો હતો. તત્ત્વજ્ઞાનનો જે એક પ્રશ્ન આ તર્કશાસ્ત્રીઓએ બહુજ ઘોળ્યો હતો તે નામરૂપ-વાળી વસ્તુઓ સત્ય છે કે એ તે માત્ર નામજ છે, એને લગતો હતો. આવા પ્રશ્નનું નિરાકરણ તર્કશાસ્ત્રના નિયમાનુસાર કરવામાં આવતું હતું. આને અંગે પુષ્કળ વાદવિવાદ થયા હતા, તેને માટે બારમા શતકથી પંદરમા શતક સુધીનો કાળ પ્રખ્યાત છે. આ કાળમાં તેરમા શતકમાં મહાન તર્કશાસ્ત્રીઓ ઉભા થયા હતા અને ખ્રીસ્તી સિદ્ધાંત-વિચાર પરાકાષ્ટાએ પહોંચ્યો હતો.

પ્લાટો અને આરીસ્ટોટલનો અભ્યાસ.

આ જાતના વિચારની શરૂઆત લાન્ફ્રાન્ક નામના એક મહંતે અગીઆરમા શતકની શરૂઆતમાં બેરીન્જર નામના એક માણસ સાથે પ્રભુભોજનમાં લેવાતા પદાર્થોનાં તત્ત્વો બદલાય છે કે નહિ એ પ્રશ્ન સંબંધી કરેલા વાદમાં કરી હતી. આ લાન્ફ્રાન્ક ૧૦૭૦માં કાન્ટર્બરીનો મુખ્ય ધર્માધ્યક્ષ થયો હતો. તેનો શિષ્ય આન્સેલ્મ તેના કરતાં વધારે સમર્થ હતો, અને તે "તર્કશાસ્ત્રીઓનો પિતા" એ નામથી ઓળખાય છે. તે ૧૦૯૩માં કાન્ટર્બ-રીના મુખ્ય ધર્માધ્યક્ષની ગાદીએ બેઠો હતો, અને એ સ્થિતિમાં તેણે તેનું કાર્ય

લાન્ફ્રાન્ક.

આન્સેલ્મ.

દઢતાથી તથા દીનતાથી કર્યું હતું. વળી તે પોતે જેવો ભક્ત હતો તેવોજ જ્ઞાની હતો. તેણે ત્રિએક-દેવ, પાપ વગેરે વિષય ઉપર જે પુસ્તકો લખ્યાં છે તે ઘણા ઉંચા પ્રકારનાં છે. આ સિવાય તેણે ઇશ્વરના અસ્તિત્વના પ્રમાણુ ઉપર અને ઇશ્વરી માનવી અવતાર વિષે પુસ્તકો લખ્યાં છે, તેમાં તેણે તર્કશાસ્ત્રનો આશ્રય લીધો છે.

પણ કદાચિત બારમા શતકનો સર્વેથી વધારે સમર્થ સિદ્ધાંતકાર આબેલાર્ડ હતો. તે ૧૦૭૯માં જન્મ્યો હતો. તે ૧૧૧૫માં પારીસની વિદ્યાપીઠમાં અધ્યાપક તરીકે જોડાયો હતો. ત્યાં તેનાં વ્યાખ્યાનો સાંભળવા હજારો યુવકો ઉત્સાહપૂર્વક આવતા હતા. ત્યાં તે એક યુવતિની સાથે પ્યારમાં પડયો, અને એ બન્નેએ છૂપું લગ્ન પણ કર્યું. આ લગ્ન છૂપું રાખવાનું કારણ એ હતું કે એ સ્ત્રી, આબેલાર્ડ પોતાના ધર્માધિકારમાં આગળ વધવો અટકે એ જોવા ખુશી ન હતી. પરંતુ આ વાતની એ સ્ત્રીના સંબંધીઓને ખબર પડી, તેથી તેમણે તેના ઉપર એક રાત્રે

આબેલાર્ડ.

ઘાતકી હુમલો કર્યો. ત્યાર પછી તે એક મઠમાં દાખલ થયો, પણ તેના વિચારસ્વાતંત્ર્યને લીધે તે ત્યાં લાંબો વખત રહી શક્યો નહિ. ત્યાંથી તે એક જંગલમાં જઇ રહ્યો, પરંતુ ત્યાંએ વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં આવી તેની આજુબાજુ રહેવા લાગ્યાં, અને તેમણે તેને માટે એક સારૂં ઘર બાંધ્યું. પણ આ સ્થળે પણ તેના વિરોધીઓ તેની પાછળ લાગ્યા. તેથી તેણે આ મકાન પોતાની સ્ત્રી જે સાધ્વી થઇ હતી તેને મઠ સ્થાપવા માટે આપી દીધું, અને તે પોતે ફ્રાંસના બ્રીટની નામના પ્રાંતમાં જઇ રહ્યો, અને ત્યાંના એક મઠનો મહંત થયો. પણ આ મઠના સાધુઓએજ તેને સુખે રહેવા દીધો ન હતો. ૧૧૩૬ માં તે પાછો પારીસમાં વ્યાખ્યાનો આપવા લાગ્યો. દરમિયાન તેના વિરોધીઓની સંખ્યા દિનપ્રતિદિન વધતી જતી હતી. ઇ. સ. ૧૧૪૦ માં તેના ઉપર સંત બરનાર્ડેજ પાખંડનું તહોમત મૂક્યું હતું. અને તેનો નિર્ણય કરવા એક સભા ભરાઇ હતી. આ સભાએ તેને પાખંડી ઠરાવ્યો, તેથી તેણે પાપાને તેની બાબતમાં ફરી તપાસ કરવા અરજ કરી, પણ પાપાએ સભાનો નિર્ણય બહાલ રાખ્યો. એમ છતાં કલુનીના મહંતે તેને પોતાના મુખ્ય મઠમાં રાખ્યો અને ત્યાં તે જીંદગી પર્યંત રહ્યો. તે ૧૧૪૨ માં મૃત્યુ પામ્યો. તે અને તેની સ્ત્રી—હેલોઇઝ—એ બન્નેનાં શબને તેમની પ્રથમની કબરમાંથી કાઢી આખરે પારીસમાં એક કબરમાં દાટવામાં આવ્યાં હતાં. આબેલાર્ડ મુખ્ય ખ્રીસ્તી સિદ્ધાંતોમાંના કોઇની વિરૂદ્ધ ન હતો, પણ તેનો મત એ હતો કે ધર્મમાં બુદ્ધિને વિશ્વાસ કે શ્રદ્ધા જેટલુંજ સ્થાન મળવું જોઇએ, અને જ્યાં ધર્મ બુદ્ધિમાં સ્થિર થતો નથી, અથવા બુદ્ધિગમ્ય નથી ત્યાં તે ચલિત થાય એવો સંભવ રહે છે. ચિંતક તરીકે તે સાહસિક હતો, અને તેણે ગૂઢમાં ગૂઢ ખ્રીસ્તી સિદ્ધાંતોને પણ બુદ્ધિગમ્ય ગણ્યા હતા, અને તેણે તેનો નિર્ણય બુદ્ધિદ્વારા કરવાનો પ્રયત્ન કર્યો હતો. વળી તે વિચાર-

સ્વાતંત્ર્ય પર વજન મૂકતો હતો, અને ધર્મપિતાઓમાં સિદ્ધાંતો સંબંધી મતની એકતા નથી એ બતાવવા માટે ૧૫૭ પ્રશ્ન ઉપર ધર્મપિતાઓના પરસ્પર વિરૂદ્ધ મત એકત્ર કરી એક પુસ્તક રચ્યું હતું.

સંત બરનાર્ડ.

સંત બરનાર્ડ ચિંતક તરીકે આબેલાર્ડથી જુદીજ જાતનો હતો. તેણે ધર્મમાં શ્રદ્ધાને મુખ્ય અને બુદ્ધિને છેક ગૌણ સ્થાન આપ્યું હતું. આબેલાર્ડની અસરથી ફ્રાંસમાં શેરીએ ચકલે, ત્રિએક દેવ અને એવા ગુઢ અને પવિત્ર સિદ્ધાંતો વાતચીતના અને વાદવિવાદના સામાન્ય વિષય થઇ પડયા હતા એ તેની મોટી ફરીઆદ હતી. એવા વિષયોનો વિચાર માત્ર અધિકારી એટલે જેમણે ધર્મજીવનમાં પ્રગતિ કરી હોય તેમનાથીજ અને તે પણ ભક્તિ સહિત થવો જોઇએ એવી તેની દૃઢ માન્યતા હતી. તેના મત પ્રમાણે ધર્મજીવનમાં જ્ઞાનનું સ્થાન હતું, પણ એ જ્ઞાન બુદ્ધિગમ્ય નહિ પણ સમાધિગમ્ય હતું. ભક્તિમાન આત્માને ભક્તિના આવેશમાં તેમજ ધ્યાનાદિમાં ઇશ્વરનું જ્ઞાન થાય છે એમ તેનું માનવું હતું. તેણે કેટલુંક સાહિત્ય લખ્યું છે, અને તેનાં પુસ્તકો ધર્મજીવનનાં પ્રબળ સહાયક છે.

ભક્તિ અને જ્ઞાનનો સમન્વય.

ઉપર જણાવ્યા પ્રમાણે બરનાર્ડે શ્રદ્ધા અને ભક્તિને, અને આબેલાર્ડે જ્ઞાન અને વિચારને, પ્રાધાન્ય આપ્યું હતું, અને એવી રીતે તેઓ તેમના કાળની ભક્તિવિષયક અને જ્ઞાનવિષયક એ બે પ્રવૃત્તિના મુખ્ય પ્રતિનિધિ થયા હતા. છતાં એવા પણ કેટલાક હતા કે જેમણે આ બન્ને પ્રવૃત્તિઓનો સમન્વય કરવાનો પ્રયત્ન કર્યો હતો. આમાંના વિખ્યાત ચિંતક સંત વિક્ટરની શાળાના હ્યુગો અને રિચર્ડ હતા. પીતર લોમ્બાર્ડ નામના એક માણસે પણ એજ દિશામાં સારૂં કાર્ય કર્યું હતું. તેણે "સૂત્રો" એ નામનું એક પુસ્તક લખી તેમાં ખ્રીસ્તી સિદ્ધાંતો ટીકા સહિત આપી તે સમજાવવા સારો પ્રયત્ન કર્યો છે. આ પુસ્તક લાંબા વખત સુધી મંડળીમાં પ્રમાણભૂત મનાયું હતું. લોમ્બાર્ડનું મૃત્યુ ઇ. સ. ૧૧૬૦માં થયું હતું.

થોમાસ આક્વાઈનાસ.

તેરમા સૈકામાં આરીસ્ટોટલના તત્ત્વજ્ઞાનનો અભ્યાસ વિશેષ પ્રમાણમાં થવા લાગ્યો હતો, અને ઘણા ખ્રીસ્તી ચિંતકો એટલે સુધી માનતા હતા કે તે ઇશ્વરદત્ત જ્ઞાન સિવાયના પ્રદેશમાં વિચારની પરાકાષ્ટાએ પહોંચ્યો હતો આ વખતે તર્કશાસ્ત્રીઓ વગેરે લોકોએ બાઇબલનો અને ધર્મપિતાઓનાં પુસ્તકોનો અભ્યાસ પણ છોડી દીધો હતો, અને ખ્રીસ્તી સિદ્ધાંતોના સમર્થન માટે ઘણી વાર આરીસ્ટોટલનો મત પ્રમાણભૂત ગણાતો હતો. આ સૈકામાં કેટલાક પ્રસિદ્ધ લેખક થઇ ગયા. તેમણે મુખ્યત્વે કરીને આરીસ્ટોટલનોજ આશ્રય લીધો હતો. તેઓમાં સર્વથી વધારે સમર્થ ચિંતક થોમાસ આક્વાઇનાસ (૧૨૨૫—૧૨૭૪) હતો. તે ઇટાલીના એક ઉચ્ચ કુળમાં જન્મ્યો હતો, તે નાનપણથીજ શાંતવૃત્તિનો હતો. તે પોતાની યુવાવસ્થામાંજ

પોતાના સગાંસંબંધીઓની ઇચ્છા વિરૂદ્ધ ડોમીનીકાન સંઘમાં ભળ્યો હતો. ત્યાં તેણે ઘણું જ્ઞાન સંપાદન કરી પારીસ, કોલ્નોન, રૂમ, બોલોના વગેરે જુદે જુદે સ્થળે પાઠશાળાઓમાં અધ્યાપક તરીકે કાર્ય કર્યું હતું. તેણે પોતે "સિદ્ધાંત-સંગ્રહ" એ નામનું એક મોટું પુસ્તક લખ્યું છે, અને તે રોમન કાથોલિક મંડળીમાં આજ સુધી પણ અતિ અગત્યનું મનાય છે તે યોગ્યજ છે. તે બહુ ભક્તિમાન હતો, અને પોતાનાં વ્યાખ્યાન તથા લેખ પ્રાર્થના કરી શરૂ કરતો. વળી પોતાના ચિંતનમાં જ્યારે કંઇ મુશ્કેલી ઉભી થતી કે તરતજ તે ઘુંટણીએ પડી સમજણ મેળવવા ઇશ્વરની પ્રાર્થના કરતો.

થોમાસ આક્વાઇનાસની સાથે એક બીજા ચિંતકનું નામ ઘણી વાર સંભળાય છે, તે જોન ડન્સ સ્કોટસ છે. તેનો જન્મ ઈંગ્લાંડમાં થયો હતો એમ માનવામાં આવે છે, અને તેણે ઓક્સફર્ડ, પારીસ અને કોલોનમાં અધ્યાપક તરીકે કાર્ય કર્યું હતું. તેની વિચારશક્તિ બહુજ ઉંડી હતી, અને તેના વિચાર દર્શાવવા માટે તેને નવા નવા લાટીન શબ્દો રચવા પડ્યા હતા. વળી તે આક્વાઇનાસ જેવો ભક્તિવાન નહોતો, તેથી તેણે પોતાના વિચારમાં તર્કશાસ્ત્રનેજ પ્રાધાન્ય આપ્યું છે. થોમાસ આક્વાઇનાસ અને તેની વચ્ચે ઘણી વાતમાં મતભેદ હતો, અને એ બન્નેના અનુયાયીઓ તેમના નામથી ઓળખાયા હતા. તેમના વાદવિવાદ આ તર્કશાસ્ત્રના જમાનાની આખર સુધી ચાલ્યા હતા, અને તે મુખ્યત્વે કરીને પુરૂષપ્રયત્ન અને ઇશ્વરકૃપાના સંબંધમાં હતા. થોમાસ કેટલેક અંશે ઓગસ્ટીનનો મત માનતો હતો, જ્યારે સ્કોટસ અર્ધ-પેલાજીઅન મત માનતો હતો.

ડન્સ સ્કોટસ, ૧૨૬૫-૧૩૦૮.

તેરમા સૈકાનો એક બીજો અતિ સમર્થ ચિંતક અને લેખક રોજર બેકન હતો. તેના કાળમાં જ્યારે ચિંતન અને વિચારની સર્વ પ્રવૃત્તિ માત્ર એકદેશીય હતી, અને બધા ચિંતકો માત્ર તર્કશાસ્ત્ર અને ખ્રીસ્તી સિદ્ધાંતોના વિચારમાં મશગુલ રહેતા હતા, ત્યારે તેણે સાહિત્ય, ગણિત અને વિજ્ઞાનશાસ્ત્રના પ્રદેશમાં પ્રવૃતિ આદરી હતી. તેણે મહા મુશ્કેલીથી લાટીન ભાષાનાં સાહિત્યનાં પુસ્તકો પ્રાપ્ત કર્યાં હતાં, અને એવી રીતે બને તેટલું જ્ઞાન સંપાદન કર્યું હતું. પ્રથમ તેને તેનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં મુશ્કેલી નડી હતી, પણ એક પાપાએ તેને આશ્રય આપ્યો, તેથી થોડાજ વખતમાં તેણે પણ ઉમદા પુસ્તકો લખી પ્રસિદ્ધ કર્યાં. ત્યાર પછી બીજો પાપા ગાદીએ આવતાં તેના વિરોધીઓ ફાવ્યા, અને તેને લાંબા વખત સુધી બંદીવાન તરીકે રહેવું પડયું હતું. વિજ્ઞાનશાસ્ત્રને ગણિતશાસ્ત્ર સાથે જે નિકટનો સંબંધ છે તે અને તેમાં પ્રયોગનું શું સ્થાન છે તે, તે ઘણી સારી રીતે જાણતો હતો. વળી તે સાક્ષર તરીકે પણ પ્રસિદ્ધ હતો. આ પ્રમાણે તે સર્વદેશીય હતો એટલુંજ નહિ પણ પ્રત્યેક વિષયમાં તેણે શુદ્ધ વિચાર કર્યો હતો. તે "અદ્‌ભુત પંડિત" તરીકે ઓળખાય છે તે યોગ્યજ છે.

રોજર બેકન, ૧૨૧૪-૧૨૯૪.

આ સૈકામાં રેમંડ લલ નામનો એક માણસ થઇ ગયો હતો. તેના વિષે અગાઉ કહી ગયા છીએ. તેણે મુસલમાન લોકોમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવાનું કાર્ય પોતાને શીર લીધું હતું, અને તે યોગ્ય રીતે થાય તે માટે પૂર્વની ભાષાઓ જુદી જુદી વિદ્યાપીઠોમાં શિખવવા માટે તેણે બંદોબસ્ત કર્યો હતો. તેણે કંઇક સાહિત્ય પણ લખ્યું હતું, અને મુસલમાન ધર્મના નેતાઓ સાથે વાદવિવાદ કર્યા હતા. તેરમા સૈકા પછી કોઇ કોઇ સમર્થ તર્કશાસ્ત્રી થયા હતા છતાં જે જાતના સિદ્ધાંતના વિચાર વિષે વાત કરવામાં આવી છે તે વિચાર બહુ ફેલાયા ન હતા, અને સિદ્ધાંતવિચારણા—Scholasticism—નો અંત આવ્યો હતો એમ કહીએ તો કંઇ ખોટું નથી.

રેમંડ લલ, ૧૨૩૫-૧૩૧૫.

આ સમયમાં ખ્રીસ્તી ચિંતકોને એક પ્રકારના વિચાર કે તત્ત્વજ્ઞાન સામે પ્રબળ વિરોધ કરવો પડયો હતો. આ વિચારનો ઉદ્દભવ મુસલમાન લેખકોદ્વારા થએલા નવ-પ્લાટોનિક ફિલસુફીના પ્રચારથી થયો હતો, અને ખ્રીસ્તીઓમાં એ વિચારનું સમર્થન એવેરોઝ નામના એક ચિંતકે કર્યું હતું. એ વિચારને અંગેજ કેટલાક લોક એમ માનવા લાગ્યા હતા કે ખ્રીસ્તી ધર્મ એ આત્મિક સત્યનું માત્ર રૂપક છે. આ વિચારમાં જીવ અને ઇશ્વર વચ્ચે બહુજ થોડો અંતર રહેલો છે, અને સર્વ કાંઇ ઇશ્વરનાંજ રૂપ છે એવું માનવામાં આવે છે. આ વિચાર ખ્રીસ્તી ધર્મની વિરૂદ્ધ હોવાથી સ્વાભાવિક રીતે મંડળીના લેખકોએ તેની સામે વાદ ચલાવ્યો હતો. વળી આ સમયમાં એવા પણ કેટલાક હતા કે જેઓ એમ માનતા હતા કે શ્રદ્ધાથી પ્રાપ્ત થએલ જ્ઞાન બુદ્ધિગમ્ય નથી, એટલુંજ નહિ પણ બુદ્ધિથી પ્રાપ્ત થતા જ્ઞાનથી વિરૂદ્ધ છે. આ એક પ્રકારની નાસ્તિકતાજ છે, તેથી તેની સામે રેમંડ લલ, થોમાસ આક્વાઇનાસ વગેરેએ ઇશ્વરનું અસ્તિત્વ બુદ્ધિગમ્ય છે એમ ભારપૂર્વક કહ્યું હતું.

આવેરોસ, ૧૧૨૬-૧૧૯૮.

આ સમયમાં તર્કશાસ્ત્રીઓએ મુખ્યત્વે કરીને જે પ્રશ્ન ચર્ચ્યો હતો તે વિશ્વાસ અને બુદ્ધિના પરસ્પર સંબંધને લગતો હતો. તેમણે ધાર્મિક અથવા આત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવાના સાધન તરીકે વિશ્વાસનેજ પ્રાધાન્ય આપ્યું હતું, અને બુદ્ધિ વિશ્વાસથીજ પ્રાપ્ત કરેલું જ્ઞાન માત્ર જરા વધુ પ્રમાણમાં સ્પષ્ટ કરે છે એવી તેઓની માન્યતા હતી. વળી કોઇ કોઇએ બુદ્ધિના કાર્યના પણ ભેદ પાડયા હતા, ડન્સ સ્કોટસની માન્યતા એવી હતી કે બુદ્ધિનું કાર્ય સત્યને શોધવાનું છે, તથા વિશ્વાસદ્વારે પ્રાપ્ત થએલા સત્યને ઓળખવાનું છે. આ બે કાર્ય જુદાં છે, અથવા એમ કહીએ તો ચાલે કે તેમનું ક્ષેત્ર જુદું છે. આકવાઇનાસ આત્મિક સત્યને બે પ્રકારનાં કહે છે; તેમાંનું એક બુદ્ધિગમ્ય છે, અને બીજાં, જેમકે દેવનું ત્રિએક સ્વરૂપ, વગેરે બુદ્ધિગમ્ય નથી. વળી તે કહે છે કે આ બીજા પ્રકારનાં સત્ય ઇશ્વરદત્ત જ્ઞાનથી વધારે પ્રમાણમાં

વિશ્વાસ અને બુદ્ધિ.

નિશ્ચિત સ્વરૂપ લે છે. આ સમયમાં સિદ્ધાંતોના સંબંધમાં તેમને પ્રમાણરૂપ માનવા માટે બાઇબલનો આશ્રય લેવામાં આવતો હતો, છતાં કેટલાક તર્કશાસ્ત્રીઓ, માત્ર પરંપરાગત જ્ઞાનનોજ આશ્રય લેતા હતા.

ઇશ્વરના અસ્તિત્વ વિષે.

ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવા માટે તર્કશાસ્ત્રીઓએ જે કેટલીક દલીલો રજુ કરી હતી તે ધ્યાનમાં લેવા જેવી છે. આન્સેલ્મે કરેલી દલીલ એ હતી કે આપણા મનમાં એક પૂર્ણ સ્વરૂપનો વિચાર રહેલો છે, અને એ વિચાર નિશ્ચિતપણે એમ સૂચવે છે કે એ સ્વરૂપ અસ્તિત્વ ધરાવે છે. આ દલીલનો આક્વાઇનાસે સ્વીકાર કર્યો ન હતો, અને તે પછીના સમયમાં પણ તેનો સ્વીકાર કરવામાં આવ્યો નથી. તર્કશાસ્ત્રીઓએ મુખ્યત્વે કરીને કાર્યકારણવાદનો આશ્રય લઇ વિશ્વને કાર્યરૂપ માની તેના કારણરૂપ સ્વયંભૂ અવિકારી ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કર્યું છે. વળી ઇશ્વરનું સ્વરૂપ કેટલા પ્રમાણમાં સમજાય એવું છે તે સંબંધી તર્કશાસ્ત્રીઓ વચ્ચે પુષ્કળ વાદવિવાદ ચાલ્યો હતો, અને ઇશ્વરના ગુણ સંબંધી તેમણે જે કંઇ વિચાર અને ખુલાસા કર્યા છે તે અમુક અંશે તત્ત્વવિચારમાં ચિરસ્થાન પામ્યા છે.

ઇશ્વરનું વિધાતાપણું.

ઇશ્વરના વિધાતાપણાનો સિદ્ધાંત પ્રથમ આક્વાઇનાસે વિસ્તૃતપણે ચરચ્યો હતો. જગતનો કર્તા અર્થાત્ સૃષ્ટા તથા પાલનકર્તા ઇશ્વરજ છે, અને તેણે જે કંઇ કર્યું છે અને જે કંઇ કરે છે તે હિતકારીજ છે, અને તેમાં કંઇ પણ સુધારણાનો અવકાશ નથી. જગતમાં ઘણાં કારણો કાર્ય કરતાં જોવામાં આવે છે પણ એ સર્વનાં કારણ—કારણનાં કારણ—તો તે પોતેજ છે, અને ઇશ્વર અંતર્ગત રહી સર્વ કાર્ય કરે છે. મનુષ્યને આપેલી કર્તૃત્વશક્તિ પણ આ આદિકારણને આધીન છે અને તેજ તેની સંચાલક છે. એમ છતાં પાપનો કર્તા ઇશ્વર છે એ આક્વાઇનાસે સ્વીકાર્યું ન હતું. તેની માન્યતા એ હતી કે પાપ એ કંઇ વસ્તુ નથી, પણ વસ્તુનો અભાવ છે, તેથી તેના કારણરૂપ કંઇ હોવાની જરૂર નથી. આક્વાઇનાસના દેવના વિધાતાપણાના સિદ્ધાંતમાં એક પ્રકારનો પ્રારબ્ધવાદ રહેલો હતો, તેથી ડન્સ સ્કોટસે એ સિદ્ધાંતનો સ્વીકાર કર્યો ન હતો.

આ સમયમાં દેવના ત્રિએકપણાના સ્વરૂપ અને ખ્રીસ્તના ઇશ્વિરી અને માનવી સ્વરૂપ સંબંધી કેટલોક વિચાર કરવામાં આવ્યો હતો, પણ તેમાં કાંઇ ખાસ જાણવા જોવું નથી. ઇસુએ પોતાના મૃત્યુદ્વારા મનુષ્યનાં પાપ માટે કરેલા પ્રાયશ્ચિત્તના સિદ્ધાંતના સંબંધમાં પુષ્કળ વિચાર કરવામાં આવ્યો હતો, અને તે પ્રશ્ન ઉપર કેટલોક નવો પ્રકાશ પાડવામાં આવ્યો હતો. મધ્યકાળમાં આ વિષય ઉપર અગત્યનો વિચાર પ્રથમ આન્સેલ્મે કર્યો હતો. "ઇશ્વરે અવતાર શા માટે લીધો" એ પ્રશ્નનો ઉત્તર આપવાનો તે પ્રયત્ન કરે છે, અને કહે છે કે મનુષ્યનાં પાપના પ્રાયશ્ચિત્ત તરીકે ઇશ્વરને

ઈસુએ કરેલા પ્રાયશ્ચિત્ત વિષે.

તેમ કરવાની જરૂર હતી. મનુષ્યે પાપ કરી ઇશ્વરનું અપમાન કર્યું છે અને તેટલે અંશે ઇશ્વરનું ગૌરવ ઘટયું છે. હવે આ ગૌરવ-ક્ષતિ એવી છે કે તે કોઇ પણ રીતે મનુષ્યથી દૂર થઇ શકે તેમ નથી. મનુષ્ય ઇશ્વરને પૂર્ણ રીતે આજ્ઞાધીન થાય તોપણ આ થએલી ક્ષતિ દૂર થઇ શકતી નથી, અને તેટલે અંશે મનુષ્ય ઇશ્વરનાં ઋણી છે. એ ઋણ તો માત્ર ઇશ્વર પોતેજ વાળી શકે છે, અને એમ છતાં તે માણસનું પોતાનું હોવાથી તેણે પોતે તે વાળી આપવું જોઇએ. આ માટેજ ઇશ્વર મનુષ્યરૂપ થાય છે. હવે આ ઋણ દેવમનુષ્ય ખ્રીસ્ત કેવી રીતે વાળી આપે છે તે સંબંધી આન્સેલ્મ કહે છે કે તે મનુષ્ય તરીકે આજ્ઞાધીન થવાને બંધાયો હતો, પણ પોતે નિષ્પાપ હોવાથી તેને મૃત્યુને વશ થવાની જરૂર ન હતી, અને એ મૃત્યુ તેણે પોતા ઉપર મનુષ્ય માટેના પ્રેમથી વહોરી લીધું તેમાંજ તેણે મનુષ્યનું ઋણ ભરી આપ્યું છે. આના પરિણામે મનુષ્યને ક્ષમા મળે છે. ઇસુના મૃત્યુનો આવો અર્થ કરી આન્સેલ્મે આ બાબતમાં અગાઉ થએલા વિચારને જુદીજ દિશામાં વાળ્યો હતો. એમ છતાં તર્કશાસ્ત્રીઓમાંના કેટલાક હજુ પણ ઇસુનું મૃત્યુ એ શેતાનને આપવામાં આપેલો દંડ છે એવું અમુક અંશે માનતા હતા. આબેલાર્ડ આન્સેલ્મથી આગળ વધી મનુષ્યના ઋણ અને દંડને આ વિચારમાં જરા પણ સ્થાન આપતો નથી, પણ કહે છે કે ઇશ્વરને અવતાર લેવાનો અને વધસ્તંભ ઉપર મૃત્યુ પામવાનો હેતુ માત્ર તેના મનુષ્યજાતિ માટેનો અનંત પ્રેમ છે, અને ઇસુ ખ્રીસ્તના જીવન તથા મૃત્યુદ્વારા એ પ્રેમના થએલા પ્રકટીકરણથી તે મનુષ્યના અંતઃકરણમાં પશ્ચાત્તાપ અને પ્રેમ જાગૃત કરે છે. ઋણ અને દંડ વિષે આન્સેલ્મ અને આક્વાઇનાસની માન્યતા એવી હતી કે ઇસુ ખ્રીસ્ત પોતાનાં દુઃખ અને મૃત્યુદ્વારા મનુષ્યનાં પાપનો દંડ પૂરેપૂરો ભરી દે છે; પરંતુ આ માન્યતા ડન્સ સ્કોટસે સ્વીકારી ન હતી. તેનું કહેવું એ હતું કે ઇશ્વર પોતાની કૃપાથી ઇસુનાં દુઃખસહન, મૃત્યુ વગેરેને એ દંડ તુલ્ય ગણી લે છે.

પવિત્રીકરણના કાર્યમાં ઇશ્વરની કૃપા કેટલે અંશે સહાયભૂત થાય છે તે સંબંધી પણ આ સમયમાં ઘણો વિચાર કરવામાં આવ્યો હતો. આન્સેલ્મ અને આક્વાઇનાસની માન્યતા એવી હતી કે પવિત્રીકરણમાં ઇશ્વરની કૃપા એ એકજ સાધનરૂપ છે. આ વિચાર ઓગસ્ટીનના મતાનુસાર હતો. ડન્સ સ્કોટસે પવિત્રીકરણમાં મનુષ્યના પુરૂષાર્થને પણ સ્થાન આપ્યું હતું. તેનો મત એ હતો કે મનુષ્ય પોતાના પ્રયત્નવડે કૃપાનો અધિકારી નહિ પણ યોગ્ય પાત્ર બની શકે છે અને તેમ થવાની તેને પૂર્ણ જરૂર છે. તે અધિકાર અને પાત્રતામાં ખાસ ભેદ પાડે છે, અને એ ભેદ એ છે કે અધિકારમાં માત્ર ન્યાયનેજ સ્થાન છે ત્યારે પાત્રતામાં કૃપાને સ્થાન છે.

ઈશ્વરની કૃપાનું કાર્ય.

તર્કશાસ્ત્રીઓ વિશ્વાસ બે પ્રકારનો માનતા હતા. તેમાંનો એક માનસિક માન્યતા, અને બીજો ભક્તિજનક શ્રદ્ધા છે. આમાંનો બીજોજ વાસ્તવિક અગત્યનો

છે અને તે દ્વારા સત્કર્મ થાય છે. વળી તેમણે આ બીજા પ્રકારના વિશ્વાસના પણ બે પેટાવર્ગ પાડયા છેઃ એક જ્ઞાનસહિત અને બીજો જ્ઞાનરહિત. આમાંના પહેલા વર્ગના વિશ્વાસમાં જે વસ્તુ પર વિશ્વાસ છે તેનું જ્ઞાન છે, અને બીજા વર્ગમાં તે નથી. બીજા વર્ગનો વિશ્વાસ, જેને ઘણી વખત અંધશ્રદ્ધા કહેવામાં આવે છે, તેવો કંઇક છે, પરંતુ એમાં પણ ભેદ પાડવા જેવું છે, કારણ આ જાતનો વિશ્વાસ શરૂઆતનો હોવાથી કેટલીક વાર જ્ઞાનરહિત હોય છે, પણ તેથી તે અંધ છે એમ કહેવું એ યોગ્ય નથી. એમ છતાં અંધશ્રદ્ધા જેવું પણ કંઇક છે એ ભુલવું જોઇતું નથી.

બે જાતના વિશ્વાસ.

બે જાતના આદેશ.

આ ઉપરાંત તર્કશાસ્ત્રીઓએ ઇસુએ ધર્માચરણ માટે આપેલા ઉપદેશના 'આજ્ઞાઓ' અને 'વિશેષોપદેશ'. એવા બે ભાગ પાડયા છે. બીજા ભાગમાં ત્યાગ, અર્થાત્ દીનતા, બ્રહ્મચર્ય અને આજ્ઞાધીનતાનો સમાવેશ થાય છે, અને તે સાધુઓને માટે છે, પણ આજ્ઞાઓ સર્વ ખ્રીસ્તીઓને માટે છે. આક્વાઇનાસ સામાન્ય સદ્ગુણોના પણ બે ભાગ પાડે છે, અને તેમાંના એકમાં વિશ્વાસ, આશા અને પ્રીતિનો સમાવેશ થાય છે. આ ખાસ ખ્રીસ્તી ધર્મના સદ્ગુણ છે, અને તે વડે મનુષ્ય ઇશ્વર સાથે સંબંધ જોડે છે. આ સદ્ગુણો વડે સામાન્ય સદ્ગુણો મનુષ્યમાં આપોઆપ આવે છે.

બે જાતના સદ્ગુણ.

આ સમયમાં મનુષ્યને પોતાના પુણ્યકર્મથી મુક્તિ મળે છે એવી કંઇક માન્યતા ખ્રીસ્તીઓમાં દાખલ થતી હતી, અને તેને તર્કશાસ્ત્રીઓએ એક કે બીજી રીતે આધાર આપ્યો હતો. વિશ્વાસ એ સદાચરણમાં અંગ તરીકે ગણાવા લાગ્યો હતો, અને તેની સાથે પુણ્યકર્મ એ ઇશ્વરની કૃપાથીજ થાય છે એવું મનાતું હોવા છતાં તેને પ્રાધાન્ય અપાવા લાગ્યું હતું. માણસને કરવું જોઇએ તે કરતાં તે અધિક પ્રમાણમાં સત્કર્મો કરે છે એવી માન્યતા ફેલાવા લાગી હતી, અને જ્ઞાનરહિત વિશ્વાસ એ મંડળીને પૂર્ણપણે આધીન રહેવામાં છે એમ સમજાવા લાગ્યું હતું. પાપાની સત્તાની વૃદ્ધિ દિનપ્રતિદિન થતી જતી હતી, અને પાપાની ગાદીએથી થએલાં નિરાકરણ અભ્રાંત છે એવી માન્યતા શરૂ થવા લાગી હતી, અને આક્વાઇનાસે તેને ટેકો આપ્યો હતો. આ બધાના પરિણામે સંસ્કારને સ્વાભાવિક રીતે ઘણું ઉંચું સ્થાન આવ્યું હતું, અને તેની સંખ્યા અત્યારે સાતની થઇ હતી. તેનાં નામ આ પ્રમાણે છેઃ બાપ્તિસ્મા, સ્થિરીકરણ, પીડિતનું વિલેપન, પ્રભુભોજન, પ્રાયશ્ચિત્ત, લગ્ન અને દિક્ષા. સંસ્કારોની આ સંખ્યા ઈ. સ. ૧૪૩૯ માં મળેલી એક સભાએ સ્વીકારી હતી, પરંતુ એ માન્યતા આ સમયમાંજ દૃઢ થવા લાગી હતી. આ બધા સંસ્કાર કૃપાના ચિહ્નરૂપ તથા કૃપાસાધક મનાતા હતા. માણસ દેહમાં છે અને આ જડ જગતમાં હોય છે, તેથી કૃપા પામવાનાં સાધન તરીકે આ સંસ્કારોમાં ઉપયોગમાં લેવાતી જડ વસ્તુઓની અગત્ય છે એવું આક્વાઇનાસે

પુણ્યકર્મનું સ્થળ.

સાત સંસ્કાર.

માન્યું હતું. માનવી જીવન જન્મથી મરણ સુધી આ સંસ્કારોથી વીંટાઇ રહી સંસ્કૃત અને વિશુદ્ધ બને છે, અને સ્વર્ગની સાથે સંબંધમાં જોડાય છે. આમાંના ત્રણ સંસ્કાર—બાપ્તિસ્મા, સ્થિરીકરણ અને દિક્ષા—એકજ વખત કરવામાં આવે છે, અને બીજા એકથી વધારે વાર થઇ શકે છે. વળી એવી પણ માન્યતા હતી કે આ સંસ્કારવિધિની અસર તે આપનાર કે લેનારના ચારિત્ર્ય પર આધાર રાખતી નથી, પણ માત્ર જે જરૂરનું છે તે એટલુંજ છે કે લેનાર મહાપાપમાં પડેલો ન હોય અથવા પડયો હોય તો તે સંસ્કાર લેતા પહેલાં પશ્ચાત્તાપાદિથી શુદ્ધ થએલો હોવો જોઇએ.

બાપ્તિસ્મા સંબંધી આ સમયમાં એવી માન્યતા દૃઢ થઈ હતી કે તે વડે મૂળ અને કૃત પાપની ક્ષમા મળે છે, અને પુર્નજીવન પ્રાપ્ત થાય છે. આ ઉપરાંત અથવા આ સાથે સાથેજ મનુષ્યની વૃત્તિ પાપ તરફથી ફરી પુણ્યમાર્ગે વળે છે. બાપ્તિસ્મા દિક્ષા પામેલા પાળકોજ આપતા, પણ જરૂર પડે ખ્રીસ્તી પુરૂષો કે સ્ત્રીઓ તે આપી શકતાં.

બાપ્તિસ્મા અને સ્થિરીકરણ.

સ્થિરીકરણની ક્રિયાદ્વારા આત્મિક જીવનના વિકાસનો માર્ગ ખુલ્લો એવી કંઇક માન્યતા હતી. આ બન્ને ક્રિયા વખતે અમુક પુરૂષ કે સ્ત્રી જેના પર તે ક્રિયા કરવામાં આવતી હોય તે બાળક કે નવશિષ્યનાં ધર્મપિતા કે ધર્મમાતા થતાં, અને તેઓ તેમની આત્મિક પ્રગતિની જવાબદારી પોતાને શીર વહોરતાં. આ ધર્મપિતા કે માતા અમુક અંશે માતપિતા જેવાંજ હતાં, તેથી તેમનાં સંતાનો સાથે આગળ ઉપર લગ્નસંબંધ થઇ શકતો ન હતો.

પ્રભુભોજન એ આત્મિક જીવનની ઉન્નતિનું મુખ્ય સાધન ગણાતું હતું. બારમા શતકમાં તેમાં બાળકોને ભાગ લેવા દેવાનો રિવાજ બંધ પડયો હતો, તેનું મુખ્ય કારણ એ હતું કે તેનું મહાત્મ્ય વધ્યું હતું. એ ભોજનમાં લેવાતા પદાર્થો પ્રભુ ઇસુનાં જીવનરૂપ છે એવી માન્યતા દૃઢ થઈ હતી, અને એ પદાર્થો યોગ્ય રીતે ન લેવાય અથવા ઢોળાય એવા કંઇક ભયથી આ ભોજન બાળકોને આપવાનું બંધ થયું હોય એમ લાગે છે. વળી એજ કારણથી સામાન્ય ખ્રીસ્તી-ઓને દ્રાક્ષારસ અપાતો બંધ થયો હશે એ સંભવિત છે. આ સંબંધી વાદવિવાદ ઉભો થયો હતો, પણ તેરમા સૈકાની શરૂઆતમાં દ્રાક્ષરસ ન આપવાનો રિવાજ દૃઢ થયો હતો. પ્રભુભોજનમાં લેવાતા પદાર્થોનું તત્ત્વ બદલાઈ તેને બદલે ઇસુ ખ્રીસ્તનાં માંસ અને રૂધિરરૂપ નવાંજ તત્ત્વ આવતાં હતાં એવી માન્યતા આ વખતે મંડળીમાં સામાન્ય હતી, અને ઇ. સ. ૧૨૧૫ માં ઇનોસન્ટ ત્રીજાએ એક સભા બરી તેને ખ્રીસ્તી સિદ્ધાંત તરીકે પ્રવર્ત્તાવી હતી. "માસ" એ ઇશ્વરને અપાતો ખ્રીસ્તનો ભોગજ છે એવી માન્યતા મંડળીમાં ક્યારનીએ સ્થિર થઈ હતી, પણ એ ભોગથી માણસનાં દુ:ખ દૂર થાય છે, અને તેને સુખ વગેરેની પ્રાપ્તિ થાય છે, એમ દિનપ્રતિદિન વિશેષ પ્રમાણમાં મનાવા લાગ્યું હતું. આ

કારણથી "માસ" ખાનગી રીતે કરવામાં આવતી, અને ત્યાં પાળક એકલોજ તથા જેને તે કરાવવી હોય તે હાજર રહેતા. ખ્રીસ્તીઓએ વર્ષમાં ઓછામાં ઓછું એક વાર પ્રભુભોજન લેવું જોઇએ એવું ઇનોસન્ટ ત્રીજાએ ઇ. સ. ૧૨૧૫માં મંડળીની એક આજ્ઞા તરીકે ફરમાવ્યું હતું.

તર્કશાસ્ત્રીઓએ ખ્રીસ્તીઓને પોતાનાં પાપને માટે જે પ્રાયશ્ચિત્ત કરવાનું હતું તેના સામાન્ય રીતે ત્રણ ભાગ પાડયા હતા : (૧) અંતઃકરણનો પશ્ચાત્તાપ, (૨) પાપની કબુલાત, અને (૩) શિક્ષા અથવા દંડ; આમાંનું ત્રીજું મંડળીના નિયમ પ્રમાણે ઘણી વાર કરવામાં આવતું હતું. આ ત્રણે જો બરાબર કરવામાં આવે તો મહા પાપમાંથી પણ મુક્ત થઇ શકાય છે એવી માન્યતા હતી. વળી આ સાથે એવું પણ મનાવા લાગ્યું હતું કે કોઇ માણસ અમુક પાપ કર્યા પછી તેના પ્રાયશ્ચિત્ત તરીકે કોઈ મોટું દાન આપે કે પાળક પાસે પૈસા આપી પ્રાર્થના કરાવે અથવા એવોજ કોઈ ભોગ આપે તો તે તેના પાપથી મુક્ત થઈ શકે છે. ક્રુઝેડમાં ભાગ લેનારને અથવા કોઇ મોટા પ્રસંગે રૂમમાં યાત્રાએ જનારને તેમનાં પાપમાંથી મુક્ત કરવામાં આવતા હતા. વળી એવી માન્યતા પણ દૃઢ થવા લાગી હતી કે મંડળી પાસે સંતોના પુણ્યનો ખજાનો ભરેલો છે, અને એ ખજાનામાંથી પુણ્ય પ્રાપ્ત કરી શકાય છે. આ રીતે પાપપુણ્ય સંબંધી મંડળીની માન્યતા દિનપ્રતિદિન જડ થતી જતી હતી.

પ્રાયશ્ચિત્ત.

વિલેપનથી માંદા માણસોને શારીરિક તેમજ આત્મિક લાભ થાય છે એમ મનાતું હતું, અને એક માંદગીમાં તેનાથી લાભ થાય, ને તે માણસ પાછો માંદો પડે તો તે બીજી વખત કરી શકાતું હતું. દિક્ષા માત્ર અધ્યક્ષોજ આપી શકતા. પાખંડી અધ્યક્ષોને આપેલી દિક્ષા આક્વાઇનાસે માન્ય રાખી હતી. લગ્ન કરવા કરતાં તે ન કરવું એ વધારે સારૂં ગણાયું હતું, પણ મનુષ્યની દુર્બળતાને લીધે તેને લગ્ન કરવાની જરૂર છે એમ મનાતું હોવાથી તે ક્રિયાને સંસ્કારરૂપ માનવામાં આવી હતી. વળી લગ્ન સંબંધી એમ પણ મનાતું હતું કે તે ઇસુ ખ્રીસ્તના તેની મંડળી સાથેના સંબંધનું એક રૂપક છે.

વિલેપન (તેલમર્દન).

દિક્ષા.

લગ્ન.

આ સમયમાં મરિયમની પૂજા ખાનગી તેમજ મંડળીની ભજનસેવામાં સામાન્ય થઇ પડી હતી. બારમા સૈકામાં ફ્રાન્સીસ્કન સંઘના સાધુઓએ મરિયમ પોતે પણ પુરૂષના વિર્યથી ઉત્પન્ન થઇ ન હતી એવી માન્યતા સ્વીકારી હતી. પણ ડોમીનીકન સંઘના સાધુઓએ તેનો સ્વીકાર કર્યો ન હતો, એટલુંજ નહિ પણ તે સંબંધી એક વાદવિવાદ શરૂ કર્યો હતો.

મરિયમની પૂજા.

મૃત્યુ પછી મનુષ્યોને તેમનાં કર્માનુસાર જે જુદા જુદા લોકમાં જવું પડે છે તેની સંખ્યા આ વખતે પાંચની મનાતી હતી. તેમાંના બે મુખ્ય સ્વર્ગ અને નર્ક છે. જે કોઇ આ પૃથ્વી પાપ વગરની સ્થિતિમાં છોડે છે અથવા જેની શુદ્ધિ Purgatory અર્થાત્ શુદ્ધ કરનાર લોકમા થઇ ગઇ છે તેઓ સ્વર્ગમાં જાય છે, એમ તેઓ માનતાં હતા. જેઓ આ પૃથ્વી મહા પાપની સ્થિતિમાં છોડે છે તેઓ નર્કમાં જાય છે, અને ત્યાં અનંતકાળ સુધી અગ્નિમાં રહેવું પડે છે એમ માનતા હતા. જેમણે મહાપાપ ન કર્યું હોય, અને એમ છતાં અપૂર્ણ હોય તેમને વિશુદ્ધ થવા માટે Purgatoryમાં જવું પડે છે. ચોથા વર્ગના લોક જે બાળકોને બાપ્તિસ્મા આપવામાં આવ્યું ન હોય તેમને માટે છે. ત્યાં તેમને કંઇ શિક્ષા કરવામાં આવતી નથી, પણ તેઓ ઇશ્વરના દર્શનનો લાભ પામી શકતાં નથી એમ માનવામાં આવતું હતું. પાંચમા પ્રકારના લોક ખ્રીસ્ત પહેલાં જે ધાર્મિક માણસો થઇ ગયા તેમને માટે છે, એમ માનવામાં આવતું હતું.

મૃત્યુ પછીની સ્થિતિ.

## પ્રકરણ છઠ્ઠું.

### મધ્યકાળમાં લોકોની ધાર્મિક અને સામાજિક સ્થિતિ.

મધ્યકાળને "શ્રદ્ધાનો કાળ" ઘણીવાર કહેવામાં આવે છે, પરંતુ તેમાં અમુક અંશે અતિશયોક્તિ રહી છે. એ ખરૂં છે કે એ કાળમાં બુદ્ધિથી પ્રાપ્ત થતા જ્ઞાનનું પ્રાધાન્ય ઓછું હતું, અને જનસમાજનો મોટો ભાગ શ્રદ્ધાપૂર્વક ધર્મ પર ભાર મૂકતો હતો. એમ છતાં મધ્યકાળ બીજા કાળ કરતાં કાંઇ વિશેષ પ્રમાણમાં ધાર્મિક હતો એમ માનવાને કાંઇ ખાસ કારણ નથી. ત્યારે પણ દુષ્ટ અને દંભી માણસોની સંખ્યા કંઇ ઓછી ન હતી, તોપણ એમ કહેવું કદાચિત અયોગ્ય નહિ ગણાય કે ત્યારે જનસમાજમાં ઇશ્વરનો ભય વધારે હતો અને માણસો ધર્મ પર વિશેષ શ્રદ્ધા રાખતા હતા. એ શ્રદ્ધા ઘણી વાર અંધશ્રદ્ધા અથવા વહેમથી ભરેલી શ્રદ્ધા હતી, પણ તે આધુનિક કાળના જડવાદથી ઘણી જુદી હતી એમાં કંઇ શંકા નથી. ત્યારે અતિ દુષ્ટ લોકો પણ ઇશ્વરનો તેમજ તેના સેવકોની બીક રાખતા. બુદ્ધિવાદને લીધે માણસમાં જે અભિમાન અને નાસ્તિકતા આવે છે તે તેમનામાં ન હતાં, અને તેઓ નજીવાં પાપ કરતાં ત્યારે પણ તેમનું અંતઃકરણ તેમને ડંખતું. આ નજરે જોતાં મધ્યકાળને "શ્રદ્ધાનો કાળ" કહેવો એ છેક અયોગ્ય નથી.

*મધ્યકાળ અંધકારનો સમય કે અંધશ્રદ્ધાનો સમય.*

આ કાળની ધાર્મિક સ્થિતિનું એક મુખ્ય લક્ષણ એ હતું કે લોકોને પરલોક, સ્વર્ગ, નર્ક, મૃત્યુ પામેલાં સંતો અથવા સાધુસાધ્વીઓ, ભૂતપિશાચ, ચમત્કારો વગેરેમાં જીવંત માન્યતા હતી. આમાં તેમના ધાર્મિક જીવનનું સામર્થ્ય તેમજ તેની દુર્બળતા રહ્યાં હતાં. સામર્થ્ય એ વાતમાં હતું કે તેઓ માત્ર ઐહિક સુખનેજ અને આ જીવનનેજ આજે ઘણા મોટા પ્રમાણમાં અપાય છે તેમ પ્રાધાન્ય આપતા ન હતા. સ્વર્ગની આશા અને નર્કનો ભય માણસોને હમેશાં રહેતાં, અને ધાર્મિક જીવન ગાળવા માટે એ બે મુખ્ય હેતુ હતા. એ ખરૂં છે કે આ હેતુ ઉંચામાં ઉંચો નથી પણ માધ્યમિક છે, અને એને લીધે જનસમાજમાં મોટે ભાગે જે દેહદમન તપ, અન્ય સાધન વગેરેને ધાર્મિક જીવનમાં ઘણું સ્થાન અપાતું હતું. દાન કરવાં, ધર્મશાળાઓ વગેરે બંધાવવાં, યાત્રાઓ કરવી, વગેરે ઘણું કરવામાં આવતું હતું, પણ એ બધાનું લક્ષ્ય અમુક અંશે ઐહિક તેમજ પારલૌકિક સુખ હતું. સ્વાભાવિક રીતે આને લીધે પાળકવર્ગ વગેરે દંભી અને અને સામાન્ય લોકોના ભોળપણનો લાભ લે એમાં કંઇ નવાઇ પામવા જેવું નથી.

*સકામ ભક્તિ.*

આ કાળમાં સામાજીક જીવનની સુધારણા કરવા કરતાં તેના ત્યાગ ઉપર વિશેષ ભાર મૂકવામાં આવતો હતો. સમાજમાં ગુલામગીરી અને દાસગીરી જેવી

અતિ અનર્થકર સંસ્થા હતી અને તેની મારફતે ઘણાં મનુષ્યો ઉપર બહુ જુલમ ગુજારવામાં આવતો હતો, છતાં મંડળીએ આ સંસ્થાને અનિષ્ટ અને દૂર કરવા લાયક ગણી ન હતી. કેટલાક સાધુઓના સંઘોને અંગે પણ ગુલામ રાખવામાં આવતા હતા. ગુલામોને છુટા કરવામાં આવે એ પુણ્યકર્મ ગણાતું હતું, પણ તેમ ભાગ્યેજ કરવામાં આવતું, અને ઓગસ્ટીન જેવા મહાન સિદ્ધાંતકારે આ સંસ્થાને આવશ્યક ગણી હતી. આલ્કુઇન નામનો એક સાધુ જ્યારે ફ્રાંસમાં આવેલા તુરના મઠનો મહંત થયો ત્યારે એ મઠને અંગે વીસ હજાર દાસ તેની જાગીર ઉપર હતા. ગુલામ અને દાસ વચ્ચે ભેદ એ હતો કે ગુલામને ફાવે ત્યાં લઇ જઇ શકાતો પણ દાસ અમુકની સાથે બંધાઇ રહેતો. દાસની સ્થિતિ કેટલેક અંશે આપણા ગુજરાતનાં "દુબળાં" જેવી હતી. પ્રથમના કાળની તેમજ મધ્યકાળની મંડળીએ આવી સંસ્થાઓને અધર્મ્ય ગણી ન હતી એનું મુખ્ય કારણ એ હતું કે તે વખતે જનસમાજની સામાન્ય વિવેકબુદ્ધિનો બહુ વિકાસ થયો ન હતો, તેમજ મંડળીનું મુખ્ય કાર્ય સમાજમાં નહિ પણ પ્રત્યેક વ્યક્તિમાં-જીવાત્મામાં-કરવાનું હતું. વ્યક્તિઓનો ઉદ્ધાર થતાં સમાજનો ઉદ્ધાર સહેજે થશે એવી માન્યતા હતી. સમાજના બીજા વર્ગો જેવા કે અમીરઉમરાવ અને સામાન્ય લોક વચ્ચે પણ પુષ્કળ ભેદ હતો, અને સામાન્ય લોકની સ્થિતિ સેવકવર્ગ જેવી હતી. આ પ્રમાણે નીચા વર્ગના લોકોને ઉંચા વર્ગના લોકો સાથે આધીનતાના ભાવથી વર્તવું પડતું હતું. એમ છતાં સર્વ લોકોમાં તે સમયે સંતોષવૃત્તિ વિશેષ હતી, તેથી નીચલા વર્ગોના લોકોને પોતાની આધીનતા સાલતી નહિ. ગુલામો અને દાસવર્ગના માણસોના સંબંધમાં પણ તેમજ હતું. તેઓ પોતાની સ્થિતિથી ટેવાઇ ગયા હતા, અને તેમાંથી મૃત્યુ સિવાય બીજી કોઇ રીતે છૂટી શકાય એમ માનતા ન હતા. આ બધા લોકોને ધર્મથી દિલાસો મળતો હતો, તેમજ ઘણી વાર મંડળીના સાધુઓ કે પાળકવર્ગ અને અમીરઉમરાવવર્ગના માણસો તરફથી તેમના પ્રત્યે સારૂં વર્તન બતાવવામાં આવતું હતું. સર વોલ્ટર સ્કોટ નામના એક સુપ્રસિદ્ધ અંગ્રેજ નવલકથાકારે પોતાની અનેક નવલકથાઓમાં મધ્યકાળના લોકોની સ્થિતિનું ચિત્ર દોર્યું છે. તે જોતાં આપણને એમ લાગી આવે છે કે તે વખતના લોકો આજના લોકો કરતાં કંઇ ઓછા સુખી હતા એમ માનવાનું કારણ નથી.

સામાજિક સ્થિતિ.

મધ્ય કાળમાં યુરોપીય જનસમાજની રાજકીય સ્થિતિ તેમની ધાર્મિક અને સામાજીક સ્થિતિ પ્રમાણેજ હતી. મંડળીમાં જેમ પાપાની સત્તા સર્વોપરી હતી, અને તેની નીચે મુખ્ય ધર્માધ્યક્ષો, અધ્યક્ષો વગેરે હતા, અને એ બીજા વર્ગના અધિકારીઓના હાથ નીચે પાળકવર્ગના માણસો હતા, તેમજ કોઇ પણ રાજ્ય કે સામ્રાજ્યમાં પ્રથમ સ્થાન રાજા કે મહારાજાનું હતું, અને તેના હાથ નીચે અમીરઉમરાવો હતા. આ અમીરઉમરાવોના હાથ નીચે નાનામોટા જાગીરદારો હતા, અને તેમના હાથ નીચે

રાજકીય સ્થિતિ.

સામાન્ય ખેડુતો હતા. યુદ્ધના પ્રસંગમાં આ બધા માણસોને પોતપોતાના ઉપરીઅધિકારી કે સરદારની આગેવાની નીચે રાજા કે મહારાજાની સેવામાં હાજર થવું પડતું. આ જાતની રાજકીય સ્થિતિને Feudal System અર્થાત્ પટાવત પદ્ધતિનું નામ આપવામાં આવ્યું છે.

Feudal System.

આ પદ્ધતિ પ્રમાણે માત્ર ગુલામ સિવાય છેક હલકા વર્ગના માણસોને પણ જમીનનો ટુકડો મળતો, અને તે વડે તેમનું ગુજરાન સહેલાઇથી થતું હતું. આ કારણથી આજે મજુરવર્ગના લોકોના સંબંધમાં જે મોટા પ્રશ્નો ઉભા થયા છે તે તે સમયે ન હતા, અને ગરીબ તેમજ ધનવાન વચ્ચેનો જે મોટો ભેદ આજે જોવામાં આવે છે તે ત્યાર પછી જોવામાં આવતો નહિ. આ સ્થિતિમાં જેમ જેમ વ્યાપારની વૃદ્ધિ થતાં શહેરો અને ગામો ઉભાં થવા લાગ્યાં તેમ તેમ ફેરફાર થતો ગયો અને ગરીબ લોકો પોતાની જમીન છોડીને ગામોમાં આવતા ગયા. હિન્દુસ્તાનમાં આજે પણ આ જાતનો ફેરફાર થતો જોવામાં આવે છે. આને લીધેજ જેને "મધ્યમવર્ગ" કહે છે તેની ઉત્પત્તિ થઇ અને એ વર્ગ આગળ જતાં ધનવાન થયો તેથી રાજાઓ તેમજ અમીરઉમરાવોને તેની ગરજ પડતી ગઇ, અને મધ્યમ વર્ગનાં માણસોના હાથમાં ધીમે ધીમે ઓછા કે વત્તા પ્રમાણમાં રાજ્યસત્તા પણ આવતી ગઈ. આજે ખુદ ઈંગ્લાંડમાં પણ આ વર્ગના લોકોના હાથમાં જેટલી સત્તા છે તેટલી બીજા કોઇ પણ વર્ગ પાસે ભાગ્યેજ હશે.

મધ્ય કાળમાં રાજનીતિના સંબંધમાં કાંઇ ખાસ ઉચ્ચ આદર્શ રાખવામાં આવ્યો હોય એમ લાગતું નથી. આ કાળમાં "પવિત્ર રૂમી સામ્રાજ્ય"નો આદર્શ લોકો આગળ ખડો થયો હતો, અને પાપાનો ધર્માધિકાર સર્વે પર સ્થાપિત થયો હતો, છતાં તેની રાજનીતિ તેની પહેલાંના કે પાછળના સામ્રાજ્યથી કોઇ રીતે વધારે ઉંચી ન હતી. યુદ્ધ કરવું એ ખ્રીસ્તી ધર્મના પ્રચારની શરૂઆતના કાળમાં અધર્મ્ય ગણાતું હતું, પણ આ અરસામાં તે યોગ્ય અને ધર્મ્ય ગણાતું હતું. એટલુંજ નહિ પણ જે ખ્રીસ્તી ધર્મે આગળ જતાં યુદ્ધ કરવાનો નિષેધ કર્યો હતો તેનાજ નામથી મુસલમાનો સાથે ક્રુઝેડો કરવામાં આવી હતી, અને તેમાં જુદા જુદા પાપા તેમજ સાધુઓએ મુખ્ય ભાગ લીધો હતો. જે બધી ક્રુઝેડો લડવામાં આવી હતી તેમાંની માત્ર એકમાંજ મહા સાધુ ફ્રાન્સિસે મુસલમાનોમાં જઇ તેમને ખ્રીસ્તી ધર્મનો ઉપદેશ આપી શુદ્ધ અને ઉચ્ચ ખ્રીસ્તી આદર્શ બતાવ્યો હતો, વળી આ ક્રુઝેડોને અંગે ખ્રીસ્તી રાજાઓ અને અમીરઉમરાવોએ મુસલમાન લોકો કરતાં કંઇ વધારે સારો આદર્શ બતાવ્યો હોય તેનો પુરાવો ઇતિહાસ આપતો નથી. ક્રુઝેડોમાં લડનારાઓએ લુટ કરી હતી, કતલ ચલાવી હતી અને એવું એવું જે બધું યુદ્ધમાં કરવામાં આવે છે તે કર્યું હતું. આ બધાં કારણથી મુસલમાન લોકો ઉપર ખ્રીસ્તી ધર્મના પ્રચારના સંબંધમાં ક્રુઝેડનું પરિણામ સારૂં થયું નહિ, પણ

રાજનીતિ.

ઉલટું વિપરીત આવ્યું હતું. ખ્રીસ્તી રાજ્યો વચ્ચે પણ યુદ્ધો થતાં અને પાપાની સત્તા કેટલીક વાર એ યુદ્ધોને ઉત્તેજન આપતી, તથા તેમાં ભાગ લેતી હતી. જુદાં જુદાં રાજ્યોના આંતર્વહિવટમાં પ્રજાપ્રતિનિધિત્વને સ્થાન ન હતું. રાજા કે મહારાજા પોતાની આપખુદીથી વર્તતા, અને સામાન્ય લોકો તેમજ અમીર-ઉમરાવો પર પણ જુલ્લમ કરતા. કેટલીક વાર મંડળીની સત્તા આવી રીતે અન્યાય થતો અટકાવતી, પણ એવું બહુ થોડા પ્રમાણમાં થતું. રાજનીતિમાં "બળી-આના બે ભાગ" એજ સૂત્ર પ્રમાણે સર્વત્ર વર્તન ચાલી રહ્યું હતું.

સાહિત્ય અને કલા.

સાહિત્ય અને કલાના પ્રદેશમાં મધ્યકાળમાં સારી વૃદ્ધિ થઇ હતી. ડાન્ટે નામનો જગદ્વિખ્યાત કવિ આ સમયમાંજ થઈ ગયો, અને તેણે પોતાનાં અદ્ભુત કાવ્યોદ્વારા આ વખતના લોકોની ધાર્મિક તેમજ સામાજિક સ્થિતિનું ચિત્ર દોર્યું છે. તે થોમસ આક્વાઇનાસનો શિષ્ય હતો અને કાથોલિક મતનો તે સર્વશ્રેષ્ઠ કવિ ગણાય છે. યુરોપના કવિઓમાં તેનું સ્થાન ઘણુંજ ઉંચું છે. તેણે તેનાં કાવ્યોમાં નર્કનાં અને સ્વર્ગનાં જે ચિત્રો દોર્યાં છે તેમની મારફતે આપણને તે સમયના લોકોની ધાર્મિક માન્યતાનો ખ્યાલ ઘણી સારી રીતે આવે છે. ડાન્ટે સિવાય બીજા કેટલાક નાનામોટા કવિઓ થઇ ગયા. તેમાંના કોઇ કોઇએ અતિ સુંદર ભજનો લખ્યાં છે, તે આજે પણ મંડળીમાં ગવાય છે. આ વખતે ધાર્મિક ચર્ચાઓમાં, સાહિત્યમાં અને ભજન-સેવામાં, યુરોપમાં સર્વત્ર લાટીન ભાષાનો ઉપયોગ કરવામાં આવતો હતો. આ કારણથી સાધારણ લોકો આ બધાનો લાભ જેટલા પ્રમાણમાં લેવાવો જોઇએ તેટલો લઇ શકતા ન હતા, પણ તેમનો સમય હજુ આવ્યો ન હતો. નાટકો રચવાની અને ભજવવાની શરૂઆત આ કાળમાં થઇ હતી. લાટીન અને ગ્રીક સંસ્કૃતિમાં નાટકોને સાહિત્ય તથા કલાના પ્રદેશમાં ઘણું ઉંચું સ્થાન હતું, પણ પાછળથી તેને અંગે થતી અનીતિના કારણથી મંડળીએ તેનો તિરસ્કાર કરેલો હોવાથી તેઓ પાછળથી ભજવાતાં બંધ થયાં હતાં. આ વખતે જે નાટકો ભજવાતાં હતાં તે મુખ્યત્વે કરીને ધાર્મિક નાટકોજ હતાં, અને તેનું વસ્તુ—Plot—ઇસુનાં જીવન અને મૃત્યુ તેમજ જુદાં જુદાં સંતોનાં કાર્યોમાંથી લેવામાં આવતું હતું. આ નાટકોનો ઉદ્‌ભવ અમુક અંશે ભજનસેવામાંથી થયો હતો, તેથી પ્રથમ એ પાળકવર્ગ તરફથી ભજવી બતાવવામાં આવતાં હતાં. ઉપરોક્ત નાટકો દેવળમાં ભજવાતાં, પણ ૧૨૧૦માં પાપા ઇનોસન્ટ ત્રીજાએ તેની બંધી કરી હતી. ત્યાર પછી નાટકો સામાન્ય વર્ગનાં માણસો ભજવવા લાગ્યાં અને તેમાં ધીમે ધીમે હાસ્યરસનો ભાગ દાખલ થયો. આ નાટકો ઘણું કરી મોટા ઉત્સવના પ્રસંગે કરવામાં આવતાં. આગળ જતાં માત્ર કેટલાંક હાસ્યરસનાં નાટકોજ ભજવાતાં, અને તેમાં પાળક-વર્ગની હલકા પ્રકારની મશ્કરી કરવામાં આવતી. એમાંથી ધીમે ધીમે આધુનિક નાટકો રચાવા લાગ્યાં, પણ એવી સ્થિતિ પંદરમા કે સોળમા સૈકા પહેલાં ન હતી.

# સમય સાતમો.

# બોનીફાસ આઠમાથી લુથરે કરેલા સુધારાની શરૂઆત સુધી (૧૨૯૪–૧૫૧૭). પાપાની સત્તાની પડતી અને સુધારા પ્રત્યે પ્રવૃત્તિ.

## પ્રકરણ ૧ લું.

### બોનીફાસ આઠમાથી પાઇઝાની સભા સુધી (૧૨૯૪-૧૪૦૯).

ચૌદમા સૈકાની શરૂઆતમાં યુરોપમાં કેટલીક સામાજિક તથા રાજકીય નવી હીલચાલો શરૂ થઇ હતી. તેનું પરિણામ પાપાની સત્તાને હાનિકારક હતું. પ્રત્યેક દેશમાં સ્વદેશની ભાવના ઉત્પન્ન થઇ હતી અને એ ભાવના માત્ર રાજા, અમીરઉમરાવો અને સામાન્ય લોકોમાં ઉત્પન્ન થઇ હતી એટલુંજ નહિ પણ પાળકવર્ગમાંએ તેનો સંચાર થયો હતો. અત્યાર સુધી પાપાની સત્તાને લોકો મુંગે મોઢે આધીન થયા હતા, પણ હવે તેમની આંખ ઉઘડી ગઈ હતી, અને તેઓ સમજવા લાગ્યા હતા કે પાપાની સત્તા એ કેવળ આત્મિક ન હતી, પરંતુ સામાજિક અને રાજકીય પણ હતી, અને તેના પરિણામે ઘણી વાર તેમના પોતાના દેશને નુકસાન થતું હતું અને બીજા દેશને લાભ થતો હતો. મધ્યકાળ પછીના ઇતિહાસમાં છેક અત્યાર સુધી ઘણી વાર આવું થએલું જોવામાં આવ્યું છે, અને તે ઇતિહાસની ઘણી નાનીમોટી બીનાઓનું ખરૂં કારણ જાણવા માટે ચાવીરૂપ છે. લુથરની સુધારણાનો પ્રચાર અમુક દેશમાં થયો અને અમુક દેશમાં ન થયો, એનું પણ એક મુખ્ય કારણ આમાંજ રહ્યું છે.

યુરોપમાં નવી ભાવનાઓ.

આ જાતના ફેરફારની ખરી શરૂઆત બોનીફાસ આઠમાના વખતમાં થઇ હતી. તેણે હીલડેબ્રાંડ અને ઇનોસન્ટ ત્રીજાનો પાપાની સત્તા સંબંધીનો આદર્શ સ્વીકાર્યો હતો, અને એ સત્તા તેના વખત પહેલાં નબળી પડી હતી, તેથી તેને મજબુત કરવા તેણે પ્રયત્ન આદર્યો હતો, પણ તેમાં તે નિષ્ફળ નીવડયો હતો. તેના વખતમાં ઈંગ્લાંડ અને ફ્રાંસ વચ્ચે વિરોધ હતો, અને તેમાં તે વચ્ચે પડયો, પણ તેનું પરિણામ પાપાની

બોનીફાસ આઠમો, ૧૨૯૪—૧૩૦૩.

સત્તા માટે બહુ હાનિકારક નીવડયું. આ કજીઆમાં ફ્રાંસ કે ઈંગ્લાંડના રાજાએ બોનીફાસનું સાંભળ્યું નહિ, તેથી તેણે બન્નેને સુલેહ કરવાની ફરજ પાડવા માટે એક ફરમાન કાઢયું, અને તેની મારફતે તેમનાં રાજ્યમાંના પાળકવર્ગ ઉપર પાપાની સંમતિ સિવાય કર નાખી ન શકાય એવું જણાવ્યું. આ ફરમાન સામે પ્રથમ ફ્રાંસનો રાજા "ફીલીપ રૂપાળો" થયો અને પછી ઈંગ્લાંડનો રાજા એડવર્ડ પહેલો થયો. પાપા અને ફ્રાંસની રાજ્યસત્તા વચ્ચેના આ ઝઘડામાં ફ્રાંસનો પાળકવર્ગ ત્યાંની રાજ્યસત્તાના પક્ષમાં રહ્યો, તેથી પાપાએ ફીલીપ સાથે નમ્રતાથી કામ લેવું યોગ્ય ધાર્યું. આખરે ફીલીપ અને એડવર્ડ એ બન્નેએ બોનીફાસને પોતાના કજીઆનો નિકાલ કરવા કહ્યું, પણ તેણે જે ઠરાવ કર્યો તે ફીલીપે સ્વીકાર્યો નહિ, તેથી પાપા અને ફીલીપ વચ્ચે ફરી વિખવાદ શરૂ થયો. આ વખતે ફીલીપે પાપાના ઇટાલીમાંના દુશ્મનોને આશ્રય તથા ઉત્તેજન આપ્યાં. વળી ફીલીપ પાસે કેટલાક એવા વિદ્વાનો હતા કે જેમણે રાજ્યસત્તાનો અધિકાર પાપાની સત્તાથી ઘણી રીતે સ્વતંત્ર છે એનાં પ્રમાણ મંડળીનાજ આગળના ઇતિહાસમાંથી શોધી કાઢયાં હતાં. ધીમે ધીમે આ ઝઘડો વધતો ગયો, અને તેના પરિણામે આખરે ઇ. સ. ૧૩૦૩માં બોનીફાસે ફીલીપ ફ્રાંસનો ગાદીપતિ નથી અને એ દેશ મંડળી બહાર છે એવું જાહેર કરવાનો નિશ્ચય કર્યો. આ કાર્ય માટે તેણે ફ્રાંસના પાળકવર્ગના મુખ્ય અધિકારીઓને તથા અન્ય ધારાશાસ્ત્રીઓને રૂમ બોલાવ્યા. ફીલીપે આ બધું મુગે મ્હોઢે સહન કર્યું નહિ એટલુંજ નહિ પણ તેણે પોતાના દેશના પાળકવર્ગને રૂમ જવાની બંધી કરી. ત્યાર પછી તેણે પોતાનો મુકર્દમો પોતાની સમગ્ર પ્રજા—પાળકવર્ગ, અમીરઉમરાવો અને સામાન્ય લોક—આગળ રજુ કર્યો, પરિણામે સર્વેએ પાપાની સામે તેનો પક્ષ લેવાની તેને ખાતરી આપી. આ ઉપરાંત તેણે પાપાના ઉપર પાખંડ, ધર્મની બાબતમાં જુલમ વગેરે સંબંધમાં તહોમત મૂક્યું. એજ અરસામાં પાપાના ઇટાલીઅન દુશ્મનોએ તેને કેદ કર્યો, અને તેનું ઘણી રીતે અપમાન કર્યું. આ બધાનું પરિણામ એ આવ્યું કે પાપા તરત મરણ પામ્યો, અને તેની આવી રીતે થએલી પડતીથી પાપાની સત્તાને કલંક લાગ્યું.

આ ઝઘડાનું એક પરિણામ એ આવ્યું કે યુરોપમાં વિદ્વાનો પાપાની સત્તા અને રાજ્યસત્તા વચ્ચેના સંબંધ વિષે વિશેષ વિચાર કરવા લાગ્યા, અને તેમાંના કેટલાક એવા નિર્ણય પર આવ્યા કે પાપાને રાજ્યસત્તા ઉપર કશો અધિકાર નથી. ઇસુ ખ્રીસ્તે પોતે કહ્યું હતું કે જે કાયસારનું હોય તે તેને આપવું જોઇએ; અને ઇસુએ પોતે રાજ્યસત્તામાં સહેજ પણ ડખલગીરી કરવા ઇચ્છયું ન હતું. હવે જ્યારે ઇસુના પોતાના સંબંધમાં આ પ્રમાણે હતું તો પછી તેના સેવકો અને શિષ્યોએ તેના દૃષ્ટાંત તેમજ ઉપદેશાનુસાર વર્તવું જોઇએ એ નિર્વિવાદ છે. મહાકવિ ડાન્ટેએ પોતે આ વિષય ઉપર એક પુસ્તક લખ્યું હતું, અને તેમાં પાપાની સત્તા આત્મિક

પાપાની સત્તા વિષે વિચાર.

પ્રદેશમાં છે, અને રાજ્યની સત્તા અન્ય પ્રદેશમાં છે એમ જણાવ્યું હતું. સ્વાભાવિક રીતે આ પુસ્તકની અસર લોકોનાં મન ઉપર ઘણી થઇ હતી. આ ઉપરાંત જર્મની અને ફ્રાંસમાં આ વિષય ઉપર ઘણા સ્વતંત્ર વિચાર થયા હતા, અને તે પાપાની સત્તાને આત્મિક પ્રદેશમાંજ મર્યાદિત કરવાની તરફેણમાં હતા.

દરમિઆન પાપાની સત્તાને એક એવો ધક્કો લાગ્યો કે તેને લીધે તેનું પ્રાબલ્ય ઘણું ઘટી ગયું અને તે છેક નબળી પડી ગઇ. બોનીફાસના ઉત્તરાધિકારી પાપાએ ફીલીપની સામે જે બધાં ફરમાન કાઢવામાં આવ્યાં હતાં તે બધાં ખેંચી લીધાં, પણ તેણે મૃત્યુ પામેલા બોનીફાસને હલકો પાડવામાં ફીલીપને સહાયભૂત થવા ચોક્ખી ના પાડી. પણ તેના મૃત્યુ પછી ફીલીપની વગથી પાપા તરીકે એક તેનોજ માણસ ચુંટાયો. આ પાપા ક્લેમેન્ટ પાંચમા નામે ઓળખાય છે. તેણે પાપા થયા પહેલાં ફીલીપની સાથે પાપાની સત્તાને નામોશી લાગે એવી કેટલીક સરતો કરી હતી, અને પાપા થતાંજ એ સરતો પાળવા તે તત્પર થયો. તેનું એક કાર્ય એવું હતું કે તેને લીધે પાપાની સત્તા એકદમ પડી ભાંગી. તેણે ગાદીએ આવ્યા પછી ચારેક વર્ષે પાપાની ગાદીનું મથક રૂમથી બદલી આવિગનોન નામના નેપલ્સના રાજાના એક ગામમાં આણ્યું. પાપાનું આ કાર્ય પાપાની સત્તાનું "બાબેલનો બંદીવાસ" એ નામથી ઓળખાય છે. આમ થતાં સ્વાભાવિક રીતે પાપાને માટે જનસમાજમાં પહેલાંના જેવું માન રહ્યું નહિ, કારણ કે પહેલાંના વખતમાં જુદા જુદા પાપાએ અનેક મુશ્કેલીઓ હોવા છતાં પણ રૂમ છોડયું ન હતું; એટલુંજ નહિ પણ જ્યારે સમ્રાટ વગેરે એ શહેરનું રક્ષણ કરી શકતા ન હતા ત્યારે તેમણે પોતે તેનું રક્ષણ કર્યું હતું. એ દરમિઆન પાપાની સત્તા ફ્રાંસના રાજ્યને પૂર્ણ રીતે આધીન થઇ હતી. અને તેના હિત ખાતર તેનો ઉપયોગ થતો હતો. આ સ્થિતિ ખાસ કરીને ક્લેમેન્ટ પાંચમા (૧૩૦૫-૧૩૧૪) અને ફીલીપના સંબંધ દરમિઆન જોવામાં આવી હતી. પાપાની સત્તાનો ગેરલાભ લઇ ફીલીપે "ટેમ્પ્લર્સ" નામના યોદ્ધાઓનો એક સંઘ, જે ક્રુઝેડ દરમિઆન હૈયાતીમાં આવ્યો હતો અને જેણે એ યુદ્ધોમાં તેમજ ત્યાર પછીના સમયમાં ખ્રીસ્તી જનસમાજની સારી સેવા કરી હતી, તેનો લગભગ નાશ કરી નાખ્યો અને તેની જાગીર અને માલમિલ્કત લઇ લીધી. પણ બોનીફાસનો તિરસ્કાર કરવાના સંબંધમાં તે ફીલીપને પૂર્ણ રીતે સહાયભૂત થયો નહિ. ક્લેમેન્ટ જો કે ફ્રાંસની સત્તાને અતિ આધીન હતો, છતાં તેણે જર્મની, ઇંગ્લાંડ અને યુરોપના અન્ય દેશમાં પોતાની સત્તાનો દાબ બેસાડવા પ્રયત્ન કર્યો હતો, પણ તે વ્યર્થ ગયો હતો.

પાપાની સત્તાનું "બાબેલમાંનો બંદીવાસ," ૧૩૦૯.

ક્લેમેન્ટના મૃત્યુ પછી ફ્રેંચ અને ઇટાલીઅન કાર્ડીનલ વચ્ચે પાપાની ગાદીના મથક સંબંધી એક મોટો વિવાદ ઉભો થયો. ઇટાલીઅન કાર્ડીનાલો સ્વાભાવિક રીતે આ બંદિત્વ દૂર કરવા ઇચ્છતા હતા. આખરે એક નવો પાપા

ચુંટાયો, પણ તેના સમયમાં આ બંદ્દિત્વ દૂર થયું નહિ. આ પાપા—જોન બાવીસમા—ના સમયમાં જર્મન સામ્રાજ્યની સ્થિતિ અવ્યવસ્થિત હતી; તેથી તેણે તેનો લાભ લેવા ધાર્યું. જોન પાપા થયો ત્યાર પહેલાં થોડાજ વખત પર જર્મન સમ્રાટ ગુજરી ગયો હતો, અને તેના પછી સામ્રાજ્યની ગાદીના બે હક્કદાર હતા. પાપાએ આમાંના કોઇને સ્વીકાર્યો નહિ, અને ઇટાલીમાં આવેલા સામ્રાજ્યના પ્રદેશ ઉપર પોતેજ અધિકાર ભોગવવા લાગ્યો. આખરે બાવેરીઆનો લુઇ બીજા હક્કદારને હરાવી ગાદીપતિ થયો અને તેણે ઇટાલીમાં પોતાની સત્તા પાછી હાથમાં લેવા પ્રયત્ન કર્યો. આના પરિણામે તેને પાપાએ સમ્રાટ તરીકે સ્વીકાર્યો નહિ એટલુંજ નહિ પણ તેની સમંતિ વિના "સમ્રાટ" નામ ધારણ કરવાના અપરાધ માટે તેણે તેને પોતાની હજુરમાં બોલાવ્યો. લુઇએ પાપાની આ આજ્ઞા માની નહિ, તેથી તેને મંડળી બહાર મૂકવામાં આવ્યો. વળી પાપાએ તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવા માટે ખંડીઆ જર્મન રાજાઓને બોલાવ્યા. પણ પાપાની આ આજ્ઞા માત્ર એક ખંડીઆ રાજા સિવાય બીજા કોઇએ માની નહિ. આ આજ્ઞા સ્વીકારનાર રાજા લુઇના પ્રતિસ્પર્દ્ધિનો ભાઇ હતો. આ પ્રમાણે જર્મની સાથે વિરોધ થતાં ત્યાં પણ પાપાનું પ્રાબલ્ય ઘટયું.

પાપાની સત્તાનો જર્મની સાથે વિરોધ.

આ ઉપરાંત જોન બાવીસમાએ બીજી એક મોટી ભૂલ કરી તેથી તેને અને પાપાની સત્તાને બહુ ખમવું પડયું. ઘણો વખત થયાં ફ્રાંસિસ્કન સાધુઓના સંઘની એવી માન્યતા હતી કે ઇસુ ખ્રીસ્ત અને તેના પ્રેરિતો પાસે તેઓની કંઇ પણ ખાનગી મિલ્કત ન હતી. આ માન્યતાને તેણે પાખંડરૂપ ઠરાવી, તેથી એ સંઘના વડાએ એક પુસ્તક લખ્યું અને તેમાં પાપાની ભૂલો બતાવી, તેમજ પાપાની ઉપર "સમગ્ર મંડળી અને મહાસભા" છે એમ જાહેર કર્યું. આ ઉપરાંત ફ્રાંસિસ્કન સાધુઓમાંના એક ઓક્કામના વિલિઅમ નામના સમર્થ વિદ્વાને પાપાની સત્તા સંબંધી એક પુસ્તક લખ્યું, અને તેમાં જણાવ્યું કે ખ્રીસ્તી મંડળીનો સર્વોપરી અધિકારી ખ્રીસ્ત પોતે હોવાથી મંડળી ઉપર પાપા જેવો અમુક એકજ અધિકારી હોવાની જરૂર નથી. પાપા અભ્રાંત (કદી ભૂલ નહિ કરે એવો) છે એ સિદ્ધાંત તેણે સ્વીકાર્યો નહિ, એટલુંજ નહિ, પણ મહાસભા અભ્રાંત હોવાનો દાવો પણ તેણે માન્ય રાખ્યો નહિ. "માત્ર પવિત્ર શાસ્ત્ર અને સમગ્ર મંડળીની માન્યતા એજ પૂર્ણ રીતે સ્વીકારવા યોગ્ય છે." આ પ્રમાણે પાપાની સત્તાને ફ્રાંસિસ્કન સંઘ જે અત્યાર સુધી તેનો મોટામાં મોટો પક્ષકાર હતો તેના તરફથી પણ ધક્કો લાગ્યો હતો.

પાપાની સત્તાનો ફ્રાંસિસ્કન સંઘ સાથે વિરોધ.

વળી જોનના વખતમાં માર્સીલિઅસ નામના પાડુઆના એક મોટા રાજનીતિજ્ઞે "સુલેહનો સમર્થક" એ નામનું પુસ્તક લખી પાપાની સત્તાથી રાજ્ય

પાડુઆનો માર્સીલિઅસ.

સત્તાનો બચાવ કર્યો હતો. તેણે એવો સિદ્ધાંત જાહેર કર્યો કે કોઇ પણ રાજ્યમાં મુખ્ય અધિકાર તે રાજ્યમાં વસતા લોકો અથવા તેમના મોટા ભાગના હાથમાં હોવો જોઇએ, અને એવી રીતે તેણે પાપાની સત્તાના લૌકિક અધિકારને જરા પણ સ્થાન રહેવા દીધું નહિ. તેના કહેવા પ્રમાણે કોઇને મંડળી બહાર મૂકવાનો કે મંડળીમાં પાછો લેવાનો, પાળકવર્ગને પસંદ કરવાનો કે તેને પદભ્રષ્ટ કરવાનો, અને મહાસભા બોલાવવાનો અધિકાર લોકોનાજ હાથમાં છે. મંડળીની દેખરેખ રાખવાનું, કાયદાકાનુન ઘડવાનું, અને શાસ્ત્રના મુશ્કેલ ભાગના અર્થ કરવાનું કાર્ય આવી રીતે બોલાવેલી મહાસભાની પાસેજ રહેવું જોઇએ. પાળકવર્ગનું કાર્ય માત્ર શાસ્ત્રનો ઉપદેશ આપવાનું અને સંસ્કાર પળાવવાનું છે. વળી તેણે પોતાના સિદ્ધાંતના પ્રમાણ તરીકે ખ્રીસ્તી મંડળીનો જુનો ઇતિહાસ રજુ કર્યો, અને પાપાની સત્તા માત્ર એ કાળના અમુક સંજોગોને લઇને અને રાજા મહારાજાઓની દુબળતાના કારણથી કેવી રીતે વૃદ્ધિ પામી હતી એ સાબીત કરી આપ્યું. આ બધા મત એ અરસામાં બહુ નવાઇભરેલા લાગ્યા હતા, પણ તેમાં કેટલુંક સત્ય હતું. તેથી તેનો પ્રચાર ઘણો થયો.

પાપાની સત્તા અને સમ્રાટ વચ્ચે તકરાર ચાલુજ હતી તે દરમિઆન ઈંગ્લાંડની રાજ્યસત્તા પાપાની સામે થઇ. આનું મુખ્ય કારણ એ હતું કે પાપાની

ઈંગ્લાંડનું સ્વાતંત્ર્ય.

સત્તા ફ્રાંસને આધીન થઇ હતી, અને ફ્રાંસ અને ઈંગ્લાંડ વચ્ચે સખ્ત વિરોધ હતો. ત્રીજા એડવર્ડે ઇ. સ. ૧૩૫૧ માં બે ધારાઓ પસાર કર્યા, અને તેમની મારફતે પોતાના રાજ્યમાંની ધર્માધિકારીઓની જગા પુરવાનું કાર્ય પોતાના હાથમાં લીધું, અને પોતાની રૈયતને પોતાની રાજ્યસત્તા સિવાયની બહારની સત્તાને કોઇ પણ બાબતમાં અપીલ કરવાની મના કરી. આટલું કર્યા પછી જોને પાપાને જે ખંડણી આપવાનું કબુલ્યું હતું તે આપવી બંધ કરી. આ પ્રમાણે એક પછી એક રાજ્યસત્તા પાપાની સત્તાની સામે થવા લાગી હતી.

ઇટાલીમાં પણ સ્થિતિ એવીજ અથવા એથી પણ વધારે ખરાબ હતી. જ્યારથી પાપા રૂમ છોડી આવીગનોન રહેવા ગયો હતો ત્યારે રૂમમાં જુદા જુદા પક્ષે

ઇટાલીમાં રમખાણ.

પરસ્પર બખેડા કરવા માંડયા હતા, અને તેમણે પોતાના રક્ષણાર્થે શહેરમાંજ ગઢ અને બીજાં બચાવનાં સાધન તૈયાર કર્યાં હતાં. વળી ઇટાલીમાં આવેલી પાપાની મોટી જાગીરોમાં તેનાં માણસો એટલો બધો જુલમ કરવા લાગ્યા હતા કે ત્યાં તેની રૈયતે બંડ ઉઠાવ્યું. આ સ્થિતિમાં પાપા રૂમ આવે તોજ તેની જાગીરો તેના કબજામાં રહે તેમ હતું, તેથી પાપા ગ્રેગોરી નવમો ઇ. સ. ૧૩૭૭ માં રૂમ આવ્યો અને "બાબેલનો બંદિવાસ" પૂરો થયો. પાપા આ પગલું ભરે એ વાતથી ઘણા કાર્ડીનાલ વગેરે ખુશી

ન હતા, પણ તેણે તેમનું નહિ સાંભળતાં કેથેરાઇન નામની એક ડોમીનીકન સંઘની સાધ્વીની વિનંતી સાંભળી એ પગલું લીધું હતું. ગ્રેગોરી રૂમ આવ્યા પછી તરતજ મરી ગયો, તેથી ઇટાલીની સ્થિતિમાં ઝાઝો ફેરફાર થયો નહિ. નવો પાપા ચુંટાયો પણ તેની ચુંટણીમાં ફ્રેંચ કાર્ડીનાલોને ફરજ પાડવામાં આવેલી હોવાથી તેમને લાગ મળતાં તેઓ તરતજ સામા થયા, અને તેમણે પોતાનો એક બીજો પાપા ચુંટયો. આ પ્રમાણે આ વખતે બે પાપા—અર્બન છઠ્ઠો અને ક્લેમેન્ટ સાતમો—હતા. આ નવો પાપા વધારે પ્રબળ હોવાથી ઘણા કાર્ડીનાલો તેના પક્ષમાં ભળ્યા. તેથી અર્બને બીજા અઠ્ઠાવીસ કાર્ડીનાલો ઉભા કર્યા. આ પ્રમાણે આ વખતે બે પાપા હતા, તેમજ તેને ચુંટનાર કાર્ડીનાલોનાં મંડળ પણ બે હતાં. આવી સ્થિતિ પાપાની સત્તાને માટે બહુ કફોડી તેમજ હાનિકારક હતી, કારણ કે આગળ જતાં જ્યારે બે પાપા એક સાથે ઉભા થતા હતા ત્યારે તેમાંનો એક મરતાં ઘણે અંશે મુશ્કેલી દૂર થતી હતી, પણ અત્યારે તેમ ન હતું. યુરોપના જુદા જુદા દેશોએ આ બે પાપામાંથી પોતાને ફાવે તેને પાપા માન્યો. ઇટાલીએ અર્બન પોતાનો હોવાથી તેને, અને ફ્રાંસે ક્લેમેન્ટને સ્વીકાર્યો. વળી ફ્રાંસ અને ઇંગ્લાંડ વચ્ચે વિરોધ હોવાથી ઇંગ્લાંડે અર્બનને સ્વીકાર્યો. વળી સ્કોટલાંડ અને ઇંગ્લાંડ વચ્ચે વિરોધ હોવાથી સ્કોટલાંડે ક્લેમેન્ટને સ્વીકાર્યો. એ પ્રમાણે યુરોપના પ્રત્યેક કેથોલિક દેશે—નેપ્લસ, કેસ્ટાઇલ, આરાગોન, જર્મની હંગરી અને ઉત્તરનાં રાજ્યોએ—કર્યું. પરિણામે સાર્વત્રિક મંડળીના બે ભાગ પડયા.

બે પાપા..

સાર્વત્રિક મંડળીના બે ભાગ.

પણ આટલુંજ બસ ન હતું. પાપાની સત્તામાં આ પ્રમાણે ભાગ પડયા પછી બન્ને પાપાએ એવું વર્તન ચલાવ્યું કે તેથી લોકોને સ્વાભાવિક રીતેજ પાપાની સત્તા પ્રત્યે અણગમો થાય. ફ્રાંસનો પાપા ક્લેમેન્ટ મોજશોખમાં રહેવા લાગ્યો, અને ઇટાલીનો પાપા એ દેશની નાનીમોટી રાજ્યસત્તા સામે લડવા લાગ્યો. આ ઉપરાંત બન્ને પાપાએ પોતાને ફાવે તેવી રીતે લોકો પાસેથી પૈસા કઢાવવા માંડયા. આ સ્થિતિમાં યુરોપના કેટલાક ધાર્મિક અને વિચારવંત લોકો પાપાના અધિકારનું ખ્રીસ્તી ધર્મમાં શું સ્થાન છે એ પ્રશ્નનો વિચાર કરવા લાગ્યા, અને ઇંગ્લાંડમાં વિકલીફ નામનો એક ધર્મસુધારક ઉભો થયો. તેણે પાપાની સંસ્થા ખ્રીસ્તી ધર્મમાં આવશ્યક નથી એટલુંજ નહિ પણ અત્યંત હાનિકારક છે એમ જણાવ્યું. આ સમયે ઇગ્લાંડમાં પાપાની સત્તા પ્રત્યે લોકોના દિલમાં એટલો બધો અણગમો ઉત્પન્ન થયો હતો કે વિકલીફને પોતાના મતનો પ્રચાર કરવામાં જરા પણ મુશ્કેલી નડી નહિ. વળી તેણે પોતાનું કાર્ય શરૂ કર્યું ત્યાર પછી થોડાએક વખતે બોનીફાસે ઇગ્લાંડ પાસેથી પૈસા કઢાવવા નવી યોજના કરવા માંડી, તેથી ત્યાંની રાજ્યસત્તા તથા ત્યાંના લોકો વિકલીફનો મત વિશેષ પ્રમાણમાં માનવા લાગ્યા.

ધર્મસુધારણાનો ઉદય.

યુરોપમાં બે પાપા હોવાને લીધે જનસમાજના ધાર્મિક જીવનને એવો ધક્કો લાગવા માંડયો હતો કે આખરે કેટલાક મધ્યમ પક્ષના માણુસોએ આ સ્થિતિનો અંત લાવવા નિશ્ચય કર્યો. આ બાબતમાં પ્રથમ પ્રયત્ન લગભગ શરૂઆતથીજ પારીસની યુનીવર્સિટિ તરફથી થવા લાગ્યો હતો. કેટલોક વિચાર કર્યા પછી એ સંસ્થાએ મહાસભા બોલાવવાનું માંડી વાળી બન્ને પાપા રાજીનામું આપે અને નવા પાપાની ચુંટણી થાય એ યોગ્ય ધાર્યું અને તે માટે તેણે પ્રયત્ન કરવા માંડયો. પણ તેમાં ઘણી મુશ્કેલી નડી હતી, કારણ કે બન્ને પાપા પોતે ખરેખર પાપા છે, અને સંત પીતરના ઉત્તરાધિકારી છે એમ માનતા હતા, અને તેમની એ માન્યતામાં તેમને તેમના કાર્ડીનાલોનાં મંડળની પૂર્ણ સહાનુભૂતિ હતી. વળી એ બન્નેને જુદા જુદા દેશોએ પાપા તરીકે સ્વીકાર્યા હતા. એમ છતાં પારીસની યુનીવર્સીટીએ ક્લેમેન્ટ રાજીનામું આપે એવી માગણી ફ્રાંસની રાજ્યસત્તા પાસે કરી, અને તેમાં ફ્રેન્ચ કાર્ડીનાલો પણ અમુક અંશે સહાયભૂત થયા. પણ તેનું પરિણામ કંઇ આવ્યું નહિ, કારણ કે ક્લેમેન્ટનું મૃત્યુ થતાં ફ્રેંચ કાર્ડીનાલોએ તરત એક બીજો પાપા—બેનેડીક્ટ તેરમો—ચુંટી કાઢયો. આ પાપાના સમયમાં (૧૩૯૪–૧૪૨૪) પારીસની યુનીવર્સીટીનો પ્રયત્ન ચાલુ રહ્યો, અને એ પ્રયત્નમાં કેટલીક રાજ્યસત્તાઓ સામીલ થઇ છતાં બેનેડીક્ટે રાજીનામું આપ્યું નહિ. ઇટાલીના પાપાએ પણ એમજ કર્યું. આખરે બન્ને પાપા ઉપર એટલું બધું દબાણ કરવામાં આવ્યું કે તેમણે એક સાથે રાજીનામું આપવા માટે અમુક સ્થાન અને વખત મુકરર કર્યાં. આ માટે બન્ને પાપા—બેનેડીક્ટ તેરમો અને ગ્રેગોરી બારમો—સાવોનામાં મળવાના હતા, પણ તેમાંનો એક પણ ત્યાં જવા ખુશી ન હતો; તેથી તેમણે માર્ગમાંજ વખત ગાળવા માંડયો. આ વખતની તેમના મનની અસ્થિરતાના સંબંધમાં કોઇએ કહ્યું છે કે, "તેઓમાંનો એક જમીનના પ્રાણીની માફક દરિયા કિનારે જવા ખુશી ન હતો, અને બીજો જળચર માછલીની માફક દરિયો છોડવા ખુશી ન હતો." આખરે ગ્રેગોરીએ રાજીનામું આપવાની ના પાડી, અને તેણે ચાર નવા કાર્ડીનાલ ઉભા કર્યા. તેના જુના કાર્ડીનાલો નાસીને પાઇઝા નગરમાં ગયા, અને તેમણે એક મહાસભા બોલાવવાનું જાહેરનામું કાઢયું. પારીસની યુનીવર્સીટીએ બેનેડીક્ટ રાજીનામું આપે એવી માગણી ફરીથી કરી, તેથી બેનેડીક્ટે તેને તેમજ ફ્રાંસનો રાજા જે અમુક અંશે યુનીવર્સીટીના મતનો હતો તેને મંડળી બહાર મૂક્યા, પણ આખરે તેને પોતાનેજ આવીગનોન છોડી બીજે સ્થળે નાસી જવું પડયું. આટલું થયા પછી ફ્રાંસના કાર્ડીનાલ રૂમી કાર્ડીનાલ સાથે મળ્યા, અને તેમણે એકત્ર થઇ પાઇઝામાં એક મહાસભા બોલાવી.

પાપાની સત્તા એકહથુ કરવાનો પ્રયત્ન.

## પ્રકરણ ૨ જું.

### મંડળીની સુધારણા માટે ભરાએલી સભાઓ

### (ઇ. સ. ૧૪૦૯—૧૪૫૮).

ઉપર જણાવ્યા પ્રમાણે કાર્ડીનાલોએ સભા ભરવા માટે એક જાહેરનામું બહાર કાઢયું હતું. પણ આવી સભાઓ કેટલોક સમય થયાં માત્ર પાપાજ ભરી શકતા હતા, તેથી આ નવી સભાના કાર્યના પરિણામ સંબંધી ઘણાને શંકા થતી હતી. એ શંકા દૂર કરવા કેટલાક આગેવાનોએ પ્રયાસ કર્યો અને તેમણે મુખ્યત્વે કરીને ઓકામના વિલિઅમે જે દલીલ જનસમાજ આગળ મૂકી હતી તેજ રજુ કરી. આ લોકોમાં ગેર્સોન અને ડાયીએ નામના ફ્રેંચ ખ્રીસ્તી ધારાશાસ્ત્રી હતા. તેમણે એવો મત જાહેર કર્યો કે મંડળીમાં ખ્રીસ્ત પોતે સર્વોપરી છે, અને તેમાં તડ પડે તોપણ સમગ્ર મંડળી એકત્ર થઇને ફરીને ઐક્ય કરી શકે છે, અને તેમાં પાપા કે મંડળીના જુના નિયમ અટકાવ કરી શકતા નથી. વળી તેમણે એ પણ જણાવ્યું કે કોઇ પાપા મરી જાય અથવા તે સમગ્ર મંડળીનો વિશ્વાસ ખોઇ બેસે ત્યારે માત્ર કાર્ડીનાલોજ નહિ પણ કોઇ પણ રાજા અથવા કોઇ પણ ખ્રીસ્તી માણસ મહાસભા બોલાવીને નવા પાપાની ચુંટણી કરી શકે છે; આ ઉપરાંત જો કોઇ પાપા યોગ્ય રીતે વર્તતો ન હોય તો તેની સામે થવાનો તેમજ તેને પદભ્રષ્ટ કરવાનો પણ મંડળીને અધિકાર છે. આ સિદ્ધાંત માનનારાઓનો ઉદ્દેશ પાપાની નિરંકુશ સત્તાને મર્યાદિત કરવાનો તથા મહાસભા કરતાં સમગ્ર મંડળીને વધારે ઉચ્ચ સ્થાન આપવાનો હતો. આ પ્રકારના મતનો પ્રચાર કરીને જે મહાસભા તરત ભરાવાની હતી તેને માટે સમાજનો મત કેળવવાનો તેમણે પ્રયત્ન કર્યો હતો, પણ તેનું પરિણામ વિશેષ આવ્યું ન હતું.

ફ્રેંચ મંડળીના ધારાશાસ્ત્રીઓનો મત.

આખરે ઇ. સ. ૧૪૦૯ માં પાઇઝામાં મહાસભા મળી, પણ તેમાં પ્રત્યેક દેશના પ્રતિનિધિ હાજર થયા ન હતા. એમ છતાં આ મહાસભાએ મંડળીમાં પડેલા તડને દૂર કરવા નિશ્ચય કર્યો. પ્રથમ તેણે કાર્ડીનાલોનાં બન્ને મંડળને એક કર્યાં અને બન્ને પાપાને તડ પાડનાર, જુઠા સોગન ખાનાર અને પાખંડી ગણી પદભ્રષ્ટ કર્યા. ત્યાર પછી આ સભામાંના કેટલાકે બીજા સુધારા કરવાનો પ્રયત્ન કર્યો, પણ બીજા કેટલાકે જણાવ્યું કે તેમ કરવાનો સભાને અધિકાર નથી. આ બીજા પક્ષના નેતાઓ કાર્ડીનાલો હતા, અને તેનું કારણ એ હતું કે તેઓ સામાન્ય ખ્રીસ્તીઓના હાથમાં અધિક પ્રમાણમાં અધિકાર જાય એ ઇચ્છતા ન હતા. વળી આ કાર્ડીનાલોએ એવું વચન પણ આપ્યું હતું કે અમારામાંથી કોઇ પણ પાપા તરીકે ચુંટાશે તો તે

પાઈઝામાં ભરાએલી મહાસભા, ૧૪૦૯.

આ મહાસભાને ચાલુ રાખી તેની મારફતે સમગ્ર મંડળીને લગતા કેટલાક સુધારા કર્યા પછીજ તેને બરખાસ્ત કરશે. આખરે તેઓમાંથી એક પાપા ચુંટાયો, અને તેણે નહિ જેવા સુધારા કરીને તથા બીજી સભા તરત બોલાવવાનું વચન આપીને આ સભાને બરખાસ્ત કરી. આ પ્રમાણે આ સભાએ કાંઇ ખાસ કાર્ય કર્યું નહિ. તેનું એકજ મોટું કાર્ય નવો પાપા — આલેકસાંદર પાંચમા — ને ચુંટવાનું હતું, પણ તેથી આગળના બે પાપાને બદલે ત્રણ થયા, તેથી એ કાર્ય પણ વ્યર્થ હતું. વળી જે નવો પાપા ચુંટાયો હતો તે એક બદમાશની સત્તા નીચે આવ્યો. તેને તેણે કાર્ડીનાલ બનાવ્યો અને તેના મૃત્યુ પછી તે પાપા—જોન ત્રેવીસમા—તરીકે ચુંટાયો.

આ નવા પાપાના વખતમાં ઇટાલીમાં એટલું બધું તોફાન ઉભું થયું કે તેને એક મહાસભા બોલાવવાની ફરજ પડી. તેણે કોન્સ્ટાન્સ નામના એક નગરમાં સભા બોલાવી. પાઇઝાની મહાસભાનું કાર્ય નહિ જેવું હતું. યુરોપના ઘણા વિચારશીલ માણસો આવી એક મહાસભા ફરીથી બોલાવી તેની મારફતે મંડળીમાં સુધારણા કરવા ઇચ્છતા હતા. પાપાની સત્તાની અસ્થિરતા તથા અવ્યવસ્થાને લીધે તેમજ તે સંબંધી ઉભા થએલા વાદવિવાદના કારણથી યુરોપમાં ધાર્મિક અશાંતિ પ્રસરી રહી હતી, અને પાપાની સત્તાથી સ્વતંત્ર પંથ ઉભા થવા લાગ્યા હતા. તેમાંનો એક મુખ્ય બોહીમીઆમાં ચાલુ થયો હતો. તેનો સંસ્થાપક જોન હસ હતો. તેના મન ઉપર વિક્લીફના વિચાર અને મતની ઘણી અસર થઇ હતી. વળી યુરોપની પૂર્વ દિશામાં તુર્ક લોકો હુમલો કરવા તત્પર હતા, અને પશ્ચિમના દેશોમાં અંધાધુંધી ચાલતી હતી. આ સ્થિતિમાં ઇ. સ. ૧૪૧૪માં કોન્સ્ટાન્સની મહાસભા ભરાઇ, અને તે ત્રણ સાડાત્રણ વર્ષ સુધી ચાલુ રહી. આ મહાસભામાં હાજર થએલા અધ્યક્ષોની સંખ્યા બહુ મોટી ન હતી, પણ સાધારણ પાળકવર્ગ, પંડિતો, ધારાશાસ્ત્રીઓ, રાજામહારાજાઓ તથા અમીરઉમરાવોની સંખ્યા એટલી બધી મોટી હતી કે તે યોગ્ય રીતેજ મધ્યકાળની મહાસભાઓમાં સર્વથી વધારે અગત્યની ગણાઇ છે. આ સભાનું કાર્ય શરૂ થતાંજ પાપાની અને આ સમયના સુધારાના પક્ષના નેતા ડાયીની વચ્ચે વિવાદ ઉભો થયો. પાપાની ઇચ્છા એ હતી કે આ સભા પાઇઝાની સભાનું કાર્ય મંજુર રાખે, કારણ કે તેથી પાપા તરીકેની તેની પોતાની ચુંટણી ધારાસર ગણાતી હતી. આ સભા પાસે આટલું કાર્ય કરાવ્યા પછી તેની ઇચ્છા તેની પાસે જોન હસ અને વિકલીફના મતનો તિરસ્કાર કરાવવાની અને નહિ જેવો સુધારો કરાવી તેને બરખાસ્ત કરવાની હતી. પરંતુ આમાં ડાયી જે એક કાર્ડીનાલ હતો તે કોઇ રીતે સમંત થાય તેમ ન હતું. તેણે પાઇઝાની સભાએ કરેલા ઠરાવ મંજુર રાખવા ના પાડી, અને તેમ કરવું એ મંડળીમાં પડેલાં તડ દૂર કરવામાં કોઇ રીતે સહાયભૂત થાય તેમ નથી એમ જણાવ્યું. તેની તથા તેના

કોન્સ્ટાન્સની મહાસભા, ૧૪૧૪-૧૪૧૮.

પક્ષની ઇચ્છા બીજા બે પાપા—ગ્રેગોરી અને બેનેડીક્ટ—ને સાથે લઇને કાર્ય કરવાની હતી, કારણકે જોન તેવીસમો પાઇઝાની મહાસભાથી ચુંટાએલો ન હતો, પણ એ સભાએ ચુંટેલા પાપાના મૃત્યુ પછી પોતાની લાગવગથી ચુંટાયો હતો. આ વાત ચર્ચાતી હતી એટલામાં જો બીજા બે પાપા રાજીનામું આપે તો પોતે રાજીનામું આપવા તૈયાર છે એમ ગ્રેગોરીએ એક પત્રદ્વારા જણાવ્યું. આ ઉપરથી આ સભામાંના કેટલાકે જોનને રાજીનામું આપવા કહેવાનો અને જો તે ખુશીથી તેમ ન કરે તો તેને તેમ કરવાની ફરજ પાડવાનો નિશ્ચય કર્યો. વળી આ સભામાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે મત અધ્યક્ષદીઠ નહિ પણ સભાસદદીઠ લેવો. આથી પાપા જોનનો પક્ષ નબળો પડયો, કારણ કે તેણે ઇટાલીઅન બિશપ, આર્ચબિશપ વગેરે જે ત્યાં મોટી સંખ્યામાં હાજર હતા તેમની મારફતે પોતાના પક્ષની બહુમતી કરવા ધાર્યું હતું. આ બધાં કારણથી તેની સ્થિતિ કફોડી થઇ પડી, તેથી તેણે ગ્રેગોરી અને બેનેડીક્ટ રાજીનામું આપે તો પોતે પણ આપવા કબુલ્યું. પણ પોતાનું આ વચન પોતાને પાળવું ન પડે એ માટે તે પોતાના મિત્ર ઑસ્ટ્રીઆના રાજા ફ્રેડ્રિકની પાસે ચાલ્યો ગયો. પાપાના આ પ્રમાણે ચાલ્યા જવાથી રખેને આ મહાસભાનું કાર્ય પ્રમાણભૂત ન ગણાય એવી બીકથી મહાસભાએ એકદમ એક ફરમાન કાઢયું અને તેમાં જણાવ્યું કે, "આ જાતની સમગ્ર મંડળીની મહાસભાનો અધિકાર તેને ઇશ્વર પાસેથીજ પ્રાપ્ત થએલો છે અને સિદ્ધાંત સંબંધી, તેમાં પડેલાં તડ દૂર કરવા, અને તેની સુધારણા સારૂ તે જે કાંઇ કાર્ય કરે તે સ્વીકારવાને પાપા સુદ્ધાંત સહુ કોઇ બંધાયું છે." આ ફરમાન જાહેર કર્યા પછી થોડાજ વખતમાં આસ્ટ્રીઆના ફ્રેડ્રિકે સીજીસમંડ જે સમ્રાટ હતો અને જેણે આ સભા બોલાવવામાં મુખ્ય ભાગ લીધો હતો તેની સાથે સુલેહ કરી, તેથી જોનને આ મહાસભાને શરણે આવવું પડયું, અને તેને ઇ. સ. ૧૪૧૫ માં પદભ્રષ્ટ કરવામાં આવ્યો. ત્યાર પછી તરતજ ગ્રેગોરીએ રાજીનામું આપ્યું. હવે રહ્યો માત્ર બેનેડીક્ટ, તેણે રાજીનામું આપવા ના પાડી, પણ તેના પક્ષમાં કોઇ પણ રહ્યું નહિ. આખરે તેને પણ પદભ્રષ્ટ કરવામાં આવ્યો. આ પ્રમાણે મંડળીમાં પડેલાં તડ દૂર થયાં.

આટલું કાર્ય કર્યા પછી આ મહાસભાએ મંડળીમાંથી પાખંડ દૂર કરવાનો નિશ્ચય કર્યો. સીજીસમંડની ઇચ્છા એ હતી કે જોન હસ આ સભા પાસે આવી પોતાના સિદ્ધાંત જાહેર કરે અને તે ઉપર સભા વિચાર ચલાવે. હસે આ વાત કબુલ રાખી. તેનું માનવું એવું હતું કે આ સભા તેના ઉપર કોઇ પણ રીતે ન્યાયાધિકાર ભોગવવાની નથી, પણ તેમાં તેણે ભૂલ ખાધી. સીજીસમંડે તેને સલામતીનો પરવાનો આપ્યો, તેથી તે જુદા જુદા અમીરઉમરાવની જાગીરમાં થઇને કોન્સ્ટાન્સમાં આવ્યો. પણ અહીં આવ્યા પછી તરતજ તેને કેદમાં નાખવામાં આવ્યો. આથી સીજીસમંડ પ્રથમ બહુ ક્રોધાયમાન થયો, પણ મહાસભા એ બાબતમાં મક્કમ રહી તેથી તેણે હસનો બહુ પક્ષ લેવા ઉચિત ધાર્યું નહિ. હસનો કોઇ સિદ્ધાંત એવો

ન હતો કે જે પાખંડી ગણી શકાય, એમ છતાં આ સભાની નજરમાં તેનો દોષ એ હતો કે તેણે મંડળીનો અધિકાર માન્ય નહિ રાખતાં માત્ર શાસ્ત્રનેજ માન્ય રાખ્યું હતું. તેના આ મતનો સ્વીકાર કરવાને આ સભા તૈયાર ન હતી. વળી તેણે અધિકારીઓ સંબંધી સુધારો કરવાની સૂચના કરી હતી તેથી રખેને સભા તેના મતની ગણાય એવા ભયથી બીજી દિશામાં તે પોતાના સુધારાની મર્યાદા બતાવવા આતુર હતી. થોડા વખત પછી આ સભાએ હસને દેહાંતદંડની સજા ફરમાવી. એ ઠરાવ કરતી વખતે આ સભાએ પોતાનાં શાંતિ અને ગાંભિર્ય ગુમાવ્યાં હતાં, અને સભામાં કોલાહલ મચી રહ્યો હતો, પણ હસે તે વખતે પોતાનું ધૈર્ય છોડી દીધું ન હતું, અને એવી રીતે પોતાનો આત્મિક વિજય બતાવ્યો હતો. તેના સંબંધી થએલો ઠરાવ વંચાતો હતો ત્યારે તેણે સ્થિર દૃષ્ટિથી સીજીસ્મંડના સામું જોયું, તેથી એ બિચારાને પોતે હસ પ્રત્યે એક પ્રકારનો વિશ્વાસઘાત કર્યો છે એવા વિચારથી મરવા જેવું ખોટું લાગ્યું. હસને ઇ. સ. ૧૪૧૫માં બાળી નાખવામાં આવ્યો, અને જેરોમ નામના તેના મિત્ર અને શિષ્યને પણ બીજે વર્ષે એવીજ સજા કરવામાં આવી.

હસને સભાએ કરેલો દેહાંતદંડ.

આ પ્રમાણે પોતાની માન્યતા પ્રમાણે પાખંડનો ઉચ્છેદ કર્યા પછી આ સભાએ નવો પાપા ચુંટવાનું કાર્ય હાથમાં લીધું. આ કાર્ય વધારે મુશ્કેલ હતું, કારણ કે જુદા જુદા દેશને જુદો જુદો સ્વાર્થ હતો, અને પ્રત્યેક દેશ પોતાની વગનો પાપા ચુંટવા ઇચ્છતો હતો. ઈંગ્લાંડ અને ફ્રાંસ વચ્ચે યુદ્ધ ચાલતું હતું, અને સીજીસ્મંડે ઈંગ્લાંડનો પક્ષ લઇને પોતાનું નિષ્પક્ષપાતપણું ખોયું હતું. આ ઉપરાંત સુધારકોમાં પણ બે પક્ષ ઉભા થયા હતા. કેટલાક એવા વિચારના હતા કે જે કાંઇ સુધારા કરવાના હોય તે કર્યા પછીજ પાપાની ચુંટણી કરવી, કારણ કે જો તેમ ન થાય તો પાઇઝાની સભામાં જે થયું હતું તે ફરી થવાનો સંભવ હતો. આખરે બન્ને પક્ષ વચ્ચે સમાધાન થયું, અને નવા પાપાને પસંદ કર્યા પહેલાં પાપા લોકો પાસેથી બળાત્કારથી દાન ન લે, અને વખતોવખત મહાસભા ભરવામાં આવે એવો ઠરાવ કરવામાં આવ્યો. આ સિવાયના બીજા બધા સુધારા નવો પાપા ચુંટાયા પછી કરવા એવો નિશ્ચય કરવામાં આવ્યો હતો. આખરે ઇ. સ. ૧૪૧૭ માં નવો પાપા—માર્ટીન પાંચમો-ચુંટાયો. તેણે પોતાનું પોત તરતજ પ્રકાશ્યું. તેણે સુધારા કરવાની વાત બાજુએ મૂકી એટલુંજ નહિ પણ જોન ત્રેવીસમાના સમયમાં ચાલતા કેટલાક રીત-રિવાજ પાછા ચાલુ કર્યા, અને આ સભા વિખેરાઇ ગઇ તે પહેલાં પાપાની સત્તા સભાની સત્તા કરતાં અધિક છે એવું જાહેર કર્યું. સભા એટલો બધો વખત થયાં ચાલુ હતી કે હવે તેનામાં પાપા સાથે લડવાનું જોર રહ્યું ન હતું, તેથી જે સંબંધી સભાના લગભગ બધા સભ્યો એકમત હતા તેવા નહિ જેવા સુધારા કરીને તે બરખાસ્ત થઇ. આ સભા આટલો બધો વખત ચાલી હતી અને તેમાં યુરોપના ઘણા

પાપાની ચુંટણી.

વિચારવંત માણસો એકત્ર થયા હતા, છતાં જે સુધારા કરવાની ખાસ જરૂર હતી તે તેઓ કરી શક્યા નહિ. આ વાતથી કદાચિત એટલું તો સિદ્ધ થાય છે કે મંડળીમાં ઘણો સડો પેઠો હતો અને તે દૂર કરવા માટે કોઇ વધારે પ્રબળ ઉપાયની જરૂર હતી.

માર્ટીન પાંચમાએ કોન્સ્ટાન્સની સભામાં સુધારા થતા અટકાવ્યા એટલુંજ નહિ પણ પાપાની સત્તાની પહેલાંના જેવી સ્થિતિ લાવવા પ્રયત્ન કર્યો, અને તેમાં તે અમુક અંશે ફાવ્યો પણ ખરો. તેણે ફ્રાંસ અને ઇટાલીમાં પોતાનો અધિકાર પાછો સ્થાપ્યો, પણ ઈંગ્લાંડમાં તે તેમ કરી શક્યો નહિ. પરંતુ આ વખતે પાપાની સત્તાને એક નવાજ પ્રદેશમાં ભયનું કારણ ઉભું થયું હતું. આ પ્રદેશ બોહીમીઆ હતો.

બોહીમીઆ સામે ક્રુઝેડ.

કોન્સ્ટાન્સની સભાએ હસ અને જેરોમને મારી નાખ્યા હતા, તેથી અહીંના લોકોમાં પુષ્કળ ક્રોધ વ્યાપ્યો હતો. આ ઉપરાંત તેઓમાં સ્વદેશની ભાવનાનું જોર દિનપ્રતિદિન વધતું જતું હતું. હસની ધાર્મિક હીલચાલની પાછળ પણ આ ભાવના અમુક અંશે રહી હતી. બોહીમીઆ જર્મન સામ્રાજ્યનો એક ભાગ હતો અને તે સ્વતંત્ર થવા ઇચ્છતો હતો. આ કારણથી પાપા અને જર્મન સમ્રાટ આ લોકોનું ધાર્મિક તથા રાજકીય સ્વાતંત્ર્ય દબાવી દેવા એકત્ર થયા, અને તેમણે બોહીમીઆના લોકો સામે એક ક્રુઝેડ શરૂ કરી. બોહીમીઆમાં ધાર્મિક સુધારકોમાં બે પક્ષ હતા, તેમાંનો એક માત્ર મંડળીના બંધારણમાં ફેરફાર કરવા આતુર હતો, અને બીજો પક્ષ અમુક અંશે પાખંડી મત ધરાવનાર હતો. આ બન્ને પક્ષ વચ્ચે અણબનાવ હતો છતાં તેઓ પોતાના દેશના દુશ્મન સામે એકત્ર થયા. તેમના ઝીસ્કા નામે સરદારે પોતાની બહાદુરીથી અને સેનાપતિ તરીકે તેના કૌશલ્યથી પોતાના દેશનું બહુ સારી રીતે રક્ષણ કર્યું. આ કારણથી તેમની સામેની ક્રુઝેડ નિષ્ફળ ગઇ, અને પાપાએ બન્ને પક્ષનું સમાધાન કરવા માટે એક સભા ભરવાનો નિશ્ચય કર્યો.

આ સભા બાસેલમાં ભરાઇ. દરમિઆન માર્ટીન ગુજરી ગયો હતો, અને તેને બદલે યુજેનિએસ ચોથો પાપા થયો હતો. આ પાપાને આ સભાનું કાર્ય વધુ પડતું સુધારાવાળું લાગવાથી તેણે તે બરખાસ્ત કરવાનો પ્રયત્ન કર્યો, પણ સભાએ કોન્સ્ટાન્સની સભાનું કાર્ય મંજુર રાખ્યું, એટલુંજ નહિ પણ આવી સભા પોતાની ઇચ્છા સિવાય પાપાથી બરખાસ્ત થઈ શકે નહિ એવો ઠરાવ કર્યો. ત્યાર પછી આ સભાએ ચાર સમિતિઓ નીમી માહોમાંહે કેટલુંક કાર્ય વહેંચી લીધું. બોહીમીઆના લોકો સાથે સમાધાન કરવામાં પણ આ સભા ફતેહમંદ નીવડી. બોહીમીઆના સુધારકોએ સભાનું આમંત્રણ સ્વીકાર્યું, અને તેઓ અને સભા વચ્ચે કેટલીક મસલત થયા પછી સંધિ થઈ, તેમાં બન્ને પક્ષે થોડી છુટછાટ મૂકી મધ્યમ પક્ષ સ્વીકાર્યો. આનું એક

બાસેલની સભા.

પરિણામે એ આવ્યું કે બોહીમીઆના સુધારકોના બે પક્ષ વચ્ચે મોટો ઝઘડો ઉત્પન્ન થયો, અને તેમની વચ્ચે યુદ્ધ પણ થયું. તેમાં ઉદ્દામપક્ષની હાર થઇ. બાસૈલની સભા આ સમાધાન કરી શકી તેથી તેની કીર્તિ વધી, અને તેના પરિણામે યુજેનિઅસને ૧૪૩૩માં તેનું કાર્ય માન્ય રાખવાની ફરજ પડી. આ સિવાય બાસૈલની સભાએ ગ્રીક અને લાટીન મંડળીને એકત્ર કરવાનું કાર્ય હાથમાં લીધું, તેથી તેની અને પાપાની વચ્ચે કજીયો પાછો શરૂ થયો. પૂર્વમાં તુર્ક લોકો કોન્સ્ટાન્ટીનોપલ ઉપર હુમલો કરવાની તૈયારીમાં હતા તેથી ત્યાંનો સમ્રાટ જે કોઇ પશ્ચિમનાં રાજ્યોની મદદ તેને આપી શકે તેનું સાંભળવા તૈયાર હતો. આથી પાપાએ તેની સાથે પરભારી મસલત ચલાવી, તેથી સભા નારાજ થઇ, અને તેણે પાપાની સત્તાને ઘણી રીતે મર્યાદિત કરી, પણ આ સભાએ ગ્રીક લોકો સાથે મસલત કરવા માટે આવીગ્નોન પસંદ કર્યું, તેથી તેમાંના કેટલાક માણસો તેથી છૂટા પડયા. આનો લાભ લઈ પાપાએ ફ્લોરેન્સમાં એક સભા બોલાવી, અને ગ્રીક લોકો ત્યાં આવ્યા. અહીં સિદ્ધાંત સંબંધી કેટલોક વાદવિવાદ થયા પછી આખરે ગ્રીક સમ્રાટને પશ્ચિમની સહાયની જરૂર હોવાથી ગ્રીક મંડળીએ અમુક અંશે પાપાનું આધિપત્ય સ્વીકાર્યું. પણ તેથી ગ્રીક લોકોને જોઇએ તેટલી કુમક મળી નહિ, તેથી તેઓ નારાજ થયા. એમ છતાં પૂર્વની બીજી પણ મોટી મંડળીઓ થોડા વખત પછી પાપાને આધીન થઇ, અને પાપાનો યશ ઘણો વધ્યો.

ફ્લોરેન્સની સભા, ૧૪૩૮.

દરમિઆન બાસૈલની સભા ચાલુજ હતી. તેણે પાપાના આ બીજી સભા ભરવાના કાર્યને વખોડી કાઢયું, એટલુંજ નહિ પણ પાપાની સત્તા પૂર્ણ રીતે તેના પોતાના હાથમાં છે એવું જાહેર કર્યું. સભાનું આ કાર્ય યુરોપનાં મુખ્ય રાજ્યોએ ગેરવાજબી ગણ્યું. અને તેમણે મધ્યમ માર્ગ લઇ પોતાના રાજ્યમાં આવેલી મંડળીને પાપાની સત્તાને માત્ર નામની આધીન રાખી સ્વતંત્ર કરી. આ પ્રમાણે ફ્રાંસ અને જર્મનીએ કર્યું. આખરે બાસૈલની સભાએ આગળ વધી યુજેનિઅસને પદભ્રષ્ટ જાહેર કરીને એક નવો પાપા ચુંટયો. પરિણામે સાર્વત્રિક મંડળીમાં બે પાપા ઉભા થયા અને બાસૈલની સભાએ યુરોપના મોટા ભાગની સહાનુભૂતિ ખોઇ નાખી. વળી નવો પાપા પણ કંઇ બહુ શક્તિમાન ન હતો, તેથી તે તથા સભા લોકોની નજરમાં હલકાં પડયાં. આ તકનો લાભ લઇ યુજેનિઅસે જર્મનીમાં પોતાની સત્તા ફરીથી સ્થાપવાનો પ્રયત્ન કર્યો. વળી તે વખતે ત્યાંનો રાજા નબળો હોવાથી તેમાં તે ફાવ્યો પણ ખરો. આથી પાપાની પ્રતિષ્ઠા પાછી જામી, અને ઇ. સ. ૧૪૫૦ માં જ્યારે રૂમમાં પચાસ વર્ષનો મહોત્સવ ઉજવવામાં આવ્યો ત્યારે ત્યાં યુરોપના જુદા જુદા ભાગમાંથી એટલા બધા યાત્રાળુઓ આવ્યાં હતા કે તેમને

બાસૈલની સભાનું કાર્ય.

જોઇને સર્વ કોઇને એમજ લાગે કે પાપાની સત્તાને જરા પણ ધક્કો લાગ્યો નથી.

નીકોલાસ પાંચમો. આ વખતે નીકોલાસ પાંચમો પાપા હતો. તેણે રૂમ તેમજ પોતાના તાબાનાં બીજાં શહેરોને ગઢ, કિલ્લા વગેરેથી મજબુત કર્યાં, તથા સુંદર મકાનો બાંધીને સુશોભિત કર્યાં. વળી તેણે હસ્તલેખિત પુસ્તકો એકત્ર કરવાની શરૂઆત કરીને રૂમની સુવિખ્યાત વાટીકાન લાઇબ્રેરીનો પાયો નાખ્યો. આ ઉપરાંત તે પોતે સાહિત્ય, કલા વગેરેનો આશ્રયદાતા હતો, અને તેનો આશય રૂમની મારફતે યુરોપમાં શિષ્ટાચારનો પ્રચાર કરવાનો હતો. પણ રૂમના લોકો તેની સામે ઉઠયા, તેથી તેની કારકીર્દીનાં છેલ્લાં બે વર્ષ દુઃખમાં ગયાં. યુરોપને એકત્ર કરીને કોન્સ્ટાન્ટીનોપલ પર ચઢી આવતા તુર્ક લોકોને પાછા હઠાવવાનો તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો, અને તેણે કોન્સ્ટાન્ટીનોપલ તુર્કોના હાથમાં ગએલું જોયું.

# પ્રકરણ ૩ જું.

## પંદરમા શતકના પાછલા ભાગમાં મંડળી અને પાપાની સત્તાની સ્થિતિ.

નીકોલાસ પાંચમા પછી ત્રીજો પાપા પાયસ બીજો હતો. તે શાણો, ચતુર અને અનુભવી હતો. તેણે પાપા થયા પહેલાં પ્રથમ બાસેલની સભાને અને પછી યૂજેનિઅસને સારી સહાય આપી હતી. જર્મન મંડળી ૧૪૪૭માં પાપાને આધીન થઇ હતી, તે કેટલેક અંશે તેનાજ પ્રયત્નનું પરિણામ હતું. પાપા થતાંવેંતજ તેણે બાસેલની સભાએ પોતાની સત્તાના સર્વોપરીપણાનો જે દાવો કર્યો હતો અને તેનું સમર્થન તેણે પોતે તે સમયે કર્યું હતું તે નાકબુલ કર્યો, અને કોઇ પણ પાપાની સામે કોઇ ભવિષ્યની સભાને અપીલ કરવાનું કહે તેને મંડળી બહાર મૂકવાનો નિશ્ચય કર્યો. આ ઉપરાંત તેણે તુર્ક લોકો સામે એક ક્રુઝેડ શરૂ કરી, અને તેના સરદાર તરીકે પોતે લડવા ગયો, પણ તે માર્ગમાંજ મૃત્યુ પામ્યો. તુર્ક લોકો આ વખતે યુરોપને માટે ભયનું કારણ થઇ પડયા હતા, તેથી તેમને આગળ વધતા અટકાવવાને જરૂર હતી, અને એ વાત પાયસ એકલોજ સમજી શક્યો હતો. તેણે તેમની સામે થવા માટે યુરોપનાં જુદાં જુદાં રાજ્યોને એકત્ર કરવાનો પ્રયત્ન કર્યો, પણ એ રાજ્યોના પરસ્પરના દ્વેષ અને સ્વાર્થને લીધે તે નિષ્ફળ થયો. આ વખતે યુરોપમાં ધાર્મિક એકતા અને ભાવના ઘટી ગઈ હતી, અને પ્રત્યેક દેશ પોત-પોતાનેજ સબળ કરવામાં ગુંથાયો હતો, એ વાતનું પ્રમાણ આ બીના ઉપરથી મળી આવે છે. જેટલે અંશે આવો પ્રયત્ન થયો હતો તેટલે અંશે પાપાની સત્તા ઘટી ગઇ હતી એ આ વખતે સર્વ કોઇ જોઇ શકતું હતું.

પાયસ બીજો, ૧૪૫૮-૧૪૬૪.

પાયસ પછીના બે ત્રણ પાપાની કારકીર્દી દરમિયાન પાપાની સત્તા દિન-પ્રતિદિન ઘટવા લાગી હતી. આનાં કારણ ઘણાં હતાં, પણ તેનું મુખ્ય કારણ એ હતું કે જુદા જુદા પાપાએ ધીમે ધીમે પોતાનાં સગાંસંબંધીઓને પોતાના તાબાના દેશમાં જાગીરો આપવા માંડી હતી, અને તેમનું હિત સાધવા માટે તેઓ યુદ્ધ, કાવતરાં વગેરે કરવા અચકાતા ન હતા. વળી આ વખતે ઇટાલીનાં જુદાં જુદાં રાજ્યો વચ્ચે દ્વેષભાવ અને લડાઇઓ ચાલુ હતાં, અને તેમાં પાપાની સત્તા ઘડીમાં એક બાજુ તો ઘડીમાં બીજી બાજુ ભાગ લેતી હતી. આનું એક પરિણામ એ

આવ્યું કે પાપાની સત્તા ઇટાલીનાં નાનાં રાજ્યોમાંના માત્ર એકનીજ થઇ રહી. આ સ્થિતિમાં આલેક્ઝાંડર છઠ્ઠો પાપા થયો, અને તેણે પાપાની સત્તાની પૂરેપૂરી અધોગતિ કરી. તે પોતે બળવાન માણસ હતો, પણ ઇશ્વરના ભય વગરનો હતો, તેથી તેણે પોતાનો સ્વાર્થ સાધવા માટે બને તે કર્યું. તેનાં પોતાનાં બાળકો જે તેની રખાતથી ઉત્પન્ન થયાં હતાં તેમને તેણે મોટી મોટી જાગીરો આપી, કોઇને ડ્યુક તો કોઇને કાર્ડીનાલ બનાવ્યા. આ પાપાએ પોતાની હોશિયારીને લીધે પાપાની સત્તાને ઇટાલીમાં પ્રબળ કરી હતી, પણ ઉપર જણાવ્યા પ્રમાણે તેનો ઘણો દુરૂપયોગ થયો હતો. તેના દુશ્મનોના કહેવા પ્રમાણે તે પોતે દુરાચરણી હતો અને તેને લીધે તેની આજુબાજુનાં માણસો પણ તેવાંજ હતાં. વળી કહેવાય છે કે તેણે પોતાનું ધાર્યું કરવા માટે માણસોનાં ખૂન કરાવ્યાં હતાં. સુવિખ્યાત ધર્મોપદેશક સાવાનારોલાને પાખંડી તરીકે દેહાંતદંડની સજા કરવામાં પણ તેનોજ હાથ મુખ્ય હતો. આ પાપા ઇતિહાસમાં બોર્જીઆ નામે ઓળખાય છે.

આલેક્ઝાંડર છઠ્ઠો, ઉર્ફે બોર્જીઆ, ૧૪૯૨–૧૫૦૩.

આલેક્ઝાંડર પછી ત્રીજો પાપા જુલીઅસ બીજો થયો. તેનું ચારિત્ર્ય આલેક્ઝાંડર જેવું ભુંડું ન હતું, છતાં તે તેના જેવોજ મહત્ત્વાકાંક્ષી હતો. આલેક્ઝાંડરે જે બધું પોતાનાં બાળકો માટે કર્યું હતું તે તેણે મંડળીને માટે કરવામાં પાછી પાની કરી નહિ. તેણે જર્મની, સ્પેન અને ફ્રાંસની રાજ્યસત્તાને ઇટાલીમાં બોલાવી વેનીસને પાયમાલ કર્યું. ત્યાર પછી તે ફ્રાંસની સામે થયો, અને કેટલીક મુશ્કેલીઓ પછી ઇટાલીમાંથી ફ્રાંસની સત્તા નહિ જેવી કરી નાખી. પોતાનું ધાર્યું કરવા માટે તે એટલો બધો આતુર હતો કે પરરાજ્યને ઇટાલી પર હુમલા કરવાનું આમંત્રણ આપવા તે જરા પણ અચકાયો ન હતો. આ પાપા કળાનો મોટો આશ્રયદાતા હતો, તેણે રૂમમાં "સંત પીતરનું દેવળ" નામનું અતિ સુંદર અને મહાન દેવળ બંધાવવાનું શરૂ કર્યું હતું. આ ઉપરાંત તેણે મીખાએલ આન્જેલો અને રાફાએલ નામના જગદ્વિખ્યાત શિલ્પકાર અને ચિત્રકારને આશ્રય આપીને રૂમનાં દેવળોને સુશોભિત કર્યાં હતાં. તે મૃત્યુ પામ્યો ત્યારે રૂમના લોકોએ તેને માટે ઘણો શોક કર્યો હતો, અને એમ જણાવ્યું હતું કે, "તેણે પ્રેરિતોની મંડળીની વૃદ્ધિ કરી છે, જુલમી રાજાઓને નરમ પાડયા છે અને ઇટાલીને ફ્રાંસના પંજામાંથી છોડાવ્યું છે."

જુલીઅસ બીજો, ૧૫૦૩-૧૫૧૩.

જુલીઅસ પછી લીઓ દસમો પાપા થયો. આ પાપા શાંત સ્વભાવનો હતો, અને તે સાહિત્ય, કળા અને વિનોદપ્રિય હતો. તેને તેરમે વર્ષે તે કાર્ડીનાલ અને સાડત્રીસમે વર્ષે પાપા થયો હતો. તેનામાં આલેક્ઝાંડર વગેરેના દુર્ગુણ ન હતા, પણ તેને

લીઓ દસમો, ૧૫૧૩–૧૫૨૧.

શિકાર, તમાશા વગેરેનો બહુ શોખ હતો. તે સુલેહને ચાહતો હતો છતાં તેની અગાઉના પાપાઓએ અશાંતિનો એવો વારસો મૂક્યો હતો કે તેને લડાઇમાં ઉતરવું પડયું હતું. તેના સમયમાં હેન્રી આઠમાએ ફ્રાંસ ઉપર ચઢાઇ કરી તેને હરાવ્યું હતું, તેથી ફ્રાંસ નબળું પડયું હતું. એમ છતાં ફ્રાંસની સત્તા બહુ નબળી પડે એ પાપાની સત્તા માટે ઇચ્છવાજોગ ન હતું, તેથી પાપાએ ફ્રાંસની સાથે સુલેહ કરી. વળી ફ્રાંસની સત્તા બહુ વધી ન જાય એ માટે તે યુરોપનાં કેટલાંક રાજ્યોએ કરેલા ઐક્ય સાથે જોડાયો. આ પાપાનું સૂત્ર કંઇક એવું હતું કે, "કોઇ એક રાજા સાથે સંધિ કરી તેથી તેના દુશ્મન સાથે સંબંધ તોડવાનું કંઇ કારણ નથી." તેના આવા વર્તનથી સ્વાભાવિક રીતે પાપાની સત્તાની પ્રતિષ્ઠા કેટલેક અંશે ઘટી, એમ છતાં તેણે ફ્રાંસમાં પાપાની સત્તાનું પ્રાબલ્ય અમુક અંશે વધાર્યું હતું. આ પાપાના વખતમાં (૧૫૧૭) લાટેરાનની સભા જે જુલીઅસે બોલાવી હતી તે બરખાસ્ત થઇ હતી.

# પ્રકરણ ૪ થું.

## મહાસુધારણાની પહેલાંના સુધારકો અને વિદ્યાનો પુનરૂદ્ધાર.

ચૌદમા શતકની આખરમાં Scholasticism અર્થાત ખ્રીસ્તી સિદ્ધાંતના તાર્કિક વિચારનો અંત આવ્યો હતો. આ અંત લાવવામાં ઓક્કામના વિલિઅમે ઘણો પ્રયત્ન કર્યો હતો. તે પોતે તાર્કિકોમાંનો એક સમર્થ તાર્કિક હતો, પણ તેણે નામરૂપવાળી પ્રત્યેક વસ્તુને સત્ય ગણીને તે સંબંધી ઉત્પન્ન થએલા કંઇક અંશે હિન્દુસ્તાનના માયાવાદ જેવા વાદનો ઉચ્છેદ કર્યો હતો. ધર્મના સિદ્ધાંતો માત્ર બાઇબલ અને મંડળીથીજ નક્કી થાય છે, અને કેટલીક વાર તે બુદ્ધિએ કરેલા સિદ્ધાંતથી વિરૂદ્ધ પણ હોઈ શકે છે, એમ તેણે જણાવ્યું હતું. આથી સામાન્ય તત્વજ્ઞાનનો પણ ઉચ્છેદ થયો હતો. વિલિઅમે આ પ્રમાણે તર્કશાસ્ત્ર અને ફીલસુફીનો પાયો ઉખેડી નાખ્યો હતો, તેથી તેણે લોકોમાં અંધશ્રદ્ધાની વૃદ્ધિ કરી હતી એમ સમજવાનું નથી. પાપા એ અભ્રાંત છે અને જનસમાજના સામાજીક અને રાજકીય જીવન તથા રાજસત્તા ઉપર તેને અધિકાર છે એવી માન્યતાનો પણ તેને પ્રબળ રીતે ઉચ્છેદ કર્યો હતો. તે પોતે ફ્રાંસિસ્કન સંઘનો હતો અને ત્યાગ સંબંધી એ સંઘ અને પાપા વચ્ચે જે તકરાર ઉઠી હતી તેમાં તેણે પોતાના સંઘના પક્ષનું ઘણી સારી રીતે સમર્થન કર્યું હતું. આ ઉપરાંત ઓક્કામની માન્યતા એવી હતી કે મહાસભા પણ ભૂલ કરી શકે છે અને ખરો ધર્મ માત્ર થોડાંજ મનુષ્યમાં, અને તે પણ સ્ત્રીઓમાં, જોવામાં આવે એ પણ સંભવિત છે. વળી જો મંડળીના હિતને માટે જરૂર જણાય તો બિશપ, આર્ચબિશપ, પાપા વિગેરે સર્વને દૂર કરી શકાય છે; વળી કોઇ રાજા કે મહારાજાનો અધિકાર મંડળીના મોટા અધિકારીના જેવોજ છે અને સમ્રાટ પાપાને ગાદી ઉપર બેસાડી કે તે પરથી દૂર પણ કરી શકે છે. ઓક્કામની અસર પાડુઆના માર્સીલિઅસ તેમજ વિક્લિફ પર પણ થઇ હતી, અને ફ્રેંચ સુધારકોએ સભાઓ દ્વારા જે કાર્ય કર્યું હતું તેને માટે તેઓ કેટલેક અંશે તેને આભારી હતા. એટલુંજ નહિ પણ પ્રોટેસ્ટંટ રાજા મહારાજાઓએ પણ રૂમથી સ્વતંત્ર થવા માટે તેના સિદ્ધાંતનો ઉપયોગ કર્યો હતો. લ્યુથરે તેનાં પુસ્તકોનો સારો અભ્યાસ કર્યો હતો, અને તે તેને તાર્કિકોમાંના એક અતિ સમર્થ તાર્કિક તરીકે ગણતો હતો, એમ છતાં ઓક્કામ મંડળીના સિદ્ધાંતો પર શ્રદ્ધા રાખતો હતો, અને તે ઘણી રીતે બીજા કેથોલિક જેવો હતો. થોમસ આક્વાઇનાસ અને ડન્સ સ્કોટસની માફક તેનો પણ સંપ્રદાય ચાલ્યો હતો, અને તેના અનુયાયીઓ "ઓક્કામી" નામથી ઓળખાતા હતા.

ઓક્કામનો વિલિઅમ, ૧૨૮૦-૧૩૪૭.

આ સમયમાં યુરોપમાં ધાર્મિક સુધારાનો પવન વાતો હતો એ અગાઉ કહી ગયા છીએ. મંડળીની સ્થિતિ એવી હતી કે તેથી ખરા ધાર્મિક માણસોને સંતોષ થાય તેમ ન હતું. તેઓમાંના કેટલાકે મંડળીને સુધારવાનો પ્રયત્ન આદર્યો હતો, પણ બીજા કેટલાક એવા પણ હતા કે જે મંડળીનું સ્વરૂપ તદન બદલી નાખવા ઇચ્છતા હતા. આ લોકો મંડળીમાં આટલો બધો મોટો અધિકારીવર્ગ રહે અને મંડળી જગતના એક રાજ્ય કે સામ્રાજ્ય જેવી બની રહે એ ખ્રીસ્તના ઉપદેશાનુસાર નથી એમ માનતા હતા. લ્યુથરની મોટી સુધારણાનું બીજ આ લોકોએ પોતાના વિચાર અને કાર્યદ્વારા વાવ્યું હતું એમ કહીએ તો કંઇ ખોટું નથી. આ લોકો ધર્મસુધારકજ હતા. તેઓમાં સર્વથી મહાન વિક્લિફ છે.

વિક્લિફ, ૧૩૨૪--૧૩૮૪.

તે ઇ. સ. ૧૩૨૪ માં જન્મ્યો હતો, અને તેણે ઓક્સફર્ડની યુનિવર્સીટીમાં અભ્યાસ કરી ઘણું સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું. તે એ યુનિવર્સીટીમાંજ ખ્રીસ્તી સિદ્ધાંતના અધ્યાપક તરીકે શિક્ષણ આપતો હતો. તે ત્યાં હતો ત્યારેજ તેણે સાધુઓની સંસ્થા પર અણગમો બતાવ્યો હતો, અને રાજ્યસત્તા પાપાની સત્તાથી સ્વતંત્ર છે એવું જાહેર કર્યું હતું. વળી તેણે એવું પણ જાહેર કર્યું હતું કે પાપાનું ફરમાન શાસ્ત્ર પ્રમાણે હોય તોજ તે સ્વીકૃત છે, તે સિવાય નહિ. તેના આવા મતથી તેને ઇંગ્લાંડની રાજ્યસત્તા અને અમીરઉમરાવોનો સારો આશ્રય મળ્યો હતો, તેથી પાપાવાળાઓ તેને કંઇ પણ નુકસાન કરી શક્યા નહિ. વળી તેણે આગળ વધીને એવો મત જાહેર કર્યો કે પ્રભુભોજનમાં ઇસુ ખ્રીસ્તનાં લોહી અને માંસ હાજર છે છતાં તેમાં વપરાતા પદાર્થોનું તત્ત્વ બદલાતું નથી. આથી તેના પ્રત્યે ઘણા લોકોને અભાવ ઉત્પન્ન થયો, અને તેના મતને તિરસ્કારી કાઢવામાં આવ્યા. ત્યાર પછી તેને યુનિવર્સીટીમાંથી નીકળી જવું પડયું, અને તેણે પોતાના સિદ્ધાંતોનો પ્રચાર સ્વતંત્રપણે કરવા માંડયો. ઉપર જણાવેલા મત ઉપરાંત તે પ્રથમની મંડળીના રિવાજાનુસાર માત્ર વડીલ અને સેવક એ બેજ અધિકારી, અને વધારે સાદી ભજનસેવા સ્વીકારતો હતો. વખત જતાં તેના સિદ્ધાંત લોકોને ગમવા લાગ્યા અને કેટલાક તેના શિષ્યો થતાં તેણે તેમને ઉપદેશક તરીકે પોતાના સિદ્ધાંતનો પ્રચાર કરવા જુદે જુદે સ્થળે મોકલ્યા. તેની સર્વથી મોટી સેવા તેણે અંગ્રેજી ભાષામાં કરેલું બાઇબલનું ભાષાંતર છે. તેના મૃત્યુ પછી પણ તેણે કરેલું સુધારાનું કાર્ય ચાલુ રહ્યું હતું, અને તેનો પંથ વધારે પ્રબળ થયો હતો. તેના શિષ્યો "લોલર્ડ" નામથી ઓળખાતા હતા. પહેલાં આ પંથના અનુયાયીઓની તેમજ વિક્લિફની પોતાની સતાવણી થઇ ન હતી, એનું કારણ માત્ર એટલુંજ હતું કે પાપાની સત્તા સામે તેમણે રાજ્યસત્તાનો પક્ષ લીધો હતો. પણ જ્યારે "લોલર્ડ" લોકોએ પાર્લમેન્ટ પાસે મંડળીએ સુધારાની માગણી કરી ત્યારે ઇંગ્લાંડની રાજ્યસત્તાનું ધ્યાન તેમના તરફ વિશેષ પ્રમાણમાં ખેંચાયું, અને તેમની સતાવણી શરૂ થઇ, તેથી તેઓની સંખ્યા

આગળ જતાં નહિ જેવી થઇ ગઇ. ઇંગ્લાંડ સંબંધી વિક્લિફનું સ્થાયી કામ તેનું બાઇબલનું ભાષાંતર છે. તેના વિચારની અસર બોહીમીઆમાં ઘણી થઇ હતી.

આ દૂરના દેશમાં બે ત્રણ માણસો ઉભા થયા હતા. તેમણે મંડળીની દુર્દશા જોઇ તેમાં સુધારો કરવાનો પ્રયત્ન આદર્યો હતો. તેમાંના એકે મંડળીનાં ક્રિયાકર્મ અને વિધિનિષેધના નિયમો સામે બાઇબલ રજુ કરી તે પ્રત્યે લોકોનું ધ્યાન ખેંચ્યું હતું. ધીમે ધીમે આ વિચારો બહુ ફેલાયા, અને તેમની અસર આખા દેશ ઉપર થઇ એટલુંજ નહિ પણ આખા યુરોપ ઉપર પણ તેમની અસર થશે એવું જણાયું. એ સંજોગોમાં બોહીમીઆના સુધારકોએ વિક્લિફના સિદ્ધાંત જાણ્યા, અને તેમણે તે ઉત્સાહપૂર્વક સ્વીકારી લીધા. એ વખતે તેમનો નેતા જોન હસ હતો. આ બોહીમીઅન સુધારકોનું કાર્ય સફળ થવાનું એક વિશેષ કારણ એ હતું કે જર્મન લોકો અને તેમની વચ્ચે વિરોધ હતો, અને જર્મન લોકોને પાપાની સહાય મળતી હતી. બીજા શબ્દોમાં કહીએ તો આ સુધારણા તેમના દિલમાં સ્વદેશની ભાવના ખીલવવામાં ઘણી સારી રીતે સહાયભૂત થઇ હતી. આખરે મંડળી અને સુધારકોના પક્ષ વચ્ચે વિરોધ શરૂ થયો, અને હસને મંડળી બહાર મૂકવામાં આવ્યો. આના પરિણામે તેને બોહીમીઆના રાજાની સલાહથી થોડો કાળ દેશપાર જવું પડયું, પણ તેણે પોતાનું કાર્ય પોતાનાં પુસ્તકો તથા પત્રવ્યવહારદ્વારા ચાલુ રાખ્યું. તે વિક્લિફ જેવો સમર્થ ચિંતક ન હતો, પણ ઉપદેશક તરીકે મહાન હતો. તેનું ચારિત્ર્ય વિશુદ્ધ હતું, અને મંડળીનો પાળકવર્ગ બહુ શુદ્ધ હોવો જોઇએ એવું તે અતિ ભારપૂર્વક માનતો હતો અને કહેતો પણ હતો. ખાસ કરીને પ્રભુભોજનના પદાર્થોનાં તત્ત્વ સંબંધી તેની માન્યતા મંડળીની માન્યતા જેવીજ હતી. પોતાના દેશવટા દરમિઆન બે વર્ષ પછી તેણે કોન્સ્ટાન્સની સભામાં જવાનું સીજીસમંડનું આમંત્રણ સ્વીકાર્યું, અને અગાઉ જણાવ્યા પ્રમાણે ઇ. સ. ૧૪૧૫ માં ત્યાંજ તેને મારી નાખવામાં આવ્યો. એના મૃત્યુ પછી પણ આ સુધારાની હીલચાલ ચાલુ રહી હતી.

બોહીમીઆમાં સુધારણા.

જોન હસ, ૧૩૬૯-૧૪૧૫.

વિક્લિફ અને હસ સિવાય બીજા કેટલાક સુધારકો થઇ ગયા. તેમણે પોતપોતાની શક્તિ પ્રમાણે સુધારણાની આ સમયમાં શરૂ થએલી હીલચાલમાં નાનોમોટો ફાળો આપ્યો હતો. તેઓમાંનો એક જોન વેસેલ નામે હતો. તેના મત ઘણી રીતે લ્યૂથરના મત જેવા હતા, અને તે એટલે સુધી કે લ્યૂથરે એમ જણાવ્યું હતું કે જો તેણે વેસેલનાં પુસ્તકો પોતાનું કાર્ય શરૂ કર્યા પહેલાં વાંચ્યાં હોત તો ઘણા લોકો એમ કહી શકત કે તેણે પોતાના ઘણાખરા વિચાર તેની પાસેથીજ લીધેલા છે. વેસેલ જુદી જુદી યુનિવર્સીટીઓમાં ખ્રીસ્તી સિદ્ધાંતોનો અધ્યાપક હતો.

જોન વેસેલ, ૧૪૨૦-૧૪૮૯.

બીજો સુધારક સાવાનારોલા હતો. તેની સુધારણા વિચારના નહિ પણ જીવનના પ્રદેશમાં હતી. તે પોતે રૂમી મંડળીના સિદ્ધાંતો પૂર્ણ રીતે સ્વીકારતો હતો, અને એ સિદ્ધાંતો પ્રમાણે સર્વ મનુષ્યો પોતાનું જીવન ગાળે એમ ઇચ્છતો હતો. તે પોતાની યુવાવસ્થામાં વૈદું શીખતો હતો, પણ તેનો અભ્યાસ પૂરો કર્યા પહેલાં તેને વૈરાગ્ય આવવાથી તે ડોમીનીકન સંઘમાં ભળ્યો. ઇ. સ. ૧૪૮૨ માં તેણે ફ્લોરેન્સ જે ઇટાલીનું એક મુખ્ય બંદર હતું અને કેટલીક રીતે પહેલાંના સમયના આપણા સુરત શહેર જેવું અથવા હાલના મુંબઇ જેવું મોજશોખીલું હતું તેમાં ધર્મનો પ્રચાર કરવા માંડયો, પણ તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો. આથી તે ગભરાયો નહિ, પણ ઉલટું વધારે આગ્રહથી ઉપદેશ કરવા લાગ્યો. તેનો ઉપદેશ તાર્કિકો કે સિદ્ધાંતકાર જેવો ન હતો, પણ પહેલાંના જમાનાના પ્રબોધકો જેવો હતો. આખરે તેના ઉપદેશની અસર થવા લાગી અને ટોળાબંધ લોકો તેનું સાંભળવા લાગ્યા. તે ત્યાંની રાજ્યસત્તા તથા મંડળીના અધિકારીવર્ગને અતિ સ્પષ્ટ રીતે તેમના દોષ બતાવવા લાગ્યો. લોકોનાં પાપના પરિણામે તેમનો સત્વર નાશ થશે એવું ભવિષ્ય તેણે ભાખ્યું હતું, અને તે અમુક અંશે ખરૂં પણ પડયું, કારણ કે ત્યાં ફ્રાંસનો રાજા ચઢી આવ્યો અને ફ્લોરેન્સનો નાશ થયો નહિ એ માત્ર સાવાનારોલાની ફ્રાંસના રાજા ઉપર થએલી અસરનું પરિણામ હતું. આ ચઢાઇના પરિણામે ફ્લોરેન્સની રાજ્યસત્તા પડી ભાંગી અને સાવાનારોલાએ લોકોને પ્રજાસત્તાક બંધારણ ગ્રહણ કરવા કહ્યું. બીજી બાજુ પણ તેના ઉપદેશનું પરિણામ ઘણું સારૂં આવ્યું, અને લોકોની ધાર્મિક અને સામાજિક સ્થિતિ સુધરી ગઇ. પણ ધીમે ધીમે તેની સામે દુશ્મનો ઉભા થવા લાગ્યા હતા. આખરે પાપા આલેકઝાંડર છઠ્ઠો તેની વિરૂદ્ધ થયો. તેણે સાવાનારોલાને કાર્ડીનાલ નીમી પોતાના પક્ષમાં લઇ લેવા નિશ્ચય કર્યો, પણ સાવાનારોલા એ રીતે સત્ય છોડે એવો ન હતો. આ જોઇ પાપાએ તેને મંડળી બહાર મૂક્યો. સાવાનારોલાએ પાપાનું આ કાર્ય ઇશ્વરની ઈચ્છા વિરૂદ્ધ છે એવું જણાવ્યું. પણ આખરે તેના દુશ્મનોએ લોકોના કાન તેની વિરૂદ્ધ ભંભેર્યા અને તેને પકડીને કેદ કર્યો. તે કેદમાં હતો ત્યારે તેણે ૫૧મા ગીત ઉપર ટીકા લખી, તેમાં દોષમુક્ત ( Justification ) ના સંબંધમાં કંઇક લ્યુથરના જેવાજ વિચાર જણાવવામાં આવ્યા છે. કેદમાં નાખ્યા પછી તેની તપાસ કરવામાં આવી હતી, અને તેમાં તેને દેહાંતદંડની શિક્ષા ફરમાવવામાં આવી હતી. ઈ. સ. ૧૪૯૮ માં તેને ફાંસી દીધી અને તેના શબને બાળી નાખીને તેની રાખ નદીમાં ફેંકી દેવામાં આવી.

સાવાનારોલા, ૧૪૫૨-૧૪૯૮.

આ સિવાય એ સમયમાં યુરોપમાં કેટલાક એવા પુરૂષો થઇ ગયા, કે જેઓ mystics અર્થાત ભક્તજ્ઞાની તરીકે ઓળખાય છે. આ લોકોએ બાહ્યધર્મ કરતાં

ભક્તજ્ઞાનીઓ.

આંતરધર્મ ઉપર અધિક ભાર મૂક્યો હતો, અને એવી રીતે પ્રોટેસ્ટંટ સુધારણાનાં બીજ લોકોના દિલમાં વાવ્યાં હતાં. તેઓમાં કદાચિત એકહાર્ટ નામનો એક જર્મન સર્વથી પ્રથમ હતો. તે સાધુ હતો અને ચિંતક તરીકે સમર્થ હતો. તેની અસર ઘણા લોકો પર થઇ હતી, અને પાછળથી થએલા ભક્તજ્ઞાનીઓમાં કેટલાક તેના શિષ્યો હતા. ધાર્મિક જીવનમાં તેણે કદાચિત ભક્તિ કરતાં જ્ઞાન પર અધિક ભાર મૂક્યો હતો, છતાં તેનું જ્ઞાન બુદ્ધિગમ્ય તો નહોતુંજ. તે અઢારમા અને ઓગણીસમા સૈકામાં જર્મનીમાં જે કેટલાક મહાન તત્ત્વચિંતકો થયા તેનો પિતા કહેવાય છે. તેણે પોતે સામાન્ય લોકોમાં પોતાના ગૂઢ વિચારોનો ઉપદેશ કર્યો હતો અને તે આજે પણ વ્યાખ્યાનરૂપે જોવામાં આવે છે. તે લગભગ સિત્તેરેક વર્ષની ઉમરે ઇ. સ. ૧૩૨૯માં મૃત્યુ પામ્યો. એકહાર્ટ સિવાય ભક્તજ્ઞાનીઓમાં સુસો, રૂઝબ્રૂક, ટાઉલર વગેરે થઇ ગયા. તેમાંના પ્રત્યેકે યથાશક્તિ કાર્ય કરી યુરોપમાં અને ખાસ કરીને જર્મન લોકોમાં ઘણો ધર્મભાવ ફેલાવ્યો હતો. આ લોકોમાંના કેટલાકે "ઇશ્વરના મિત્ર" એ નામનું એક ગુપ્ત મંડળ ઉભું કર્યું હતું, અને તે દ્વારા તેઓ યુરોપના ખ્રીસ્તીઓમાં ખરો ખ્રીસ્તી ધર્મ ફરી દાખલ કરવાનો પ્રયત્ન કરતા હતા. આ મંડળમાં સાધુઓ હતા, તેમજ મંડળીના અધિકારીઓ, અમીરો અને સામાન્ય લોકો પણ હતા, અને તેઓ પોતાના જીવનમાં ખરૂં ખ્રીસ્તી જીવન ઉતારવા પ્રયત્ન કરતા હતા. આના પરિણામે આ મંડળની અસર ઘણે દૂર સુધી પહોંચી હતી. આ મંડળમાં કદાચિત સર્વથી મહાન ટાઉલર નામે ભક્તજ્ઞાની હતો. તે એક રીતે એકહાર્ટનોજ શિષ્ય હતો, પણ તેના વિચારમાં જીવ અને ઇશ્વરને એક કરનારો એકહાર્ટનો સિદ્ધાંત જોવામાં આવતો નથી. ટાઉલરને પોતાને કેટલાક ખાસ આત્મિક અનુભવ થયા હતા, તેથી તેના જીવન અને વિચારમાં અતિ ઉચ્ચ ભક્તિભાવ જોવામાં આવે છે. વળી તેનું આત્મિક જ્ઞાન પણ તેવુંજ છે, અને તેના જીવન અને ઉપદેશમાં ભક્તિ, જ્ઞાન અને કર્મ જે પ્રમાણમાં એકરસ થઇ રહ્યાં છે તે પ્રમાણમાં તે બીજા કોઇ પણ ભક્તજ્ઞાનીમાં જોવામાં આવતાં નથી. તેનાં વ્યાખ્યાનો પરથી તેના વિચાર આજે પણ જોવામાં આવે છે, વળી તે વ્યાખ્યાનો એવાં તો સુંદર અને ઉત્તમ છે કે તે વિષે લ્યુથરે કહ્યું હતું કે, "બાઇબલ અને ઓગસ્તાઇનનાં પુસ્તક સિવાય એવા વિચારો મેં ભાગ્યેજ બીજે કોઇ સ્થળે જોયા છે." "જર્મન ઇશ્વરજ્ઞાન" નામનું અત્યુત્તમ પુસ્તક પણ આ મંડળમાંથી નીકળ્યું હતું, અને તેના કર્તા તરીકે કેટલાક ટાઉલરનેજ ગણે છે. આ સિવાય થોમસ આ કેમ્પીસનું જગપ્રસિદ્ધ "ઇસુનું અનુકરણ" પણ આ ભક્તજ્ઞાનીઓના મંડળમાંથીજ નીકળેલું છે. આ પુસ્તક એવું ઉચ્ચ છે કે ભક્તિભાવની વૃદ્ધિ કરનાર

એકહાર્ટ, ૧૨૬૦-૧૩૨૯.

"ઇશ્વરના મિત્ર" નામનું મંડળ.

ટાઉલર, ૧૨૯૦-૧૩૬૧.

પુસ્તકોમાં એના જેવું આખા જગતમાં ભાગ્યેજ બીજું કોઇ હશે. તે મૂળ લાટીન ભાષામાં લખાએલું છે, પણ તેનાં ભાષાંતર પૃથ્વીની ઘણી ભાષાઓમાં થએલાં છે.

"ઈસુનું અનુકરણ."

વળી તેનું ભાષાંતર એકેક ભાષામાં અનેક વાર થયું છે, અને આપણી ગુજરાતી ભાષામાં પણ અત્યાર સુધીમાં ત્રણ ભાષાંતર થયાં છે. આ પુસ્તક લોકપ્રિય પણ તેવુંજ છે, અને એ બાબતમાં તેની સરખામણી કરી શકે એવું એક પણ પુસ્તક હશે કે નહિ એ એક પ્રશ્ન છે. આપણા હિન્દુસ્તાનમાંજ આ પુસ્તક ખ્રીસ્તી, હિન્દુ, મુસલમાન, જૈન, પારસી વગેરે સર્વ ધર્મના અનુયાયીઓ, અને તેમાં પણ સુધારક તેમજ જુના વિચારના સર્વ કોઇ એકસરખા ભાવ અને પ્રેમથી વાંચે છે, અને એવીજ સ્થિતિ દુનિયાના દરેક દેશમાં જ્યાં લોકો કેળવાએલા અને આગળ વધેલા છે ત્યાં પણ છે.

આ ઉપરાંત આ સમયમાં યુરોપના જુદા જુદા દેશોમાં લોકોની માતૃભાષામાં સાહિત્યનો ઉદ્‌ભવ તથા પ્રચાર થવા લાગ્યો હતો. અત્યાર સુધી

માતૃભાષામાં જ્ઞાનનો પ્રચાર.

અગાઉ જેમ હિન્દુસ્તાનમાં માત્ર સંસ્કૃતમાંજ ધાર્મિક તેમજ બીજું શિક્ષણ અપાતું હતું તેમ યુરોપમાં લાટીન ભાષામાં અપાતું હતું. હિન્દુસ્તાનમાં પ્રાચીન કાળમાં પ્રાકૃત ભાષાનો ઉપયોગ કરનાર બૌદ્ધ અને જૈન ધર્મ હતા, પણ મધ્ય કાળમાં સંસ્કૃતે પોતાનું પ્રાબલ્ય પાછું મેળવ્યું હતું. યુરોપમાં ગ્રીક અને લાટીન ભાષાનોજ ઉપયોગ થતો હતો, પણ પ્રાકૃત ભાષાનો ઉપયોગ આ કાળમાંજ થવા લાગ્યો હતો. આથી સામાન્ય લોકોમાં જ્ઞાનનો પ્રચાર સારી રીતે થયો અને તેટલે અંશે પાળકવર્ગની પ્રતિષ્ઠા ઘટી. આનું એક બીજું કારણ એ પણ હતું કે પાળકવર્ગનું જીવન જોઇએ તેવું ન હતું, અને લોકોમાં જ્ઞાનનો પ્રચાર થવાથી તેઓ તેમનો ધાર્મિક તેમજ જ્ઞાનવિષયક દંભ સારી રીતે જોઇ શક્યા. જે પુસ્તકો પ્રથમ લોકોની માતૃભાષામાં લખાયાં તેમાંનાં ઘણાંખરાંમાં પાળકવર્ગના દંભનેજ ઉઘાડો પાડવામાં આવ્યો હતો. ઈંગ્લાંડમાં ચોસર અને વિલિઅમ લેંગ્લેંડ નામના લેખકે આ પ્રમાણે કર્યું હતું. ઇટાલીમાં ડાન્ટે, પેટ્રાર્ક અને બોકાશીઓ થયા અને તેમણે પણ પાળકવર્ગની ઉપરના તેમજ નીચેના અધિકારીઓના દંભ ખુલ્લા પાડ્યા. આ બે દેશ સિવાય જર્મની અને ફ્રાંસમાં પણ માતૃભાષામાં સાહિત્ય રચાવા માંડયું હતું.

ઉપર જણાવ્યા પ્રમાણે જુદી જુદી ભાષાઓમાં સાહિત્યનો ઉદય થયો હતો તેનું કારણ યુરોપના દેશોમાં સ્વદેશની ભાવનાની ખીલવણી સિવાય બીજું એક

વિદ્યાનો પુનરુદ્ધાર.

એ હતું કે આ સમયમાં વિદ્યાનો પુનરુદ્ધાર થયો હતો. તાર્કિકોએ એરિસ્ટોટલનું અધ્યયન કરી તેની ફીલસુફીનું પ્રકટીકરણ કર્યું હતું, પણ તેમણે બીજા ગ્રીક સાહિત્યનો સ્પર્શ સરખોએ કર્યો ન હતો. આ ઉપરાંત રૂમી સામ્રાજ્યના સમયમાં લાટીન ભાષામાં જે સાહિત્ય ઉત્પન્ન થયું હતું તેનો પ્રચાર પણ મધ્યકાળમાં બહુ થોડો હતો. પરંતુ એ સ્થિતિમાં

હવે ફેર પડવા માંડયો હતો, અને લોકો વિદ્યાનો શોખ ધરાવતા થયા હતા. પ્રથમ આ ફેરફાર ઇટાલીમાં થયો અને ત્યાંના વિદ્વાનો તથા પંડિતોએ યુરોપના જુદા જુદા દેશોમાં પ્રાચીન વિદ્યાના આ નવા શોખનો ફેલાવો કર્યો. પ્રાચીન સાહિત્યમાં જ્ઞાન અને આનંદનો કેટલો મોટો ભંડાર છે એ વાત ઇટાલીમાં સર્વથી પહેલાં પેટ્રાર્ક નામના કવિએ લોકો આગળ રજુ કરી, અને તેમના દિલમાં તેને માટે પ્રેમ ઉત્પન્ન કરાવ્યો. આના પરિણામે યુરોપના જુદા જુદા મઠોમાં તેમજ ગ્રીસમાં હસ્તલેખિત પુસ્તકોની શોધ થવા લાગી, તેથી કેટલાક લેખકો જેમનાં નામ પણ વિસારે પડયાં હતાં તેઓ ફરીથી પ્રસિદ્ધિમાં આવ્યા. વળી આ વખતે પૂર્વના દેશો ઉપર મુસલમાન લોકોની ચઢાઇનો ભય નિરંતર રહેતો હતો, તેથી ત્યાંનો પુસ્તકોનો ભંડાર પશ્ચિમમાં લાવવામાં આવ્યો, તેમજ કેટલાક ગ્રીક વિદ્વાનો પણ પશ્ચિમમાં આવી વસ્યા. પૂર્વમાં વિદ્યાનો પ્રચાર થોડાઘણા અંશે ચાલુજ હતો તેથી ત્યાંના વિદ્વાનોએ યુરોપમાં આવીને આ પુનરુદ્ધારમાં ઘણો સારો ફાળો આપ્યો. ઇ. સ. ૧૪૫૩માં કોન્સ્ટાન્ટીનોપલ પડયું અને ગ્રીક વિદ્વાનોના આ પરદેશગમનને ઘણું ઉત્તેજન મળ્યું. આ સર્વના પરિણામે યુરોપમાં સર્વત્ર વિદ્યાનો પ્રચાર થવા લાગ્યો અને જુદા જુદા રાજાઓએ તથા અમીરઉમરાવોએ પુસ્તકશાળાઓ સ્થાપી. આ કાર્યમાં પાપા નીકોલાસ પાંચમાએ સારો ભાગ લીધો હતો. આ પ્રમાણે યુરોપમાં વિદ્યાનો પ્રચાર દિનપ્રતિદિન વધતો જતો હતો એવામાં છાપવાની કળાની શોધ થઈ તેથી એ પ્રચારને ઘણુંજ ઉત્તેજન મળ્યું. હવે પ્રાચીન પુસ્તકોની અસંખ્ય નકલો નીકળવા લાગી અને તેમના ઉપર ટીકા, વ્યાકરણો, કોષ વગેરે છપાવા લાગ્યા. આના પરિણામે લગભગ દરેક માણસ વિદ્યાપ્રાપ્તિનો અધિકારી બન્યો. લ્યુથરની સુધારણાથી યુરોપમાં જે નવો યુગ શરૂ થયો તેની શરૂઆત કરવામાં છાપવાની કળાએ જેટલો હિસ્સો આપ્યો છે તેટલો બીજી કોઇ યાંત્રિક શોધે ભાગ્યેજ આપ્યો હશે.

પેટ્રાર્ક,
૧૩૦૪-૧૩૭૪.

આ સમયમાં થએલા વિદ્યા અને કળાનો આ પુનરુદ્ધાર છેલ્લા શતકમાં હિન્દમાં થએલા પુનરુદ્ધારના જેવોજ હતો. અંગ્રેજી કેળવણીના પ્રચારથી જેમ આપણા ધાર્મિક, સામાજીક અને રાજકીય વિચાર તથા જીવનમાં ઘણો ફેર પડયો છે અને હજુ પણ પડતો જાય છે તેમજ તે સમયે યુરોપમાં પણ થયું હતું. છેલ્લાં સો સવાસો વર્ષમાં જેમ હિન્દુસ્તાનના લોકો ધાર્મિક જીવન ગાળવા માટે સંસારનો ત્યાગ આવશ્યક નથી એમ માનવા લાગ્યા છે તેમ યુરોપમાં પણ વિદ્યા અને જ્ઞાનના નવા પ્રચારથી મનાવા લાગ્યું હતું. ગ્રીક અને લાટીન સાહિત્ય વાંચી લોકોના દિલમાં સાંસારિક જીવન પ્રત્યેની મધ્યકાળની ઉદાસીનતા દૂર થઇ હતી અને તેઓ એ જીવન ઈશ્વરેજ યોજ્યું છે એમ માનતા થયા હતા.

યુરોપ અને હિન્દુસ્તાનના પુનરુદ્ધારની સરખામણી.

આથી તેમને સાંસારિક જીવન—સામાજિક અને રાજકીય જીવન—સુધારવા અને તે ઇશ્વરની ઇચ્છાનુસાર કરવા પ્રબળ ઇચ્છા થઇ, તેથી તેને માટે પ્રયત્નો થવા લાગ્યા. આ ઉપરાંત જેમ હિન્દુસ્તાનમાં હિન્દુ ધર્મના સંબંધમાં લોકોએ વધારે શોધખોળ કરવા માંડી અને તેનું ખરૂં સ્વરૂપ મધ્યકાળમાં રચાએલાં પુરાણો અથવા તેમાં પ્રચલિત થએલા સંપ્રદાયોમાં નથી, પણ ગીતા, ઉપનિષદ વગેરેમાં છે એમ તેમને માલમ પડયું, તેજ પ્રમાણે આ વખતે યુરોપમાં ખ્રીસ્તી ધર્મનું શુદ્ધ સ્વરૂપ બાઇબલમાં અને બહુ તો પ્રથમના ધર્મપિતૃઓનાં લખાણોમાં જોવામાં આવે છે એવી ખાતરી લોકોને વિશેષ પ્રમાણમાં થઇ. લ્યુથરે કરેલી મોટી ધાર્મિક સુધારણાનાં બે ત્રણ મુખ્ય કારણોમાંનું એક વિદ્યા અને જ્ઞાનનો આ પુનરુદ્ધાર છે એ નિ:સંદેહ છે. હિન્દુસ્તાનમાં આવીજ પણ કદાચિત પ્રમાણમાં એથી ઘણી નાની સુધારણા બ્રહ્મસમાજ અને આર્યસમાજના રૂપમાં થએલી જોવામાં આવે છે. વળી આજ કારણથી યુરોપમાં તેમ અહીં Scholasticism અર્થાત તાર્કિક વિચારનો અંત આવ્યો, અને જ્ઞાન પ્રાપ્ત કરવાની નવી દિશાઓ ખુલી.

ઈટાલીમાં વિદ્યાનો પુનરૂદ્ધાર.

યુરોપમાં વિદ્યાજ્ઞાનના આ પુનરૂદ્ધારે ઇટાલીમાં પ્રથમ ધાર્મિક નહિ પણ સાહિત્ય અને કલાવિષયક સ્વરૂપ ધારણ કર્યું, અને જર્મનીમાં તેણે ધાર્મિક સ્વરૂપ પકડયું. ઇટાલીમાં જુના ગ્રીક અને રૂમી સાહિત્યનો અભ્યાસ થવા લાગ્યો એટલુંજ નહિ પણ આ નવા સાક્ષરો ખ્રીસ્તી ધર્મ પ્રત્યે બેદરકારી બતાવી જુના રૂમી વિચારને ખ્રીસ્તી ધર્મ કરતાં વિશેષ ગણવા લાગ્યા, અને પોતે પ્રાચીન રૂમી યોદ્ધાઓ વગેરેનાં નામ ધારણ કર્યાં અને એપીક્યુરીઅન સિદ્ધાંત ગ્રહણ કરી વિષયી જીવન ગુજારવા લાગ્યા. આ લોકોના વિચારનો પ્રચાર થતો અટકાવવા માટેજ સાવાનારોલાએ "વધસ્તંભનો વિજય" નામનું પુસ્તક લખ્યું હતું. આ સમયે ઇટાલીના સાક્ષરોમાં ખ્રીસ્તી ધર્મની અસર કેટલી બધી ઓછી થઇ હતી તે માકીઆવેલી નામના એક વિદ્વાન રાજનીતિજ્ઞના "રાજા" નામના પુસ્તક ઉપરથી જોઇ શકાય છે. આ પુસ્તકમાં તે સ્પષ્ટ રીતે જણાવે છે કે કોઇ પણ રાજ્યસત્તા પોતાનો હેતુ ફળીભૂત કરવા માટે ગમે તેવું પગલું ભરી શકે છે અને તેમ કરવામાં તેને કશો પણ બાધ નથી. આ પુસ્તકની વિશેષતા એ છે કે તે માત્ર એક વ્યક્તિનાજ વિચાર જણાવતું નથી, પણ તેમાં તે સમયની લગભગ સમગ્ર યુરોપની રાજનીતિનું ચિત્ર આપેલું છે.

જર્મનીમાં પુનરુદ્ધાર.

પંદરમા શતકની શરૂઆતનાં લગભગ દસેક વર્ષમાંજ જર્મનીમાં બાર વિદ્યાપીઠો universities સ્થપાઈ હતી, પણ આ કાર્ય વિદ્યાના પુનરુદ્ધારનું પરિણામ ન હતું. આ વખતે ત્યાંના પ્રત્યેક નાનામોટા રાજાને પોતપોતાની વિદ્યાપીઠ જોઇએ એવી પ્રબળ ઇચ્છા હતી, અને એ કારણથીજ એ વિદ્યાપીઠો ઉભી થઇ હતી. વળી

એ વિદ્યાપીઠોને અંગે અહીં પ્લેટો અને નવ–પ્લેટોનિક તત્ત્વચિંતકોનો તેમજ ઓગસ્ટીનનો અભ્યાસ સારો થવા લાગ્યો હતો, તેથી તેની મારફતે વિદ્યાજ્ઞાનનો નવો પ્રચાર સ્હેજે થયો હતો, છતાં તેનું પરિણામ ઇટાલીમાં આવ્યું હતું તેવું આવ્યું નહિ. આ પુનરુદ્ધારમાં બે માણસોએ મુખ્ય ભાગ લીધો હતો.

જોન રૂખ્લીન, ૧૪૫૫-૧૫૨૨.

એમાંનો એક જોન રૂખ્લીન હતો. આ માણસે પોતાની નાની ઉમરમાંજ લાટીન અને ગ્રીક ભાષાનો બહુ સારો અભ્યાસ કર્યો હતો, અને તેમાં પુસ્તકો લખવા માંડયાં હતાં. તે પોતે પારીસ, ફ્લોરેન્સ, રૂમ વગેરે શહેરોમાં જઇ ત્યાંના સાક્ષરોને મળ્યો હતો, અને તેમની પાસેથી જુદી જુદી દિશામાં કેટલુંક શીખ્યો હતો. તેનું ગ્રીક ભાષાનું જ્ઞાન એવું સારૂં હતું કે તે પંદરમા સૈકાની આખરમાં તે ભાષાનો મોટામાં મોટો પંડિત ગણાયો હતો. તેણે ગ્રીક ભાષાનો પ્રચાર કરવામાં ઘણો ભાગ લીધો હતો. આ ઉપરાંત તેણે હેબ્રી ભાષાનો બહુ સારો અભ્યાસ કર્યો હતો, તેથી યહુદી લોકોના “કાબાલા” કહેવાતા સિદ્ધાંત પ્રત્યે તેનું મન ખાસ આકર્ષાયું હતું. હેબ્રી ભાષાનો અભ્યાસ કરવાનું મુખ્ય કારણ ખ્રીસ્તી ધર્મનું મૂળ જે જુના કરારમાં છે તે જોવાનું હતું. એ અભ્યાસના પરિણામે તેણે એક હેબ્રી વ્યાકરણ લખ્યું હતું, તેની મારફતે તે સમયના યુરોપના ખ્રીસ્તી વિદ્વાનો માટે હેબ્રી ભાષાનો ભંડાર ખુલ્લો થયો. તેના આ અભ્યાસથી તેને ઘણું સોસવું પડયું, કારણ કે ડોમીનીકન સાધુઓએ તેના પર પાખંડનો આરોપ મૂક્યો હતો. આના પરિણામે જર્મનીના બધા સાક્ષરો તેમજ બીજા કેટલાકે પણ રૂખ્લીનનો પક્ષ લીધો, તેથી તેને કંઇ હરકત પહોંચી નહિ. રૂખ્લીન પ્રોટેસ્ટાંટ ન હતો, તેથી તેની જીંદગીના પાછલા ભાગમાં તેણે પ્રોટેસ્ટાંટ સુધારણામાં સહાનુભૂતિ આપી નહિ. તેનું મોટું કાર્ય મૂળ ભાષામાં બાઇબલના અભ્યાસને તેણે આપેલું અસાધારણ ઉત્તેજન છે.

બીજો સાક્ષર ઇરાસ્મસ હતો. તે જર્મનીના સાક્ષરોનો નેતા હતો એટલુંજ નહિ, પણ અખિલ યુરોપના સાક્ષરો તેમજ કેટલીક રીતે મંડળીના અધિકારીવર્ગનો પણ નેતા હતો. તે એવો અસાધારણ પુરૂષ હતો, અને તેનું કાર્ય એટલું બધું વિસ્તૃત હતું કે તેની સરખામણી તેમજ તેનો મુકાબલો માત્ર લ્યુથર સાથેજ કરવામાં આવે છે. વળી કેટલાક તો એટલે સુધી પણ કહે છે કે લ્યુથરના કાર્ય કરતાં તેનું કાર્ય યુરોપને માટે વધારે શ્રેયસ્કર હતું. ગમે તે હોય અને એ માન્યતામાં અમુક અંશે

ઈરાસ્મસ, ૧૪૬૬-૧૫૩૬.

ભૂલ પણ છે, તોપણ એથી એટલું તો સિદ્ધ થાય છે કે ઇરાસ્મસ અસાધારણ માણસ હતો. તે ઇ. સ. ૧૪૬૬ માં જર્મનીના એક ગામમાં જન્મ્યો હતો. તેને વિદ્યાપ્રાપ્તિની પ્રબળ ઇચ્છા હોવાથી તથા પોતે ગરીબ સ્થિતિનો હતો તેથી તે ઓગસ્ટીનના સંઘમાં નાની ઉમરમાંજ દાખલ થયો, પણ સાધુજીવન તેને માફક ન હતું.

તે પ્રથમ સાહિત્યનો અભ્યાસી હતો, તેથી સાહિત્યજ્ઞાનની વૃદ્ધિ કરવા તે ફ્રાંસ અને ઇંગ્લાંડ ગયો હતો. ઈંગ્લાંડમાં જોન કોલેટ નામના એક માણસે તેનું ધ્યાન બાઇબલ અને ધર્મપિતૃઓનાં લખાણ પ્રત્યે ખેંચ્યું, તેથી તેણે ત્યાં થોડાં વર્ષ તેનો પણ સારો અભ્યાસ કર્યો, ત્યાર પછી તે યુરોપના જુદા જુદા દેશોમાં ફરતો રહ્યો, અને સર્વ સ્થળે સાક્ષરોમાંથી તેમજ મંડળીના અધિકારીવર્ગમાંથી ઘણા તેના મિત્રો થયા હતા. તેણે ઇ. સ. ૧૫૨૧ માં બાસેલમાં કાયમનો વાસ કર્યો, અને ત્યાં તે ૧૫૩૬ માં તેનું મૃત્યુ થયું ત્યાં સુધી રહ્યો, અને ત્યાંથીજ તેણે પોતાનાં પુસ્તકોદ્વારા પોતાના વિચારો અખિલ યુરોપમાં ફેલાવ્યા.

ઇરાસ્મસ અને લ્યુથર વચ્ચે કોઇ મોટો ભેદ હોય તો એ છે કે લ્યુથરમાં ધાર્મિક ભાવનાનું પ્રાબલ્ય પૂર્ણાંશે હતું ત્યારે ઇરાસ્મસમાં બુદ્ધિવિષયક જ્ઞાનનું પ્રાબલ્ય હતું. એક ધર્મસુધારક હતો ત્યારે બીજો સાક્ષર હતો. આનો અર્થ એ નથી કે ઇરાસ્મસમાં ધાર્મિક કે નૈતિક ભાવના ન હતી, પણ સાર એ છે કે તેનામાં એ ભાવનાનું સ્થાન ગૌણ હતું. તેને મંડળીની તથા સમાજની અધોગતિ નિવારવાનો એકલો ઉપાય જ્ઞાનની વૃદ્ધિ જણાયો હતો, તેથી લોકોને જુદી જુદી જાતનું જ્ઞાન મળે તે માટે તેણે ભારે પ્રયત્ન આદર્યો હતો. તેણે લાટીન ભાષાનો અભ્યાસ ઘણો સારો કર્યો હતો, અને એ ભાષાનો ઉપયોગ પણ તે બહુ સારો કરી શકતો હતો. જગતના લોકોનો મોટો ભાગ મૂર્ખ છે અને એ મૂર્ખતાને લીધેજ તેમનામાં વહેમ, નૈતિક બગાડ, અણસમજણ, ભૂલ વગેરે છે એવી તેને ખાતરી થઇ હતી, તેથી એ દૂર કરવા માટે તેમને વિદ્યા વિગેરેની જરૂર છે એમ તે માનતો હતો. આ કારણથી લોકો પોતાના મનની સ્થિતિ બરાબર જાણે અને સુધરે એ માટે તેણે "મૂર્ખાઇની પ્રશંસા" નામનું એક પુસ્તક લખ્યું હતું, અને તેમાં પ્રત્યેક વર્ગનાં માણસોની મૂર્ખાઇનું બહુ સારૂં ચિત્ર આપ્યું હતું. આ પુસ્તકમાં તેણે રાજામહારાજાઓ, પાપા, અન્ય ધર્માધિકારીઓ, તાર્કિક, વિદ્વાન વગેરે સર્વની અપૂર્ણતા હાસ્યજનક રીતે બતાવીને આડકતરી રીતે તેમના જીવનના યોગ્ય આદર્શ તેમની સન્મુખ રજુ કર્યા હતા. પોતે બહુ વિદ્વાન હતો, તેથી તથા આ પુસ્તક લખવામાં તેનો હેતુ ઘણો ઉત્તમ હતો, તેથી એક પછી એક તેની કેટલીએ આવૃત્તિઓ નીકળી, અને હજારો લોકોએ એ પુસ્તક વાંચ્યું. વળી આજ જાતનું "પરિચિત સંવાદો" નામનું એક બીજું પુસ્તક પણ તેણે લખ્યું હતું, અને તેમાં સાધુઓનાં અજ્ઞાન, આળસ, સ્વાર્થમય જીવન, અર્થ વગરનાં તપ વગેરે ઉઘાડાં પાડ્યાં હતાં, અને એ રીતે તેમના જીવનમાં સુધારાનો માર્ગ બતાવ્યો હતો.

ઇરાસ્મસનું સાહિત્યક્ષેત્રમાં કાર્ય.

આ ઉપરાંત ઇરાસ્મસનું ધાર્મિક ક્ષેત્રમાં કરેલું કાર્ય બહુ અગત્યનું અને ઉપયોગી હતું. ઇ. સ. ૧૫૧૬માં તેણે નવા કરારની ગ્રીક પ્રત છપાવી બહાર પાડી. તે તો તેની પહેલીજ છાપેલી આવૃત્તિ હતી. યુરોપમાં અત્યાર સુધી જે

ઇરાસ્મસનું ધાર્મિક સાહિત્યનું પ્રકાશન.

કોઇ નવા કરારનો અભ્યાસ કરતું હતું તે તેના મૂળ ગ્રીક પુસ્તકનો ઉપયોગ નહિ કરતાં તેના લાટીન ભાષાંતરનોજ ઉપયોગ કરતું હતું. આ કારણથી તે વખતે નવો કરાર તેના મૂળ સ્વરૂપમાં લોકોના જોવામાં આવ્યો; તે કંઇ તેમને માટે થોડું લાભકારક ન હતું. આ ઉપરાંત તેની જાતમહેનત જુદા જુદા ધર્મપિતૃઓનાં મૂળ પુસ્તકો બહાર પાડયાં. આ પિતૃઓ જેરોમ, ઓરીજેન, બાસીલ, સીરીલ, ક્રીસોસ્ટમ, ઇરેનીઅસ, આમ્બ્રોઝ અને ઓગસ્ટીન હતા. આ બધા મહાન પિતૃઓનાં પુસ્તકો પ્રકાશમાં આવતાં ખ્રીસ્તી ધર્મ અને મંડળી ઉપર વહેમ, અજ્ઞાન વગેરેનાં જે જાળાં મધ્યકાળમાં બાઝયાં હતાં તે દૂર થાય અને ખ્રીસ્તી ધર્મનું શુદ્ધ સ્વરૂપ જનસમાજ આગળ પ્રકાશિત થાય એ સહેલાઇથી સમજી શકાય એવું છે. ઇરાસ્મસની ઇચ્છા એવી હતી કે સર્વ કોઇ સુવાર્તાઓ વગેરે વાંચે અને તેમાંથી ઇસુ ખ્રીસ્તના ઉપદેશ વિષે વાકેફ થઇને તે પ્રમાણે પોતાનું જીવન ગુજારે. એમ સ્વાભાવિક રીતેજ ખ્રીસ્તી ધર્મ વિષેની તેમની ગેરસમજ દૂર થાય અને તેમને જ્ઞાન તથા વિશુદ્ધ જીવન પ્રાપ્ત થાય. એ અરસામાં જ્યારે આ જાતના જ્ઞાનનો પ્રચાર યુરોપમાં બિલકુલ થયો ન હતો ત્યારે ઇરાસ્મસે આટલું બધું કરી ત્યાંના જનસમાજની ઘણી મોટી સેવા બજાવી છે એ નિ:સંદેહ છે. વળી તેનું આ કાર્ય લ્યુથરની સુધારણાને માટે ભૂમિની તૈયારીરૂપ હતું એ પણ નિઃશંક છે.

ઇરાસ્મસનું કેટલુંક વિશેષ કાર્ય.

ઇરાસ્મસનું કાર્ય આથી ઘણું વિશેષ હતું. તે યુરોપના જુદા જુદા દેશોમાં પ્રખ્યાત ધર્માધિકારીઓ, સાક્ષરો, રાજનીતિજ્ઞો વગેરે સાથે પત્રવ્યવહાર ચલાવતો હતો, અને તેની મારફતે પોતાના વિચાર યુરોપમાં સર્વત્ર ફેલાવતો હતો. મંડળીની સ્થિતિ બહુ કફોડી હતી એ તે સારી રીતે સમજતો હતો, અને તે અંદરથીજ સુધરે એમ તે બહુજ ઇચ્છતો હતો. તે પોતાનું ઘણુંખરૂં કામ લાટીન ભાષાદ્વારા કરતો, તેથી યુરોપમાં સર્વ ઠેકાણે વિદ્વજ્જનોમાં તેના વિચારો સહેલાઇથી ફેલાવી શકાતા. લ્યુથરે પોતાનું કાર્ય શરૂ કર્યું ત્યાર પહેલાં ઇરાસ્મસના કાર્યની અસર ઘણી થઇ હતી, પણ એમ છતાં મંડળીમાં જે સુધારો થવો જોઇએ તે થયો ન હતો, અને તે સાધારણ ઉપાયથી થાય એમ પણ ન હતું. ઇરાસ્મસ પોતે સુધારો કરવા ઇચ્છતો હતો, પણ તે લ્યુથરના જેવા સખત ઉપાય લેવાની વિરૂદ્ધ હતો, તેથી તે આગળ જતાં બન્ને પક્ષને અળખામણો થઇ ગયો હતો. તેની પોતાની ધાર્મિક માન્યતા ખ્રીસ્તી ધર્મના નૈતિક સ્વરૂપનો સ્વીકાર કરવા પૂરતી હતી, અને તેમાં રહેલા ઉંડા ભક્તિના તત્ત્વને તે સમજી શક્યો ન હતો, એમ તેના જીવન અને વિચાર ઉપરથી માલમ પડે છે. જોકે તેના પોતાના સમયમાં તેની ધાર્મિક માન્યતાની અસર જનસમાજ ઉપર બહુ થઇ ન હતી, તો પણ

આજે યુરોપમાં એ માન્યતા ઘણે અંશે ફેલાઇ છે, અને તેટલા ભાગનો તે આધુનિક ખ્રીસ્તી સમાજનો આત્મિક પિતા છે. હિન્દુસ્તાનમાં ગઇ સદીમાં રાજા રામમોહનરાય નામે જે મહાન ધર્મસુધારક થઇ ગયો તે ઘણે અંશે ઇરાસ્મસને મળતો આવે છે. તેમની વચ્ચેનું સામ્ય તેમનાં જીવન, વિચાર, કાર્ય અને એ કાર્યના પરિણામમાં જોવામાં આવે છે.

ઇંગ્લાંડમાં વિદ્યાનો પુનરુદ્ધાર.

વિદ્યાના પુનરુદ્ધારે પોતાનું સ્વરૂપ ઇંગ્લાંડમાં અમુક અંશે જર્મનીના જેવુંજ લીધું હતું. પ્રથમ અંગ્રેજ વિદ્વાનો ઇટાલીમાંથીજ આ નવો પવન લાવ્યા હતા, પણ તરતજ ઇ. સ. ૧૪૯૬ માં જાન કોલેટ નામના એક વિદ્વાને પાઉલના પત્રો ઉપર વ્યાખ્યાનો આપવાં શરૂ કરીને આ નવી હીલચાલમાં નવો ઉત્સાહ પ્રેર્યો હતો. કોલેટને તેના કાર્યમાં થોમસ મોર નામના એક યુવક તરફથી ઘણી સહાય મળી હતી, અને થોડા વખતમાં ઇરાસ્મસ તેમને આવી મળ્યો હતો. આ વખતે ઇરાસ્મસ પ્રસિદ્ધિમાં આવ્યો ન હતો, પણ તે આ લોકો સાથે ભળ્યો તેથી તેને ઘણો લાભ થયો હતો. કોલેટની અસરથી ઇરાસ્મસનું દિલ બાઇબલના અભ્યાસ પ્રત્યે વિશેષ પ્રમાણમાં વળ્યું હતું. ખ્રીસ્તી ધર્મ સંબંધી કોલેટના વિચાર કેટલેક અંશે લ્યુથરના જેવા હતા. પણ ઇંગ્લાંડમાં વિદ્યાનો પ્રચાર ખરેખરો તો આઠમા હેન્રી (૧૫૦૯–૧૫૪૭) ના વખતથીજ શરૂ થયો હતો. હેન્રીના આશ્રય નીચે તેમજ તેના શિક્ષણાર્થે કોલેટે યુદ્ધના જંગલીપણા વિષે એક પુસ્તક લખ્યું હતું, અને મોરે Utopia, જેનો અર્થ "ભવિષ્યનો સત્યયુગ" એવો કંઇક કરી શકાય, એ નામનું એક પુસ્તક લખ્યું હતું, અને તેમાં આદર્શ સમાજનું ચિત્ર આપ્યું હતું. આ બન્ને પુસ્તકોમાં તે સમયના સામાજિક અને ધાર્મિક જીવનના ગુણદોષનું વિવેચન કર્યું હતું, અને એવી રીતે તે પ્રત્યે લોકોનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું.

ફ્રાંસમાં પુનરુદ્ધાર.

ફ્રાંસમાં પણ આ પુનરુદ્ધારે ધાર્મિક સ્વરૂપ ધારણ કર્યું હતું. ત્યાં જાક લ ફેવર નામના એક માણસે ઇ. સ. ૧૫૧૨ માં પાઉલના પત્રો ઉપર ટીકા લખી હતી. તેમાં લ્યુથરના જેવાજ કેટલાક વિચારો દર્શાવ્યા હતા. તેના તરફ કેટલાક ધાર્મિક વૃત્તિવાળા યુવકો આકર્ષાયા હતા. તેમણે તેની પાસેથી ઘણું જ્ઞાન સંપાદન કરી લ્યુથરની સુધારણા શરૂ થતાં ફ્રાંસમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો.

# આધુનિક કાળ.

## સમય આઠમો.

## સુધારણાની શરૂઆતથી વેસ્ટફેલીઆની સુલેહ સુધી (ઈ. સ. ૧૫૧૭–૧૬૪૮.) પ્રોટેસ્ટાંટ મતની ઉત્પત્તિ અને પ્રગતિ; વિધવિધ ધાર્મિક પક્ષ વચ્ચેનો વિરોધ.

### પ્રકરણ પહેલું.

**જર્મનીમાં સુધારણા: લ્યુથરે પોતાના સિદ્ધાંતની કરેલી જાહેરાતથી ઓગ્સબર્ગની સભા સુધી (૧૫૧૭–૧૫૩૦).**

સુધારણાનું મુખ્ય કારણ.

પૃથ્વીના ઇતિહાસમાં ધાર્મિક સુધારણાઓ અનેક થઇ છે, એટલુંજ નહિ પણ પ્રત્યેક ધર્મને અંગે નાનીમોટી સુધારણાઓ અનેક થઇ છે; પરંતુ તેમાંની કોઇએ જે ધાર્મિક સુધારણા લ્યુથરે કરી હતી અને જે Reformation અર્થાત્ "સુધારણા"ના નામથીજ ઓળખાય છે તેના જેવું અને જેટલું કાર્ય કર્યું હશે કે નહિ એ એક મોટો પ્રશ્ન છે. આ સુધારણાનું પરિણામ માત્ર યુરોપમાં અને ખ્રીસ્તી ધર્મના સંબંધમાં થયું છે એટલુંજ નહિ, પણ આખી દુનિયામાં તેની અસર એક કે બીજી રીતે જોવામાં આવી છે, અને તેથી જગતના ઇતિહાસમાં ઘણો ફેરફાર થયો છે એ નિઃસંદેહ છે. આ સુધારણાનું કારણ માત્ર લ્યુથરના જીવન અને કાર્યમાંજ નહિ, પણ યુરોપની જુદી જુદી પ્રજાઓના જીવનમાં પણ રહેલું છે. યુરોપની કેટલીક પ્રજાઓ અને ખાસ કરીને ટયુટોનીક પ્રજાઓ—ઈંગ્લીશ, જર્મન, ડચ, સ્કેન્ડીનેવિઅન વગેરે—પોતાના બાળપણમાંથી યુવાવસ્થામાં આવી પહોંચી હતી, અને તેમની એ સ્થિતિમાં તેઓમાં ધાર્મિક સ્વાતંત્ર્યનું બીજ વવાતાં તેમણે તે ઝીલી લઇને તેને એક યુરોપવ્યાપી અથવા જગવ્યાપી સુધારણાનું સ્વરૂપ આપ્યું. આ બધી પ્રજાઓના વિચાર અને જીવનમાં એટલો બધો મહત્ત્વનો ફેરફાર થયો હતો કે જો તેઓ લાંબો કાળ થયાં

ખ્રીસ્તી ધર્મ પાળતી ન હોત તથા એ ધર્મનાં મૂળ એ પ્રજાઓમાં કેટલેક અંશે ઉંડાં ઉતર્યાં ન હોત તો ત્યાં એક નવોજ ધર્મ સ્થાપન થાત, અને તેનો આશ્રય એ પ્રજાઓ લેત. પરંતુ તેમ થયું નહિ, કારણ કે ખ્રીસ્તી ધર્મમાં પૂર્ણતા હોવાને તેના સંબંધમાં કંઇ પણ સુધારો કરવાનું સ્થાન ન હતું. જે કંઇ સુધારો કરવાનો હતો તે મંડળીના બંધારણમાં તથા ખ્રીસ્તી ધર્મની ખરી માન્યતા ઉપર જે કાંઇ જુઠી અને વહેમી માન્યતાના થર બંધાયા હતા તે દૂર કરવામાં રહેલો હતો.

સુધારણાના ઉપર જણાવેલા મુખ્ય કારણના અંગમાં અથવા તેના ભાગ તરીકે ઘણાં નાનાં કારણો રહેલાં હતાં. "પવિત્ર સામ્રાજ્યનો" અંત ક્યારનોએ આવ્યો હતો, અને યુરોપના જુદા જુદા દેશો સ્વતંત્ર બની પોતાની પ્રગતિ અને ઉન્નતિના સ્વતંત્ર માર્ગ શોધી રહ્યા હતા. આ બધા દેશોમાં સ્વદેશાભિમાનની અને રાષ્ટ્રિય ભાવના ઘણો વખત થયાં ખીલવા લાગી હતી, અને તે તે વખતે અમુક અંશે પરિપક્વ થઇ હતી. યુરોપમાં હવે કોઇ એવી મોટી રાજકીય સત્તા રહી ન હતી કે જેને આધીન બીજી સત્તાઓ રહે. વળી પાપાની સત્તાએ પોતાનું ધાર્મિક આધિપત્ય લાંબો કાળ થયાં ખોઇ નાખ્યું હતું, અને તેનું જે કાંઇ આધિપત્ય રહ્યું હતું તે મુખ્યત્વે કરીને રાજકીય હતું. વળી તેનો ઉપયોગ એક કે બીજી રાજસત્તાના લાભાર્થે થતો હતો. આ ઉપરાંત પાપાની સત્તા બીજી રાજસત્તાના જેવીજ થઇ રહી હતી, અને વિશેષમાં એ સત્તા કંઇ મોટી નહિ પણ માત્ર ક્ષુદ્ર હતી. આવાં આવાં કારણોથી પાપાની સત્તાનું ધાર્મિક અને અખિલ યુરોપીય આધિપત્ય નષ્ટ થયું હતું, અને તે સત્તા સર્વત્ર અળખામણી થઇ પડી હતી. પાપાની સત્તા હવે યુરોપીય જનસમાજના લાખો અને કરોડો જીવાત્માનું કલ્યાણ કેમ થાય તેનો નિરંતર વિચાર કરતી ન હતી, પણ પોતાનો ખજાનો કેમ ભરપૂર રહે, ઇટાલીમાં આવેલું પોતાનું રાજ્ય કેમ પ્રબળ થાય, ઇટાલી અને બહારની બીજી રાજસત્તાઓ પાપાની રાજસત્તાની વૃદ્ધિ કરવા અર્થેજ કેવી રીતે તૈયાર રહે, અને જે રાજસત્તા તેમ કરવા તૈયાર ન હોય તેની પડતી કેમ થાય, પાપાની સત્તાના હિતેચ્છુઓ બધા દેશોમાં મંડળીના મુખ્ય અધિકારી તરીકે કેમ આગળ વધે, પાપાનાં પોતાનાં સગાંસંબંધીઓ રાજસત્તા અથવા મંડળીનો અધિકાર કેવી રીતે પ્રાપ્ત કરે વગેરે વાતોમાંજ પાપાની સત્તા આજે લાંબો સમય થયાં ગુંથાઇ રહી હતી. યુરોપની ઘણીખરી પ્રજાઓએ આ સ્થિતિ અત્યાર સુધી સહન કરી હતી, તેનું મુખ્ય કારણ એ હતું કે એ પ્રજાઓ એક કે બીજી રીતે પાપાની સત્તાથી દબાઇ રહી હતી; તેઓમાં વિદ્યા અને જ્ઞાનનો અભાવ હતો તેથી પાપાથી સ્વતંત્ર થતાં તેમના આત્માનો વિનાશ થશે એવી તેમની માન્યતા હતી. આવી માન્યતા દૂર કરવાનો પ્રયાસ વિક્લિફ, જોન હસ વગેરે ધર્મસુધારકોએ કર્યો હતો, પણ તે સફળ થયો ન હતો. તેમના કાળમાં લોકો વહેમ અને અજ્ઞાનમાં ડુબેલા હતા, તેથી તેમણે પાપાના ધર્માધિકારથી સહેજે ભોળવાઇને પાપાનો

સુધારણાનાં બીજાં કેટલાંક કારણો.

સંપ્રદાય છોડયો ન હતો, પણ વિદ્યાના પુનરુદ્ધારથી ઘણા વહેમો દૂર થયા હતા અને લોકોના મનમાં "સુધારણા"ને માટે ક્ષેત્ર તૈયાર થયું હતું. આ ઉપરાંત યુરોપમાં કેટલીક નવી શોધખોળ થઇ હતી, તેથી નવા વિચારનો પ્રચાર જલદી થઇ શકતો હતો, તથા જુદા જુદા વર્ગ વચ્ચેના આગળના ભેદ સહેજે દૂર થયા હતા. આમાંની એક શોધ—છાપવાની કળા—વિષે અગાઉ કહી ગયા છીએ, એ પ્રકારની બીજી અગત્યની શોધ બંદુક અને તોપના દારૂને લગતી હતી. આ શોધથી કોઇ પણ સામાન્ય માણસ અમુક રીતે Knight અર્થાત ઘોડા પર બેસીને સંપૂર્ણ બખ્તર સજેલા યોદ્ધાની બરાબરી કરવા શક્તિમાન થયો હતો. આ સિવાય પંદરમા સૈકાની આખરે કોલમ્બસે અમેરિકા ખંડ શોધી કાઢયો હતો, અને વાસ્કો ડી ગામાએ હિન્દુસ્તાન આવવાનો કેપ ઓવ ગુડ હોપનો માર્ગ શોધી કાઢયો હતો. આ બે શોધના પરિણામે યુરોપમાં માણસોનાં મન અમુક અંશે વિકાસ પામ્યાં હતાં એ નિઃશંક છે. વળી આ શોધનાજ પરિણામે પશ્ચિમ યુરોપના દેશો અને ખાસ કરીને ઇંગ્લાંડ અને હોલાંડ વ્યાપારમાં વૃદ્ધિ પામ્યા હતા,, અને તેમની દરીઆઇ સત્તા સ્થપાઇ હતી.

સુધારણાનું પરિણામ.

આ મહાસુધારણાનું પરિણામ સારૂં આવ્યું છે કે માઠું એ સંબંધમાં માત્ર યુરોપના અને ખ્રીસ્તીજ નહિ પણ જગતના ચિંતકો અને લેખકો વચ્ચે મોટો મતભેદ છે. જે લોકો વિચારસ્વાતંત્ર્યની વિરૂદ્ધ છે અને મનુષ્યની બુદ્ધિને મર્યાદિત રાખવી જોઇએ એમ માને છે તેઓ આ સુધારણાનું દુષ્ટ પરિણામજ જુએ છે. યુરોપમાં છેલ્લી સદીમાં પ્રસરેલો નાસ્તિકવાદ, જગતના ઇતિહાસમાં આગળ કદી જોવામાં આવ્યું ન હતું એવું ત્યાંનું છેલ્લું યુદ્ધ જે બળથી લડાયું હતું તે વિજ્ઞાન, ત્યાંની જુદી જુદી પ્રજાઓમાં વધેલો ધન અને દેશનો લોભ, ત્યાંના લોકની વધેલી વિષયસુખની વાસના વગેરેનું કારણ આ જાતના ચિંતકો માત્ર આ સુધારણામાંજ જુએ છે! આની સામે સુધારણાના પક્ષના ચિંતકો એમ કહે છે કે, મધ્ય કાળની સ્થિતિ આધુનિક સ્થિતિ કરતાં કંઇ વધારે સારી ન હતી, અને કોઇ એમ ધારતું હોય કે તે વખતે એ સ્થિતિ વધારે સારી હતી તો તે માત્ર "જુનું અથવા પુરાણું એટલું સારૂં" એવો મનુષ્યજાતિમાં સાધારણ રીતે જે ભ્રમ રહ્યો છે તેને લીધેજ માને છે. વળી આ લોકોમાંના કેટલાકનું કહેવું એમ પણ છે કે બુદ્ધિનું સ્વાતંત્ર્ય એ મનુષ્યનો જન્મસિદ્ધ હક છે, અને એ તેને પ્રાપ્ત થવો જોઇએ. ઇશ્વરે જેમ મનુષ્યને free will મુક્તેચ્છાશક્તિ આપી પાપ કરવાનું પણ સ્વાતંત્ર્ય આપ્યું છે, તેજ પ્રમાણે એક માણસ પાસેથી બીજા માણસને અથવા સમાજને તેના વિચારનું સ્વાતંત્ર્ય લઇ લેવાનો અધિકાર નથી. કદાચિત આ બે પક્ષ વચ્ચેનો મધ્યમ પક્ષ એ છે કે સુધારણા એક કે બીજા રૂપમાં આવવાનીજ હતી, અને તે આવા રૂપમાં આવી એનું મુખ્ય કારણ ઘણું કરીને લ્યુથરના પોતાના જીવન અને ધાર્મિક

અનુભવની વિશેષતામાં રહેલું છે. અગાઉ કહી ગયા તે પ્રમાણે લોકો પાપાની સત્તા અને તેના આધારે અતિશય વૃદ્ધિ પામેલા કર્મકાંડ અને બાહ્યાચારથી થાકી ગયા હતા, અને તેઓ કાંતો નાસ્તિકતાનો આશ્રય લેતા હતા અથવા જે આંતરધર્મનો સ્વાદ તેમને mystics અર્થાત્ ભક્તજ્ઞાનીઓએ ચખાડયો હતો તે પ્રાપ્ત કરવા ઇચ્છતા હતા. ઇ. સ. ૧૪૩૧માં એક કાર્ડીનાલે બાસેલથી તે વખતના પાપાને જણાવ્યું હતું કે જો મંડળીમાં મોટી સુધારણા નહિ થાય તો પાળકવર્ગનો અધિકાર સામાન્ય લોકો ઉપરથી જવાનોજ, આમ એ વખતે ઘણાને લાગ્યું હતું, અને તેમાંના કેટલાકે એ ખુલ્લેખુલ્લું જણાવ્યું પણ હતું, પરંતુ સુધારણા એ પ્રમાણે થાય તેમ હતું નહિ. પાપાની સત્તા પોતાનાંજ સેકાઓનાં કર્મથી એવી તો બંધાઇ ગઇ હતી કે તે કોઇ પણ મહાન વિપ્લવ સિવાય એ જાળમાંથી છૂટી શકે તેમ ન હતું.

સુધારણાનો ઉદય જર્મનીમાં કેવી રીતે થયો તે.

સુધારણાનો ઉદય જર્મનીમાં કેવી રીતે થયો એ પ્રશ્ન વિચારવા જેવો છે. સુધારણા એ લાટીન જાતના લોકોના આધિપત્યથી ખ્રીસ્તી ધર્મને સ્વતંત્ર કરવાનો ટયુટોનીક લોકોનો મહાન પ્રયત્ન હતો એ વાત અત્રે ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ છે. એ માત્ર ધાર્મિક હીલચાલ ન હતી, પણ રાષ્ટ્રિય અને જાતિય (Racial) હીલચાલ હતી. હવે જેમ અત્યારે છે તેમજ જે સમયની અત્રે વાત કરવામાં આવે છે તે વખતે યુરોપમાં ટયુટોનિક લોકો જર્મનીમાં સર્વથી વધારે સંખ્યામાં હતા, અને ત્યાં તેમનું પ્રાબલ્ય પણ ઘણું હતું. છેલ્લાં ત્રણ ચાર સૈકાંથી "પવિત્ર સામ્રાજ્ય" નામની યુરોપીય સર્વોપરી રાજસત્તા પણ તેમનીજ હતી, અને જ્યાં સુધી સાર્વત્રિક મંડળીએ એ સત્તાનો આશ્રય લીધો હતો ત્યાં સુધી તે સત્તાએ તેનો પક્ષ લીધો હતો, અને એ બન્નેએ પરસ્પર સહાય કરી પોતપોતાનું જોર ટકાવી રાખ્યું હતું. પણ એ સ્થિતિમાં હવે ફેર પડયો હતો. જુદી જુદી રાષ્ટ્રિય સત્તાઓ ઉભી થઇ હતી, અને તે સામ્રાજ્યથી સ્વતંત્ર બની હતી. આ સ્થિતિમાં "પવિત્ર સામ્રાજ્યની સત્તા" માત્ર એક રાષ્ટ્રિય સત્તા જેવી થઇ રહી હતી, જોકે તે જુદી જુદી રાષ્ટ્રિય સત્તાઓમાં સર્વથી મોટી હતી. આ રાષ્ટ્રિય સત્તાઓ ધાર્મિક, સામાજિક અને રાજકીય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા ઇચ્છતી હતી, અથવા એ સ્વાતંત્ર્યની પ્રાપ્તિ એજ તેમનું રાષ્ટ્રિયત્વ હતું, તેથી યુરોપના જુદા જુદા દેશોમાં એ દિશામાં હીલચાલ થાય તો તેમાં જર્મની પ્રથમ અને મુખ્ય સ્થાન લે એમાં કંઇ નવાઇ જેવું નથી.

સુધારણાનો ઉદય ટયુટોનિક લોકોમાં અને જર્મનીમાં થયો તેનું, અને તેણે જે જાતનું ધાર્મિક સ્વરૂપ પકડયું, તેનું મુખ્ય કારણ લ્યુથરના જીવન અને કાર્યમાં રહ્યું છે. લ્યુથર એવો પુરૂષ હતો કે તેના જીવનમાં ખ્રીસ્તી ધર્મનું શુદ્ધ સ્વરૂપ અને ટયુટોનીક પ્રજાનાં ખાસ લક્ષણો એક થયાં હતાં, અને તેના બળેજ તેણે સુધારણા ઉપર

પોતાની કદી પણ ભુલાય નહિ એવી છાપ પાડી છે. આ સમયે ચોમેર સ્વાતંત્ર્યનો પવન વાઇ રહ્યો હતો, પણ એ સ્વાતંત્ર્યને હજુ સુધી ધાર્મિક પાયારૂપ કશું હતું નહિ. લ્યુથરે પોતાના ખાસ ધાર્મિક અનુભવથી આ પાયો રચ્યો, અને સ્વાતંત્ર્યના પવનની ગતિ ફેરવી નાખી. આ તેના શુદ્ધ ખ્રીસ્તીત્વનું પરિણામ હતું. પણ તેની સાથે સાથે તેનામાં તેની જાતિના અર્થાત્ ટ્યુટોનિક જાતિના ગુણ ઉગ્રતા, કડકાઇ વગેરે હતા, તેથી આ સુધારણાએ તેનાજ સમય અને તેના નેતૃત્વ નીચે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું.

સુધારણાનો ઉદય જર્મનીમાં થવાનું એક વિશેષ કારણ.

લ્યુથરનો જન્મ ઇ. સ. ૧૪૮૩ના નવેમ્બરની ૧૦મી તારીખે એસ્લેબેન નામના જર્મનીના એક ગામમાં ખાણમાં કામ કરનાર એક મજુરને ઘેર થયો હતો. તેનાં માબાપ ગરીબ, નમ્ર અને ધાર્મિક વૃત્તિવાળાં હતાં. તેના બાપની સ્થિતિ છેક ગરીબ હતી છતાં તે મહત્ત્વાકાંક્ષી હતો, તેથી તેણે પોતાના આ પુત્રના જન્મ પછી તરતજ તેને સારી વિદ્યા આપવા માટે પોતાનું વતન છોડયું અને માન્સફેલ્ટ નામના એક પાઠશાળાવાળા ગામમાં જઇ રહ્યો. તેની ઇચ્છા લ્યુથરને ધારાશાસ્ત્રી કરવાની હતી, તેથી યોગ્ય વયે પહોંચતાં તેને જુદી જુદી શાળા પાઠશાળાઓમાં મોકલવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૫૦૫માં તે એરફુર્ટની યુનિવર્સીટીમાં દાખલ થયો અને ત્યાં તે એક જ્ઞાનપ્રિય અને મિલનસાર વિદ્યાર્થી તરીકે પ્રખ્યાત થયો હતો. ઇ. સ. ૧૫૦૫માં તેણે વિદ્યાપીઠનો અભ્યાસ પૂરો કરીને એમ. એ.ની પદવી પ્રાપ્ત કરી હતી. તે કાયદાનો અભ્યાસ શરૂ કરવાની તૈયારી કરતો હતો એવામાં એક એવો બનાવ બન્યો કે તેથી તેનું આખું જીવન તદન બદલાઇ ગયું. તે એક વખતે પોતાના એક પરમપ્રિય મિત્ર સાથે ફરવા ગયો હતો, એવામાં સખત વાવાઝોડું થઇ આવ્યું. ચોમેર વિજળીના ચમકારા થવા લાગ્યા, અને આ બે મિત્રો ચાલતા હતા ત્યાં વિજળી પડી, તેથી લ્યુથરનો મિત્ર મૃત્યુ પામ્યો. આ વખતે લ્યુથર પોતે ભયભીત થયો અને તેને પોતાની જીંદગી જોખમમાં આવી પડેલી લાગી. આ સ્થિતિમાં તેણે ત્યાં ને ત્યાંજ ઇશ્વરની પ્રાર્થના કરી કે જો તે પોતે જીવતો રહેશે તો પોતાની જીંદગી ઇશ્વરના મહિમાર્થે અર્પણ કરશે. તે જીવતો રહ્યો તેથી પોતે લીધેલું વ્રત તેણે પોતાની જીંદગીપર્યંત પાળ્યું. તેણે આ વાત પોતાનાં માબાપને જાહેર કરી, તેઓ તેના વિચારની વિરૂદ્ધ હતાં છતાં તે ઇ. સ. ૧૫૦૫માં ઓગસ્ટીનીઅન સંઘમાં દાખલ થયો.

લ્યુથરનો જન્મ અને વિદ્યાભ્યાસ.

લ્યુથરની ધાર્મિક વૃત્તિ તે પાઠશાળામાં હતો ત્યારથીજ ઉત્તેજિત થઇ હતી. ત્યાં બાઇબલનું પુસ્તક તેના વાંચવામાં આવ્યું હતું, અને તેને લીધે તેનું મન ખ્રીસ્તી ધર્મના શુદ્ધ સ્વરૂપ પ્રત્યે આકર્ષાયું હતું. વળી જે સંઘમાં તે દાખલ થયો હતો તેમાં સાધુજીવન ઘણા ઉંચા પ્રકારનું હતું, તેથી ત્યાં લ્યુથરની

લ્યુથરના ધાર્મિક જીવન અને કાર્યની શરૂઆત.

આત્મિકવૃત્તિ સારો વિકાસ પામી. આ મઠના સાધુઓ ઓગસ્ટીન અને બર્નાર્ડનું ખાસ અધ્યયન કરતા હતા, અને તેમણે પોતાના ધાર્મિક જીવનમાં ભક્તિને મુખ્ય સ્થાન આપ્યું હતું. વળી આ સાધુઓ ધર્મનો ઉપદેશ આપવા ઉપર બહુ ભાર મૂકતા હતા. જે સમયે લ્યુથર અહીં દાખલ થયો તે સમયે આ મઠનો મહંત સ્ટોપીટ્સ નામે એક સાધુ હતો. તે ભક્તિમાન હતો અને લ્યુથરના જીવન ઉપર તેની અસર ઘણી થઇ હતી. આ મઠમાં લ્યુથરે પોતાનાં પવિત્ર જીવન, ધાર્મિક વૃત્તિ અને જ્ઞાન માટે તરતજ નામના મેળવી, અને માત્ર બેજ વર્ષમાં તેને પાળકની દિક્ષા આપવામાં આવી. ઇ. સ. ૧૫૦૮ અને ૧૫૦૯ની સાલમાં તેણે વિટેનબર્ગ અને એરફુર્ટમાં ખ્રીસ્તી સિદ્ધાંતોનો વિશેષ અભ્યાસ કર્યો, અને ૧૫૧૦માં તે પોતાના સંઘના કામકાજાર્થે રૂમ જઇ આવ્યો. ઇ. સ. ૧૫૧૨માં તેણે વિટેનબર્ગમાં ડોક્ટરની પદવી પ્રાપ્ત કરી, અને ત્યાંની યુનિવર્સીટીમાં તે બાઇબલનાં જુદાં જુદાં પુસ્તકો શિખવવા લાગ્યો. આ ઉપરાંત તે પોતાના સંઘના કામમાં એવો કુશળ હતો કે, ઇ. સ. ૧૫૧૫માં તેના હાથ નીચે અગીઆર મઠ સોંપવામાં આવ્યા હતા. વળી ઉપદેશ આપવામાં તેણે ઘણી ખ્યાતિ મેળવી હતી.

લ્યુથર બહુ ઉચ્ચ પ્રકારનું સાધુજીવન ગુજારતો હતો અને તેનું કાર્ય લોકોપયોગી હતું છતાં તેના અંતરમાં શાંતિ ન હતી. આનું કારણ માત્ર એજ હતું કે તેની ધાર્મિક ક્ષુધા અને તૃષા ઘણી હતી. તે પોતાના મઠના બધા નિયમ બરાબર પાળતો હતો, અને સાધના, તપ વગેરે કરતો હતો. એમ છતાં તે પોતે પાપી છે એ વાતનું ભાન તેના મનમાંથી દૂર થતું ન હતું. સ્ટોપીટ્સે તેના દિલમાં ઇશ્વરના ભયને બદલે તેની ભક્તિ પ્રેરવા પ્રયત્ન કર્યો, પણ તેનું પરિણામ તરત દેખાયું નહિ. ઇ. સ. ૧૫૦૯ સુધી તેણે ઓક્કામ, વગેરેનો અભ્યાસ કર્યો હતો, અને એ અભ્યાસથી તેને આત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવાના સાધન તરીકે માનવી બુદ્ધિ પર અવિશ્વાસ ઉત્પન્ન થયો હતો, અને પવિત્ર શાસ્ત્રના ચોક્કસ પ્રમાણુ પર તેનો વિશ્વાસ દૃઢ થયો. પણ એજ અરસામાં ઓગસ્ટીનનો અભ્યાસ કરતાં તેના દિલમાં ભક્તિભાવ જાગૃત થયો હતો, અને એ દિશામાં તેને આન્સેલ્મ અને બર્નાર્ડથી સહાય મળી હતી. સુમારે ઇ. સ. ૧૫૧૩–૧૪માં તેને પૂર્ણ ખાતરી થઇ કે મનુષ્ય પોતાનાં પુણ્યકર્મથી મુક્તિ પામી શકતો નથી, પણ તે ઇસુ ખ્રીસ્ત પર પોતાના વિશ્વાસદ્વારા પોતાનાં પાપની ક્ષમા અને મુક્તિ પામે છે. આ સિદ્ધાંત અત્યારે આપણને સામાન્ય લાગે છે અને તેમાં કાંઇ વિશેષ જણાતું નથી એનું કારણ માત્ર એ છે કે લ્યુથરના સમયથી તે સિદ્ધાંત પ્રોટેસ્ટંટ પ્રચારકોદ્વારા આખા જગતની આગળ વારંવાર રજુ કરવામાં આવ્યો છે અને સર્વ કોઇ તેનાથી પરિચિત છે. પરંતુ લ્યુથરના જમાનામાં તેમ ન હતું. એ સિદ્ધાંત પ્રથમ પાઉલે પ્રગટ કર્યો હતો, પણ તેના સમય પછી એ માન્યતા તેના શુદ્ધ સ્વરૂપમાં ભાગ્યેજ જોવામાં આવી હતી. પાઉલના સમય પછી મંડળીમાં

લ્યુથરનું પરિવર્તન.

ઘણા સમર્થ ચિંતકો અને સિદ્ધાંતકાર ઉભા થયા હતા, પણ તેઓમાંના ભાગ્યેજ કોઇએ—કદાચિત માત્ર ઓગસ્ટીનના અપવાદ સિવાય—આ સિદ્ધાંત પ્રત્યે બહુ ધ્યાન આપ્યું હતું. મોટે ભાગે ખ્રીસ્તી મંડળીમાં તેની વ્યવસ્થાને આધીન રહેવું અને બાહ્ય ક્રિયાકર્મ અથવા જપતપાદિ કરવાં એજ ખ્રીસ્તી ધર્મનું મુખ્ય લક્ષણ ગણાયું હતું. ભક્તજ્ઞાનીઓએ ખ્રીસ્તની ભક્તિને ધર્મમાં મુખ્ય સ્થાન આપ્યું હતું, પણ તેમણે એ વસ્તુને તારણના એકલા સાધન તરીકે ગણી ન હતી. આ કારણથી આ સિદ્ધાંતની પુનઃસ્થાપના પાઉલ પછી માત્ર લ્યુથરેજ કરી હતી એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. મંડળીમાં પેલાજીઅન કે અર્ધ-પેલાજીઅન વાદ એક કે બીજા રૂપમાં, અથવા પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે, રહ્યોજ હતો. અને સર્વ કોઇ તેનો સ્વીકાર મોઢેથી ન કરે તો પણ તદનુસાર પોતાનું જીવન ગુજારતા હતા. પણ લ્યુથરે પાઉલની માફક તારણના સાધનમાં મનુષ્યના કાર્યને જરા પણ સ્થાન આપ્યું નહિ. એમ છતાં લ્યુથરના અને તેના સિદ્ધાંતમાં થોડો ફેર હતો. પાઉલની માન્યતા પ્રમાણે ખ્રીસ્તી માણસ પ્રથમથીજ પુનર્જન્મિત બને છે, પણ લ્યુથરની માન્યતા પ્રમાણે તેનો પ્રથમ અનુભવ પાપની ક્ષમા પામવાનો છે. તારણના સંબંધમાં બન્નેની માન્યતા એ છે કે તારણ તો ઇશ્વરની સાથે જીવાત્માના અંગત સંબંધમાં રહેલું છે. આ સંબંધનો આધાર અને તેની ખાતરી ઇસુ ખ્રીસ્તનાં દુઃખસહન અને આત્મભોગમાં પ્રદર્શિત થએલી ઇશ્વરની દયામાં રહેલી છે. ઇસુએ પોતે આપણાં પાપ પોતાને શીર લીધાં છે, અને તેનું પુણ્ય આપણા હકમાં ગણ્યું છે. ઇ. સ. ૧૫૧૫-૧૫૧૬ માં તેના આ વિચાર દૃઢ થયા હતા.

લ્યુથરના આત્મિક અનુભવની વિશેષતા.

એમ છતાં પોતાને પાપની ક્ષમા પ્રાપ્ત થઇ છે એવી ખાતરી લ્યુથરને હજુ સુધી થઇ ન હતી. આ સમયે તે પાઉલનો રૂમીઓને લખેલો પત્ર તેની પાઠશાળામાં શિખવતો હતો, અને તે તેના અભ્યાસમાં જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ તેને પોતાને માટે પાપની ક્ષમાની જોઇતી ખાતરી થતી ગઇ. ૧૫૧૬ ની આખરમાં ઇશ્વરદત્ત વિશ્વાસના અંગમાંજ આવી ખાતરી રહેલી છે એવો તેને અનુભવ થયો તેથી તેને પૂરી શાંતિ થઇ. આજ તેને તથા જગતને માટે “સુવર્તમાન” હતું, આ કારણથી ખ્રીસ્તી ધર્મનું ખરૂં સ્વરૂપ તેણે આ અનુભવમાં જોયું, અને તેને જગત આગળ પ્રકાશિત કરવાનો તેણે નિશ્ચય કર્યો. આ કાર્ય કરવામાં લ્યુથર માત્ર પોતાના અંગત અનુભવથીજ દોરાયો હતો. હવે આ અનુભવ ગમે તેવો ઉચ્ચ અને ગંભીર હતો છતાં તે એકજ વ્યક્તિનો હતો; તેથી તે સર્વમાન્ય થઇ શકે કે નહિ એ એક મોટો પ્રશ્ન છે. ખ્રીસ્તી ધર્મનું સ્વરૂપ ફ્રાન્સીસ કે બર્નાર્ડ જેવા મહાન સાધુઓને જુદા જુદા રૂપમાં સમજાયું હતું અને તેઓ તથા તેમના જેવા બીજા ઘણા સાધુઓ સાધુજીવનમાં કોઇ પણ રીતે લ્યુથરથી ઉતરે તેવા ન હતા. એમ છતાં લ્યુથરે પોતાના અનુભવને સર્વમાન્ય

કરાવવાનો નિશ્ચય કર્યો, અને તેમાં તેને ઘણા માણસો તરફથી સહાનુભૂતિ મળી એનું કારણ કદાચિત એજ હતું કે તે સમયમાં લોકો મંડળીની સત્તાથી એટલા બધા કાયર થઇ ગયા હતા કે તેમને તેનાં બાહ્ય ક્રિયાકર્મના મોટા બોજાથી મુક્ત કરે એવો કોઇ સંદેશો જોઇતો હતો, અને એ સંદેશો તેમને લ્યુથરે આપ્યો.

એમ છતાં લ્યુથરે પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવાનું કાર્ય કંઇ એકદમ શરૂ કર્યું ન હતું. વળી તેના સિદ્ધાંત અને મંડળીની પ્રચલિત માન્યતા વચ્ચે ઘણો મોટો વિરોધ રહ્યો હતો એ વાતનું ભાન પણ તેને પ્રથમથી નહિ પણ ધીમે ધીમેજ અને પ્રસંગોપાત થયું હતું. આવો એક પ્રસંગ તેને તરતજ પ્રાપ્ત થયો, તેથી પાપાની સત્તા અને તેની વચ્ચે વિરોધ ઉત્પન્ન થયો. રૂમમાં આ વખતે સંત પીતરનું મોટું દેવળ બંધાતું હતું અને તેને માટે પાપાને નાણાં જોઇતાં હતાં. તે મેળવવાને યોજેલા જુદા જુદા ઉપાયમાંનો એક મુખ્ય ઉપાય Indulgences અથવા પાપાનાં ક્ષમાપત્ર લોકોને વેચવાનો હતો. જે પ્રાંતમાં લ્યુથર હતો ત્યાં આ ક્ષમાપત્રના વેચાણથી જે ઉપજ આવે તેનો અર્ધો ભાગ તે પ્રાંતના મુખ્ય ધર્માધ્યક્ષને, અને અર્ધો ભાગ પાપાને મળવાનો હતો, અને તેનું વેચાણ કરવા પાપા તરફથી ટેટસેલ નામના એક માણસને રોકવામાં આવ્યો હતો. આ માણસ ડોમીનીકન સાધુ હતો, અને પાપાને પુષ્કળ નાણાં મળે એવા હેતુથી તેણે ક્ષમાપત્ર વેચવા માટે તેનું મહાત્મ્ય લોકો આગળ ખુબ ગાયું. આ વાતની લ્યુથરને ખબર પડતાં તેણે તેને ખરા ખ્રીસ્તી ધર્મની વિરૂદ્ધ માની, અને તે વિષે લોકોને

સુધારણાની શરૂઆત.

ચેતવવાનો નિશ્ચય કર્યો. ટેટસેલ તેના પ્રાંતમાં આવ્યો કે તરતજ તેણે ક્ષમાપત્રના વેચાણની વિરૂદ્ધ ખ્રીસ્તી ધર્મશાસ્ત્રનાં ૯૫ વાક્ય જાહેર કર્યાં, અને તેને ૧૫૧૭ના ઓક્ટોબરની ૩૧ મી તારીખે વિટેનબર્ગમાં પોતાના દેવળના દ્વાર ઉપર ચોઢયાં. આ વાક્યોમાં પાપાની સત્તાને બહુ ધક્કો પહોંચે એવું કંઇ ન હતું, કારણ કે તેમાં હજુ લ્યુથરના સિદ્ધાંતોની ઝાંખી પણ કરવામાં આવી ન હતી, એટલુંજ નહિ પણ લ્યુથર પાપાની સત્તા સ્વીકારે છે તેમજ ક્ષમાપત્ર આપવાનો તેનો અધિકાર પણ માન્ય રાખે છે; માત્ર આ ક્ષમાપત્ર પાપા શુદ્ધિલોક ( purgatory )માં આપી શકતો નથી એમ તેમાં જણાવેલું હતું. આ સિવાય તેણે પાપાના અધિકાર વિરૂદ્ધ કંઈ ખાસ જણાવ્યું ન હતું, અને આટલું પણ પાપાની રજા વિના થતું હશે એમ તે જણાવે છે. એમ છતાં આ ૯૫ વાક્યમાં તેના પોતાના સિદ્ધાંતોનાં બીજ રહેલાં હતાં, તેથી તેની જાહેરાત એ સુધારણારૂપી પ્રચંડ દાવાનળ સળગાવનાર એક તણખારૂપ હતી. આવો એક અતિ સામાન્ય સાધુ પાપાની સત્તા સામે નહિ તોપણ તે સત્તાને સ્હેજ પણ ધક્કો પહોંચે એવું લખવાની હિંમત કરે એ તે વખતની જર્મનીની અશાંત અને અસ્થિર સ્થિતિમાં લોકોના મનને ઉશ્કેરવા માટે પુરતું હતું, તેથી આ વાત તેમજ આ સિદ્ધાંતો અખિલ જર્મનીમાં ફેલાઇ ગયાં.

પોતાના એક નજીવા કાર્યની આટલી બધી અસર કે ઉશ્કેરણી થશે એવું લ્યુથરે સ્વપ્ને પણ ધાર્યું ન હતું. પરંતુ દાવાનળ સળગવાનોજ હતો અને તેને માટે ક્યારનીએ ચોમેરથી તૈયારી થઇ રહી હતી. માત્ર તણખો પડવાનીજ વાર હતી. પાપાની સત્તા પણ તેનું આ કાર્ય શાંત રીતે સહન કરે તેમ ન હતું. ટેટસેલે લ્યુથરને તરત જવાબ વાળ્યો, અને બીજાઓને પણ તેના સિદ્ધાંતનો ઉત્તર આપવા ઉશ્કેર્યા. આથી વાદવિવાદ શરૂ થયો. લ્યુથર ઉપર પાખંડનો આરોપ મૂકાયો અને ઇ. સ. ૧૫૧૮ની શરૂઆતમાં તેના ઉપર રૂમમાં ફરિયાદ કરવામાં આવી. પાપાની સત્તાએ લ્યુથરનો ન્યાય કરવાનું કાર્ય તેના પોતાનાજ—ઓગસ્ટીનીઅન—સંઘાધિપતિને સોંપ્યું, તેથી લ્યુથરને એ સંઘની જર્મનીમાં ભરાએલી એક સભા આગળ બોલાવવામાં આવ્યો. અહીં તેણે મનુષ્યની સ્વેચ્છાની સામે વાદ કર્યો અને કેટલાકને પોતાના પક્ષના કરી લીધા. તેઓમાં બુસેર નામનો એક વિદ્વાન પ્રસિદ્ધ હતો. આ ઉપરાંત તેણે ક્ષમાપત્ર સંબંધી પોતાના વિચાર વિશેષ મક્કમપણે જણાવ્યા. લ્યુથરનું આ કાર્ય પણ પાપાની સત્તા વિરૂદ્ધ ન હતું, પરંતુ વિશેષે કરીને પાપાની જાણ માટે હતું. પણ પાપા લીઓ દસમાએ તેનો ઉલટો અર્થ કીધો, અને લ્યુથરને રૂમ બોલાવ્યો. આ ઉપરાંત લ્યુથરના વિચાર વિષે મંડળીનો નિશ્ચિત મત આપવાનું કાર્ય તેણે તે ખાતાના અધિકારીને સોંપ્યું. આના પરિણામે લ્યુથરનો મત પાખંડમત તરીકે અને તે પોતે પાખંડી તરીકે તિરસ્કારી કઢાયોજ હોત, પણ જર્મનીનો સમ્રાટ અને લ્યુથરના પ્રાંતનો રાજા ફ્રૂડ્રિક "શાણો" એ બન્ને તેનું રક્ષણ કરવા આતુર હતા, તેથી ફ્રૂડ્રિકે ચતુરાઇ વાપરીને લ્યુથરનો કેસ રૂમની અદાલતમાં જવા ન દેતાં જર્મનીમાંજ રહેતા કાજેટાનસ નામના એક કાર્ડીનાલને સોંપાવ્યો. આ કાર્ડીનાલ પ્રસિદ્ધ સિદ્ધાંતકાર હતો, પણ પોતાના જ્ઞાન કે અધિકારના અભિમાનને લીધે તેણે લ્યુથરની તપાસ નહિ કરતાં તેને પોતાના મત પાછા ખેંચી લેવા કહ્યું. લ્યુથરે તેમ કરવા ના પાડી અને પાપાને આ કેસ સંબંધી "વધારે જાણીતા થવા" વિનંતી કરી. પણ આમ કરવાથી પોતાનું કંઇ વળશે નહિ એમ લાગવાથી તેણે તરતજ ભવિષ્યની મહાસભા આ બાબતમાં નિર્ણય કરશે એમ જણાવ્યું.

મંડળી સાથે વિરોધની શરૂઆત.

લ્યુથરને પાપા પાસેથી ન્યાય મળે તેમ ન હતું એનું પ્રમાણ લીઓ દશમાએ ક્ષમાપત્રનો પુરતો બચાવ કરીને આપ્યું હતું. આ સંજોગોમાં લ્યુથરને પોતાની જીંદગી જોખમમાં આવી પડેલી લાગી. તેનું રક્ષણ થયું એ માત્ર તે સમયની જર્મનીની રાજકીય સ્થિતિને લીધેજ હતું. ઇ. સ. ૧૫૧૯ની શરૂઆતમાં સમ્રાટ મેક્સમીલીઅન મરણ પામ્યો, અને સામ્રાજ્યની ગાદીએ ફ્રૂડ્રિક આવે એવી પાપાની ઇચ્છા હતી. આ કારણથી પાપાએ ફ્રૂડ્રિકના માનીતા લ્યુથર સામે કંઇ પગલાં લીધાં નહિ. વળી પાપાએ ફ્રૂડ્રિક પાસે મોકલેલા એક એલચીએ પોતાના

અધિકારથી આગળ વધી ટેટસેલનો ઇનકાર કર્યો, અને લ્યુથરને પોતાનો કેસ જર્મન અધ્યક્ષો આગળ રજુ કરવા અને પાપાને એક નમ્ર પત્ર લખવા કહ્યું. લ્યુથર આમ કરવા ખુશી હતો, પણ કાર્લસ્ટાટનો આંદ્રીઅસ બોડન્સ્ટેન, જે લ્યુથરનો સાથી કામદાર હતો, તેણે લ્યુથરના પ્રથમ વિરોધી એકની સામે શાસ્ત્રનો અધિકાર મંડળીના અધિકાર કરતાં વધારે છે એવું જણાવી વાદ શરૂ કર્યો હતો, તેમાં લ્યુથરને ભળવું પડયું. ઇ. સ. ૧૫૧૯ માં લીપઝીક નામના જર્મનીના નગરમાં આ વાદ જાહેર રીતે થયો અને તેમાં લ્યુથર અને કાર્લસ્ટાટ એ બન્નેએ ભાગ લીધો. આ વાદમાં લ્યુથરે હસના કેટલાક મત રજુ કર્યા, અને હસને શિક્ષા કરવામાં કોન્સ્ટાન્સની મહાસભાએ ભૂલ કરી છે એમ પણ તેણે જણાવ્યું. આ ઉપરથી એકે એવું જણાવ્યું કે લ્યુથર પાપાનો અધિકાર સ્વીકારતો નથી એટલુંજ નહિ પણ મહાસભાનો અધિકાર પણ માન્ય રાખતો નથી એ માટે તે પાખંડી છે. વળી તેનો તિરસ્કાર કરાવવા માટે તે પોતે રૂમ ગયો, અને ત્યાંથી ઇ. સ. ૧૫૨૦ માં પાપાએ લ્યુથરની સામે એક જાહેરનામું કાઢયું.

આ બધું ચાલતું હતું તે દરમિયાન લ્યુથરના સિદ્ધાંત દિનપ્રતિદિન વધારે નિશ્ચિત થતા હતા, તથા તેને તેના કાર્યમાં સહાયકારીઓ પણ મળ્યા જતા હતા.

વિરોધનું નિશ્ચિત સ્વરૂપ.

ઇ. સ. ૧૫૧૮માં ફીલીપ મેલાંગ્થોન નામનો એક તરૂણ વિદ્વાન વિટેનબર્ગમાં ગ્રીક ભાષાનો અધ્યાપક નીમાયો હતો. તેણે લ્યુથરનો પક્ષ લઇને તેને બધી રીતે સહાય આપવા માંડી હતી. આ સિવાય સાક્ષરોમાંના ઘણા તેની અસાધારણ હિમ્મત જોઇને તેના પ્રત્યે આકર્ષાયા હતા, અને તેમને એમ લાગ્યું હતું કે લ્યુથર રૂમની સત્તા સામે ટક્કર ઝીલવા માટે આખી જર્મન પ્રજાનો નેતા થશે. તેઓમાંનો ઉલરીખ વોન હુટન ખાસ કરીને લ્યુથરનો મિત્ર થયો હતો. લ્યુથરને પોતાને પણ ધીમે ધીમે પોતાનું કાર્ય મનુષ્યના હૃદયમાં પાપાના અધિકારને બદલે ઇસુ પર ખરા વિશ્વાસનો અધિકાર સ્થાપવાનું છે એમ લાગતું હતું, અને પાપાની સત્તા ખ્રીસ્તનો વિરોધ કરનારી સત્તા છે એવું તે માનવા લાગ્યો હતો. ઇ. સ. ૧૫૨૦માં તેણે "પુણ્યકર્મ" નામનું એક નાનું પુસ્તક લખ્યું અને તેમાં જણાવ્યું કે "મોટામાં મોટું પુણ્યકર્મ ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ કરવાનું છે." આ ઉપરાંત આ પુસ્તકમાં તેણે સાંસારિક જીવન અને સાધુજીવન વચ્ચેનો ભેદજ ઉડાવી દીધો, અને સર્વ વિશ્વાસી જીવનને એકસરખું ગણ્યું. લ્યુથરના આ વિચારે પ્રાચીન અને મધ્યકાળના ખ્રીસ્તી જીવનની દિશા ફેરવી નાખી છે, અને લ્યુથરના કાર્યની એ મુખ્ય વિશેષતા છે, તેમજ ખ્રીસ્તી વિચાર અને જીવનમાં તેણે ઉમેરેલો અતિ મૂલ્યવાન અંશ છે.

લ્યુથરે પોતાના આ બધા વિચારો તેમના વિસ્તૃત અને નિશ્ચિત સ્વરૂપમાં પોતાનાં ઇ. સ. ૧૫૨૦માં પ્રસિદ્ધ થએલાં ત્રણ પુસ્તકોદ્વારા જર્મની આગળ

લ્યુથરનાં ત્રણ પુસ્તકો.

રજુ કર્યાં. આ પુસ્તકોમાંના પહેલામાં દરેક વિશ્વાસીનું યાજકત્વ સ્વીકારીને પાપાનો રાજ્યસત્તા ઉપરનો, શાસ્ત્રનો અર્થ કરવાનો, અને મહાસભા બોલાવવાનો અધિકાર પાપા વગરનો ગણ્યો, અને એ ઉપરાંત ઘણી દિશામાં નવા સુધારાઓ સૂચવ્યા. તેણે આ પુસ્તકનું નામ "જર્મન પ્રજાના અમીરોને એક સંબોધન" એવું રાખ્યું હતું, અને તેમાં તેમને મંડળીનો અધિકાર પાપાની સત્તા પાસેથી પોતાના હાથમાં લેવા વિનંતી કરી હતી. બીજા પુસ્તકનું નામ "મંડળીનું બાબીલોનિઅન બંદિત્વ" રાખ્યું હતું, અને તેમાં ખ્રીસ્તી સિદ્ધાંતોની ચર્ચાને મુખ્ય સ્થાન આપ્યું હતું. આ પુસ્તકમાં તેણે વિશ્વાસ અને પુણ્યકર્મ વચ્ચેનો વિરોધ વધારે સખત રીતે દર્શાવ્યો હતો, અને માત્ર બેજ સંસ્કાર—બાપ્તિસ્મા અને પ્રભુભોજન—નો સ્વીકાર કરીને બીજા સંસ્કાર શાસ્ત્રના પ્રમાણ વગરના ગણ્યા હતા. પ્રભુભોજન સંબંધી પણ લ્યુથરે સામાન્ય ખ્રીસ્તીઓને પ્યાલો ધરવાની મંડળીએ કરેલી બંધીને ખોટી ઠરાવી, અને પ્રભુભોજનના પદાર્થોના પરિવર્તન સંબંધી મંડળીની માન્યતાનો અસ્વીકાર કરીને એ પદાર્થોમાં ફેરફાર થતો નથી પણ વિશ્વાસથી લેનારને ખ્રીસ્તનાં લોહી અને માંસ ખાવાપીવાનો લાભ મળે છે એવું જણાવ્યું. આ ઉપરાંત એ પદાર્થો ઇશ્વરને અપાતું બલિદાન છે એ પણ તેણે સ્વીકાર્યું નહિ. તેનું ત્રીજું પુસ્તક "ખ્રીસ્તી સ્વાતંત્ર્ય" નામનું હતું, તેમાં તેણે પોતાનાજ સિદ્ધાંતો જણાવ્યા. અહીં તેણે વિશ્વાસને તારણના એકલા સાધન તરીકે ખ્રીસ્તી જનસમાજ આગળ રજુ કર્યો, અને ખરો ખ્રીસ્તી એ પૂર્ણ રીતે સ્વતંત્ર તેમજ સર્વનો સેવક છે એમ જણાવ્યું. આ પુસ્તકની પ્રસ્તાવનારૂપે તેણે પાપા લીઓ દસમાને એક પત્ર લખ્યો, તેમાં તેણે પાપા પ્રત્યે લાગણી બતાવીને તેની ધર્મની ઘાતક સત્તામાંથી પોતે મુક્ત થવા અને સર્વને મુક્ત કરવા વિનંતી કરી. આ ત્રણે પુસ્તકો લ્યુથરે જર્મન ભાષામાં લખ્યાં હતાં, અને તેમાં જણાવેલા સિદ્ધાંતો તેના હૃદયમાંથી નીકળેલા હોવાથી તેની ભાષામાં ઓર પ્રકારનો જુસ્સો આવ્યો હતો. આથી અને લોકોના વિચારમાં આગળ જણાવેલાં કારણથી થએલા પરિવર્તનથી આ પુસ્તકો જર્મનીમાં ચોમેર ઝડપથી ફેલાયાં અને સુધારણારૂપ દાવાનળ સળગી ઉઠયો.

આના જવાબ તરીકે પાપાએ લ્યુથરને મંડળી બહાર મૂક્યો, અને તેને સોંપી દેવાને તેના રાજા ફ્રેડ્રિકને આજ્ઞા કરી, પણ તેણે ઇરાસ્મસની સલાહથી

લ્યુથર મંડળી બહાર.

તેમ કરવા ના પાડી. ઇરાસ્મસે ફ્રેડ્રિકને જણાવ્યું કે, "લ્યુથરના બે દોષ છે: એક તો તેણે પાપાના મુગટને ધક્કો માર્યો છે, અને બીજું તેણે સાધુઓના પેટ પર પાટું માર્યું છે." લ્યુથર પણ શાંત રહે તેવો ન હતો. તેણે પાપાના પોતાને મંડળી બહાર મૂકવાના આજ્ઞાપત્રને મંડળીના નિયમોના પુસ્તક સાથે ઇ. સ. ૧૫૨૦ના ડીસેમ્બરની ૧૦મી તારીખે જાહેરમાં બાળી મૂક્યું, અને એ પ્રમાણે તે જાતે રૂમી મંડળીથી છુટો પડયો.

લ્યુથર આ વખતે આટલું બધું કરી શક્યો એનું કારણ માત્ર એટલુંજ હતું કે તેને જર્મનીની રાજ્યસત્તા તથા લોકોના મોટા ભાગની સહાનુભૂતિ હતી. અગાઉ જણાવ્યા પ્રમાણે લોકો પાપાની સત્તાથી કાયર થયા હતા, અને તેઓ તેમાંથી મુક્ત થવા ઇચ્છતા હતા.

દરમિયાન ઇ. સ. ૧૫૧૯માં મેક્સમીલિયનનો પૌત્ર ચાર્લ્સ પાંચમો (૧૫૦૦-૧૫૫૮) સામ્રાજ્યની ગાદીએ આવ્યો હતો. આ ચાર્લ્સને જુદા જુદા દેશમાંથી વારસામાં એટલો બધો મુલક પ્રાપ્ત થયો હતો કે શાર્લમેન પછી કોઇ પણ રાજા મહારાજાના તાબામાં એટલો બધો પ્રદેશ ન હતો. તે પોતે પાપાના પક્ષનો હતો પણ જર્મનીના રાજાઓ ખંડીઆ હોવા છતાં ઘણી રીતે સ્વતંત્ર હતા, ને તેઓ લ્યુથરના પક્ષકાર અથવા તેના તરફ સહાનુભૂતિ ધરાવતા હતા જોકે શહેનશાહ ચાર્લ્સ લ્યુથરને મોટો પાખંડી માનતો હતો તો પણ તેની વિરૂદ્ધ કાંઇ પણ સખ્ત પગલું ભરવા તે ખુશી ન હતો. ઇ. સ. ૧૫૨૧ની શરૂઆતમાંજ પાપાએ લ્યુથર સામે પોતાનું છેલ્લું બહિષ્કારપત્ર કાઢયું હતું, અને એ પત્રાનુસાર લ્યુથરને પોતાને સોંપી દેવાની માગણી કરવા પાપાનો માણસ સમ્રાટ પાસે આવ્યો હતો,

**વર્મ્સની સભામાં લ્યુથર.**

પણ ફ્રૂડ્રિકે સમ્રાટને લ્યુથરની સ્વતંત્ર તપાસ કરવા કહ્યું, તેથી સમ્રાટે તેને વર્મ્સ નામના ગામમાં જર્મનીના રાજાઓની સભા આગળ બોલાવ્યો. વર્મ્સ જતાં દરેક સ્થળે લોકોનું ઉત્સાહપૂર્વક સન્માન પામતો પામતો ત્યાં લ્યુથર ઇ. સ. ૧૫૨૧ ના એપ્રીલની ૧૭મી તારીખે હાજર થયો. ત્યાં તેનાં પુસ્તકો બતાવીને તેને પૂછવામાં આવ્યું કે, તું આ પુસ્તકોમાંનું કોઇ પણ પાછું ખેંચી લેવા તૈયાર છે? લ્યુથરે એક દિવસ વિચાર કરવાની મહેતલ માગી, અને પોતાના વિચારના પરિણામે બીજે દિવસે જણાવ્યું કે, ઉતાવળમાં કે વાદવિવાદના જુસ્સામાં મેં કદાચિત કોઇ વ્યક્તિ વિષે જોઇએ તે કરતાં વધારે કરડા શબ્દો વાપર્યા હશે; પણ આ પુસ્તકોમાં બતાવેલા સિદ્ધાંતો મારાજ છે અને શાસ્ત્રવડે તેની વિરૂદ્ધ કંઇ પણ પુરવાર કરવામાં ન આવે ત્યાં સુધી હું મારો મત ફેરવનાર નથી. તેણે કહ્યું કે, "હું મક્કમ છું, હું મારા મતમાં કંઇ ફેરફાર કરી શકતો નથી; પ્રભુ મને સહાય કરો, આમેન." લ્યુથરની આ દઢતા સમ્રાટને દુરાગ્રહરૂપ લાગી, તેથી તેની તપાસ તરત બંધ કરી. પણ લ્યુથર એકનો બે થયો નહિ. સભામાં બે પક્ષ પડયા અને ફ્રૂડ્રિક તેમજ બીજા કેટલાક અમીરઉમરાવો તેની હિમ્મત જોઇ તેનો પક્ષ લેવા લાગ્યા. આના પરિણામે લ્યુથર આ સભામાંથી સહીસલામત પાછો ગયો, પરંતુ એક મહિના પછી જ્યારે તેના પક્ષકારોમાંના કેટલાક સભા છોડી પોતાના વતન ગયા હતા ત્યારે સભા તરફથી તેને દોષિત ઠરાવવામાં આવ્યો અને તેનાં પુસ્તકો બાળી મૂકવાની આજ્ઞા કરવામાં આવી. છતાં લ્યુથરને કાંઇ શિક્ષા કરવામાં આવી નહિ, એનું કારણ માત્ર એટલુંજ

હતું કે ફ્રૂડ્રિકે લ્યુથરનો પક્ષ પૂરી રીતે લીધો હતો, અને સમ્રાટ પણ ફ્રૂડ્રિકની ઇચ્છા વિરૂદ્ધ કંઇ કરી શકે તેમ ન હતું. તો પણ સમ્રાટની સામે ખુલ્લો વિરોધ ન પડે એ માટે ફ્રૂડ્રિકે લ્યુથરને પોતાનાજ માણસો મારફતે તે વિટેનબર્ગ જતો હતો ત્યારે પકડાવ્યો અને તેને કોઇ સહીસલામત ઠેકાણે લઇ જવામાં આવ્યો.

નવા કરારનું ભાષાંતર, ૧૫૨૧-૨૨.

ત્યાં લ્યુથરે દસેક મહિનામાં નવા કરારનું જર્મન ભાષામાં ભાષાંતર કર્યું. આ ભાષાંતર જર્મન ભાષામાં પહેલું ન હતું, પણ જે ભાષાંતરો થયાં હતાં તે લાટીન નવા કરાર ઉપરથી કરવામાં આવ્યાં હતાં, અને તેમની ભાષા જોઇએ તેવી ન હતી. લ્યુથરનું ભાષાંતર અસલ ગ્રીક ભાષા ઉપરથી કરવામાં આવ્યું હતું એટલુંજ નહિ પણ તે પ્રચલિત જર્મન ભાષામાં હતું, તેથી તે ઘણું સુગમ હતું. આ ભાષાંતર કરીને લ્યુથરે જર્મન પ્રજાની એક મોટી ધાર્મિક સેવા બજાવી છે એટલુંજ નહિ, પણ તેણે આદર્શ જર્મન ભાષાનો નમુનો દર્શાવી જર્મન સાહિત્યમાં એક નવો યુગ પ્રવર્ત્તાવ્યો છે.

લ્યુથરની ગેરહાજરીમાં વિટેનબર્ગમાં રહેલા તેના સહકારીઓ આળસુ બેઠા ન હતા એટલુંજ નહિ પણ તેઓ લ્યુથર કરતાં એક બે ડગલાં આગળ વધ્યા હતા.

લ્યુથરના સહકારીઓનું કાર્ય.

આ વખતે યુરોપમાં જેમ બીજા દેશોમાં હતું તેમ જર્મનીમાં પણ વિચારસ્વાતંત્ર્યનો પવન ફુંકાયો હતો, અને તે કોઇ પણ રીતે બંધ થાય તેમ ન હતું. લ્યુથરે પાપાની સત્તાની સામે થઇ આ પવન બંધ કરવાનું સર્વથી મોટું દ્વાર ખોલ્યું હતું, અને તેથી એ પવન જોસભેર ચાલવા લાગ્યો હતો. લ્યુથરે અત્યાર સુધી પોતાની માન્યતા મુખ્યત્વે કરીને મતરૂપે દર્શાવી હતી, પણ તદનુસાર કાર્ય તે હજુ સુધી કંઇ કરી શક્યો ન હતો. તોપણ તેની ગેરહાજરીમાં કાર્લસ્ટાટ નામના તેના સહકારીએ લ્યુથરના મતાનુસાર ભજનસેવાની પદ્ધતિમાં તથા પાળકવર્ગના જીવનવહેવારમાં ફેરફાર કરવા માંડયા. તેણે તથા ઝવીંગ્લી નામના એક સાધુએ 'માસ', દેવળમાંની મૂર્તિઓ અને પાળકવર્ગનું બ્રહ્મચર્યવ્રત શાસ્ત્રથી વિરૂદ્ધ છે એમ જણાવ્યું, અને તેમની અસરથી કેટલાક સાધુઓ પોતાની દિક્ષાના વ્રતથી મુક્ત થયા. આ ઉપરાંત કાર્લસ્ટાટે ઇ. સ. ૧૫૨૧ના નાતાલના દિવસોમાં 'માસ'ને બદલે સાદી ભજનસેવા કરવાનું અને સાદું પ્રભુભોજન લેવાનું કામ શરૂ કર્યું. ઇ. સ. ૧૫૨૨ માં બધા પાળકોએ લગ્ન કરવું જોઇએ એવું જાહેર કરીને તેણે પોતે લગ્ન કર્યું. વળી તેના નેતૃત્વ નીચે વિટેનબર્ગના અધિકારીવર્ગે ત્યાંના મઠો બંધ કર્યા, તથા તેની માલમિલકત જપ્ત કરીને ત્યાંનાં દેવળોમાં ભજનસેવા જર્મન ભાષામાં કરવાની આજ્ઞા કરી. આ બધું તોફાન ચાલતું હતું તેમાં ઝવીકો નામના એક સ્થળમાં કેટલાએક ઉપદેશકોએ પોતાને ઇશ્વર તરફથી પ્રેરણા થઇ છે એવો દાવો કર્યો, અને જગતનો અંત તરત આવવાનો છે એવું જણાવ્યું.

આ તોફાનથી મેલાંગ્થોન, ફ્રૂડ્રિક અને જર્મનીના બીજા રાજાઓ ગભરાયા, અને પ્રથમ તો લ્યુથરને પણ એમજ લાગ્યું કે તેના સહકારીઓ અને અનુયાયીઓ હદની બહાર ગયા હતા. આ સ્થિતિમાં વિટેનબર્ગના અધિકારીઓએ લ્યુથરના પાછા આવવાની માગણી કરી, તેથી તે ઇ. સ. ૧૫૨૨ ના માર્ચમાં ત્યાં પાછો આવ્યો અને જીંદગીપર્યંત ત્યાંજ રહ્યો. તેણે આવતાંવેંતજ પોતાનો પ્રભાવ જણાવ્યો, અને સુવાર્તાનો સાર અમુક બાહ્ય ક્રિયાકર્મ કરવામાં કે ન કરવામાં નથી પણ પાપના ભાનમાં, ખ્રીસ્તદ્વારા પાપની ક્ષમા પામવામાં અને પોતાના પાડોશી પર પ્રીતિ કરવામાં છે એમ જણાવ્યું. આ સાથે તેણે એ પણ જાહેર કર્યું કે બાહ્ય સુધારા કરવામાં ઉતાવળ કરવી જોઇએ નહિ, કારણકે તેથી નબળા મનનાં માણસો અસ્થિર બને છે. આ પ્રમાણે લ્યુથરે આ વખતે સંરક્ષણશીલ પક્ષ લીધો, તેથી ભજનસેવા આદિમાં થએલા ફેરફાર રદ ગયા અને કાર્લસ્ટાટને વિટેનબર્ગ છોડવું પડયું. પણ જે તોફાન શરૂ થયું હતું તે આ રીતે શમે તેમ ન હતું. સુધારકોમાં બે તડ પડયાં. તેમાંના એક વર્ગે લ્યુથરની આગેવાની નીચે મધ્યમ પક્ષ લીધો અને બીજો વર્ગ વધારે આગળ પડતા વિચારનો થયો.

લ્યુથરનું પુનરાગમન.

લ્યુથર આ પ્રમાણે બહાર આવી પોતાનું કાર્ય કરતો હતો છતાં સામ્રાજ્યની સત્તા તેની વિરૂદ્ધનો પોતાનો ઠરાવ અમલમાં મૂકી શકી નહિ. એનું કારણ માત્ર એટલુંજ હતું કે લ્યુથર પ્રત્યે જર્મન રાજાઓ તથા પ્રજાની સહાનુભૂતિ દિનપ્રતિદિન વધતી જતી હતી, અને સમ્રાટ પોતે ફ્રાંસની સાથે વિગ્રહમાં રોકાએલો હોવાથી ઇ. સ. ૧૫૨૨ થી ૧૫૩૦ સુધી તે જર્મનીની બહાર રહ્યો હતો. એમ છતાં લીઓ દસમા પછીના પાપા આડ્રિઅન છઠ્ઠાએ જર્મન રાજસભા પાસે લ્યુથરની માગણી ફરીથી કરી, પણ એ રાજસભાની ઇ. સ. ૧૫૨૨માં ભરાએલી બેઠકે તે સ્વીકારી નહિ, એટલુંજ નહિ પણ મંડળીમાં સુધારો કરવા માટે એકજ વર્ષમાં મહાસભા ભરવાની માગણી કરી, તથા એ સભા એકઠી થાય તે દરમિયાન માત્ર "સત્ય, શુદ્ધ, અને અસલ પવિત્ર સુવાર્તા"નોજ પ્રચાર કરવા પાપાને કહ્યું. આ લ્યુથરનોજ જય હતો, પણ આટલું બસ ન હતું. જર્મનીમાં ઠેકાણે ઠેકાણે મૂળ સુવાર્તાઓ અને નવા કરારમાં આપેલા ધોરણ પ્રમાણે નવી મંડળીઓ સ્થપાવા લાગી, અને લ્યુથરે આ જાતની મંડળીઓનો તથા તેમના પાળક વગેરે ઉપરનો અધિકાર માન્ય રાખ્યો. આ ઉપરાંત લ્યુથરે મંડળીના કાર્યમાં મુખ્ય અધિકાર રાજસત્તાના હાથમાં છે એવું જાહેર કર્યું. આ કાર્ય કરવામાં તે કદાચ તે સમયે જર્મનીમાં જે ધાર્મિક તથા સામાજિક ઉથલપાથલ થવા લાગી હતી તેને નિયમમાં રાખવા માટે દોરાયો હોય એ સંભવિત છે. લ્યુથર પોતે સુધારકોમાં મધ્યમ પક્ષનો હતો અને સુધારણાને નામે જે જે થઇ રહ્યું હતું તે સર્વે તેને પસંદ

લ્યુથરના મતનો પ્રચાર.

ન હતું. જો કે તેણે પોતે ભજનસેવામાં 'માસ'માં ખ્રીસ્તને બલિદાન આપવાની ક્રિયા દૂર કરવી, ઉપદેશને પ્રધાન સ્થાન આપવું, લોકપ્રિય ભજનો ગાવાં વગેરે ફેરફાર સૂચવ્યા હતા, છતાં તેણે બત્તીઓ, વધસ્તંભે ચોઢેલા ખ્રીસ્તનું પૂતળું, ચિત્રો વગેરે બાબતોને ત્યાજ્ય ગણી ન હતી, વળી જે કાંઇ "શાસ્ત્રની વિરૂદ્ધ ન હોય તે શાસ્ત્રના પક્ષમાં અને શાસ્ત્ર તેના પક્ષમાં છે" એમ જણાવ્યું હતું. એમ છતાં સુધારકોમાં ભજનસેવા સંબંધી ઘણું સ્વાતંત્ર્ય હતું, અને જુદી જુદી મંડળીઓમાં ભજનસેવાની રીત જુદી જુદી હતી. વળી ભજનસેવામાં જર્મન ભાષાનો ઉપયોગ સર્વત્ર સામાન્ય થઇ રહ્યો હતો.

ઇ. સ. ૧૫૨૪-૨૫માં લ્યુથરનું નેતૃત્ર પરાકાષ્ટાએ પહોંચ્યું હતું, પણ હવે તે મંદ પડવા લાગ્યું હતું, કારણ કે સુધારકો વચ્ચે તથા લ્યુથર અને વિદ્યાજ્ઞાનના પ્રચારકો—સાક્ષરો—વચ્ચે મતભેદ હતો. સાક્ષરોમાંના ઘણા એવા હતા કે જેમને મંડળીના કે લ્યુથરના સિદ્ધાંતો માન્ય ન હતા. આ ઉપરાંત તેમને લ્યુથરના કાર્યનું ઉગ્ર સ્વરૂપ રૂચ્યું ન હતું, અને તેમને એ સ્વરૂપ તેની ધર્માંધતાજ લાગી હતી. તેમાંના કેટલાક પાપને પાપરૂપ નહિ, પણ અજ્ઞાનરૂપ માનતા હતા. વળી પાપ એ જ્ઞાનના પ્રચારથી દૂર થશે એમ માનતા હોવાથી માત્ર વિદ્યાજ્ઞાનના પ્રચારથી સર્વ કાંઇ સુધરશે એમ તેઓ ધારતા હતા. આવી માન્યતાવાળા સાક્ષરોમાં ઇરાસ્મસ મુખ્ય હતો. તેને લ્યુથરનું કાર્ય ગમ્યું ન હતું એટલુંજ નહિ પણ તે લ્યુથરના સિદ્ધાંતો ખોટા છે એમ માનતો હતો. ઇરાસ્મસને લ્યુથરના કાર્ય અને સિદ્ધાંત વિરૂદ્ધ લખવાનું ઘણી વાર કહેવામાં આવ્યું હતું, પણ અત્યાર સુધી તેણે કાંઇ લખ્યું ન હતું. આખરે કંઇક કરવુંજ જોઇએ એવા નિશ્ચયથી તેણે ઇ. સ. ૧૫૨૪માં મુક્તેચ્છા વિષે લ્યુથરના મતની વિરૂદ્ધ મનુષ્યની મુક્તેચ્છાનું સમર્થન કરતો પોતાનો સિદ્ધાંત જાહેર કર્યો. લ્યુથરે તેને ઉત્તર આપ્યો અને તેમાં પોતાના મતનું વિશેષ પ્રમાણમાં સમર્થન કર્યું. આથી લ્યુથર અને ઇરાસ્મસ વચ્ચે વિરોધ ઉત્પન્ન થયો અને સાક્ષરોનો મોટો ભાગ લ્યુથરથી છૂટો પડી ગયો.

લ્યુથર અને સાક્ષરવર્ગ વચ્ચે મતભેદ.

સુધારકોમાં કેટલાક એવા હતા કે જેઓ બીજી દિશામાં છેક આગળ ધસવા આતુર હતા. વળી તેઓ લ્યુથરને નબળો સમજતા હતા. તેઓમાં કાર્લસ્ટાટ અને મુન્સર મુખ્ય હતા. કાર્લસ્ટાટે કેટલાક લોકોને પોતાના શિષ્ય કરી મૂર્તિઓ વગેરેનો બને ત્યાંથી નાશ કર્યો, અને વિદ્યાજ્ઞાન વગેરે નકામાં છે એમ માનીને અને જણાવીને પોતે સામાન્ય ખેડુતની માફક રહેવા લાગ્યો. મુન્સર તેનાથી પણ એક પગલું આગળ વધ્યો અને દરેક માણસને ઇશ્વરની પ્રેરણા થાય છે એવું જણાવીને શાસ્ત્ર ઉપર પણ પૂર્ણ આધાર રાખવાની જરૂર નથી એવો સિદ્ધાંત ફેલાવ્યો. તેને પણ કેટલાક શિષ્યો હતા. તેમની સહાયથી તેણે મઠો ઉપર

લ્યુથર અને સુધારકો વચ્ચે મતભેદ.

હુમલા કર્યા અને "અધાર્મિક" લોકો સામે યુદ્ધ કરવા ઉપદેશ કર્યો. લ્યુથર આ બન્ને ઉપદેશકને "ધર્માંધ" ગણીને તેમની સામે થયો હતો.

ખેડુતોનું બંડ.

આ ઉપરાંત લ્યુથરની સુધારણાને ધક્કો પહોંચાડે એવું કાર્ય તે વખતે થએલું "ખેડુતોનું બંડ" હતું. જર્મનીમાં લાંબો સમય થયાં ખેડુતોની સ્થિતિ બહુ ખરાબ હતી, તેથી તેમનાં મન અશાંત હતાં. આ લોકોને કાને લ્યુથરનો ધાર્મિક અથવા "ખ્રીસ્તી સ્વાતંત્ર્ય" નો સંદેશો પડયો તેથી તેમણે એ સ્વાતંત્ર્ય પોતાના હાથમાં લેવા ધાર્યું. ઇ. સ. ૧૫૨૪-૨૫માં તેઓ રાજ્યસત્તાની સામે થયા અને તેમના બંડે ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. તેમણે એ વખતે જે બાર વાતની માગણી કરી હતી તે આ હતી: પ્રત્યેક મંડળી પોતાના પાળકને ચુંટી શકે છે તેમજ તેને પદભ્રષ્ટ પણ કરી શકે છે; મોટો દશાંશ (ધાન્યનો) પાળકના પોષણાર્થે અને મંડળીના કામકાજને અર્થે વાપરવો, અને નાનો દશાંશ કાઢી નાખવો; દાસત્વ દૂર કરવું; સામાન્ય લોકને શિકાર કરવાની રજા આપવી; તેમને જંગલનો ઉપયોગ કરવા દેવો: વેઠ નિયમાનુસાર કરાવવી તથા તેનો બદલો આપવો; જમીનનો વેરો યોગ્ય રીતે લેવો; નવા કાયદાઓ ન કરવા; ગોચર વગેરે લોકોને પાછાં સોંપવાં; અને વારસાના સંબંધમાં આપવામાં આવતો કર કાઢી નાખવો. આ માગણીઓ અત્યારે છેક સામાન્ય અને ન્યાયી લાગે છે, પણ તે વખતે તે સમાજની એક મોટી ઉથલપાથલ કરનારી લાગતી હતી. લ્યુથરે પ્રથમ આ ખેડુતો અને રાજારજવાડાઓ વચ્ચે સમાધાન કરાવવાનો પ્રયત્ન કર્યો, પણ ખેડુતો તેનું ન માનતાં વધારે તોફાને ચઢયા, તેથી તેણે તેમની વિરૂદ્ધ એક ચોપાનીઉં લખ્યું અને તેમાં રાજાઓને તેમનો નાશ કરવા કહ્યું, અને થયું પણ તેમજ.

બંડનું પરિણામ.

આ "ખેડુતોના બંડ"ના સંબંધમાં લ્યુથરે જે ભાગ લીધો હતો તેના પરિણામે તેના પ્રત્યે જર્મનીના ગરીબ તથા હલકા વર્ગના લોકોની તેના પ્રત્યેની દિલાસોજી ઘણી ઓછી થઇ ગઇ. બીજું પરિણામ એ આવ્યું કે લ્યુથર પોતે ધર્મનું કાર્ય આગળ વધારવામાં રાજસત્તા મુખ્ય સાધન તરીકે સહાયભૂત થશે એમ માનવા લાગ્યો. બીજી બાજુ સ્વાભાવિક રીતે તેના પાપાવાળા દુશ્મનો એમ માનવા અને કહેવા લાગ્યા કે આ બંડ તેનાજ કાર્યનું એક પરિણામ હતું.

સુધારણા વિરૂદ્ધ હીલચાલ.

આ સિવાય લ્યુથરની સુધારણાને ધક્કો પહોંચે એવું એક કાર્ય રૂમના પાપા તરફથી કરવામાં આવ્યું હતું. પાપા આડ્રિઅન ઇ. સ. ૧૫૨૩માં ગુજરી ગયો હતો અને તેને બદલે ક્લેમેન્ટ સાતમો (૧૫૨૬-૧૫૩૪) પાપાની ગાદીએ આવ્યો હતો. તેણે ઇ. સ. ૧૫૨૪ માં જર્મનીની રાજસભા આગળ લ્યુથરની ફરીથી માગણી કરી, પણ તેમાં તેનું કંઇ વળ્યું નહિ. એમ છતાં તેનો મોકલેલો માણસ એટલે સુધી

ફાવ્યો કે તેણે રૂમી મંડળીના હિતાર્થે જર્મનીની દક્ષિણના કેટલાક પ્રાંતના રાજાઓનું ઐક્ય સ્થાપ્યું, તથા એ પ્રદેશમાં સુધારણાનો પ્રવેશ ન થાય એમ કર્યું. આ ઐક્યનો હેતુ ધાર્મિક કરતાં વધારે પરિણામમાં રાજકીય હોય એમ લાગે છે. વળી તેના પરિણામે જર્મનીનાં જુદાં જુદાં રાજ્યોમાં બે મોટા પક્ષ પડયા તેથી જર્મનીનું રાજકીય ઐક્ય તુટયું.

આ પ્રમાણે લ્યુથરની વિરૂદ્ધ જુદી જુદી હીલચાલો ઉભી થઇ હતી છતાં તેને જર્મનીનાં કેટલાંક અને ખાસ કરીને ઉત્તરનાં રાજ્યોનો ટેકો હતો. આ ઉપરાંત કેટલાંક સ્વતંત્ર શહેરોએ પણ લ્યુથરનો પક્ષ લીધો. ઇ. સ. ૧૫૨૫માં લ્યુથરે કેથેરાઇન વોન બોરા નામની એક સ્ત્રી સાથે લગ્ન કર્યું, તેથી તેના પોતાના જીવનમાં કેટલોક મહત્ત્વનો ફેરફાર થયો અને સુધારણાને પણ અમુક રીતે લાભ થયો. આ લગ્નથી પ્રથમ ઘણા લોકો નારાજ થયા કારણ કે લ્યુથર પોતે એક વખત સાધુ હતો તથા તેની સ્ત્રી પણ સાધ્વી હતી. પરંતુ લ્યુથરે આ પગલું અમુક અંશે મંડળીની સાધુજીવનની સંસ્થા તોડવા માટેજ લીધું હતું, તેથી તેના પરિણામે સુધારણાએ જુદું સ્વરૂપ લીધું પણ ખરૂં. એમ છતાં લ્યુથર પોતે પતિ અને પિતા તરીકે નમુનારૂપ હતો, અને તેનું કૌટુંબિક જીવન એ તેને પોતાને માટે જગતના વિરોધ અને દુ:ખમાંથી બચવા માટે એક ગઢરૂપ હતું. લ્યુથરના ગૃહજીવનનો ઇતિહાસ જગત આગળ તેના તેની સ્ત્રી પર લખેલા પત્રો અને તેની Table-talk (વાતચીત)માં મળી આવે છે. વળી તે કૌટુંબિક જીવનને લગતા સાહિત્યમાં અનુપમ છે. આ ઉપરાંત સુધારણાનું જે કાર્ય જર્મનીના અમુક ભાગમાં ચાલી રહ્યું હતું તેને તે વખતની સામ્રાજ્યની કઢંગી સ્થિતિને લીધે રક્ષણ અને વૃદ્ધિ મળ્યા કર્યાં. ઇ. સ. ૧૫૨૬માં પાપાએ જર્મનીની સામે ફ્રાંસની રાજ્યસત્તા સાથે સંધિ કરી, તેથી સમ્રાટે લ્યુથરની વિરૂદ્ધ કંઇ પણ પગલું ભર્યું નહિ, એટલુંજ નહિ પણ જર્મનીનાં જુદાં જુદાં પ્રોટેસ્ટાંટ રાજ્યોએ પોતપોતાના રાજ્યમાં પોતપોતાની સ્વતંત્ર મંડળી સ્થાપીને તેમને બને તેટલી મજબુત કરી. આ રાજ્યોમાં સાક્સની, હેસ અને પૂર્વ પ્રુશિઆ મુખ્ય હતા. આ બધી નવી મંડળીઓમાં જુના અધ્યક્ષોને બદલે સુપ્રીન્ટેન્ડેન્ટ રાખ્યા હતા. તેમનું કાર્ય તેમના તાબાની મંડળીઓ પર ધાર્મિક નહિ પણ રાજકારભારને લગતી દેખરેખ રાખવાનું હતું. સાર્વત્રિક મંડળીની બધી માલમિલ્કત આ રાજ્યોએ પોતાનીજ ગણી તેનો વ્યય પોતાના ખાનગી તેમજ પોતાના રાજ્યની મંડળીઓના ઉપયોગ માટે ફાવે તેમ કર્યો. જુની મંડળીના જે કોઇ સાધુ કે પાળક આ નવી વ્યવસ્થા સ્વીકારવા તૈયાર ન હતા તેમને રજા આપવામાં આવી, અને આ પ્રોટેસ્ટાંટ રાજ્યોમાંના પ્રત્યેક રાજ્યની જુની મંડળીને નવું સ્વરૂપ આપવામાં આવ્યું. આ બધી મંડળીઓમાં લોકોને ધાર્મિક શિક્ષણ આપવા માટે લ્યુથરે ઇ. સ. ૧૫૨૯માં

સુધારણાનું નિશ્ચિત રૂપ.

બે પ્રશ્નોત્તર તૈયાર કર્યા; તેમાંનો "ટુંકો પ્રશ્નોત્તર" સુધારણાના સાહિત્યમાં ઉત્તમ પંક્તિનો ગણાય છે.

આ પ્રમાણે સુધારેલી મંડળીઓનું સંગઠન થઇ રહ્યું હતું તેવામાં તેમને માટે ભયનું એક કારણ ઉત્પન્ન થયું. ઇ. સ. ૧૫૨૯ના જુનમાં સમ્રાટે તેના દુશ્મનોને હરાવ્યા, અને પાપા અને ફ્રાંસના રાજાને તેની સાથે સંધિ કરવી પડી. આમ થવાથી ઇ. સ. ૧૫૨૧થી શરૂ થએલું યુદ્ધ બંધ પડયું, અને સમ્રાટ જર્મનીનાજ કાર્યમાં ધ્યાન દેવા માટે મુક્ત થયો. આથી ઇ. સ. ૧૫૨૯માં જર્મનીની રાજસભા સ્પીઅર નામના સ્થળમાં એકઠી થઈ અને તેમાં પાપાવાળાં રાજ્યોની બહુમતિ થઇ. આ સભાએ જે કેટલાક ઠરાવો પસાર કર્યા હતા તેમાંના મુખ્ય એ હતા કે જર્મનીના કોઇ પણ રાજ્યમાં મંડળીની બાબતમાં કંઇ વિશેષ ફેરફાર કરવો નહિ; વળી સાર્વત્રિક મંડળીની ભજનસેવા કરવાની લોકોને છુટ આપવી, અને એ મંડળીના હક, અધિકાર, માલમિલ્કત વગેરેને કોઇ પણ જાતની હરકત પહોંચાડવી નહિ. આનું પરિણામ લ્યુથરના અર્થાત્ સુધરેલી મંડળીઓ માટે પૂર્ણ રીતે ઘાતક હતું, તેથી લ્યુથરના મતનાં બધાં રાજ્યોએ સભાના આ ઠરાવ સામે વાંધો ઉઠાવ્યો તેથી તેમનું નામ "પ્રોટેસ્ટાંટ" પડયું. આ વખતે આવી રીતે પોતાનો વાંધો જાહેર કરનાર પાંચ રાજ્યો અને તેર શહેરો હતાં.

જર્મનીમાં સાર્વત્રિક મંડળીનું પ્રબળ થયું.

આ ઉપરાંત સુધારકોમાંજ મતભેદ ઉત્પન્ન થયો હતો, તે સુધારણાને માટે વળી બીજી દિશામાં ભયનું એક બીજું કારણ હતું.

## પ્રકરણ બીજું.

### સ્વીટઝર્લાંડ, સ્કેન્ડીનેવીઅન, સ્લેવોનિઅન અને હુંગરીમાં તથા ઓગ્સબર્ગની સંધિ (૧૫૫૫) સુધીમાં જર્મનીમાં થએલી સુધારણા.

સ્વીટઝર્લાંડ દેશ એ જો કે સામ્રાજ્યનો એક ભાગ હતો તો પણ તે ઘણી રીતે સ્વતંત્ર હતો, તેના તેર પ્રાંતમાંના પ્રત્યેકમાં સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય હતું.

સ્વીટઝર્લાંડમાં સુધારણાનો ઉદય.

આ દેશ આ સમયમાં યુરોપમાં સર્વથી વધારે સ્વતંત્ર ગણાતો હતો. તેના લોકો લડાયક વૃત્તિવાળા હતા; તેથી યુરોપનાં જુદાં જુદાં રાજ્યો અને ખાસ કરીને ફ્રાંસ તથા પાપા તેમને પોતાના લશ્કરમાં રાખતા. આ લોકો પહાડી હોવાથી તેમનામાં શિક્ષણનો બહુ પ્રચાર પ્રથમથી ન હતો, છતાં પણ વિદ્યાજ્ઞાનનો પ્રચાર તેમનામાં પણ થયો હતો, અને બાસેલમાં એ પ્રચારનું મુખ્ય સ્થાન હતું. અહીં સુધારણાનો ઉદય આ જાતના વિદ્યાજ્ઞાનમાં, સ્થાનિક સ્વરાજ્યમાં, મંડળીના શાસનના તિરસ્કારમાં અને સાધુઓના તરફથી બળાત્કારથી લેવામાં આવતા દાન પ્રત્યેના વિરોધમાં થયો હતો.

સ્વીસ સુધારકોમાં મુખ્ય ઝ્વીંગ્લી હતો. તે ઇ. સ. ૧૪૮૪માં એક સાધારણ સ્થિતિના કુટુંબમાં જન્મ્યો હતો, તે નાનપણથીજ વિદ્યાનો શોખીન હતો,

ઝ્વીંગ્લીનો જન્મ અને વિદ્યાભ્યાસ.

તેથી તેને જુદી જુદી શાળાઓમાં અને બે વર્ષ વીએનાની મોટી વિદ્યાપીઠમાં અભ્યાસ કરવા માટે મૂકવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૫૦૨થી ૧૫૦૬ સુધી તેણે બાઝેલની વિદ્યાપીઠમાં અભ્યાસ કર્યો; અને ત્યાંજ તેણે બી. એ. તથા એમ. એ. ની પદવી મેળવી હતી. વીએના અને બાસેલ એ બન્ને સ્થળમાં ઝ્વીંગલીને બહુ સારા અધ્યાપકની પાસે શિક્ષણ પ્રાપ્ત કરવાનો પ્રસંગ મળ્યો હતો. ઝ્વીંગ્લી પોતે પ્રથમ વિદ્યાજ્ઞાનના પુનરુદ્ધારની અસરથીજ ધાર્મિક સુધારણાની આવશ્યકતા સમજતો થયો હતો. આ કારણથી લ્યુથરની ઉંડી ભક્તિ તથા તેનો ઉચ્ચ પ્રકારનો આત્મિક અનુભવ તેનામાં ન હતાં, અને સુધારણા સંબંધી તેના વિચાર વિશેષ પ્રમાણમાં માનસિક હતા. આ ઉપરાંત તે પોતે દેશભક્ત હતો,

ઝ્વીંગ્લીની દેશભક્તિ.

તેથી તે પોતાના દેશ ઉપર પાપા અને તેના ચુંટેલા માણસોનું ધાર્મિક, સામાજિક અને રાજકીય આધિપત્ય સહન કરી શક્યો નહિ. પોતાના દેશનાં માણસો જુદાં જુદાં રાજ્યોનાં લશ્કરમાં દાખલ થાય અને પોતાના દેશથી દૂર જઇને રહે અથવા એ દેશોમાંથી દુર્ગુણ, દુરાચાર વગેરે લાવે એ કોઇ રીતે ઇચ્છવાજોગ ન હતું, એટલુંજ નહિ પણ

પોતાના દેશને માટે ઘાતક હતું એમ તેને ચોકખેચોકખું લાગ્યું હતું, એમ છતાં હજુ સુધી તે રૂમની મંડળીની વિરૂદ્ધ ન હતો. વળી રૂમની મંડળોની સેવામાં સ્વીસ લોકો લશ્કરી સિપાઇ તરીકે કામ કરે એથી પણ તે નારાજ ન હતો. ઇ. સ. ૧૫૧૩માં તેણે પાપા તરફથી નાનું સરખું પેન્શન સ્વીકાર્યું હતું, અને પાપાની સત્તા માટે લડવા ગએલા સ્વીસ યુવકો સાથે તે ઇટાલીમાં તેમના પાદરી તરીકે ગયો હતો. આ રીતે તેને બહારની દુનિયાનો કેટલોક અનુભવ થયો હતો, અને તે ધીમે ધીમે પોતાના ભવિષ્યના કાર્ય માટે તૈયાર થતો હતો.

ફ્રાંસની રાજસત્તા વિરૂદ્ધ કાર્ય.

ઝ્વીંગ્લીને પ્રથમ પોતાની દેશભક્તિને લીધે ફ્રાંસના રાજ્ય સાથે વાંધો પડયો હતો. સ્વીસ લોકો ફ્રાંસના લશ્કરમાં જોડાય એથી તે ખુશી ન હતો, તેથી તેની વિરૂદ્ધ તેણે વાંધો ઉઠાવ્યો. તેના પરિણામે તેને ગ્લારસ ગામનું પાળકકાર્ય છોડી ઇ. સ. ૧૫૧૬માં એઇન્સીડેલ્ન જવું પડયું. આ સ્થાન યાત્રાનું સ્થળ હતું, તેથી ઝ્વીંગ્લીને ત્યાં ઘણું જોવાજાણવાનું મળ્યું, તેથીજ તે પોતે સુધારણાના પક્ષમાં ભળ્યો એમ તેનું પોતાનુંજ માનવું અને કહેવું હતું.

ઝ્વીંગ્લીએ પાંચસાત વર્ષ ઉપદેશકનું કાર્ય કર્યું હતું તેમાં તે સારી રીતે પ્રસિદ્ધ થયો હતો. વળી ફ્રાંસની વિરૂદ્ધ તેણે જે વાંધો ઉઠાવ્યો હતો તેના પરિણામે ઈ. સ. ૧૫૧૯માં તેને ઝ્યુરીચ નામના સ્વીટઝર્લાંડના એક મુખ્ય સ્થળના મુખ્ય દેવળમાં પાળક નીમવામાં આવ્યો.

સુધારણાની શરૂઆત.

અહીં આવ્યા પછી તેણે તરતજ પાપાનું પેન્શન લેવું બંધ કર્યું અને માત્ર ફ્રાંસના રાજ્યમાંજ નહિ પણ પાપાના લશ્કરમાં પણ સ્વીસ લોકોએ જોડાવું નહિ એવો ઉપદેશ કરવા લાગ્યો. આ ઉપરાંત તેના ધાર્મિક વિચાર વધારે સ્પષ્ટ થયા અને તેણે નવા કરારનાં પુસ્તકોના આધારેજ ઉપદેશ આપવો શરૂ કર્યો. આ ઉપદેશના પરિણામે આ દેશમાં સુધારણાનાં એક પછી એક પગલાં લેવાયાં અને કદાચિત તેને લીધેજ અહીં સુધારણાએ જર્મેનીની માફક ઉગ્ર નહિ પણ શાંત સ્વરૂપ પકડયું. આ પગલાંમાંનું પ્રથમ લેન્ટના ઉપવાસ ન કરવાને લગતું હતું. એ પગલા સંબંધી કોન્સ્ટન્સના અધ્યક્ષે તપાસ કરાવી, પણ તેને એવો ઉત્તર આપવામાં આવ્યો કે આ જાતના ઉપવાસ કરવાનું નવા કરારમાં કહેવામાં આવ્યું નથી. આ તપાસનું પરિણામ એ આવ્યું કે ઝ્યુરીચની મંડળીઓએ અધ્યક્ષનું આધિપત્ય દૂર કર્યું, અને મંડળીની બાબતમાં બધો અધિકાર પોતાના હાથમાં લીધો. થોડા વખત પછી આ શહેરના અધિકારીવર્ગ તરફથી એવું જાહેર કરવામાં આવ્યું કે નવા કરારમાં જે કાંઈ હોય તેને આધારેજ લોકોને ધાર્મિક શિક્ષણ આપવું; એ રીતે સુધારણાનો માર્ગ ખુલ્લો થયો.

અગાઉ કહી ગયા તે પ્રમાણે લ્યુથર અને ઝ્વીંગ્લીની સુધારણા વચ્ચે ભેદ એ હતો કે લ્યુથરની સુધારણાનું મૂળ તેના ગહન ધાર્મિક અનુભવમાં હતું અને ઝ્વીંગ્લીની સુધારણા કેટલેક અંશે માનસિક જ્ઞાનના પરિણામરૂપ હતી. આનું

એક પરિણામ એ થયું હતું કે લ્યુથરની સુધારણાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું, પણ આ સુધારણાએ શાંત સ્વરૂપ ધારણ કર્યું હતું. એમ છતાં લ્યુથર પોતે મંડળીના ઘણા સિદ્ધાંતો, આચારવિચાર વગેરે માનતો હતો અને તે જ્યાં આત્મિક કે નૈતિક સિદ્ધાંત મૂકી દેવાતો ન હોય ત્યાં નકામા ફેરફાર કરવા ખુશી ન હતો, પણ ઝવીંગ્લીના સંબંધમાં તેમ ન હતું. તેને જુનાં આચારવિચાર તથા ક્રિયાકર્મ કેવળ વહેમથી ભરેલાં લાગતાં હતાં તેથી તેને દૂર કરવામાં તેણે સ્હેજ પણ આચકો ખાધો નહિ. ઇ. સ. ૧૫૨૩માં તેણે ઝ્યુરીચમાં એક જાહેર વાદવિવાદ કરાવ્યો, અને તેમાં તેણે પોતે લોકોની આગળ ૬૭ સિદ્ધાંત રજુ કર્યા. આ સિદ્ધાંતો રૂમી મંડળીના મુખ્ય સિદ્ધાંત અને આચારવિચારની વિરૂદ્ધ હતા તોપણ પોતે પાખંડી નથી એવું ઝવીંગ્લીએ જાહેર કર્યું, અને એ વાદમાં ત્યાંના અધિકારીવર્ગે તેનોજ જય સ્વીકાર્યો. આ પ્રમાણે ઝ્યુરીચના લોકોએ અથવા તેમના મોટા ભાગે તેનો મત સ્વીકાર્યો હતો.

સુધારણાની જોસભેર પ્રગતિ.

વળી એજ વર્ષમાં એક બીજો વાદવિવાદ કરવામાં આવ્યો અને તેમાં ઝવીંગ્લીએ મૂર્તિનો ઉપયોગ અને માસ એ ભોગરૂપ છે એ સિદ્ધાંત શાસ્ત્રની વિરૂદ્ધ છે એમ જણાવ્યું. ઇ. સ. ૧૫૨૪માં ત્રીજો વાદવિવાદ થયો. આ બધા વાદવિવાદનું પરિણામ એ આવ્યું કે સાધુઓ અને સાધ્વીઓ લગ્ન કરવા લાગ્યાં, અને દેવળમાંથી મૂર્તિઓ, ચિત્રો વગેરે દૂર થયાં. ઇ. સ. ૧૫૨૪ની આખરમાં સાધુઓના મઠની મિલકત જપ્ત કરવામાં આવી અને તેમાંથી પ્રાપ્ત થએલા ધનનો ઉપયોગ સારી શાળાપાઠશાળા સ્થાપવા માટે કરવામાં આવ્યો. ઇ. સ. ૧૫૨૫માં માસ કાઢી નાખવામાં આવી. આ પ્રમાણે સ્વીટઝર્લાંડમાં સુધારણાનું કાર્ય જોસભેર ચાલ્યું. આમ છતાં તેની સામે પાપાએ કાંઈ પણ પગલું લીધું નહિ, કારણ કે તેની સત્તાને ટકાવી રાખવામાં તેને સ્વીસ લોકોની પુષ્કળ મદદ હતી. ઇ. સ. ૧૫૨૪ માં ઝવીંગ્લીએ પોતે લગ્ન કર્યું અને સાધુસાધ્વીઓનાં લગ્નને ટેકો આપ્યો. આ સુધારણા માત્ર ઝ્યુરીચમાંજ થતી ન હતી. પણ સ્વીટઝર્લાંડનાં બીજાં શહેર જેવાં કે બાસેલ, બર્ન, ગ્લારસ વગેરેમાં પણ તે ફેલાઈ હતી, અને જર્મનીના સ્ટ્રાસબર્ગ શહેરમાં લોકોએ લ્યુથરની સુધારણા કરતાંએ ઝવીંગ્લીની સુધારણા વધારે પસંદ કરી તેને સ્થાન આપ્યું હતું.

લ્યુથર અને ઝવીંગ્લી અને તેમની સુધારણા વચ્ચે જે ભેદ હતો તે આખરે વિરોધરૂપે પ્રગટ થયો. આ વિરોધ પ્રભુભોજન સંબંધી મતભેદને લીધે ઉત્પન્ન થયો હતો. અગાઉ કહી ગયા છે તે પ્રમાણે લ્યુથરની માન્યતા એ હતી કે પ્રભુભોજનના પદાર્થોના તત્ત્વની સાથે ઇસુ ખ્રીસ્તના શરીરનાં તત્ત્વ ભળે છે, અને વિશ્વાસી જન એ લઇને આત્મિક જીવન પામે છે. આ સિદ્ધાંત ઝવીંગ્લીને માન્ય ન હતો. ઇ. સ. ૧૫૨૧માં એક ડચ ધારાશાસ્ત્રીએ

લ્યુથર અને ઝવીંગ્લી વચ્ચે વાદવિવાદ અને વિરોધ.

આ સંબંધી એવો સિદ્ધાંત જાહેર કર્યો હતો કે પ્રભુભોજનના પદાર્થોમાં ઇસુ ખ્રીસ્તનું શરીર માત્ર ચિહ્નરૂપે હાજર હતું, અર્થાત એ પદાર્થો માત્ર તેના શરીરનાં ચિહ્નરૂપે લેવાના હતા. ઝ્વીંગ્લી પોતે કંઇક અંશે આવાજ મતનો હતો, તેથી તે આ સિદ્ધાંત જાણ્યા પછી પૂર્ણાંશે તે પ્રમાણે માનવા લાગ્યો. તેનું કહેવું એ હતું કે પ્રભુભોજન એ માત્ર વિશ્વાસીજનની ઇસુ ખ્રીસ્ત માટેની ભક્તિ, તેમજ તેમનો, અર્થાત ખ્રીસ્તીઓનો, પરસ્પર પ્રેમનો સંબંધ દર્શાવવાને માટે એક સ્મારકક્રિયા છે. આના પરિણામે લ્યુથર અને ઝ્વીંગ્લી વચ્ચે ઇ. સ. ૧૫૨૪ માં વાદવિવાદ ઉત્પન્ન થયો અને તેણે ઉગ્ર વિરોધનું સ્વરૂપ ધારણ કર્યું. લ્યુથરે ઇ. સ. ૧૫૨૮ માં પોતાનું "પ્રભુભોજન વિષે (મોટું) વિશ્વાસનામું" પ્રસિદ્ધ કર્યું, અને તેમાં પોતાનો સિદ્ધાંત વિસ્તૃત રીતે જણાવ્યો. ઝ્વીંગ્લીએ તેનો ઉત્તર વાળ્યો. છેવટે બન્ને પક્ષ ધાર્મિક સિદ્ધાંતને લગતા વાદની યોગ્ય મર્યાદા મૂકી પરસ્પર વાક્પ્રહાર કરવા લાગ્યા. લ્યુથરે ઝ્વીંગ્લી અને તેના પક્ષકારો ખ્રીસ્તીજ નથી એમ જણાવ્યું, અને ઝ્વીંગ્લીએ લ્યુથરને રોમન કેથોલિક ઉપદેશક એક કરતાં પણ વધારે વહેમી જણાવ્યો. આથી આ બે પક્ષ વચ્ચે મોટી ફૂટ પડી, અને સુધારણાના કાર્યને ધક્કો પહોંચ્યો. આ વાદનું બીજું એક પરિણામ એ આવ્યું કે પ્રભુભોજન સંબંધી ઝ્વીંગ્લીની માન્યતા માત્ર સ્વીટઝર્લાંડના લોકોએ સ્વીકારી, એટલુંજ નહિ પણ જર્મનીના દક્ષિણ ભાગના કેટલાક લોકોએ પણ તે સ્વીકારી. જે પ્રશ્ન સંબંધી આ વાદવિવાદ ઉત્પન્ન થયો હતો તે ખ્રીસ્તી ધર્મના પ્રાણરૂપ હતો, કારણ કે રૂમી મંડળીમાં એટલે તે સમયના બધા ખ્રીસ્તીઓમાં ભજનસેવા માસરૂપેજ થતી હતી, અને એ સંબંધી જુની માન્યતાને દૂર કરતાં ભજનસેવાનું આખું સ્વરૂપ ઉડી જતું હતું. લ્યુથરને આ વાત પૂર્ણાંશે સમજાઇ હતી તેથી પ્રભુભોજન સંબંધી તેણે જે સિદ્ધાંત જાહેર કર્યો હતો તે જુના સિદ્ધાંતથી માત્ર સહેજેજ જુદો હતો. પણ ઝ્વીંગ્લીનો સિદ્ધાંત જુની માન્યતાને છેકજ ઉડાવી દેતો હતો, તેથીજ લ્યુથરે તેનો આવો સખત વિરોધ કર્યો.

સુધારકો વચ્ચે આ પ્રમાણે જે ફૂટ પડી હતી તેનું પરિણામ બન્ને પક્ષ માટે ખરાબ આવ્યું. બન્ને પક્ષ સામે સાર્વત્રિક મંડળીનો વિરોધ ક્યારનોએ શરૂ થયો હતો. સ્વીટઝર્લાંડમાં ઇ. સ. ૧૫૨૪ માં કેટલાંક રૂમી મંડળીની માન્યતાવાળાં ગામોએ ઝ્વીંગ્લીના કાર્ય સામે ઐક્ય સ્થાપન કર્યું હતું. આ ઐક્ય સામે ઝ્વીંગ્લીએ ફ્રાંસના રાજા સાથે સંધિ કરી પોતાના પક્ષનું ઐક્ય સ્થાપવા પ્રયત્ન કર્યો પણ તેમાં તે નિષ્ફળ ગયો. તો પણ ઇ. સ. ૧૫૨૭-૩૦ સુધીમાં તેણે સ્વીટઝર્લાંડનાંજ કેટલાંક ગામોનું ઐક્ય સ્થાપ્યું, તેથી સ્વીટઝર્લાંડનાજ આ બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ શરૂ થયું. રૂમી પક્ષને ઑસ્ટ્રીઆએ સહાય આપવાનું કબુલ્યું હતું, પણ તેણે પોતાનું વચન પાળ્યું નહિ, તેથી બન્ને પક્ષ વચ્ચે સંધિ થઇ.

સ્વીટઝર્લાંડમાં નવા અને જુના પક્ષ વચ્ચે યુદ્ધ

આ સંધિ ઝ્વીંગ્લીની સુધારણા માટે લાભકારક હતી, પણ તે થોડાજ સમયને માટે હતી, કારણ કે ઇ. સ. ૧૫૩૧ માં તેમની વચ્ચે ફરી યુદ્ધ શરૂ થયું. આ યુદ્ધમાં કાપેલ ગામ આગળની લડાઇ થઇ તેમાં ઝયુરીચ હાર્યું અને ઝ્વીંગ્લી પોતે મૃત્યુ પામ્યો. આથી જે તહ થયો તેમાં પ્રત્યેક ગામ અને પરગણાને પોતપોતાની મંડળીની વ્યવસ્થા પોતાને ફાવે તેમ કરવાને છૂટ મળી. આથી સુધારણાનું કામ આ દેશમાં આગળ વધતું અટક્યું, અને જુના તથા નવા પક્ષના જે વિભાગ તે વખતે પડયા તે આજ સુધી કાયમ છે. આ દેશમાં સુધારણાની જે હીલચાલ શરૂ થઇ હતી તેમાં આગળ જતાં કાલ્વીનના કાર્યને લીધે કેટલોક સુધારોવધારો થવા પામ્યો હતો. ઝ્વીંગ્લી અને કાલ્વીનના કાર્યના પરિણામે જે મંડળીઓ ઉભી થઇ તેને "સુધરેલી" મંડળી કહેવામાં આવે છે અને લ્યુથરની મંડળીને "લ્યુથરન" નામ આપવામાં આવ્યું છે.

ઝ્વીંગ્લી અને લ્યુથર વચ્ચે એક ખાસ વાતે ભેદ હતો. લ્યુથરની વૃત્તિ મુખ્યત્વે કરીને ધાર્મિક અથવા પારમાર્થિક હતી ત્યારે ઝ્વીંગ્લી વિશેષ પ્રમાણમાં વ્યાવહારિક હતો. આ કારણથી ઝ્વીંગ્લીએ રાજકીય સુધારા કરવામાં પણ કેટલોક ભાગ લીધો હતો, તેથી સ્વીટઝર્લાંડમાં પ્રજાસત્તાક રાજ્યને સારી પુષ્ટિ મળી હતી. જ્યાં જ્યાં ઝ્વીંગ્લીના મત ફેલાયા ત્યાં ત્યાં અમીરઉમરાવવર્ગના હાથમાંથી સત્તા સાધારણ વર્ગના લોકોના હાથમાં આવી, અને તેના અનુયાયીઓએ માત્ર પોતાના વ્યક્તિગત્ ધાર્મિક કે સામાજિક જીવનમાંજ નહિ પણ રાજકીય જીવનમાં પણ સુવાર્તાનું ધોરણ બને તેટલા પ્રમાણમાં દાખલ કરવા પ્રયત્ન કર્યો. આથી લોકોમાં નૈતિક સુધારો પણ સારો થયો હતો. ઝ્વીંગ્લીના ધાર્મિક સિદ્ધાંતની વિશેષતા એ હતી કે તેમાં નૈતિક તત્ત્વનું પ્રાધાન્ય હતું, અને બાઇબલમાં દર્શાવ્યા પ્રમાણે ઇશ્વરની ઇચ્છા પ્રમાણે ચાલવું એજ તેને માટે ખ્રીસ્તી ધર્મનું પરમ લક્ષ્ય હતું. તેના ઉપર લ્યુથરના વિચારની અસર કેટલી થઇ હતી એ એક પ્રશ્ન છે, અને તે સંબંધી કંઇ પણ ચોક્કસ કહી શકાતું નથી. તે પોતે સુધારણાની બાબતમાં તે લ્યુથરનો ઋણી હતો તે કબૂલ કરવા ખુશી ન હતો, અને પોતે સુધારણાનું કાર્ય શરૂ કર્યું ત્યાર પછીજ એટલે લગભગ ૧૫૨૦ માં તેણે લ્યુથરનાં પુસ્તકો વાંચ્યાં હતાં. એમ છતાં તેના પોતાના ઉપર તેમજ સ્વીટઝર્લાંડમાં થએલી સુધારણા ઉપર લ્યુથરનાં પ્રબળ વિચાર, કાર્ય અને સુધારણાની અસર નજ થઇ હોય એ બનવાજોગ નથી.

ઝ્વીંગ્લીની વિશેષતાઓ.

ડેન્માર્ક, સ્વીડન અને નોર્વેમાં સુધારણાનું કાર્ય રાજકીય ફેરફારને લીધે થયું હતું. આ ત્રણે રાજ્યો ઇ. સ. ૧૩૯૭ માં સંયુક્ત કરવામાં આવ્યાં હતાં, અને જર્મનીમાં સુધારણા શરૂ થઇ તે વખતે પણ તે એક હતાં. એ વખતે ક્રીશ્ચિયન બીજો રાજા હતો અને તેણે સુધારણાનો પક્ષ લીધો હતો, પણ તેમાં તેનો હેતુ માત્ર રાજકીય હતો.

ડેન્માર્ક અને નોર્વેમાં સુધારણા.

ઇ. સ. ૧૫૨૩ માં ફ્રેડ્રિક પહેલો રાજા થયો અને તે સુધારણાની વિરૂદ્ધ હતો. પણ સુધારણાનું કામ સારી રીતે શરૂ થયું હતું તેથી તે પાછું ન પડતાં ધીમે ધીમે આગળ વધ્યું અને આખરે ફ્રેડ્રિકને તે માન્ય રાખવું પડયું. ઇ. સ. ૧૫૩૩ માં તે ગુજરી ગયો તેથી જુના પાળકવર્ગે જુની સ્થિતિ પાછી લાવવા પ્રયત્ન કર્યો. તેમણે ફ્રેડ્રિકના પુત્ર ક્રિશ્ચિઅન ત્રીજાને રાજા તરીકે પસંદ કરવા ના પાડી. વળી આ વખતે ફ્રેડ્રિક બીજો જેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો હતો તેણે લુબેક નામના શહેરની સહાયથી રાજસત્તા ફરીથી પોતાના હાથમાં લેવા પ્રયત્ન કર્યો. લુબેક કેટલાંક શહેરોનું ઐક્ય જેને "હાંસ્યાટીક ઐક્ય" નામ આપવામાં આવ્યું હતું તેનું મુખ્ય સ્થાન હતું. વળી ત્યાં સુધારણાના પ્રચાર સાથે પ્રજાસત્તાક રાજ્ય તરફ લોકોનું વલણ વિશેષ પ્રમાણમાં થયું હતું. આ ઐક્ય અને ડેન્માર્ક વચ્ચે વ્યાપાર-વિષયક પ્રતિસ્પર્ધા હતી તેથી તેણે ત્યાંની ગાદીએ પોતાના પક્ષનો રાજા બેસાડવા પ્રયત્ન કર્યો, પણ આખરે ક્રિશ્ચિઅન ત્રીજો ફાવ્યો અને તેણે પ્રજાસત્તાક વલણને દબાવી દીધું; એમ છતાં ડેન્માર્કમાં તેણે લ્યુથરન મંડળી સ્થાપી. આથી નોર્વે ડેન્માર્કનોજ એક પ્રાંત હોવાથી ત્યાં પણ લ્યુથરન મંડળી સ્થપાઇ, પણ તે દૂર હોવાથી ત્યાં જોઇએ તેવું કાર્ય કરી શકાયું નહિ, તેથી તે સુધારણા લાંબા વખત સુધી માત્ર નામનીજ રહી.

**આઇસલાંડમાં સુધારણા.**

આઇસલાંડ નામનો ટાપુ પણ ડેન્માર્કના તાબામાં હતો અને ત્યાં પણ સુધારણા એજ પ્રમાણે ધીમે ધીમે ફેલાઇ હતી. ત્યાં ઇ. સ. ૧૫૪૦ માં સુધારણાનું કાર્ય શરૂ થયું, અને એજ વર્ષમાં ત્યાંની ભાષામાં નવા કરારનો તરજુમો થયો. ઇ. સ. ૧૫૪૮ માં રૂમી મંડળીના સંપ્રદાયે ધાર્મિક અધિકાર પાછો પોતાના હાથમાં લીધો, પણ ઇ. સ. ૧૫૫૯ માં તે પક્ષના લોકોને દાબી દેવામાં આવ્યા અને લ્યુથરની સુધારણા જબરદસ્તીથી દાખલ કરવામાં આવી.

સ્વીડનમાં સુધારણાએ જુદુંજ સ્વરૂપ ધારણ કર્યું, તેનું કારણ ત્યાંના લોકોએ ડેન્માર્કની સત્તા વિરૂદ્ધ કરેલા બળવાના અંગમાં રહ્યું હતું. ડેન્માર્કના રાજા ક્રિશ્ચિઅન બીજાને અહીંની ગાદી પ્રાપ્ત કરવામાં ઘણી મુશ્કેલી નડી હતી, અને આખરે જ્યારે તે પ્રાપ્ત થઇ ત્યારે તેણે ત્યાંના અમીરઉમરાવોમાંના ઘણાને દગાથી મારી નાખ્યા. આથી સ્વીડનના લોકોએ ગસ્ટાવસ વાસા નામના એક અમીરની સરદારી નીચે બળવો કર્યો, અને જ્યારે ક્રિશ્ચિઅન બીજો પદભ્રષ્ટ થયો ત્યારે સ્વીડનના લોકોએ ગસ્ટાવસને સ્વીડનનો રાજા (૧૫૨૩-૧૫૬૦) બનાવ્યો. આ ગસ્ટાવસે લ્યુથરન સંપ્રદાયને ટેકો આપ્યો, પણ તેમાં તેનો હેતુ ધાર્મિક નહિ પરંતુ રાજકીય હતો. એ વખતે સ્વીડનમાં મંડળીનો અધિકારીવર્ગ બહુ સબળ તથા સ્વતંત્ર હતો, અને એ વર્ગની સત્તા રાજસત્તાને ઘણી રીતે આડે આવતી હતી. પરંતુ ગસ્ટાવસને આ સુધારણા દાખલ કરવામાં કેટલીક મુશ્કેલીઓ હતી, કારણ કે ખેડુતવર્ગ જુની મંડળી

**સ્વીડનમાં સુધારણા**

પર વિશેષ પ્રમાણમાં વિશ્વાસ રાખતો હતો. એમ છતાં ઇ. સ. ૧૫૨૭માં ગસ્ટાવસને સુધારણા સંબંધી નિશ્ચિત પગલું ભરવું પડયું. તેને રાજકારભાર માટે પૈસા જોઇતા હતા, અને એ તેને મંડળીની માલમિલકત જપ્ત કર્યા સિવાય પ્રાપ્ત થાય તેમ ન હતું, તેથી તેણે એ પ્રકારની માગણી ત્યાંની રાજસભા આગળ કરી, પણ એ સભાએ સખત વિરોધ દર્શાવ્યો, તેથી ગસ્ટાવસે ગાદીનું રાજીનામું આપવાનું કહ્યું, પરંતુ તેથી સ્વીડનમાં અંધાધુંધી પ્રવર્તશે એવા ભયથી રાજસભાએ તેની માગણી સ્વીકારી, અને સ્વીડનમાં સુધારણા સ્થાપિત થઇ. જુના અધ્યક્ષોમાંના ઘણા સ્વીડન છોડીને ચાલ્યા ગયા, તોપણ કોઇ કોઇ રહ્યા, અને તેમની મારફતે નવા અધ્યક્ષોને દિક્ષા આપવામાં આવી. આ પ્રમાણે અહીંથી સુધારણાની એક વિશેષતા એ હતી કે તેમાં પ્રેરિતોની પરંપરા જાળવવામાં આવી, અને સુધારણાએ મધ્યમ માર્ગ લીધો. જોકે અહીં સુધારણા પ્રથમ રાજકીય કારણથી દાખલ થઇ હતી, તોપણ ધીમે ધીમે લોકોને તે પસંદ પડી, અને ગસ્ટાવસના પુત્ર યોહાન ત્રીજાના સમયમાં (૧૫૬૯-૯૨) જુની મંડળીએ પોતાનો અધિકાર પાછો મેળવવા પ્રયત્ન કર્યો, તેમાં તેનું કંઈ વળ્યું નહિ, અને ઇ. સ. ૧૫૯૩ માં ઉપ્સાલામાં મળેલી અધ્યક્ષોની સભાએ ઓગસબર્ગ વિશ્વાસનામું સ્વીકાર્યું. સ્વીડનમાં થએલી સુધારણા ફીનલાંડમાં પણ પહોંચી, કારણ કે તે સ્વીડનનોજ એક તાબાનો પ્રદેશ હતો.

**બોહીમીઆમાં સુધારણા.**

અગાઉ જણાવી ગયા તે પ્રમાણે બોહીમીઆએ રાષ્ટ્રિય મંડળી ઉભી કરવાનો પ્રયત્ન હસની આગેવાની નીચે લ્યુથરની સુધારણા પહેલાં ક્યારનોએ કર્યો હતો, પણ તેમાં તેઓ ફાવ્યા ન હતા. એમ છતાં ત્યાં સુધારણાના પ્રયત્નો ચાલુજ રહ્યા હતા અને પંદરમા શતકની મધ્યમાં "બંધુ ઐક્ય" નામનું એક મંડળ ઉભું થયું હતું. સ્વાભાવિક રીતે આ લોકોએ લ્યુથરની સુધારણાને વધાવી લીધી, પણ તેઓમાંના ઘણા લોકો સ્મોલકાલ્ડીક નામના વિગ્રહમાં પોતાના રાજા સાથે જોડાયા અને તેની સાથે પાયમાલ થયા. તેમાંના જે કેટલાક બચ્યા તેઓમાંના ઘણા પોલાંડ અને પ્રુશિઆ જઇ રહ્યા, અને જે કેટલાક દેશમાં રહ્યા હતા તેમની સ્થિતિ દિનપ્રતિદિન એવી ખરાબ થતી ગઇ કે તેમને એ દેશ છોડીને જવું પડયું અથવા જુની મંડળીને આધીન થવું પડયું.

**પોલાંડ અને પ્રુશિઆમાં સુધારણા.**

આજ લોકોએ પોલાંડ અને પ્રુશિયામાં થઇ સુધારણાને માટે ત્યાં ક્ષેત્ર તૈયાર કર્યું. આ વખતે પ્રુશિયાનો મોટો ભાગ પોલાંડના કબજામાં હતો, અને તેમાં તથા ખાસ કરીને પ્રુશિઆના દક્ષિણ અને પશ્ચિમ ભાગમાં સુધારણા પ્રથમ ફેલાએલી હોવાથી ત્યાંથી તે સહેલાઇથી પોલાંડમાં ફેલાઇ. લીવોનીઆમાં પણ સુધારણા પ્રુશિઆમાથીજ ફેલાઇ હતી. પોલાંડમાં સુધારણાના કાર્યને પ્રથમથીજ જુના પક્ષવાળા તરફથી કાંઇ બહુ હરકત થઇ નહિ, અને તેના પ્રત્યે ત્યાંનો અમીર-

ઉમરાવવર્ગ તથા મધ્યમવર્ગ સહાનુભૂતિથી જોવા લાગ્યો. પણ અહીં સુધારકો વચ્ચેજ મતભેદ ઉભો થયો, અને તેમાં ત્રણ તડ પડયાં. આ તડ લ્યુથરના, કાલ્વીનના અને સૌસીનસ નામના એકેશ્વરવાદી અનુયાયીઓનાં હતાં. આ ત્રણે તડને અને ખાસ કરીને લ્યુથર અને કાલ્વીનના અનુયાયીઓને એક કરવા જોન આલાસ્કો નામના એક માણસે પ્રયત્ન કર્યો, પણ તેનું પરિણામ કંઇ બહુ આવ્યું નહિ. આલાસ્કો અમીરવર્ગનો માણસ હતો; તે બાસેલમાં ઇરાસ્મસના અને ઇંગ્લાંડમાં ક્રાન્મેરના સંબંધમાં આવ્યો હતો, અને તેમના સમાગમથી તેને ઘણો લાભ થયો હતો. તેણે પ્રથમ ઇરાસ્મસના મતાનુસાર સુધારણા દાખલ કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તેમાં નિષ્ફળ થવાથી તેણે પ્રોટેસ્ટાંટ પક્ષ લીધો હતો. ઇ. સ. ૧૫૫૬માં તે જુદા જુદા દેશમાં પ્રવાસ કરી પોલાંડમાં પાછો આવ્યો હતો, અને ત્યાં ચાર વર્ષ સુધારણાના પક્ષને એક કરવાનો પ્રયત્ન કરી ઇ. સ. ૧૫૬૦માં તે મૃત્યુ પામ્યો હતો. પોલાંડમાં સુધારણાનું કાર્ય સારી રીતે સ્થાપિત થયું હતું, પણ પાછળથી જેસુઇટ લોકોએ ત્યાં રૂમી મંડળીના સિદ્ધાંતોને ફરી સ્થાપિત કરવાને યત્ન કર્યા હતા, તેનું એક કારણ પ્રોટેસ્ટાંટ લોકોનો પોતાનાજ મતભેદમાં રહ્યું હતું.

હંગરીમાં સુધારણા બોહીમીઅન "બંધુઓ" અને વોલ્ડેન્સીઓદ્વારા ફેલાઇ હતી. આમાંના કેટલાકે ત્યાં જઇ વસીને પોતાના વિચાર ફેલાવ્યા હતા.

**હંગરીમાં સુધારણા.**

આ ઉપરાંત હંગેરિઅન વિદ્યાર્થીઓ વિટેનબર્ગમાંથી લ્યુથર અને મેલાંગ્થોનના વિચાર પોતાની સાથે પોતાના દેશમાં લાવ્યા હતા. ઇ. સ. ૧૫૨૬માં આ દેશમાં રાજસત્તા પ્રાપ્ત કરવા માટે જુદા જુદા પક્ષ પડયા હતા, તેથી સુધારણા પર દબાણ કરવામાં આવ્યું નહિ, અને તેથી તેનો પ્રચાર ઘણો થયો. પણ અહીં પોલાંડની માફકજ સુધારકોમાંજ જુદા જુદા પક્ષ પડયા હતા. લ્યુથર, ઝ્વીંગ્લી અને કાલ્વીન એ ત્રણે સુધારકોને પોતપોતાના અનુયાયીઓ હતા, અને તેમની વચ્ચે મતભેદ અને કુસંપ હતો. આથી તથા જેસુઇટ લોકોના પ્રબળ પ્રયત્નોથી સોળમા સૈકાની આખરમાં અહીંના ઘણા લોકો પાછા રૂમી સંપ્રદાયમાં ભળ્યા હતા.

જર્મનીનો સમ્રાટ ઇ. સ. ૧૫૨૯માં ફ્રાંસ અને પાપા સાથેના પોતાના વિગ્રહથી છુટો થયો હતો, અને તેણે સુધારણાને દાબી દેવાનો પ્રયત્ન આદર્યો હતો એ વિષે અગાઉ કહી ગયા છીએ. સમ્રાટના આ પ્રયત્ન સામે જર્મનીની જુદી જુદી પ્રોટેસ્ટાંટ રાજસત્તાએ પોતાનો વિરોધ જાહેર કર્યો હતો, પણ હેસે નામના

**જર્મનીમાં સુધારણાની પ્રગતિ.**

પરગણાના રાજા ફીલીપે એટલાથીજ સંતોષ ન પામતાં જર્મની તથા સ્વીટ્ઝર્લાંડના સુધારકોને એકત્ર કરવા પ્રયત્ન શરૂ કર્યો. આ બન્ને પક્ષ વચ્ચે સિદ્ધાંત સંબંધી કેટલોક મતભેદ હતો, અને તે દૂર થાય એવી ઇચ્છાથી ફીલીપે બન્ને પક્ષના નેતાઓની એક સભા ભરવાનું નક્કી કર્યું. આખરે ઇ. સ. ૧૫૨૯ માં લ્યુથર અને મેલાંગ્થોન સ્વીસ

સુધારકોને મારબર્ગમાં મળ્યા. આ ઉપરાંત બન્ને પક્ષ તરફથી બીજા ઘણા માણસો હાજર હતા. પ્રથમ બન્ને પક્ષ વચ્ચે કેટલોક વાદવિવાદ થયો અને થોડો વખત તો સહુને એમ પણ લાગ્યું કે આ સભાનું પરિણામ સારાને બદલે માઠું આવશે. પ્રભુભોજનના સંબંધમાં બન્ને પક્ષ વચ્ચે ઘણો મતભેદ હતો. લ્યુથર "આ મારૂં શરીર છે" એ ઇસુના શબ્દોનો અર્થ અક્ષરસઃ કરતો હતો, અને ઝવીંગ્લી તેને એક પ્રકારનું રૂપક સમજતો હતો. આ મતભેદ સામાન્ય ન હતો, અને તેથીજ તે તરત દૂર થઇ શકે એ ન હતું. આખરે ઝવીંગ્લીએ લ્યુથરને કહ્યું કે "આ મતભેદ છતાં આપણે સર્વે ખ્રીસ્તી બંધુઓ છીએ." આના જવાબમાં લ્યુથરે જણાવ્યું કે, "તમારો ભાવ અમારા કરતાં જુદા પ્રકારનો છે." આ ઉપરાંત દેવના ત્રિએક સ્વરૂપ, મૂળ પાપ વગેરે સંબંધી મતભેદ હતો, પણ તે એટલો બધો મહત્ત્વનો ન હતો. એમ છતાં ફીલીપને ખાતરીપૂર્વક એમ લાગ્યું કે બન્ને પક્ષે એક થવું જોઇએ, અને તેમ કરવા તેણે બન્ને પક્ષને ભેગા થઇ પંદર સિદ્ધાંતનું એક વિશ્વાસનામું ઘડી કાઢવા કહ્યું, અને તેમણે તે કાર્ય શરૂ કર્યું. ચૌદ સિદ્ધાંતમાં એકમત થયો, પણ પંદરમો સિદ્ધાંત જે પ્રભુભોજનને લગતો હતો તેના સંબંધમાં મતભેદ પડયો. આખરે એ સિદ્ધાંતમાં બન્ને મતને સ્થાન આપ્યું, અને બન્ને પક્ષે "પ્રત્યેકે પોતપોતાની વિવેકબુદ્ધિ જણાવે તેટલે અંશે સામા પક્ષવાળા પ્રત્યે ખ્રીસ્તી માણસને શોભે તેવો પ્રેમ બતાવવો એવું જણાવી આ વિશ્વાસનામા ઉપર સહી કરી. આથી લ્યુથર અને ઝવીંગ્લી એ બન્નેને એમ લાગ્યું કે તેના પોતાનાજ પક્ષનો વિજય થયો છે. લ્યુથરે વિટેનબર્ગ પાછા જતાં એક બીજું વિશ્વાસનામું તૈયાર કર્યું, અને તેમાં પોતાના સિદ્ધાંતને વિશેષ પ્રમાણમાં પ્રગટ કર્યા. આ સિદ્ધાંત "સ્વાબાક સિદ્ધાંત" ને નામે ઓળખાય છે, અને તેમાં લ્યુથરે આખરે એ જાહેર કર્યું છે કે, "મંડળી એ જે બધા ખ્રીસ્ત પર વિશ્વાસ કરનારાં માણસો ઉપરોક્ત સિદ્ધાંત માને છે અને શિખવે છે તે સિવાય બીજું કશું નથી." લ્યુથરે આટલું કહી પોતાની આગલી માન્યતામાં જે કોઇ ખ્રીસ્ત પર વિશ્વાસ રાખે છે તે પાપથી મુક્ત થાય છે, અને એવા લોકોનો સંઘ એજ મંડળી છે—એવો ફેરફાર કર્યો હતો, અને હવે ખરા ખ્રીસ્તી થવા માટે તેણે અમુક માન્યતા સ્વીકારવી આવશ્યક ગણી હતી. આ વિશ્વાસનામું લઇ સાક્સનીના રાજાએ પ્રોટેસ્ટંટ લોકોનું રાજકીય ઐક્ય સ્થાપવા પ્રયત્ન કર્યો પણ તે વ્યર્થ ગયો. ફીલીપે ધારેલું ઐક્ય પણ સ્થપાયું નહિ, અને જર્મન તથા સ્વીસ સુધારકો પોતપોતાને માર્ગે ગયા અને હમેશને માટે છૂટા પડયા.

મારબર્ગની સભા, ઈ. સ. ૧૫૨૯.

ઇ. સ. ૧૫૩૦ માં સમ્રાટે જર્મનીની રાજસભા ઓગ્સબર્ગમાં બોલાવી, અને ત્યાં પ્રોટેસ્ટંટ રાજસત્તાઓને પણ પોતાના મત ખુલ્લી રીતે જાહેર કરવા જણાવ્યું. સમ્રાટે તેમને જુની મંડળી વિરૂદ્ધ જે કંઇ કહેવાનું હોય તે, તેમજ તેમની પોતાની માન્યતાઓ

ઓગ્સબર્ગનું વિશ્વાસનામું.

આ સભા આગળ જણાવવા ફરમાવ્યું હતું, તેથી લ્યુથર, મેલાંગ્થોન વગેરેએ રૂમી આચારવિચારમાં તેમને જે દોષ તેઓને માલમ પડયા હતા તે બતાવ્યા હતા. આ ઓગ્સબર્ગ વિશ્વાસનામાનો બીજો, એટલે અભાવસૂચક ભાગ, ગણાય છે. આટલું કર્યા પછી થોડા વખતે મેલાંગ્થોને એ વિશ્વાસનામાનો પહેલો ભાગ ઘડી કાઢયો, તેમાં સુધારણાના જે મત માનવા યોગ્ય છે તે જણાવ્યા. ઇ.સ. ૧૫૩૦ માં આ વિશ્વાસનામું જર્મન સમ્રાટ આગળ વાંચવામાં આવ્યું અને તેમાં જર્મનીના કેટલાક રાજાઓની અને કેટલાંક શહેરના અધિકારીવર્ગની સહીઓ હતી. આ વિશ્વાસનામું મેલાંગ્થોનનું હોવાથી તેમાં જુની મંડળી સાથેનો વિરોધ બને તેટલો ઓછો દર્શાવવામાં આવ્યો હતો. લ્યુથરને સમ્રાટે દેશપાર કરેલો હોવાથી તે ઓગ્સબર્ગ જઇ શક્યો ન હતો. તે તેની પાસેના કોબર્ગ નામના સ્થળે રહ્યો હતો, અને ત્યાં તેને સભા સંબંધી બધી માહિતી પૂરી પાડવામાં આવતી હતી. કદાચિત આ કારણને લીધે ઓગ્સબર્ગમાં આવેલા બીજા પ્રોટેસ્ટંટ અનુયાયીઓને લઇને મેલાંગ્થોન ઉપરોક્ત વિશ્વાસનામાને વધારે પ્રમાણમાં રૂમી મંડળીની માન્યતા જેવું કરી શક્યો નહિ, તેમાં તેનો હેતુ સત્યનો ભોગ આપી એકતા પ્રાપ્ત કરવાનો હતોજ નહિ. ઉલટું તેણે ખ્રીસ્તી સિદ્ધાંતની એવી વ્યાખ્યા કરવા ધાર્યું હતું કે રોમન કેથોલીક તથા પ્રોટેસ્ટંટ એ બન્નેને તેનો સ્વીકાર કરવોજ પડે. આ કારણથી તેણે ધર્મપિતૃઓનાં લખાણનો આધાર સારી રીતે લીધો હતો. આ ઉપરાંત તેણે ઝ્વીંગ્લીના અને આનાબાપ્તિસ્ત લોકોના મતનો અનાદર કર્યો હતો, તેમજ શાસ્ત્રને માત્ર એકલાજ પ્રમાણ તરીકે સ્વીકાર્યું ન હતું. એમ છતાં તેણે પ્રોટેસ્ટંટ માન્યતાની વિશિષ્ટતાને—વિશ્વાસથી તારણ, મરી ગએલા સંતોને કરવામાં આવતી પ્રાર્થનાનો નિષેધ, ભોગરૂપ પ્રભુભોજન (માસ)નો નિષેધ, સામાન્ય ખ્રીસ્તીઓને પ્રભુભોજનમાં બન્ને પદાર્થો આપવાનો નિષેધ, સાધુ-જીવનના વ્રતનો નિષેધ વગેરે—આ વિશ્વાસનામામાં ભારપૂર્વક સ્થાન આપ્યું છે.

આ વિશ્વાસનામા ઉપરાંત સમ્રાટ આગળ બીજાં બે વિશ્વાસનામાં રજુ કરવામાં આવ્યાં હતાં. તેમાંનું એક ઝ્વીંગ્લી તરફથી હતું, અને બીજું અમુક અંશે ઝ્વીંગ્લીઅન મતનાં જર્મન શહેરો તરફથી હતું અને તેમાં લ્યુથરન તથા ઝ્વીંગ્લીઅન મતની વચ્ચેનો માર્ગ લેવામાં આવ્યો હતો.

**પાપાના પક્ષનો ઉત્તર.**

પણ આ બે વિશ્વાસનામાં પ્રત્યે સમ્રાટ કે સભાનું કાંઇ ખાસ ધ્યાન ખેંચાયું ન હતું, અથવા તેમણે તે તરફ લક્ષ દીધુંજ નહિ. પણ ઓગ્સબર્ગના વિશ્વાસનામા પ્રત્યે બેપરવાઇ બતાવી શકાય તેમ ન હતું, તેથી પાપાએ મોકલેલા એલચીની સલાહ પ્રમાણે સમ્રાટે તે ઇશ્વરવિદ્યાના પાપાના પક્ષના અધ્યાપકોને તેને તપાસવા તથા ઉત્તર વાળવા માટે આપ્યું.

**રાજસત્તાનો ઠરાવ.**

આ અધ્યાપકોમાં મુખ્ય એક્ક હતો. તેમણે ઉપરોક્ત વિશ્વાસનામાનું ખંડન તૈયાર કરી સમ્રાટને આપ્યું, પણ તેને તે

વધુપડતું વિવાદાત્મક લાગવાથી એક બીજું વધારે નમ્ર ખંડન તૈયાર કરવામાં આવ્યું. તેના આધારે સમ્રાટે બન્ને પક્ષને એક કરવા પ્રયત્ન કર્યો, પણ લ્યુથરની મક્કમતાથી તે નિષ્ફળ ગયો. આખરે પાપાના પક્ષે બહુમતિથી એવું ઠરાવ્યું કે લ્યુથરન પક્ષ હાર્યો છે અને તેને અમુક મુદત સુધીમાં જુની મંડળીના મતને સ્વીકારવા ફરમાવવામાં આવ્યું. આ ઉપરાંત આ સભાએ એવો ઠરાવ કર્યો કે ઝવીંગ્લીઅન અને આનાબાપ્તિસ્ત મતાનુયાયીઓની વિરૂદ્ધ પગલાં લેવાં, અને મંડળીનો સડો દૂર કરવા એક વર્ષમાં સભા ભરવી. આ ઠરાવ સામે લ્યુથરન પક્ષે પોતાનો વિરોધ જાહેર કર્યો અને મેલાંગ્થોને પોતે કરેલા એકતા પ્રાપ્ત કરવાના પ્રયત્ન નિષ્ફળ ગયા એવું જાણીને "સ્વમત સમર્થન" નામનું એક પુસ્તક લખ્યું, અને તે પ્રોટેસ્ટાંટ પક્ષે રાજસભા આગળ પોતાના બચાવ તરીકે રજુ કર્યું. આ પુસ્તક લ્યુથરન મતનાં અત્યુત્તમ પુસ્તકોમાંનું એક છે.

આ સ્થિતિમાં લ્યુથરન પક્ષને માટે પોતાના બચાવાર્થે રાજકીય ઐક્ય સ્થાપવા સિવાય બીજો ઉપાય ન હતો. પ્રથમ લ્યુથર પોતે સમ્રાટની સામે લડવા વિરૂદ્ધ હતો, પરંતુ તેને પણ તેમ કર્યા વિના છુટકો ન હતો. પરિણામે ઇ. સ. ૧૫૩૦ના નાતાલના દિવસે લ્યુથરન રાજાઓ સ્માલકાલ્ડન નામના એક સ્થળે એકઠા થયા, અને તેમણે સ્વરક્ષક ઐક્ય સ્થાપવા નિશ્ચય કર્યો. વળી આ વખતે ઝવીંગ્લીઅન મતનાં જે જર્મન શહેરો હતાં તેઓએ ઓગ્સબર્ગનું વિશ્વાસનામું સ્વીકાર્યું, અને ઇ. સ. ૧૫૩૧ ના ફેબ્રુઆરીની ૨૭મીએ "સ્માલકાલ્ડીક ઐક્ય" સ્થપાયું. આ ઐક્યમાં જર્મનીનાં પાંચ રાજ્યો અને અગીઆર શહેરો જોડાયાં હતાં. આ ઐક્યની સામે દેખીતી રીતે સમ્રાટનો પક્ષ બહુ બળવાન હતો, પણ ખરી રીતે જોતાં તેમ ન હતું. પાપાના પક્ષના રાજાઓમાં સંપ ન હતો, અને વિશેષમાં તેઓ સમ્રાટની ઇર્ષા કરતા હતા. આ ઉપરાંત પાપાને મહાસભા એકઠી થાય એવો ભય હતો તેથી પણ સમ્રાટને મદદ આપવા ખુશી ન હતો. ફ્રાંસ તો સમ્રાટનો વિરોધ કરતુંજ હતું. આ બધાં કારણથી ઈ. સ. ૧૫૩૧ ના એપ્રીલની ૧૫મીએ બધા પ્રોટેસ્ટાંટોએ જુની મંડળીને આધીન થવુંજ જોઇએ એવો જે નિર્ણય જર્મન રાજસભા તરફથી કરવામાં આવ્યો હતો તેને સમ્રાટ અમલમાં મૂકી શક્યો નહિ. વળી ઇ. સ. ૧૫૩૧-૩૨ માં કેટલીક એવી બીના બની કે તેથી સમ્રાટનો પક્ષ વધારે નબળો પડયો અને પ્રોટેસ્ટાંટ પક્ષ પ્રબળ થયો. ઇ. સ. ૧૫૩૧માં ઝવીંગ્લી કાપેલની લડાઇમાં મરણ પામ્યો, તેથી જર્મનીની દક્ષિણમાં જે શહેરો ઝવીંગ્લીઅન મતનાં હતાં તે વિશેષ પ્રમાણમાં વિટેનબર્ગ સાથે જોડાયાં. ઇ. સ. ૧૫૩૨માં તુર્ક લોકોના હુમલાને લીધે અખિલ સામ્રાજ્યને માથે ભય હતો તેથી સમ્રાટને આ ઐક્ય સાથે "નુરેમ્બર્ગની સંધિ" કરવી પડી. તેથી બીજી મહાસભા અથવા જર્મનીની રાજસભા ભરાય ત્યાં સુધી

સ્માલકાલ્ડીક ઐક્ય.

પ્રત્યેક રાજ્યને ધર્મ સંબંધી ફાવે તેમ કરવાની છૂટ મળી. આટલું થયા પછી તરતજ સમ્રાટ જર્મની છોડીને ગયો અને ઇ. સ. ૧૫૪૧ સુધી પાછો આવ્યોજ નહિ.

તે દરમિયાન પ્રોટેસ્ટાંટ પક્ષ વધારે પ્રબળ થતો ગયો; ઇ. સ. ૧૫૩૪માં બીજાં ચાર શહેર અને ઈ. સ. ૧૫૩૯ સુધીમાં જર્મનીનાં બીજાં બેત્રણ રાજ્યો પણ પ્રોટેસ્ટાંટ ઐક્યમાં જોડાયાં. આ ઉપરાંત પ્રોટેસ્ટાંટ પક્ષ વધારે બળવાન થાય તેનું એક બીજું કારણ એ હતું કે આનાબાપ્તિસ્ટ મતાનુયાયીઓએ ઇ. સ. ૧૫૩૩-૩૫માં બળવો કર્યો હતો. આ બળવાના પરિણામે તેઓમાંના ઘણાનો નાશ થયો તથા એ મત ઘણે અંશે દબાયો. આ કારણથી સુધારણાના મત તરીકે જર્મનીમાં લ્યુથરનો મત એકલોજ રહ્યો. પ્રોટેસ્ટાંટ પક્ષને આ પ્રમાણે પ્રબળ થતો જોઇને જર્મનીનાં પાપાવાળાં બીજાં રાજ્યોએ પોતાનું ઐક્ય સ્થાપ્યું. આ ઐક્ય "નુરેનબર્ગનું પવિત્ર ઐક્ય" એ નામથી ઓળખાય છે. દરમિયાન સમ્રાટને વિગ્રહમાં જય મેળવવા માટે જર્મનીનાં પાપાવાળાં તથા પ્રોટેસ્ટાંટ રાજ્યોની સહાય જોઇતી હતી, તેથી તે ઇચ્છિતો હતો કે જર્મનીમાં ધાર્મિક વિરોધ બંધ પડે. આ ઉપરાંત તેની એવી ઇચ્છા હતી કે એક મહાસભા બોલાવવી કે તેની મારફતે મંડળીમાં સુધારણાથી પડેલાં તડ દૂર થાય. પાપા પાઉલ ત્રીજો જે રૂમી મંડળીમાંજ સુધારણા કરવા ઇચ્છતો હતો તેણે ઇ. સ. ૧૫૩૭માં એક મહાસભા ભરવા માટે આમંત્રણ પ્રસિદ્ધ કર્યું હતું, પણ એવામાં ફ્રાંસ અને જર્મની વચ્ચે ફરી યુદ્ધ શરૂ થયું, તેથી એ સભા મળી શકી નહિ. તોપણ સમ્રાટે મહાસભા ભરવાનો વિચાર કાયમ રાખ્યો, અને જ્યારે તે નજ બની શક્યું ત્યારે તેણે જર્મનીમાંજ બન્ને પક્ષના નેતાઓને એકત્ર કરી મંડળીમાં પડેલાં તડ દૂર કરવા પ્રયત્ન કર્યો. પરિણામે જર્મનીમાં બે ત્રણ સભાઓ ભરાઇ, પરંતુ આ બે પક્ષ વચ્ચે કોઇ પણ પ્રકારે સમાધાન થાય એમ લાગ્યું નહિ. આ સભાઓમાં પ્રોટેસ્ટાંટ પક્ષ તરફથી બીજા નેતાઓ સાથે કાલ્વીને પણ ભાગ લીધો હતો. આ ઉપરાંત પ્રોટેસ્ટાંટ પક્ષે મહાસભામાં ભાગ લેવા ના પાડી, કારણકે તેમને ખાતરી હતી કે તેઓનો પક્ષ નાનો હોવાથી બહુમતિ તેમની વિરૂદ્ધ થાય તેમ હતું. આ રીતે સમ્રાટનો પ્રયત્ન નિષ્ફળ ગયો, અને પ્રોટેસ્ટાંટોને વશ કરવા માટે તેમની સામે યુદ્ધ કરવા સિવાય તેને બીજો ઉપાય સુઝયો નહિ. વળી તે સમજતો હતો કે પ્રોટેસ્ટાંટ પક્ષ દિનપ્રતિદિન પ્રબળ થતો જાય છે, અને એ તેની સામ્રાજ્યની સત્તાને માટે જોખમકારક છે. પરંતુ તે તેને યુદ્ધ કરીને વશ કરે તે પહેલાં તેને ફ્રાંસ તથા તુર્ક લોકોના હુમલાથી પોતાના સામ્રાજ્યના બચાવાર્થે ઘણું કરવાનું હતું.

પ્રોટેસ્ટાંટ પક્ષ અને સમ્રાટ વચ્ચેનો વિરોધ.

પણ સમ્રાટનો પ્રોટેસ્ટાંટ પક્ષને વશ કરવાનો હેતુ ફળીભૂત થવામાં પ્રોટેસ્ટાંટ લોકો તરફથીજ કેટલીક અનુકૂળતા પ્રાપ્ત થઇ. પ્રોટેસ્ટાંટ પક્ષમાં જોઇએ તેટલું ઐક્ય ન હતું, અને જુદાં જુદાં રાજ્યો વચ્ચે તેમજ રાજ્યો અને

શહેરો વચ્ચે પ્રતિસ્પર્ધા હતી. આ ઉપરાંત સ્માલકાલ્ડીક ઐક્યના ઉત્પાદક હેસેના રાજા ફીલીપે પોતાના પક્ષને બળહીન કરવાનું કારણ પોતે આપ્યું. તે પોતે ચારિત્ર્યમાં તે વખતના બીજા રાજાઓ જેવો વ્યભિચારી હતો, પણ તેનું અંતઃકરણ તેને ડંખતું હોવાથી તેણે ઇ. સ. ૧૫૨૯થી ૧૫૩૯ સુધીમાં પ્રભુભોજન માત્ર એકજ વાર લીધું હતું. તેને એક રાણી હતી અને તેનાથી તેને સાત બાળકો થયાં હતાં, પણ તેના પર તે પ્રેમ રાખતો ન હતો. આ સ્થિતિમાં તેને બીજી વાર લગ્ન કરવું એ એકજ ઉપાય સુઝયો, અને માત્ર બાઇબલનું પ્રમાણ લેતાં તેમ કરવામાં તેને કંઇ ખોટું લાગ્યું નહિ. જુના કરારમાં વર્ણવેલા મોટા પુરૂષોએ એકથી વધારે સ્ત્રી સાથે લગ્ન કર્યાં હતાં, અને નવા કરારમાં તેમ કરવાની ખાતરીપૂર્વક બંધી કરવામાં આવી ન હતી. તેના મનની આ સ્થિતિમાં તેણે એક સત્તર વર્ષની સુંદર કુમારિકાને જોઇ અને તેને પરણવાનો તેણે નિશ્ચય કર્યો. તે કુમારિકાની માએ ફીલીપ જો તેની સાથે લગ્ન કરવા તૈયાર હોય તો તેને પરણાવવાની હા પાડી. ફીલીપની રાણીએ પણ તેને પરણવાની રજા આપી. તે પછી તેણે વિટેનબર્ગના સુધારકોની સંમતિ લેવાનું યોગ્ય ધાર્યું, અને લ્યુથર તથા મેલાંગ્થોનને તેનું નામ આપ્યા વગર તેમના અભિપ્રાય માટે આ વાતના સંબંધમાં પ્રશ્ન પૂછવામાં આવ્યો. તેના ઉત્તરમાં ઇ. સ. ૧૫૩૯ માં એ બન્નેએ જણાવ્યું કે ઇશ્વરનો નિયમ એકપત્નીવ્રતનો છે અને ઇસુએ પોતે એ નિયમનું સમર્થન કર્યું છે. પણ એ નિયમને કોઇ કોઇ અપવાદ હોઇ શકે છે. કોઇ માણસનું જીવન બીજી કોઇ રીતે સુધરી ન શકતું હોય તો તેને બીજું લગ્ન કરવાની છુટ આપવી જોઇએ. એમ છતાં આવું લગ્ન છેક ખાનગી રાખવું, કે તેથી આ બીજી સ્ત્રી રખાત જેવી ગણાય. આ સલાહ લ્યુથર અને મેલાંગ્થોને આપી હતી. પણ તે અયોગ્ય અને ખ્રીસ્તી ધર્મની વિરૂદ્ધ હતી. ફીલીપની વર્તણુકે એક રીતે આ સલાહ કરતાં વધારે સારી હતી. તેણે લગ્ન કર્યું પણ તે છેક છાનું રહ્યું ન હતું. વળી લ્યુથરે એ છાનું રાખવા ફિલિપને જુઠાણાનો આશ્રય લેવા કહ્યું, પરંતુ ફીલીપે તેમ કરવા ના પાડી. આ કામથી પાપાના પક્ષના તેમજ પ્રોટેસ્ટાંટ લોકો બહુ કચવાયા, અને પ્રોટેસ્ટાંટ પક્ષના બીજા રાજાઓએ ફીલીપને તેના આ કામને લીધે અમુક અંશે મંડળી બહાર જેવો ગણ્યો. આથી સમ્રાટે આ તકનો લાભ લઇને ફીલીપની સાથે ઇ. સ. ૧૫૪૨માં એવો કોલકરાર કર્યો કે તેણે પોતા તરફથી કે સ્માલકાલ્ડીક ઐક્ય તરફથી જર્મનીની બહારના બીજા કોઇ રાજ્ય સાથે સંધિ કરવી નહિ. આ વખતે ફીલીપ એ ઐક્ય તરફથી ફ્રાંસ, ઇંગ્લાંડ, ડેન્માર્ક અને સ્વીડન સાથે સંધિ કરવામાં ગુંથાયો હતો, અને એથી પ્રોટેસ્ટાંટ ઐક્ય બહુ પ્રબળ થયું હોત, પણ સમ્રાટની સાથે કરેલા કરારથી તેને એ યોજના મૂકી દેવી પડી.

પ્રોટેસ્ટાંટ પક્ષમાં કુસંપ અને ફીલીપનું બીજું લગ્ન.

તે દરમિયાન બીજી દિશામાં પણ સમ્રાટ પોતાનું ધાર્યું કરવા શક્તિમાન થયો હતો. આખરે પાપા પાઉલ ત્રીજાએ ઇ. સ. ૧૫૪૫માં એક મહાસભા બોલાવી

સમ્રાટ ચાર્લ્સ અને સ્માલકાલ્ડીક ઐક્ય વચ્ચે યુદ્ધ.

૧૫૬૩ સુધી અવારનવાર બેઠી હતી. તે સભા ટ્રેન્ટની મહાસભા તરીકે ઓળખાય છે. આ ઉપરાંત તેણે ફ્રાંસ અને તુર્ક લોકો સાથે ઇ. સ. ૧૫૪૫માં સંધિ કરી હતી. આ બધું કાર્ય જર્મન પ્રોટેસ્ટાંટ લોકો માટે બહુ જોખમકારક હતું. વિશેષમાં સમ્રાટે પ્રોટેસ્ટાંટ પક્ષના બીજા એક બળવાન રાજાને ફોડયો, અને બાકીના રાજાઓ સાથે યુદ્ધ શરૂ કર્યું. જો કે આ યુદ્ધમાં પ્રથમ સ્માલકાલ્ડીક ઐક્યનો અમુક અંશે જય થયો, તોપણ ૧૫૪૭માં મુલબર્ગની લડાઇમાં સાક્સનીનો રાજા પકડાયો, અને તેનું રાજ્ય પાયમાલ થઈ ગયું. ત્યાર પછી તરત હેસેનો શીલીસ સમ્રાટને શરણે આવ્યો. આ પ્રમાણે પ્રોટેસ્ટાંટ પક્ષ છેક નિર્બળ થઇ ગયો. એમ છતાં થોડાંક ઉત્તરનાં શહેરો અને થોડા નાના રાજાઓ હજુ સમ્રાટની સામે ટકી રહ્યાં હતાં. સમ્રાટ અને પોપાવાળાં પક્ષનો વિજય આ પ્રમાણે લગભગ પુરેપુરો થયો હતો, છતાં પાપા તરફથી સમ્રાટના કાર્યમાં બને તેટલું વિઘ્ન નાખવામાં આવ્યું હતું. આનું કારણ એ હતું કે સમ્રાટ બહુ પ્રબળ થાય તેમાં પાપા ખુશી ન હતો. પાપાની ઇચ્છા એવી હતી કે ટ્રેન્ટની મહાસભા તરત પોતાનું કાર્ય કરી બરખાસ્ત થાય, પણ સમ્રાટની ઇચ્છા તેની મારફતે વધારે નહિ તો થોડો પણ સુધારો કરવાની હતી, અને એવી રીતે તે પ્રોટેસ્ટાંટ લોકોની એ સભાના કાર્યમાં સંમતિ મેળવવા ઇરાદો રાખતો હતો. પરંતુ આ સભાએ ઇ. સ. ૧૫૪૬માં એવું ઠરાવ્યું કે ધર્મના સિદ્ધાંત સંબંધી પરંપરાથી ચાલતો આવેલો સંપ્રદાય એ પણ એક પ્રકારનું પ્રમાણ છે. આથી પ્રોટેસ્ટાંટ લોકોની સંમતિ મેળવવાની આશા નિષ્ફળ થઇ. આ ઉપરાંત પાપાએ ૧૫૪૭માં મહાસભાનું મથક ટ્રેન્ટથી ફેરવી બોલોનામાં રાખ્યું, તેથી સમ્રાટે અત્યાર સુધી સભાએ જે કાંઈ કર્યું હતું તે માન્ય રાખવા ના પાડી. આ ઉપરાંત તેણે જર્મનીના બધા ખ્રીસ્તીઓને એક કરવા માટે જર્મનીની મંડળીમાં કેટલાક નાના સુધારા—જેવાકે પ્રભુભોજનના બન્ને પદાર્થો સામાન્ય ખ્રીસ્તીઓને આપવા, પાળકવર્ગને લગ્ન કરવાની છુટ આપવી, પાપાની સત્તાને અમુક અંશે અંકુશમાં રાખવી વગેરે—દાખલ કરવા પ્રયત્ન કર્યો, પરંતુ જર્મનીના બીજા રાજાઓએ તેનો સ્વીકાર કરવા ના પાડી અને પાપાએ તેના એ કાર્યને ધૂતકારી કાઢયું. એમ છતાં સમ્રાટે આ સુધારાઓ માત્ર પ્રોટેસ્ટાંટ મત છોડનાર ખ્રીસ્તીઓને લાગુ પાડી શકાય એવો એક ઠરાવ જર્મન રાજસભા પાસે ઇ. સ. ૧૫૪૮માં પસાર કરાવ્યો, અને તેને અમલમાં મૂકવા તેણે સખત પગલાં લેવા માંડયાં. લ્યુથર બેત્રણ વર્ષ પહેલાં ગુજરી ગયો હતો, અને પ્રોટેસ્ટાંટોમાં કોઇ સમર્થ નેતા રહ્યો ન હતો. વળી પ્રોટેસ્ટાંટ રાજ્યો પણ યુદ્ધમાં પાયમાલ થયાં હતાં અથવા એક બીજાથી છુટાં પડયાં હતાં. આ ઉપરાંત જે પ્રોટેસ્ટાંટ

મતના અધ્યાપકો બાકી રહ્યા હતા તેઓમાં ઘણો મતભેદ હતો. આ બધાં કારણથી સમ્રાટને જર્મનીમાં પ્રોટેસ્ટાંટ મતને દાબી દેવાના પ્રયત્નમાં પૂર્ણ જય મળે એવું દેખાતું હતું. પાપા પાઉલ ત્રીજો ઇ. સ. ૧૫૪૯માં ગુજરી ગયો, અને જુલીયસ ત્રીજાએ સમ્રાટને અનુકૂળ થઇ મહાસભા પાછી ટ્રેન્ટમાં બોલાવી અને પ્રોટેસ્ટાંટ અધ્યાપકો તેમાં હાજર થયા. આ પ્રમાણે સમ્રાટના હાથમાં પાકેલું ફળ આવ્યું હતું, પણ તે તે ખાવા પામ્યો નહિ. પાપાવાળા રાજાઓ તેની ઇર્ષા કરતાજ હતા, પણ આ વખતે મોરીત્સ નામના જે પ્રોટેસ્ટાંટ રાજાને ફોડીને તેને સાક્સની અપાવ્યું હતું તેજ પોતાનું કાર્ય સાધી લઇને યોગ્ય તક મળી ત્યારે તેની વિરૂદ્ધ થયો. તેણે પ્રોટેસ્ટાંટ મતાનુયાયી માગડીબર્ગ શહેરને વશ કરવાના બ્હાને લશ્કર તૈયાર કર્યું, અને ફ્રાંસને જર્મનીનાં સરહદ પરનાં કેટલાંક ગામ આપવાની સરતે સમ્રાટ સામે તેની સહાય મળે એવો કોલકરાર કર્યો. પરિણામે ફ્રાંસના રાજાએ જર્મનીના લોરેઇન નામના પ્રાંત પર હલ્લો કર્યો અને ઉપરોક્ત શહેરો વશ કર્યાં. મોરીત્સ પણ તેને દક્ષિણમાં જઇ મળ્યો, અને સમ્રાટ પકડાતો બચ્યો. આ પ્રમાણે સમ્રાટના હાથમાંથી બાજી ગઇ, અને તેને ૧૫૫૨ના પાસૌની સંધિ કરવી પડી. આ સંધિ પ્રમાણે બધા ધાર્મિક પ્રશ્નોની ચર્ચા બીજી જર્મન રાજસભા મળે ત્યાં સુધી મુલતવી રાખવામાં આવી. આ સભા ઇ. સ. ૧૫૫૫માં મળી અને તેમાં લ્યુથરના મતાનુયાયીઓએ પોતાને માટે આખા જર્મનીમાં પૂર્ણ ધાર્મિક સ્વાતંત્ર્ય માગ્યું, એટલુંજ નહિ પણ એ જાતનું સ્વાતંત્ર્ય તેમના પોતાના મતવાળાં બીજાં રાજ્યોમાં આપવા ના પાડી. સ્વાભાવિક રીતે આ માગણી વધુ પડતી હતી, તેથી તે સ્વીકારાઇ નહિ. ત્યાર પછી બન્ને પક્ષ વચ્ચે બીજી સંધિ થઇ, તેમાં મધ્યમ માર્ગ લેવાયો. આ સંધિ ઓગ્સબર્ગની સંધિ તરીકે ઓળખાય છે. તે પ્રમાણે જર્મનીના બધા ભાગમાં પાપાના અને લ્યુથરના અનુયાયીઓને સમાન હક મળ્યા. આ સંધિમાં લ્યુથરન સિવાય બીજા કોઇ પ્રોટેસ્ટાંટને કંઇ પણ સ્થાન આપવામાં આવ્યું ન હતું. પ્રત્યેક રાજાએ પોતાના રાજ્યમાં કયો પંથ પ્રચલિત થાય તે નક્કી કરવું, અને એ રાજ્યમાં એજ પંથનો પ્રચાર થવા દેવો. આ ઠરાવમાં પ્રજાને ધર્મની પસંદગી કરવાનો અધિકાર આપવામાં આવ્યો ન હતો, તથા પ્રત્યેક રાજ્યમાં માત્ર એકજ પંથનો પ્રચાર કરવાની છુટ આપવામાં આવી હતી. "યથા રાજા તથા ધર્મ" એ ન્યાયને અનુસરીને કામ લેવામાં આવ્યું હતું. આ બતાવે છે કે હજુ સુધી પ્રોટેસ્ટાંટ સુધારણાએ વ્યક્તિગત્ ધાર્મિક સ્વાતંત્ર્યનો પરમ સિદ્ધાંત સ્વીકાર્યો ન હતો, તથા એ સુધારણા ધાર્મિક તેમજ રાજકીય પણ હતી. આ સંધિ પ્રમાણે કોઈ પણ માણસને પોતાના રાજ્યમાં પળાતો પંથ સ્વીકારવો ન હોય તો તેને એ રાજ્ય છોડીને જવાની છૂટ હતી. આ છૂટ અમુક પંથ લોકોએ પાળવોજ જોઇએ એવી જબરદસ્તી કરતાં વધારે આદરણીય

ઓગ્સબર્ગની સંધિ, ૧૫૫૫.

હતી, પણ તે વ્યક્તિગત્ પુર્ણ સ્વાતંત્ર્ય કરતાં ઓછી હતી એ તો નિર્વિવાદ છે. છતાં આ એક મધ્યમ માર્ગ હતો અને તેનો સ્વીકાર કરવો એ બન્ને પક્ષ માટે ફરજીયાત તથા આવશ્યક હતુ.

આ સંધિના પરિણામે લ્યુથરનો પંથ જર્મનીના રાજ્યધર્મમાંનો એક થયો, અને જર્મનીમાં હમેશને માટે ધર્મ બાબત બે ભાગ પડયા. આ દેશના આવી રીતે ભાગ પડતાં લ્યુથરની અખિલ જર્મનીમાં સુધારણા પ્રવર્ત્તાવવાની ધારણા પૂરી થઇ નહિ, તોપણ સુધારણાને જર્મની જેવા મોટા દેશમાં પોતાના પગ પર ઉભા રહેવાની સ્થિતિ પ્રાપ્ત થઇ અને અખિલ યુરોપમાં સુધારણાનું નેતૃત્વ જર્મનીએ લીધું. આ સંધિ થયા પછી પાંચ વર્ષે એટલે ઇ. સ. ૧૫૬૦માં મેલાંગ્થોન મૃત્યુ પામ્યો, અને સમ્રાટ ચાર્લ્સ ઇ. સ. ૧૫૫૮માંજ મૃત્યુ પામ્યો હતો. આ પ્રમાણે સુધારણા તથા તેની સામેના વિરોધમાં જે વ્યક્તિઓએ મુખ્ય ભાગ લીધો હતો તેમાંની કેટલીક આ અરસામાં મરી ગઇ, અને જર્મનીમાં બન્ને પક્ષના નવા નેતાઓ ઉભા થયાં.

ઓગ્સબર્ગની સંધિનું પરિણામ.

લ્યુથરનું મૃત્યુ પ્રોટેસ્ટંટ અને પાપાના પક્ષ વચ્ચે વિગ્રહ ચાલતો હતો ત્યારેજ (ફેબ્રુઆરી ૧૮ ૧૫૪૬,) થયું હતું. આ મહાન સુધારકના જીવનનાં છેલ્લાં કેટલાંક વર્ષ દુઃખમાં વ્યતિત થયાં હતાં. સર્વત્ર અશાંતિ જોઇ તેનું પોતાનું દિલ અશાંત થયું હતું, અને મનુષ્યજાતિને માટે તેને નિરાશા થઇ હતી. એમ છતાં તે પોતાના સિદ્ધાંતમાં દિનપ્રતિદિન અધિકાધિક પ્રમાણમાં દૃઢ થતો જતો હતો. વળી તેના મુખ્ય શિષ્ય અને સહકારી મેલાંગ્થોન સાથે પણ તેનો મતભેદ વધતો જતો હતો. મેલાંગ્થોન તારણના સાધન તરીકે ઇશ્વરની કૃપા સાથે પુરૂષપ્રયત્ન આવશ્યક ગણવા લાગ્યો હતો, અને પ્રભુભોજન સંબંધી તેનો મત લ્યુથર અને ઝવીંગ્લીના મતની વચ્ચેનો હતો, અર્થાત તે એમ માનતો હતો કે પ્રભુભોજનમાં વિશ્વાસી ખ્રીસ્તને માત્ર આત્મિક રીતેજ અને પોતાના વિશ્વાસથીજ મેળવે છે, પણ ત્યાં વપરાતા પદાર્થોમાં કંઇ નવું તત્ત્વ દાખલ થતું નથી. આ બન્ને ગુરૂશિષ્ય અથવા મિત્ર વચ્ચે આ પ્રમાણે મતભેદ ઉત્પન્ન થયો હતો તો પણ તેમની વચ્ચે કોઇ પણ પ્રકારનું વૈમનસ્ય ઉત્પન્ન થયું ન હતું. આનું મુખ્ય કારણ એ હતું કે મેલાંગ્થોન પોતે અમુક અંશે મનનો દુર્બળ મનનો હતો, છતાં તેને પોતાના ગુરૂ પ્રત્યે ઘણોજ પૂજ્યભાવ હતો. વળી લ્યુથરની પ્રકૃતિ તીવ્ર હતી છતાં તેને પોતાના શિષ્ય પ્રત્યે ઘણો પ્રેમ હતો. લ્યુથર સંબંધી અત્રે જે કાંઇ વિશેષ કહેવું જોઇએ તે એ છે કે તે જગતના સમર્થ પુરૂષોમાંનો એક છે, અને તેની મારફતે અખિલ મનુષ્યજાતિના ઇતિહાસનું સ્વરૂપ બદલાયું છે. તેનો ધાર્મિક ભાવ જેટલો ઉંડો

લ્યુથરનું મૃત્યુ, ૧૫૪૬.

હતો તેટલોજ તીવ્ર હતો, અને તેની એ તીવ્રતા તેના પ્રત્યેક વચન તથા કાર્યમાં જોવામાં આવે છે. વળી તેના ગૂઢ અને ગહન ધાર્મિક અનુભવને લીધે તેનામાં કોઇ ચામત્કારિક શક્તિ ઉત્પન્ન થઇ હતી, તેને લીધે તેણે અસાધારણ કાર્ય કર્યું હતું. કાલરીજ જેવા કવિઓએ તેની ગણના કવિ તરીકે કરી છે, અને કારલાઇલ જેવા સમર્થ ચિંતકોએ તેને પ્રબોધક જેવો માન્યો છે. તેને વિષે ડોલીંજર નામના એક આધુનિક કાથોલીક સિદ્ધાંતકારે કહ્યું છે કે, સમગ્ર જર્મન પ્રજાનાં હૃદય જેમ કોઇ પ્રવીણ સંગિતશાસ્ત્રીના હાથમાં સારંગી હોય છે તેમ તેને વશ હતાં. તેનું વક્તૃત્વ પણ તેવુંજ હતું. વળી તે કહે છે કે "જે જર્મનો તેને પાખંડીઓમાં મુખ્ય અને પ્રજાને અધર્મને માર્ગે લઇ જનારો ગણી તેનો તિરસ્કાર કરતા હતા તેઓ પણ તેના વક્તૃત્વથી આકર્ષાયા વગર રહ્યા નથી ; તેમને તેનાજ વિચારના આધારે વિચાર કરવાની અને બોલવાલખવામાં તેનીજ ભાષાનો ઉપયોગ કરવાની ફરજ પડી છે."

# પ્રકરણ ત્રીજું.

## જોન કાલ્વીન અને જીનીવાની સુધારણા.

સોળમા શતકમાં યુરોપમાં જે સુધારકો થયા તેમાં કાલ્વીનનું સ્થાન ઘણું ઉંચું છે, અને એ માત્ર લ્યુથરના સ્થાનથીજ નીચું છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. તે ફ્રાન્સના નોયો નામના એક ગામમાં ઇ. સ. ૧૫૦૯ માં એક સાધારણ કુટુંબમાં જનમ્યો હતો. તેનો બાપ પોતાની જાતમહેનતથી આગળ વધી નોયોના અધ્યક્ષનો સેક્રેટરી થયો હતો, અને ત્યાંના એક માનવંતા કુટુંબના નિકટના સંબંધમાં આવ્યો હતો. કાલ્વીન ઉપર એ કુટુંબની અસર ઘણી સારી થઇ હતી. પરિણામે તે ઉંચાં રીતભાત, વિવેક વગેરે શીખ્યો હતો. કાલ્વીન ભણવામાં હોશિયાર હતો તેથી તેને ઇ. સ. ૧૫૨૩ માં પારીસની યુનિવર્સીટીમાં અભ્યાસ કરવા માટે મોકલવામાં આવ્યો હતો, અને ત્યાં તેણે લાટીનનું બહુ સારૂં જ્ઞાન મેળવ્યું હતું. તેની ભવિષ્યની લખવાની ઉત્તમ શૈલીનો પાયો પણ તેણે આ અરસામાંજ નાખ્યો હતો. ૧૫૨૮ માં તેણે ફીલસુફી અને તર્કશાસ્ત્રનો અભ્યાસ પૂરો કર્યો, અને પોતાના બાપની ઇચ્છા પ્રમાણે કાયદાનો અભ્યાસ કરવા તેને બીજે સ્થળે જવું પડયું. તેણે વકીલની પરીક્ષા પાસ કરી, પણ ૧૫૩૧ માં તેનો બાપ ગુજરી જતાં તેણે વકીલાત કરવાનો વિચાર છોડી દીધો, અને પારીસની એક કોલેજમાં તે ગ્રીક અને હેબ્રી ભાષાઓ શીખવા લાગ્યો. આ અભ્યાસ કરવાનો તેનો હેતુ ધાર્મિક નહિ પણ પોતાનું માનસિક જ્ઞાન વધારવાનો હતો. તેના વખતમાં વિદ્યાજ્ઞાનનો જે પુનરુદ્ધાર થવા લાગ્યો હતો તેની અસર તેના પર સારી થઇ હતી, પણ હજુ સુધી તેનું દિલ ધર્મ પ્રત્યે ખેંચાયું ન હતું. ૧૫૩૨ માં તેણે પ્રસિદ્ધ રોમન ચિંતક સેનિકાના દયા વિષેના એક પુસ્તક ઉપર ટીકા લખી, તેમાં તેનું અસાધારણ જ્ઞાન તથા તેની અતિ ઉચ્ચ નૈતિક ભાવના દેખાય છે, પણ તે કાળે ચર્ચાતા ધાર્મિક પ્રશ્નોને તેમાં જરા પણ સ્થાન નથી.

કાલ્વીનનો જન્મ અને વિદ્યાભ્યાસ.

આનું કારણ એ ન હતું કે તે વખતે ફ્રાન્સમાં એ પ્રશ્નો ચર્ચાતા ન હતા, અથવા કાલ્વીનને પોતાને એ વાતની ખબર ન હતી. જેમ બીજા દેશમાં તેમજ ફ્રાન્સને પણ વિદ્યાજ્ઞાનના પ્રચારે સુધારણાને માટે તૈયાર કર્યું હતું, અને એ પ્રચાર માટે જાક લ ફેવર નામના એક સાધુએ ઇ. સ. ૧૫૦૭થી પારીસમાં રહી ઘણું કાર્ય કર્યું હતું. ફેવરને રૂમી મંડળીથી છૂટા પડવાની ઇચ્છા ન હતી. જો કે તેણે ઇ. સ. ૧૫૧૨માં પાઉલના પત્રો ઉપર ટીકા લખી હતી અને તેમાં કેટલીક પ્રોટેસ્ટંટ માન્યતાઓ, જેવી કે માત્ર કૃપાથીજ તારણપ્રાપ્તિ, શાસ્ત્ર એજ પ્રમાણ, પુણ્યકર્મથી તારણ-

ફ્રાન્સમાં વિદ્યાજ્ઞાનનો પુનરુદ્ધાર.

પ્રાપ્તિની આવશ્યકતા વગેરે દર્શાવી હતી. એમ છતાં આ પુસ્તક તેણે માત્ર એક ચિંતક તરીકેજ લખેલું હોવાથી તે સંબંધી કંઇ તોફાન ઉભું થયું ન હતું. ઇ. સ. ૧૫૨૩માં તેણે નવા કરારનું ભાષાંતર પ્રસિદ્ધ કર્યું. ફેવરને ઘણા શિષ્યો હતા, અને સાક્ષરોમાં પણ તેની અસર સારી રીતે થઇ હતી. આ ઉપરાંત તેને તેમજ તેના શિષ્યમંડળને ફ્રાન્સના રાજાની બેનનો સારો આશ્રય હતો. લ્યુથરનાં પુસ્તકો પણ આ મંડળમાં ફેલાયાં હતાં અને સુધારણાના મુખ્ય પ્રશ્નો તેમની ચર્ચાનો મુખ્ય વિષય હતો. આ સર્વ પરથી જણાય છે કે પારીસના જે મંડળમાં કાલ્વીન રહ્યો હતો તે સુધારણાથી ઘણી સારી રીતે વાકેફ હતું, અને ફેવરના શિષ્યોમાંનાજ કેટલાક કાલ્વીનના ગુરૂ હતા. એમ છતાં તેના ઉપરોક્ત પુસ્તકમાં ધાર્મિક પ્રશ્નોને સ્થાન નથી, તેનું કારણ માત્ર એજ છે કે તેનું ધ્યાન ધર્મ પ્રત્યે અત્યાર સુધી ખેંચાયું ન હતું.

કાલ્વીનનું પરિવર્તન.

તેના મનની આ સ્થિતિમાં ઇ. સ. ૧૫૩૨ અને ૧૫૩૩ વચ્ચે મોટો અને "એકાએક ફેરફાર" થયો. તેણે તે વખતે જે "પરિવર્તન" અર્થાત્ Conversion અનુભવ્યું તેમાં મુખ્ય વાત એ હતી કે ઇશ્વર પોતેજ તેના શાસ્ત્રદ્વારે તેની સાથે બોલ્યા છે, અને તેની ઇચ્છા પ્રમાણે તેણે પૂરી રીતે વર્તવુંજ જોઇએ. આ પ્રમાણે ધર્મને તેના દિલમાં એકાએક સર્વોપરી સ્થાન મળ્યું. હજુ સુધી રૂમી મંડળી સાથે તેનો સંબંધ નહિજેવો પણ ચાલુ હતો, અને તેને જે પ્રેરણા થઇ હતી તેના પરિણામે તેણે સુધારણામાં ભળવું એવો કાંઇ નિશ્ચિત આદર્શ તેને થયો ન હતો. ઇ. સ. ૧૫૩૩માં તેના કોપ નામના એક મિત્રે પારીસની યુનિવર્સીટીમાં આચાર્ય તરીકે એક વ્યાખ્યાન આપ્યું, અને તેમાં તેણે ઇરાસ્મસ અને લ્યુથરનાં વચનો ટાંકીને સુધારણા કરવાની જરૂર જણાવી. આને લીધે પુષ્કળ ખળભળાટ થયો અને ફ્રાંસના રાજાએ કોપ અને કાલ્વીન સામે પગલાં લેવાનું નક્કી કર્યું. આ ઉપરથી એ બન્ને

તેનું ફ્રાન્સનું છોડવું.

ત્યાંથી નાસી છૂટયા, અને થોડાજ વખતમાં કાલ્વીનને જુના સંપ્રદાયથી જુદા પડવાની જરૂર જણાઇ. ઇ. સ. ૧૫૩૪માં તે મંડળી તરફથી તેને મળતી ધર્મશિક્ષકવૃત્તિનું રાજીનામું આપવા પોતાના વતન નોયો ગયો. ત્યાં તેને થોડો સમય કેદમાં રાખવામાં આવ્યો, પણ તેમાંથી મુક્ત થતાં તે તરતજ ફ્રાન્સ છોડી બાસેલમાં જઇ રહ્યો.

કાલ્વીનનું પહેલું મોટું પુસ્તક "ધર્મસિદ્ધાંત."

આ વખતે ફ્રાન્સના રાજાએ પોતાના રાજ્યમાં વસતા પ્રોટેસ્ટાંટોની સતાવણી કરવી શરૂ કરી, પણ તે તેજ અરસામાં જર્મનીના સમ્રાટ ચાર્લ્સની સામે જર્મનીમાં વસતાં પ્રોટેસ્ટંટ લોકોની સહાય ઇચ્છતો હતો, તેથી પોતાનો બચાવ કરવા માટે તેણે એવું જાહેર કર્યું કે ફ્રેંચ પ્રોટેસ્ટાંટ લોકો પાપાની સત્તા વિરૂદ્ધ છે એટલુંજ નહિ પણ રાજ્યસત્તાનીએ વિરૂદ્ધ છે. આના ઉત્તરમાં ઇ. સ. ૧૫૩૬માં

કાલ્વીને લાટીન ભાષામાં પોતાનું Institutes અર્થાત્ "ધર્મસિદ્ધાંત" નામનું સુપ્રસિદ્ધ પુસ્તક બહાર પાડયું. આ પુસ્તકની પ્રસ્તાવનારૂપે તેણે ફ્રાન્સના રાજાને એક પત્ર લખ્યો, તેમાં તેણે ફ્રાન્સ પ્રોટેસ્ટાંટો ઉપર મૂકેલા ખોટા આરોપ સામે તેમનો બચાવ કર્યો છે. આ પત્ર અતિ સુંદર તથા જુસ્સાદાર ભાષામાં લખાએલો છે, અને તેમાં પ્રોટેસ્ટાંટ મતનું બહુ અસરકારક રીતે નિરૂપણ કરવામાં આવ્યું છે. પુસ્તકના મુખ્ય ભાગમાં કેટલોક સુધારોવધારો પાછળથી કરવામાં આવ્યો હતો અને ઇ. સ. ૧૫૫૯ માં તે તેના આખરના સ્વરૂપમાં મૂકાયું હતું, પણ તેણે તેની આ પ્રથમાવસ્થામાંએ સુધારણાના તે સમયના સાહિત્યમાં સુધારણાના મતનું સુસ્પષ્ટ અને સહેલી રીતે નિરૂપણ કરનાર તરીકે પ્રથમ સ્થાન લીધું હતું. સુધારણાને અંગે અત્યાર સુધી આ જાતનું પુસ્તક લખાયું ન હતું, તેથી પ્રોટેસ્ટાંટોના હાથમાં તે તેમના મતના સારસંગ્રહરૂપ ગણાયું, અને તેમના દુશ્મનોએ તેને "પાખંડીઓનું કુરાન" કહ્યું.

કાલ્વીનના કહેવા પ્રમાણે મનુષ્યનું ઉંચામાં ઉંચું જ્ઞાન ઇશ્વર વિષે છે. આ જ્ઞાન તેને અમુક અંશે પોતાની બુદ્ધિથી પ્રાપ્ત થાય છે, તેથી તેને ખ્રીસ્તી શાસ્ત્રનું જ્ઞાન ન હોય તો પણ તે ઇશ્વર આગળ તેને વિષે ન જાણવા માટે જવાબદાર રહે છે, પણ તેને ઇશ્વર વિષેનું પૂર્ણ જ્ઞાન તો બાઇબલથીજ પ્રાપ્ત થાય છે, અને એ જ્ઞાનનું સાક્ષ્ય પોતામાં રહેલો પવિત્ર આત્મા આપે છે. એ શાસ્ત્ર પ્રમાણે ઇશ્વર પરમ કલ્યાણમય છે, અને તેણે જે કાંઈ કર્યું છે તે પણ કલ્યાણમય છે. આ ઇશ્વરની ઇચ્છાનું પાલન કરવું એ મનુષ્યનું પરમ કર્તવ્ય છે, પણ તેમ કરવાની શક્તિ તથા તેના પોતામાં રહેલી ભલાઇ તેણે આદમના પતનથી ગુમાવી છે. આ કારણથી તેના પોતાથી કાંઇ પણ પુણ્યકર્મ થઈ શકતું નથી, અને બધાં માણસો માત્ર નરકનાંજ અધિકારી છે. પરંતુ પરમ કલ્યાણમય ઇશ્વર એવું ઇચ્છતો નથી, તેથી તેણે પોતાના પુત્ર ઇસુ ખ્રીસ્તને મોકલીને કેટલાએક આત્માઓને તારણ આપ્યું છે. હવે ખ્રીસ્તે જે કાંઇ માણસને માટે કર્યું છે તે હવે માણસે પોતે કરવું જોઇએ, પણ તે કામ માત્ર પવિત્ર આત્માની સહાયથી થાય છે. પવિત્ર આત્મા પોતાની ઇચ્છા પ્રમાણે માણસોને પસંદ કરી તેમના દિલમાં પશ્ચાત્તાપ અને વિશ્વાસ ઉત્પન્ન કરે છે. આવી રીતે ઉત્પન્ન થએલો વિશ્વાસ ખ્રીસ્ત અને તેના પર વિશ્વાસ રાખનાર વચ્ચે ઐક્ય સાધે છે, અને તેથી વિશ્વાસીને જે નવજીવન પ્રાપ્ત થાય છે તેજ તેનું તારણ છે. આ નવજીવન પુણ્યજીવન છે, અને આવી રીતે પુનર્જનિત થએલો માણસ પુણ્યકર્મ કરે છે. અને તેનું જીવન પુણ્યમય બને છે. તે પુનર્જનિત થયો છે એ વાતનું સાક્ષ્ય તેના પુણ્યમય જીવનથીજ મળે છે. આ છેલ્લી વાત સિવાય ઉપર જે બધું કહેવામાં આવ્યું છે તેમાં લ્યુથર અને કાલ્વીનની માન્યતા વચ્ચે કંઇ પણ ભેદ નથી, પણ જે કાંઇ મતભેદ છે તે આ વાતમાં છે. લ્યુથર પાપી મનુષ્યનાં નર્યાં પાપ અને ઇશ્વરની નરી

કાલ્વીનના સિદ્ધાંત.

ક્ષમા ઉપર ભાર મૂકે છે, ત્યારે કાલ્વીન એમ જણાવે છે કે કોઇ પણ માણસ ખરેખરાં ખ્રીસ્તી થયા પછી પુણ્યશાળી થવોજ જોઇએ અને જો ન થાય તો તેને ખ્રીસ્ત પર ખરો વિશ્વાસ ઉત્પન્ન થયો નથી એમ સમજવું. "આપણે સત્કર્મથી નહિ પણ સત્કર્મ સિવાય નિર્દોષ ઠરતા નથી." આમ કહીને કાલ્વીન ખ્રીસ્તી જીવનમાં પુણ્યકર્મને રૂમી મંડળીની માફકજ —જોકે અમુક અંશે જુદી રીતે—અતિ મહત્ત્વનું સ્થાન આપે છે. તેના કહેવા પ્રમાણે શાસ્ત્રમાં ઇશ્વરે પોતાનો નિયમ પ્રગટ કરી મનુષ્ય આગળ વર્તનનું ધોરણ મૂક્યું છે, અને એ ધોરણ પ્રમાણે ખ્રીસ્તથી તારણ પામેલો માણસ ચાલ્યા વગર રહેતો નથી. રોમન કાથોલીક માન્યતામાં આ જાતના પુણ્યકર્મને તારણના સાધન તરીકે સ્વીકારેલું છે, ત્યારે કાલ્વીન તેને તારણના સાક્ષ્ય અથવા ફળ તરીકે ગણે છે. પુણ્યમય જીવન ઉપર મૂકવામાં આવેલો આ ભાર એ સુધારકોમાં માત્ર કાલ્વીનનાજ સિદ્ધાંતમાંજ જોવામાં આવે છે, અને એ તેની વિશિષ્ટતા છે, તેના પરિણામે કાલ્વીનના સંપ્રદાયે ચારિત્ર્ય ઉપર ઘણો ભાર મૂક્યો છે. ખ્રીસ્તી જીવનના પોષણ અર્થે કાલ્વીને પ્રાર્થનાને મુખ્ય સાધન તરીકે સ્વીકારી છે.

કાલ્વીનનો પ્રારબ્ધવાદ અર્થાત્ Predestination.

કાલ્વીનના સિદ્ધાંતમાં ઉપરોક્ત પુણ્યકર્મની માન્યતા ઉપરાંત જે એક બીજી વિશિષ્ટતા જોવામાં આવે છે તે તેનો Predestination અર્થાત પ્રારબ્ધનો સિદ્ધાંત છે. આ સિદ્ધાંત પ્રથમ બધા સુધારકોએ માન્ય રાખ્યો હતો, પણ પાછળથી કદાચિત લ્યુથર સિવાય બીજાઓની માન્યતા કંઇક અંશે પેલાજીઅસના મત પ્રત્યે વળી હતી. કાલ્વીનના મત પ્રમાણે પુરૂષપ્રયત્નને અથવા મનુષ્યની કર્તૃત્વશક્તિને કશું પણ સ્થાન નથી. અમુક માણસો તારણનો માર્ગ શોધે છે અને તેમાં તેઓ દૃઢ રહે છે એવું કારણ માત્ર એજ છે કે તેમને ઇશ્વરે તે માટે નિર્મિત કીધા છે, અને બીજા એ માર્ગ નથી લેતા એવું કારણ પણ ઇશ્વરનીજ ઇચ્છામાં રહેલું છે. આટલું તો ઑગસ્ટીન તથા લ્યુથરે સ્વીકાર્યું હતું, પણ કાલ્વીન તેમનાથી એક પગલું આગળ વધી એમ કહે છે કે, ઇશ્વરે કરેલા આ નિર્માણથી માણસને એક પ્રકારની શક્તિ મળે છે, તે વડે તે એક વખત ખરો વિશ્વાસ કર્યા પછી કદી નાશ પામતો નથી.

"ધર્મસિદ્ધાંત"માં ચર્ચેલા વિષય.

કાલ્વીનના "ધર્મસિદ્ધાંત" પુસ્તકના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છેઃ મંડળી, સંસ્કાર અને રાજસત્તા. મંડળીની વ્યાખ્યા કરતાં તે કહે છે કે, તે "ઇશ્વરનાં નિર્માણ કરેલાં" માણસોની બનેલી છે. વળી એમ પણ કહે છે કે, "મનુષ્યજાતિમાંના જે બધા એક દેવ અને ખ્રીસ્તને ભજે છે તે મંડળી છે." મંડળીનો અધિકારીવર્ગ પાળક, શિક્ષક, વડીલ અને સેવકનો બનેલો છે, અને તેમને તેમનો અધિકાર ઇશ્વર તરફથી તેમને

પ્રાપ્ત થએલા અંતરના વલણુ અને લોકોની સંમતિથી પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે કાલ્વીન સામાન્ય ખ્રીસ્તીઓને મંડળીના અધિકારીઓ ચુંટવાનો હક છે એવું જણાવે છે, અને એ નિવેદન કરવામાં સુધારકોમાં આનાબાપ્તિસ્ત લોકો સિવાય તે અત્યાર સુધી એકલોજ હતો. એમ છતાં મંડળીના બંધારણમાં તેણે રાજ-સત્તાને અમુક સ્થાન આપ્યું હતું, અને તે ખાસ કરીને પાખંડનો નાશ કરવાનું અને પાખંડીઓને શિક્ષા કરવાનું હતું. રાજ્ય અને મંડળીના પરસ્પર સંબંધની જે માન્યતા મધ્ય સમયમાં સર્વત્ર વ્યાપ્ત હતી તેમાંથી સુધારકો છેક મુક્ત થયા ન હતા. સંસ્કાર તરીકે તેણે માત્ર બેજ સ્વીકાર્યા હતા, એટલે બાપ્તિસ્મા અને પ્રભુ-ભોજન. પ્રભુભોજન સંબંધી તેની માન્યતા લ્યુથર અને ઝવીંગ્લીની માન્યતાના મધ્યમ માર્ગની હતી. પ્રભુભોજનમાં ખ્રીસ્તની શારીરિક હાજરી તે સ્વીકારતો નથી, પણ માત્ર આત્મિક હાજરી માન્ય રાખે છે.

ઇ. સ. ૧૫૩૬માં આ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી કાલ્વીન થોડો વખત ઇટાલીમાં આવેલા ફેરારામાં સુધારણાના પ્રચારાર્થે ગયો. ત્યાંની રાણી ફ્રાન્સના રાજા લુઇ બારમાની પુત્રી હતી અને તે પ્રોટેસ્ટાંટોની રક્ષક હતી. કાલ્વીન ત્યાં થોડો વખત રહ્યો અને ત્યાંથી પોતાના ખાનગી કામકાજ માટે તે ફ્રાન્સમાં ગયો. તે કામ પુરૂં કરી પોતાના એક ભાઈ અને એક બેન સાથે તે બાસેલ જવા નીકળ્યો, અને રસ્તે જીનીવામાં મુકામ કર્યો. ત્યાં એક એવો બનાવ બન્યો કે તેથી તેને ત્યાંજ રહેવાનું થયું. કાપેલની લડાઇ જેમાં ઝવીંગ્લી માર્યો ગયો હતો તે પૂરી થયા પછી સ્વીટઝર્લાંડનાં કેથોલીક પરગણાંઓએ પોતાની નજીકના ભાગમાં પ્રોટેસ્ટાંટ મત દાબી દેવાનો પ્રયત્ન આદર્યો. આ વખતે આ નાના દેશમાં પ્રોટેસ્ટાંટ મતનાં મુખ્ય મથક ઝુરીચ, બાસેલ અને બર્ન હતાં, અને તરતમાંજ જીનીવાએ સ્વતંત્ર થઇ પ્રોટેસ્ટાંટ મત ગ્રહણ કર્યો હતો. ઇ. સ. ૧૫૩૨માં ત્યાં વિલ્યમ ફારેલ નામનો એક પ્રબળ ઉપદેશક આવ્યો હતો, અને તેણે સુધારણાનું કાર્ય શરૂ કર્યું હતું. તે કાલ્વીનની માફક ફ્રાન્સનો વતની હતો અને ત્યાં શરૂ થએલી સતાવણીના પરિણામે તેને ફ્રાન્સ છોડવું પડયું હતું. જીનીવામાં આવ્યા પછી તેણે પોતાનું કાર્ય એવા ઝનુનથી કર્યું હતું કે કેટલીક વાર તેની જીંદગી જોખમમાં આવી પડી હતી, અને તેને એ શહેર છોડવાની ફરજ પડી હતી. પણ આખરે બર્ન નામના પ્રોટેસ્ટાંટ શહેરની સહાયથી અહીં પ્રોટેસ્ટાંટ મત લોકોની બહુમતિથી સ્થપાયો અને ફારેલ પાછો આવ્યો. તેણે એકદમ સુધારા દાખલ કરવા માંડયા અને નાચ, તમાશા, રમતગમત વગેરે બંધ કર્યાં. આ બધું જોઇ શહેરના વતનીઓ જે શોખીન અને વિષયી હતા તે ગભરાયા, અને તેમણે જુના રીતરિવાજ પાછા દાખલ કરવાનો પ્રયત્ન કર્યો. આ પ્રમાણે આ શહેરના નાગરિકોના બે પક્ષ પડ્યા, અને તેમની વચ્ચે પુષ્કળ તકરાર ચાલી. એ અરસામાં કાલ્વીન ત્યાં આવ્યો અને ફારેલે

કાલ્વીનનું જીનીવામાં વસવું.

એ તકનો લાભ લઇ તેને ત્યાં રહેવાનું આમંત્રણ આપ્યું. ત્યાંના લોકોએ પ્રોટેસ્ટાંટ મત ધાર્મિક કરતાં વિશેષ પ્રમાણમાં રાજકીય કારણને લીધે સ્વીકાર્યો હતો, અને તેમને એ મતમાં સ્થિર કરવાની પૂરી જરૂર હતી. આ કામ ફારેલના ગજા ઉપરાંત હતું તેથી તેણે કાલ્વીનને ત્યાં રહેવા આગ્રહ કર્યો. પહેલાં કાલ્વીને પોતે અભ્યાસી છે એવું કહી તેમ કરવા ના પાડી, પણ ફારેલે તેને સખત શબ્દોમાં કહ્યું કે જો તે તેમ નહિ કરે તો તારા પર દેવનો કોપ ઉતરશે, કારણકે આ કામ દેવનુંજ છે અને તે તારા અભ્યાસ કરતાં વધારે જરૂરનું છે. આ વચન કાલ્વીનને હૈયે ચોંટયાં અને આ આમંત્રણને દેવનુંજ માનીને તે ત્યાં રહ્યો.

અહીં કાલ્વીને પોતાનું કાર્ય તરતજ શરૂ કર્યું. તેની ઇચ્છા પણ આ નગરના લોકને એક આદર્શ સમાજ બનાવવાની હતી, તેથી ફારેલની સાથે મળી તેણે જુદી જુદી દિશામાં સમાજની વ્યવસ્થા કરવાનો પ્રયત્ન આદર્યો. આ ઉપરાંત તેણે બાળકો તથા મોટી વયના જુવાનોના ધાર્મિક શિક્ષણ માટે એક પ્રશ્નોત્તર તૈયાર કર્યું. પણ તેના સમાજવ્યવસ્થાના કાર્યમાં તેને તરત મુશ્કેલી નડવા લાગી. ત્યાંનો સમાજ વિલાસપ્રિય હતો, તેથી તેને કાલ્વીનની વ્યવસ્થા સ્વાભાવિક રીતે પસંદ પડી નહિ, તેથી તેમની સામે વિરોધ શરૂ થયો. આ વિરોધનું પરિણામ એ આવ્યું કે તેમને બન્નેને ઇ. સ. ૧૫૩૮ માં જીનીવામાંથી રજા આપવામાં આવી. ત્યાંથી નીકળીને કાલ્વીન સ્ટ્રાસબર્ગમાં ગયો, અને ત્યાં તેણે ત્રણ વર્ષ ગાળ્યાં. તે સમય તેની જીંદગીનો સર્વથી સુખી સમય હતો. ત્યાં તેને ફ્રાન્સમાંથી નાસી આવેલા પ્રોટેસ્ટાંટોની મંડળીના પાળકનું કાર્ય સોંપવામાં આવ્યું હતું. આ ઉપરાંત તેણે ખ્રીસ્તી સિદ્ધાંતના અધ્યાપકનું કાર્ય પણ કર્યું હતું, અને તેમાં તેને જેટલો આનંદ થતો હતો તેટલો બીજા કશાથી થતો ન હતો. વળી અહીંથીજ તેણે સમ્રાટ ચાર્લ્સે રોમન કાથોલીક અને પ્રોટેસ્ટાંટ પંથના અનુયાયીઓને એક કરવા માટે જે સભા ભરી હતી તેમાં ભાગ લીધો હતો, અને તેદ્વારા મેલાંગ્થોન અને બીજા સુધારકો સાથે મૈત્રી બાંધી હતી. તેણે ઇ. સ. ૧૫૪૦ માં લગ્ન કર્યું, અને તેથી તેને ઘણું કૌટુંબિક સુખ પ્રાપ્ત થયું. તે સુખ તેણે ઇ. સ. ૧૫૪૯ માં તેની સ્ત્રી ગુજરી ગઇ ત્યાં સુધી ભોગવ્યું. વળી અહીંજ તેણે પોતાના "ધર્મસિદ્ધાંત"ની એક પ્રત સુધારાવધારા સાથે પ્રસિદ્ધ કરી, અને "રૂમીઓના પત્ર પરની ટીકા" લખી. આ ઉપરાંત તેણે "સાડોલેટોને ઉત્તર" એ નામનું એક પુસ્તક લખ્યું જેમાં તેણે પ્રોટેસ્ટાંટ મતનું એવું સુંદર રીતે પ્રતિપાદન કર્યું છે કે એ પુસ્તક સુધારકોના પ્રતિપાદક ગ્રંથોમાં યોગ્ય રીતે સર્વોત્તમ ગણાય છે.

કાલ્વીનની પ્રવૃત્તિની શરૂઆત.

કાલ્વીન સ્ટ્રાસબર્ગમાં આ પ્રમાણે પોતાનું કાર્ય કરી રહ્યો હતો તે દરમિયાન જીનીવામાં પુષ્કળ અશાંતિ ફેલાઇ રહી હતી. ત્યાં લોકોમાં બે પક્ષ હતા, અને તેઓ વચ્ચે સખત વિરોધ નિરંતર ચાલ્યા કરતો હતો. કાલ્વીનના ગયા પછી

જીનીવામાં ફરી આવવું.

એવું બન્યું કે જે પક્ષ તેની તરફેણમાં હતો તેનો વિજય થયો અને તેના નેતાઓએ કાલ્વીનને ફરી આવવા વિનંતી કરી. આખરે કાલ્વીને તેમની આગ્રહભરી માગણી માન્ય રાખી, અને તે ઇ. સ. ૧૫૪૧ માં જીનીવા પાછો આવ્યો અને ત્યાં જીંદગીપર્યંત રહ્યો. અહીં આવતાંવેંતજ તેણે પોતાના સુધારાઓ દાખલ કરવા માંડયા, અને જોકે તે તેમાં પૂર્ણાંશે ફતેહમંદ થયો નહિ, તોપણ તે કેટલુંક તો કરી શક્યોજ.

કાલ્વીનના મત પ્રમાણે મંડળી અને રાજસત્તા એ બન્ને પરસ્પર સહાયકારી હોવા છતાં સ્વતંત્ર રહે એ આવશ્યક હતું, અને તેમ કરવા તેણે પ્રયત્ન કર્યો.

કાલ્વીને કરેલું મંડળીનું બંધારણ.

મંડળીના હાથમાં મોટામાં મોટી શિક્ષા મંડળી બહાર મૂકવાની હતી, અને એ ઉપરાંત શિક્ષા આપવાનું તેને યોગ્ય લાગે તો તેની ભલામણ પ્રમાણે તે કાર્ય કરવાનું રાજસત્તાને સોંપવામાં આવ્યું હતું. આ ઉપરાંત રાજસત્તાનું કાર્ય મંડળીને તેનાં ધાર્મિક કાર્યો કરવામાં જુદી જુદી જાતની સાનુકુળતા કરી આપવાનું હતું. મંડળીમાં બધી સત્તા એક સભા જે વંડીલોની સભા હતી તેના હાથમાં મૂકવામાં આવી હતી, અને આ સભાના સભ્યો છ મંડળીના અધિકારીઓ અને બાર સામાન્ય ખ્રીસ્તીઓ ચુંટણીથી પસંદ કરવામાં આવેલા હતા, અને તેમના હાથમાં શહેરની ધાર્મિક અને નૈતિક વ્યવસ્થાનું કાર્ય રહેલું હતું. આ સભા પ્રત્યેક ગુરૂવારે મળતી, અને એ વખતે વ્યવસ્થાને લગતું બધું કાર્ય ચર્ચાતું. મંડળી બહાર મૂકવાની સત્તા મંડળીનાજ હાથમાં રહેવી જોઇએ એ વાત કાલ્વીન બહુ મુદ્દાની ગણતો હતો, અને મંડળીના એ હકને માટે તેને ઇ. સ. ૧૫૫૫ સુધી લડવું પડયું હતું, ત્યારેજ એ હક મંડળીને પૂર્ણ રીતે પ્રાપ્ત થયો હતો. આ ઉપરાંત કાલ્વીને તેના પહેલા પ્રશ્નોત્તરને સુધારીને એક વધારે સારો પ્રશ્નોત્તર તૈયાર કર્યો, અને એક નવી ભજનપદ્ધતિ દાખલ કરી. આ શૈલીમાં તેણે મુકરર કરેલી તેમજ સ્વૈચ્છિક પ્રાર્થનાઓને અને સંગીતને સ્થાન આપ્યું હતું. કાલ્વીનનો ઉદ્દેશ જીનીવાના લોકને એક આદર્શ ખ્રીસ્તી સમાજ બનાવવાનો હતો, અને તે તેના આ પ્રયત્નમાં અમુક અંશે સફળ થયો હતો. તેના કાર્યની અસરથી જીનીવાની સુકીર્તિ એટલી બધી ફેલાઇ ગઇ કે માત્ર ફ્રાન્સમાંથીજ નહિ, પણ ઇટાલી, નેધર્લાંડ, સ્કોટલાંડ અને ઈંગ્લાંડના પ્રોટેસ્ટંટો જેમાંના ઘણા સારી સ્થિતિના અને વિદ્વાન હતા તેમણે જીનીવામાં નિવાસ કર્યો. કાલ્વીન પોતે અને આ બધા લોકો પરદેશી હતા, તેથી શહેરનાં જીવન અને કાર્યમાં તેમનું વજન વધુ પડતું હોવાથી સ્વાભાવિક રીતે ત્યાંના મૂળ વતનીઓ તેમનાથી નારાજ રહેતા હતા. આ ઉપરાંત કેટલાક લોકો કાલ્વીનની વ્યવસ્થાની વિરૂદ્ધ હતા. આ બધા લોકો એકત્ર થયા અને તેમણે તેની વિરૂદ્ધ ઇ. સ. ૧૫૪૮થી ચળવળ શરૂ કરી, અને લગભગ સાત આઠ વર્ષ સુધી તે ચાલુ રાખી.

આ વિરોધમાં બે વાત ધ્યાનમાં લેવા જેવી બની હતી. તેમાંની પહેલીમાં બોલસેક નામનો એક માણુસ જે પ્રથમ રોમન કાથોલિક સાધુ હતો, અને પાછળથી પ્રોટેસ્ટાંટ થયો હતો અને વૈદું કરતો હતો, તેણે કાલ્વીનનો પ્રારબ્ધવાદ ખોટો છે એમ જાહેરમાં જણાવ્યું. આથી કાલ્વીનના અધિકારનો મૂળથીજ ઉચ્છેદ થતો હતો, કારણ કે તેના સિદ્ધાંતમાં પ્રારબ્ધવાદને અતિ અગત્યનું સ્થાન આપવામાં આવ્યું હતું અને જીનીવાના લોકોએ તેને શાસ્ત્રના ટીકાકાર તરીકે સ્વીકાર્યો હતો. આ કારણથી કાલ્વીને બોલ્સેકે તેના પર મૂકેલો દોષારોપ ઇ. સ. ૧૫૫૧માં ત્યાંની રાજસત્તા પાસે રજુ કર્યો, તેથી જીનીવાના અધિકારીવર્ગે બોલ્સેકે લીધેલા વાંધાની તપાસ શરૂ કરી. આ ઉપરાંત તેમણે એ વાદવિવાદ સંબંધી સ્વીટ્ઝર્લાંડનાં બીજાં શહેરોના મત લીધા, પણ તેમણે પ્રારબ્ધવાદનો કાંઈ ખાસ પક્ષ લીધો નહિ. આ સ્થિતિમાં કાલ્વીનને ઘણી મુશ્કેલી નડી, પણ હજુ સુધી તેનું પ્રાબલ્ય એટલું બધું હતું કે જીનીવાના અધિકારીઓએ બોલ્સેકને ત્યાંથી રજા આપી. તે કોઇ બીજા સ્થળે જઇ પાછો રૂમી મંડળીમાં ભળ્યો, અને તેણે કાલ્વીનનું જીવનચરિત્ર લખી તેને ખૂબ વગોવ્યો.

બોલ્સેક સાથે વાદ.

આ પ્રમાણે કાલ્વીનની સ્થિતિ મુશ્કેલી ભરેલી હતી અને તે દિનપ્રતિદિન અધિકાધિક કફોડી થતી હતી, તેવામાં ઇ. સ. ૧૫૫૩ ની સાલમાં જીનીવાના અધિકારીવર્ગની ફરી ચુંટણી થતાં તેના વિરોધીઓના હાથમાં રાજસત્તા આવી. આ વખતે કાલ્વીનનું નેતૃત્વ તેના હાથમાંથી ગયુંજ હોત, પણ તેને માટે સુભાગ્યે ત્યાં સર્વેટસ નામનો એક માણુસ આવ્યો અને તેના સંબંધી જીનીવામાં તકરાર ઉભી થતાં કાલ્વીનના પક્ષનો વિજય થયો. આ માણુસ સ્પેનનો હતો. તે પ્રમત્ત પણ અતિ પ્રતિભાસંપન્ન હતો. તેણે "ત્રિએક-વાદના દોષ" એ નામનું એક પુસ્તક ઇ. સ. ૧૫૩૧ માં બહાર પાડયું હતું. અને તેમાં સાબેલિઅસના જેવા સિદ્ધાંત પ્રગટ કર્યા હતા. આ પુસ્તક પ્રસિદ્ધ કર્યા પછી તેને પોતાનું નામ છુપાવી બીજે જઇ રહેવાની ફરજ પડી હતી. આ પ્રમાણે તે ફ્રાન્સમાં જઈ રહ્યો અને ત્યાં વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરી તેમાં ઘણો પ્રવીણ થયો. વળી સાથે સાથે તે "ખ્રીસ્તી ધર્મનો પુનરુદ્ધાર" નામનું પુસ્તક લખતો હતો, અને તે તેણે ઇ. સ. ૧૫૫૩માં પ્રસિદ્ધ કર્યું હતું. આ પુસ્તકમાં તેણે ત્રિએક-વાદનો નીસની મહાસભાનો સિદ્ધાંત, કાલ્સીડનની મહાસભામાં ખ્રીસ્તના પૂર્ણ દેવત્વ તથા પૂર્ણ મનુષ્યત્વના સંબંધમાં થએલી વ્યાખ્યા, અને બાળ-બાપ્તિસ્મા, એ ત્રણને મંડળીના પતનના કારણરૂપે જણાવ્યાં છે. તે કાલ્વીનના સિદ્ધાંતની વિરૂદ્ધ હતો અને ઇ. સ. ૧૫૪૫ માં તેણે તેની સાથે સખત વિરોધ દર્શાવનારો પત્રવ્યવહાર શરૂ કર્યો હતો. ઉપરોક્ત પુસ્તકની પ્રસિદ્ધિ પછી તરતજ તેનું ખરૂં નામ અને તે પોતે એ પુસ્તકનો લેખક છે એ બન્ને વાત પ્રગટ થઇ, તેથી રૂમી

સર્વેટસના સિદ્ધાંત અને તેનું મૃત્યુ.

મંડળીના અધિકારીવર્ગે તેને કેદ કર્યો એટલુંજ નહિ પણ તેને જીવતો ને જીવતો બાળી મૂકવાનો ઠરાવ કર્યો. પણ આ ઠરાવ અમલમાં મૂકાય ત્યાર પહેલાં તે ત્યાંથી નાસી છૂટયો, અને જીનીવા ગયો. ત્યાં પણ તે પ્રથમ પોતાનું નામ છુપાવી રહ્યો, પણ તે તરતજ ઓળખાઇ આવ્યો તેથી તેને પકડવામાં આવ્યો. ત્યાં તેની તપાસ ચાલી, અને કાલ્વીનના વિરોધીઓએ તેને છોડી મૂકવા માટે પ્રયાસ કર્યો છતાં તેઓ તેમાં ફાવ્યા નહિ, અને આખરે સર્વેટસને બાળીને દેહાંતદંડ આપવાનું ફરમાવવામાં આવ્યું. આ ઠરાવનો તરત અમલ થયો અને સર્વેટસે છેક આખર સુધી પોતાનાં હિમ્મત અને ધૈર્ય અડગ રાખ્યાં. આ શિક્ષા આપણુને સ્વાભાવિક રીતે અત્યારે અન્યાયી લાગે છે ખરી, પણ તે સમયે લોકોના વિચાર આધુનિક કાળમાં છે તેટલા આગળ વધેલા ન હતા, અને પાખંડીઓને આ પ્રમાણે સજા કરવી એ અધર્મ્ય ગણાતું ન હતું. મેલાંગ્થોન જેવા અતિ મૃદુ દિલના સુધારકે પણ આ સજા "ન્યાયી" ગણી હતી, એમ છતાં બાસૈલમાંથી તેની સામે થોડો પોકાર ઉઠયો હતો.

કાલ્વીનને વિજય.

કાલ્વીનને પોતાને માટે આ એક ખાસ વિજયનું કારણ હતું. તેના પરિણામે સ્વીસ મંડળી પાખંડના દોષારોપથી છુટી થઇ અને તેના જે વિરોધીઓ સર્વેટસનો બચાવ કરવા ધારતા હતા તેઓ લોકોની આગળ પાખંડના ઉત્તેજક ગણાયા અને તેમનું વજન ઘણું ઘટયું. ઇ. સ. ૧૫૫૪ની ચુંટણીમાં કાલ્વીનનો પક્ષ વધારે પ્રબળ થયો, અને ૧૫૫૫માં તે એથી પણ વધારે બળવાન થયો. વળી એજ વર્ષમાં મંડળીની સભાને કોઇ પણ ગુનેગાર વ્યક્તિને મંડળી બહાર મૂકવાનો પૂર્ણ અધિકાર પ્રાપ્ત થયો. વળી એજ વર્ષમાં કાલ્વીનના પક્ષે વિદેશીઓને જીનીવાના શહેરી તરીકે કેટલાક હક આપ્યા, તેથી એ પક્ષ વધારે બળવાન થયો. તે વખતે કાલ્વીનના વિરોધીઓએ એક નાનું સરખું બંડ ઉઠાવ્યું, પણ તે તરત સમાવી દેવામાં આવ્યું, અને એ તકનો લાભ લઇ એ વિરોધીઓમાંના કેટલાકને મારી નાખવામાં અથવા હદપાર મોકલવામાં આવ્યા. આ પછી શહેરમાં કાલ્વીનનો પક્ષ પૂર્ણ રીતે પ્રબળ થયો. વળી એ અરસામાં બર્ન અને જીનીવા એ બન્નેને સાવોયના રાજા તરફથી ભયનું કારણ ઉત્પન્ન થવાથી તેમણે ૧૫૫૮માં એક "શાશ્વત સંધિ" કરી અને તેની રૂએ બન્ને સમાન ગણાયાં. બીજેજ વર્ષે કાલ્વીને જીનીવામાં એક વિદ્યાલય સ્થાપ્યું, તેણે એક યુનિવર્સીટીનું સ્વરૂપ લીધું. અહીં લ્યુથરના સંપ્રદાય સિવાયની સુધરેલી મંડળીઓને અંગે જુદાં જુદાં સ્થળોમાં જે ધર્મસિદ્ધાંતનું શિક્ષણ અપાતું હતું તેમાં સૌથી વધારે સારૂં શિક્ષણ અપાવા લાગ્યું, અને અહીંની ઇશ્વરવિદ્યાશાળામાંથી ધર્મોપદેશકો મોટી સંખ્યામાં ફ્રાન્સમાં મોકલાવા શરૂ થયા એટલુંજ નહિ પણ થોડીઘણી સંખ્યામાં તો તેઓ નેધર્લાંડ, ઇંગ્લાંડ, સ્કોટલાંડ, જર્મની અને ઇટાલીમાં પણ મોકલવામાં આવ્યા.

કાલ્વીનની અસર ઘણે દૂર સુધી પહોંચી હતી. તેનાં પુસ્તકો, બાઇબલનાં પુસ્તકો પરની તેની ટીકાઓ, તેની ઇશ્વરવિદ્યાશાળા, તેના વિસ્તૃત પત્રવ્યવહાર વગેરે દ્વારા તેણે ફ્રાન્સ, નેધર્લાંડ, અને સ્કોટલાંડના પ્રોટેસ્ટાંટ પંથના અને ઈંગ્લાંડના Puritan અર્થાત્ શુચિત્વશોધક જનોના વિચાર અને આદર્શ ઘડવામાં ઘણી સહાય આપી હતી. આ ઉપરાંત તેની અસર પોલાંડ અને હંગરી સુધી પહોંચી હતી, અને તે મૃત્યુ પામ્યો ત્યાર પહેલાં કાલ્વીનનો પંથ અમુક અંશે જર્મનીના નૈર્ઋત્ય ખૂણામાં સ્થપાવા લાગ્યો હતો. સુધારણાને અંગે જે બધા પંથ ઉભા થયા હતા તેમાં માત્ર તેનોજ પંથ રાજસત્તા તેની વિરૂદ્ધ હોવા છતાં સ્થાપિત થયો હતો, તેનો દાખલો ફ્રાન્સ અને ઈંગ્લાંડના પ્રોટેસ્ટાંટ પંથનો ઇતિહાસ પૂરો પાડે છે. કદાચિત તેણે પ્રતિપાદન કરેલા પ્રારબ્ધવાદના બળેજ અનેક મનુષ્યોમાં અસાધારણ ધૈર્ય અને હિમ્મત ઉત્પન્ન થતાં હતાં, જેને લીધે તેઓ સત્યને માટે પોતાનો પ્રાણ આપવા તત્પર થતા હતા. વળી તેના સિદ્ધાંતોમાં એવું કાંઇક સર્વસામાન્ય તત્ત્વ છે કે જેને લીધે કાલ્વીનના અનુયાયી જુદા જુદા દેશના હોવા છતાં તેમનામાં એકસરખો ભાવ રહેલો જોવામાં આવે છે, એવી સ્થિતિ માત્ર રૂમી મંડળી સિવાય બીજી કોઈ પણ મંડળીમાં જોવામાં આવતી નથી. આથી તે યોગ્ય રીતેજ "એક માત્ર International અર્થાત્ આંતરરાષ્ટ્રિય સુધારક" કહેવાયો છે.

ઘણે દૂર સુધી પહોંચેલી કાલ્વીનની અસર.

"એક માત્ર આંતરરાષ્ટ્રિય સુધારક."

કાલ્વીનનું કાર્ય તેની પોતાની જીંદગીમાંજ સફળ થયું હતું અને તે દિન-પ્રતિદિન વૃદ્ધિ પામતું હતું, તેથી તેના આખરના દિવસો ઘણા સુખમાં ગયા હતા. માત્ર જીનીવામાંજ નહિ પણ અખીલ યુરોપમાં તેની સુકીર્તિ પ્રસરેલી હતી અને જુદા જુદા દેશમાં તેના આદર્શનો પ્રચાર થતો હતો. આ ઉપરાંત તેણે પોતાના અભ્યાસના ફળ તરીકે લખવાનું કાર્ય છેક આખર સુધી ચાલુ રાખ્યું હતું અને તેમાં તેને ઘણોજ સંતોષ તથા આનંદ પ્રાપ્ત થતાં હતાં, તેનું શરીર ક્ષીણ થયું હતું તો પણ તેના મનની સ્થિતિ જેવી ને તેવીજ હતી. જ્યારે તેનું મૃત્યુ નજીક આવ્યું ત્યારે તેણે જીનીવાની સભાને પોતાની પાસે બોલાવી અને એ સંસ્થા તરફથી જે માન, સત્કાર વગેરે મળ્યાં હતાં તે માટે તેણે તેનો ઉપકાર માન્યો અને પોતે તેના પ્રત્યે તપી જઇ અથવા ક્રોધ કરી જે કાંઇ દોષ કર્યા હતા તેને માટે ક્ષમા માગી પોતે પોતાનું ધાર્મિક કાર્ય પૂર્ણ સરલતા અને પ્રામાણિકપણે કર્યું હતું એ વાતની તેમને ફરીને યાદ આપી અને તેમણે દીન અને જાગૃત રહી શહેરની ધાર્મિક અને નૈતિક સ્થિતિ જાળવવી એવી તેમને વિનંતી કરી. એ પછી તેણે એક હૃદયભેદક પ્રાર્થના કરી અને પ્રત્યેકનો હાથ પકડી તેમની રજા માગી. બે દિવસ પછી તેણે પોતાની પાસે

કાલ્વીનનો આખરકાળ.

જીનીવા અને આજુબાજુના પાળકોને બોલાવ્યા અને તેઓની આગળ પણ એજ પ્રમાણે કર્યું. બેઝા નામનો તેનો એક શિષ્ય આ વેળાનો ચિતાર આપતાં લખે છે કે "અમે અશ્રુપૂર્ણ આંખે અને અવર્ણનીય દુ:ખથી ભરેલા દિલે તેનાથી છૂટા પડયા." ૧૫૬૪ માં મે માસની ૨૭મી તારીખે આ સમર્થ સુધારકે દેહત્યાગ કર્યો.

કાલ્વીનના કાર્યની વિશેષતા.

કાલ્વીનના કાર્યની એકાદ બે વિશેષતા ધ્યાનમાં લેવા જેવી છે. તેમાંની એક તેણે કરેલી સુધારણાને અંગે કેળવણી અને રાજકીય સ્વાતંત્ર્ય ઉપર તેણે મૂકેલો ભાર છે. પ્રથમથીજ તેણે ખ્રીસ્તી અધિકારીઓ અથવા સેવકોમાં શિક્ષકને ઘણું અગત્યનું સ્થાન આપ્યું હતું, અને જ્યાં જ્યાં કાલ્વીન મતની મંડળીઓ ઉભી થઇ હતી ત્યાં ત્યાં ધાર્મિક જ્ઞાન સાથે ઉંચા પ્રકારની સામાન્ય કેળવણી પણ અપાવા લાગી હતી. આ પંથ જે ઇગ્લાંડમાં અને સ્કોટલાંડમાં Presbyterianism અર્થાત વડીલ-શાસિત મંડળી નામે ઓળખાય છે તેણે એ દેશમાં કેળવણીના પ્રચારને અર્થે ઘણું કાર્ય કર્યું છે, અને હિંદુસ્તાનમાં મિશનોએ કેળવણીના પ્રદેશમાં જે કાર્ય કર્યું છે તેની શરૂઆત આ પંથના અનુયાયીઓએજ કરી હતી અને આજ સુધી તેઓ એ કાર્યમાં મુખ્ય ભાગ લેતા આવ્યા છે. હોલાંડ અને સ્વીટ્ઝર્લાંડ જ્યાં આ પંથ બહુ ફેલાયો છે ત્યાં પણ લોકોમાં કેળવણીનો પ્રચાર ઘણો થયો છે. આ પંથને અંગે પ્રાપ્ત થએલું રાજકીય સ્વાતંત્ર્ય તેણે બોધેલા ધાર્મિક સ્વાતંત્ર્યના અંગમાંજ રહેલું છે. આ મંડળીના અનુયાયીઓ રૂમી સત્તાથી સ્વતંત્ર થયા એટલુંજ નહિ પણ તેઓ રાજસત્તાથીએ સ્વતંત્ર થયા. આ સ્થિતિ સુધારણાને અંગે ઉભી થએલી મંડળીઓમાં માત્ર આ એકજ મંડળીની હતી. વિશેષમાં આ મંડળી રાજસત્તાથી સ્વતંત્ર થઇ એટલુંજ નહિ પણ અમુક અંશે રાજસત્તા તેને આધીન બની. આ એ મંડળીને માટે એક પ્રકારનો દોષ હતો, કારણ કે તેથી વ્યક્તિગત્ સ્વાતંત્ર્યને જોઇએ તેટલા પ્રમાણમાં ખીલવાને અવકાશ ન હતો, પણ એ દોષ મધ્યકાળના વિચારમાંજ રહેલો હતો. એમ છતાં મંડળીના બંધારણમાં વ્યક્તિગત્ સ્વાતંત્ર્ય ખીલવાને પૂર્ણ અવકાશ હતો. સામાન્ય ખ્રીસ્તીઓ મંડળીના અધિકારીઓ ચુંટવામાં અને મંડળીનો કારભાર ચલાવવામાં ભાગ લેતા હતા, તેથી તેઓમાં તેમના પોતાના હક તથા જવાબદારીનું ભાન ઉત્પન્ન થયું હતું, અને એને લીધેજ તેઓ રાજકારભારમાં પણ ભાગ માગવા લાગ્યા હતા. વળી ઇશ્વરની ઇચ્છા પ્રમાણે સર્વ કાંઇ થવું જોઇએ તથા પોતે ઇશ્વરના પસંદ કરેલા છે એવી તેમની દૃઢ માન્યતા હોવાને લીધે પણ તેઓમાં વ્યક્તિગત્ સ્વાતંત્ર્ય જાગૃત થયું હતું અને વૃદ્ધિ પામ્યું હતું.

# પ્રકરણ ચોથું.

## ફ્રાન્સમાં સુધારણા.

ફ્રાન્સમાં સુધારણા કરવાનો પ્રયત્ન પ્રોટેસ્ટંટ પંથની ઉત્પત્તિ થયા પહેલાં બે વખત કરવામાં આવ્યો હતો. પંદરમા શતકમાં ફ્રાન્સના સિદ્ધાંતકારોએ પાપાની સત્તા મર્યાદિત કરવા અને મંડળીમાં સુધારા દાખલ કરવા મહેનત કરી હતી, પણ તેમનું કાર્ય માત્ર મંડળીના કારભારને લગતું હતું. સિદ્ધાંત સંબંધી તેઓ અને મંડળી વચ્ચે કશો ભેદ ન હતો. આ વાત જોન હસને બાળીને મારી નાખવામાં તેમણે મુખ્ય ભાગ લીધો હતો એ ઉપરથી સિદ્ધ થાય છે. પણ સુધારણાની આ હીલચાલ પહેલાં એક હીલચાલ લગભગ બે સૈકા પહેલાં એટલે તેરમા શતકમાં શરૂ થઇ હતી, તે વધારે ઉંડી ઉતરી હતી. આ હીલચાલ વોલ્ડેન્સીઓ અને કાથારી લોકોની હતી, અને તેને સખત સતાવણીથી દાબી દેવામાં આવી હતી, એમ છતાં એ લોકોમાંના હજુ થોડાએક હતા. તેઓ પોતાની ધાર્મિક માન્યતા પ્રમાણે પોતાનું જીવન શાંત રીતે ગુજારતા હતા. સોળમા શતકની શરૂઆતમાં ફ્રાન્સમાં સુધારણાની જે હીલચાલ જોવામાં આવી હતી તે વિદ્યાજ્ઞાનના પુનરુદ્ધારને લીધે ઉત્પન્ન થઇ હતી. ફ્રાન્સનો રાજા ફ્રાન્સીસ પહેલો વિદ્યાનો ઉતેજક હતો, તેથી તેના દરબારમાં સ્પેન જ્યાં વિદ્યાને યોગ્ય ઉત્તેજન મળતું ન હતું ત્યાંથી કવિઓ, સાક્ષરો વગેરે આવ્યા અને તેમણે વિદ્યાજ્ઞાનના પ્રચારમાં વૃદ્ધિ કરી. આ ઉપરાંત ફ્રાન્સના વિદ્વાનો ઇટાલીમાં ગયા અને ત્યાંથી નવું નવું જ્ઞાન શીખી લાવ્યા. આથી ફ્રાન્સમાં ગ્રીક અને હેબ્રી ભાષાનો અભ્યાસ શરૂ થયો, જો કે એક પક્ષ એવો પણ ઉભો થયો કે તે આ જાતના જ્ઞાનના પ્રચારનો દ્વેષ કરવા લાગ્યો. આ પક્ષ સોરબોનના નામે ઓળખાય છે.

*ફ્રાન્સમાં સુધારણાનાં બીજ.*

સાક્ષરોમાં મુખ્ય ફેવર નામે એક માણુસ જેને વિષે આગળ કહી ગયા છીએ તે હતો, અને સુધારણાની આ નવી હીલચાલ પણ તેણેજ શરૂ કરી હતી. ઇ. સ. ૧૫૨૧માં તેના અમુક મત પાખંડી ગણવામાં આવ્યા, તેથી તે, ફારેલ (જેણે જીનીવામાં કાલ્વીનની સાથે કામ કર્યું હતું તે,) અને બીજા કેટલાકે મ્યુના અધ્યક્ષ બ્રીસોનેટનો આશ્રય લઇ ત્યાં જઇ રહ્યા. આ અધ્યક્ષ ફેવરના જેવાજ મત ધરાવતો હતો, તથા પોતાના તાબાની મંડળીમાં સુધારો કરવા આતુર હતો. પણ સોરબોનની સૂચનાથી પારીસની પાર્લામેન્ટે તેની સામે પગલાં લેવા નિશ્ચય

*ફ્રાન્સના રાજદરબારમાં બે પક્ષ.*

કર્યો, તેથી બ્રીસોનેટ નમી ગયો, અને તેણે પોતાના નવા મત છોડયા. આથી ફેરલને નાસી જવું પડયું, અને તે સ્ટ્રાસબર્ગ ગયો, પણ પાછળથી તેને ફ્રાન્સીસ પહેલાએ પોતાના દરબારમાં બોલાવ્યો અને ત્યાંથી તે ફ્રાન્સીસની બહેન નાવારની રાણી માર્ગેરેટના દરબારમાં જઇ રહ્યો. આ વખતે ફ્રાન્સના રાજદરબારમાં બે પક્ષ હતા. જુના પક્ષને રાજમાતાનો આશ્રય હતો, અને નવા પક્ષને માર્ગેરેટનો આશ્રય હતો. માર્ગેરેટ પોતે ભક્તિમાન તથા બુદ્ધિમાન હતી, તેણે સુધારકોને આશ્રય આપ્યો હતો, છતાં તે જુની મંડળીથી છેક છૂટી પડી ન હતી. એમ છતાં તેણે લખેલું "પાપી આત્માની આરસી" નામનું કાવ્ય પ્રોટેસ્ટાંટ પંથના ધાર્મિક સ્વાતંત્ર્યના ભાવથી એટલું બધું ભરેલું હતું કે સોરબોનનો પક્ષ તેની વિરૂદ્ધ ઉભો થયો હતો. નાવારના રાજા સાથે તેનું લગ્ન થયા પછી તેણે પોતાના દરબારમાં પ્રોટેસ્ટાંટોને આશ્રય આપ્યો હતો.

ફ્રાન્સીસે સુધારણાને બહુ ટેકો આપ્યો ન હતો. તે ઇરાસ્મસના મતનો હતો અને તેને સુધારણા પણ એ મતાનુસાર જોઇતી હતી. તે સોરબોન, પાર્લામેન્ટ અને સાધુઓથી ખુશી ન હતો, પણ રાજકીય કારણોને લીધે તેને ઘણી વખત રાજમાતાને અનુકૂળ થવું પડતું. તે પાવીઆના યુદ્ધમાં પકડાયો હતો, ત્યારે તેની ગેરહાજરીમાં પારીસમાં અને પ્રાંતોમાં પાખંડીઓને અર્થાત્ સુધારકોને બાળીને મારી નાખવામાં આવ્યા હતા. એટલુંજ નહિ પણ તેના પાછા આવ્યા પછી પણ બરક્વીન નામના એક સુધારકને મારી નાખવામાં આવ્યો, અને જુના પક્ષવાળાઓએ ફ્રાન્સીસની બહેન માર્ગેરેટ પર પાખંડનું તહોમત આડકતરી રીતે મૂક્યું. આ છેલ્લા કાર્યથી ફ્રાન્સીસ ક્રોધે ભરાયો અને તેણે માર્ગેરેટ પર પાખંડનું તહોમત મુકનાર લોકોને સજા કરી તથા રૂસેલ નામના એક પ્રોટેસ્ટાંટ ઉપદેશકને પારીસમાં ઉપદેશ કરવાની રજા આપી. આ બીના ૧૫૩૪માં બની હતી અને એજ અરસામાં હેસેનો ફીલીપ સમ્રાટ ચાર્લ્સની સામે ફ્રાન્સીસની સહાય લેવા આવ્યો હતો. પણ ફ્રાન્સીસ રોમન કાથોલીક મંડળીને પ્રોટેસ્ટાંટ લોકોની માફક મૂળથી ઉખેડવા ખુશી ન હતો, તથા પોતાના રાજ્યમાં બે મોટાં ધાર્મિક તડ પડે એ જોવા પણ તે ઇચ્છતો ન હતો. "એક રાજા, એક શાસન, એક ધર્મ" એ તેણે સૂત્રરૂપે સ્વીકાર્યું હતું, તેથી પ્રોટેસ્ટાંટોને મદદ આપવા સંબંધી તેનું મન ઢચુપચુ હતું. રૂમી પક્ષે તેને તેમ ન કરવા બહુ સમજાવ્યો, પણ તેના કરતાં પ્રોટેસ્ટાંટોનાજ એક કાર્યથી તે તેમનાથી બહુ નારાજ થયો, તેથી તેણે તેમની સતાવણી કરવી શરૂ કરી. ૧૫૩૪ના અક્ટોબરમાં પારીસના કેટલાક જલદ સુધારકોએ એ શહેરની દિવાલો પર તેમજ રાજાના શયનગૃહ ઉપર માસનો તિરસ્કાર કરતાં ચોપાનીઆં ચોઢયાં. આથી આખું પારીસ અત્યંત નારાજ થયું અને ફ્રાન્સીસ બહુ ગુસ્સે થયો. પોતે આ જાતની સુધારણાની છેક વિરૂદ્ધ હો

ફ્રાન્સીસ પહેલાનું ધાર્મિક વલણ અને રાજનીતિ.

એવું બતાવવા તેણે કાથેલીક ક્રિયાકાર્યમાં ઉત્સાહપૂર્વક ભાગ લેવા માંડયો, અને અઢાર પાખંડીઓને બહુ રીબાવીને બાળી નાખવાનો હુકમ આપ્યો. આ ઉપરાંત તે ફ્રાન્સના સુધારકો પ્રત્યે દિનપ્રતિદિન અધિકાધિક કરડો થતો ગયો. એમ છતાં તેણે જર્મન પ્રોટેસ્ટાંટ લોકો સાથેનો પોતાનો સંબંધ છેક તોડી નાખ્યો ન હતો, કારણ કે તે તેમની મદદથી સમ્રાટની સત્તા ઓછી કરવા ઇચ્છતો હતો.

વાલ્ડેન્સી લોકોની સતાવણી.

ફ્રાન્સીસનાજ સમયમાં ફ્રાન્સમાં ગરીબ બિચારા વાલ્ડેન્સીઓની સતાવણી ફરી શરૂ થઇ હતી અને તેથી તેઓને ઘણું ખમવું પડયું હતું. આ કોમ જો કે સંખ્યામાં ઘણી નાની હતી તો પણ તેમાંથી તેનો અસલનો ભાવ છેક નાબુદ થયો ન હતો. પંદરમા શતકની છેક આખરે તેઓ બોહીમીઅન બંધુઓના સમાગમમાં આવ્યા હતા અને તેમની મારફતે તેમને નવચેતન પ્રાપ્ત થયું હતું. એ સમાગમના પરિણામે તેઓએ સંતોની પૂજા કરવાનું છોડી દીધું હતું અને પર્ગાટારી વિષે રોમન કાથેલીકોનું માનવું પણ છોડી દીધું. ત્યાર પછી તેઓ બાસેલ અને સ્ટ્રાસબર્ગના સુધારકોના સંબંધમાં આવ્યા હતા, અન તેના પરિણામે તેમણે ઘણા પ્રોટેસ્ટાંટ સિદ્ધાંત સ્વીકાર્યા હતા. એમ છતાં હજુ સુધી તેમણે રૂમી મંડળી સાથેનો પોતાનો સંબંધ છોડયો ન હતો. પણ તેઓ ધીમે ધીમે પોતાનો પ્રોટેસ્ટાંટ મત પ્રગટ કરવા લાગ્યા હતા, તેથી ઇ. સ. ૧૫૪૫ માં તેઓની એક ભયંકર સતાવણી શરૂ થઇ. આ સતાવણીમાં બાવીસ ગામડાંઓને બાળી નાખવામાં આવ્યાં અને ચાર હજાર માણસોને કતલ કરવામાં આવ્યા. તેઓમાંના ઘણાને ગુલામ તરીકે વેચવામાં પણ આવ્યા.

હેન્રી બીજાની સતાવણી અને પ્રોટેસ્ટાંટ પંથની વૃદ્ધિ.

ઇ. સ. ૧૫૪૭ માં ફ્રાન્સીસનો પુત્ર હેન્રી બીજો ગાદીએ આવ્યો. તેણે તેના બાપનું સતાવણીનું કાર્ય ચાલુ રાખ્યું. એમ છતાં પ્રોટેસ્ટાંટ લોકોની સંખ્યા વધતી ગઇ. તેઓમાંના ઘણાખરા સારી સ્થિતિના હતા, અને તેઓ ઉપર કાલ્વીનના મતની અસર ઘણી થઇ હતી. કાલ્વીન પોતે ફ્રાન્સનો હતો અને જીનીવામાં ફ્રાન્સના ઘણા પ્રોટેસ્ટાંટોએ આશ્રય લીધો હતો એ આગળ જણાવવામાં આવ્યું છે. આ લોકોમાંથી ઘણા ફ્રાન્સમાં આવી પ્રોટેસ્ટાંટ પંથનો પ્રચાર કરતા હતા. વળી ફ્રાન્સમાંથી કેટલાક યુવક વિદ્યાર્થીઓ જીનીવાની ઇશ્વરવિદ્યાશાળામાં અભ્યાસાર્થે આવતા, અને ત્યાંથી શિક્ષણ અને ઉત્તેજન પામીને પાછા જતા. આ ઉપરાંત જીનીવાનાં છાપખાનાંઓમાં બાઇબલ વગેરે પુષ્કળ પુસ્તકો છપાતાં, અને ત્યાંથી ફ્રાન્સમાં જતાં. આ બધાં કારણથી ફ્રાન્સમાં સતાવણી ચાલતી હોવા છતાં પ્રોટેસ્ટાંટ પંથની વૃદ્ધિ થતી અટકી નહિ, અને ૧૫૫૮માં ફ્રાન્સમાં લગભગ બે હજાર પ્રોટેસ્ટાંટ ભજનાલયો હતાં. આ લોકોએ ૧૫૫૯માં પારીસમાં એક ખાનગી સભા ભરી અને તેમાં કાલ્વીનના મતનો સ્વીકાર કરીને

પોતાની મંડળીને Presbyterian અર્થાત વડીલ-શાસિત મંડળીનું સ્વરૂપ આપ્યું. આ બધું જોઇ હેન્રી બીજાએ પ્રોટેસ્ટાંટ મતને દબાવવાનો પ્રયત્ન વધારે જોરથી આદર્યો, અને તે એ કાર્ય બરાબર કરી શકે માટે તેણે સ્પેનના રાજા ફીલીપ બીજાની સાથે ફ્રાન્સને હાનિકારક સંધિ કરી. આટલું કર્યા પછી તેણે સતાવણી શરૂ કરી, પણ તરતજ અકસ્માતથી તે મૃત્યુ પામ્યો. આ સતાવણીનું ધારેલું પરિણામ આવ્યું નહિ, પણ ઉલટું પ્રોટેસ્ટાંટ મતનો પ્રચાર વધારે થયો. પ્રોટેસ્ટાંટ લોકોએ પોતાના ધાર્મિક સિદ્ધાંતને માટે પોતાનો પ્રાણ ખુશીથી આપ્યો, અને તેમનો નમુનો અનુસરીને એકને બદલે અનેક પ્રાણ આપવા તત્પર થયા.

કાથોલીક અને પ્રોટેસ્ટાંટ પક્ષ વચ્ચેનો વિરોધ.

હેન્રી બીજાના મૃત્યુ પછી તેનો પુત્ર ફ્રાન્સિસ ગાદીએ આવ્યો. તે માત્ર સોળ વર્ષની ઉંમરનો હતો, અને શરીરે તેમજ મનનો દુર્બળ હતો. તે તેની રાણી મેરી સ્ટુઅર્ટ અને તેના બે કાકાને પૂર્ણ રીતે આધીન હતો, અને એ લોકો કાથોલીક મંડળીનાં ચુસ્ત હિમાયતી હતાં. તેની સામે ફ્રાન્સિસની માતા અર્થાત રાજમાતાએ પોતાનો પક્ષ ઉભો કર્યો, અને તે માટે તેણે બુરબોન અને શાતીલોન નામનાં અમીરી કુટુંબની મદદ લીધી. આ કુટુંબો પ્રોટેસ્ટાંટ મતાનુયાયી હતાં. તેથી પ્રોટેસ્ટાંટ પક્ષ એક નાનોસરખો સતાવણી ભોગવતો પંથ મટી એક મોટો રાજપક્ષ બન્યો. આ પક્ષમાં આ વખતે ત્રણ મોટા માણસો હતા. તેમાંનો એક નાવારનો રાજા જે માર્ગરેટનો જમાઇ હતો અને જેને તેની સ્ત્રીદ્વારા તે રાજ્ય પ્રાપ્ત થયું હતું તે હતો; બીજો કોંદે નામનો એક કુશળ સેનાપતિ હતો અને ત્રીજો નૌકા-સૈન્યનો સેનાપતિ કોલીની હતો. આ ત્રણમાં કોલીની સર્વથી વધારે સમર્થ હતો, અને ફ્રાન્સ દેશના ઇતિહાસમાં એક અતિ નિપુણ રાજનીતિજ્ઞ અને સેનાપતિ તરીકે તેમજ ચારિત્ર્યવાન અને ધાર્મિક પુરૂષ તરીકે તે પ્રસિદ્ધ છે. આ લોકોના નેતૃત્વ નીચે પ્રોટેસ્ટાંટ પક્ષે પોતાનું ધાર્મિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા કંઇક નિશ્ચિત પગલું લેવા ધાર્યું, પણ તેઓ એ દિશામાં કાંઇ કરી શકે તે પહેલાં અમુક પ્રોટેસ્ટાંટ લોકોએ એક કાવતરૂં રચ્યું, તે નિષ્ફળ ગયું, અને તેથી પ્રોટેસ્ટાંટ લોકો જે આ વખતે હ્યુગેનો કહેવાવા લાગ્યા હતા તેમની વધારે સખત સતાવણી શરૂ થઇ. આથી કોલીનીએ ફ્રાન્સના રાજાને અમીરોની સભામાં પ્રોટેસ્ટાંટ લોકોને પોતાની ઇચ્છા પ્રમાણે ભજનસેવા કરવાની પરવાનગી મેળવવા અરજ કરી, અને તે ઉપરથી પ્રોટેસ્ટાંટ લોકો પ્રત્યે બહુ સખ્તાઇથી ન વર્તવું એમ ઠરાવવામાં આવ્યું. પણ આ વાત રાજાના કાકાઓને પસંદ ન હતી, તેથી તેમણે પ્રોટેસ્ટાંટ પક્ષના નેતાઓને કેદ કરી એ પક્ષ દાબી દેવા ધાર્યું. તેમની આ મુરાદ પાર પાડવા તેમણે નાવારનાં રાજા અને કોંદેને ઓર્લીઅન્સ નામના શહેરમાં દરબારમાં બોલાવ્યા અને તેમને બન્નેને કેદ કર્યા. આ સ્થિતિમાં પ્રોટેસ્ટાંટ પંથ છેકજ દબાઇ ગયો હતો, પણ તરતજ (૧૫૬૦) ફ્રાન્સનો રાજા ગુજરી ગયો અને તેની ગાદી તેના નાના ભાઇને

મળી. આ રાજાની વય પણ નાની હોવાથી રાજસત્તા તેની મા અને નાવારના રાજાના હાથમાં આવી. આથી પ્રોટેસ્ટાંટ પંથની સતાવણી બંધ થઇ, અને થોડાંએક વર્ષ સુધી તેની વૃદ્ધિ સારી રીતે થઇ. આ ઉપરાંત રાજમાતા કાથેરાઇને જુના અને નવા એ બન્ને પક્ષને એકત્ર કરવાનો વિચાર કર્યો અને તે માટે ઇ. સ. ૧૫૬૧માં પોઇસી નામના એક સ્થળે તેમના પ્રતિનિધિઓની એક સભા બોલાવી. આ સભામાં બન્ને પક્ષ તરફથી તેમના સબળ સિદ્ધાંતકારો વગેરે હાજર થયા હતા, અને રાજા, રાજમાતા વગેરે પણ હાજર હતાં. પ્રોટેસ્ટાંટ પક્ષનો મુખ્ય પ્રતિપાદક બેઝા હતો. તેણે પોતાના પક્ષનું સમર્થન બહુ સારી રીતે કર્યું, પણ જુના અને નવા પંથ વચ્ચે સિદ્ધાંતમાં એટલો બધો ફેર હતો કે તેમનું ઐક્ય કોઇ રીતે થઇ શકે તેમ ન હતું. મુખ્ય મુશ્કેલી પ્રભુભોજનના સિદ્ધાંત સંબંધી નડી તેથી આ બે પક્ષ વચ્ચે સમાધાન થતું અટક્યું, પણ આ વાદવિવાદના પરિણામે ઇ. સ. ૧૫૬૨માં સંત જર્મેનનું ફરમાન નીકળ્યું, અને તે દ્વારા પ્રોટેસ્ટાંટોને પોતાની ભજનસેવા માટે સભા ભરવાનો હક પ્રાપ્ત થયો. આ જાતના સમાધાનથી હ્યુગેનો લોકો અને કાલ્વીન ખુશી થયા અને તેમને એમ લાગ્યું કે તે દ્વારા તેઓ આખી પ્રજાને પોતાના મતની કરી શકશે. પણ કાથોલીક પક્ષ આ સમાધાન પ્રમાણે વર્તવા તૈયાર ન હતો, તેથી તેમણે નબળા મનના નાવારના રાજાને પોતાના પક્ષમાં લીધો. પરિણામે પ્રોટેસ્ટાંટ પક્ષ નબળો પડયો, અને રાજ્યની નવી સહિષ્ણુ રાજનીતિ અમલમાં મૂકી શકાઇ નહિ.

વળી આ અરસામાં વાસી નામના એક સ્થળે કાથોલીક પક્ષના એક મોટા રાજકીય નેતાની નજરેજ તેના કેટલાક સીપાઇઓએ ત્યાંના પ્રોટેસ્ટાંટ લોકોને કતલ કર્યા, તેથી ફ્રાન્સમાં આ બે પક્ષ વચ્ચે યુદ્ધ શરૂ થયું, અને તે વચ્ચે વચ્ચે થોડો કાળ બંધ પડતાં હેન્રી ચોથો ગાદીએ આવ્યો ત્યાંસુધી ચાલ્યું. આ યુદ્ધમાં રાજમાતા કાથેરાઇને રખેને તેના પુત્ર પરના તેના અધિકારને હરકત પહોંચે એવા ભયથી બેમાંથી એકે પક્ષ લીધો ન હતો, જોકે તેને કાથોલીક પક્ષને મદદ આપવા માટે સ્પેનના રાજા ફીલીપને બીજા તરફથી ઘણું કહેવામાં આવ્યું હતું. આ યુદ્ધ પ્રથમ ૧૫૬૨માં શરૂ થયું અને ૧૫૬૩માં બંધ થયું હતું. વળી તે પાછું ૧૫૬૭માં શરૂ થઇ ૧૫૬૮માં બંધ પડયું હતું, અને પાછું એજ વર્ષમાં શરૂ થઇ ૧૫૭૦ સુધી ચાલ્યું હતું. આ યુદ્ધમાં બધો વખત પ્રોટેસ્ટાંટ પક્ષનો પ્રબળ નેતા કોલીની હતો, અને એ પક્ષની ઘણી વખત હાર થઇ હતી છતાં તેણે છેક આખર સુધી ટક્કર ઝીલી હતી. નાવારનો રાજા મૃત્યુ પામ્યો હતો અને કોંદિએ એક યુદ્ધમાં પોતાનો પ્રાણ આપ્યો હતો. આખરે સ્પેનના રાજા ફીલીપને પોતાનું જોર વધારતો જોઇ સ્વાભાવિક રીતે ફ્રાન્સની આખી પ્રજાને ઇર્ષા થઇ અને તેથી આ બન્ને પક્ષ વચ્ચે સંધિ થઇ, તે જર્મેનની સંધિના નામથી ઓળખાય છે.

આ બે પક્ષનું પરસ્પર યુદ્ધ.

આ સંધિદ્વારા પ્રોટેસ્ટાંટોને કેટલાક હક પ્રાપ્ત થયા, અને એ પંથ પાળવાનું સ્વાતંત્ર્ય સર્વેને મળ્યું.

આટલું કર્યા પછી કાથેરાઇન સ્પેનની સામે ફ્રાન્સની સત્તાને પ્રબળ કરવાનો પ્રયત્ન આદરશે એમ સર્વે આશા રાખતાં હતાં. આ પ્રયત્નના અંગે એક મુખ્ય પગલું તેના એકાદ પુત્રનાં ઇંગ્લાંડની રાણી ઇલીઝાબેથ સાથે લગ્ન કરાવવાનું હતું, પણ તેમ થયું નહિ. વળી આ વખતે નેધર્લાંડ જે ફીલીપના કબજામાં હતું તેના લોકોએ ફીલીપના

સંત બાર્થોલોમ્યુની કતલ, ૧૫૭૨.

ત્યાં કાથોલીક પંથના પુનઃસ્થાપિત કરવાના પ્રયત્નને લીધે તેની સામે બળવો કર્યો હતો. આ સ્થિતિમાં કોલીની ફ્રાન્સે નેધર્લાંડના લોકોને મદદ આપવી જોઇએ એવા વિચારનો હતો, અને તેણે તેમ કરવા ફ્રાન્સના રાજા ચાર્લ્સને સલાહ આપી. પણ કાથેરાઇન સ્પેનની સાથે યુદ્ધ કરવા ખુશી ન હતી, તેથી તેણે મદદ કરવા ના પાડી. વળી તેના મનમાં કોલીની પ્રત્યે ઇર્ષા ઉત્પન્ન થઈ હતી; કારણ કે કોલીનીની અસર ચાર્લ્સ પર દિનપ્રતિદિન વધતી જતી હતી, અને એ નાનો રાજા તેને પિતાતુલ્ય માનવા લાગ્યો હતો. આ કારણથી રાણીએ નેધર્લાંડના લોકોને મદદ આપવાની ના પાડી એટલુંજ નહિ, પણ કોલીનીને મારી નાખવાને કાવતરૂં રચ્યું, અને તેમાં ગીઝ નામના પ્રખ્યાત કાથોલીક અમીરી કુટુંબના માણસો વગેરે જોડાયા. આ કાવતરાને પરિણામે કોલીનીને મારવાનો એક પ્રયત્ન પણ થયો, પણ તે ઘાયલ થઈ મરતો મરતો બચ્યો. તેની આ સ્થિતિમાં તેણે ચાર્લ્સને પોતાની પાસે બોલાવ્યો અને તેને તેની માથી તથા ગીઝ વગેરેના પક્ષથી ચેતતા રહેવા જણાવ્યું. આ વાતની તેની માને ખબર પડી, તેથી તે રાણીએ ફ્રાન્સના બધા હ્યુગેનો લોકોને મારી નાખવાનો વિચાર કર્યો. પ્રોટેસ્ટાંટ લોકો રાજ્ય સામે થવાને કાવતરાં કરે છે એવો તેમના ઉપર ખોટો આરોપ મૂકી તેણે ચાર્લ્સને ભંભેર્યો, અને આખરે કોલીનીને મારી નાખવાની પરવાનગી તેની પાસેથી મેળવી. તે તેણે એવી શરતે આપી કે તેની સાથે બધા પ્રોટેસ્ટાંટોને મારી નાખવા, કે જેથી કોઇ એ દુષ્ટ કાર્યની દુષ્ટતા જાહેર કરી શકે નહિ. આ વખતે પારીસમાં કાથેરાઇનની કુંવરીનું લગ્ન નાવારના રાજા સાથે થવાનું હતું, અને પ્રોટેસ્ટાંટ પક્ષને સબળ કરે એવું એક બીજું લગ્ન પણ થવાનું હતું, તેથી ઘણા પ્રોટેસ્ટાંટોને પારીસ આવવાનું આમંત્રણ આપવામાં આવ્યું હતું. આ સ્થિતિમાં ઇ. સ. ૧૫૭૨ના ઓગષ્ટની ૨૪મીની રાત્રે પારીસમાં ભયંકર કતલ શરૂ થઇ. પ્રથમ કોલીની અને કેટલાક મુખ્ય પ્રોટેસ્ટાંટોને ગીઝના અમીરે તથા તેના સહકારીઓએ મારી નાખ્યા. ત્યાર પછી એક મોટો ઘંટ વગાડી આખા શહેરમાં એ કામની શરૂઆત કરવાનું જણાવવામાં આવ્યું તેથી ભયંકર કતલ શરૂ થઇ. પ્રોટેસ્ટાંટ પુરૂષો, સ્ત્રીઓ, બાળકો વગેરે સર્વેને નિર્દયપણે મારી નાખવામાં આવ્યાં. આ વખતે ઘણું કરીને પારીસમાંજ આઠેક હજાર પ્રોટેસ્ટાંટોને મારી નાખવામાં

આવ્યા. વળી તે દિવસે ફ્રાન્સમાં સર્વ ઠેકાણે સંદેશા મોકલી પ્રોટેસ્ટાંટ લોકોની કતલ કરવાનું ફરમાવવામાં આવ્યું, તેથી ઠેકાણે ઠેકાણે એ પ્રમાણે થયું. આથી હજારો માણસો માર્યાં ગયાં. આ કતલ બારથોલોમ્યુની કતલ કહેવાય છે, કારણ કે જે દિવસે તે શરૂ થઇ તે એ નામના સંતનો દિવસ હતો.

આ અતિ અઘોર અને દુષ્ટ કૃત્યની રૂમ અને સ્પેનની રાજધાની માડ્રિડમાં ખબર પડતાં ત્યાં અત્યંત આનંદ વ્યાપી રહ્યો. આનું કારણ એ હતું કે આટલી મોટી સંખ્યામાં પ્રોટેસ્ટાંટ લોકોની કતલ થવાથી અખિલ યુરોપમાં પ્રોટેસ્ટાંટ પક્ષને ઘણો ધક્કો લાગ્યો હતો, અને કાથોલીક પક્ષ મોટા જોખમમાંથી બચી ગયો હતો. ફ્રાન્સને પોતાની રાજનીતિ બદલવી પડી, અને તેણે સ્પેનની સામે થવાનું માંડી વાળ્યું. એમ છતાં ફ્રાન્સમાંથી પ્રોટેસ્ટાંટ પંથને છેક નાબુદ કરવાની કાથોલીક પક્ષની મુરાદ બર આવી નહિ. જે હ્યુગેનો બચ્યા હતા તેમણે પોતાનો ધર્મ ગમે તે સ્થિતિમાં પણ પૂર્ણ રીતે પાળવાનો દૃઢ નિશ્ચય કર્યો. આથી ફ્રાન્સમાંજ હ્યુગેનો લોકો સાથે કાથોલીક લોકોને ચાર વિગ્રહ થયા ( ૧૫૭૩, ૭૪-૭૬, ૭૭, ૭૮ ), અને તેમાં હ્યુગેનો લોકોને ઘણું ખમવું પડયું, છતાં તેમનો છેક નાશ થયો નહિ. આ ઉપરાંત ફ્રાન્સમાંજ એક એવો પક્ષ ઉભો થયો હતો કે જે કાથોલીક હોવા છતાં પોતાનાજ દેશબંધુઓ સાથે આ પ્રકારનું યુદ્ધ કરી તેમને તેમજ દેશને પાયમાલ કરવાની વિરૂદ્ધ હતો. તેઓ યોગ્ય રીતે ધારતા હતા કે આ જાતના ધાર્મિક કલહથી સ્પેનને ફ્રાન્સમાં એ દેશનાજ ભોગે ખટપટ કરવાની અને હાથ ઘાલવાની તક મળતી હતી, અને ફ્રાન્સ સ્પેનને આધીન થતો જતો હતો. આ પક્ષ "રાજકીય" તરીકે ઓળખાતો હતો, અને તે કાથોલીક હોવા છતાં અસહિષ્ણુ રાજનીતિના પક્ષકાર કાથોલીક લોકોની ધર્માંધતાથી હ્યુગેનો પક્ષ સાથે એક થયો, અને તેમણે ઈ. સ. ૧૫૭૬માં ફ્રાન્સનો રાજા હેન્રી ત્રીજો જે ચાર્લ્સ ૧૫૭૪ માં મરી જવાથી ગાદીએ આવ્યો હતો તેની પાસેથી પારીસની બહાર પ્રોટેસ્ટાંટ લોકો માટે પૂર્ણ ધાર્મિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું. આની સામે ગીઝ કુટુંબે સ્પેન અને પાપાની મદદથી ફ્રાંસમાં પ્રોટેસ્ટાંટ પંથને નાબુદ કરવા માટે "કાથોલીક ઐક્ય" સ્થાપ્યું. વળી આ વખતે હેન્રી ત્રીજાનો એક ભાઇ ગુજરી જવાથી નાવારનો હેન્રી કદાચિત હેન્રી ત્રીજાનું મૃત્યુ થતા ફ્રાન્સની ગાદીનો અધિકારી થતો હતો. તેનો આ અધિકાર રદ કરવા પાપાએ એક આજ્ઞાપત્ર કાઢયું તેથી એક વિગ્રહ શરૂ થયો.

કતલનું પરિણામ.

આ વિગ્રહ "ત્રણ હેન્રીનો વિગ્રહ" એ નામે ઓળખાય છે. કાથોલીક ઐક્યનો નેતા ગીઝનો હેન્રી હતો. પારીસ શહેર તેને પૂર્ણ રીતે આધીન હતું, તેથી ઇ. સ. ૧૫૮૮માં ત્યાંના લોકોએ ગાદીપતિ હેન્રી ત્રીજાને પારીસ છોડવાની ફરજ પાડી. આથી હેન્રી ત્રીજે

ત્રણ હેન્રીનો વિગ્રહ.

બહુ નારાજ થયો અને તેણે ગીઝના હેન્રીને મારી નંખાવ્યો. આથી કાથોલીક લોકો તેનાથી વિશેષ પ્રમાણમાં નારાજ થયા, તેથી તેણે નાવારના હેન્રી સાથે સંધિ કરી. ત્યાર પછી આ બન્ને હેન્રીએ પારીસ પર ચઢાઇ કરી, તે વખતે એક કાથોલીક સાધુએ પ્રોટેસ્ટાંટ છાવણીમાં પ્રવેશ કરી હેન્રી ત્રીજાને મારી નાખ્યો (૧૫૮૯). આ ઉપરથી નાવારના હેન્રીએ પોતાને હેન્રી ચોથા તરીકે જાહેર કરાવ્યો, પણ રાજસત્તા તેના હાથમાં આવે તેમ ન હતું. કાથોલીક ઐક્ય તેની વિરૂદ્ધ હતું એટલુંજ નહિ પણ "રાજકીય" પક્ષ પણ ફ્રાન્સની ગાદી ઉપર કાથોલીક ન હોય એવો કોઇ રાજા આવે એ ઇચ્છતા ન હતા. આ સ્થિતિ જોઇ હેન્રીએ કાથોલીક થવાનો વિચાર કર્યો. તે પોતે ખરી રીતે ધાર્મિક તો હતોજ નહિ, તેથી પ્રોટેસ્ટાંટ પંથ પોતાનો કૌટુંબિક પંથ હતો તેથીજ તેણે તે સ્વીકાર્યો હતો. વળી બારથોલોમ્યુની કતલમાંથી તે એ વખતે કાથોલીક ધર્મ સ્વીકારીને બચ્યો હતો. આ પ્રમાણે તેણે અનુકૂળતાએ એક પંથમાંથી બીજામાં જવાનું અધર્મ ગણ્યું ન હતું, અને આ વખતે પણ તેણે તેમજ કર્યું. એમ છતાં તેણે રાજા થયા પછી પ્રોટેસ્ટાંટ લોકોનું રક્ષણ કરવાનો નિશ્ચય પ્રથમથીજ કર્યો હતો, અને તે પ્રમાણે તેણે કર્યું પણ ખરૂં. ઇ. સ. ૧૫૯૩માં તેણે કાથોલીક પંથનો જાહેર રીતે સ્વીકાર કર્યો, તેથી પ્રોટેસ્ટાંટ લોકો બહુ દુ:ખી થયા, તથા તેઓમાં પુષ્કળ ગભરાટ ફેલાયો, એમ છતાં તેના આ પગલાના પરિણામે ફ્રાન્સ દેશમાં શાંતિ થઇ અને પ્રોટેસ્ટાંટોની સતાવણી પણ બંધ થઇ. તેમને માટે ઇ. સ. ૧૫૯૮માં "નાન્ટનું ફરમાન" કાઢવામાં આવ્યું, તેની રૂએ તેમને પોતાનો ધર્મ માત્ર પારીસ તથા બીજાં ચાર ગામ સિવાય સર્વત્ર પાળવાની છૂટ મળી, અને આ ફરમાન તોડવામાં નહિ આવે તેની જામીનગીરી માટે તેમને કેટલાંક કીલ્લેબંધ શહેરો આપવામાં આવ્યાં. આથી પ્રોટેસ્ટાંટ પંથની ઘણી મુશ્કેલીઓ દૂર થઇ, પણ તેનો પ્રચાર થતો બંધ થયો. સતાવણી સિવાય ખ્રીસ્તી ધર્મની સ્થિતિ કે વૃદ્ધિ નથી, એવું જે સ્વયંસિદ્ધ સૂત્ર છે તે આ ઠેકાણે પણ લાગુ પડયું, અને ફ્રાન્સમાં પ્રોટેસ્ટાંટ પંથ એક રીતે હમેશને માટે આગળ વધતો અટક્યો.

## પ્રકરણ પાંચમું.

### નેધર્લાંડમાં સુધારણા.

આ સમયના નેધર્લાંડમાં જે હાલમાં બેલ્જીયમ અને હોલાંડ કહેવાય છે તે બન્ને સમાએલાં હતાં. આ દેશ સમ્રાટ ચાર્લ્સ પાંચમાને કબજે હતો, અને ત્યાંના વતનીઓ મુખ્યત્વે કરીને વ્યાપારરોજગાર અને હુન્નરઉદ્યોગથી પોતાનો નિર્વાહ ચલાવતા હતા. આ કારણથી તેમનો મોટો ભાગ મધ્યમ વર્ગનો હતો, અને તેઓમાં સ્વદેશની ભાવના સારી રીતે ખીલવાથી તેઓ સ્વાભાવિક રીતે જર્મનીના સમ્રાટને આધીન રહેવાનું યોગ્ય ધારતા ન હતા. આથી તેઓમાં સ્વાતંત્ર્યના વિચાર વ્યાપી રહ્યા હતા, અને તેમાં જર્મની તથા સ્વીટ્ઝર્લાંડમાં ચાલી રહેલી સુધારણાની અર્થાત્ ધાર્મિક સ્વાતંત્ર્યની હીલચાલે ઘણી વૃદ્ધિ કરી, અને તે એટલે સુધી કે જોકે અહીં પ્રથમ સુધારણા આર્થિક અને રાજકીય કારણોને લીધે શરૂ થઇ હતી તો પણ પાછળથી તેણે વિશેષ પ્રમાણમાં ધાર્મિક સ્વરૂપ ધારણ કર્યું હતું. આ દેશ જર્મની અને ફ્રાન્સની પાસે આવેલો હોવાથી ત્યાં લ્યુથર તથા કાલ્વીન એ બન્નેના સિદ્ધાંતો દાખલ થવા પામ્યા હતા, અને એ બેમાં ધીમે ધીમે કાલ્વીનના પંથે વધારે જોર પકડયું હતું. આ સિવાય આનાબાપ્તિસ્ત પંથ પણ સારી રીતે ફેલાયો હતો, પણ તેનો પ્રચાર મુખ્યત્વે કરીને નીચલા વર્ગમાં હતો. આ ઉપરાંત બીજા પણ કેટલાક નાના પંથ અહીં ચાલતા હતા, તેથી ધાર્મિક અશાંતિ ચાલુ થઇ હતી. સમ્રાટ ચાર્લ્સે આ બધા નવા પંથના પ્રચાર સામે કંઇક પ્રયત્ન કરવા ધાર્યું, પણ તે સખત પગલાં લેવા ખુશી ન હતો. વળી તેને પોતાની જીંદગીનો મોટો ભાગ જુદાં જુદાં રાજ્યો અને જર્મનીના પ્રોટેસ્ટંટો સાથે યુદ્ધ કરવામાં ગાળવો પડયો હતો, તેથી તે પોતાની વિરૂદ્ધ વિનાકારણ દુશ્મન ઉભા કરવા ઇચ્છતો ન હતો.

સુધારણાની શરૂઆત.

પણ આ રાજનીતિમાં તેના પુત્ર ફીલીપના વખતમાં ઘણો ફેર પડયો. તેને નેધર્લાંડ સ્પેનની સાથે મળ્યું હતું, અને સ્પેનમાં તે કાથેલીક મંડળીને બહુ સબળ કરવામાં ઘણી સારી રીતે ફાવ્યો હતો, તેથી આ દેશમાં પણ તેણે તેમજ કરવા ધાર્યું. આ ઉપરાંત બધી રાજકીય સત્તા પણ તેણે પોતાનાજ હાથમાં લેવા પ્રયત્ન કર્યો. અત્યાર સુધી નેધર્લાંડમાં રાજકારભાર, સામ્રાજ્ય તરફથી ત્યાં એક મોટો સરસુબો રાખી ચલાવવામાં આવતો હતો, અને એ સરસુબાને કેટલીક વાતમાં ત્યાંની અમીરઉમરાવોની સભાની સલાહ લેવી પડતી.

ફીલીપની રાજનીતિ, (૧૫૫૫-૧૫૯૮).

ફીલીપથી આ લોકોના આટલા થોડા રાજકીય હક પણ સહન થયા નહિ, તેથી ત્યાં તેણે પોતાની બેન માર્ગરેટને મુખ્ય અધિકારી તરીકે નીમી, અને તેને એક મંત્રીમંડળ નીમી આપી નેધર્લાંડના અમીરોની સત્તા તેમના હાથમાંથી લઇ લીધી. આથી અમીરઉમરાવો બહુ નારાજ થયા, અને તેમણે સ્વતંત્ર થવાની પહેલીજ તક હાથમાં લેવાનો નિશ્ચય કર્યો. અમીરોના આ નિશ્ચયનું કારણ માત્ર રાજકીય હતું, કારણ કે તેમના ઉપર હજુ સુધી સુધારણાની અસર બહુ થઇ ન હતી, અને તેમનો મોટો ભાગ કાથેલીક હતો. ફીલીપે આ પગલું ભરવા ઉપરાંત બીજું એક પગલું ભર્યું, તેથી લોકોનો મોટો ભાગ તેમજ અમીરઉમરાવો પણ નારાજ થયા. આ પગલું આ દેશના અધ્યક્ષોની સંખ્યા વધારવાનું હતું. જોકે આમ કરવાની જરૂર હતી તો પણ આ બધા નવા અધ્યક્ષોની નિમણુક ફીલીપ તરફથી કરવામાં આવી હતી અને વળી તેમને ત્યાંની પાર્લામેન્ટમાં બેસવાનો હક આપવામાં આવ્યો હતો, તેથી તેઓ સ્વાભાવિક રીતે ફીલીપનો પક્ષ લેતા હતા. આ સાથે ફીલીપે "પાખંડ"ને દબાવવાનો પ્રયત્ન પણ આદર્યો હતો. આ બધું માત્ર પ્રોટેસ્ટાંટોથી સહન ન થયું એટલુંજ નહિ પણ કાથોલીક લોકો પણ તે સહન કરી શક્યા નહિ. તેમને ફીલીપનાં ધાર્મિક તથા રાજકીય બધાં કાર્ય તેમના સ્વાતંત્ર્ય ઉપર તરાપ મારનારાં લાગ્યાં હતાં. આથી આખા નેધર્લાંડમાં અશાંતિ ફેલાઈ, અને ફીલીપની સત્તા સામે આખો દેશ ઉભો થયો.

આ વખતે નેધર્લાંડના લોકોના સરદાર ઓરેન્જનો પ્રિન્સ વિલ્યમ, એગ્મોન્ટ અને હોર્નના કાઉન્ટ હતા. આ લોકો પ્રબળ હતા, તેથી તેમણે

નેધર્લાંડનો બળવો.

ઇ. સ. ૧૫૬૪માં કાર્ડીનાલ ગ્રાનવેલ જે માર્ગરેટનો ખાસ મંત્રી હતો તથા જે નેધર્લાંડમાં પાખંડ મતને જડમૂળથી ઉખેડવા આવ્યો હતો, તેને નેધર્લાંડમાંથી રજા અપાવી. પણ તેથી ફીલીપે પોતાની સત્તા પૂર્ણ રીતે સ્થાપવાનું કાર્ય બંધ કર્યું નહિ. તેણે ટ્રેન્ટની સભાએ પ્રોટેસ્ટાંટ મતને દબાવવા જે ઠરાવો કર્યા હતા તે અમલમાં મૂકવા માંડયા, તેથી ત્યાંના લોકોએ માર્ગરેટ ઉપર ૧૫૬૬માં એક વિરોધ દર્શાવનારી અરજી મોકલી. આથી તેમને "ભિખારી" કહેવામાં આવ્યા, અને એ નામથી નેધર્લાંડની સ્વતંત્રતા માટે લડનાર પક્ષ ઓળખાવા લાગ્યો. પોતાની અરજીનું કાંઇ પણ પરિણામ આવ્યું નહિ એ જોઇ આ પક્ષે ફીલીપની સામે લડવાનો નિશ્ચય કર્યો. પ્રથમ તેઓ મોટી સંખ્યામાં ખુલ્લી રીતે પ્રોટેસ્ટાંટ ઉપદેશકોનો ઉપદેશ સાંભળવા લાગ્યા, અને તેમનો જુસ્સો એટલો બધો વધ્યો કે તેમણે સંખ્યાબંધ કાથોલીક દેવળોમાંની મૂર્તિઓ વગેરેનો નાશ કર્યો. આથી ઘણા કાથોલીક લોકો નારાજ થયા, અને ફીલીપે તેનું વેર લઇ પોતાની સત્તા બેસાડવાનો પ્રયત્ન આદર્યો. તેણે ઇ. સ. ૧૫૬૭માં એક ચુનંદ લશ્કર સ્પેનમાંથી નેધર્લાંડમાં મોકલ્યું, અને તેના સેનાપતિ આલ્વાના ડયૂકે આવતાં:

વેંતજ આ દેશની પ્રજાના અમીરી કુટુંબના અને ધનવાન માણસોનો સંહાર કરવા માંડયો. આવી રીતે જે લોકોને મારી નાખવામાં આવ્યા હતા તેઓમાં એગ્મોન્ટ અને હોર્નના કાઉન્ટ પણ હતા, અને વિલ્યમ નાસી જવાથીજ બચી ગયો હતો, એમ છતાં વિરોધ ચાલુ રહ્યો. વિલ્યમ જર્મનીમાં ગયો, અને ત્યાં તેણે યુદ્ધને માટે તૈયારી કરીને તે શરૂ પણ કર્યું, પણ તેમાં તે ફાવ્યો નહિ. ત્યાર પછી તેણે ચાંચીઆઓને પોતાના પક્ષમાં લીધા, અને તેમની મારફતે સ્પેનનો વ્યાપાર જે આ વખતે ઘણા મોટા પ્રમાણમાં દરિયા ઉપર ચાલતો હતો તેને લુટવાનું શરૂ કર્યું, અને આ લોકોને અંગ્રેજી રાજસત્તા જે આ સમયમાં ઇલીઝાબેથના હાથમાં હતી અને કાથોલીક મંડળી સામે થવા લાગી હતી તેણે પણ આશ્રય આપ્યો. ઇ. સ. ૧૫૭૨ માં વિલ્યમે આ લોકોની મદદથી બ્રીલ લીધું, અને નેધર્લાંડના ઉત્તરના પ્રાંતોએ બળવો શરૂ કર્યો. વળી આ લોકોએ આ વખતેજ ફ્રાન્સની રાજસત્તા તરફથી મદદ મેળવવા માટે પ્રયત્ન કર્યો, પણ તે બારથોલોમ્યુની કતલથી નિષ્ફળ ગયો. એમ છતાં વિલ્યમે ઘણી મુશ્કેલી હોવા છતાં યુદ્ધ જારી રાખ્યું. આલ્વા અને તેની પછીના સેનાપતિએ ડચ લશ્કરને ઘણી વાર હરાવ્યું, પણ ઉત્તરના બધા પ્રાંતો વશ થયા નહિ. ૧૫૭૬ માં સ્પેનના લશ્કરે આંટવર્પને લુટયું અને ત્યાં કેટલોક જુલમ ગુજાર્યો, તેથી દક્ષિણના પ્રાંતો સામા થયા. વળી આ વર્ષથી ઈંગ્લાંડની રાણી ઇલીઝાબેથે નેધર્લાંડના લોકોને મદદ આપવી શરૂ કરી, અને ૧૫૭૭ માં વિલ્યમે બ્રુસેલ્સ કબજે કર્યું. પણ આ વખતે સ્પેને નેધર્લાંડમાં ફારનીઝ નામના એક સમર્થ સેનાપતિ અને રાજનીતિજ્ઞને મોકલ્યો. તેણે નેધર્લાંડનો દક્ષિણ ભાગ જે વિશેષ પ્રમાણમાં કાથોલીક હતો તેને ઉત્તર ભાગ જેમાં પ્રોટેસ્ટાંટ પંથનો પ્રચાર વિશેષ હતો તેનાથી પરસ્પર દ્વેષ અને ઇર્ષા ઉત્પન્ન કરાવી છુટો પાડયો. આ દક્ષિણ ભાગે ૧૫૭૯માં કાથોલીક ધર્મના રક્ષણાર્થે "આરાસના ઐક્ય" નામનું, અને ઉત્તરના પ્રાંતોએ "યુટ્રેક્ટના ઐક્ય" નામનું ઐક્ય સ્થાપ્યું. તેથી સંખ્યાબંધ પ્રોટેસ્ટાંટ દક્ષિણ છોડીને ઉતરમાં અને કાથોલીકો ઉતર છોડીને દક્ષિણમાં ગયા, અને નેધર્લાંડ દેશના હમેશને માટે બે ભાગ પડ્યા. દક્ષિણ ભાગનું હાલનું બેલ્જીયમ બન્યું, અને ઘણા કાળ સુધી સ્પેનને આધીન રહ્યું. આ કાર્ય ફારનીઝનુંજ હતું. પણ ઉતરના સાત પ્રાંતો સ્પેનથી ઇ. સ. ૧૫૮૧માં સ્વતંત્ર થયા, અને તેણે ડચ પ્રજાસત્તાક રાજ્યનો પાયો નાખ્યો. આ કાર્ય વિલ્યમનું હતું, અને તેણે તેનો પાયો એવો તો દૃઢ કર્યો હતો કે ૧૫૮૫ માં તેને કોઇ એક ધર્માંધ કાથોલીકે ફીલીપે જાહેર કરેલા ઇનામની ખાતર મારી નાખ્યો, છતાં પાપાના પક્ષને આંચ આવી નહિ.

*નેધર્લાંડના બે ભાગ થયા.*

*બેલ્જીયમ.*

*હોલાંડ અને તેનું સ્વાતંત્ર્ય.*

નેધર્લાંડના લોકોએ પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે શરૂ કરેલું આ યુદ્ધ ચાલી રહ્યું હતું તે દરમિયાન એ દેશની કાલ્વીનના મત માનનારી મંડળીઓ પોતાનું નિશ્ચિત સ્વરૂપ ધારણ કરતી હતી. તેમણે ૧૫૭૧ માં પહેલી રાષ્ટ્રીય સભા ભરી હતી અને વિલ્યમે ૧૫૭૩ માં કાલ્વીનના મતનો સ્વીકાર કર્યો હતો. ઇ. સ. ૧૫૭૫ માં લેડન નામના સ્થળે એક વિશ્વવિદ્યાલય સ્થાપવામાં આવ્યું અને ત્યાં ઇશ્વરવિદ્યા તથા વિજ્ઞાનનું શિક્ષણ બહુ સારૂં અપાવા લાગ્યું. અહીં આ પ્રોટેસ્ટાંટ મંડળી વડીલશાસિત હતી; જો કે રાજસત્તાથી તે કેટલે અંશે સ્વતંત્ર રહેવી જોઇએ તે વિષે જુદા જુદા પ્રાંત વચ્ચે કેટલોક મતભેદ હતો, અને સર્વ ઠેકાણે એકસરખી સ્થિતિ ન હતી. અહીંના પ્રોટેસ્ટાંટ પંથની એક મુખ્ય વિશિષ્ટતા એ હતી કે તેને અંગે ધાર્મિક સહિષ્ણુતા યુરોપમાં તે સમયે બીજા કોઇ પણ દેશમાં હતી તે કરતાં વિશેષ પ્રમાણમાં બતાવવામાં આવી હતી. કદાપિ આનું મુખ્ય કારણ એ હતું કે અંહીંના લોકો મોટે ભાગે વ્યાપારી કોમના અને જુદા જુદા દેશોમાં જતાઆવતા હોવાથી તેમને દુનિયાનો અનુભવ વિશેષ હતો, તેથી તેઓના મનમાં ઉદારતા વધારે હતી. આ સહિષ્ણુ રાજનીતિને લીધે પ્રથમ આ દેશમાંજ વિલ્યમે ઇ. સ. ૧૫૭૭ માં આનાબાપ્તિસ્ત પંથના અનુયાયીઓને તેમની માન્યતા પ્રમાણે ભજનસેવા કરવાનો હક આપ્યો. વળી એજ કારણથી યુરોપના જુદા જુદા દેશોમાંથી જુદા જુદા ધાર્મિક પંથના અનુયાયીઓ પોતાના દેશમાં થતી સતાવણીથી બચવા માટે અહીં આવી વસ્યા અને તેમણે આ દેશને કેટલીક રીતે બળવાન કર્યો. એમ છતાં આ સહિષ્ણુતા પૂર્ણ તો નહોતીજ. કાથોલીક લોકોને જાહેર ભજનસેવા કરવાનો તેમજ રાજ્યમાં નોકરી મેળવવાનો હક ન હતો, છતાં તેમને ત્યાં વસવાની પરવાનગી આપવામાં આવી હતી. બેલ્જીયમમાં પ્રોટેસ્ટાંટ લોકોને આટલો લાભ પણ આપવામાં આવ્યો ન હતો.

પ્રોટેસ્ટાંટ પંથનું નિશ્ચિત સ્વરૂપ.

# પ્રકરણ છઠ્ઠું.

## ઈંગ્લાંડમાં અને સ્કોટલાંડમાં સુધારણા.

યુરોપના જુદા જુદા દેશોમાં સુધારણાનું જે કાર્ય ચાલી રહ્યું હતું તેનું કારણ ઘણી વાર ધાર્મિક કરતાં વધારે પ્રમાણમાં રાજકીય હતું. પણ ઈંગ્લાંડમાં તો સુધારણા બીજા દેશો કરતાંએ અધિકાંશે રાજકીય કારણોથી ઉત્પન્ન થઇ હતી. આ દેશમાં સુધારણાનું પ્રથમ પગલું પાપાની સત્તાથી ઈંગ્લાંડની રાજસત્તા છુટી પડવારૂપ હતું. ઈંગ્લાંડની મંડળી એ દેશ ઇટાલીથી બહુ દૂર હોવાથી તથા ત્યાં જવા માટે દરિયો ઓળંગવો પડતો હોવાથી મૂળથીજ પાપા કરતાં રાજાઓને વધારે આધીન હતી, અને ઇંગ્લાંડના રાજાઓ અધ્યક્ષોની નિમણુક પોતેજ કરતા. વળી જે કોઇ નિમણુક પાપા તરફથી કરવામાં આવતી તે સંબંધી પણ રાજાઓની સલાહ લેવામાં આવતી. આ ઉપરાંત રાજ્યની મુખ્ય પદવીઓ પર પાદરીઓ નીમવામાં આવતા, કારણ કે એ વર્ગના લોકોમાં જ્ઞાન તથા અનુભવ વધારે હતાં, અને તેમને તેમની મંડળીના અધિકારને અંગે પુષ્કળ ધન મળતું હોવાથી રાજ્ય તરફથી તેમને પારિતોષિક તરીકે કંઇ બહુ આપવાની જરૂર રહેતી નહિ. જ્યારે હેન્રી આઠમો (૧૫૦૯-૧૫૪૭) ગાદીએ આવ્યો ત્યારે ઈંગ્લાંડની સ્થિતિ આવી હતી. અહીં વિકલીફે જે સુધારણા અગાઉ કરી હતી તે જો કે હજુ સુધી નીચલા વર્ગના લોકોમાં જોવામાં આવતી હતી તોપણ તેનું બહુ પરિણામ થયું ન હતું. બીજી બાજુએ વિદ્યાજ્ઞાનનો પુનરુદ્ધાર જે યુરોપમાંથી અત્રે ફેલાયો હતો તે માત્ર ઉપલા વર્ગના લોકમાં અને તેમાંએ ગણ્યાગાંઠ્યા સુશિક્ષિત લોકોમાં જોવામાં આવતો હતો. જોન કોલેટે પંદરમા શતકની આખરમાં પાઉલના પત્રો ઉપર ટીકા વગેરે લખી નવા વિચારનો પ્રચાર કર્યો હતો. તેને તેના આ કાર્યમાં ઇરાસ્મસ તરફથી સોળમા સૈકાની શરૂઆતમાં સારી મદદ મળી હતી, અને તેણેજ ઇરાસ્મસનું ધ્યાન બાઇબલના અભ્યાસ તરફ ખેંચ્યું હતું. આ સિવાય જોન ફીશર અને સર થોમસ મોરે પણ સુધારણાની દિશામાં એજ અરસામાં કાંઇક કામ કર્યું હતું, પણ આ બધું કાર્ય એવા પ્રકારનું કે એટલું બધું મોટું ન હતું કે તેથી આખા દેશમાં સુધારણા થાય. એમ છતાં અહીં જે સુધારણા થઇ તે મોટે ભાગે રાજકીય કારણને લીધેજ થઇ હતી. આ દેશમાં રાષ્ટ્રીય ભાવના બહુ પ્રબળ હતી તેથી રાજસત્તા તથા પાળકવર્ગ બહારની કોઈ પણ સત્તાની ડખલગીરી લોકો ઇચ્છતા ન હતા. આ ઉપરાંત સુધારણાનું એક મુખ્ય કારણ હેન્રી આઠમાની પ્રકૃતિમાં રહેલું હતું.

ઈંગ્લાંડમાં સુધારણાની શરૂઆત.

જોન કોલેટ, (૧૪૬૭?-૧૫૧૯).

આ રાજા અઢાર વર્ષની વયે ઇ. સ. ૧૫૦૯માં ઇગ્લાંડની ગાદીએ આવ્યો. તે દેખાવે જેવો સુંદર હતો તેવોજ મહત્ત્વાકાંક્ષી હતો. આ ઉપરાંત તે અતિ બુદ્ધિશાળી તથા કાર્યકુશળ હતો, અને તેણે તાર્કિક ખ્રીસ્તી સિદ્ધાંતો તથા નવા વિદ્યાજ્ઞાનનો સારો અભ્યાસ કર્યો હતો. એમ છતાં તે દુરાગ્રહી, સ્વાર્થી અને વિષયી હતો.

હેન્રી આઠમો, ૧૫૦૯–૧૫૪૭.

હેન્રીને પોતાની કારકીર્દીની શરૂઆતમાંજ રાજકાર્યમાં થોમસ વુલ્સી નામના મંડળીના એક સમર્થ અને પ્રસિદ્ધ અધિકારીની મદદ મળી, તેથી તે પોતાની રાજસત્તાને વધારે પ્રબળ અને સ્વતંત્ર કરી શક્યો, અને પોતે યુરોપમાં પણ પ્રસિદ્ધ થયો, તથા યુરોપના કાર્યમાં ભાગ લેવા મંડયો. વુલ્સી ઇ. સ. ૧૫૧૧માં હેન્રીનો ખાનગી મંત્રી નીમાયો. ઇ. સ. ૧૫૧૫ માં પ્રધાન થયો, અને એજ વર્ષમાં પાપાએ તેને કાર્ડીનાલ બનાવ્યો. કદાચિત તેની સૂચનાથી હેન્રીએ ઇંગ્લાંડમાં લ્યુથરનાં પુસ્તકોનો ફેલાવો કરવાની બંધી કરી, અને ઇ. સ. ૧૫૨૧માં હેન્રીએ પોતે લ્યુથરના મતનું ખંડન કરવા "સાત સંસ્કારનું પ્રતિપાદન" એ નામનું પુસ્તક લખ્યું, તેથી તેને પાપા તરફથી "ખ્રીસ્તી ધર્મનો રક્ષક" નો ખેતાબ મળ્યો. પણ તરતજ એક એવો પ્રશ્ન ઉભો થયો કે તેથી હેન્રી અને પાપાની વચ્ચે મોટી તકરાર ઉભી થઇ અને ઇગ્લાંડમાં સુધારણાનો પાયો નંખાયો.

આ પ્રશ્ન હેન્રીના તેની રાણી કાથેરાઇનથી છૂટાછેડા કરવાને લગતો હતો. કાથેરાઇન હેન્રીના મોટા ભાઇની વિધવા હતી, અને તેની સાથે હેન્રીનું લગ્ન તેના બાપ સાતમા હેન્રીના વખતમાંજ થયું હતું. આ લગ્ન કરવા માટે પાપાની ખાસ પરવાનગી લેવામાં આવી હતી, કારણ કે ભાઇની વિધવા સાથેનું લગ્ન ખ્રીસ્તી મંડળીના નિયમથી વિરૂદ્ધ હતું. આ લગ્નથી હેન્રીને છ સંતાન થયાં હતાં પણ તેમાંથી મેરી નામની એક કુમારીજ હયાત હતી, અને કાથેરાઇનને વધારે સંતાન થાય તેમ ન હતું. આ સ્થિતિમાં હેન્રીએ તેનાથી છૂટા થવાનો નિશ્ચય કર્યો. તેના આવા નિશ્ચયનાં કારણ ઘણાં હતાં. પ્રથમ તો તેના મૃત્યુ પછી ઇગ્લાંડની ગાદીએ કોઇ સ્ત્રી બેસે એ ઇચ્છવાજોગ ન હતું, કારણ કે આ દેશમાં માત્ર થોડાજ વખત પહેલાં અમીરઉમરાવોના બે મોટા પક્ષ વચ્ચેનું ઘણો લાંબો કાળ ચાલેલું યુદ્ધ પૂરું થયું હતું, અને એ સ્થિતિમાં એક સ્ત્રી ગાદીએ આવે તો એ યુદ્ધ ફરી શરૂ થવાનો સંભવ હતો. આ ઉપરાંત કદાચિત હેન્રીના મનમાં આ લગ્ન સંબંધી વહેમ ઉત્પન્ન થયો હોય એ પણ સંભવિત છે. ભાઇની વિધવા સાથે લગ્ન કરવું એ અધર્મ્ય ગણાતું હતું, અને એ કારણથીજ તેનાં સંતાન જીવ્યાં નહિ હોય એમ તેને કદાચિત લાગ્યું હતું. તેનું લગ્ન માત્ર બાર વર્ષની વયે તેના બાપે કર્યું હતું તેથી તેમાં તેનો હાથ ન હતો, તેથી પોતે સમજણો થતાં તેને વહેમ ઉત્પન્ન થયો હોય અને દિનપ્રતિદિન વધતો ગયો હોય એ છેક અસંભવિત નથી. પણ કદાચિત

હેન્રી અને કાથેરાઇનના છુટાછેડા.

સર્વેથી વધારે અગત્યનું કારણ એ હતું કે હેન્રી પોતાના દરબારમાંની આન બોલેન નામની એક સ્ત્રી પર મોહ પામ્યો હતો અને તે તેને પરણવા ઇચ્છતો હતો. પણ આથી કાથેરાઇન સાથે છુટાછેડા કરવાનું આવશ્યક હતું. હવે કાથેરાઇન સ્પેનના રાજા ચાર્લ્સ પાંચમાની ફોઇ થતી હોવાથી, તથા એ વખતે અખિલ યુરોપની રાજકીય સ્થિતિમાં ચાર્લ્સનું પ્રાબલ્ય ઘણું હોવાથી પાપા છુટાછેડા આપી શકે તેમ ન હતું. આ કાર્યમાં હેન્રીને વુલ્સીએ બહુ મદદ કરી, પણ તેનું કાંઇજ પરિણામ આવ્યું નહિ, તેથી હેન્રીએ તેને તેના પ્રધાનપદ પરથી પદભ્રષ્ટ કર્યો. વળી રાજદ્રોહ માટે તેની તપાસ થવાની હતી તેવામાં તે ઇ. સ. ૧૫૩૦માં મરણ પામ્યો. હેન્રીને છુટાછેડા મેળવી આપવામાં વુલ્સીએ તેને જે મદદ આપી હતી તેનું મુખ્ય કારણ એ હતું કે ઇંગ્લાંડ જે અત્યાર સુધી સ્પેન સાથે સંધિથી જોડાએલું હતું તેને એ સંધિથી લાભને બદલે ગેરલાભ થતો હોવાથી વુલ્સી ફ્રાન્સની કુમારી જે આગળ જતાં ફેરારાની ડચેસ નામે પ્રખ્યાત થઇ તેની સાથે હેન્રીનું લગ્ન કરી ઇંગ્લાંડ અને ફ્રાન્સને સંધિથી જોડવા ઇચ્છતો હતો. આમાં તેનો પોતાનો કશો પણ સ્વાર્થ ન હતો, પણ આ સંધિથી ઇંગ્લાંડને રાજકીય લાભ થશે એમ તેનું માનવું હતું. વુલ્સીના મૃત્યુ પછી ક્રાન્મેર નામના કેમ્બ્રીજ યુનિવર્સીટીના એક અધ્યાપકની સલાહથી હેન્રીએ આ બાબતમાં ઇંગ્લાંડની યુનિવર્સીટીઓનો મત લીધો, પણ તેનુંએ કંઇ ચોક્કસ પરિણામ આવ્યું નહિ, જોકે આ કાર્યથી હેન્રી અને ક્રાન્મેર પરસ્પર સંબંધમાં આવ્યા અને એ સંબંધના પરિણામે ઇંગ્લાંડમાં ઘણો અગત્યનો ફેરફાર થયો. કાથેરાઇનથી છુટા થવા માટે હવે હેન્રીને એકજ રસ્તો રહ્યો હતો, અને તે લેવાનો તેણે નિશ્ચય કર્યો. આ રસ્તો ઇંગ્લાંડમાંથી પાપાની સત્તાને બિલકુલ નાબુદ કરવાનો અથવા તેને દબાવી પોતાનું કામ કાઢી લેવાનો હતો. તે આ કાર્ય તત્પરતાથી અને સચોટ રીતે કરી શકે માટે તેણે ઇ. સ. ૧૫૩૧માં ઇંગ્લાંડના સમગ્ર પાળકવર્ગ ઉપર એકી વખતે પાપાના એલચી તરીકે વુલ્સીને આધીન થવાને લીધે રાજદ્રોહનો આરોપ મૂક્યો, અને એ માટે તેમને મોટો દંડ કર્યો તથા તેમને પોતાની ક્ષમા માગવા કહ્યું. આટલેથીજ બસ ન હતું, પણ પાળકવર્ગની ક્ષમાની અરજીમાં તેણે પોતાને "ખ્રીસ્તના નિયમને આધીન રહીને મંડળીનો રક્ષક તથા સર્વોપરી શિરપતિ" કહેવડાવ્યો હતો. ઇ. સ. ૧૫૩૨ માં તેણે પાર્લામેંટની મારફતે પોતાની રજા સિવાય પાપાને નવા નીમાતા પાળકોની આમદાનીનો અમુક હિસ્સો આપવાનું બંધ કરાવ્યું, તથા કોઇ નવા કાયદા તેની સંમતિ સિવાય ન કરવાનો અને પાપાને અપીલ ન કરવાનો ઠરાવ પાળકવર્ગની સભા પાસે કરાવ્યો. તેના આ કાર્યથી પાપા દબાઇ ગયો નહિ, તેથી તેણે ઇ. સ. ૧૫૩૩ની શરૂઆતમાં આન બોલેન સાથે ખાનગી રીતે લગ્ન કર્યું. બે મહિના પછી તેણે કેન્ટર્બરીનો મુખ્ય ધર્માધ્યક્ષ ગુજરી જતાં ક્રાન્મેરને તે જગાએ નીમ્યો. તેણે તરતજ હેન્રીનું કાથેરાઇન સાથેનું લગ્ન અધર્મ્ય ગણી તેને તેમાંથી મુક્ત કર્યો.

દરમિઆન પાપાએ હેન્રીને મંડળી બહાર મૂકવાનું એક ફરમાન તૈયાર કર્યું હતું. તેના જવાબમાં હેન્રીએ ઇ. સ. ૧૫૩૪માં પાર્લામેંટદ્વારા પાપાની ઈંગ્લાંડમાંની ધણીખરી સત્તા પોતાના હાથમાં લીધી. આ ઉપરાંત મંડળીની બે સભાઓદ્વારા પાપાનો અધિકાર રદ કર્યો. વળી એજ વર્ષની આખરમાં પાર્લામેંટે એક કાયદો પસાર કર્યો તેની રૂએ ઈંગ્લાંડની મંડળી ઉપર એ દેશના રાજકર્તાનો અધિકાર પૂર્ણાંશે સ્થાપિત થયો. આ પ્રમાણે ઇંગ્લાંડ રૂમી મંડળીથી છુટું પડયું. પણ આટલેથીજ બસ ન હતું. હેન્રીએ આ બધા ઠરાવ પસાર કરાવ્યા એટલુંજ નહિ પણ તેણે તેને અમલમાં મૂકવા માટે અતિ ક્રૂર અને ઘાતકી કાર્યો પણ કર્યાં. ઇ. સ. ૧૫૩૫માં કારથુઝીઅન સંઘના ઘણા સાધુઓને ઈંગ્લાંડના રાજાનો મંડળી ઉપરનો આ અધિકાર માન્ય નહિ કરવા માટે ક્રૂર રીતે મારી નાખવામાં આવ્યા, અને થોડાજ વખત પછી બિશપ ફીશર અને થોમાસ મોર, જે બન્ને પોતાના ઉચ્ચ ચારિત્ર્ય અને જ્ઞાનને માટે આખા ઈંગ્લાંડમાં પ્રસિદ્ધ હતા, તેમનો પણ એજ કારણથી વધ કરવામાં આવ્યો.

ઈંગ્લાંડની મંડળીનું રૂમી મંડળીથી છુટા પડવું.

હેન્રી આટલું બધું કાર્ય આટલી બધી ત્વરાથી કરી શક્યો તેનું મુખ્ય કારણ કદાચિત ઈંગ્લાંડના લોકોમાં પ્રચલિત થએલી રાષ્ટ્રીય ભાવના હતું. એમ છતાં હેન્રીની પોતાનીજ અંગત શક્તિથી લોકો દબાયા હોય અને અમુક અંશે પોતાની ઇચ્છા વિરૂદ્ધ તેમણે તેના કહેવા પ્રમાણે કર્યું હોય એમ માનવાને કારણ છે. પાર્લામેંટ તેમજ પાળકવર્ગ તેનીજ ઇચ્છા પ્રમાણે પગલે પગલે કાર્ય કરતાં આવ્યાં, અને તેમણે જરા પણ સ્વાતંત્ર્ય કે સ્વમાન બતાવ્યું નહિ એ તેનો તેમના પરનો કાબુ બતાવે છે. આ ઉપરાંત હેન્રીએ પોતાનું કાર્ય સાધવા ક્રાન્મર સિવાય થોમસ ક્રોમવેલ નામના એક માણસને હાથ પર લીધો હતો. આ માણસ સાધારણ સ્થિતિમાં જન્મ્યો હતો, અને તેણે લશ્કરના સિપાઇનો, વ્યાપારીનો અને ધીરધારનો ધંધો કરી દુનિયાનો કેટલોક અનુભવ પ્રાપ્ત કર્યો હતો. પોતે હોશીઆર હોવાથી વુલ્સીએ તેને પોતાના ખાનગી તેમજ પાર્લામેંટના કામમાં તેની મદદ લીધી હતી. વુલ્સીના મરણ પછી તે તરતજ એક પછી એક મોટા હોદ્દા પર ચઢવા લાગ્યો હતો. આખરે ઇ. સ. ૧૫૩૯માં પોતે સાધુ કે પાળકવર્ગનો માણસ ન હતો છતાં મંડળીના કાર્યના અંગે હેન્રીનો મુખ્ય પ્રતિનિધિ થયો હતો. આ માણસ પાસે હેન્રીને ઘણું કાર્ય કરાવવાનું હતું, અને તે મુખ્યત્વે કરીને સુધારણાને અંગે જેમ લગભગ બધા દેશોમાં થયું હતું તેમ અહીં પણ મંડળીની જાગીર, મિલ્કત વગેરે જપ્ત કરવાનું હતું. હેન્રી પોતે ઉડાઉ હતો તથા તેને પોતાના દરબારનો ભપકો વધારવા માટે પુષ્કળ પૈસાની જરૂર હતી, અને તે પ્રાપ્ત કરવાનું કામ તેણે

હેન્રીનું દબાણ.

હેન્રીના કાર્યસાધક માણસો.

હેન્રીનો જુલમ.

ક્રોમવેલને સોંપ્યું. આ કામ તેણે એવી સારી રીતે કર્યું કે થોડાજ વખતમાં હેન્રીએ બસો પાઉંડથી ઓછી આવકવાળા બધા મઠો પોતાને કબજે કર્યા. આવી રીતે જપ્ત થએલા મઠની સંખ્યા ત્રણસો છવીસની હતી.

ઇ. સ. ૧૫૩૬માં હેન્રીની પહેલી રાણી કાથેરાઇન ગુજરી ગઇ, તેથી તેનો સ્પેઇનની રાજસત્તા તરફનો ભય ઘણે અંશે ઓછો થયો. બીજી બાજુથી તેને હવે આન બોલીનની બહુ જરૂર ન લાગી, તેથી તેણે તેના ઉપર વ્યભિચારનો આરોપ મૂકી તેને દેહાંતદંડની સજા કરી. આન બોલીને એક પુત્રીને જન્મ આપ્યો હતો, તે ઇંગ્લાંડના ઇતિહાસમાં રાણી ઇલીઝાબેથ તરીકે પ્રખ્યાત છે. આ આન બોલીનના વધ પહેલાં બેજ દિવસે ક્રાન્મરે તેનું લગ્ન ધર્મ વિરૂદ્ધ ગણી ખોટું ઠરાવ્યું હતું, અને તેના મૃત્યુ પછી અગીઆરમે દિવસે હેન્રીએ જેન સેમૂર નામની એક સ્ત્રી સાથે લગ્ન કર્યું. આ બધી બીના કાથેરાઇનના મૃત્યુ પછી ચારેક મહિનામાંજ બની હતી. જેન રાણીએ ઇ. સ. ૧૫૩૭માં એડવર્ડ નામે એક પુત્રને જન્મ આપ્યો. તેણે હેન્રીના મૃત્યુ પછી એડવર્ડ છઠ્ઠા તરીકે થોડાં વર્ષ રાજ કર્યું હતું.

હેન્રીનું ત્રીજું લગ્ન.

હેન્રીએ અત્યાર સુધી જે કાંઇ કર્યું હતું તે સુધારણાનું કાર્ય ન હતું પણ પોતાનોજ સ્વાર્થ સાધવાનું કાર્ય હતું, તેથી મંડળીમાં જે કંઇ ફેરફાર થયા હતા તે માત્ર બાહ્ય અને બંધારણને લગતા હતા. એમ છતાં આ દેશમાં જે કંઇ નવા ધાર્મિક વિચાર ઉત્પન્ન થયા હતા તેના પ્રચાર માટે આ સ્થિતિમાં કેટલીક સુગમતા પ્રાપ્ત થઇ. આ ધાર્મિક વિચારે પ્રથમ લ્યુથરના માર્ગ કરતાં વિકિલફનો માર્ગ સ્વીકાર્યો હતો, તેથી એ વિચાર કરનારા લોકો મંડળીને ગરીબ થએલી જોવા ઇચ્છતા હતા, તથા બાઇબલનો પ્રચાર કરવા માગતા હતા. આ કારણથી આ લોકો હેન્રીએ કરેલી મંડળીની મિલ્કતની જપ્તી વગેરેથી બહુ નાખુશ થયા નહિ. આ લોકોમાંનો એક મુખ્ય માણસ ટીન્ડેલ નામે હતો. તેને નવા કરારનું ભાષાંતર કરવાની ઘણી ઇચ્છા હતી, પણ તે કામ ઇંગ્લાંડમાં થવું અશક્ય હોવાથી તે ઇ. સ. ૧૫૨૪માં યુરોપમાં જઇ લ્યુથરને મળ્યો, અને તેણે ઇ. સ. ૧૫૨૬માં અંગ્રેજી ભાષામાં બાઇબલનું એક સારૂં ભાષાંતર પ્રસિદ્ધ કર્યું. આ પુસ્તકનો પ્રચાર બંધ કરવા માટે ઇંગ્લાંડમાં મંડળીના અધ્યક્ષો તથા રાજા તરફથી ઘણો પ્રયત્ન કરવામાં આવ્યો, પણ તે સફળ થયો નહિ. ટીન્ડેલને ઇ. સ. ૧૫૩૬માં આંટવેર્પમાં બાળી નાખવામાં આવ્યો હતો. જોન ફ્રીથ નામે તેના એક મિત્રને ઇ. સ. ૧૫૩૩માં લંડનમાં પાખંડી તરીકે બાળીને મારી નાખવામાં આવ્યો હતો. કેટલેક અંશે આવાજ મત ધરાવનાર લોકોમાંના ઇંગ્લાંડમાં આ વખતે ક્રાન્મર, લેટીમર, રીડલે, હૂપર વગેરે હતા, અને તેમને પણ પોતપોતાની માન્યતાને માટે આગળ જતાં પોતાનો પ્રાણ આપવો પડયો હતો. આ ઉપરાંત જેમ જેમ હેન્રીનો રૂમ સાથેનો વિરોધ વધતો ગયો તેમ તેમ ઇંગ્લાંડમાં

સુધારણાનો પ્રચાર.

પ્રોટેસ્ટાંટ મતનો પ્રચાર વિશેષ પ્રમાણમાં થતો ગયો. વળી ધર્મ સંબંધી હેન્રીની પોતાની માન્યતા ઘણી રીતે રૂમની મંડળીને મળતી હતી, છતાં તેણે કેટલાંએક કારણથી પ્રોટેસ્ટાંટ માન્યતાનો કેટલેક દરજ્જે સ્વીકાર કર્યો હતો. ઇ. સ. ૧૫૩૫માં તેને પ્રોટેસ્ટાંટ રાજ્યોની મદદની જરૂર હતી, તેથી તેણે વિટેન્બર્ગમાં પોતાનાં માણસોને મોકલીને સિદ્ધાંતોના સંબંધમાં ચર્ચા કરાવી હતી. જોકે આનું પરિણામ બહુ આવ્યું નહિ તો પણ હેન્રીએ પોતે ઇ. સ. ૧૫૩૬માં દસ સિદ્ધાંતોનો ખુલાસો કર્યો, અને તેમાં પ્રોટેસ્ટાંટ મતને અમુક સ્થાન આપ્યું. તેણે ખ્રીસ્તી ધર્મનાં પ્રમાણ તરીકે બાઇબલ, ત્રણ વિશ્વાસનામાં—પ્રેરિતોનું, નીસનું અને આથેનેસીયન—તથા પહેલી ચાર મહાસભાઓનો સ્વીકાર કર્યો. સંસ્કારમાં બાપ્તિસ્મા, પ્રાયશ્ચિત્ત અને પ્રભુભોજન એ ત્રણને સ્વીકાર્યાં. આ પ્રમાણે બીજી બાબતોમાં પણ એવો મધ્યમ માર્ગજ લેવામાં આવ્યો હતો.

બાઈબલનું ભાષાંતર અને તેના ઉપયોગની છુટ.

આ સિવાય આ વખતે સુધારણાનું જે એક મોટું પગલું ભરવામાં આવ્યું હતું તે ક્રાન્મરની સૂચનાથી કરવામાં આવેલું બાઇબલનું ભાષાંતર હતું. આ ભાષાંતર કરવામાં ટીન્ડેલ તથા કવરડેલના ભાષાંતરનો ઉપયોગ કરવામાં આવ્યો હતો, અને તેની નકલો ઇ. સ. ૧૫૩૭ માં છુટથી વેચાતી હતી. ૧૫૩૮ માં તેની એકેક નકલ પ્રત્યેક મંડળીમાં જનસમાજના ઉપયોગ માટે રાખવામાં આવી હતી. આ ઉપરાંત પ્રભુની પ્રાર્થના, દસ આજ્ઞાઓ તથા સમગ્ર જનસમાજને માટે કરવામાં આવતી મોટી પ્રાર્થનાનું અંગ્રેજીમાં ભાષાંતર કરવામાં આવ્યું હતું, પણ એ સિવાયનો ભજનસેવાનો બીજો ભાગ હેન્રી જીવ્યો ત્યાં સુધી હતો તેમ લાટીન ભાષામાંજ રહેવા દેવામાં આવ્યો હતો.

હેન્રીએ પાપાની સત્તા વિરૂદ્ધ આટલું બધું કર્યું છતાં પાપાએ તથા બીજી કાથોલીક સત્તાએ તેની વિરૂદ્ધ અત્યાર સુધી કંઇ વિશેષ કર્યું નહિ એનું મુખ્ય કારણ એ હતું કે આ અરસામાં ચાર્લ્સ પાંચમાને ફ્રાન્સની સાથે યુદ્ધ ચાલતું હતું. આ યુદ્ધ ઇ. સ. ૧૫૩૮ માં બંધ થયું અને પાપાએ ફ્રાન્સ અને સ્પેનને હેન્રીની સામે યુદ્ધ કરવાનું કહ્યું. આ વખતે હેન્રી અને ઇંગ્લાંડની સ્થિતિ બહુ કફોડી થઇ હોત, પણ તેમાંથી હેન્રી પોતાની ચતુરાઇથી બચી ગયો. તેણે તરતજ કેટલાંક એવાં પગલાં લીધાં કે તેથી તે જગતની આગળ માત્ર પાપાનો અધિકાર સ્વીકાર્યા વિના બીજી બધી રીતે કાથોલીકજ દેખાયો. ઇ. સ. ૧૫૩૯ માં તેણે પાર્લામેન્ટ પાસે "છ માન્યતાઓનો કાયદો" પસાર કરાવ્યો, અને તેની રૂએ લગભગ બધાં સિદ્ધાંત, અનુષ્ઠાન વગેરે માન્ય રાખ્યાં. આ કાયદો હેન્રીના મૃત્યુ સુધી કાયમ રહ્યો હતો.

છ માન્યતાઓનો કાયદો.

તે દરમિયાન હેન્રીએ મઠ વગેરેને લુંટવાનું કાર્ય તો ચાલુજ રાખ્યું હતું. ૧૫૩૯ માં તેણે ઇગ્લાંડના બધા મઠો પોતાને કબજે કરી તેમની મિલકત વગેરે લઇ

હેન્રીનો પ્રોટેસ્ટંટ મતસામેનો વિરોધ.

લીધું હતું તેથી તેને પુષ્કળ ધનની પ્રાપ્તિ થઇ હતી, અને તેને હવે ઇંગ્લાંડમાં કોઇનો ભય રહ્યો ન હતો. આ ઉપરાંત તેણે પોતાનું પ્રાબલ્ય વધારવા માટે જેન સેમુરના મૃત્યુ પછી ક્લેવની આન નામે જર્મનીની એક પ્રોટેસ્ટંટ રાજકુમારી સાથે ૧૫૪૦ની શરૂઆતમાં લગ્ન કર્યું. વળી તરતજ ચાર્લ્સ પાંચમા અને ફ્રાન્સ વચ્ચે યુદ્ધ શરૂ થવાનું હતું તેથી ચાર્લ્સે તેની મદદ માગી. આ સ્થિતિમાં હેન્રીએ પોતાની રાણી આનને છુટાછેડા આપવા નિશ્ચય કર્યો, અને તેની સાથે લગ્ન કર્યા પછી માત્ર છ મહિનાની ટુંકી મુદ્દતમાં તે તેનાથી છુટો થયો. ત્યાર પછી ક્રોમવેલનો વારો આવ્યો. હેન્રીએ આ માણસ મારફત પોતાનુ ઘણુંખરૂં કાર્ય કરાવી લીધું હતું અને હવે તેને તેનો જરા પણ ખપ રહ્યો ન હતો. ક્રોમવેલે હેન્રીને ખુશી કરવા અને તેની સત્તાને બધી રીતે સર્વોપરી કરવા માટે મહંતો, સાધુઓ અને રાજ્યના મોટા પદવીધરોનો વધ કરાવ્યો હતો. આ ઉપરાંત તેણે મંડળોને લુટવાની બાબતમાં જરા પણ પાછું વાળી જોયું ન હતું. આ રીતે તેના પાપનો ઘડો દિનપ્રતિદિન અધિકાધિક ભરાતો જતો હતો, અને હવે તે ફુટવાનો સમય આવ્યો. ઇ. સ. ૧૫૪૦માં હેન્રીએ તેના પર રાજદ્રોહનો આરોપ મૂક્યો, અને તરતજ તેનો વધ કરવામાં આવ્યો. હેન્રીએ આનને છૂટાછેડા આપ્યા અને ક્રોમવેલને મારી નાખ્યો એનું મુખ્ય કારણ તેની આ વખતની રાજનીતિમાં રહેલું હોય એમ લાગે છે. હેન્રીએ પોતાનો "છ માન્યતાઓનો કાયદો" પસાર કરી પ્રોટેસ્ટંટ મત સામે વિરોધ શરૂ કર્યો હતો, અને તેથીજ તેણે આ કાર્ય કર્યાં હતાં. આ ઉપરાંત તેના આ વખતના કાથોલીક મત તરફના વલણનું પ્રમાણ તેનું ઈંગ્લાંડના એક ડ્યુકની ભત્રીજી કાથેરાઇન સાથેનું લગ્ન પણ આપે છે. આ રાણીના ચારિત્ર્યમાં કંઇ દોષ હોવાથી ઇ. સ. ૧૫૪૨માં તેનો વધ કરવામાં આવ્યો હતો. ૧૫૪૩માં હેન્રીએ વળી કાથેરાઇન પાર નામની એક બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું, અને એ લગ્ન ૧૫૪૭માં હેન્રીનું મૃત્યુ થયું ત્યાં સુધી કાયમ રહ્યું. હેન્રીને આ પ્રમાણે છ રાણીઓ થઇ. તેમાંની બે – સ્પેનની કાથેરાઇન અને જર્મનીની આન-સાથે તેણે છુટાછેડા કર્યા હતા. બીજી બેને-આન બોલેન અને નોરફોકના ડ્યુકની ભત્રીજી કાથેરાઇન-તેણે દેહાંતદંડની શિક્ષા કરી હતી, એક-જેન સેમુર-તેની હયાતીમાં ગુજરી ગઇ હતી, અને માત્ર કાથેરાઇન પાર હેન્રીના મૃત્યુ પર્યંત રાણી તરીકે રહી હતી. હેન્રીને આટલી બધી રાણીઓ થઇ છતાં તેને માત્ર ત્રણજ સંતાન-બે કુમારીઓ અને એક કુમાર-હતાં.

હેન્રીના મૃત્યુ પછી તેનો પુત્ર એડવર્ડ માત્ર નવ વર્ષની કાચી વયે ગાદીએ આવ્યો. તેની આ સ્થિતિમાં ઈંગ્લાંડનો બધો રાજકારભાર તેના મામા સમરસેટના ડ્યુકના નેતૃત્વ નીચે એક મંત્રીમંડળને સોંપવામાં આવ્યો હતો. આ વખતે ઈંગ્લાંડમાં ત્રણ પક્ષ હતા. આમાંનો એક પક્ષ જે સર્વથી મોટો હતો અને જેમાં ઈંગ્લાંડની વસ્તીનો

એડવર્ડનું ગાદીએ આવવું.

ઘણો ભાગ હતો તે માત્ર પાપાની સત્તા સિવાય જુના ધર્મમાં કંઇ અગત્યનો ફેરફાર કરવા ઇચ્છતો ન હતો. બીજો પક્ષ બધી રીતે જુના ધર્મની તરફેણમાં અને ત્રીજો નવાની તરફેણમાં હતો. આ બે પક્ષ નાના હતા. આ ઉપરાંત ઇંગ્લાંડમાં ખેડુતવર્ગ તથા મજુરવર્ગમાં કેટલાંક આર્થિક કારણથી ઘણી અશાંતિ ફેલાઇ હતી. આ દેશમાંના જે સંખ્યાબંધ મઠોનો કબજો રાજસત્તાએ લઇ લીધો હતો તેમની જાગીર કે જમીન વગેરે એ સત્તાએ અમીરઉમરાવ અથવા બીજા લોકને આપી પોતાનો પક્ષ અધિક પ્રમાણમાં બળવાન કર્યો હતો. પણ આથી ગરીબવર્ગના લોકોને ઘણું નુકસાન થયું હતું, કારણકે મંડળીની જમીન એ અમુક અંશે તેમની પોતાનીજ જમીન જેવી ગણાતી હતી, અથવા તે હાથમાંથી જવાથી તેમના ગોચર વગેરેમાં ઘણો ઘટાડો થયો હતો. આ પ્રમાણે જ્યારે ઇંગ્લાંડમાં એડવર્ડ ગાદીએ આવ્યો ત્યારે ઘણી ધાર્મિક તથા રાજકીય અશાંતિ વ્યાપી રહી હતી. સમરસેટ પોતે નવા ધર્મને માટે સહાનુભૂતિ ધરાવતો હતો, અને ધાર્મિક તથા રાજકીય સ્વાતંત્ર્યનો પ્રચાર ઇચ્છતો હતો. આ કારણથી તેના વખતમાં કેટલાક નવા કાયદાઓ

પ્રોટેસ્ટંટ મતનું સમર્થન.

કરવામાં આવ્યા, તેથી પ્રોટેસ્ટંટ મતને ઘણું સ્વાતંત્ર્ય અને સમર્થન મળ્યું. ઇ. સ. ૧૫૪૭ માં પાર્લામેંટે સામાન્ય ખ્રીસ્તીઓને પ્રભુભોજનના બન્ને પદાર્થો આપવાની આજ્ઞા કરી, અને એજ વર્ષે મંડળીના કબજામાં જે કંઇ જમીન બાકી રહી હતી તે જપ્ત કરવામાં આવી. "છ માન્યતાઓ" નો કાયદો રદ કરવામાં આવ્યો, અને ઇ. સ. ૧૫૪૮ માં દેવળોમાંથી મૂર્તિઓ દૂર કરવાનું ફરમાન નીકળ્યું. ઇ. સ. ૧૫૪૯ માં પાળકવર્ગના માણસોને લગ્ન કરવાની છુટ આપવામાં આવી.

આ બધા સુધારાઓ એટલી બધી ઝડપથી કરવામાં આવ્યા કે તેથી ઇંગ્લાંડના લોકોમાં પુષ્કળ ખળભળાટ થયો. એથી જુના પક્ષવાળા લોકો બહુ ચમક્યાં અને નવા પક્ષવાળાઓને હજુ પણ આગળ વધવાનું મન થયું. આ કારણથી જે સુધારાઓ થયા હતા, તેને સ્થાયી કરવા માટે તેમજ સુધારકોના તીવ્ર વેગને મર્યાદિત કરવા માટે ઇ. સ. ૧૫૪૯ ની શરૂઆતમાં "ધર્મની એકરૂપતાનો કાયદો" પસાર કરવામાં આવ્યો. તેની રૂએ ભજનસેવામાં "સાધારણ પ્રાર્થના" નામના પુસ્તકનો ઉપયોગ આખા દેશમાં ફરજીઆત કરવામાં આવ્યો. આ પુસ્તક પ્રથમ એડવર્ડ છટ્ટાની "પહેલી પ્રાર્થનાપોથી" તરીકે પ્રસિદ્ધિમાં આવ્યું હતું, અને તે મુખ્યત્વે કરીને ક્રાન્મરે રચ્યું હતું. તેણે તે

"સાધારણ પ્રાર્થના."

રચવામાં ઇંગ્લાંડમાં જે બધી જુની લાટીન ભજનસેવા પ્રચલિત હતી તેનો તેમજ અમુક અંશે લ્યુથરની ભજનપદ્ધતિનો પણ ઉપયોગ કર્યો હતો. આ પુસ્તક મોટે ભાગે જે અત્યારે "સાધારણ પ્રાર્થના" ને નામે ઓળખાય છે તેજ છે, અને એ બન્નેમાં ફેર માત્ર એટલોજ છે કે પહેલા પુસ્તકમાં મૃત્યુ પામેલાં માટે પ્રાર્થના, દફનક્રિયા

વખતે લેવામાં આવતું પ્રભુભોજન, બાપ્તિસ્મા આપવા વખતે કરવામાં આવતું વિલેપન, માંદાઓનું વિલેપન વગેરેને સ્થાન આપવામાં આવ્યું હતું. પણ આ બધું દૂર કરવા માટે તરતજ નવા પક્ષના લોકો તરફથી માગણી કરવામાં આવી, તેથી ઇ. સ. ૧૫૫૨માં "પ્રાર્થનાપોથી"ને સુધારી તેને લગભગ હાલના પુસ્તકના રૂપમાં મૂકવામાં આવી. પ્રભુભોજનના સંબંધમાં પહેલા પુસ્તકમાં એ ભોજનના પદાર્થોની સાથે ઇસુ ખ્રીસ્તનાં રક્તમાંસ લેવાય છે એ માન્યતાને સ્થાન આપવામાં આવ્યું હતું, અને આ સુધારેલી પ્રતમાં ઝ્વીંગ્લીઅન સિદ્ધાંતની માફક એ પદાર્થોને કંઇક અંશે ઇસુના રક્તમાંસનાં ચિહ્નરૂપેજ સ્વીકારવામાં આવ્યાં હતાં. આધુનિક "સાધારણ પ્રાર્થના"માં આ બન્ને માન્યતાઓને સ્થાન આપવામાં આવ્યું છે. આ ઉપરાંત આ વર્ષમાં એક વિશ્વાસનામું તૈયાર કરવામાં આવ્યું હતું. તેમાં બેંતાળીશ માન્યતાઓ હતી અને એડવર્ડે ૧૫૫૩નાજુનમાં પોતાના મૃત્યુ પહેલાં એકજ મહિને પોતાની સહી કરી તે પાસ કર્યું હતું. આ માન્યતાઓ "પ્રાર્થના-પોથી" કરતાં પણ વધારે પ્રોટેસ્ટંટ ભાવવાળી હતી, અને તે તૈયાર કરવામાં છ સિદ્ધાંતકારોએ ભાગ લીધો હતો. તેમાંનો એક સ્કોટલાંડનો સુપ્રસિદ્ધ ધર્મસુધારક જોન નોક્સ હતો.

એડવર્ડના વખતમાં સુધારણાનું કાર્ય આ પ્રમાણે આગળ વધ્યું એનું એક કારણ વોરીક અથવા નોર્ધમ્બરલાંડના ડ્યૂકનું ઈંગ્લાંડમાં વર્ચસ્વ હતું. આ માણસ પોતે ધાર્મિક નહોતો, પણ કેટલાંક રાજકીય કારણોથી તેણે પ્રોટેસ્ટંટ પક્ષ લીધો અને તેને આગળ વધાર્યો. એડવર્ડનો મામો સમરસેટ ન્યાયી હતો, તેથી ખેડુત અને મજુરવર્ગના લોકોનું દુઃખ દૂર કરવાનો તેણે પ્રયત્ન કર્યો, પણ તેથી જમીનદારવર્ગ તેની વિરૂદ્ધ થયો, અને ઇ. સ. ૧૫૪૯માં ઘણે સ્થળે ગરીબવર્ગના લોકો તરફથી નાનાંમોટાં બંડ ઉઠયાં. આ બધાં બંડને વોરીકે દબાવી દીધાં, અને એ રીતે તે જમીનદારવર્ગનો માનીતો થયો, અને તેમનીજ મદદથી ઇ. સ. ૧૫૪૯માં સમરસેટને તેની રાજ્યના રક્ષક તરીકેની પદવી પરથી ખસેડી એ સ્થાને પોતે આવ્યો, તથા ઇ. સ. ૧૫૫૨માં તેણે સમર-સેટનો વધ કરાવ્યો. વોરીક પોતે લોભી અને જુલમી હતો, તેથી તેણે આખા દેશમાં પોતાની સામે દુશ્મનો ઉભા કર્યા. વળી તેણે એડવર્ડ છઠ્ઠાના મૃત્યુ પછી ઇંગ્લાંડની ગાદીએ ખરી હકદાર મેરી ન આવે એ માટે એવું પગલું લીધું કે તેથી આખી પ્રજા તેની વિરૂદ્ધ થઇ. તેણે એડવર્ડ પાસેજ એવું લખાવી લીધું કે તેના મૃત્યુ પછી ગાદીનો વારસ લેડી જેન ગ્રે જે હેન્રી આઠમાની બેનની પોત્રી થતી હતી અને જે તેના પોતાના ચોથા પુત્રની સાથે પરણી હતી, તે થાય. આમ કરવાનો એડવર્ડને કશો હક નહોતો, કારણકે તેથી તેની બે ઓરમાન બેનોના "સ્કોટલાંડના લોકોની રાણી" મેરીના હક રદ થતા હતા. એમ છતાં કાન્મરે પોતાની સમ્મતિ તેમાં

વોરીકનું વર્ચસ્વ.

વોરીકનું પતન અને મૃત્યુ.

આપી અને એડવર્ડ તરત મૃત્યુ પામ્યો. આ સ્થિતિમાં વોરીક જેન ગ્રેને ગાદીએ બેસાડવા પ્રયત્ન કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ. તે પોતે લોકોને એટલો બધો અપ્રિય થઇ પડયો હતો કે લંડન શહેર જે સર્વથી વધારે પ્રમાણમાં પ્રોટેસ્ટાંટ હતું તે પણ તેની સામે થયું, અને તેણે મેરીનો પક્ષ લીધો. પરિણામે મેરી ગાદીએ આવી અને વોરીકનો વધ કરવામાં આવ્યો.

મેરી કાથોલીક ધર્મ પાળતી હતી પણ તેના મામાના દીકરા સમ્રાટ ચાર્લ્સ પાંચમાની સલાહથી તેણે ઈંગ્લાંડમાં પ્રથમ ચાલાકીથી કામ લેવા ધાર્યું. તેના ગાદીએ આવ્યા પછી પાર્લામેંટે તેની માનું હેન્રી સાથેનું લગ્ન કાયદેસર ઠરાવ્યું. ત્યાર પછી મંડળી સંબંધી એડવર્ડ છઠ્ઠાના વખતમાં થએલા બધા નવા કાયદાઓ રદ કરવામાં આવ્યા અને હેન્રી આઠમાના છેવટના વખતમાં જે ભજનપદ્ધતિ ચાલતી હતી તે પાછી દાખલ કરવામાં આવી. આ સર્વ ઉપરાંત આ વખને (૧૫૫૪) મેરીનું લગ્ન સમ્રાટનો પુત્ર ફીલીપ, જે તરતજ સ્પેનનો રાજા થવાનો હતો, તેની સાથે થયું. આ લગનના પરિણામે ઈંગ્લાંડ ઉપર પરરાજ્યની હકુમત અથવા પુષ્કળ ડખલગીરી થવાનો ભય હોવાથી લોકો તેથી બહુ નારાજ થયા.

મેરીનું ગાદીએ બેસવું.

જુના ધર્મની પુનઃસ્થાપના.

આ પ્રમાણે ઈંગ્લાંડમાં જુના ધર્મને પાછો સ્થાપવામાં આવ્યો, છતાં પાપાની સત્તા સાથે સમાધાન કરવામાં આવ્યું નહોતું. એનું મુખ્ય કારણ એ હતું કે જો એ સત્તા પાછી દાખલ થાય તો મંડળીની જે જાગીર, જમીન વગેરે લઇ લેવામાં આવી હતી, અને જમીનદારો વગેરેને આપવામાં આવી હતી તે તેમની પાસેથી પાછી લઇ લેવામાં આવે એવો ભય હતો. આખરે પાપાએ તેમ ન કરવાનું વચન આપ્યું તેથી ઇ. સ. ૧૫૫૪ માં પાર્લામેંટે પાપાની સત્તાની પુનઃસ્થાપના કરવાનો કાયદો પસાર કર્યો. આટલુંજ બસ ન હતું. પાર્લામેંટે પાખંડ વિરૂદ્ધના પહેલાના કાયદાઓ પાછા દાખલ કર્યા અને હેન્રી આઠમાએ મંડળીને લગતા જે કાયદાઓ કર્યા હતા તે રદ કરવામાં આવ્યા.

પાપાની સત્તાની પુનઃ સ્થાપના.

આ ઉપરાંત પ્રોટેસ્ટાંટ લોકોની સતાવણી શરૂ થઇ. તેઓમાંના કેટલાક મુખ્ય માણસો તો ક્યારનાએ યુરોપમાં ચાલ્યા ગયા હતા. ત્યાં તેમને કાલ્વીને સારો આશ્રય આપ્યો હતો. મેરીના વખતમાં ઇંગ્લાંડમાં પ્રથમ ૧૫૫૫માં જોન રોજર્સ નામના માણસને બાળીને મારી નાખવામાં આવ્યો હતો, અને એજ વર્ષમાં બીજા પંચોતેર માણસોને જુદા જુદા સ્થળે બાળીને મારી નાખવામાં આવ્યા હતા. તેઓમાં બિશપ લાટીમર અને રીડલી મુખ્ય હતા. તેમણે પોતાના મૃત્યુ વખતે એવું

પ્રોટેસ્ટાંટ લોકોની સતાવણી.

અસાધારણ ધૈર્ય બતાવ્યું કે તેથી લોકોનાં મન ઉપર ઘણી ઉંડી છાપ પડી. બિશપ હુપરને પણ એજ પ્રમાણે મારી નાખવામાં આવ્યો. તે પછી મેરીની ઇચ્છા આર્ચબિશપ ક્રાન્મરને મારવાની હતી. તેને પ્રથમ મંડળી બહાર મૂકવામાં આવ્યો, પણ તે મનનો દુર્બળ હોવાથી તેણે પાપાની સત્તા ઇંગ્લાંડમાં કાયદેસર દાખલ થએલી હોવાનું માન્ય રાખ્યું. એમ છતાં મેરીની ઇચ્છા તેણે તેની માનું લગ્ન ખોટું ઠરાવ્યું હતું એ માટે તેનો વધ કરવાની હતી, પણ તેને મારી નાખવામાં આવે તે પહેલાં તેની પાસે પ્રોટેસ્ટંટ મતનો ત્યાગ કરાવીને સુધારણાના કાર્યને તેના સર્વથી મોટા પક્ષકાર પાસેજ ધક્કો પહોંચાડવાનું કામ મેરીને તથા તેના સલાહકારને યોગ્ય લાગ્યું. તેથી તેમણે ક્રાન્મરનો જાન બચાવવાનાં વચન આપ્યાં, અને તેની પાસે પ્રોટેસ્ટંટ મતનો પૂરો ત્યાગ કરાવ્યો. તે પછી તેને દેહાંતદંડની સજા ફરમાવવામાં આવી. સુભાગ્યે ક્રાન્મરની હિમ્મત તેના મૃત્યુકાળના દિવસે પાછી આવી અને તેણે પ્રોટેસ્ટંટ મતનો પુનઃ સ્વીકાર કર્યો, અને જે હાથે તેણે એ મતના ત્યાગની સહી કરી હતી તે તેણે પ્રથમ આગમાં બાળી નાખ્યો. મેરીનાં આ બધાં સતાવણીનાં કાર્યથી લોકોનાં મન સ્વાભાવિક રીતેજ નારાજ થયાં, અને સુધારણા પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થવાને બદલે સહાનુભૂતિ ઉત્પન્ન થઇ. એમ છતાં અહીં એ કહેવું જરૂરનું છે કે પ્રોટેસ્ટંટોને આ વખતે જે શિક્ષા કરવામાં આવી હતી તે તેમનાજ ધોરણાનુસાર હતી. ક્રાન્મર વગેરે ધાર્મિક સહિષ્ણુતાના પક્ષપાતી ન હતા. તેમણે માત્ર કાથોલીક લોકોને સતાવીને માર્યા હતા એટલુંજ નહિ પણ પ્રોટેસ્ટંટ લોકોમાંએ જેઓ તેમનાથી જુદા વિચાર ધરાવતા હતા તેમને પણ એ રીતે માર્યા હતા. ક્રાન્મરે આ જાતની સતાવણીમાં મુખ્ય ભાગ લીધો હતો, અને કદાચિત એની શિક્ષા તરીકેજ તેને આવું મૃત્યુ ભોગવવું પડયું હતું. મેરીએ આ સતાવણી તેના મૃત્યુપર્યંત (૧૫૫૮) ચાલુ રાખી, અને તેમાં કુલ લગભગ ત્રણુસોએક માણસોએ પોતાનો પ્રાણ આપ્યો, છતાં એનું પરિણામ કાથોલીક મંડળીને માટે ખરાબ આવ્યું. અંગ્રેજ લોકો પ્રથમથીજ પાપાની કે પરરાજ્યની સત્તા પોતાના દેશમાં જામે નહિ એમ ઇચ્છતા હતા, પણ મેરીના લગ્નથી તથા તેણે કરેલી પાપાની સત્તાની પુનઃસ્થાપનાથી ઇગ્લાંડમાં બહારના લોકોનો પગપેસારો થયો હતો, તેથી એ દેશનું રાજતંત્ર વધારે નહિ તો થોડા અંશે પણ પરદેશી લોકોના હાથમાં ગયું હતું, અને તે તેઓ લાંબો સમય સહન કરી શકે તેમ નહોતું. આ સ્થિતિમાં લોકોએ બળવો કર્યો હોત, પણ તેઓ મેરી જલદી મૃત્યુ પામશે એવી આશા રાખી ધીરજ પકડી બેઠા હતા. મેરીને સ્પેનના રાજા ફીલીપથી કંઇ સંતાન થયું ન હતું, અને થયું હોત તે પણ અંગ્રેજ લોકો એ સંતાન પરદેશી રાજાનું હોવાથી તેમણે પાર્લીમેંટમાં ઠરાવ કર્યા મુજબ તેને ગાદી આપવાની ના પાડત. આ સ્થિતિમાં ઇંગ્લાંડની ગાદીનો ખરો વારસ ઇલીઝાબેથ હતી અને તે મેરીના મૃત્યુ પછી ગાદીએ આવી.

ક્રાન્મરનું મૃત્યુ.

ઇલીઝાબેથ હેન્રી આઠમાની આન બોલેનથી થએલી પુત્રી હતી. જો કે તેની માતા સાથેનું લગ્ન હેન્રીએ ખોટું ઠરાવ્યું હતું તો પણ હેન્રીએ પાર્લામેંટમાં એક કાયદો પસાર કરાવી એડવર્ડ અને મેરી પછી તેને ગાદીનો વારસ ઠરાવી હતી. મેરીના વખતમાં તેને પોતાની જીંદગીનો ઘણો ભય હતો પણ તે બચી ગઇ હતી, અને મેરીના મૃત્યુ પછી ઈંગ્લાંડની રાજગાદીએ આવી. તેણે ૪૫ વર્ષ રાજ કર્યું (૧૫૫૮-૧૬૦૩). એ દરમિઆન તેણે ઇંગ્લાંડની સત્તા ઘણી જમાવી, અને તેને ઘણી રીતે બહુ આગળ વધાર્યો. તેમાં તેના બાપના ઘણા ગુણ હતા, તેથીજ તે આટલું બધું કાર્ય કરી શકી હતી. તે સમર્થ, ચતુર, શાણી, પરંતુ સ્વાર્થી, લોભી અને મહત્ત્વાકાંક્ષી હતી. તેનામાં ખરી ધાર્મિકતાનો અંશ ન હતો, પણ તેને અને તેની માતાને રૂમી મંડળીથી એટલું બધું વેઠવું પડયું હતું કે સ્વાભાવિક રીતે તેની સહાનુભૂતિ પ્રોટેસ્ટાંટ પંથ પ્રત્યે હતી. એમ છતાં મેરીના વખતમાં તેણે કાથોલીક હોવાનો દાવો કર્યો હતો, અને તેના મૃત્યુ પછી પણ તેણે એકદમ કંઇ ધાર્મિક ફેરફાર કર્યા ન હતા. વળી જ્યારે તે ગાદીએ આવી ત્યારે સ્પેનના ફીલીપની તેને મદદ મળી હતી, તેથી પણ કદાચિત તેણે એકાએક ફેરફાર કરવા યોગ્ય ધાર્યું નહિ. ફીલીપે તેને મદદ આપી તેનું કારણ માત્ર એટલુંજ હતું કે તે જો ઈંગ્લાંડની ગાદી પર ન આવે તો "સ્કોટલાંડની રાણી" મેરી આવે તેમ હતું, અને તે ફ્રાન્સનો કુમાર, જે ઇ. સ. ૧૫૫૯માંજ ફ્રાન્સનો રાજા થયો, તેની સાથે પરણેલી હોવાથી ફ્રાન્સ, ઇંગ્લાંડ અને સ્કોટલાંડ એ ત્રણે દેશનું ઐક્ય તેની વિરૂદ્ધ થાય તેમ હતું, અને એ સ્થિતિ તેને માટે જોખમકારક હતી. આ ઉપરાંત ઇલીઝાબેથને તેની કારકીર્દીની શરૂઆતમાંજ વિલ્યમ સેસીલ જે આગળ જતાં લોર્ડ બર્લીના નામથી પ્રસિદ્ધ થયો હતો તેનો મંત્રી તરીકે લાભ મળ્યો હતો, અને તે તેના મૃત્યુપર્યંત રહ્યો હતો. આ માણસ અતિ કાર્યદક્ષ અને દીર્ઘદર્શી રાજનીતિજ્ઞ હતો. તે ઈંગ્લાંડના મહાન રાજકીય નેતાઓમાંનો એક છે. આ ઉપરાંત ઇલીઝાબેથમાં એક બીજો ગુણ હતો, તેથી ઈંગ્લાંડના બધા વર્ગના માણસો તેના પ્રત્યે થોડા કે વધતા પ્રમાણમાં આકર્ષાયા હતા. આ ગુણ તેનો સ્વદેશપ્રેમ હતો, જેથી તેણે ઇંગ્લાંડનું રાજકીય અને આર્થિક હિત કેમ થાય એ પ્રશ્નને પોતાની સમક્ષ સર્વદા રાખ્યો હતો, અને તેને માટે પોતાથી બનતું બધું કરવાનો પ્રયત્ન કર્યો હતો. તે ઈંગ્લાંડની પ્રજાની ખરેખરી પ્રતિનિધિ હતી, તેથી લોકો તેનાથી સંતુષ્ટ હતા.

ઇલીઝાબેથનું ગાદીએ આવવું, ૧૫૫૮.

ઇલીઝાબેથે સુધારા કરવાનું કાર્ય ધીમે ધીમે શરૂ કર્યું. પ્રથમ ૧૫૫૯માં પાર્લામેંટમાં "રાજસત્તાના અધિપત્યનો કાયદો" તેની સામે ઘણો વિરોધ હતો છતાં પસાર કરવામાં આવ્યો. આ કાયદાથી ઈંગ્લાંડની મંડળી પરથી પાપાની સત્તાનું આધિપત્ય દૂર કરવામાં આવ્યું.

સુધારાઓ.

પણ આ કાયદામાં ઇલીઝાબેથે પોતે એક અગત્યનો ફેરફાર કર્યો. તે એ હતો કે આઠમા હેન્રીના કાયદામાં રાજાને માટે મૂકેલા "મંડળીના શિરપતિ" ને બદલે આ કાયદામાં "મંડળીના નિયામક (Governor)" એવો શબ્દ મૂકવામાં આવ્યા હતા. આ ઉપરાંત એડવર્ડ છઠ્ઠાની બીજી પ્રાર્થનાપોથી સુધારવા માટે એક મંડળ નીમવામાં આવ્યું અને તેમાં અમુક એવા નાના સુધારાઓ કરવામાં આવ્યા, જેથી એ પુસ્તક કાથોલીક લોકોને બહુ અણગમતું ન થાય. વળી ઈ. સ. ૧૫૫૯માં ભજનસેવાની એકરૂપતાનો કાયદો ફરી પસાર કરવામાં આવ્યો, અને આખા દેશમાં પ્રાર્થનાના પુસ્તકાનુસાર ભજનસેવા કરવાનું ફરજીયાત કરવામાં આવ્યું.

રાજસત્તાના આધિપત્યનો સ્વીકાર મેરીના વખતના માત્ર બેજ બિશપોએ અને પાળકવર્ગની નીચલી પદવી પરના સુમારે બસેંક માણસોએ કર્યો નહોતો.

નવા અધ્યક્ષો અને પ્રેરિતપદની પરંપરા.

નવા બિશપો નીમવાના સંબંધમાં તેમને દિક્ષા આપવાનો પ્રશ્ન તરત ઉભો થયો. ઇલીઝાબેથે પાર્કર નામના પોતાની માતુશ્રીના એક પાદરીને કેન્ટરબરીનો આર્ચબિશપ નીમવાની ઇચ્છા જણાવી, અને હેન્રી તથા એડવર્ડના વખતમાં જે માણસો બિશપ થએલા હતા તેમાંના ચાર જણે તેને દિક્ષા આપી. આ કાર્યથી મંડળીમાં પ્રેરિતપદની પરંપરા આજ સુધી ચાલુ રહી છે એવો એ મંડળીના નેતાઓ આજ સુધી દાવો કરે છે, પણ રૂમી મંડળી તેમનો એ દાવો માન્ય રાખતી નથી. નવા બિશપોને નીમવામાં આવ્યા, અને ૧૫૬૩ માં આગળની બેંતાળીસ માન્યતાઓને ફરી તપાસી તેમાં ઓગણચાળીસ ઠરાવવામાં આવી, તે આજે પણ ઇગ્લાંડની મંડળીના વિશ્વાસનામા તરીકે મનાય છે.

આ પ્રમાણે ૧૫૬૨માં ઇગ્લાંડની મંડળીની સ્વતંત્ર સ્થાપના પૂર્ણ રીતે થઇ ચુકી હતી. પણ હજુ તે ભયમાંથી મુક્ત ન હતી, તેને કાથોલીક પક્ષ તરફનો

અંગ્રેજી મંડળી અને તેના બે વિરોધી પક્ષ.

ભય તો હતોજ, પણ એથીએ વધારે ભય સુધારકો તરફથી હતો જેમ બીજા દેશોમાં હતું તેમ આ દેશમાં પણ સુધારણાને અંગે નવા નવા વિચાર સ્ફુર્યા હતા તેમ નવા પંથ પણ ઉભા થયા હતા, અને કેટલાક લોકો બહુ આગળ વધવા ઇચ્છતા હતા. ઈગ્લાંડમાં આ લોકોને Puritans અર્થાત "શુદ્ધિ કરનારા" એવું નામ આપવામાં આવ્યું હતું, એમ છતાં આ દેશમાં સુધારણાને અંગે જેમ યુરોપમાં કે સ્કોટલાંડમાં લ્યુથર, ઝવીંગ્લી, કાલ્વીન, નોક્સ વગેરે ઉત્પન્ન થયા હતા તેમ એક પણ વ્યક્તિ ઉભી થઇ ન હતી. આનું મુખ્ય કારણ એ હતું કે અહીં સુધારણાની શરૂઆત માત્ર રાજકીય અને સામાજીક હેતુઓથી થઇ હતી. આ દેશની પ્રજા તથા રાજસત્તા બહારની કોઇ પણ સત્તાને પોતાના દેશના કાર્યમાં જરા પણ સ્થાન દેવા ઇચ્છતી ન હતી, તેથીજ હેન્રી, એડવર્ડ અને ઇલીઝાબેથને સુધારાઓ દાખલ કરવામાં બહુજ થોડી મુશ્કેલી નડી હતી. પાર્લામેંટ તથા

મંડળીની સભાઓ તેમને પ્રથમથીજ સાનુકૂળ થઇ હતી, અને તેમને તેમનો રાજા જેમ કહે તેમ કરવા તે તૈયાર હતી. આનું એક મુખ્ય કારણ ઉંડા ધાર્મિક ભાવની ખામીમાં રહેલું હતું. પણ આ ખામી તરતજ દૂર થવાની હતી તથા આ દેશમાં ઇલીઝાબેથના વખતમાંજ લોકોની ધાર્મિક પ્રગતિ થવાની હતી.

સ્કોટલાંડની સામાજિક સ્થિતિ.

સોળમા સૈકાની શરૂઆતમાં સ્કોટલાંડ એક ગરીબ અને પછાત પડેલો દેશ હતો. ત્યાંની સામાજિક તથા રાજકીય સ્થિતિ મધ્યકાલિન હતી. રાજાનો અધિકાર થોડો હતો તેમજ અમીરઉમરાવો રાજસત્તાને અનુસરતા નહોતા. મંડળી ધનાઢ્ય હતી, અને આ દેશની જમીનનો લગભગ અર્ધો ભાગ તેને કબજે હતો. પણ મંડળીની મુખ્ય જગાઓ અમીરઉમરાવવર્ગના નાના દીકરાઓને આપવામાં આવતી, અને મંડળીની મિલકત વગેરે અમીરવર્ગના માણસોના હાથમાં હતી. આ દેશમાં પંદરમા સૈકામાં ત્રણ સ્થળે વિદ્યાપીઠો સ્થપાએલી હોવા છતાં કેળવણી જોઇએ તેવી અપાતી ન હતી, અને એ બાબતમાં દેશ ઘણોજ પછાત હતો.

ઈંગ્લાંડ સાથે વેર.

આ દેશનું મુખ્ય લક્ષ તેના પાડોસી ઈંગ્લાંડથી સ્વતંત્ર રહેવાનું હતું, અને એ, તે યોગ્ય રીતે સાધી શકે માટે તેણે ફ્રાન્સની સાથે સંધિ કરવાની એક પણ તક જવા દીધી ન હતી. સોળમા સૈકામાં આ દેશે અંગ્રેજોને હાથે ત્રણ મોટી હાર—ફ્લોડન (૧૫૧૩), સોલ્વેમોસ (૧૫૪૨) અને પીંકી (૧૫૪૭)—ખાધી હતી, પણ તેથી સ્કોટલાંડ ઈંગ્લાંડને કબજે થયો ન હતો. આનું કારણ મુખ્યત્વે કરીને આ દેશના લોકોમાં રહેલી સ્વાતંત્ર્યની પ્રબળ ભાવના હતું. પણ આથી સ્કોટલાંડનો ઈંગ્લાંડ પ્રત્યેનો દ્વેષભાવ બહુ વધ્યો હતો, અને તેણે ફ્રાન્સ સાથે ઐક્ય કરવાનો નિશ્ચય કર્યો હતો. આ ઐક્ય ઈંગ્લાંડને માટે ઘણું જોખમકારક હતું, કારણ કે તેથી તે બે દુશ્મનની વચ્ચે સપડાય તેમ હતું. આથી ઈંગ્લાંડે સ્કોટલાંડમાં પોતાની તરફેણનો એક પક્ષ ઉભો કરવા પ્રયત્ન કર્યો. સ્કોટલાંડનો રાજા જેમ્સ પાંચમો હેન્રી આઠમાનો ભાણેજ થતો હતો, છતાં તેણે પોતાના દેશના રક્ષણાર્થે ફ્રાન્સની સાથે સંધિ કરી અને તેથી પહેલાં તે ફ્રાન્સિસ પહેલાની કુમારી પરણ્યો અને તે મૃત્યુ પામતાં ગાઇઝ નામના પ્રખ્યાત ફ્રેંચ કાથોલીક કુટુંબની એક કન્યા પરણ્યો. આ બીજા લગ્નથી તેને મેરી નામની એક કુમારી થઇ, જે આગળ જતાં "સ્કોટલાંડની રાણી" તરીકે પ્રસિદ્ધ થઇ.

સુધારણાની શરૂઆત.

આ દેશમાં સુધારણાની શરૂઆત સોળમા સૈકાના પહેલા બે ત્રણ દસકામાંજ થઇ હતી. અહીંથી પાત્રીક હામીલ્ટન નામનો એક માણસ વિટેન્બર્ગ ગયો હતો અને ત્યાંથી પાછા આવતાં તેણે લ્યુથરના સિદ્ધાંતોનો પ્રચાર કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તેને ઇ. સ. ૧૫૨૮ માં બાળીને મારી નાખવામાં આવ્યો હતો. ૧૫૩૪ અને ૧૫૪૦માં બીજા કેટલાક માણસોને મારી નાખવામાં આવ્યા. એમ છતાં ૧૫૪૩ માં અહીંની પાર્લામેંટે

બાઇબલ વાંચવાની અને તેનું ભાષાંતર કરવાની પરવાનગી આપી. આ કાર્ય ઇંગ્લાંડમાં થએલી સુધારણાની અસરનું પરિણામ હતું. પણ તરતજ સ્કોટલાંડનો કાથોલીક પક્ષ જોરમાં આવ્યો અને તેણે સુધારણાનું જે કંઇ થોડું કાર્ય થવા લાગ્યું હતું તેને જબરદસ્તીથી દબાવી દીધું. ઇ. સ. ૧૫૪૬ માં જોર્જ વીશાર્ટ નામના મુખ્ય પ્રોટેસ્ટાંટ ઉપદેશકને બાળીને મારી નાખવામાં આવ્યો. આથી કાર્ડીનાલ બીટન જે કાથોલીક પક્ષનો નેતા હતો અને ફ્રેંચ લોકો સાથે સ્કોટલાંડનું ઐક્ય કરવા પ્રયત્ન કરતો હતો તેનું ખૂન કરવામાં આવ્યું, અને તેના વિરોધી પક્ષે સેંટ આંદ્રુ નામનો કિલ્લો સર કરી ત્યાં પોતાનું મથક કર્યું. આ ઠેકાણે ઇ. સ. ૧૫૪૭ માં એક બહુ સતાવાએલો પ્રોટેસ્ટાંટ ઉપદેશક, જે વીશાર્ટનો મિત્ર હતો, અને પોતે હજી સુધી કંઇ ખ્યાતિ પામ્યો ન હતો, તે આવ્યો, અને આ કિલ્લામાં રહેતા લોકોનો ધર્મગુરૂ થયો. આ માણસ તે સ્કોટલાંડની સુધારણાનો પ્રખ્યાત નેતા જોન નોક્સ હતો.

જોન નોક્સના જન્મ વિષે બહુજ થોડું જાણવામાં આવ્યું છે. તે ઇ. સ. ૧૫૦૫ થી ૧૫૧૫ સુધીમાં જનમ્યો હતો. આ સિવાય તેનાં માબાપ વિષે કે તેની કેળવણી સંબંધી બહુજ થોડું જાણવામાં આવ્યું છે. તેણે પાળકની દિક્ષા લીધી હતી એ માનવાને ચોક્કસ કારણ છે. પણ ઇતિહાસમાં વીશાર્ટના રક્ષક તરીકે તે પ્રથમ પ્રસિદ્ધિમાં આવે છે. જ્યારે એ ઉપદેશકને પકડવામાં આવ્યો ત્યારે નોક્સ તેની સાથે હતો, અને તે તરવાર વડે તેનું રક્ષણ કરવા તત્પર થયો હતો. વીશાર્ટના ઉપદેશની અસર તેના દિલ ઉપર સારી અને ઉંડી થઇ હોય એમ લાગે છે, અને કદાચિત તેની પાસેથીજ તેણે પ્રોટેસ્ટાંટ માન્યતાનો સ્વીકાર કર્યો હતો. વીશાર્ટના મૃત્યુ પછી તેણે થોડો સમય ખાનગી શિક્ષક તરીકે કામ કર્યું હતું, અને આગળ જતાં તે સેંટ આંદ્રુના કિલ્લામાં રહેતા પ્રોટેસ્ટાંટ લોકોનો ધર્મગુરૂ થયો હતો. આ કિલ્લો ફ્રેંચ લશ્કરે સર કર્યો અને તેમાં રહેલાં બધાં માણસોને પકડ્યાં, તેમાં નોક્સ પણ હતો. ત્યાર પછી નોક્સને ફ્રાન્સમાં કેદી તરીકે લઇ જવામાં આવ્યો અને ત્યાં તેણે દોઢેક વર્ષ ગુલામગીરી ભોગવી. આખરે ત્યાંથી તેને મુક્ત કરવામાં આવ્યો, અને તે ઇ. સ. ૧૫૪૯ માં ઇંગ્લાંડમાં આવ્યો, ત્યાં ક્રાન્મરે તેને સારો આશ્રય આપ્યો. તેણે ત્યાં બે ત્રણ વર્ષ ધાર્મિક કાર્યમાં ગાળ્યાં અને ૧૫૫૨ માં તેને બિશપની પદવી આપવામાં આવી પણ તેણે તે સ્વીકારી નહિ. ત્યાર પછી તરત મેરી ગાદીએ આવી તેથી તેને ઇંગ્લાંડ છોડવું પડયું, અને તે જીનીવામાં કાલ્વીન અને બીજા પ્રોટેસ્ટાંટ નેતાઓ પાસે જઇ રહ્યો. અહીં તેણે પોતાનું પહેલું પુસ્તક બહાર પાડયું. તે તેના નામ પ્રમાણે "રણશિંગાની પ્રથમ ફુંક" હતું. આ પુસ્તકમાં તેણે સ્ત્રીઓને રાજ્યાધિકાર સોંપવો ન જોઇએ એમ જણાવ્યું હતું, અને તે લખાણ ખાસ કરીને મેરીની વિરૂદ્ધ હતું. આ ઉપરાંત તેણે અહીં બાઇબલનું અંગ્રેજીમાં એક ભાષાંતર કર્યું. તે આગળ જતાં ઇંગ્લાંડના "પ્યુરીટન" લોકોને બહુ પ્રિય થઇ પડયું હતું.

જોન નોક્સ.

દરમિઆન સ્કોટલાંડમાં જેમ્સ પાંચમો મૃત્યુ પામ્યો હતો અને તેની રાણી ગાઇઝની મેરી રાજ્યરક્ષક થઇ હતી. આ મેરીએ પોતાની પુત્રી "સ્કોટલાંડની રાણી" મેરીનું સગપણ ફ્રાન્સની ગાદીના વારસ સાથે કર્યું હતું, અને તેની સલામતી માટે તેને ઇ. સ. ૧૫૪૮માં ફ્રાન્સમાં મોકલવામાં આવી હતી. ગાઇઝની મેરીની ઇચ્છા સ્કોટલાંડને ફ્રાન્સની સત્તાને પૂર્ણ રીતે આધીન બનાવવાની હતી, તેથી તેણે આ પગલાં ભર્યાં હતાં. પણ સ્કોટલાંડનો અમીરવર્ગ તેમજ સાધારણ લોકો સ્વાતંત્ર્યપ્રિય હોવાથી મેરીની આ ઇચ્છાથી ઘણા વિરૂદ્ધ હતા. એક તો પ્રોટેસ્ટંટ લોકોનો પક્ષ મેરીની વિરૂદ્ધ ઉભેલોજ હતો અને તેમાં વળી આ બન્ને પક્ષ ભળ્યો. આ બન્ને પક્ષનું નેતૃત્વ નોક્સના હાથમાં આવ્યું. તે ઇ. સ. ૧૫૫૫માં સ્કોટલાંડમાં પાછો આવ્યો અને ત્યાં તેણે છ મહિના સુધી ઉપદેશ કર્યો. પણ સ્કોટલાંડમાં લોકો રાજસત્તા સામે બળવો કરવા તૈયાર થએલા નહિ હોવાથી તે જીનીવા પાછો ગયો, અને ત્યાં રહેલા અંગ્રેજી બોલનારા લોકોનો પાળક થયો. દરમિઆન સ્કોટલાંડમાં તેનું કાર્ય ચાલુજ રહ્યું હતું. ઇ. સ. ૧૫૫૭માં કેટલાક પ્રોટેસ્ટંટ અને ફ્રાન્સના વિરોધી અમીરોએ એક કરાર કર્યો. તેની રૂએ તેમણે માત્ર "ઇશ્વરની પરમ કલ્યાણમય વાણી અને તેની મંડળી સ્થાપવાનો" નિશ્ચય કર્યો. આ ઉપરથી આ લોકોને "મંડળીના અમીર" એવું નામ આપવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૫૫૮માં ફ્રાન્સના રાજકુમાર સાથે મેરીનું લગ્ન થયું તેથી આ પક્ષ વધારે નાખુશ થયો, કારણ કે જો મેરીને આ લગ્નથી બાળક ઉત્પન્ન થાય તો તે ફ્રાન્સ તથા સ્કોટલાંડ બન્ને પર રાજ કરે તેમ હતું. આ ઉપરાંત રાજમાતા મેરીએ ફ્રાન્સની સાથે એવો ખાનગી કરાર કર્યો હતો કે તેની પુત્રી મેરી બાળકને જન્મ આપ્યા વગર મરી જાય તોપણ સ્કોટલાંડની ગાદી ફ્રાન્સને મળે. વળી ઇ. સ. ૧૫૫૮માંજ "સ્કોટલાંડની રાણી" મેરીએ ઈંગ્લાંડની મેરી ગુજરી જતાં પોતે ઈંગ્લાંડની ગાદીની વારસ છે અને ઇલીઝાબેથ રખાતની પુત્રી હોવાથી બીનહકદાર છે એવું જાહેર કર્યું. આ સ્થિતિમાં સ્કોટલાંડનું સ્વાતંત્ર્ય ઇચ્છનાર પક્ષને ઇલીઝાબેથની મદદ મળવાનું એક સબળ કારણ મળ્યું, તેથી ૧૫૫૯ માં નોકસ સ્કોટલાંડમાં પાછો આવ્યો. તેણે આવીને તરતજ પોતાનો ઉપદેશ આપવો શરૂ કર્યો, તેથી પર્થ નામના એક શહેરમાં લોકોએ સાધુઓના મઠ વગેરેનો નાશ કર્યો અને મૂર્તિઓ વગેરે ભાંગી નાખી. રાજમાતા મેરીએ આ કાર્યને બંડ ગણ્યું અને તેને શમાવવા પ્રયત્ન શરૂ કર્યો. તેની પાસે ફ્રેન્ચ લશ્કર તૈયારજ હતું, તેણે તેનો ઉપયોગ કરવા ધાર્યું. આ જોઇ સામેનો પક્ષ પણ લડવા તત્પર થયો અને તેમની વચ્ચે યુદ્ધ થયું, પણ તેનું કાંઇ ખાસ પરિણામ આવ્યું નહિ. દરમિઆન ૧૫૫૯માં ફ્રાન્સનો રાજા મરી ગયો તેથી મેરીનો ધણી ફ્રાન્સિસ બીજો ગાદીએ આવ્યો. તેણે સ્કોટલાંડમાં વધારે લશ્કર મોકલ્યું, તેથી થોડો સમય સુધારકો અને સ્વાતંત્ર્યપ્રિય

સ્કોટલાંડમાં બળવો.

પક્ષને કેટલીક મુશ્કેલી નડી, પણ તેમને ૧૫૬૦માં ઈંગ્લાંડમાંથી મદદ મળતાં તેઓએ યુદ્ધ ટકાવી રાખ્યું. એજ વર્ષમાં રાજમાતા મેરી ગુજરી ગઇ અને ફ્રાન્સની સાથે તેણે કરેલો કરાર પણ તેની સાથેજ પૂરો થયો. તેના મૃત્યુ પછી તરતજ ફ્રાન્સ અને ઈંગ્લાંડ વચ્ચે સંધિ થઇ, તેની રૂએ ફ્રાન્સની રાજસત્તાએ પોતાનું લશ્કર સ્કોટલાંડમાંથી પાછું ખેંચી લેવાનું વચન આપ્યું, અને સ્કોટલાંડનું રાજકાર્ય એક અમીરમંડળને સોંપવામાં આવ્યું. આ પ્રમાણે ઈંગ્લાંડની મદદથી સ્કોટલાંડનો બળવો ફતેહમંદ નીવડયો, અને એ દેશની પ્રજા ખરી રીતે સ્વતંત્ર બની. આ બળવામાં મધ્યમવર્ગના લોકોએ પણ ઘણો ભાગ લીધો હતો, અને નોક્સ તેમનો મુખ્ય નેતા હતો.

ઉપરોક્ત સંધિ થયા પછી નોક્સ અને તેના સહાયકારીઓએ સ્કોટલાંડમાં નવા ધર્મની સ્થાપના કરવાનું કાર્ય જોસભેર ઉપાડી લીધું. ઇ. સ. ૧૫૬૦માં ત્યાંની પાર્લામેન્ટે આખા દેશને માટે નોક્સે તૈયાર કરેલું એક વિશ્વાસનામું જે કાલ્વીનના મત ઉપર રચાએલું હતું તે સ્વીકાર્યું, અને પાપાની સત્તા દૂર કરી, તથા 'માસ' કરવાને માટે દેહાંતદંડની સજા ફરમાવી. આ ઉપરાંત ઇ. સ. ૧૫૬૧માં "નિયમનનું પ્રથમ પુસ્તક" પાર્લામેન્ટ આગળ પસાર થવા માટે રજુ કરવામાં આવ્યું. આ પુસ્તકદ્વારા કાલ્વીને યોજેલી મંડળીની વડીલશાસિત વ્યવસ્થા આખા સ્કોટલાંડમાં દાખલ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. તે પ્રમાણે પ્રત્યેક મંડળીનો અધિકાર એક પાળક અને વડીલોના હાથમાં મૂકવામાં આવ્યો હતો અને તેમને કોઇ પણ સભ્યને મંડળી બહાર મૂકવાનો અધિકાર હતો. મોટાં ગામો અને શહેરોમાં ચર્ચા વગેરે માટે સભાઓ ભરવાનું કામ રાખવામાં આવ્યું હતું, અને આ સભાઓમાંથી "પ્રેસ્બીટેરીઓ" અર્થાત્ "વડીલસભાઓ" ઉભી થાય એવી યોજના કરવામાં આવી હતી. આ ઉપરાંત જુદી જુદી મંડળીઓ અને પાળકોના ઉપરી તરીકે સભાઓ અને તેના ઉપરી તરીકે એક મહાસભા રહેવાની હતી. મંડળીના અધિકારી કે સેવકવર્ગમાં "વાંચક" અને "અધ્યક્ષ" વર્ગ ઉમેરવામાં આવ્યા હતા. આમાંનો "વાંચક" વર્ગ કોઈ નાની મંડળીમાં પાળક ન હોય તો તેનું કાર્ય કરવા માટે અથવા કોઇ મંડળીમાં ઘણું કાર્ય કરવાનું હોય તો પાળકને મદદ આપવા માટે ઠરાવેલો હતો અને "અધ્યક્ષ"નું કાર્ય જુદી જુદી મંડળીઓની વ્યવસ્થા કરવાનું તથા તેઓ ઉપર દેખરેખ રાખવાનું હતું, તેમને આત્મિક અધિકાર નહોતો. મંડળીના બંધારણ ઉપરાંત ઉપરોક્ત પુસ્તકમાં રાષ્ટ્રીય શિક્ષણ અને ગરીબવર્ગના લોકોના દુ:ખનિવારણની બહુ સારી યોજના રજુ કરવામાં આવી હતી. આ બધાં કાર્યને માટે જુની મંડળીની મિલકતનો ઉપયોગ કરવાની નોક્સે ભલામણ કરી હતી, અને તેથીજ પાર્લામેંટમાં તેને જોઇએ તેટલો ટેકો મળ્યો નહિ તથા એ પુસ્તક પસાર થયું નહિ. એમ

સ્કોટલાંડમાં કાલ્વીનના મતવાદની સ્થાપના.

છતાં તેમાં દર્શાવેલું બંધારણ ધીમે ધીમે દાખલ થયું. દરમિયાન અમીરઉમરાવોના માણસોએ મંડળીની જમીન ઉચાપત કરી લીધી, તેથી આ દેશની મંડળી જેવી ધનવાન હતી તેવીજ ગરીબ થઇ, પણ આ ગરીબાઇ તેના લાભાર્થેજ હતી; કારણ કે તેથી તેમાં એક પ્રકારનો - સમાનતાનો ભાવ જળવાઇ રહ્યો, તેથી સ્કોટલાંડની મંડળી રાજા અને અમીરઉમરાવો વડે લોકોના રક્ષણાર્થે એક ઢાલરૂપ બની.

ભજનપદ્ધતિ વગેરેમાં સુધારો.

ધીમે ધીમે અહીંની મંડળીનાં જે બધાં ક્રિયાકર્મ વગેરે શાસ્ત્ર પ્રમાણે ન હતાં તેને રદ કરવામાં આવ્યાં અને તહેવારો તરીકે માત્ર રવિવાર વિના બીજો કોઇ પણ દિવસ રાખવામાં આવ્યો નહિ. ભજનસેવા માટે એક પુસ્તક તૈયાર કર્યું. તે તેના નામથી ઓળખાય છે. આ ભજનપદ્ધતિ ઇ. સ. ૧૫૬૪માં મહાસભાએ સ્વીકારી હતી. આ પદ્ધતિ મુખ્યત્વે કરીને જીનીવાની અંગ્રેજી મંડળીમાં જે ભજનપદ્ધતિ પ્રચલિત હતી, તથા જે કાલ્વીનનીજ પદ્ધતિના આધારેજ રચવામાં આવી હતી તેના આધારે તૈયાર કરેલી હતી, એમ છતાં તેમાં સ્વતંત્ર પ્રાર્થનાને માટે વિશેષ અવકાશ હતો. જો કે ભજનસેવાનો કેટલોક ભાગ નિશ્ચિત હતો અને પ્રાર્થનાના કેટલાક નમુના પણ આપવામાં આવ્યા હતા.

મેરીનું સ્કોટલાંડમાં પુનરાગમન.

પણ આ સુધારણાનું કાર્ય શરૂ થતાંજ નોક્સને મુશ્કેલી નડવા લાગી હતી. ઇ. સ. ૧૫૬૦માં ફ્રાન્સનો રાજા ફ્રાન્સિસ ગુજરી ગયો હતો અને ૧૫૬૧માં મેરી સ્કોટલાંડમાં પાછી આવી હતી. હવે તે ફ્રાન્સની રાણી ન હતી. તેની વિધવા તરીકેની દુઃખી સ્થિતિ અને તેના મોહક સૌંદર્યને લીધે લોકોની દિલસોજી તેના પ્રત્યે સ્વાભાવિક રીતે ખેંચાઇ. આ કારણથી જે લોકોએ પોતાના દેશના સ્વાતંત્ર્ય માટે નવા ધર્મનો પક્ષ લીધો હતો તેઓ નવા સુધારાઓ પ્રત્યે અણગમાની નજરે જોવા લાગ્યા. એમ છતાં મેરીએ પ્રથમ ધીરજ અને શાણપણ બતાવ્યાં. તે પોતે પોતાના ધર્મને ચુસ્તપણે વળગી રહી, અને પોતાના ખાનગી દેવળમાં રોજ 'માસ' કરાવતી. પણ બીજી રીતે તેણે ઇ. સ. ૧૫૬૦માં નવા ધર્મની જે સ્થાપના થઇ હતી તેમાં કંઇ ફેરફાર કર્યો નહિ. સ્કોટલાંડમાં આવ્યા પછી તેનો પહેલો પ્રયત્ન ઇલીઝાબેથના મૃત્યુ પછી પોતાને ઇંગ્લાંડની ગાદીના વારસ તરીકે ઠરાવવાનો હતો, પણ તેમ કરવા ઇલીઝાબેથ ખુશી ન હતી. આ વખતે મેરી તેના ઓરમાન ભાઇ અને મંડળીના "અમીરો"માંના મુખ્ય જેમ્સ સ્ટુઅર્ટ અર્થાત્ અર્લ મરેની સલાહ પ્રમાણે ચાલતી હતી. આ ઉપરાંત તેણે નોક્સની સાથે કેટલીક વાર વાતચીત કરી તેને પોતાના પક્ષમાં લેવા પ્રયત્ન કર્યો, પણ નોક્સ એકનો બે થયો નહિ. દરમિયાન મેરીનો પક્ષ દિનપ્રતિદિન વધારે સબળ થતો હતો અને પ્રોટેસ્ટાંટ અમીરોમાં પણ બે તડ પડયાં હતાં. માસનો ઉપયોગ વધારે

પ્રમાણુમાં થવા લાગ્યો અને સ્પેનના રાજા ફીલીપ બીજાની સાથે મેરીના લગ્ન માટે મસલત ચાલવા લાગી. જો કે આ લગ્ન થયું નહિ તોપણ મેરીએ ઇ. સ. ૧૫૬૫માં તેના પિત્રાઇ લોર્ડ ડાર્ન્લી સાથે લગ્ન કર્યું, તેથી ઈંગ્લાંડ તથા સ્કોટલાંડ એ બન્ને દેશના પ્રોટેસ્ટંટોને તેમજ ઇલીઝાબેથને મોટા ભયનું કારણ ઉભું થયું. ડાર્ન્લી હેન્રી આઠમાની બેનનો પૌત્ર હતો અને મેરી પછી તે ઈંગ્લાંડની ગાદીનો વારસ હતો. આ ઉપરાંત તે ઇંગ્લાંડના કાથોલીકના નેતાઓમાં મુખ્ય હતો, અને પોતે ઉત્તર ઈંગ્લાંડમાં રહેતો હોવાથી ત્યાંના અમીરોમાં તેની લાગવગ ઘણી હતી. આ લગ્નનું પહેલું પરિણામ એ આવ્યું કે સ્કોટલાંડમાં કાથોલીક પક્ષ બહુ પ્રબળ થયો, અને મેરીનો મંત્રિ જેમ્સ સ્ટુઅર્ટ જે આ લગ્નની વિરૂદ્ધ હતો તેને દેશપાર કરવામાં આવ્યો. ત્યાર પછી ધીમે ધીમે મેરીએ કેટલાક પ્રોટેસ્ટંટ અમીરોને વશ કર્યા.

પણ મેરીનો શાણામાં શાણો મંત્રિ જવાથી તેણે ભૂલો કરવી શરૂ કરી, તેથી સ્કોટલાંડમાં નવા ધર્મનો ઉચ્છેદ થતો બંધ રહ્યો. ડાર્ન્લી અભિમાની તથા દુરાચારી હતો, તેથી સ્કોટલાંડના અમીરો તથા મેરી પોતે તેનાથી બહુ નારાજ થયાં. વળી તે પોતે ડેવીડ રિટસીઓ નામના મેરીના એક માનીતા મંત્રિ પ્રત્યે ઇર્ષા અને વહેમની નજરે જોવા લાગ્યો, અને તેણે તથા કેટલાક પ્રોટેસ્ટંટ અમીરો આ રિટસીઓ કાથોલીક તરીકે તેમનો વિરોધ કરતો હોવાથી તેનાથી બહુ નારાજ હતા, તેમણે તેને મારી નાખવાને એક કાવતરૂં રચ્યું અને ઇ. સ. ૧૫૬૬ માં તેને મારી પણ નાખ્યો. આ વખતે મેરીએ બહુ છળથી કામ લઇ દુર્બળ મનના ડાર્ન્લી પાસેથી તેના મળતીઆનાં નામ જાણી લીધાં, અને તેઓમાંના જેમણે રિટસીઓનું ખૂન કરવામાં ભાગ લીધો હતો તેમને દેશપાર કર્યા અને બીજાને માફી આપી. ત્યાર પછી તરતજ મેરીને એક પુત્ર થયો, તે સ્કોટલાંડના જેમ્સ છઠ્ઠા અને ઈંગ્લાંડના જેમ્સ પહેલા તરીકે ઓળખાય છે. આ બીના મેરીનો પક્ષ પ્રબળ કરવાને ઘણી અગત્યની હતી, પણ મેરીએ તરતજ એક ઘણો મોટો અપરાધ કર્યો, તેથી તેનું સર્વસ્વ ગયું. આ વખતે મેરી બોથવેલ નામના એક અમીર સાથે પ્યારમાં પડી તેથી બોથવેલે કાવતરૂં કરી ડાર્ન્લીને મારી નાખ્યો (૧૫૬૭). આ કાવતરામાં મેરીનો હાથ હતો કે નહિ એ એક પ્રશ્ન છે, અને તે હોય એ સંભવિત પણ છે, કારણ કે બોથવેલની તપાસ માત્ર એક ફારસરૂપે થયા પછી તેમાંથી તે છુટી ગયો એટલુંજ નહિ પણ મેરીએ તેને મોટી પદવીઓ આપી અને તરત તેની સાથે લગ્ન પણ કર્યું.

મેરીના માનીતા રિટસીઓનું મૃત્યુ.

ડાર્ન્લીનું મૃત્યુ.

મેરીનાં આ બધાં કામથી સ્વાભાવિક રીતે તેની પ્રજા તેનાથી ઘણી નારાજ થઈ, તથા ઈંગ્લાંડ અને યુરોપના કાથોલીક લોકો જે અત્યાર સુધી તેના પક્ષના હતા તે પણ બહુ નાખુશ થયા. સ્કોટલાંડમાં તો કાથોલીકો અને પ્રોટેસ્ટંટો

મેરીનું કેદ પકડાવું અને રાજ્ય છોડવું.

એકત્ર થઇ તેની સામે ઉઠયા, અને તેના લગ્ન પછી એકજ મહિને તેને કેદ કરવામાં આવી તથા (૧૫૬૭માં) રાજગાદી છોડીને તેના માત્ર એકજ વર્ષના પુત્રને તે આપવાની અને જેમ્સ મરેને રાજ્યરક્ષક નીમવાની ફરજ તેને પાડવામાં આવી. આ પ્રમાણે મેરીના હાથમાંથી બધી રાજસત્તા ગઇ અને તરતજ પાર્લામેન્ટદ્વારા પ્રોટેસ્ટંટ પંથ પૂર્ણ રીતે રાજધર્મ તરીકે સ્વીકારવામાં આવ્યો. મેરી થોડા વખત પછી નાસીને

મેરીનું મૃત્યુ.

ઈંગ્લાંડ ગઇ. ત્યાં પ્રથમ ઇલીઝાબેથે તેને સારી રીતે રાખી પણ પાછળથી તેને લીધે કાથોલીક કાવતરાં થતાં હોવાથી તેણે તેનો ઇ. સ. ૧૫૮૭ માં વધ કરાવ્યો.

નોક્સનું કાર્ય પણ પૂરૂં થવા આવ્યું હતું. તેણે સ્કોટલાંડમાં કાલ્વીનનો મત સ્થાપ્યો એટલુંજ નહિ પણ આખા દેશ ઉપર પોતાના જીવન અને ચારિત્ર્યની

નોકસનું મૃત્યુ અને કાર્ય.

બહુ ઉંડી છાપ પાડી, તે એટલે સુધી કે આજે પણ કાલ્વીનના પંથાનુયાયી દેશોમાં સ્કોટલાંડ મુખ્ય છે. નોક્સ આટલું બધું કામ કરી શક્યો તેનું મુખ્ય કારણ તેનો અસાધારણ વિશ્વાસ અને તેની અતિ પ્રબળ નૈતિક હિમ્મત હતાં. તેને રાજા, રાણી, અમીર કે ઉમરાવોનો લેશ માત્ર ડર ન હતો. એ બધાની સામે થઇને તે પોતાના સિદ્ધાંતને અતિ મક્કમ અને અડગપણે વળગી રહ્યો અને આખરે પોતાના મતનો થએલો જય તેણે પોતાની હૈયાતીમાંજ જોયો. તેનું કાર્ય આંદ્રુ મેલ્વીન નામનો એક માણસ જે જીનીવામાં કેટલોક વખત રહ્યો હતો અને ત્યાંથી ઇ. સ. ૧૫૭૪માં સ્કોટલાંડમાં પાછો આવ્યો હતો તેણે ઉપાડી લીધું. મેલ્વીનનું ખાસ કાર્ય ગ્લાસ્ગો અને સંત આંદ્રુઝની વિદ્યાપીઠનો સુધારો કરવાનું તથા સ્કોટલાંડમાં વડીલશાસિત બંધારણને દૃઢ કરવાનું હતું. જેમ્સ છઠાએ નવી મંડળી ઉપર તરાપ મારવા જે પ્રયત્ન કર્યો હતો તેની સામે તેણે તેનું રક્ષણ કર્યું હતું, તેથી તેને પોતાની જીંદગીનાં છેલ્લાં સોળ વર્ષ પોતાના દેશની બહાર ગાળવાં પડ્યાં હતાં.

આ બધી હિલચાલ સ્કોટલાંડમાં ચાલતી હતી તે દરમિઆન ઈંગ્લાંડમાં સુધારાનું કાર્ય ઇલીઝાબેથ તરફથીજ દૃઢતાથી આગળ વધતું હતું. આ રાણીએ પ્રથમ મંડળી સંબંધી જે નવા કાયદાઓ કર્યા હતા તે તેણે એકદમ અમલમાં મૂક્યા નહિ. પણ જ્યારે સ્કોટલાંડમાં મેરીએ અને ફ્રાન્સમાં કાથોલીક લોકોએ તેની વિરૂદ્ધ પગલાં ભરવા માંડ્યાં ત્યારે તેણે ઈંગ્લાંડમાં મંડળીનું આધિપત્ય રાજસત્તાના હાથમાં રહેવું જોઇએ એવો જે કાયદો પસાર કર્યો હતો તે દૃઢતાથી અમલમાં મૂકવા માંડયો. એ કાયદા પ્રમાણે સોગન લેવાની બાબત પાળકવર્ગ માટે ફરજીયાત કરવામાં આવી એટલુંજ નહિ પણ રાજ્યના પ્રત્યેક નોકર માટે પણ તે ફરજીયાત ઠરી. આ ઉપરાંત તેણે એક અદાલત સ્થાપી, તેની મારફતે આ નવા કાયદાઓનો અમલ બરાબર

રીતે કરવામાં આવ્યો. એમ છતાં ધર્મ સંબંધી તે પોતે તટસ્થ હતી તેથી એકંદર તેની રાજનીતિ સહિષ્ણુ હતી અને ધર્મના નામે લોકોની બહુ સતાવણી કરવામાં આવી ન હતી. તેણે જે એકજ વાત ઉપર મુખ્યત્વે કરીને ભાર દીધો હતો તે એ હતી કે ઈંગ્લાંડના લોકોએ બહારની કોઇ પણ સત્તાને પોતાના બીજા કાર્યમાં તો નહિજ પણ ધર્મના કાર્યમાંએ હાથ ઘાલવા દેવો નહિ. આ ઉપરાંત લ્યુથરના પંથનો એક મુખ્ય સિદ્ધાંત "યથા રાજા તથા ધર્મ" તેણે સ્વીકાર્યો હતો. આ સૂત્ર બીજા લોકોએ મોટે ભાગે માન્ય રાખ્યું, પણ પ્રોટેસ્ટાંટ લોકોમાંનાજ કાલ્વીનના અનુયાયીઓએ તે સ્વીકાર્યું નહિ, જો કે તેઓ પણ સ્કોટલાંડ કે જીનીવા જેવા સ્થળમાં ધાર્મિક એકરૂપતા ફરજીયાત કરવાનું ચૂક્યા ન હતા. એમ છતાં હેન્રી અને ઇલીઝાબેથના વખતમાં આ દેશના લોકો પરસ્પર લડી મુઆ નહિ એવું મુખ્ય કારણ એ હતું કે આ દેશમાં રાષ્ટ્રીય ભાવના ઘણી ખીલી હતી તથા રાજસત્તા પ્રબળ વ્યક્તિઓના હાથમાં હતી.

ઈલીઝાબેથની રાજનીતિ.

આ પ્રમાણે ઇલીઝાબેથની રાજનીતિ સાધારણ રીતે સહિષ્ણુ હતી તોપણ કાથોલીક મતાનુયાયીઓ ઉપર કેટલોક જુલમ ગુજારવામાં આવ્યો હતો, તેનું કારણ કદાચિત એ હતું કે તેમના તરફથી ઇલીઝાબેથને પોતાને તેમજ રાજ્યને વધારે ભય હતો. પાપાની સત્તા તથા ફ્રાન્સ, સ્પેન વગેરે દેશનાં કાથોલીક રાજ્યો ઈંગ્લાંડના રાજકાર્યમાં ડખલગીરી કરવા તત્પરજ હતાં. વળી સ્કોટલાંડની મેરી જે કાથોલીક હતી તે પોતાને ઈંગ્લાંડની ગાદીની ખરી હકદાર ગણુતી હતી, અને તેનો પક્ષ લેવા ઈંગ્લાંડના તથા અન્ય દેશના કાથોલીક લોકો તૈયાર હતા. ઇ. સ. ૧૫૬૯ માં ફ્રાન્સમાં હ્યુગેનો લોકો દબાયા ત્યારે ઈંગ્લાંડના ઉત્તર ભાગમાં કાથોલીક લોકોએ એક બળવો પણ કર્યો. ઇ. સ. ૧૫૭૦ માં પાપાએ એક આજ્ઞાપત્ર કાઢયું, તેની રૂએ ઇલીઝાબેથને બિનખ્રીસ્તી ગણીને તેને રાજ કરવાનો હક નથી તથા તેની પ્રજા તેને વશ રહેવા બંધાએલી નથી એવું જાહેર કર્યું, તથા ઉત્તરના કાથોલીક લોકોને તેણે ઉત્તેજન તથા મદદ આપ્યાં. સ્પેનના ફીલીપે આ વખતે તેમને મદદ આપી નહિ તેનું કારણ માત્ર તેનો પોતાનોજ અમુક સ્વાર્થ હતો. એમ છતાં સ્પેનની સાથે પ્રબળ વિરોધ થવાને વાર ન હતી, તેથી ઇલીઝાબેથે તેની સામે થએલા નેધર્લાંડના લોકોને છૂપી મદદ આપી. વળી જ્યારે આથી કાંઇ વળ્યું નહિ, અને નેધર્લાંડના લોકો વધારે મુસીબતમાં આવ્યા ત્યારે તેણે તેમને ખુલ્લી રીતે મદદ કરી. આથી ઈંગ્લાંડ અને સ્પેન વચ્ચે યુદ્ધ શરૂ થયું. આ બધો વખત ઇંગ્લાંડના કાથોલીક લોકો મોટે ભાગે સુસ્ત બેસી રહ્યા હતા. વળી તેમણે પોતાના ધર્મનું રક્ષણ કરવાને કાંઇ પણ પગલું લીધું નહિ એવું મુખ્ય કારણ એ હતું કે તેઓમાં ધર્મ પ્રત્યે પુષ્કળ ઉદાસીનતા હતી. એ દૂર કરવા આલેન નામનો એક કાથોલીક વિદ્વાન જે આગળ જતાં

કાથોલીક લોકોની સતાવણી.

કાર્ડીનાલ થયો હતો તેણે ફ્રાન્સમાં આવેલા ડુએ નામના એક સ્થળે ઈંગ્લાંડ માટે પાપાના ધર્મનો પ્રચાર કરવાને પાળકો તૈયાર કરવા માટે એક પાઠશાળા ખોલી હતી. આ લોકોનો ઉદ્દેશ કેવળ આત્મિક હતો, પરંતુ ઈંગ્લાંડમાં લોકો તેમના પ્રત્યે બહુ વહેમની નજરે જોતા હતા. ઇ. સ. ૧૫૮૦માં જેસુઇટ લોકોએ ઈંગ્લાંડમાં એક મિશન ખોલ્યું. તેનો કામ્પીઅન નામનો એક નેતા જેનો ઉદ્દેશ જરા પણ રાજકીય નહોતો તેને રાજ્ય તરફથી પકડીને મારી નાખવામાં આવ્યો. પણ આ મિશનનો પારસન નામનો બીજો નેતા ઇગ્લાંડમાંથી નાસી છુટયો અને આલેનને પોતાના પક્ષમાં લઇ ઈંગ્લાંડ ઉપર સ્પેનનો હુમલો લઇ જવાનું, કાથોલીક લોકોનું બંડ ઉઠાવવાનું અને ઇલીઝાબેથને પદભ્રષ્ટ કરવાનું અથવા તેને મારી નાખવાનું એક મોટું કાવતરૂં રચ્યું, આનું પરિણામ કાથોલીક લોકોને માટે બહુ ખરાબ આવ્યું. આ વાતની જાણ થતાં ઇ. સ. ૧૫૮૪માં ઈંગ્લાંડમાં કાથોલીક પાળકો ઘણી મોટી સંખ્યામાં દેહાંતદંડની શિક્ષા પામ્યા તેમાંના ઘણા તદન નિર્દોષ હતા.

ઇ. સ. ૧૫૮૬માં ઇલીઝાબેથને મારી નાખવા માટે એક બીજું કાવતરૂં રચાયું, તે બાબીંગટનના નામથી ઓળખાય છે. આ કાવતરૂં કરવામાં "સ્કોટલાંડની રાણી" મેરી જે આ વખતે ઈંગ્લાંડમાં હતી, તેણે ભાગ લીધો હતો. આ કારણથી ઇલીઝાબેથે તેને ઇ. સ. ૧૫૮૭માં દેહાંતદંડની સજા કરી. દરમિઆન કેટલોક વખત થયાં સ્પેનની સાથે થોડુંઘણું યુદ્ધ દરીઆ પર ચાલુ હતું અને ઈંગ્લાંડને કબજે કરીને એ યુદ્ધ પૂરૂં કરવા તથા ત્યાં કાથોલીક ધર્મ સ્થાપવા ફીલીપે હામ ભીડી અને એક મોટો કાફલો તૈયાર કર્યો. આ યુદ્ધ ફીલીપે એક પ્રકારની ક્રુઝેડ જેવું માન્યું હતું તેથી તેને તેની પ્રજા તરફથી તથા સ્પેનના અમીરઉમરાવો તરફથી ઘણુંજ પ્રોત્સાહન મળ્યું હતું. આખરે ઘણા ખરચે અને મહામુશ્કેલીથી એક બળવાન કાફલો ઇ. સ. ૧૫૮૮માં સ્પેનથી રવાના થયો. આ કાફલો વિજય કરીનેજ આવશે એમ યુરોપમાં સહુ કોઇ માનતું હતું. તે જુની પદ્ધતિ ઉપર બાંધવામાં આવ્યો હતો અને તેનું યુદ્ધ પણ જુની પદ્ધતિસર હતું. તેની સામે ઈંગ્લાંડનો કાફલો નાનો છતાં નવી પદ્ધતિ પ્રમાણે તૈયાર થએલો હતો. તેનાં વહાણો ઝડપથી ચાલનાર

સ્પેન સાથે યુદ્ધ.

હતાં, તથા તેમની તોપો મોટી અને વધારે છેટે મારી શકે એવી હતી. આખરે આ બન્ને કાફલાઓ પ્લીમથ પાસે ભેગા થયા, અને લગભગ એક અઠવાડીઆં સુધી ઈંગ્લીશ ખાડીમાં તેમની જેવીતેવી લડાઇ ચાલ્યા પછી ગ્રાવલીન આગળ એક મોટી લડાઇ થઇ, તેમાં સ્પેનના કાફલાએ પુરો માર ખાધો અને એનો જે કાંઇ ભાગ બચ્યો તે છેક ઉત્તરમાં નાસી જઇ સ્કોટલાંડ અને આયર્લાંડનો ચકરાવો ખાઇને મહામુસીબતે સ્પેન દેશ પહોંચ્યો. આ યુદ્ધદ્વારા ફીલીપે પ્રોટેસ્ટાંટ પંથને દબાવી દઇને કેથોલીક પક્ષનો વિજય કરવા ધાર્યું હતું, અને જો તેનો વિજય અહીં થયો હોત તો અખિલ યુરોપમાં કાથોલીક ધર્મ બહુ જોરમાં આવત એમાં કાંઇ શંકા નથી.

પણ ફીલીપની આ આકાંક્ષા સફળ થઇ નહિ. વળી આ યુદ્ધ સંબંધી એક વિશેષ ધ્યાનમાં લેવા જેવી વાત એ છે કે ઇંગ્લાંડમાં આ વખતે તેના ધાર્યા પ્રમાણે બંડ ઉઠયું નહિ, એટલુંજ નહિ પણ ઉલટું કાથોલીક અને પ્રોટેસ્ટાંટ એ બન્ને લોકોએ મળી ઇંગ્લાંડનું રક્ષણ કર્યું.

આ દેશમાં સુધારણાના કાર્યથી લોકોમાં બહુ અસંતોષ ફેલાયો ન હતો તેનું એક બીજું કારણ એ પણ હતું કે અહીં સુધારણાને અંગે જુના ધર્મની ભજનસેવા વગેરેમાં બહુજ થોડો ફેરફાર કરવામાં આવ્યો હતો. પણ આ કારણથીજ પ્રોટેસ્ટાંટ લોકોમાંના કેટલાક અને ખાસ કરીને કાલ્વીનના અનુયાયીઓ નવી મંડળીથી સંતુષ્ટ થયા ન હતા. આ લોકો રાણી ઇલીઝાબેથનું અને ઈંગ્લાંડનું પાપાની કે પરરાજ્યની સત્તાથી રક્ષણ કરવાને જેટલા આતુર હતા તેટલાજ પોતાના પંથની સ્થાપના કરવા આગ્રહી હતા. આ અરસામાં પ્રોટેસ્ટાંટ લોકોમાં પ્રભુભોજન સંબંધી બે મત હતા; એક લ્યુથરનો અને બીજો કાલ્વીનનો. પ્રાર્થનાના નવા પુસ્તકમાં આ બન્ને સિદ્ધાંતને સ્થાન આપવામાં આવ્યું હતું, એ વાત કાલ્વીનના અનુયાયીઓને માન્ય ન હતી. આ ઉપરાંત તેઓ પાળકવર્ગનાં ખાસ વસ્ત્ર, લગ્ન કરતી વખતે વર તરફથી વહુને અપાતી મુદ્રિકા, બાપ્તિસ્મા આપતી વખતે કરવામાં આવતું વધસ્તંભનું ચિહ્ન વગેરે બાબતો વહેમજન્ય છે એમ માનતા હતા, અને એ બધું દૂર કરી તેઓ માત્ર નવા કરારમાં આપેલી રીત પ્રમાણે ભજનસેવા વગેરે દાખલ કરવા ઇચ્છતા હતા. આ કારણથી આ લોકોને સુમારે ૧૫૬૪થી પ્યુરિટનો અર્થાત્ "શુદ્ધિ કરનારા" નામ આપવામાં આવ્યું હતું એ આગળ કહી ગયા છીએ.

પ્રોટેસ્ટાંટ લોકોમાં મતભેદ.

આ પ્રમાણે પ્રોટેસ્ટાંટ લોકોમાં જે બે પક્ષ પડયા હતા તેમની વચ્ચે પ્રથમ પાદરીઓનાં વસ્ત્ર સંબંધી તકરાર ઉભી થઇ. પ્યુરિટન લોકોએ વિશેષ વસ્ત્રો દૂર કરવાની માગણી કરી, પણ ઇલીઝાબેથ તેમ કરવા જરા પણ ખુશી ન હતી, તેથી આર્ચબિશપ પાર્કરે કેટલાક એવા નિયમ ઘડયા કે તેથી પ્યુરિટન લોકોમાંના ઘણાને પાળકવર્ગમાંથી નીકળી જવું પડયું. તે પછી આ લોકોએ પોતાના પંથનું બીજું પગલું લીધું, તે એ હતું કે આર્ચબિશપ કે બિશપ વગેરેને પાળકવર્ગના બીજા અધિકારીઓના કરતાં કંઇ પણ વિશેષ અધિકાર નથી, અને તે સંબંધી વાદવિવાદ શરૂ થયો. અત્યાર સુધી ઈંગ્લાંડમાં કાલ્વીનના અનુયાયીઓએ મંડળીના વડીલશાસિત બંધારણ માટે માગણી કરી ન હતી પણ હવે તેઓ તે કરવા લાગ્યા. આ વાદવિવાદમાં પ્યુરિટન લોકો તરફથી મુખ્ય ભાગ કાર્ટરાઇટ નામના એક ધર્મસિદ્ધાંતના અધ્યાપકે લીધો હતો, અને વીટગીફ્ટ નામના એક માણસે તેને પ્રતિપક્ષ તરફથી ઉત્તર

પ્રેસ્બિટેરીઅન વડીલશાસિત મંડળી માટે પ્રયત્નો.

આપ્યો હતો. આમાં વીટગીફ્ટે બિશપની સંસ્થા એ શાસ્ત્રોક્ત છે એમ નહિ પણ મંડળીના બંધારણને માટે સર્વેથી વધારે યોગ્ય છે એવી દલીલ રજુ કરી હતી. વીટગીફ્ટની અસરથી કાર્ટરાઇટને ૧૫૭૦માં અધ્યાપકનું કાર્ય છોડી દેવું પડયું હતું અને ૧૫૭૧માં યુનીવર્સિટીમાંથી પણ ખસી જવું પડયું હતું. ત્યાર પછી તેણે કેટલોક વખત યુરોપમાં ઘણી મુશ્કેલીમાં ગાળ્યો, પણ છેક આખર સુધી મંડળીના વડીલશાસિત બંધારણ માટે પ્રયત્ન કરતો રહ્યો. કાર્ટરાઇટના ગયા પછી પણ જુદા જુદા માણસોએ ઈંગ્લાંડમાં તેનું કાર્ય ચાલુ રાખ્યું, પણ તેઓ તેની માફક મંડળીમાં બહુ મોટો ફેરફાર કરવા ઇચ્છતા ન હતા. આ લોકોએ પોતાના મતાનુસાર કેટલીક જગાઓએ વડીલોનાં મંડળ સ્થાપ્યાં, અને પાળકોની સભાઓ પણ ભરાવા લાગી. ઇ. સ. ૧૫૭૪માં "મંડળીનું નિયમન" નામનું એક પુસ્તક બહાર પડયું અને તેમાં કેટલાક આગળ પડતા વિચારો જણાવવામાં આવ્યા. આ પુસ્તકને નવા પક્ષે પોતાના ધોરણ તરીકે સ્વીકાર્યું. આ ઉપરાંત ઇ. સ. ૧૫૭૬માં આર્ચ-બિશપ પાર્કરના મૃત્યુ પછી ગ્રીન્ડાલ નામનો એક માણસ આર્ચબિશપ થયો. તે પ્યુરિટન લોકો પ્રત્યે સહાનુભૂતિ ધરાવતો હોવાથી તેના વખતમાં તેમને શાંતિ મળી, પણ તેને તરતજ પ્યુરિટન લોકોના પાળકોની સભાઓ બંધ કરવાનો રાણીનો હુકમ અમલમાં ન મૂકવા માટે પદભ્રષ્ટ કરવામાં આવ્યો.

આ વખતે ઈંગ્લાંડમાં પ્યુરિટન લોકો ત્યાંની મંડળીથી છુટા થવા ઇચ્છતા ન હતા. તેમની ઇચ્છા અંદર રહીને આખી મંડળીમાં સુધારો કરવાની હતી. તેમનો આ હેતુ પાર પડે એ અશક્ય ન હતું, કારણ કે બે ત્રણ દસકામાંજ

Congregation-alism અર્થાત્ ખ્રીસ્તસમાજની સ્થાપના.

મંડળીનાં બંધારણ અને ભજનસેવામાં મહત્વના ફેરફાર થયા હતા. આથી તેઓ ઉતાવળથી કાર્ય કરવા ઇચ્છતા ન હતા. એમ છતાં તેઓમાં કેટલાક એવા પણ હતા કે જેઓ પોતાના મતાનુસારનું કાર્ય તત્પરતાથી કરવા ઇચ્છતા હતા. આ લોકો મંડળીથી જુદા પડવા માગતા હતા, તેથી તેમને "જુદા પડનાર" અથવા "સ્વતંત્ર સભાના સભ્યો" નામ આપવામાં આવ્યું. લંડનની આવી એક સ્વતંત્ર સભાના સભ્યોને ઇ. સ. ૧૫૬૭ માં પકડી કેદ કરવામાં આવ્યા હતા, પણ હજુ તેમના સિદ્ધાંત સ્પષ્ટ થયા ન હતા. જેને આધુનિક કાળમાં Congregationalism ( અર્થાત્ દરેક મંડળી સ્વતંત્ર છે એવું માનનારા) કહે છે તે મત ઇ. સ. ૧૫૮૦માં રોબર્ટ બ્રાઉન નામના એક માણસે પ્રકટ કર્યો અને ૧૫૮૧માં તેણે એ મતાનુસાર નોરીચમાં એક મંડળી સ્થાપી. આથી તેને તરતજ કેદમાં જવું પડયું, અને તેમાંથી છુટા થયા પછી તે તથા તેના મિત્રો હોલાંડમાં જઇ રહ્યા. ત્યાં તેણે બે ત્રણ પુસ્તકો લખ્યાં, અને તેમાં પ્યુરિટન લોકો ઉપર સખત પ્રહાર કર્યા, તથા પોતાના મતનું પ્રતિપાદન કર્યું. આ મતની

વિશેષતા એ છે કે પ્રત્યેક મંડળી એ ખ્રીસ્તની સ્વતંત્ર મંડળી છે, અને તેના સભ્યો ખ્રીસ્ત સાથે તેમજ પરસ્પર સ્વતંત્ર કરારથી જોડાયા છે, અને પ્રત્યેક મંડળીને પોતાનાજ અધિકારીઓ હોય છે. આ અધિકારીવર્ગમાં બિશપને સ્થાન નથી, તેમજ પ્રત્યેક સભ્ય ઉપર અમુક અંશે આખી મંડળીની જવાબદારી મૂકવામાં આવેલી છે. એજ પ્રમાણે જુદી જુદી મંડળીઓ એક બીજીથી પૂર્ણ રીતે સ્વતંત્ર છે, અને તેમનો પરસ્પરનો સંબંધ માત્ર પ્રેમ અને ભ્રાતૃભાવનો છે. મંડળીના આ જાતના બંધારણમાં આધુનિક પ્રજાસત્તાક રાજ્ય જેમાં પ્રત્યેક વ્યક્તિને અમુક હક રહેલા છે તેનું બીજ રહેલું હતું.

આનાબાપ્તિસ્ત મતની બ્રાઉન પર અસર.

બ્રાઉનના કેટલાક સિદ્ધાંત આનાબાપ્તિસ્ત લોકોના જેવા હતા, જોકે એ બેમાં અમુક ભેદ તો છેજ. બ્રાઉન બાળકોને બાપ્તિસ્મા આપવાથી વિરૂદ્ધ ન હતો, પણ આનાબાપ્તિસ્ત લોકોના સિદ્ધાંત પ્રમાણે તેને સ્થાન ન હતું. આ ઉપરાંત બ્રાઉને મંડળીમાં જુદી જુદી વ્યક્તિઓના પરસ્પર સંબંધના પાયારૂપે કરારને વિશેષ પ્રમાણમાં મુખ્ય વસ્તુ ગણી છે. બધું જોતાં બ્રાઉન ઉપર આનાબાપ્તિસ્ત મતની અમુક અસર થઇ હોય એ સંભવિત છે. નોરીચ નામનું શહેર જ્યાં તે પ્રથમ રહેતો હતો ત્યાં હોલાંડમાંથી આનાબાપ્તિસ્ત લોકો સતાવણીના માર્યા આવી વસ્યા હતા. વળી બ્રાઉન પોતે સતાવણીના કારણથી હોલાંડમાં જઇ રહ્યો હતો અને આ બંને સ્થળે સીધી નહિ તો આડકતરી રીતે તેના પર આનાબાપ્તિસ્ત મતની અસર થવાનો ઘણો સંભવ હતો.

બ્રાઉનના જીવનનો ઉત્તર ભાગ અને મૃત્યુ.

બ્રાઉન પોતે હોલાંડમાં થોડોજ વખત રહ્યો હતો, તે ત્યાંથી સ્કોટલાંડમાં આવ્યો અને ત્યાંથી પાછો ૧૫૮૫માં ઈંગ્લાંડમાં આવ્યો. ત્યાં તેણે ઈંગ્લાંડની મંડળીની માન્યતા સ્વીકારી અને છેક મૃત્યુ પર્યંત (૧૬૩૩) તેમાં રહી પાદરીનું કાર્ય કર્યું. આ કામ તેણે અંતઃકરણની માન્યતાપૂર્વક નહિ પણ પોતાથી જે કાર્ય બને તે કરવા ખાતર કર્યું હોય એમ લાગે છે. આ કારણથી પ્રથમના ખ્રીસ્તસમાજી "બ્રાઉનપંથી" તરીકે ઓળખાવા ખુશી ન હતા, જો કે તેણે Congregationalism ના સિદ્ધાંતનું જેવું સ્પષ્ટ નિરૂપણ કર્યું છે તેવું બીજા કોઇએ કર્યું નથી.

વીટગીફ્ટ આર્ચબિશપ તરીકે.

આર્ચબિશપ ગ્રીંડાલના વખતમાં પ્યુરિટન પાળકો "સાધારણ પ્રાર્થના"નું પુસ્તક વાપરતા બિલકુલ બંધ થયા હતા, અથવા નહિ જેવું વાપરતા. આ ઉપરાંત તેમના મતનું નિરૂપણ કરનાર "પવિત્ર નિયમન" નામના પુસ્તક પ્રમાણે પાળકોની સભાઓ ભરાવા લાગી, અને બીજા પણ ફેરફાર થવા લાગ્યા. ઇ. સ. ૧૫૮૩માં આર્ચબિશપ ગ્રીંડાલની જગા વીટગીફ્ટને આપવામાં આવી. તે પોતે સિદ્ધાંતમાં કાલ્વીનના મતનો હતો, પણ મંડળીની વ્યવસ્થા સંબંધી બહુ મક્કમ હતો. વળી

તેને રાણીની સહાનુભૂતિ હતી તેથી તેણે ભજનસેવામાં "સાધારણ પ્રાર્થના" નોજ ઉપયોગ કરવા તથા પાળકવર્ગને અમુક વસ્ત્રો પહેરવાની આજ્ઞા કરી. આ ઉપરાંત તેણે ખાનગી સભાઓ બંધ કરાવી, તેથી પ્યુરિટન લોકોને અને જુદા પડનારાઓને બહુ ખમવું પડયું. આજ અરસામાં પ્યુરિટન લોકોમાંના કોઇએકે બિશપો વિરૂદ્ધ એક નનામું ઉપહાસાત્મક પુસ્તક લખ્યું, તેથી બન્ને પક્ષ વચ્ચે દ્વેષભાવ વધ્યો.

પ્યુરિટન લોકો પોતાનું વડીલશાસિત-પ્રેસ્બિટેરીઅન-બંધારણ શાસ્ત્રોક્ત છે એમ ભારપૂર્વક જણાવતા હતા. તેની વિરૂદ્ધ બિશપની સંસ્થા એ શાસ્ત્રોક્ત છે એવી દલીલ અત્યાર સુધી લાવવામાં આવી ન હતી, પણ હવે તેમને તેમ કહેવાની ફરજ પડી અથવા તેઓમાંના કેટલાકને એમ કહેવું યોગ્ય લાગ્યું. આ પક્ષ પ્રથમ બાન્ક્રોફ્ટ નામના એક પાદરીએ ઇ. સ. ૧૫૮૯ માં પોતાના એક વ્યાખ્યાનમાં રજુ કર્યો, અને તેની સાથે વડીલશાસિત બંધારણ એ શાસ્ત્ર વિરૂદ્ધ હોવાથી ખોટું છે એ પણ જાહેર કર્યું. આ ઉપરાંત બીજા બેત્રણ પાદરીઓએ એ અરસામાં એ મતને પુષ્ટિ આપી. આ મતનુંજ પ્રતિપાદન કરવા માટે આ સમયમાં જે બે ચાર પુસ્તક લખાયાં હતાં તેમાં હુકરનું "મંડળીનું બંધારણ" પ્રસિદ્ધ છે. તે બિશપની સંસ્થાને શાસ્ત્રોક્ત જણાવે છે, છતાં એટલાજ માટે નહિ પણ એ સંસ્થા માનવી સમાજને અનુકૂળ છે, અને તેથી મંડળીનું બંધારણ વધારે સારી રીતે ચાલી શકે છે એ માટે તે સ્વીકારવી જોઇએ એમ તે કહે છે. વળી હુકરે યુરોપની વડીલશાસિત મંડળીઓને બાન્ક્રોફ્ટ અને બીજાઓની માફક શાસ્ત્ર વિરૂદ્ધ માની નથી. આ પ્રમાણે ઇંગ્લાંડની મંડળીમાં આ વખતે બે ત્રણ પક્ષ ઉભા થયા હતા. તેમાંનો એક માત્ર બિશપશાસિત મંડળીનેજ ખરી મંડળી તરીકે સ્વીકારવા લાગ્યો હતો, અને બીજો બિશપની સંસ્થા એ શાસ્ત્રોક્ત હોવા છતાં પૂર્ણ રીતે આવશ્યક નથી એમ માનતો હતો. "એંગ્લીકન મંડળી"માં આજે પણ આ બે પક્ષ છે.

બિશપની સંસ્થા શાસ્ત્રોક્ત અને આવશ્યક મનાઇ.

અંગ્રેજી મંડળીમાં બે પક્ષ.

ઇંગ્લાંડમાં બિશપશાસિત મંડળી અને વડીલશાસિત મંડળીના પક્ષકાર વચ્ચે એવો સખત વિરોધ ઉભો થયો કે ઇલીઝાબેથે પ્યુરિટન વગેરે લોકોને સતાવીને તેમનો મત દબાવવા પ્રયત્ન કર્યો. આ કાર્ય માટે તેના બાપે સ્થાપેલી અદાલત તૈયારજ હતી, વળી ઇલીઝાબેથે તેની સત્તામાં કેટલોક વધારો કર્યો. ઇ. સ. ૧૫૮૭ માં બાન્ક્રોફ્ટ આ અદાલતમાં એક મુખ્ય અધિકારી તરીકે નીમાયો, અને ઇ. સ. ૧૫૯૨ માં તે અદાલત તેના પૂર્ણ સ્વરૂપમાં બહાર આવી. આ અદાલતને કોઇ પણ માણસને ધર્મના દોષ માટે પકડવાની સત્તા હતી. અને આરોપીનેજ પોતાની નિર્દોષિતા પુરવાર કરવી પડતી. સ્વાભાવિક રીતે આ અદાલત બિશપોના હાથમાં એક મોટા હથિયારરૂપ થઇ પડી. એક રીતે તે રૂમી

પ્યુરિટન વગેરેની મંડળીઓની સતાવણી.

મંડળીએ કેટલાંક વરસો અગાઉ સ્થાપેલી Inquisition અર્થાત્ તપાસની અદાલત જેવીજ હતી. એ બે વચ્ચે માત્ર એટલોજ ભેદ હતો કે રૂમી અદાલતને અખિલ યુરોપ સાથે કામ હોવાથી તે પ્રમાણમાં મોટી હતી અને આ નાની હતી. ઇ. સ. ૧૫૯૩ માં આ અદાલતે મંડળીની સ્વતંત્રતા માનનારા લોકોના બે નેતાઓને ફાંસી દીધી. વળી એજ વર્ષમાં પાર્લામેંટે એક કાયદો પસાર કર્યો, તેની રૂએ જે કોઇ મંડળી ઉપરનો રાણીનો અધિકાર ન સ્વીકારે, અથવા દેવળમાં ન જતાં ખાનગી સભા ભરી ભજનસેવા કરે તેને દેશનિકાલ કરવાની સજા ફરમાવવામાં આવી. આથી લંડનના ઘણા લોકોને ઇગ્લાંડ છોડીને હોલાંડમાં જવું પડયું.

આયર્લાંડમાં પ્રોટેસ્ટાંટ પંથ સ્થાપવાના જે પ્રયત્નો કરવામાં આવ્યા હતા તેનો પણ અહીં થોડો હેવાલ આપવાની જરૂર છે. આ દેશ રૂમી મંડળીને બહુ મોડો આધીન થયો હતો, પણ તેની આધીનતા પૂર્ણ હતી અને આજે પણ એ દેશ જેટલે અંશે રોમન કાથોલીક છે તેટલે અંશે બીજો કોઇ પણ દેશ હશે કે નહિ એ પ્રશ્ન છે. આયર્લાંડ કેટલોક વખત થયાં ઇંગ્લાંડને આધીન થયું હતું અને ઇંગ્લાંડમાં પ્રોટેસ્ટાંટ મતની સ્થાપના થતાં આ દેશમાં પણ તેની સ્થાપના કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. સ્વાભાવિક રીતે આ પ્રયત્નને અંગે કેટલોક બળાત્કાર પણ કરવામાં આવ્યો, તેથી આઇરિશ લોકો ધાર્મિક અને રાજકીય એ બન્ને દૃષ્ટિએ ઇંગ્લાંડનો અધિક પ્રમાણમાં તિરસ્કાર કરવા લાગ્યા. અંગ્રેજી રાજસત્તા અને આઇરિશ પ્રજા વચ્ચે નિરંતર ઝઘડાઓ થયા કરતા હતા, અને તેમાં ઘણી વાર આઇરિશ લોકોને મેણાં મારવામાં આવતાં. આ સ્થિતિમાં એ લોકો તેમની રાજ કરતી કોમના ધર્મ પ્રત્યે અત્યંત અભાવથી જુએ એમાં કાંઇ પણ નવાઇ પામવા જેવું નથી. આઠમા હેન્રીએ ઇંગ્લાંડમાં મંડળી ઉપર પોતાનું આધિપત્ય સ્થાપી આયર્લાંડમાં પણ તેમ કરવાની શરૂઆત કરી અને ઇ. સ. ૧૫૩૭ માં આઇરિશ પાર્લામેંટે એ જાતનો ઠરાવ પસાર કર્યો, પણ આઇરિશ પાળકવર્ગનો મોટો ભાગ તેની વિરૂદ્ધ થયો. હેન્રીએ પોતાના એક માણસને ડબ્લીનનો આર્ચબિશપ બનાવ્યો, અને એવી બીજી કેટલીક નિમણુક કરી, પરંતુ લોકો કાથોલીકજ રહ્યા. મંડળીની ભજનસેવા “પ્રાર્થના-પોથી” ના આધારે કરવાનું ઇ. સ. ૧૫૫૧ માં ફરમાન કાઢયું, અને ભજનસેવા અંગ્રેજી ભાષામાં થવા માંડી. પણ એ બધું બ્યર્થ હતું. અહીંના લોકોએ અંગ્રેજી ભાષામાં ભજનસેવા કરવાનું નાપસંદ કર્યું, તેથી પ્રાર્થનાપોથીનું ભાષાંતર આઇરિશ ભાષામાં કરવાને બદલે લાટીનમાં કરવામાં આવ્યું. પણ લોકોએ તેનીએ પરવા કરી નહિ. હેન્રી પછી મેરી ગાદીએ આવી, અને હેન્રીએ ઉભો કરેલો માળ તુટી પડયો. ઇલીઝાબેથના વખતમાં યુરોપમાં કાથોલીક લોકોમાં પુષ્કળ જાગૃતિ થવા લાગી હતી, તેથી આઇરિશ લોકો પણ અધિક પ્રમાણમાં જાગૃત થયા, અને તેઓમાં પ્રોટેસ્ટાંટ પંથનો જે કાંઇ થોડો પ્રચાર થયો હતો તે દૂર થયો.

આયર્લાંડમાં જુના અને નવા ધર્મ વચ્ચે વિરોધ.

## પ્રકરણ સાતમું.

### ઇટાલી અને સ્પેનમાં સુધારણા.

સુધારણા એ માત્ર એક દેશ કે જાતિનું કાર્ય ન હતું. અખિલ યુરોપની પરિસ્થિતિમાં મોટા ફેરફાર થયો હતો અને તેને લીધેજ મધ્યકાળનો યુગ પુરો થતાં નવો યુગ શરૂ થયો હતો, અને સુધારણા એ આ મોટા પરિવર્તનનું એક મુખ્ય પરિણામ હતું એ આગળ કહી ગયા છીએ. આ કારણથી સુધારણા માત્ર યુરોપના ઉત્તર અને મધ્ય ભાગમાંજ નહિ પણ તેનો ઉદય અને તેની પ્રગતિ સર્વત્ર થયાં હતાં. માત્ર તેનું રૂપ જુદે જુદે સ્થળે જુદા જુદા પ્રકારનું હતું. આમ થવાનું મુખ્ય કારણ જુદા જુદા દેશ અને જાતિઓ વચ્ચેના પરંપરાથી ઉતરી આવેલાં પ્રતિસ્પર્ધા, વેરભાવ, વિરોધ વગેરે હતાં. એ ઉપરાંત જુદી જુદી જાતિઓના ગુણદોષ ઉપર પણ સુધારણાના રૂપના અમુક પ્રકારનો આધાર રહેલો હતો. જર્મન, ટ્યુટોનીક, એંગ્લો-સાક્સન, ડાનીશ, સ્કાન્ડીનેવીઅન વગેરે આર્ય જાતિઓએ તેમના કેટલાક ગુણને લીધે યુરોપમાં અમુક પ્રકારનું આધિપત્ય પ્રાપ્ત કર્યું હતું, તેથી તેઓ રૂમી મંડળી જે ઇટાલીની પ્રજાના સામાજીક તથા રાજકીય હિત સાથે જોડાએલી હતી તેને આધીન રહેવા ખુશી ન હતા. આ કારણથી તેઓમાં ધાર્મિક સ્વાતંત્ર્યનો પવન એકદમ વાવા લાગ્યો, અને ચોતરફ ફેલાયો. ફ્રાન્સ, સ્પેન, ઇટાલી વગેરે દેશોમાં સુધારણાએ જુદુંજ સ્વરૂપ ધારણ કીધું, તેનું કારણ પણ ત્યાંના લોકોના ગુણદોષમાં તથા ટ્યુટોનીક જાતિઓ સાથેના તેમના વેરભાવમાં રહેલું હતું.

સુધારણાનાં જુદાં જુદાં રૂપ.

ઇટાલીમાં સુધારણાએ પ્રતિસુધારણા અર્થાત પ્રોટેસ્ટંટ પંથ વિરૂદ્ધ ઉભી થએલી એક પ્રબળ હિલચાલનું સ્વરૂપ લીધું, અને તેનું મુખ્ય કારણ એ હતું કે અહીંના લોકો પાપાની સત્તાને પોતાનીજ અથવા રાષ્ટ્રીય સંસ્થા ગણતા હતા. આથી તેઓ એ સત્તા જરા પણ ઓછી થાય એ સ્વાભાવિક રીતેજ ઇચ્છિતા ન હતા. આ દેશમાં સુધારણાનો ઉદય વહેલો થયો હતો, કારણ કે અહીંના લોકોને પાપાની સત્તાને અંગે જે બધાં ઢોંગ, છળ, કપટ, યુદ્ધ વગેરે ચાલુ હતાં તેમની પૂરેપૂરી માહિતિ હતી. વળી વિદ્યાજ્ઞાનનો પુનરુદ્ધાર પણ અહીંજ પ્રથમ શરૂ થયો હતો. આ બધું હોવા છતાં ઇટાલીના લોકોએ પાપાની સત્તાને દૂર ન કરી, એટલુંજ નહિ પણ એ સત્તાને અમુક અંશે સુધારીને અખિલ યુરોપમાં પ્રોટેસ્ટંટ લોકોની સામે થઇ તેને ફરી સ્થાપવાનો પ્રયત્ન કર્યો. આમાં તેમનો અંગત તેમજ રાષ્ટ્રીય સ્વાર્થ રહેલો હતો.

ઈટાલીમાં પ્રતિસુધારણા.

ઇટાલીમાં સુધારણાની શરૂઆત સોળમી સદીની શરૂઆતમાંજ થઇ હતી. વિદ્યાજ્ઞાનના પુનરુદ્ધારથી જે નાસ્તિકતા અને ધાર્મિક ઉદાસીનતાનો પ્રચાર થયો હતો તેથી સ્વાભાવિક રીતે કેટલાક લોકો કાયર થયા હતા. વળી મંડળીમાંજ રહેલી અધાર્મિકતાથી પણ તેઓ કંટાળ્યા હતા. આ લોકોએ પ્રથમ મંડળીમાં સુધારો કરવા માટે પ્રયત્ન કર્યો. તેઓમાંના પચાસસાઠ માણસોએ મળીને એક "દિવ્ય પ્રેમનું મંડળ" સ્થાપ્યું, અને તેઓ ખાનગીમાં ભજનસેવા તથા આત્મિક સમાગમ માટે મળવા લાગ્યા. તેઓમાંનો એક કારાફા નામનો હતો, જે આગળ જતાં પાઉલ ચોથા તરીકે (૧૫૫૫-૫૯) પાપા થયો હતો. તે ઇટાલીના એક ઉંચા કુટુંબમાં જનમ્યો હતો, અને પોતાની જીંદગીના પૂર્વ ભાગમાં તેણે કેટલાંક વર્ષ સ્પેનમાં ગાળ્યાં હતાં. ત્યાં તેના દિલમાં પ્રથમ મંડળીમાં સુધારો કરવા માટે પ્રબળ ઉત્સાહ ઉત્પન્ન થયો હતો. બીજો સાદોલેત નામે એક માણસ હતો. વળી તેમની સાથે આ મંડળનો ન હોવા છતાં સુધારો કરવા ઇચ્છનાર કોન્ટારીની નામે એક માણસ હતો, કોન્ટારીની વિશ્વાસથીજ તારણ મળે છે એવી લ્યુથરની જે માન્યતા હતી તે અમુક અંશે માનતો હતો, છતાં તેની સાથે તે મંડળીના અધિકારીવર્ગને દૂર કરવા ઇચ્છતો ન હતો. આ ત્રણેને પાપા પાઉલ ત્રીજાએ (૧૫૩૪-૧૫૪૯) પોતે મંડળીમાં સુધારો કરવા ઇચ્છા ધરાવતો હોવાથી કાર્ડીનાલની પદવી આપી હતી, અને તેમણે બીજા સાથે મળીને ઇ. સ. ૧૫૩૮ માં સુધારાની એક યોજના પણ તૈયાર કરી હતી, પણ તેનું પરિણામ કંઇ આવ્યું ન હતું.

ઇટાલીમાં સુધારણાની શરૂઆત.

આ લોકો તથા તેમના સહકારીઓ પ્રોટેસ્ટાંટ મતના ન હતા, પણ ઇટાલીમાં આ વખતે કેટલાક એવા પણ હતા કે તેઓ લ્યુથર વગેરે સુધારકોનાં મત પ્રત્યે ઘણી સહાનુભૂતિ ધરાવતા હતા, તથા તેમણે કરેલી સુધારણા જેવીજ સુધારણા ઇટાલીમાં થાય એમ ઇચ્છતા હતા. આ લોકોની સંખ્યા વેનીસ નામના નગરમાં પુષ્કળ હતી, છતાં તેઓમાંથી કોઇ નેતા નીકળી આવ્યો નહિ. અહીં બ્રુચીઓલી નામના એક માણસે ઇટાલીઅન ભાષામાં નવા કરારનું ભાષાંતર ઇ. સ. ૧૫૩૦માં, અને આખા બાઇબલનું ભાષાંતર ઇ. સ. ૧૫૩૨માં પ્રસિદ્ધ કર્યું. ફેરારા નામે એક બીજું નગર હતું. ત્યાં તેની ડચેસ રેનેના આશ્રય તળે ઘણા પ્રોટેસ્ટાંટો ફ્રાન્સ વગેરે દેશમાંથી આવી વસ્યા હતા. નેપલ્સમાં એક મંડળ હતું તે વિશેષ પ્રમાણમાં પ્રોટેસ્ટાંટ હતું. આ મંડળમાં વાલ્ડેસ નામનો એક સ્પેન દેશનો વતની હતો. તે બહુ ભક્તિમાન હતો, અને તેના એક શિષ્યે "ખ્રીસ્તના મૃત્યુથી થએલા લાભ" નામનું એક સુંદર પુસ્તક લખ્યું હતું. વેનીસ અને નેપલ્સમાં પ્રોટેસ્ટાંટ મતાનુસાર મંડળીઓની સ્થાપના થઇ હતી. તેની સભાઓ ખાનગીમાં ભરવામાં આવતી હતી. આમ થોડા કે વધારે પ્રમાણમાં ઇટાલીના દરેક

પ્રોટેસ્ટાંટ મતનો પ્રચાર.

શહેરમાં થવા લાગ્યું હતું. સુમારે ઇ. સ. ૧૫૪૦માં લખેલા એક પત્રમાં મેલાંગ્થોન લખે છે કે, "ગયા મેળામાંથી ઇટાલીમાં સામટી પુસ્તકશાળાઓજ ઉપાડી જવામાં આવી છે." આ બધાં પુસ્તકો સુધારણાને લગતાં હતાં. એજ સંબંધી કારાફાએ પાપા ત્રીજાને કહ્યું હતું કે, "આખા ઇટાલીમાં લ્યુથરનો પાખંડ મત ફેલાયો છે, અને ધાર્મિક અધિકારીઓ તથા રાજકીય પુરૂષો તેનો ભોગ થઇ પડયા છે." એમ છતાં અહીં આ બધા પ્રચારે સુધારણાનું સ્વરૂપ ધારણ કર્યું નહિ, તેનું કારણ એ હતું કે ગણ્યાગાંઠયા સુશિક્ષિત લોક સિવાય બીજા લોકોમાં પ્રોટેસ્ટાંટ મતનો પ્રચાર થયો ન હતો, તથા કોઇ પણ રાજસત્તાએ એ મતને આશ્રય આપ્યો ન હતો.

પાપા પાઉલ ત્રીજાએ મંડળીમાં સુધારો કરવાને પ્રયત્ન કર્યો, પણ સુધારા સંબંધી તેના મંત્રીઓમાં કારાફા અને કોન્ટારીની જુદા જુદા મતના હોવાથી તે કાંઇ બહુ કામ કરી શક્યો નહિ. કારાફા સિદ્ધાંતમાં જરા પણ ફેરફાર કર્યા સિવાય માત્ર મંડળીના કારભારને લગતા અને નૈતિક જીવન સંબંધી ફેરફાર કરવા ઇચ્છતો હતો, પણ કોન્ટારીની સિદ્ધાંતમાં વધારે નહિતો સ્હેજ પણ ફેરફાર કરી પ્રોટેસ્ટાંટ લોકો સાથે એકતા કરી મંડળીને પ્રબળ કરવા ધારતો હતો. આખરે પાઉલે કારાફાએ દર્શાવેલો માર્ગ લીધો, અને ઇ. સ. ૧૫૪૨માં સ્પેનમાં સિદ્ધાંત સંબંધી તપાસ કરનારી જે અદાલત (Inquisition) હતી તેના જેવી અદાલતો જ્યાં જ્યાં બન્યું ત્યાં ત્યાં સ્થાપી, અને પ્રોટેસ્ટાંટ પાખંડને જડમૂળથી ઉખેડવા પ્રયત્ન આદર્યો. આથી ઇટાલીમાંથી તો તરતજ પ્રોટેસ્ટાંટ મતનો જે કાંઇ થોડો પ્રચાર થવા લાગ્યો હતો તે બંધ થયો, અને કાથોલીક પ્રતિસુધારણાનું કાર્ય ધમધોકાર ચાલ્યું. આ કામમાં કારાફા અને તેના સહકારીઓએ કેટલોક ભાગ લીધો. તેમણે સાધુઓનો એક નાનો સરખો નવો સંઘ કાઢયો અને તેની મારફતે કાથોલીક સાધુઓ અને પાળકવર્ગ આગળ આદર્શ સાધુજીવન રજુ કરવાનો પ્રયત્ન કર્યો.

પાઉલ ત્રીજાએ મંડળીમાં કરેલો સુધારો.

પણ આ પ્રતિસુધારણાનું ખરૂં કાર્ય તો સ્પેનમાંજ થયું હતું. ત્યાં સાધુઓનો એક મહાન સંઘ સ્થાપિત થયો. તેણે યુરોપમાં કાથોલીક મંડળીની પુનઃ સ્થાપના કરી એટલુંજ નહિ, પણ અખિલ જગતમાં કાથોલીક ધર્મનો પ્રચાર શરૂ કર્યો અને આજે પણ દુનિયામાં જે બધા કાથોલીક કે પ્રોટેસ્ટાંટ પ્રચારકો કાર્ય કરે છે તેઓમાંના કોઇથી એ સંઘના સાધુઓ ઉતરે તેમ નથી. આ સંઘની ઉત્પત્તિ સમજવા માટે સ્પેનનો પંદરમી સદીના પાછલા ભાગનો ઇતિહાસ જોવાની થોડી જરૂર છે. આ દેશ યુરોપના એક ખુણામાં આવેલો હોવાથી ત્યાંના જીવને પ્રથમથીજ જુદું સ્વરૂપ ધારણ કર્યું હતું. વળી આ દેશમાં આઠમા સૈકાની શરૂઆતથીજ મુસલમાન લોકોએ પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું, અને તેમણે તે લગભગ ચાર પાંચ સૈકાઓ

સ્પેનની રાજકીય અને ધાર્મિકસ્થિતિ.

સુધી ચલાવ્યું હતું. આ બધો વખત મુસલમાન લોકોએ સ્પેનના લોકોને પોતાના ધર્મમાં લેવા પ્રબળ પ્રયત્ન કર્યો હતો, છતાં તેમાં તેઓ નિષ્ફળ થયા હતા. ઉલટું તેમના એ કામનું એક મોટું પરિણામ એ આવ્યું કે સ્પેનના લોકોમાં પોતાના દેશ પ્રત્યેની તથા ધર્મ પ્રત્યેની ભક્તિ જેવી રીતે એકત્ર થઇ હતી તેવી રીતે યુરોપના બીજા કોઇ પણ દેશમાં થઇ ન હતી. આયર્લાંડમાં દેશદાઝ અને ધર્મભાવ બહુ સારી રીતે એકત્ર થયાં હતાં, તેથીજ ત્યાંના લોકોએ કાથોલીક ધર્મ છોડી પ્રોટેસ્ટાંટ પંથનો સ્વીકાર કર્યો નહિ, પણ એ દેશ કરતાંએ સ્પેનમાં સ્વદેશપ્રેમ અને સ્વધર્મ વિશેષ પ્રમાણમાં એકત્ર થયાં હતાં. તેરમા સૈકામાં આ દેશના લોકોએ મૂર લોકો સામે બળવો કરી તેમની પાસેથી દેશનો ઘણો ભાગ પાછો લઇ લીધો હતો, અને એ ભાગમાં ચાર નાનાં ખ્રીસ્તી રાજ્યો સ્થાપિત થયાં હતાં. આ રાજ્યો દુર્બળ હતાં અને તેમને પોતાનાજ અમીરવર્ગને કબજે રાખવાના કાર્યમાં પોતાની શક્તિનો વ્યય કરવો પડતો. આ ઉપરાંત હજુ મૂર લોકોની સત્તા સ્પેનમાંથી છેક નાબુદ થઇ ન હતી. આ સ્થિતિમાં ઇ. સ. ૧૪૬૯માં બે ખ્રીસ્તી રાજ્યોનાં ગાદી-વારસ—આરાગોનનો ફર્ડીનાંડ અને કાસ્ટીલની ઇસાબેલા—નાં લગ્ન થવાથી સ્પેનની ખ્રીસ્તી સત્તાનું જોર વધ્યું, અને દેશ પ્રબળ થયો. અમીરવર્ગ જે અંધાધુંધી ફેલાવવા પ્રયત્ન કરતો હતો તે દબાયો, અને ઇ. સ. ૧૫૯૨માં મુસલમાન લોકોની ટોલેડામાં જે રાજસત્તા હતી તે તેમની પાસેથી લઈ લેવામાં આવી. વળી એજ વર્ષમાં કોલમ્બસે સ્પેનના રાજાની મદદથી અમેરિકા શોધી કાઢયો, તેથી ત્યાંના લોકોનાં ધનદોલત ઘણાં વધ્યાં. વળી એજ અરસામાં ફ્રેન્ચ લોકોએ ઇટાલી ઉપર હુમલા કર્યા, અને તેમાં સ્પેને ભાગ લઇ ઇ. સ. ૧૫૦૩માં નેપલ્સનો કબજો લીધો, અને ત્યાંથી આખા ઇટાલીમાં પોતાનું પ્રાબલ્ય ફેલાવ્યું. ઇ. સ. ૧૫૧૬માં ફર્ડીનાંડ ગુજરી ગયો અને તેનો પૌત્ર જે આસ્ટ્રિઆ અને નેધર્લંડનો વારસ હતો તે તેની ગાદીએ આવ્યો. તે આગળ જતાં ચાર્લ્સ પાંચમા તરીકે સમ્રાટ થયો. આ પ્રમાણે સ્પેન માત્ર અર્ધી સદીમાંજ છેક નાની રાજસત્તામાંથી યુરોપમાં પ્રથમ પંક્તિએ આવ્યું હતું.

ફર્ડીનાંડ અને ઇસાબેલા એ બન્નેએ પોતાની રાજસત્તા વધારી અને સાથે સાથે મંડળી ઉપરનો કેટલોક અધિકાર પાછો પોતાના હાથમાં લીધો. સ્પેનના લોકો તથા રાજ્યાધિકારીવર્ગ સિદ્ધાંતમાં જરા પણ ફેરફાર કરવા લાગતા ન હતા. તેઓ માત્ર એજ ઇચ્છતા હતા કે પાપા એ મંડળીનો આત્મિક વડો રહે અને મંડળીનો કારભાર જુદા જુદા દેશની રાજસત્તાના હાથમાં રહે. આ ઉપરાંત તેઓ પાળકવર્ગ સુશિક્ષિત અને ઉચ્ચ નૈતિક જીવન ધરાવનારો થાય એમ ઇચ્છતા હતા. ઇસાબેલા બહુ ધાર્મિક હતી, તેથી તે મંડળીનો નૈતિક સુધારો અંતઃકરણપૂર્વક ઇચ્છતી હતી પણ ફર્ડીનાંડ સત્તાનો લોભી હોવાથી તેણે સ્પેનની મંડળીને રાજસત્તાને આધીન

સ્પેનની મંડળીમાં સુધારો.

કરવાને પૂર્ણ ખુશી દર્શાવી. ઇ. સ. ૧૪૮૨ માં આ બન્ને રાજારાણીએ પોતાના રાજ્યમાં મંડળીના ઉંચા અધિકારીઓની નિમણુકો કરવાનું કાર્ય પાપાને સમજાવીને પોતાના હાથમાં લીધું, અને તરતજ ઉંચી પદવીઓ પર સારા સારા માણસોને નીમ્યા.

સ્પેનની મંડળીમાં આ વખતે જે નવા માણસો ઉચ્ચ અધિકારી તરીકે નીમાયા હતા તેમાં ઝીમેનેસ નામે એક માણસ મુખ્ય હતો. તેણે સ્પેનની મંડળીની આત્મિક જાગૃતિમાં અતિ અગત્યનો ભાગ ભજવ્યો હતો. ઝીમેનેસ ઇ. સ. ૧૪૩૬માં એક સાધારણ સ્થિતિના કુટુંબમાં જનમ્યો હતો. તે સ્પેનની યુનીવર્સીટીઓમાં અભ્યાસ કરીને રૂમમાં ગયો હતો. ત્યાં તે છ વર્ષ રહ્યો હતો અને ઇ. સ. ૧૪૬૫માં પોતાના દેશમાં પાછા આવીને તેણે મંડળીના કાર્યમાં તથા ઉપદેશક તરીકે ઉંચા પ્રકારની શક્તિ બતાવી હતી. ઇ. સ. ૧૪૮૦માં તેને મંડળીની એક ઉંચી પદવી પર નીમવામાં આવ્યો હતો, અને તે તરતજ બહુ આગળ વધશે એવી આશા સર્વે રાખતાં હતાં. આ સ્થિતિમાં ઝીમેનેસે ફ્રાન્સિસ્કન સંઘનો સાધુ થયો અને તેણે કઠીન સાધુવ્રત ગ્રહણ કર્યું. આટલેથી સંતોષ ન પામતાં તે એકાંતવાસી સાધુ થયો. પણ ઇ. સ. ૧૪૯૨ માં ઇસાબેલાએ તેને પોતાનો ગુરૂ નીમ્યો, અને રાજકાર્યમાં તથા મંડળીના સુધારા સંબંધી તે તેની સલાહ લેવા લાગી, તેથી સ્પેનની મંડળીમાં સુધારો તરતજ શરૂ થયો. ઇ. સ. ૧૪૯૫ માં ટોલેડોનો આર્ચબિશપ ગુજરી ગયો તેથી ઝીમેનેસની ઇચ્છા વિરૂદ્ધ રાણીએ તેને તે પદવી આપી. આથી તે સ્પેનમાં ઉંચામાં ઉંચો ધાર્મિક અધિકારી થયો. એમ છતાં તેણે પોતાનું તીવ્ર સાધુવ્રત એવું ને એવું ચાલુ રાખ્યું. ઉપરાંત પોતાની બધી શક્તિ મંડળીના સુધારા માટે વાપરવા લાગ્યો અને થોડાજ વખતમાં તેણે મંડળીની વ્યવસ્થા એટલી બધી સુધારી કે એક હજાર કરતાં વધારે પાળક અને સાધુઓ સ્પેન છોડી ચાલ્યા ગયા. આથી કેટલોક બગાડ દૂર થયો અને જે સાધુઓ રહ્યા તે વધારે સુધર્યા અને બીજા કેટલાક નવા સારા માણસોની પાળકવર્ગમાં ભરતી થઇ. ઝીમેનેસ પાળકવર્ગના માણસોમાં માત્ર ઉચ્ચ પ્રકારનું નૈતિક જીવનજ નહિ પણ તેની સાથે ઉંચા પ્રકારનું જ્ઞાન પણ ઇચ્છતો હતો. એ પ્રાપ્ત કરવા માટે તેણે એક વિદ્યાપીઠ સ્થાપી અન તેમાં વિદ્વાન માણસોને ભેગા કર્યા. આ વિદ્યાપીઠની ખ્યાતિ એટલી બધી પ્રસરી કે પચીસેક વર્ષ પછી તેમાં સાત હજાર વિદ્યાર્થીઓ ભણતા હતા. ઝીમેનેસ પોતે સામાન્ય ખ્રીસ્તીઓ બાઇબલ વાંચે તેની વિરૂદ્ધ હતો, પણ તે પાળકવર્ગના અભ્યાસનો મુખ્ય વિષય થાય એમ માનતો હતો. આ માન્યતાને લીધે તેણે ઇ. સ. ૧૫૦૨થી ૧૫૧૭ સુધીમાં જુના કરારને હેબ્રી, ગ્રીક અને લાટિનમાં તથા નવા કરારને ગ્રીક અને લાટિનમાં પ્રસિદ્ધ કર્યા. નવા કરારનું પુસ્તક ઇ. સ. ૧૫૧૫માં છપાઇ

ઝીમેનેસ, ૧૪૩૬-૧૫૧૭.

યાર થયું હતું. આ પ્રમાણે યુરોપમાં નવા કરારનુ પુસ્તક ગ્રીક ભાષામાં પ્રથમ પાવનાર તે હતો, પણ પાપાની પરવાનગી તરત નહિ મળવાથી તે એ પુસ્તકને કો આગળ ઇ. સ. ૧૫૨૦માં રજુ કરી શક્યો. દરમિયાન ઇ. સ. ૧૫૧૬માં રાસ્મસે પોતાનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. ઝીમેનેસમાં કોઇ પણ દોષ હોય તો એ હતો કે તે મુસલમાનોને ખ્રીસ્તી ધર્મમાં લેવા માટે બળાત્કારને પણ ધર્મ્ય ગણતો ન હતો. રાજકાર્યમાં પણ તેની સલાહ ફર્ડીનાંડ અને ઇસાબેલાને હુ ઉપયોગી થઇ પડી હતી.

ઝીમેનેસના કાર્યનું એક પરિણામ એ આવ્યું કે આક્વાઇનાસે કરેલા ીસ્તી સિદ્ધાંતના નિરૂપણનો અભ્યાસ ઘણો વધ્યો. આ ઉપરાંત બીજું પરિણામ એ થયું કે સ્પેનમાં સ્થપાએલી રૂમી મંડળીની અદાલત ( Inquisition ) ને નવું સ્વરૂપ આપવામાં આવ્યું. આગળ કહી ગયા તે પ્રમાણે આ દેશમાં દેશભક્તિ અને ધર્મભાવ એકત્ર થયાં હતાં, તેથી યહુદી કે મુસલમાન પોતાનો ધર્મ પાળે અથવા તેમાંના કોઇ ખ્રીસ્તી થયા પછી પોતાના ધર્મમાં ાછા જાય એ રાજ્ય તેમજ મંડળીને માટે જોખમકારક ગણાતું હતું. આથી ઇ. સ. ૧૪૮૦ માં ઇસાબેલા અને ફર્ડીનાંડે ઉપલી અદાલત પોતાના કબજામાં ેધી, અને તેમાં પોતાનાજ ચુંટેલા માણસો અધિકારી તરીકે નીમ્યા. આ માણે આ અદાલતને રાષ્ટ્રિય રૂપ અપાયું, તેની સામે પાપાએ ઘણો વાંધો લીધો, ણ આ રાજારાણીએ તેની કંઇ પણ પરવા કરી નહિ. આ અદાલતદ્વારા ેમણે પાખંડ વગેરે દબાવી દીધાં, એટલુંજ નહિ પણ અમીરવર્ગના લોકોની સત્તા ણ તોડી.

સ્પેનની ધાર્મિક જાગૃતિનાં એકાદ બે વિશેષ પરિણામ.

આ પ્રમાણે પંદરમા સૈકાની આખરમાં સ્પેનની મંડળી અખિલ યુરોપમાં સર્વથી વધારે સ્વતંત્ર હતી અને તેમાં નૈતિક તેમજ માનસિક જાગૃતિ બીજા કોઇ ણ દેશની મંડળી કરતાં વિશેષ હતી. એમ છતાં આ મંડળીનું સ્વરૂપ મધ્યકાલિન હતું, અને તે નવા વિચાર કે આચાર પ્રત્યે અતિશય અસહિષ્ણુ હતું. પણ હજુ તેની મારફતે ઘણું કાર્ય થવાનું હતું, અને રૂમી મંડળીની પ્રતિસુધારણામાં તેણેજ મુખ્ય ભાગ ભજવ્યો. પંદરમી સદીની આખરમાં એટલે લ્યુથરે પોતાનું ાર્ય શરૂ કર્યું ત્યાર પહેલાં લગભગ પચીસેક વર્ષે આ મંડળીએ આટલો બધો સુધારો કર્યો હતો. પણ એમ છતાં તેની અસર સ્પેનની બહાર પહોંચી ન હતી. આ સ્થિતિમાં તરતજ મોટો ફેરફાર થયો, અને અખિલ યુરોપની કાથોલીક મંડળીમાં સ્પેને નેતૃત્વ લીધું. આનું મુખ્ય કારણ ઇગ્નેશિઅસ લોયોલાના જીવન અને કાર્યમાં રહેલું હતું.

પંદરમી સદીની આખરમાં સ્પેનની મંડળીની સ્થિતિ.

આ પુરૂષ માત્ર પોતાનાજ સમકાલિન મહાન પુરૂષો જેમાં લ્યુથર, કાલ્વીન, મેલાંગથોન, નોક્સ, ઇરાસ્મસ વગેરે છે તેઓમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે, એટલુંજ નહિ પણ યુરોપના મહાન ખ્રીસ્તી સાધુઓમાં તેનું સ્થાન ઘણું ઉંચું છે. લોયોલા ઇ. સ. ૧૪૯૧માં એક અમીરી કુટુંબમાં જન્મ્યો હતો. તેની નાની વયમાં થોડો વખત ફર્ડીનાંડના હજુરીઆ તરીકે કામ કર્યા પછી તે લશ્કરમાં જોડાયો. ઇ. સ. ૧૫૨૧માં ફ્રેંચ લોકો સાથે લડતાં તે ઘાયલ થયો, તેથી ભવિષ્યમાં યુદ્ધકાર્ય માટે તે નકામો થયો. આ ઘા વાગવાને લીધે તે પથારીવશ હતો તે વખતે તેણે ઇસુ ખ્રીસ્ત, ડોમીનીક, ફ્રાન્સિસ વગેરેનાં જીવનચરિત્રો વાંચ્યાં તેથી તેનું દિલ ધાર્મિક ભાવથી ભરપુર થયું. અત્યાર સુધી તેણે મધ્યકાળના યોદ્ધાઓની માફક સ્ત્રીઓના રક્ષણાર્થે યુદ્ધ કરી વિજય પ્રાપ્ત કરવાના હવાઇ કિલ્લા બાંધ્યા હતા, પણ હવે તેણે ધર્મને માટે તેમ કરવાનો નિશ્ચય કર્યો. સાજો થયા પછી તે એક દેવળમાં ગયો, અને ત્યાં તેણે પોતાનાં હથિયાર મરિયમના પુતળા આગળ મૂકી દીધાં, અને પોતે એક મઠમાં સાધુ તરીકે દાખલ થયો. આગળ જતાં તેણે "આત્મિક વ્યાયામ" નામનું એક પુસ્તક લખ્યું. ઇ. સ. ૧૫૨૩માં તે યરૂશાલેમમાં યાત્રા કરવા ગયો, પણ ત્યાંના ફ્રાન્સિસ્કન સાધુઓએ તેનું ત્યાં રહેવું જોખમકારક ગણીને તેને પાછો મોકલ્યો. ત્યાર પછી પોતાના કાર્ય માટે વિદ્યાભ્યાસ જરૂરનો છે એમ ધારીને તે બાર્સીલોનામાં છોકરાઓ સાથે ભણવા બેઠો, અને થોડા વખતમાં શાળાનો અભ્યાસ પુરો કરીને વિદ્યાપીઠમાં દાખલ થયો. પોતામાં આકર્ષક શક્તિ ઘણી હોવાથી તે જ્યાં ગયો ત્યાં મિત્રો મેળવતો ગયો, અને તેઓમાંના કેટલાકને પોતે મેળવેલો અનુભવ કરાવ્યો. આથી સ્પેનની મંડળીની અદાલત તેના પ્રત્યે શંકાની નજરથી જોવા લાગી અને થોડો સમય તેની જીંદગીએ જોખમમાં હતી, પણ તેને કાંઇ આંચ આવી નહિ. ઇ. સ. ૧૫૨૮માં તે ખ્રીસ્તી સિદ્ધાંતોનો વિશેષ અભ્યાસ કરવા માટે પારીસની યુનિવર્સીટીમાં દાખલ થયો. કાલ્વીને આજ વર્ષે આ યુનિવર્સીટી છોડી હતી. અહીં લોયોલાએ પોતાના વિચાર અને અનુભવનો પ્રચાર કરવાનું કાર્ય ચાલુ રાખ્યું; અને કેટલાએકને પોતાના શિષ્યો કર્યા. તેઓમાંના સાત સ્પેનનાજ હતા, અને તેઓ લોયોલાને આખર સુધી વળગી રહ્યા હતા. મહાસાધુ ફ્રાન્સિસ ઝેવીયર જેણે આગળ જતાં હિન્દુસ્તાનમાં કાર્ય કર્યું હતું તે પણ આમાંનો એક હતો. આ લોકોએ ઇ. સ. ૧૫૩૪ના ઑગસ્ટની ૧૫મીએ સાધુવ્રત લઇ પોતાનું જીવન યરૂશાલેમ જઇ ત્યાંની મંડળીની અને લોકોની સેવાને અર્થે ગાળવા, અને જો તેમ ન બને તો પાપાની સેવામાં પોતાની જીંદગી ગુજારવાનો નિશ્ચય કર્યો. તેમણે ઇ. સ. ૧૫૩૬માં વેનીસ જઇ પાળકવર્ગની દિક્ષા લીધી અને એ વખતે યુદ્ધને લીધે યરૂશાલેમ જવું તેમને માટે મુશ્કેલ હોવાથી તેમણે પાપાની સેવા સ્વીકારવા

ઇગ્નેશિઅસ લોયોલાના જીવનનો પૂર્વ ભાગ.

લોયોલાનું શિષ્યમંડળ.

ધાર્યું. દરમિયાન લોયોલાને પોતાના કાર્યની દિશા અધિકાધિક પ્રમાણમાં સ્પષ્ટ થતી હતી. યુરોપમાંજ મંડળી ઉપર એક ઘણી મોટી આફત આવી પડી હતી, અને તેમાંથી મંડળીને બચાવવા માટે એક અતિ ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર હતી. આ યુદ્ધનુંજ કાર્ય હતું; માત્ર એ યુદ્ધ આત્મિક હતું, અને તેને માટે આત્મિક શસ્ત્ર પૂરાં પાડવાની જરૂર હતી, અને લોયોલાએ તે કાર્ય પોતાને શીર લેવા ધાર્યું. તેણે સાધુઓનો એક સંઘ સ્થાપવાની પરવાનગી પાપા પાઉલ ત્રીજા પાસે માગી, અને પાપાની પાસેના કેટલાક માણસો આ નવા સંઘની સ્થાપનાની વિરૂદ્ધ હોવા છતાં તેણે ૧૫૪૦માં તે પરવાનગી આપી. આ સંઘનો પ્રથમ અધ્યક્ષ ઈ. સ. ૧૫૪૧માં લોયોલા થયો, અને એ પદવી પર તે તેના મૃત્યુપર્યંત (૧૫૫૬) રહ્યો.

સંઘની સ્થાપના.

આ સંઘ તે Society of Jesus અર્થાત્ ઇસુનું મંડળ. પ્રથમ તેનું બંધારણ અનિશ્ચિત હતું, અને તે ધીમે ધીમે નિશ્ચિત થયું. આ સંઘની વિશેષતામાંની એક મુખ્ય એ છે કે તેનો વડો અથવા અધ્યક્ષ તેના પ્રત્યેક સભ્ય ઉપર પૂર્ણાંશે અધિકારી છે, અને તે જે કાંઇ આજ્ઞા કરે તે તેમાંનો હરકોઇ પાળવાને બંધાએલો છે. એમ છતાં તેની સાથે સંઘ તરફથી નીમવામાં આવેલા અમુક સહકારીઓ રાખવામાં આવે છે, અને અધ્યક્ષ પોતે પણ જો સંઘને તે અયોગ્ય દેખાય તો તેને પદભ્રષ્ટ કરી શકાય છે. આ ઉપરાંત પ્રાંતવાર એકેક અધિકારી રાખવામાં આવે છે, અને તેની નિમણુક અધ્યક્ષ તરફથી થાય છે. પ્રત્યેક સભ્યને દાખલ થતાં અમુક વખત સુધી ઉમેદવારી કરવી પડે છે, અને તેમાં યોગ્ય માલમ પડતાં તે સભ્ય તરીકે સ્વીકારાય છે. આવા સભ્યોને તેમના અધિકારીઓ જ્યાં મોકલે અથવા જે કાર્ય સોંપે ત્યાં જવા અથવા તે કાર્ય કરવા તેઓ બંધાએલા છે. મંડળીનું કાર્ય અને લોકોની સેવા યોગ્ય રીતે થાય એ આ મંડળનો પ્રથમ ઉદ્દેશ છે, તેથી તેના સભ્યો અમુક વખતેજ ભજનસેવા કરવા અથવા અમુક વસ્ત્રો પહેરવા બંધાએલા નથી. આ બાબતમાં તેમને કેટલીક છુટ આપવામાં આવી છે, અને તે બીજા સંઘમાં જોવામાં આવતી નથી. પ્રત્યેક સભ્યને ઓછામાં ઓછું ચાર મહિના "આત્મિક વ્યાયામ" પ્રમાણે દેહકષ્ટ કરવું પડે છે. આમાં મુખ્ય વસ્તુઓ ઇસુનાં જીવન, કાર્ય અને મૃત્યુ અને તેના શિષ્યોને પાપની સામે કરવું પડતું યુદ્ધ એ ઉપર કરવામાં આવતાં ગંભીર ધ્યાન અને ચિંતન છે. આ બધાં સાધનો અને નિયમોદ્વારા લોયોલાએ એક એવું મંડળ ઉભું કર્યું કે તેમાં પ્રોટેસ્ટાંટ પંથના વ્યક્તિગત્ ભાવને જરા પણ સ્થાન આપવામાં આવ્યું ન હતું, પણ માત્ર મંડળીનેજ જીવનના એકલા હેતુ તરીકે આગળ કરવામાં આવી હતી. આ સ્થિતિમાં આ મંડળ કાથોલીક મંડળીના સારામાં સારા માણસોને પોતા પ્રત્યે આકર્ષે એમાં કંઇ પણ નવાઇ ન હતી, અને એ બધાની મદદથી તેણે

"ઈસુનું મંડળ."

આ સંઘની વિશેષતા.

પ્રોટેસ્ટાંટ મતનો વિશેષ પ્રચાર થતો અટકાવ્યો, એટલુંજ નહિ પણ યુરોપનો જે અમુક ભાગ પ્રોટેસ્ટાંટ થયો હતો તેમાંથી થોડોક પાછો કાથોલીક ધર્મમાં લીધો. આ ઉપરાંત દુનિયામાં કાથોલીક ધર્મનો પ્રચાર કરવાની પહેલ પણ આ સંઘેજ કરી હતી.

આ મંડળ પ્રથમ ઇટાલી, સ્પેન અને પોર્ટુગાલમાં તરતજ ફેલાયું, પણ ફ્રાન્સ અને જર્મનીમાં તેનું કાર્ય ધીમે ધીમે આગળ વધ્યું. એમ છતાં સોળમા સૈકાના ઉતરાર્દ્ધ ભાગમાં તેણે અખિલ યુરોપમાં પ્રતિસુધારણાનું નેતૃત્વ લીધું હતું. આ મંડળનાં કાર્ય કરવાનાં સાધન તરીકે તેનો ઉપદેશ, સામાન્ય ખ્રીસ્તીઓનાં પાપની કબુલાત સાંભળવાની અને તેમને ક્ષમા આપવાની તેની રીત, તેની ઉત્તમ શાળાઓ અને બહારના દેશોમાં તેના પ્રચારનાં કાર્યો એ હતાં. લોયોલાના શિષ્યો જેને જેસુઇટ નામ આપવામાં આવ્યું હતું, અને જે નામ આ મંડળના સભ્યો આજ પણ ધરાવે છે તેમની અસરથી કાથોલીક દેશોમાં લોકો પોતાનાં પાપ અધિક પ્રમાણમાં કબુલ કરવા લાગ્યા; અને તેઓ પ્રભુ-ભોજન પણ વધારે વાર પાળવા લાગ્યા. આને અંગે અને ખાસ કરીને લોયોલાના મૃત્યુ પછી એક નીતિનું ધોરણ ઉભું થયું, તે ખાસ જેસુઇટ લોકોનુંજ ગણાય છે. આ નીતિના ધોરણમાં પાપ એ લાટીન લોકોમાં લગભગ હમેશાં માનવામાં આવ્યું હતું તે પ્રમાણે મનના ભાવમાં નહિ પણ અમુક કાર્યમાંજ રહેલું છે. આ ઉપરાંત આ સંઘમાં એવી માન્યતા છે કે લોકો પૂર્ણાંશે સત્ય બોલવા બંધાયા નથી. જેસુઇટ લોકોની આ માન્યતાને લીધે ખાસ કરીને એંગ્લો-સૅક્સન પ્રોટેસ્ટાંટ લોકોએ તેમને કપટી ગણ્યા છે. જેસુઇટ લોકોએ તેમના ઉપરોક્ત ગુણથી યુરોપમાં ઘણે ઠેકાણે કાથોલીક ધર્મની પુનઃસ્થાપના કરી, અને રાજકુટુંબોમાં, અમીરઉમરાવોમાં અને ઉચ્ચ વર્ગના લોકોમાં પોતા પર વિશ્વાસ બેસાડયો. આથી તેઓએ શુદ્ધ ધાર્મિક વાતાવરણ ફેલાવ્યું એટલુંજ નહિ, પણ જુદા જુદા દેશના રાજકીય કાર્યમાં પણ તેમણે અગત્યનો ભાગ ભજવ્યો.

સંઘનો ફેલાવો.

આ વખતે પ્રતિસુધારણાનું જે કાર્ય જોસભેર ચાલવા લાગ્યું હતું તેમાં ટ્રેન્ટની સભાએ કેટલોક ઉમેરો કર્યો હતો. રાટીસ્બોનમાં કાથોલીક અને પ્રોટેસ્ટાંટ નેતાઓએ મંડળીને ફરી એક કરવા એક પરિષદ ભરી હતી, પણ તેનું કંઇ ફળ આવ્યું ન હતું. ત્યાર પછી પાપા પાઉલ ત્રીજાએ સમ્રાટ ચાર્લ્સ પાંચમાની સૂચના પ્રમાણે ઇ. સ. ૧૫૪૫માં ટ્રેન્ટમાં એક સભા બોલાવી. ઇ સ. ૧૫૪૭માં ઇટાલીના ધર્માધિકારીઓની બહુમતિથી આ સભાને બોલોનામાં લઇ જવામાં આવી. પણ ઇ. સ. ૧૫૫૧માં તે પાછી ટ્રેન્ટમાં ભરવામાં આવી. ૧૫૫૨માં તે બંધ થઇ અને ૧૫૬૨માં પાછી ખોલવામાં આવી અને ૧૫૬૩માં તેણે પોતાનું કાર્ય પુરૂં કર્યું. આ સભામાં મત આપવાનો હક દેશવાર નહિ પણ વ્યક્તિગત્ રાખવામાં આવ્યો હતો, અને તે હક માત્ર સંઘના અધ્યક્ષોને હતો. આ કારણથી

બહુમતિ ઇટાલીના સભ્યોની હતી, અને તેઓ પ્રથમ સિદ્ધાંતની વ્યાખ્યા કર્યા પછી મંડળીમાં બીજો સુધારો કરવા ઇચ્છતા હતા. પણ સ્પેનના અધ્યક્ષો જેઓ પોતાની માન્યતામાં કોઇ પણ રીતે ઓછા કાથોલીક ન હતા, તેઓ પ્રથમ મંડળીમાં સુધારો કરવા ઇચ્છતા હતા, અને સમ્રાટ પણ એજ ઇચ્છતો હતો. આખરે સિદ્ધાંત અને સુધારા સંબંધીની ચર્ચા વારાફરતી કરવાનું ઠરાવવામાં આવ્યું, પણ પ્રત્યેક ઠરાવ માટે પોતાની સંમતિ આવશ્યક હતી, તેથી મંડળીમાં પાપાનો પૂર્ણ અખત્યાર કાયમજ રહ્યો. આ સભામાં જેસુઇટ સિદ્ધાંતકારોએ આગળ પડતો ભાગ લીધો હતો, અને મુખ્યત્વે કરીને તેમની લાગવગથી સભાએ પ્રોટેસ્ટાંટ મતની સામે સખત વિરોધ દર્શાવ્યો હતો. સિદ્ધાંતમાં આ સભાએ શાસ્ત્ર અને પરંપરાગત સંપ્રદાયને એકસરખું સ્થાન આપ્યું હતું, અને એ બન્નેનો અર્થ કરવાનો અધિકાર માત્ર મંડળીનાજ હાથમાં મૂક્યો હતો. Justification અર્થાત ન્યાયીકરણની એવી વ્યાખ્યા કરી છે કે તેમાં પુણ્યકર્મને પણ સ્થાન આપવામાં આવ્યું છે. સંસ્કારની સંખ્યા સાતનીજ છે અને તેમની વ્યાખ્યા મધ્યકાલિન છે. આ બધું ટ્રેન્ટના વિશ્વાસનામા તરીકે ઓળખાય છે અને તેમાં જુદા જુદા સિદ્ધાંતની વ્યાખ્યા સ્પષ્ટ રીતે કરવામાં આવી છે. એમ છતાં તેમાં નવા વિચારને માટે કશો પણ અવકાશ રાખવામાં આવ્યો નથી, અને આજે પણ કાથોલીક મંડળી આજ વિશ્વાસનામાને પૂર્ણ રીતે માન્ય રાખે છે. આ ઉપરાંત આ સભાએ નૈતિક જીવન અને મંડળીના કારભાર સંબંધી કેટલોક સુધારો કર્યો હતો. અધ્યક્ષો અને બીજા પાળકોને માટે ઉપદેશ આપવાનું કામ ફરજીઆત કરવામાં આવ્યું, અને પાળકો માટે પાઠશાળાઓ સ્થાપવાની વ્યવસ્થા કરવામાં આવી. ટ્રેન્ટની સભાનાં આવાં કેટલાંક કાર્યોથી કાથોલીક મંડળીમાં કેટલોક સુધારો થયો, અને એ મંડળીનું પ્રાબાલ્ય ફરી સ્થાપવામાં આ સભા અમુક અંશે સહાયભૂત થઇ.

ટ્રેન્ટની કાથોલીક સભા, ૧૫૪૫-૪૭. ૧૫૫૧-૫૨. ૧૫૬૨-૬૩.

આજ અરસામાં કાનો નામનો એક સ્પેનીશ સિદ્ધાંતકાર જે ઉપરોક્ત સભામાં હાજર હતો તેણે એક પુસ્તક લખ્યું. તેમાં કાથોલીક મંડળીના મતનું ઘણી સારી રીતે સમર્થન કરવામાં આવ્યું હતું. તેના કહેવા પ્રમાણે ધર્મસિદ્ધાંતો શાસ્ત્ર ઉપર આધાર રાખે છે અને શાસ્ત્રનું નિરૂપણ માત્ર મંડળીજ કરી શકે છે. વળી બધા ખ્રીસ્તી સિદ્ધાંતો શાસ્ત્રમાં નથી, તેથી પરંપરાગત સંપ્રદાય જેનું નિરૂપણ પણ મંડળી તરફથીજ કરવામાં આવે છે તે પણ શાસ્ત્રની સાથેજ પ્રમાણભૂત છે. આ પ્રમાણે આખરે મંડળીજ મુખ્ય પ્રમાણ તરીકે સિદ્ધ થાય છે.

કાથોલીક મંડળીનું પ્રાબલ્ય.

આ સમયમાં એક બીજો મોટો ફેરફાર થયો તેથી કાથોલીક મંડળીનું ગૌરવ કેટલેક અંશે વધ્યું. અત્યાર સુધી પાપા પ્રથમ પોતાને રાજા સમજતા,

પાપાના અંગત વાતાવરણમાં સુધારો.

અને પછીજ યુરોપના ધાર્મિક મુખ્યાધિકારી સમજતા, એટલે તેઓ બધું કાર્ય પોતાની રાજસત્તાને ઉદ્દેશીને કરતા, પણ હવે અને ખાસ કરીને પાઉલ ચોથા (કારાફા) ના વખત પછી આ સ્થિતિ બદલાઇ, અને પાપાએ મંડળીને પ્રથમ સ્થાન આપ્યું. પાપાનું અંગત વાતાવરણ ઘણું સુધર્યું, અને રૂમ શહેરે પણ વધારે ધાર્મિક અને ગંભીર સ્વરૂપ ધર્યું. જુદા જુદા પાપાઓ પણ ચારિત્ર્યવાન અને ભક્તિમાન થયા. તેઓ મંડળી પરજ પોતાનું બધું લક્ષ આપવા લાગ્યા, અને મંડળીનું હિત કેમ થાય એ તેમના જીવનનો ઉદ્દેશ થયો.

કાથોલીક જાગૃતિનું પરિણામ.

કાથોલીક મંડળીમાં થએલી આ પ્રકારની ધાર્મિક જાગૃતિનું પરિણામ એ આવ્યું કે સોળમી સદીના ઉત્તરાર્દ્ધ ભાગમાં પ્રોટેસ્ટંટ મતનો પ્રચાર બોહીમીઆ, મોરેવિઆ, પોલાંડ, હંગરી ઇટાલી વગેરેમાં થતો બંધ થયો, એટલુંજ નહિ, પણ જર્મનીના દક્ષિણ ભાગમાં પણ તેનું જોર ઘણું ઘટયું. આ ઉપરાંત કાથોલીક દેશ જેવા કે ઇટાલી, ફ્રાન્સ, સ્પેન વગેરેમાં ભક્તિભાવ વધ્યો, અને એ દેશોમાં કેટલાક પ્રખ્યાત ભક્ત થયા. એમાં તેરેસા અને સાલ્સનો ફ્રાન્સિસ એ પ્રખ્યાત છે. આ લોકોની ભક્તિની વિશેષતા એ હતી કે તેમાં મંડળી પ્રત્યે ગાઢ શ્રદ્ધા, ઉચ્ચ પ્રકારનાં ધ્યાન અને વૈરાગ્યને સ્થાન આપવામાં આપ્યું હતું. આ ભક્તોએ કેટલાંક પુસ્તકો લખ્યાં છે, જેને આજે પણ ઘણા લોકો વાંચે છે. આ ઉપરાંત આ અરસામાં પ્રગટ થએલા કાથોલીક ભક્તિભાવે દૂરના દેશોમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવાનું સ્વરૂપ ધારણ કર્યું. આ પ્રચારકાર્ય ડોમીનીકન અને ફ્રાન્સિસ્કન સાધુઓએ પોતાના હાથમાં પ્રથમ લીધું અને લાયોલાએ સ્થાપેલું "ઇસુનું મંડળ" એ કાર્યમાં તેમની સાથે પ્રથમથીજ ભળ્યું. આ ત્રણ સંઘના પ્રયત્નોથી દક્ષિણ, મધ્ય અને ઉત્તર અમેરિકાના કેટલાક ભાગે ખ્રીસ્તી ધર્મનો સ્વીકાર કર્યો, અને ફીલીપાઇન ટાપુ-ઓમાં પણ ખ્રીસ્તી ધર્મ સ્થપાયો. વળી ચીન, જાપાન અને હિન્દુસ્તાનમાં પણ આ વખતેજ ધર્મ પ્રચારકાર્ય ઘણા ઉત્સાહથી શરૂ થયું, અને તેથી આ બધા દેશોમાં કેટલાક લોકોએ ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો તથા બીજા અસંખ્ય લોકોને તે વિષેની જાણ થઇ. આ પ્રમાણે કાથોલીક મંડળીમાં આ વખતે જે જાગૃતિ થઇ તેના પરિણામે યુરોપમાં એ મંડળી ફરીથી દઢ રીતે સ્થાપિત થઇ, એટલુંજ નહિ પણ પૃથ્વીના બીજા લોકો અને દેશોમાં પણ તેનો ઘણો સારો પ્રચાર થયો.

પ્રોટેસ્ટંટ મત પર દબાણ.

આ કાથોલીક જાગૃતિને લીધે પ્રોટેસ્ટંટ મત પર જે દબાણ થયું હતું તે વિષે થોડું જણવાની જરૂર છે. પ્રથમ સિદ્ધાંત સંબંધી તપાસ કરવાની અદાલત (Inquisition) સ્પેનમાં હતી, પણ પાછળથી તે ત્યાંથી ઇટાલીમાં લાવવામાં આવી હતી, અને સ્પેને પોતાની સ્વતંત્ર અદાલત સ્થાપી હતી. આ અદાલતે પોતાનું કાર્ય ઇટાલીમાં

શરૂ કર્યું, તેથી કેટલાક પ્રોટેસ્ટાંટ મતાનુયાયીઓને એ દેશ છોડવાની ફરજ પડી. વળી ઘણાક લોકોને કેદ કરવામાં કે મારી નાખવામાં આવ્યા. આ ઉપરાંત આ અદાલતે પ્રોટેસ્ટાંટ મતનાં પુસ્તકો પર દબાણ કરવાનું કાર્ય જોસભેર ચાલુ કર્યું. પાપા તરફથી એક યાદી બહાર પાડવામાં આવી, તેમાં પ્રોટેસ્ટાંટ મતનાં તેમજ સ્વતંત્ર વિચારનાં પુસ્તકોનાં નામ નોંધવામાં આવ્યાં, તથા એ બધાં વાંચવાની બંધી કરવામાં આવી. સ્પેનની અદાલતે પણ એવું કેટલુંક કાર્ય કર્યું. ત્યાં ટોરક્વીમાડા નામના માણસના અધ્યક્ષપણા નીચે પ્રોટેસ્ટાંટ અથવા સ્વતંત્ર વિચારના માણસોની સતાવણી અધિક પ્રમાણમાં કરવામાં આવી હતી, તેથી આ અરસાનો આ અદાલતનો ઇતિહાસ ત્રાસદાયક છે.

# પ્રકરણ આઠમું.

## જેમ્સ પહેલા અને ચાર્લ્સ પહેલાના વખતમાં ઇંગ્લાંડમાં મંડળીની સ્થિતિ; ત્રીસ વર્ષનો વિગ્રહ; કાથોલીક મંડળી અને પૂર્વની મંડળી.

ઇલીઝાબેથ ઇ. સ. ૧૬૦૩માં ગુજરી ગઇ અને તેની ગાદીએ સ્કોટલાંડની રાણી મેરીનો પુત્ર જેમ્સ પહેલો આવ્યો. આ રાજા ઇ. સ. ૧૫૬૭થી સ્કોટલાંડની ગાદીએ બેઠો હતો અને ત્યાં જેમ્સ છઠ્ઠા તરીકે ઓળખાતો હતો. ઇંગ્લાંડની ગાદીએ તેના આવવાથી પ્રથમ ત્યાંના ત્રણે ધાર્મિક પક્ષ ખુશી થયા, કારણ કે તેઓમાંનો પ્રત્યેક એમ માનતો હતો કે તે પોતાના પક્ષની હિમાયત કરશે. જેમ્સ જન્મથી કાથોલીક હતો, તેથી કાથોલીક મંડળી તેના આશ્રયની આશા રાખતી હતી. તેને પ્રેસ્બિટેરીઅન મંડળી તરફથી કેળવણી મળેલી હતી તેથી એ મંડળોના અનુયાયીઓ રાજા પોતાનો પક્ષ લેશે એમ માને એ સ્વાભાવિક હતું. વળી તેણે સ્કોટલાંડમાં રાજસત્તા માટે મંડળીનું આધિપત્ય પ્રાપ્ત કરવા જે પ્રયત્ન કર્યો હતો તેથી ઇંગ્લાંડની એપિસ્કોપલ મંડળી તેના ગાદીએ આવવાથી ખુશી થઇ હતી. આ ત્રણેમાં એપિસ્કોપલ મંડળીની માન્યતા ખરી પડી હતી. "બિશપ નહિ તો રાજા પણ નહિ" એ સૂત્ર જેમ્સને પ્રિય હતું, તેથી તેણે એ પ્રમાણે રાજ કરવા ધાર્યું. પરિણામે તે બહુ અપ્રિય થઇ પડયો, કારણકે જો કે ઇલીઝાબેથ કરતાં તે વધારે આપખુદી નહોતો તોપણ તે તેની માફક ઇંગ્લાંડનો નહોતો, તથા તેનામાં ઇલીઝાબેથ જેટલી કાબેલિયત પણ ન હતી.

*જેમ્સ પહેલાનું ગાદીએ આવવું.*

જેમ્સ પોતાની ગાદી લેવા લંડન આવતો હતો ત્યારે "પ્યુરિટન" લોકો તરફથી તેને એક અરજી આપવામાં આવી. તેમાં સુમારે હજારેક સહીઓ હતી. આ ઉપરથી આ અરજીને "હજારી અરજી"નું નામ આપવામાં આવ્યું હતું. તેમાં પ્યુરિટન લોકોએ અમુક માગણીઓ કરી હતી. આ અરજીના પરિણામે ૧૬૦૪માં બિશપો અને પ્યુરિટન લોકોના નેતાઓની એક પરિષદ ભરવામાં આવી, અને જેમ્સ પોતે તેમાં હાજર થયો હતો, પણ આ સભાનું કાંઇ પરિણામ આવ્યું નહિ. પ્યુરિટન લોકોની મુખ્ય માગણીઓમાંની એક પણ સ્વીકારવામાં આવી નહિ. માત્ર બાઇબલનું ભાષાંતર તેમના કહેવા પ્રમાણે કરવામાં આવ્યું, અને જે આજે "સાધિકાર ભાષાંતર" તરીકે ઓળખાય છે તે ૧૬૧૧માં પ્રસિદ્ધ કર્યું. પ્યુરિટન લોકોની માગણીઓ સ્વીકારવામાં આવી નહિ, એટલુંજ નહિ પણ તેઓએ એપિસ્કોપલ

*પ્યુરિટન લોકો પર દબાણ.*

મંડળીનાં જે કેટલાંક ક્રિયાક્રમ સામે વાંધો લીધો હતો તે ઇ. સ. ૧૬૦૪માં મંડળીની એક સભા ભરીને ફરજીયાત કરવામાં આવ્યાં, અને પ્યુરિટન લોકોને એપિસ્કોપલ મંડળીને આધીન થવું એવી રાજ્ય તરફથી આજ્ઞા થઇ. આ બધું કામ કરવામાં આર્ચબિશપ બેન્ક્રોફ્ટે આગળ પડતો ભાગ લીધો હતો. વળી તે એજ વર્ષમાં વડો આર્ચબિશપ થયો, તેથી પ્યુરિટન લોકોને વિશેષ ભયનું કારણ મળ્યું. એમ છતાં તેણે પ્યુરિટન લોકોને બહુ સતાવ્યા નહિ, જો કે તેના વખતમાં સોબસો પાળકોને એપિસ્કોપલ મંડળીમાંથી નીકળી જવું પડયું હતું. આ વખતે એંગ્લીકન મંડળીના પાળકોમાં કેળવણી અને ધાર્મિક જીવનનો પ્રચાર થવાથી એ મંડળી બીજી રીતે પણ વધારે થઇ હતી. આ કાર્ય બાન્ક્રોફ્ટનું હતું, પણ તે ૧૬૧૦માં મરી જવાથી અને તેનો ઉત્તરાધિકારી તેના જેવો સબળ ન મળવાથી તેના વખતમાં પ્યુરિટન પંથ અને બીજા પંથોએ બહુ જોર કર્યું હતું.

આ વખતે જોન સ્મીથ નામના એક માણસે એક નવો પંથ સ્થાપ્યો હતો. તે થોડા કાળમાં સારી રીતે વૃદ્ધિ પામ્યો. સ્મીથ અને તેનો એક સહાયકારી જોન રોબીન્સન બન્ને પ્રથમ એંગ્લીકન મંડળીમાં પાળક હતા, પણ તેઓ વિશેષ પ્રમાણમાં પ્યુરિટન મતના હોવાથી મંડળીથી જુદા થવું તેમને યોગ્ય લાગ્યું હતું. તેમની સતાવણી શરૂ થવાથી તેઓ ઇ. સ. ૧૬૦૭-૮માં આમ્સ્ટર્ડામ ચાલ્યા ગયા. ત્યાં સ્મીથ મેનનાઇટ નામના એક પંથના સંસર્ગમાં આવ્યો તેથી તે માનવા લાગ્યો

બાપ્ટિસ્ટ પંથની સ્થાપના.

કે બાળકોના બાપ્તિસ્માને પ્રાચીન સમયની મંડળીમાં સ્થાન ન હતું. ત્યાર પછી તેણે પોતાને હાથે ફરી બાપ્તિસ્મા લીધું અને તેની મંડળીના બીજા માણસોએ પણ તેમ કર્યું. ઇ. સ. ૧૬૧૧-૧૨માં આ મંડળીમાંના કેટલાક સભ્યો ઈંગ્લાંડમાં પાછા આવ્યા, અને તેમણે લંડનમાં પોતાની એક સભા સ્થાપી. આ સભા બાપ્ટીસ્ટ પંથની પહેલી મંડળી હતી. ૧૬૧૬માં ખ્રીસ્તસમાજીઓમાંના કેટલાક લોકો ઇગ્લાંડમાં પાછા આવ્યા, અને તેમણે પણ ત્યાં પોતાની સભા સ્થાપી. આ ખ્રીસ્તસમાજીઓમાંના કેટલાક બાપ્ટીસ્ટ મતના થયા. આ લોકો પાણીમાં ડુબકી મારીને બાપ્તિસ્મા લેવાનું યોગ્ય ધારતા હતા, અને તેમની માન્યતા ધીમે ધીમે સર્વ બાપ્ટીસ્ટ લોકોએ ગ્રહણ કરી હતી.

ખ્રીસ્તસમાજીઓમાંના જે લોકો હોલાંડમાં રહ્યા હતા તેમણે પોતામાંના કેટલાકને અમેરિકા મોકલવાનો નિશ્ચય કર્યો. પરિણામે ઇ. સ. ૧૬૨૦માં જેમને "યાત્રાળુપિતૃઓ" કહેવામાં આવ્યા છે તેઓ "મેફલાવર" નામના એક વહાણમાં બેસીને આટલાંટિક મહાસાગર ઓળંગી અમેરિકા ગયા. તેમનો વડીલ અથવા ગુરૂ વિલિયમ બ્રુસ્ટર નામે હતો. તેમણે ડીસેમ્બરની ૨૧મીએ પ્લીમથના સંસ્થાનનો પાયો નાખ્યો હતો. આ પ્રમાણે અમેરિકામાં ખ્રીસ્તસમાજ(Congregationalism)ની સ્થાપના થઇ.

દરમિયાન ઈંગ્લાંડમાં પ્યુરિટન પંથનો પ્રચાર વધારે થવા લાગ્યો હતો. આ ખતે પ્યુરિટન લોકોએ ઠેકાણે ઠેકાણે ધાર્મિક વ્યાખ્યાનો આપવાનું શરૂ કર્યું.

પ્યુરિટન પંથનું પ્રાબલ્ય.

પ્યુરિટન લોકોએ સાબ્બાથવાર પવિત્ર પાળવા ઉપર પ્રથમથીજ બહુ ભાર મૂક્યો હતો, તેથી ઇ. સ. ૧૬૧૮ માં જેમ્સ તરફથી રવિવારને દિવસે અગાઉની માફક રમતો રમવાની અને ાચગાન કરવાની છૂટ આપવામાં તેમજ તેની ભલામણ કરવામાં આવતાં આ ાકોનો જુસ્સો વધ્યો, અને તેમણે ગમે તે ભોગે પોતાની માન્યતાને પૂર્ણાંશેને ળગી રહેવાનો નિશ્ચય કર્યો. આ બાબતમાં તેમને આર્ચબિશપ આબટ અને ગ્લીશ મંડળીના અનુયાયીઓનો પણ ટેકો મળ્યો હતો, કારણ કે એ બધા લોકો જેમ્સની આવી ધર્મ પ્રત્યેની બેપરવાઇથી નારાજ થયા હતા. વળી આ વખતે ગ્લાંડની પાર્લમેન્ટમાં પણ પ્યુરિટન લોકોનું જોર વિશેષ હતું. જેમ્સ પ્રથમથીજ ાકોને અપ્રિય હતો. વળી તેણે પાર્લમેન્ટ સાથે આપખુદ વર્તન ચલાવીને લોકોને ધારે નારાજ કર્યા હતા. ત્રીસ વર્ષના વિગ્રહની શરૂઆતમાં જર્મન પ્રોટેસ્ટંટોને ે મદદ આપવી જોઇતી હતી તે તેણે આપી નહિ, તેથી લોકોને તેના પ્રત્યે અણમો ઉત્પન્ન થવાનું એક વિશેષ કારણ મળ્યું હતું. વળી આ વખતે ઈંગ્લાંડનો ધ્યમવર્ગ પોતાનો હક વિશેષ પ્રમાણમાં સમજવા લાગ્યો હતો, અને આ વર્ગનો ુખ્ય ભાગ પ્યુરિટન પંથાનુયાયી હતો અથવા તો એ પંથ પ્રત્યે સહાનુભૂતિ રાખતો તો. આ સ્થિતિમાં સ્વાભાવિક રીતે પ્યુરિટન પંથનું જોર વધ્યું, અને એ પંથના નુયાયીઓ ધાર્મિક, સામાજીક અને રાજકીય દૃષ્ટિએ આગળ વધ્યા.

સ્કોટલાંડમાં પણ પ્રેસ્બિટેરિયન મંડળીએ ઘણું જોર દર્શાવ્યું હતું. જેમ્સના ાળપણમાં તેના રક્ષક માર્ટને ત્યાંની મંડળીમાં બિશપોને કાયમ કર્યા હતા, પણ

સ્કોટલાંડમાં પ્રેસ્બિટેરિયન મંડળીની સ્થિતિ.

તેઓ માત્ર નામનાજ બિશપ હતા. ઇ. સ. ૧૫૮૧માં આંદ્રુ મેલ્વીલ જે પ્રેસ્બિટેરિયન મંડળીનો નોક્સ પછીનો નેતા હતો તેની અસરથી આ દેશમાં વડીલોના પંચને ધાર્મિક અદાલતનો પૂર્ણ અધિકાર આપવામાં આવ્યો હતો, અને ંડળીના "શાસનનું બીજું પુસ્તક" સ્વીકારવામાં આવ્યું હતું. જેમ્સ પોતે માની વિરૂદ્ધ હતો છતાં તેને ઇ. સ. ૧૫૯૨માં પ્રેસ્બિટેરિયન મંડળીનો સ્વીકાર રવાની ફરજ પડી હતી. એમ છતાં જેમ્સે આ મંડળીનો અધિકાર પોતાના ાથમાં પાછો લેવાનો વિચાર પડતો મૂક્યો ન હતો. આ કામ માટે તેની પાસે ામના બિશપરૂપ સાધન હાજરજ હતાં. ઇ. સ. ૧૫૯૭માં તેનું જોર વધતાં ણે એવું જાહેર કર્યું કે મંડળીની સભાઓ ભરવાનો અધિકાર મારા પોતાના ાથમાં છે. વળી તેણે મંડળીનો બીજો કેટલોક અધિકાર પણ પોતાના હાથમાં ાછો લેવાની શરૂઆત કરી. મેલ્વીલ અને બીજા નેતાઓને દેશપાર કરવામાં ાવ્યા. ઇ. સ. ૧૬૧૦માં તેણે પોતાનો અધિકાર વધારવાનું એક મોટું પગલું

ભર્યું, તેણે સ્કોટલાંડમાં ઈંગ્લાંડની માફક બે ધાર્મિક અદાલત સ્થાપી અને તે ઉપર એકેક આર્ચબિશપ નીમ્યો. વળી તેણે સ્કોટલાંડના બિશપોને ઈંગ્લાંડના બિશપોદ્વારા દિક્ષા અપાવી, અને "પ્રેરિતપરંપરા" ફરીથી ચાલુ કરી. ઇ. સ. ૧૬૧૨માં પોતાનાજ વગની પાર્લમેંટે આ બિશપોને મંડળી ઉપર પૂર્ણ અધિકાર આપ્યો. હજુ સુધી તેણે ભજનસેવામાં કંઇ ફેરફાર કર્યો ન હતો, પણ ઇ. સ. ૧૬૨૧ માં મંડળીની સભા તથા પાર્લમેંટદ્વારા તેણે જુની મંડળીનાં કેટલાંક ક્રિયાકર્મ દાખલ કર્યાં. આ બધાં કાર્યથી સ્કોટલાંડમાં ઘણો અસંતોષ ફેલાયો.

ઇ. સ. ૧૬૨૫ માં જેમ્સનું મૃત્યુ થયું, અને તેનો પુત્ર ચાર્લ્સ પહેલો ગાદીએ આવ્યો (૧૬૨૫–૧૬૪૯). ચાર્લ્સ તેના બાપ કરતાં બધી રીતે સારો માણસ હતો, પણ તેમાં તેના બાપની માફક આપખુદીનો દોષ હોવાથી તથા તેના બાપે પોતાની સામે લોકમત ઘણો ઉશ્કેરેલો હોવાથી ચાર્લ્સને પોતાનાં તથા પોતાના બાપના કાર્યનાં ફળ ચાખવાં પડયાં.

ચાર્લ્સનું ગાદીએ આવવું.

ચાર્લ્સને પ્રથમથીજ લૉડ નામના તે સમયના એક વિખ્યાત પુરૂષનો સમાગમ થયો હતો, તેથી તેને કેટલોક લાભ તેમજ ગેરલાભ પણ થયો હતો. જેમ્સના સમયથી લૉડ એંગ્લીકન મંડળીની નવી પેઢીનો નેતા થયો હતો, અને ઇ સ. ૧૬૦૪માં તેણે "બિશપો વગર ખરી મંડળી થઇ શકતી નથી," એ સિદ્ધાંત જાહેર કર્યો હતો. ઇ. સ. ૧૬૨૨ માં તેણે રૂમી મંડળી એ ખરી મંડળી છે, પણ તે ખ્રીસ્તના સાર્વત્રિક અથવા કાથોલીક મંડળીની માત્ર એક શાખા છે, તથા એ કાથોલીક મંડળીની સર્વથી વધારે પવિત્ર શાખા અંગ્રેજી મંડળી છે એવો મત પ્રગટ કર્યો હતો. આ મત અત્યારે અંગ્રેજી મંડળીમાં સામાન્ય છે, અને તે એંગ્લો-કાથોલીક તરીકે ઓળખાય છે. પણ તે વખતે એ મત નવીન હોવાથી પ્યુરિટન લોકો તથા એંગ્લીકન લોકોએ તેને છુપો રોમન કાથોલીક માન્યો હતો. એંગ્લીકન મંડળી તરફથી લૉડને બે વખત કાર્ડીનાલ થવાનું કહેવામાં આવ્યું, પણ તેણે તે પદવીનો સ્વીકાર કર્યો ન હતો. તેનો ખરો મત તેણે જે જાહેર કર્યો હતો તેજ હતો. તે એંગ્લીકન મંડળી અને રૂમી મંડળી વચ્ચે ભેદ પાડતો હતો, અને પોતે રૂમી મંડળી કરતાં એ વધારે ચુસ્ત કાથોલીક છે એમ માનતો હતો. તે પોતે ભક્તિમાન હતો, અને આંતરિક તેમજ બાહ્યાચાર તથા ક્રિયાકાર્ય સ્વીકારતો હતો, પણ પોતે કર્કશ જીભનો તથા ક્રોધી સ્વભાવનો હોવાથી ઘણા લોકો તેના દુશ્મન થયા હતા. ઇ. સ. ૧૬૨૮માં ચાર્લ્સે તેને લંડનનો બિશપ અને ઇ. સ. ૧૬૩૩માં કેન્ટર્બરીનો આર્ચબિશપ નીમ્યો. તે ચાર્લ્સનો મિત્ર હતો, તેમજ રાજકીય કાર્યમાં પણ તેનો મુખ્ય મંત્રી હતો.

આ વખતે ઈંગ્લાંડની મંડળીમાં આર્મીનિઅન મત પ્રચલિત હતો. તે મનુષ્યની સારી કરણીઓ તારણને માટે અગત્યની છે એવી માન્યતા રાખતો હતો તથા કાલ્વી-

નના મતની વિરૂદ્ધ હતો. લૉડની સૂચના પ્રમાણે ચાર્લ્સે આ મતવાળાઓને મંડળીમાં આગળ વધાર્યા, અને ઇ. સ. ૧૬૨૮માં મંડળીની ઓગણચાળીસ માન્યતાઓનો કાલ્વીનના મત પ્રમાણે અર્થ કરવામાં ન આવે એ માટે એ માન્યતાઓ સાથે એવું જાહેર કરવામાં આવ્યું કે તેનો અર્થ ફાવે તેમ કરવાનો નથી પણ અક્ષરસ: કરવાનો છે. આ કાર્યથી પાર્લમેંટ જેમાં કાલ્વીનના મતાનુયાયીઓનું ઘણું જોર હતું તે નાખુશ થઇ હતી. વળી ચાર્લ્સે પાર્લમેન્ટની સંમતિ વગર કર નાખવાનું પગલું લીધું તેથી લોકોની નાખુશીમાં ઘણો વધારો થયો. આ વખતે માનરીંગ નામના ચાર્લ્સના પોતાના પાળકે પોતાના ઉપદેશમાં એવું જાહેર કર્યું કે રાજા એ ઇશ્વરનો પ્રતિનિધિ હોવાથી તે જે કાંઇ કર નાખે તે આપવાને લોકો બંધાએલા છે. પાર્લમેન્ટે તેને તેના આ મતને લીધે દંડની તથા કેદની શિક્ષા કરી, પણ ચાર્લ્સે એ સજા માફ કરી, એટલુંજ નહિ પણ તેને મંડળીમાં વધારે ઉંચી પદવી આપી અને આખરે તેને બિશપ નીમ્યો. આ બધાં કારણથી ચાર્લ્સ અને પાર્લમેન્ટ વચ્ચે બહુ કુસંપ થયો, અને ઇ. સ. ૧૬૨૯માં પાર્લમેંટને બરખાસ્ત કરીને ચાર્લ્સે પોતાની મેળે રાજ કરવા ધાર્યું. નવી પાર્લમેન્ટ ઇ. સ. ૧૬૪૦ સુધી ભરાઇ નહિ, તે દરમિયાન ચાર્લ્સે પોતાને ફાવે તેમ રાજ કર્યું અને એંગ્લીકન મંડળીએ તેનો પક્ષ લીધો.

ચાર્લ્સ અને પાર્લમેંટ વચ્ચે વિરોધ.

ઉપરાંત પ્યુરિટન લોકો પર દબાણ શરૂ થયું. લૉડે ચાર્લ્સની મદદથી "સાધારણ પ્રાર્થના" પ્રમાણે ભજનસેવા કરવાનું ફરજીઆત કર્યું, અને પ્યુરિટન લોકોના ઉપદેશકોને ઉપદેશ કરતાં અટકાવ્યા. વળી રવિવારે રમતગમત કરવાનો જેમ્સનો કાયદો અમલમાં મૂકવામાં આવ્યો. આ બધાં કાર્યોથી પ્યુરિટન લોકો બહુ નારાજ અને નિરાશ થયા, અને તેમાંના કેટલાકે ખ્રીસ્તસમાજીઓની માફક અમેરિકા ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો. તેમની પ્રબળ ઇચ્છા એ હતી કે અમને અમારી પોતાની રીત પ્રમાણે ધર્મ પાળવાની છુટ મળવી જોઇએ. વળી એ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા માટે તેઓ પોતાનો દેશ છોડવા પણ તૈયાર હતા. તેમણે ઇ. સ. ૧૬૨૮માંજ અમેરિકાના માસાચુસેટસ નામના પ્રાંતમાં જવું શરૂ કર્યું, અને ઇ. સ. ૧૬૨૯માં જ્યાં સાલેમમાં એક મંડળી સ્થપાઇ. એ વર્ષમાં અને ઇ. સ. ૧૬૩૦માં બીજા કેટલાક લોકો ત્યાં ગયા, અને એ પ્રાંતમાં ઘણી મંડળીઓ સ્થાપવામાં આવી. ઇ. સ. ૧૬૩૬માં કનેક્ટીકટ નામનુ સંસ્થાન અને ૧૬૩૮માં ન્યુ હેવન સંસ્થા સ્થાપવામાં આવ્યાં. આ મંડળીઓમાંની ઘણીના પાળકો સમર્થ હતા અને તેઓ ઇંગ્લાંડની મંડળીનાજ પાળકો હોવાથી એ મંડળીથી છુટા પડવા માગતા ન હતા, એમ છતાં તેઓ ખ્રીસ્તસમાજીઓની માફક મંડળીના બંધારણ માટે સત્‌શાસ્ત્રનેજ મુખ્ય પ્રમાણ તરીકે સ્વીકારતા હતા, તેથી તેમની મંડળીઓની રચના ખ્રીસ્તસમાજોની રચના પ્રમાણે રાખી હતી. આ વખતે ઘણા પ્યુરિટન લોકો અમેરિકા જવા લાગ્યા હતા અને

પ્યુરિટન લોકોનું અમેરિકા જવું.

તે એટલે સુધી કે ઇ. સ. ૧૫૪૦માં અમેરિકામાં તેઓની સંખ્યા લગભગ વીસ હજારની થઇ હતી.

ઈંગ્લાંડમાં પાર્લમેંટની ગેરહાજરી દરમિયાન કેટલાંક કારણથી એ દેશની આબાદી વધી હતી, છતાં લોકો સંતુષ્ટ ન હતા. તેઓ ચાર્લ્સની મંડળીવિષયક રાજનીતિ તથા તેના આપખુદ રાજ્યતંત્રથી નાખુશ હતા, અને ઇંગ્લાંડમાં કોઇ પણ વખતે તોફાન થવાનો પુરો સંભવ હતો. એમ છતાં પ્રથમ સ્કોટલાંડમાં ઝઘડો શરૂ થયો. ત્યાંની મંડળીની જાગીરો અમીરઉમરાવવર્ગને આપીને અને આ રીતે તેમને પક્ષમાં લઇને પ્રેસ્બિટેરિયન બંધારણને દબાવી દેવા જેમ્સ શક્તિમાન થયો હતો, પણ ચાર્લ્સે આ બધી જપ્ત કરેલી જાગીરો મંડળીને પાછી અપાવી, તેથી તેનું કાર્ય ન્યાયપુરઃસર હતું છતાં અમીરવર્ગ તેની વિરૂદ્ધ થયો, અને પ્રેસ્બિટેરિયન મંડળીના અનુયાયીઓ સાથે એકત્ર થયો. પરિણામે સ્કોટલાંડમાં લોકોનું ઐક્ય થયું. આ સ્થિતિમાં ઇ. સ. ૧૬૩૭માં ચાર્લ્સે લૉડની સૂચના પ્રમાણે સ્કોટલાંડમાં ઈંગ્લાંડની મંડળીની ભજનપદ્ધતિ જેવીજ પદ્ધતિ ફરજીઆત દાખલ કરી. પરિણામે એડીનબરોમાં બંડ ઉઠ્યું અને આખા દેશમાં બળવો શરૂ થયો. ઇ. સ. ૧૬૩૮ની શરૂઆતમાં પોતાના ધર્મનું રક્ષણ કરવા માટે આખી પ્રજાએ એક રાષ્ટ્રિય કરાર કર્યો, અને એ વર્ષની આખરમાં ત્યાંની મંડળીની સભાએ બિશપોને પદભ્રષ્ટ કર્યા. આ પ્રમાણે જે ઇમારત ૧૫૯૭થી જેમ્સે અને ચાર્લ્સે મહા મુશ્કેલીથી ઉભી કરી હતી તે એક સપાટે જમીનદોસ્ત થઇ. આ બળવા સામે ચાર્લ્સે યુદ્ધ શરૂ કર્યું, પણ સ્કોટલાંડની પ્રજા આ વખતે એવી પ્રબળ હતી કે ઇ. સ. ૧૬૩૯ માં તેની સાથે તેને સંધિ કરવાની ફરજ પડી. પણ બીજેજ વર્ષે તેણે સ્કોટીશ પ્રજાને વશ કરવાનો નિશ્ચય કર્યો. આને માટે ધનની જરૂર હતી, તેથી તેણે પાર્લમેન્ટને બોલાવી; પણ નવી પાર્લમેન્ટે તરતજ પોતાના ધાર્મિક અને રાજકીય હકની તેની પાસે માગણી કરી, તેથી ચાર્લ્સે તેને બરખાસ્ત કરી. આ પાર્લમેંટને "અલ્પ-કાલીન" કહેવામાં આવી છે. એમ છતાં સ્કોટલાંડ સાથે યુદ્ધ શરૂ થયું, અને તેનું પરિણામ એ આવ્યું કે સ્કોટલાંડની ફોજે ઈંગ્લાંડ ઉપર ચઢાઇ કરી. આ સ્થિતિમાં ચાર્લ્સને ભારે દંડ ભરીને તેમની સાથે સંધિ કરવી પડી. હવે તેને ઈંગ્લાંડમાં પાર્લમેંટ બોલાવ્યા વગર છુટકો ન હતો, તેથી ઇ. સ. ૧૬૪૦માં એક નવી પાર્લમેંટ ભરાઇ. આ પાર્લમેન્ટ "દીર્ઘ-કાલીન" તરીકે ઓળખાય છે. તેમાં પ્યુરિટન લોકોની બહુમતિ હતી, તેથી તેમણે પોતાની ઇચ્છાનુસાર કાયદાઓ પસાર કરવા માંડયા. લૉડને કેદ કરવામાં આવ્યો, અને ઇ. સ. ૧૬૪૧માં મોટી ધાર્મિક અદાલત કાઢી નાખવામાં આવી. ૧૬૪૨માં ચાર્લ્સે આ પાર્લમેંટના પાંચ સભ્યોને તેમના પર રાજદ્રોહનો આરોપ મૂકીને

સ્કોટલાંડમાં બળવો.

ઈંગ્લાંડમાં દીર્ઘ-કાલીન પાર્લમેંટનું કાર્ય.

ઈંગ્લાંડમાં બળવો.

પકડયા, તેથી ઈંગ્લાંડમાં પણ બળવો ઉઠયો. આ બળવામાં ઉત્તર અને પશ્ચિમનો ભાગ ચાર્લ્સના પક્ષમાં રહ્યો, અને દક્ષિણ અને પૂર્વનો ભાગ પાર્લમેંટના પક્ષમાં રહ્યો.

દરમિયાન પાર્લમેંટે પોતાનું કાર્ય ચાલુ રાખ્યું. ઇ. સ. ૧૬૪૩માં તેણે બિશપની સંસ્થા રદ કરી, અને મંડળીના કારભાર માટે સુમારે દોઢસો માણસો

પ્રેસ્બિટેરિયન મંડળીની સ્થાપના.

જેમાં ૧૨૧ પાળકો અને બાકીના અદિક્ષિત ખ્રીસ્તીઓ હતા તેઓની એક સભા બોલાવી. આ સભા વેસ્ટમીન્સ્ટરમાં મળી હતી, તેથી તે એ નામથી ઓળખાય છે. તેમાં માત્ર થોડાજ ખ્રીસ્તી સમાજી અને બિશપવાદી સિવાય બીજા બધા પ્યુરિટન મતના હતા. દરમિયાન આ રાજા અને પ્રજા વચ્ચેના યુદ્ધમાં પાર્લમેંટનો પક્ષ નબળો પડતાં તેણે સ્કોટલાંડના લોકો સાથે ૧૬૪૩માં એક કરાર કર્યો, તેની રૂએ ઈંગ્લાંડ, સ્કોટલાંડ અને આયર્લાંડ એ ત્રણે દેશમાં એકસરખી પ્રેસ્બિટેરિયન મંડળી સ્થાપવાનું ઠરાવવામાં આવ્યું. આથી સ્કોટલાંડના અમુક માણસો પણ વેસ્ટમીન્સ્ટર સભામાં ભળ્યા, અને એ સભાએ ઇ. સ. ૧૬૪૪માં પ્રેસ્બિટેરિયન મંડળીનું બંધારણ અને એમાં મંડળીમાં સામાન્ય રીતે પ્રચલિત ભજનપદ્ધતિ પાર્લમેંટ આગળ પસાર થવા રજુ કર્યાં. ઇ. સ. ૧૬૪૫ની શરૂઆતમાં પાર્લમેંટે સાધારણ પ્રાર્થનાનું પુસ્તક કાઢી નાખીને નવી ભજનપદ્ધતિ દાખલ કરી, તથા પ્રેસ્બિટેરિયન બંધારણ ૧૬૪૬માં પસાર થયું. આ અરસામાં લૉડને દેહાંતદંડની સજા કરવામાં આવી. ઇ. સ. ૧૬૪૬માં વેસ્ટમીન્સ્ટર સભાએ પોતાનું વિશ્વાસનામું તૈયાર કર્યું અને તે સ્કોટલાંડની પાર્લમેંટે ૧૬૪૭માં સ્વીકાર્યું. તે વેસ્ટમીન્સ્ટર વિશ્વાસનામા તરીકે ઓળખાય છે, અને આજે પણ સ્કોટલાંડના અને અમેરિકાની પ્રેસ્બિટેરિયન મંડળોના અનુયાયીઓને માન્ય છે. ઇંગ્લીશ પાર્લમેંટે પ્રથમ કેટલીક આનાકાની કર્યા પછી તેમાં કેટલોક ફેરફાર કરી ઇ. સ. ૧૬૪૮માં તેનો સ્વીકાર કર્યો. આ સભાએ વળી મંડળીને માટે એક મોટી અને બાળકોને માટે એક નાની એમ બે પ્રશ્નોત્તરાવળી તૈયાર કરી, અને તે એજ વર્ષમાં બન્ને દેશમાં સ્વીકારવામાં આવી.

વેસ્ટમીન્સ્ટર વિશ્વાસનામું અને ઉપરોક્ત બે પ્રશ્નોત્તરાવળી એ કાલ્વીનમતનાં

આ વિશ્વાસનામાની વિશેષતા.

સુપ્રસિદ્ધ નિરૂપણ છે. એમ છતાં એમની એક મુખ્ય વિશેષતા એ છે કે તેમાં મૂળ પાપ મનુષ્યજાતિનાં પ્રથમ માતપિતાથી ઉતરેલું છે એમ માનવા છતાં "ક્રિયાનો કરાર" અને "કૃપાનો કરાર" નામે બે કરાર સ્વીકારવામાં આવ્યા છે. આમાંનો પહેલો કરાર મનુષ્યજાતિના પ્રતિનિધિ તરીકે આદમ સાથે કરવામાં આવ્યો હતો, પણ તે તેણે તોડયો તેથી તે તેના તેમજ તેના વંશજોને માટે રદ થયો. આ કારણથીજ મનુષ્યજાતિને બીજો કરાર આપવાની જરૂર પડી હતી, અને તે ખ્રીસ્તદ્વારા પાળવામાં આવ્યો. આમાંના પહેલા કરારનો અર્થ એ છે કે મનુષ્યનું પાપ એ

તેનું પોતાનું કૃત્ય છે અને તેને માટે તે પોતે જવાબદાર છે. બીજી વિશેષતા સાબ્બાથને પવિત્ર પાળવા ઉપર મૂકેલા ભારને લગતી છે.

વેસ્ટમીન્સ્ટર સભા પોતાનું કાર્ય કરતી હતી તે દરમિયાન રાજાપ્રજાનું માહોમાંહેનું યુદ્ધ તો ચાલુજ હતું. ૧૬૪૪માં ચાર્લ્સના લશ્કરે પાર્લમેંટના લશ્કર સામે માર્સ્ટન મૂર આગળ હાર ખાધી. ઓલીવર ક્રોમવેલ પ્રથમ આ લડાઇમાં પ્રસિદ્ધ થયો, અને આ જીત તેને લીધેજ થઇ હતી. તેણે પોતાનું "ધાર્મિક માણસો"નું એક નાનું પણ ચુનંદુ લશ્કર ઉભું કર્યું હતું. એકાદ વર્ષ પછી ક્રોમવેલે ચાર્લ્સના લશ્કરને નેસ્બી આગળ સખત હાર ખવડાવી તેથી બીજે વર્ષે (૧૬૪૬) ચાર્લ્સ સ્કોટલાંડની પ્રજાને શરણે ગયો, અને એ લોકોએ તેને ઇંગ્લાંડની પાર્લમેંટને સોંપ્યો. ક્રોમવેલનું લશ્કર ધર્મ અને મંડળીના જુદા જુદા ભેદ બહુ સૂક્ષ્મ રીતે સમજતું ન હતું. તેથી તે બાપ્ટીસ્ટ, ખ્રીસ્તસમાજી અને પ્યુરિટન એ સહુ પ્રત્યે સહિષ્ણુતા ધરાવતું હતું, તેમજ સર્વ કોઇને ધાર્મિક સ્વાતંત્ર્ય આપવાના મતનું હતું. આ કારણથી તે જેમ એક બાજુ રૂમી મંડળી અને બિશપોની વિરૂદ્ધ હતું, તેમ બીજી બાજુ પાર્લમેંટના સખત પ્રેસ્બિટેરિયન બંધારણની પણ વિરૂદ્ધ હતું. આ સ્થિતિમાં ઇંગ્લાંડની પાર્લમેંટ પોતાને મનગમતું બંધારણ દાખલ કરી શકી નહિ, તેથી સ્કોટલાંડના લોકો નારાજ થયા. આમાં ચાર્લ્સે પોતાની તક સાધી લીધી, અને સ્કોટલાંડના લોકોને પ્રેસ્બિટેરિયન મંડળી સ્થાપવાનું વચન આપીને તેમને પોતાના પક્ષમાં કરી લીધા. સ્કોટલાંડના એક લશ્કરે ઇંગ્લાંડ ઉપર ચઢાઇ કરી, પણ તેને ક્રોમવેલે પ્રેસ્ટન આગળ હરાવ્યું. આથી ક્રોમવેલનું લશ્કર ઇંગ્લાંડમાં સર્વોપરી થયું. એજ વર્ષમાં પાર્લમેંટમાંથી આ લશ્કરની વિરૂદ્ધ જે બધા હતા તેમને રજા આપવામાં આવી, અને રાજદ્રોહના ગુના માટે ઇ. સ. ૧૬૪૯ માં ચાર્લ્સનો શિરચ્છેદ કરવામાં આવ્યો. વળી એજ વર્ષમાં ક્રોમવેલે આયર્લાંડને વશ કર્યું. ઇ. સ. ૧૬૫૦ માં સ્કોટલાંડને વશ કર્યું, અને ૧૬૫૧ માં ચાર્લ્સના પુત્ર (ભવિષ્યનો ચાર્લ્સ બીજો) ને વુસ્ટર આગળ હરાવ્યો. આ પ્રમાણે તેણે ચોમેરનો વિરોધ સમાવ્યો અને પોતે રાજ્યનો સર્વોપરી રક્ષક થયો.

ક્રોમવેલ અને તેના લશ્કરે મેળવેલી જીત.

ચાર્લ્સનો વધ.

ક્રોમવેલ પોતે કોઇ પણ મંડળીનો ખાસ અનુયાયી ન હતો, છતાં તે મોટે ભાગે ખ્રીસ્તસમાજી હતો, અને સર્વને પોતપોતાની રીત પ્રમાણે ધર્મ પાળવાની છૂટ આપવા ઇચ્છતો હતો. એમ છતાં યુદ્ધની શરૂઆતથી લગભગ બે હજાર એંગ્લીકન પાળકોને પદભ્રષ્ટ કરવામાં આવ્યા હતા, અને તેને લીધે તેમને બહુ દુ:ખ ખમવું પડયું હતું. ક્રોમવેલ પોતે સમર્થ, નિસ્પૃહી અને રાજકાર્યકુશળ હતો. તોપણ તેનું રાજ્ય સૈનિક રાજ્ય હતું, તેથી લોકો નારાજ હતા. વળી આ વખતે જુદા જુદા મતાનુ-

ક્રોમવેલ રાજ્યરક્ષક, ૧૬૪૯-૧૬૫૮.

યાવીઓ વચ્ચે વાદવિવાદ ચાલુજ હતા, તેથી પણ લોકો ઘણા કંટાળ્યા હતા. એમ છતાં ક્રોમવેલે (૧૬૫૮) પોતાના મૃત્યુ પર્યંત ઈંગ્લાંડમાં શાંતિ જાળવી રાખી હતી.

ક્રોમવેલ પછી તેનો પુત્ર રીચર્ડ ઈંગ્લાંડનો રાજ્યરક્ષક થયો, પણ તેમાં તેના બાપની શક્તિનો જરા પણ અંશ ન હતો, તેથી પુષ્કળ અંધાધુંધી ચાલી, અને આખરે પ્રેસ્બિટેરિયન મંડળીના અનુયાયીઓ તથા રાજકુટુંબના પક્ષકારોએ એકત્ર થઇને ચાર્લ્સના પુત્રને રાજગાદી આપવાનો નિશ્ચય કર્યો. ચાર્લ્સ બીજો (ચાર્લ્સનો પુત્ર) આ વખતે ઈંગ્લાંડની બહાર હતો. તેણે ત્યાંથી ઈંગ્લાંડના બધા લોકોને પોતપોતાનો ધર્મ પાળવાની છુટ આપવાનું જણાવ્યું. ત્યાર પછી તે તરતજ (૧૬૬૦) લંડન આવ્યો, અને લોકોએ તેને રાજગાદી સોંપી.

ચાર્લ્સ બીજાનું ગાદીએ બેસવું.

આ ચાર્લ્સ પોતે મોજશોખીલો હતો, છતાં તે શક્તિ કે ચાતુર્યમાં તેના બાપથી ઉતરે તેવો ન હતો. વળી ધર્મ સંબંધી પણ તેના વિચાર અમુક રીતે દૃઢ હતા, અને તેણે એ વિચારને પ્રથમથીજ અમલમાં મૂકવાનો નિશ્ચય કર્યો હતો. તેની ઇચ્છા ઈંગ્લાંડની મંડળીમાંજ પ્રેસ્બિટેરિયન મતાનુયાયીઓને દાખલ કરવાની હતી, અને તેને માટે તેણે પ્રયત્ન પણ આદર્યો. આ કાર્ય માટે તેણે ૧૬૬૧માં બન્ને મંડળીના અનુયાયીઓની એક સભા બોલાવી, પણ તેથી કંઇ વળ્યું નહિ. વળી આ વખતે ઈંગ્લાંડના લોકોમાં પ્યુરિટન લોકોના ધાર્મિક ભાવ પ્રત્યે અભાવ ઉત્પન્ન થયો હતો, તેથી આંગ્લીકન મંડળી પ્રત્યે લોકોની સહાનુભૂતિ અધિક પ્રમાણમાં હતી. આ અભાવ ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ એ હતું કે ક્રોમવેલના રાજ્યશાસન દરમિયાન ઈંગ્લાંડમાં નાચગાન, નાટકતમાશા વગેરે બંધ કરવામાં આવ્યાં હતાં, એટલુંજ નહિ પણ નિર્દોષ રમતગમત પણ અટકાવવામાં આવી હતી. આથી લોકોમાં સ્વાભાવિક રીતે વિરોધભાવ ઉત્પન્ન થયો હતો. આનું એક તાત્કાળિક પરિણામ એ આવ્યું કે ચાર્લ્સ બીજાના વખતની પહેલી પાર્લમેંટ રાજા તરફ તેમજ રાજ્યની મંડળી તરફ ઘણીજ સહાનુભૂતિ ધરાવતી હતી. ઇ. સ. ૧૬૬૧માં કેન્ટર્બરી અને યોર્કમાં મંડળીની સભાઓ ભરાઇ, અને “સાધારણ પ્રાર્થના” માં લગભગ છસો સુધારા કરવામાં આવ્યા છતાં તેમાંનો એક પણ પ્યુરિટન મતના પક્ષને મળતો ન હતો. વળી ઇ. સ. ૧૬૬૨ માં ધાર્મિક એકરૂપતાનો એક નવો કાયદો પસાર કરવામાં આવ્યો. આ કાયદાની રૂએ સુધારેલા પ્રાર્થનાના પુસ્તક પ્રમાણે ભજનસેવા કરવાનુ ફરજીયાત કરવામાં આવ્યું, અને એ પુસ્તકમાં જે કાંઇ હોય તે બધું માનવાજોગ છે એવો સોગંદપૂર્વક સ્વીકાર પ્રત્યેક પાળકે કરવો જોઇએ એવું ઠરાવવામાં આવ્યું. વળી આ કાયદાની એક કલમ એવી પણ હતી કે પ્રજાએ કોઈ પણ સંજોગોમાં રાજા સામે શસ્ત્રનો ઉપયોગ કરવો નહિ. આ એકરૂપતાનો કાયદો પસાર કરવાનો મુખ્ય હેતુ ઈંગ્લાંડની

ચાર્લ્સની ધાર્મિક રાજનીતિ.

એકરૂપતાનો કાયદો, ૧૬૬૨.

આંગ્લીકન મંડળીમાંથી પ્યુરિટન લોકોને દૂર કરવાનો હતો, અને તે ઘણે ભાગે સફળ થયો. લગભગ બે હજાર પાળકોએ રાજીનામું આપ્યું. પણ આટલેથીજ બસ ન હતું. પ્યુરિટન લોકોની વિરૂદ્ધ બીજા પણ કેટલાક કાયદા પસાર કરવામાં આવ્યા. આમાંનો એક (૧૬૬૪) સભાબંધી સંબંધીનો હતો, તેની રૂએ પ્રાર્થનાના પુસ્તકાનુસાર થતી ન હોય એવી કોઇ પણ ભજનસેવામાં પાંચ કરતાં વધારે માણસો સામેલ થાય તો તેમને દંડ, કેદ કે દેશનિકાલની સજા ફરમાવવામાં આવી હતી. બીજો એક કાયદો ઇ. સ. ૧૬૬૫માં કરવામાં આવ્યો. તેની રૂએ કોઈ પણ પાળક જેણે એકરૂપતાના કાયદા પ્રમાણે સોગંદ લીધા ન હોય તે કોઇ પણ શહેર, ગામ કે પોતાના પાળક તરીકેના રહેઠાણથી પાંચ માઇલથી દૂર રહે એમ ઠરાવવામાં આવ્યું હતું. વળી આવા પાળકોને શાળાઓમાં શિક્ષક તરીકે કાર્ય કરવાની પણ મના કરવામાં આવી. ઇંગ્લાંડની રાજ્યમંડળીથી છુટા થએલા પાળકો પોતાના ગુજરાનને અર્થે કોઇ પણ કાર્ય કરી શકે તો તે આજ હતું, પણ આ કાયદાથી તેમની પાસેથી એ હક પણ લઇ લેવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૬૭૦માં બીજો સભાબંધીનો કાયદો પસાર થયો. આ કાયદા પ્રમાણે પહેલા કાયદામાં ફરમાવવામાં આવેલી સજા ઓછી કરવામાં આવી, પણ તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે એ કાયદાની વિરૂદ્ધ ભરવામાં આવેલી કોઇ પણ સભામાં હાજર થએલા ઉપદેશક કે તેના શ્રોતાજન જો બહુજ ગરીબ હોય તો તેમનો દંડ તેમાં હાજર રહેલી કોઇ એક વ્યક્તિ પાસેથી લેવો યોગ્ય જણાય તો તે લઇ શકાય. આ બધા કાયદાઓનો મૂળ હેતુ પ્યુરિટન મતને દાબી દેવાનો હતો, પણ એમ છતાં એ મત ચાલુ રહ્યો હતો અને તેની સભાઓ પણ ભરાતી હતી.

સભાબંધીનો પહેલો કાયદો, ૧૬૬૪.

પાંચ માઈલનો કાયદો.

સભાબંધીનો બીજો કાયદો, ૧૬૭૦.

ચાર્લ્સ બીજો છુપી રીતે રૂમી મંડળી પ્રત્યે સહાનુભૂતિ ધરાવતો હતો, તેણે તેનો મત પોતાના મૃત્યુ વખતે સ્વીકાર્યો હતો. તેનો ભાઇ જેમ્સ ઇ. સ. ૧૬૭૨થી કાથોલીક મંડળીમાં દાખલ થયો હતો. આ કારણથી ચાર્લ્સ રૂમી મંડળીને સ્વાતંત્ર્ય આપવા ચાહે એ સ્વાભાવિક હતું. ઇ. સ. ૧૬૭૨ માં તેણે એક એવો કાયદો પસાર કર્યો કે તેની રૂએ રૂમી મંડળી તથા પ્યુરિટન લોકોને કેટલીક છુટ મળી. આ કાયદાથી પ્યુરિટન લોકોને કાથોલીક લોકો કરતાં વધારે છુટ મળતી હતી છતાં તેમણે તેનો સ્વીકાર કર્યો નહિ, તેથી પાર્લામેંટે ૧૬૭૩ માં તે પાછો ખેંચી લીધો એટલુંજ નહિ પણ એક નવો કાયદો પસાર કર્યોજ. તેની રૂએ લંડનની આસપાસ ત્રીસ માઇલની અંદર રહેલા લગભગ બધા લશ્કરી અને મુલ્કીખાતાના નોકરોને ઈંગ્લાંડની આંગ્લીકન મંડળીમાં પ્રભુભોજન લેવાનું ફરજીયાત કરવામાં આવ્યું. આથી પ્યુરિટન લોકો

રૂમી મંડળી પ્રત્યેની રાજનીતિ.

તથા રોમન કાથોલીક લોકોને બહુ ખમવું પડયું. આ કાયદો ઇ. સ. ૧૮૨૮માં રદ્દ કરવામાં આવ્યો.

સત્તરમી સદીની શરૂઆતમાં યૂરોપમાં કાથોલીક મંડળી પોતાને પ્રબળ કરવાના કાર્યમાં વળગી હતી ત્યારે જુદી જુદી પ્રોટેસ્ટાંટ મંડળીઓ તથા પ્રજાઓ પરસ્પર વિરોધ કરવા લાગી હતી. કાથોલીક રાજ્યસત્તાઓમાં અત્યાર સુધી કેટલોક સમય થયાં ફ્રાન્સ અને સ્પેન-ઓસ્ટ્રિઆ વચ્ચે વિરોધ ચાલુ હતો, પણ તે ઇ. સ. ૧૬૧૦માં હેન્રી ચોથાના મૃત્યુથી બંધ થયો હતો. ઇંગ્લાંડમાં જેમ્સ પહેલાના રાજ્યકાળમાં રાજા અને પ્રજા અથવા ખાસ કરીને પ્યુરિટન લોકો વચ્ચે તકરાર શરૂ થઇ હતી, અને તે લાંબો વખત ચાલુ રહી હતી. હોલાંડમાં કાલ્વીનપંથી અને આર્મીનિઅન પંથ વચ્ચે સખત તકરાર ચાલુ હતી, તેથી ત્યાંના લોકોને સ્પેનની સાથે એક નુકસાનકારક સંધિ કરવી પડી હતી. આ વખતે હોલાંડના લોકોએ જર્મનીનાં પ્રોટેસ્ટાંટ રાજ્યોને પોતાને મદદ આપવા વિનંતી કરી, પણ જર્મનીના લોકો લ્યુથરના મતના હોવાથી તેમણે તેમ કરવા ના પાડી. ખુદ જર્મનીમાં પ્રોટેસ્ટાંટ લોકોમાં બે મત હતા અને તેમની વચ્ચે સખત વિરોધ હતો. આ વિરોધ મેલાંગ્થોનની હયાતિમાંજ શરૂ થયો હતો અને તે ઘણો લાંબો કાળ ચાલ્યો હતો. તેના અનુયાયીઓ લ્યુથરના મતાનુયાયીઓથી છુટા પડયા હતા અને તેઓ ધીમે ધીમે કાલ્વીનપંથના લોકો સાથે એકત્ર થયા હતા.

યૂરોપના પ્રોટેસ્ટાંટ લોકોમાં મતભેદ.

આ ઉપરાંત જર્મનીમાં કાથોલીક અને પ્રોટેસ્ટાંટ પક્ષ વચ્ચે વિરોધ અને તકરાર તો ચાલુજ હતાં તથા તેમની વચ્ચે વખતોવખત લડાઇઓ થતી. સત્તરમી સદીના પહેલા દસકામાં પાલાટીનેટ (જર્મનીના દક્ષિણ ભાગ)નો ઇલેક્ટર (રાજા) ફ્રેડરિક ચોથો જે કાલ્વીનપંથી હતો તેની સરદારી નીચે જર્મનીના કેટલાક પ્રોટેસ્ટાંટ રાજાઓએ સંપ કર્યો, અને તેની સામે કાથોલીક રાજાઓ બાવારીઆના રાજાની સરદારી નીચે એકત્ર થયા. આ પ્રોટેસ્ટાંટ એકયમાં જર્મનીના ઉત્તર ભાગમાં આવેલા લ્યુથરના પક્ષના રાજાઓ ભળ્યા ન હતા, તથા જર્મનીનો સમ્રાટ કાથોલીક એકયમાં સામીલ થયો ન હતો. એમ છતાં આ વખતે જર્મનીમાં આ બે પક્ષ વચ્ચે પુષ્કળ વૈમનસ્ય હતું અને તેમની વચ્ચે મોટું યુદ્ધ થવાની બધી તૈયારી થઇ રહી હતી. આ સ્થિતિમાં બોહીમીઆએ તેને માટે જોઇતું કારણ આપ્યું. આગળ જણાવી ગયા તે પ્રમાણે આ દેશના લોકો પ્રથમથીજ સુધારણાના પક્ષવાદી હતા. તેઓ એવા બળવાન હતા કે પોતાનું રાજકુટુંબ જેને જર્મનીનું સામ્રાજ્ય પ્રાપ્ત થયું હતું તેની પાસેથી પણ પોતાનો ધર્મ પાળવાની સ્વતંત્રતા મેળવી શક્યા હતા. ઇ. સ. ૧૬૧૭માં અહીંના રાજા (જર્મનીના સમ્રાટ) માત્થીઅસને બાળક નહિ હોવાથી તેના ઉત્તરાધિકારી તરીકે તેનો પિત્રાઇ

જર્મનીમાં કાથોલીક અને પ્રોટેસ્ટાંટ પક્ષ વચ્ચે વિરોધ.

ફર્ડીનાંડ ગાદીએ આવે એવું નક્કી કરવામાં આવ્યું હતું. આ ફર્ડીનાંડ ચુસ્ત કાથોલીક હતો, તેથી બોહીમીઅન લોકોએ ઇ. સ. ૧૬૧૯માં માત્થીઅસના મૃત્યુ પછી પાલાટાઇનના કાલ્વીનપંથી રાજા ફ્રૂડ્રિક પાંચમાને પોતાનો રાજા બનાવ્યો. એજ અઠવાડીઆમાં બોહીમીઆનો ફર્ડીનાંડ જર્મનીનો સમ્રાટ થયો, અને બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ શરૂ થયું. તે "ત્રીસ વર્ષોના વિગ્રહ" તરીકે ઓળખાય છે.

આ યુદ્ધની શરૂઆતમાં સામ્રાજ્યના લશ્કરે કાથોલીક ઐક્યની મદદથી બોહીમીઆ ઉપર ચઢાઇ કરી અને પ્રેગ આગળ (૧૬૨૦) ફ્રૂડ્રિક પાંચમાના લશ્કરને હરાવ્યું. તેથી ફ્રૂડ્રિક પોતે નાસી ગયો અને બોહીમીઆના લોકોની ભારે ખુવારી થઇ. અહીંની પેઠે મોરેવિઆ અને ઑસ્ટ્રિયામાં પ્રોટેસ્ટાંટ મતને દાબી દેવામાં આવ્યો, અને જુનો ધર્મ બળાત્કારે દાખલ કરવામાં આવ્યો. વળી જર્મનીનો દક્ષિણ ભાગ (પાલાટીનેટ) જ્યાં પ્રોટેસ્ટાંટ મતનું ઘણું જોર હતું, ત્યાં પણ એક લશ્કર મોકલવામાં આવ્યું (૧૬૨૦), અને એ ભાગ પણ કાથોલીક લોકોએ વશ કર્યો. ૧૬૨૩ માં પાલાટીનેટની રાજગાદી બાવારિઆના કાથોલીક રાજાને આપવામાં આવી, તેથી કાથોલીક પંથ પુનઃસ્થાપિત થયો.

*ત્રીસ વર્ષનો વિગ્રહ, ૧૬૨૦-૧૬૫૦.*

અત્યાર સુધી જર્મનીના ઉત્તર ભાગમાં આવેલાં પ્રોટેસ્ટાંટ રાજ્યોએ આ યુદ્ધમાં કશો પણ ભાગ લીધો નહોતો, પણ હવે તેમને પોતાને બીક લાગી, તેથી તેઓ લડવા માટે તૈયારી કરવા લાગ્યાં. દરમિયાન ડેન્માર્કના પ્રોટેસ્ટાંટ રાજાએ ઇંગ્લાંડ અને હોલાંડની જુજ મદદથી પ્રોટેસ્ટાંટ લોકોના બચાવને અર્થે થોડાં પગલાં ભર્યાં હતાં, તેથી સમ્રાટ ફ્રૂડ્રિકે તેની સામે એક લશ્કર ઉભું કર્યું. આ લશ્કરની સરદારી વેલેનસ્ટૈન નામનો એક માણસ જે બોહીમીઆની ખુવારી વખતે પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કરી શક્યો હતો, તેને આપવામાં આવી હતી. તે પોતે બહુ સમર્થ અને બાહોશ હતો, તેથી એક મોટું લશ્કર તરતજ ઉભું કરી શક્યો. ઇ. સ. ૧૬૨૬ માં વેલેનસ્ટૈને જર્મનીના ઉત્તર ભાગના પ્રોટેસ્ટાંટ લશ્કરને હરાવ્યું, અને તેનો પીછો છેક હંગરી સુધી લીધો. એજ વર્ષમાં કાથોલીક ઐક્યના લશ્કરે ડેન્માર્કના રાજાને હરાવ્યો. ઇ. સ. ૧૬૨૭ અને ૧૬૨૮ માં કાથોલીક લોકોએ જર્મનીનાં ઘણાંખરાં પ્રોટેસ્ટાંટ રાજ્યોને સર કર્યાં, અને એ પક્ષને છેક નિર્બળ કરી નાખ્યો. પણ આટલેથીજ ન અટકતાં ફર્ડીનાંડે એક ફરમાન કાઢયું અને તેમાં ઇ. સ. ૧૫૫૫ પછી મંડળીની જે બધી મિલ્કત પ્રોટેસ્ટાંટ લોકોના કબજામાં આવી હતી તે પાછી આપવાનો, કાથોલીક રાજ્યોમાંથી પ્રોટેસ્ટાંટ લોકોને કાઢી મૂકવાનો અને માત્ર લ્યુથરના મતના અનુયાયીઓ સિવાય બીજા કોઇ પણ મતના અનુયાયીઓને જર્મનીમાં રહેવા નહિ દેવાનો હુકમ કર્યો. આથી પ્રોટેસ્ટાંટ લોકોના હાથમાંથી કેટલીક જમીન વગેરે પાછું લઇ લેવામાં આવ્યું, પણ તેમને માથે આવી પડેલા જોખમનું

*પ્રોટેસ્ટાંટ રાજ્યોની હાર.*

તેઓને પુરૂં ભાન થયું અને તેમણે તે દૂર કરવાનો પ્રયત્ન આદર્યો. વળી કાથોલીક લોકોમાંજ ફૂટ પડી. કાથોલીક ઐક્ય વોલેનસ્ટેનની તેમજ સમ્રાટની વધતી જતી સત્તાની ઈર્ષા કરવા લાગ્યું હતું, તેથી તેણે વોલેનસ્ટેનને મુખ્ય સેનાપતિના પદ ઉપરથી રજા આપવાની માગણી કરી અને ઇ. સ. ૧૬૩૦માં સમ્રાટને તેમ કરવું પડ્યું.

સ્વીડનના રાજા ગસ્તાવસ આડોલફસનાં પરાક્રમ.

દરમિયાન પ્રોટેસ્ટાંટ લોકોને એક અણધાર્યા સ્થાનેથી કુમક મળી. સ્વીડનનો રાજા ગસ્તાવસ આડોલ્ફસ જર્મનીની ઉત્તર સરહદ ઉપર ઇ. સ. ૧૬૩૦માં ચઢી આવ્યો. તેની ચઢાઇનું એક કારણ એ હતું કે તે પોતે પ્રોટેસ્ટાંટ હોવાથી જર્મનીના પ્રોટેસ્ટાંટ લોકોને મદદ આપવા ઇચ્છતો હતો પણ તેનું બીજું કારણ જર્મનીનાં બાલ્ટીક સમુદ્ર પર આવેલાં બંદરો કબજે કરવાનું હતું. ગસ્તાવસે તરત પોમેરાનીઆ લીધું અને ઇ. સ. ૧૬૩૧માં તેણે ફ્રાન્સ સાથે સંધિ કરી. આ વખતે ફ્રાન્સમાં કર્તાહર્તા કુશળ રાજનીતિજ્ઞ કાર્ડીનાલ રીશેલ્યુ હતો. તેણે ફ્રાન્સની સ્પેન અને આસ્ટ્રીઅન સામ્રાજ્યની સામે થવાની પુરાણી રાજનીતિ પાછી અમલમાં મૂકી હતી. આથી ગસ્તાવસ પ્રોટેસ્ટાંટ હતો છતાં તેણે તેને પુષ્કળ ધનની મદદ કરી. ત્યાર પછી ગસ્તાવસે બ્રાન્ડનબર્ગ અને સાક્સનીનાં પ્રોટેસ્ટાંટ રાજ્યો સાથે સંધિ કરી, અને ઇ. સ. ૧૬૩૧માં સામ્રાજ્યના સરદાર ટીલીને તેણે લીપઝીક આગળ સખત હાર ખવડાવી. આથી સમ્રાટની સત્તા જર્મનીના ઉત્તર ભાગમાં પડી ભાંગી, અને ગસ્તાવસે છેક હાઇન નદી સુધી જઇ મેંઇન્ત્સનો કબજો લીધો. આ સ્થિતિમાં સમ્રાટે વોલેનસ્ટેનને ફરી બોલાવ્યો, અને તેણે તરતજ એક મોટું લશ્કર ઉભું કર્યું. દરમિયાન ગસ્તાવસે ટીલીને ફરી હરાવ્યો અને બાવારીઆનું મુખ્ય શહેર મ્યુનીખ લીધું. એટલામાં વોલેનસ્ટેન ત્યાં આવી પહોંચ્યો, અને બન્ને લશ્કરો વચ્ચે લડાઇ થઈ, પણ તેનું કંઇ ચોકસ પરિણામ આવ્યું નહિ. ત્યાર પછી વોલેનસ્ટેન ઉત્તરમાં સાક્સની સર કરવા ગયો અને ગસ્તાવસ તેની પાછળ ગયો. ૧૬૩૨માં તેમની વચ્ચે ફરી લડાઇ થઈ, અને તેમાં વોલેનસ્ટેન હાર્યો, પણ ગસ્તાવસ માર્યો ગયો. એમ છતાં ગસ્તાવસે પ્રોટેસ્ટાંટ પક્ષને બચાવવાનું કાર્ય આટલા થોડા વખતમાં કરી લીધું હતું, તેથી જર્મનીના પ્રોટેસ્ટાંટ લોકો આજ સુધી પણ તેનો ઉપકાર માને છે. પ્રોટેસ્ટાંટ લોકો પગભર થયા હતા અને તેમને બર્નાર્ડ નામે એક કુશળ સરદાર મળ્યો હતો. વળી સમ્રાટના પક્ષમાં પરસ્પર દ્વેષ અને ઇર્ષા ઉત્પન્ન થયાં હતાં. વોલેનસ્ટેન બોહીમીઆમાં રહ્યો હતો, અને ઘણું કરીને તે તેને સ્વતંત્ર કરીને તેનું રાજપદ લેવા માગતો હતો. આથી તે ફ્રાન્સ, સાક્સની, સ્વીડન વગેરે સાથે સંધિ કરવા પ્રયત્ન કરતો હતો. આ પરિસ્થિતિમાં સમ્રાટના પક્ષના એક કાવત્રાના પરિણામે તેનાજ સૈનિકોએ તેને ઇ. સ. ૧૬૩૪માં મારી નાખ્યો. એજ વર્ષમાં બર્નાર્ડે દક્ષિણમાં સખત હાર ખાધી. આ

હારથી એવું સિદ્ધ થયું કે જર્મનીનો દક્ષિણ ભાગ પ્રોટેસ્ટાંટ લોકોથી લઈ શકાય તેમ ન હતું. વળી ત્રણ વર્ષ પહેલાં જર્મનીના ઉત્તર ભાગમાં એવીજ એક કાથોલીક પક્ષની હારથી સિદ્ધ થયું હતું કે એ ભાગ તેમનાથી જીતી શકાય તેમ ન હતું. આથી આ વખતે બન્ને પક્ષ વચ્ચે સંધિ થઇને લડાઇનો અંત આવવો જોઇતો હતો. ઇ. સ. ૧૬૩૫માં સમ્રાટ અને સાક્સની વચ્ચે પ્રેગની સંધિ થઇ પણ ખરી, પણ એથી યુદ્ધનો અંત આવ્યો નહિ. ત્યાર પછી તેર વર્ષ સુધી યુદ્ધ ચાલુ રહ્યું અને તેમાં સ્પેન, ફ્રાન્સ અને સ્વીડનનો સ્વાર્થ સાધવા જર્મનીના બન્ને પક્ષે પરસ્પર લડયા કર્યું. આ વખતે જર્મનીમાં જોઇએ તેવા લોકનાયક ન હતા, તેથી તેઓ બીજા લોકોના ભોગ થઇ પડયા. તેમની આ સ્થિતિનો ફ્રાન્સે સર્વથી વધારે લાભ લીધો.

આખરે ઇ. સ. ૧૬૪૮માં ઘણી મુશ્કેલી પછી વેસ્ટફાલિઆની સંધિ થઇ. આ સંધિથી સ્વીડનને બાલ્ટીક સમુદ્રને કાંઠે આવેલાં જર્મન બંદરો મળ્યાં. આલ્સાસનો કેટલોક ભાગ ફ્રાન્સને મળ્યો. સ્વીટ્ઝર્લાંડ જે ઘણો વખત થયાં ખરી રીતે સ્વતંત્ર હતું તે સ્વતંત્ર ગણાયું, અને જર્મનીનાં કેટલાંક રાજ્યોની સ્થિતિમાં અમુક ફેરફાર થયા.

વેસ્ટફાલિઆની સંધિ, ૧૬૪૮.

પણ મોટો ફેરફાર ધાર્મિક સ્થિતિ સંબંધી થયો. કાલ્વીનપંથી લ્યુથરના મતાનુયાયીઓ જેવાજ પ્રોટેસ્ટાંટ લેખાયા અને તેમને સહુની સાથે સરખા હક મળ્યા. સમ્રાટે પ્રોટેસ્ટાંટ લોકો પાસેથી જુની મંડળીની માલમિલ્કત પાછી લઇ લેવાનું જે ફરમાન કાઢયું હતું તે રદ ગયું, અને ૧૬૨૪ની સાલમાં જે સ્થિતિ હતી તે કાયમ રાખવામાં આવી. "યથા રાજા તથા ધર્મ" એ સિદ્ધાંત હજુ કાયમ રહ્યો, પણ ૧૬૨૪ માં કોઇ પણ રાજ્યમાં વિરોધી મતાનુયાયીઓએ પોતાનો ધર્મ ખુલ્લી રીતે પાળ્યો હોય તો પોતાની સંખ્યા ન વધારતાં તેમને તે પાળવાની છુટ આપવામાં આવી હતી. લ્યુથરના અનુયાયીઓ અને કાલ્વીનપંથીઓ વચ્ચે ૧૬૪૮ની સાલની સ્થિતિ કાયમ રાખવાનું નક્કી કરવામાં આવ્યું હતું. આ સંધિનો લાભ ઑસ્ટ્રિયા કે બોહીમીઆને મળી શક્યો ન હતો.

ખરી રીતે આ સંધિ કોઇ પણ પક્ષને પ્રિય ન હતી. પાપાએ તેને નિંદ્ય ગણી, પણ બન્ને પક્ષ કાયર થઇ ગયા હતા. વળી આ સંધિની એક ખાસ વિશેષતા એ હતી કે તેમાં બન્ને પક્ષ સમતોલ થયા હતા, અને કોઇને ખાસ લાભ કે ગેરલાભ થયો નહોતો. આથી જર્મનીમાં ધાર્મિક કલહનો અંત આવ્યો, અને આ સંધિ સ્થાયી રહી. વળી એની સાથે યૂરોપમાં ધર્મસુધારણાના કાળનો અંત આવ્યો.

જર્મની આ વિગ્રહમાં ખુવાર થઇ ગયું હતું. આખા દેશમાં ચોમેર જુદાં જુદાં લશ્કર ફરી વળ્યાં હતાં, અને તેમણે લોકોના જાનમાલનું બને તેટલું નુકસાન કર્યું હતું. લોકોની વસ્તી જે દોઢેક કરોડની ગણાતી હતી તે અર્ધો કરોડની થઇ ગઇ હતી. ખેતીનો નાશ થયો હતો, અને વ્યાપારઉદ્યોગ પણ બંધ થયા હતા. વળી લોકોનું

આ યુદ્ધનું પરિણામ.

માનસિક, નૈતિક અને ધાર્મિક જીવન પણ બગડી ગયું હતું. આ દુર્ભાગ્ય દેશને બધી રીતે એટલું બધું નુકસાન થયું હતું કે સો વર્ષ વીત્યા પછી પણ તેનું પરિણામ જોવામાં આવતું હતું. એમ છતાં "સુખે સાંભરે સૌની દુઃખે સાંભરે દેવ" એ કહેવતાનુસાર આ યુદ્ધના કાળમાંજ પાઉલ ગેરહાર્ટ નામના એક ભક્તે અતિ સુંદર અને ભાવથી ભરેલાં ભજનો રચ્યાં હતાં. વળી જેકોબ બુમે નામનો ભક્તજ્ઞાની પણ એજ અરસામાં થયો હતો.

# પ્રકરણ નવમું.

## પ્રોટેસ્ટાંટ મંડળીનું બંધારણ અને તેની ભજનસેવા.

પ્રોટેસ્ટાંટ મત પ્રથમ રૂમી મંડળીની સામે ઉભો થયો હતો, તેથી તેને પોતાના રક્ષણ માટે કંઇ પણ આશ્રયની જરૂર હતી. આ આશ્રય તેણે પહેલાં રાજ્યસત્તામાં જોયો. આ વાત લ્યુથરને ખાસ લાગુ પડે છે, એનું મુખ્ય કારણ એ હતું કે પ્રોટેસ્ટાંટ મત તેની શરૂઆતના સમયમાં, અને ખાસ કરીને જર્મનીમાં રૂમી સત્તાની વિરૂદ્ધ ઉઠેલો આખા દેશનો ધાર્મિક ઝઘડો હતો. લ્યુથરે માત્ર આ બાબતમાં કેટલેક અંશે પોતાની પ્રજાના પ્રતિનિધિ તરીકે કાર્ય કર્યું હતું. આ કારણથી તેણે પાપાની સત્તા છોડી રાજ્યસત્તાને મંડળીના કાર્યમાં મુખ્ય સ્થાન આપ્યું હતું. આમ કરવું એ તેના પોતાના ખ્રીસ્તી જીવનના મુખ્ય સિદ્ધાંતો, જેમાં ખ્રીસ્ત અને જીવાત્માના આત્મિક સંબંધનેજ મુખ્ય સ્થાન આપવામાં આવ્યું હતું, તેની વિરૂદ્ધ હતું; પણ એ સિદ્ધાંતો જીવનની બધી દિશામાં હજુ અમલમાં મૂકી શકાય તેમ ન હતું. આ કારણથી "યથા રાજા તથા ધર્મ" એટલે "જેવો રાજા તેવો ધર્મ" એવોજ કાંઇ સિદ્ધાંત જર્મનીમાં ધીમે ધીમે માનવામાં આવ્યો. એક રીતે આ સ્થિતિ કાથોલીક મંડળીની સ્થિતિ કરતાં ઓછા પ્રમાણમાં ઇચ્છવાજોગ હતી, કારણકે તેમાં રાજ્ય એ મંડળીનું અંગ ગણાયું હતું, પણ મંડળી એ રાજ્યનું અંગ ગણાવા લાગ્યું. આમ થતાં મંડળીની અધોગતિ થાય એ સ્વાભાવિક છે, વળી લ્યુથરે અને ખાસ કરીને મેલાંગ્થોને આગળથી જાહેર કર્યું હતું કે રાજાઓ ધર્મની બાબતમાં જુલમ ગુજારવાનાજ, અને થયું પણ એમજ. આ સ્થિતિમાં વ્યક્તિગત્ સ્વાતંત્ર્યને સ્થાનજ ન હતું, અને જેમ રૂમી મંડળી તે નહિ સ્વીકારનારને સતાવતી, તેમજ પ્રથમની પ્રોટેસ્ટાંટ મંડળીઓએ પણ કર્યું હતું.

"યથા રાજા તથા ધર્મ."

આ સિવાય લ્યુથરની સુધારણાને અગે ઉભી થએલી જર્મનીની નવી મંડળીની બીજી એક વિશેષતા અધ્યક્ષોની નિમણુક અને સભાઓની સ્થાપના એ બે વાતમાં રહેલી હતી. આ અધ્યક્ષોનું કાર્ય બિશપોના જેવુંજ હતું, જોકે તેમનું કાર્ય મુખ્યત્વે કરીને કારભારને લગતું હતું. તેમને ઠેકાણે ઠેકાણે જઇ જુદી જુદી મંડળીઓની સ્થિતિ તપાસવી પડતી, અને જે સુધારાવધારા કરવા તેમને યોગ્ય લાગે તે તેઓ સૂચવતા. તેમની પ્રથમ નિમણુક ઇ. સ. ૧૫૨૭માં રાજ્યસતા તરફથીજ થઇ હતી. તેમણે આખી મંડળીમાં ભજનસેવા અને મંડળીના બંધારણની એકરૂપતા દાખલ કરી. જે સભાઓ સ્થાપવામાં આવી હતી તેમનું મુખ્ય

કાર્ય જે જુદા જુદા ધાર્મિક પ્રશ્નો ઉભા થતા હતા તેમનો નિકાલ કરવાનું હતું. આ પ્રશ્નો મુખ્યત્વે કરીને લગ્ન અને છુટાછેડા સંબંધી હતા. વળી પ્રોટેસ્ટંટ લોકોએ જુના કાયદાઓને રદ કરેલા હોવાથી આવી કોઇ અદાલતની ખાસ જરૂર હતી. આવી અદાલતોએ પોતાની પાસે કંઇ ચોકસ ધોરણ નહિ હોવાથી તથા જુની મંડળીની ઘણીખરી માન્યતાઓ ખોટીજ હોવી જોઇએ એવું કંઇક તેમનું શરૂઆતમાં વલણ હોવાથી તેમણે ઘણી વાર ગંભીર ભૂલો પણ કરી હતી. વળી તેઓ રાજ્યસત્તાથી દબાએલી પણ રહેતી. આનું સર્વથી મોટું દૃષ્ટાંત હેસેના રાજાને એક સ્ત્રી હયાત છતાં બીજું લગ્ન કરવાની મળેલી છૂટ પરથી જોઇ શકાય છે. લ્યુથરે પોતે લગ્નને એક શાશ્વત સંસ્કારરૂપે નહિ પણ સામાજિક કરારરૂપે માન્યું હતું; એમ છતાં તેની સાથે ધાર્મિક ક્રિયા થવી જોઇએ એમ તેનું માનવું હતું. ઉપરોક્ત સભામાં આવા કેટલાક પ્રશ્નોની ચર્ચા કરવાની હોવાથી તેમાં મંડળીના પ્રતિનિધિઓ તેમજ બહારના ધારાશાસ્ત્રીઓને પણ રાખવામાં આવતા, અને તેમના હાથમાં મંડળીના કારભારને લગતું બધું કાર્ય મૂકવામાં આવતું. ઇંગ્લંડઅગ્ગે અને પ્રુશિઆમાં ઇ. સ. ૧૫૮૭ સુધી બિશપોની સંસ્થા કાયમ રહી હતી. ડેન્માર્કમાં ૧૫૩૬ માં બિશપોને બદલે રાજ્યસત્તા તરફથી અધ્યક્ષો નીમવામાં આવ્યા, અને સ્વીડનમાં કાયમ રાખવામાં આવ્યા.

ઝવીંગ્લીની મંડળીમાં ધાર્મિક અધિકાર શહેરની (એટલે ઝુરીખ શહેરની) મહાસભાના હાથમાં મૂકવામાં આવ્યો હતો. તેની માન્યતા પ્રમાણે મંડળી અને રાજ્યસત્તા એકજ હતાં. મંડળીના સેવકોની ચુંટણી અથવા નિમણુક રાજ્યસત્તાના અધિકારીઓ તરફથી કરવામાં આવતી, પણ તેમને સ્વીકારવા કે નહિ એ લોકોના હાથમાંજ રહેતું. મંડળી બહાર મૂકવાનું કાર્ય પણ રાજ્યાધિકારીઓના હાથમાં હતું. કોઇ રાજ્યસત્તા ખરી રીતે ખ્રીસ્તી ધર્મ પાળતી ન હોય તો તેને લોકો શાંત રીતે અથવા જરૂર પડે તો બળાત્કારથી પણ પદભ્રષ્ટ કરી શકે એમ ઝવીંગ્લીનું માનવું હતું. ઇ. સ. ૧૫૨૫ માં લગ્ન વિષે ઉભા થએલા પ્રશ્નોના નિરાકરણ માટે એક અદાલત સ્થાપવામાં આવી હતી, અને તેમાં પાળક તેમજ રાજ્યાધિકારીઓને નીમવામાં આવ્યા હતા. આવું બંધારણ બર્ન અને બાસેલમાં દાખલ થયું હતું.

ઝવીંગ્લીએ રચેલું બંધારણ.

કાલ્વીને સુધારકોમાં સર્વથી વિશેષ પ્રમાણમાં મંડળીનું સ્વાતંત્ર્ય જાળવ્યું હતું. મંડળીના અધિકારીઓ અથવા સેવકોની ચુંટણી કરવાનું કાર્ય મંડળીનાજ હાથમાં મૂકવામાં આવ્યું હતું, અને મંડળી ઉપર રાજ્યસત્તાને કશો અધિકાર આપવામાં આવ્યો ન હતો. એમ છતાં રાજ્યસત્તાએ મંડળીને તેના કાર્યમાં પુરતી મદદ આપવી અને પાખંડને દબાવવું એ તેનું એક મુખ્ય કર્તવ્ય ગણવામાં આવ્યું હતું. કાલ્વીનના મત પ્રમાણે મંડળી અને રાજ્યનો સંબંધ કેટલેક અંશે કાથોલીક મંડળીમાં મનાતો હતો એવોજ હતો;

કાલ્વીનનું બંધારણ.

તોપણ તેણે સંજોગોને આધીન થઇ રાજ્યસત્તાને મંડળીમાં અમુક અધિકાર આપ્યો હતો. મંડળીના કારભારમાં મુખ્ય સત્તા વડીલોના હાથમાં મૂકવામાં આવી હતી, અને એજ તેની મંડળીની વિશેષતા છે. સભાઓમાં મંડળીના સેવકો સાથે સામાન્ય ખ્રીસ્તીઓને પણ નીમવામાં આવ્યા હતા, અને તેમની સંખ્યા સેવકો કરતાં બમણી હતી. આ બંધારણ સ્કોટલાંડ, ફ્રાન્સ, અને હોલાંડમાં થોડા ફેરફાર સાથે દાખલ કરવામાં આવ્યું હતું. સ્કોટલાંડમાં સામાન્ય ખ્રીસ્તીઓમાંથી તેમજ સેવકમંડળમાંથી વડીલોની ચુંટણી કરી પ્રત્યેક મંડળીનો કારભાર તેમને સોંપવામાં આવ્યો, અને સરપંચનું કામ આખી મંડળીની મહાસભાને સોંપવામાં આવ્યું.

ઈંગ્લાંડમાં મંડળીની સ્થિતિ જુદીજ હતી. ત્યાં બિશપની સંસ્થા રાખવામાં આવી હતી, અને તેમની ચુંટણી રાજ્ય તરફથી કરવામાં આવતી. આ બિશપોને અમીરોનો ખિતાબ મળે છે, તેથી તેઓ આખા રાજ્યની ધારાસભાના સભ્ય હોઇ રાજ્યને લગતા ધારા ઘડવાના કાર્યમાં ભાગ લે છે. પણ આ સ્થિતિ એ મંડળીના કેટલાક સારા માણસોને પસંદ નથી, કારણ કે તેથી મંડળી રાજ્યનું અંગ બને છે. કોઇ કોઇ વાર એવું જોવામાં આવે છે કે કોઇ વડો પ્રધાન પોતે નાસ્તિક હોય છતાં બિશપોની નિમણુક કરવાનું કાર્ય તેના હાથમાં રહેલું હોય છે. આ કારણથી કેટલાક લોકો મંડળીને રાજ્યથી છુટી પડેલી જોવા ઇચ્છે છે, પણ તેથી એ મંડળીના "હાઇ" અને "લો" એવા બે પક્ષ એકમેકથી છેક છુટા પડી જવાનો અને મંડળીનું ઐક્ય તુટી જવાનો પૂરો સંભવ છે, તેથીજ મધ્યમ વિચારના માણસો જેઓની સંખ્યા ઘણી મોટી છે તેઓ તેમ કરવા ઇચ્છતા નથી.

ઈંગ્લાંડની મંડળીનું બંધારણ.

ભજનસેવા સંબંધી પ્રોટેસ્ટાંટ લોકોમાં આ સમયમાં બે જાતનાં વલણ જોવામાં આવે છે. તેમાંનું એક જુની ભજનસેવામાં જે કાંઇ છેકજ અમાન્ય હોય તેને દૂર કરીને બાકીનું બધું કાયમ રાખવા તરફ હતું. આ સ્થિતિ કેટલેક અંશે લ્યુથરની અનુગામી મંડળીમાં તથા ઇગ્લીશ મંડળીમાં પણ હતી. એમ છતાં તેમણે જે મોટો ફેરફાર કર્યો હતો તે લોકની ભાષામાં ભજનસેવા કરવાનો હતો. આ બધી મંડળીઓમાં બત્તીઓ, વધસ્તંભ, ક્રુસીફીક્સ (વધસ્તંભજડિત ખ્રીસ્તની મૂર્તિ), ચિત્રો વગેરે રાખવામાં આવતાં હતાં, અને સંગીતનો ઉપયોગ પ્રાચીન મંડળીની માફકજ થતો. લ્યુથર કહેતો કે, "સુવાર્તાનો પ્રચાર કરવામાં બધી કળાઓનો નાશ કરવાની જરૂર નથી." વળી "જો ખ્રીસ્તની મૂર્તિ હૃદયમાં રાખવામાં પાપ નથી, અને જો તે યોગ્ય છે તો તેને આંખ આગળ રાખવામાં શો દોષ છે?" મંડળીના ઉત્સવો પણ પ્રાચીન મંડળીની માફકજ રાખવામાં આવ્યા હતા, તોપણ લ્યુથરે ભજનસેવામાં, ઉપદેશને અગત્યનું સ્થાન આપ્યું હતું.

લ્યુથરની અને અંગ્રેજી મંડળીની ભજનસેવા.

ઝવીંગ્લીએ ભજનસેવામાં વધારે ફેરફાર કર્યા હતા. તે પોતે શાસ્ત્રમાં ફરમાવેલી ન હોય એવી ક્રિયાની વિરૂદ્ધ નહોતો, છતાં તે સમયે વાદ્યસંગીતનો કંઇક અંશે દુરૂપયોગ થતો હોવાથી તેણે પ્રથમ ભજનસેવામાંથી બધી જાતનું સંગીત કાઢી નાખ્યું. તે પોતે સંગીતનો શોખીન હતો, તેથી તેનું આ કાર્ય માત્ર તેની ભજનસેવાને સુધારવાની પ્રબળ ઇચ્છા દર્શાવે છે. બાસેલમાં વાદ્યસંગીત ઇ. સ. ૧૫૬૧માં પાછું દાખલ કરવામાં આવ્યું હતું. આ મંડળીની ભજનસેવાની વિશેષતા શાસ્ત્રનો અર્થ સમજાવવાની હતી.

ઝવીંગ્લીની મંડળીમાં ભજનસેવા.

ભજનસેવામાં કરવામાં આવેલા સુધારાનું બીજું વલણ વિશેષ પ્રમાણમાં કાલ્વીનાનુયાયી મંડળીઓમાં જોવામાં આવે છે. આ બધી મંડળીઓએ પ્રાચીન મંડળીની ભજનસેવા રદ કરીને શાસ્ત્રમાં પ્રથમ કાળના ખ્રીસ્તીઓમાં થતી જે ભજનસેવાનું ચિત્ર આપ્યું હતું તે ફરી દાખલ કરવા પ્રયત્ન કર્યો. તેમણે મંડળીમાં મૂર્તિઓ, ચિત્રો, બત્તીઓ વગેરેને બિલકુલ સ્થાન આપ્યું નહિ, એટલુંજ નહિ પણ પ્રાર્થના કરવામાં ભજનસેવા કરનારને બને તેટલું સ્વાતંત્ર્ય આપ્યું. પ્રાચીન મંડળીના નાતાલ અને ગુડ ફ્રાઇડે સુદ્ધાંત બધા ઉત્સવોને રદ કર્યા, અને માત્ર રવિવારનેજ ભજનસેવાના મુખ્ય દિવસ તરીકે સ્થાન આપ્યું. ભજનસેવામાં મુખ્ય સ્થાન ઉપદેશને આપવામાં આવ્યું હતું.

કાલ્વીનના મતની મંડળીમાં ભજનસેવા.

આ સમયમાં કેટલાંક નવાં ભજનો રચવામાં આવ્યાં હતાં અને તેમાં લ્યુથરે પોતે અગત્યનો ભાગ લીધો હતો. તેનો પોતાનો આત્મિક અનુભવ એવો ઉંડો હતો કે તે કેટલાંક સુંદર ભજનદ્વારા પ્રગટ થયા વગર રહ્યો નહોતો. પ્રાચીન મંડળીમાં ભક્તિભાવને કેટલીક રીતે મર્યાદિત કરેલો હોવાથી તે આવી રીતે છુટથી પોતાનું કાર્ય કરી શકતો ન હતો. આ વખતે જે નવાં ભજનો રચાયાં તે નવીન ઢબનાં હતાં, અને તે માત્ર દેવળમાંજ નહિ પણ ઘેરઘેર ગવાવા લાગ્યાં. ગેરહાર્ટ નામના એક ભક્તે ઘણાં ભજનો રચ્યાં, તે આજે પણ અતિ લોકપ્રિય છે. આ ભજનનો યુગ પ્રથમ જર્મનીમાં શરૂ થયો અને ધીમે ધીમે સર્વત્ર ફેલાયો.

નવાં ભજનો.

# પ્રકરણ દસમું.

## ધર્મસિદ્ધાંતોનો ઇતિહાસ.

સિદ્ધાંતો સંબંધી આગળ કેટલુંક કહી ગયા છીએ, તો પણ અહીં થોડું વિશેષ કહેવાની જરૂર છે. સુધારણાને અંગે ઉભી થએલી બધી મંડળીઓએ શાસ્ત્રને ખ્રીસ્તી ધર્મના એકલા પ્રમાણભૂત માન્યું હતું. અંગ્રેજી મંડળીની માન્યતા પણ એવીજ હતી, જો કે તેણે પુરાતન ધર્મપિતૃઓને તેમજ જુની મહાસભાઓને અમુક અંશે માન્ય રાખ્યાં હતાં. આ મંડળીનું એવું માનવું હતું કે શાસ્ત્રના અર્થનું નિરૂપણ કરવા માટે ધર્મ-પિતૃઓ વગેરે આવશ્યક છે. પણ બીજી મંડળીઓ શાસ્ત્રનું નિરૂપણ પ્રત્યેક વ્યક્તિ પવિત્ર આત્માની સહાયથી કરી શકે છે એમ માનતી હતી. આવી માન્યતામાં આધુનિક બુદ્ધિવાદ Rationalism નાં બીજ રહેલાં હતાં અને કાળાંતરે એ બીજ ફાલ્યાંફળ્યાં પણ ખરાં. વળી તેથી સુધારકોમાં પ્રથમથીજ કેટલાંક અતિ મહત્ત્વના પ્રશ્નો સંબંધી બહુ મોટો મતભેદ ઉભો થયો હતો, તેથી એ બધી મંડળીઓ એકત્ર થઇ શકી નહિ, એટલુંજ નહિ પણ તેમની વચ્ચે લાંબા સમય સુધી ઘણો વિરોધ ચાલુ રહ્યો હતો. સુધારકોમાં પ્રથમ મતભેદ પ્રભુભોજન સંબંધી ઉભો થયો, અને એ બાબતમાં લ્યુથર, મેલાંગ્થોન, કાલ્વીન, ઝ્વીંગ્લી વગેરેમાંના પ્રત્યેકની માન્યતા જુદી જુદી હતી. બીજો એક અતિ અગત્યનો પ્રશ્ન જેના સંબંધી પુષ્કળ મતભેદ હતો તે મનુષ્યના તારણમાં મનુષ્યશક્તિના સ્થાનને લગતો હતો.

સુધારકોમાં મતભેદ.

વળી આ સમયમાં ધાર્મિક સ્વાતંત્ર્યનો પવન ફેલાયાથી કોઇ કોઇ એવા પંથ ઉભા થયા હતા કે તે સુધારણાની મુખ્ય મંડળીઓથી ઘણી રીતે જુદા પડતા હતા, અને તેમને દબાવવાને એ સર્વ મંડળીઓએ મળીને પુષ્કળ પ્રયત્ન કર્યો હતો. આમાંનો મુખ્ય પંથ આનાબાપ્ટિસ્ટ લોકોનો હતો. આ લોકો બાળબાપ્તિસ્માનો સ્વીકાર કરતા નહોતા, અને એક વખત બાપ્તિસ્મા થએલું હોય તેને પણ ફરી બાપ્તિસ્મા આપતા, તેથી તેમને એ નામ આપવામાં આવ્યું હતું. તેઓ લ્યુથર વગેરેને માત્ર કાચા કે અર્ધા સુધારક માનતા હતા. તેમની એક મુખ્ય માન્યતા એ હતી કે મંડળી એ પુનર્જનિત મનુષ્યોનીજ બનેલી હોવી જોઇએ, અને તેમાં રાજ્યસત્તાને કશો પણ અધિકાર હોવો જોઇએ નહિ. આ હિલચાલ પ્રથમ સ્વીટ્ઝર્લાંડમાં શરૂ થઇ હતી, અને ત્યાંથી જર્મની વગેરેમાં ફેલાઇ હતી. તેમની આવી માન્યતાઓને લીધે શરૂઆતમાંજ તેમની સતાવણી આ બધા દેશોમાં શરૂ થઇ, અને તેમના કેટલાક નેતાઓને મારી પણ નાખવામાં આવ્યા.

આનાબાપ્ટિસ્ટ પંથ.

એમ છતાં તેમના વિચાર ફેલાતાજ રહ્યા, અને તેમના મતની અસર આજે પણ ઇંગ્લાંડ અને અમેરિકામાં જોવામાં આવે છે. તેઓ શાસ્ત્રનેજ આધારે અક્ષરશ: પોતાનું જીવન ગાળવા ઇચ્છતા હતા, અને તેઓમાંની કેટલીએક મંડળીઓ રાજ્યાધિકારમાં ભાગ લેવો એ પણ પાપરૂપ છે એમ સમજતી હતી. આવી કેટલીક બાબતોમાં આ હિલચાલ સુધારણા પહેલાં રૂમી મંડળીમાંજ થએલી કેટલીક હિલચાલોના જેવી હતી.

પણ આ લોકોમાંએ સર્વે એકસરખા ન હતા. તેઓમાં પણ બે પક્ષ હતા. તેમાંનો એક અધિક પડતો મુદ્દામ હતો. આ પક્ષનો નેતા ડેન્ક નામે એક હતો.

આનાબાપ્ટિસ્ટ લોકોની સતાવણી.

તે જીવાત્મામાં રહેલા અંતરાત્માને શાસ્ત્ર કરતાં અધિક અને ખ્રીસ્તને પ્રેમનો સર્વોત્કૃષ્ટ પણ માત્ર માનવી આદર્શ ગણતો હતો. આ સિવાય બીજા કેટલાક નાના નાના પક્ષ ઉભા થયા હતા. તેમાંના કોઇ કોઇને અંગે કેટલોક સ્વછંદ પણ ફેલાયો હતો. રૂમી મંડળીએ સ્વાભાવિક રીતે આ લોકોની માન્યતા અને કાર્યને સુધારણાનુંજ ફળ માન્યું અને તેને સતાવવામાં ખામી રાખી નહિ. વળી સુધારણાવાળી મંડળીઓએ પણ તેમને પોતાના કાર્યમાં અંતરાયરૂપ માનીને તેમને સતાવ્યા. એમ છતાં આ પંથ માત્ર જર્મની અને સ્વીટઝર્લાંડમાંજ નહિ પણ થોડોઘણો અખિલ યૂરોપમાં અને ખાસ કરીને નીચલા વર્ગોમાં ફેલાયો. આ પંથના પ્રચારનું એક આડકતરૂં પરિણામ એ આવ્યું કે લ્યુથરના મતાનુયાયી લોકો મંડળીઓને સુવ્યવસ્થિત રાખવા માટે રાજ્યાધિકારનો તેમાં મુખ્ય હાથ હોવો જોઇએ એમ માનવા લાગ્યા.

આ અરસામાં એક બીજો મત ઉભો થયો હતો. તેનો ઇતિહાસ જાણવા જેવો છે. આ મત આર્મિનિઅની તરીકે ઓળખાય છે. તેનો ઉત્પાદક જેમ્સ

આર્મિનિઅન મતવાદ.

આર્મિનિઅસ નામનો હોલાંડનો એક માણસ હતો. તેણે પોતાની નાની વયમાં લેડનની વિદ્યાપીઠમાં અભ્યાસ કર્યો હતો અને બાવીસેક વર્ષની વયે તેને ખ્રીસ્તી ધર્મના વિશેષ અભ્યાસ માટે જીનીવા મોકલવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૫૮૮ માં તે આસ્મટર્ડામમાં

આર્મિનિઅસ, ૧૫૬૦-૧૬૦૯.

ઉપદેશક થયો, અને તેણે તેના એ કાર્યમાં ખ્યાતિ મેળવી. ત્યાં અમુક વાદવિવાદ કરતાં તેના મનમાં કાલ્વીનના પ્રારબ્ધવાદ સંબંધી શંકા ઉત્પન્ન થઇ, અને મનુષ્યોની સારી કરણીઓ તારણને માટે અગત્યની છે એમ તે સ્વીકારવા લાગ્યો. તેના વિચારમાં થએલા આ ફેરફારને લીધે એક મોટો વાદવિવાદ ઉભો થયો, પણ આર્મિનિઅસ ત્યાર પછી લાંબો સમય જીવ્યો નહિ. પણ તેના મતનો પ્રચાર ચાલુ રહ્યો. આથી હોલાંડના સુધારકોમાં બે પક્ષ પડયા, અને એ મતભેદ રાજકીય ક્ષેત્રમાં પણ દાખલ થયો. આર્મીનીઅન મતાનુયાયી લોકો એવું માનતા હતા કે ધાર્મિક બાબતોમાં પ્રત્યેક પ્રાંતને યોગ્ય લાગે તેવું કરવાની છુટ હોવી જોઇએ, અને

કાલ્વીનના અનુયાયીઓ એવું કહેતા હતા કે આ બધી બાબતોનું નિરાકરણ સમગ્ર દેશની એક સભાએ કરવું જોઇએ. ત્યાર પછી આખા દેશની એક સભા ડોર્ટમાં ભરવામાં આવી (૧૬૧૮-૧૬૧૯).

ડોર્ટની સભા, (૧૬૧૮-૧૯).

તેમાં હોલાંડના પ્રતિનિધિઓ ઉપરાંત ઈંગ્લાંડ, પાલાટીનેટ, હેસે, બ્રેમેન અને સ્વીટઝર્લાંડના પ્રતિનિધિઓએ પણ ભાગ લીધો. આ સભાએ આર્મીનીઅન મતને વખોડી કાઢયો અને કાલ્વીનના ઘણાખરા સિદ્ધાંતોને માન્ય રાખ્યા. ત્યાર પછી આર્મીનિઅન મતાનુયાયીઓની કેટલીક સતાવણી પણ થઇ અને તેઓમાંના કેટલાકને દેશપાર કરવામાં આવ્યા. પણ થોડાં વર્ષ પછી તેમને પોતાનાં દેવળ અને શાળાઓ વગેરે બાંધવાની છૂટ આપવામાં આવી. હોલાંડમાં આ મતના અનુયાયીઓ વિદ્વાન હતા ને બીજા મતવાળાઓ પ્રત્યે સમભાવ રાખતા હતા. આગળ જતાં જોન વેસ્લી અને તેણે પ્રવર્તાવેલા મેથડીસ્ટ પંથમાં બહુ ઉંચી ભક્તિ સાથે આ મત એકત્ર થએલો જોવામાં આવ્યો હતો. એ મત માનનારાઓમાં કેટલાક ચિંતક અને લેખક થયા. તેઓમાં

ગ્રોટિઅસ.

ગ્રોટિઅસ નામે એક વિદ્વાન સુપ્રસિદ્ધ છે. તે ઉત્તમ ઇતિહાસકાર અને આંતરરાષ્ટ્રિય ધારાશાસ્ત્રનો ઉત્પાદક હોવા ઉપરાંત એક સમર્થ સિદ્ધાંતકાર હતો. તેણે ખ્રીસ્તે પોતાના મૃત્યુથી કરેલા પ્રાયશ્ચિત્ત સંબંધી એક સારૂં પુસ્તક લખ્યું હતું. આર્મીનિઅન લોકોની બીજી વિશેષતા બાઇબલના તથા પ્રાચીન સમયની મંડળીના ઇતિહાસના બારીક અભ્યાસમાં જોવામાં આવે છે. તેઓ બીજા લોકો કરતાં વધારે પ્રમાણમાં સહિષ્ણુ હતા તથા ધાર્મિક કાર્યમાં બને તેટલો સહકાર મેળવવા તત્પર રહેતા એનું કારણ કદાચિત એ હતું કે તેઓ માન્યતા કરતાં વર્તનને ધર્મમાં મુખ્ય સ્થાન આપતા હતા.

વળી આ સમયમાં એક એવો મત ઉભો થયો હતો કે જે ઉપરોક્ત બે મત કરતાં વધારે આગળ પડતો હતો. આ મત પ્રથમ સોસીનિઆનીઝમ (Socinianism) નામે ઓળખાતો હતો, પણ આજે તે યુનીટેરિયાનીઝમ (Unitarianism) નામે ઓળખાય છે. તેની ઉત્પત્તિ પ્રથમ

સોશનિઆનીઝમ.

ઇટાલીમાંજ થઇ હતી, તેનું કારણ કદાચિત્ વિદ્યાજ્ઞાનના પ્રચાર (Renaissance)નાં બીજ હજુ ત્યાં રહ્યાં હતાં તેમાં અને તેને અંગે ઉત્પન્ન થએલા બુદ્ધિવાદમાં રહેલું હતું. આ મત પ્રથમ બે ચાર વ્યક્તિઓએ પ્રગટ કરેલો, અને તેના પરિણામે તેમને ઇટાલીમાંથી નીકળવું પડેલું, એટલુંજ નહિ પણ જીનીવા વગેરે સ્થળોમાંથી પણ નાસી જવું પડયું હતું. તેઓમાંના એકાદનો તો બર્નમાં પ્રાણ લેવામાં આવ્યો હતો. એમ છતાં આ મતનું નામ સોસીનસ નામના બે કાકાભત્રીજા ઉપરથી પડયું હતું. લેલીઓ સોસીનસ (કાકો) પ્રથમ પ્રોટેસ્ટાંટ મતનો હતો, અને ૧૫૫૦-૫૧માં તે વીટેનબર્ગમાં રહ્યો હતો. ત્યાંથી તે જીનીવામાં ગયો હતો અને આખરે ઝયુરીખમાં

લેલીઓ સોસીની, (૧૫૨૫-૧૫૬૨).

રહી ત્યાં મૃત્યુ પામ્યો હતો. આ બધે સ્થળે પ્રોટેસ્ટાંટ સુધારકો તેના મિત્રો થઇ રહ્યા હતા. આનું કદાચિત મુખ્ય કારણ એ હતું કે તેણે પોતાના વિચાર પોતાની હયાતીમાં જણાવ્યા ન હતા. ત્રિએકવાદ સંબંધી તેનું ધ્યાન પ્રથમ સ્પેનના સરવેટસના વધથી ખેંચાયું હતું, અને તેણે પોતાના વિચારની નોંધ કરી રાખી હતી. આ વિચાર તેના ભત્રીજા ફ્રૌસ્ટો સોસીનસના જાણવામાં આવ્યા. તે પોતે સ્વતંત્ર ચિંતક હોવાથી તેણે એકેશ્વરવાદ (Unitarianism)નો સ્વીકાર કર્યો.

ફ્રૌસ્ટો સોસીની, (૧૫૩૯-૧૬૦૪).

ફ્રૌસ્ટો લેઅન્સમાં ઇ. સ. ૧૫૬૧ માં, જીનીવામાં ૧૫૬૨ માં અને ઇટાલીમાં ૧૫૬૩થી ૧૫૭૫ સુધી રહ્યો હતો. ઇટાલીમાં તે બાહ્ય રીતે રૂમી મંડળીને આધીન રહ્યો, તેથી તેના પ્રત્યે એ મંડળીનું કાંઈ ખાસ ધ્યાન ખેંચાયું ન હતું. ત્યાંથી તે બાસેલમાં ગયો અને ૧૫૭૯માં પોલાંડમાં ગયો, ત્યાં તે મૃત્યુપર્યંત રહ્યો. આ દેશમાં કેટલાક એકેશ્વરવાદી જે અગાઉથી હતા તેમાં તે ભળ્યો અને તેણે તેમના મતનું સમર્થન કર્યું. ફ્રૌસ્ટોએ આ એકેશ્વરવાદને વધારે સ્પષ્ટ કર્યો અને તેને લીધેજ તે તેના નામથી ઓળખાય છે. આ સોસીનસ અને તેના અનુયાયીઓ બાઇબલને પ્રમાણભૂત માનતા હતા, અને તેમાં આપેલા બધા ચમત્કારોનો સ્વીકાર કરતા હતા, પણ હાલના યુનીટેરિયનો વિશેષ પ્રમાણમાં બુદ્ધિવાદી છે. બન્ને ઇશ્વરના ત્રિએક સ્વરૂપનો, અવતારવાદનો અને ઇસુએ કરેલા પ્રાયશ્ચિત્તનો અસ્વીકાર કરે છે. સોસીનસે મનુષ્યની કરણીઓ ઉપર પુષ્કળ ભાર મૂક્યો હતો. તેણે એક પ્રશ્નોત્તર તૈયાર કર્યું તે "રાકોવિયન પ્રશ્નોત્તર" તરીકે ઓળખાય છે. પ્રથમ આ મતનો પ્રચાર પોલાંડમાં સારો થયો, પણ પાછળથી રૂમી મંડળીની સત્તા વધતાં તેને દબાવી દેવામાં આવ્યો હતો. તેથી કેટલાક સોસીનિઅન અહીંથી હોલાંડ અને ઈંગ્લાંડમાં ગયા અને એ દેશોમાં પણ તેમના વિચારનો પ્રચાર થોડોઘણો થયો.

બાઇબલ સંબંધી સુધારકો એક મતના નહોતા. રૂમી મંડળી બાઇબલને તથા આચાર્યપરંપરાને સ્વીકારતી હતી, તેથી તેને માટે શાસ્ત્ર એજ એકલું પ્રમાણ

શાસ્ત્રની પ્રમાણભૂતતા.

ન હતું. આ કારણથી સુધારકોની માફક તેને એ પ્રશ્નનો બહુ વિચાર પણ કરવાની જરૂર ન હતી, પણ સુધારકોએ જ્યારે આ પ્રશ્ન ઉપસ્થિત કર્યો ત્યારે તેણે ટ્રેન્ટની મહાસભાદ્વારા જુના કરારનાં જે અમુક પુસ્તકો પ્રોટેસ્ટાંટ લોકોના બાઇબલમાં નથી, અને જેને એપોક્રીફા (Apocrypha) નામથી ઓળખવામાં આવે છે તેને પણ અન્ય પુસ્તકોની માફકજ પ્રમાણભૂત માન્યાં. વળી તેણે બાઇબલનું લાટીન ભાષામાં થએલું જે ભાષાંતર વલ્ગેટ નામે ઓળખાય છે તેને પણ પ્રમાણ તરીકે સ્વીકાર્યું. સુધારકોએ એપોક્રીફાને પ્રથમથીજ સ્વીકાર્યાં નહિ એટલુંજ નહિ પણ બાઇબલનાં બધાં પુસ્તકોને એકસરખાં માનવા ના પાડી. આમ કરવામાં લ્યુથરેજ શરૂઆત કરી હતી. તેણે હેબ્રીઓને લખેલો પત્ર, યાકુબ અને યહુદાના પત્ર અને પ્રકટીકરણને

પોતાના ભાષાંતરમાં છેવટે મૂક્યાં, તેનું કારણું એ પુસ્તકો બીજા વર્ગનાં છે એમ જણાવ્યું હતું. યાકુબનો પત્ર તેણે લખ્યો હોય એમ તે માનતોજ ન હતો; પીતર, પાઉલ અને યોહનના પત્ર સાથે સરખામણી કરતાં તે તેને "તૃણસમો" કહે છે. પ્રકટીકરણના પુસ્તકને તેણે તથા ઝવીંગ્લીએ પ્રેરિતોના કાળ પછીનું ગણ્યું હતું, અને કાલ્વીને પણ તેને અગત્યનું સ્થાન આપ્યું ન હતું. લ્યુથર દરેક પુસ્તકનું મૂલ્ય પોતાને ખ્રીસ્તમાં મળેલી ક્ષમાના આંકથી આંકતો હતો. એમ છતાં સુધારકોએ બાઇબલ એ ઇશ્વરપ્રેરિત છે કે નહિ અથવા કેટલે અંશે ઇશ્વરપ્રેરિત છે તે સંબંધી સ્હેજ પણ શંકા ઉઠાવી ન હતી. એ વાતનો વિચાર પ્રથમ આર્મીનિઅન અને સોસીનિઅન લોકોએ કર્યો, પણ તેમની શંકાઓ બીજા પ્રોટેસ્ટાંટ લોકોમાં બહુ ફેલાઇ નહિ. ઉલટું જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ તેમને પ્રાચીન મંડળીની સામે બાઇબલનોજ આધાર લેવો પડયો, અને ધીમે ધીમે તેમાંએ ખાસ કરીને સત્તરમી સદીના પ્રોટેસ્ટાંટ લોકોને શાસ્ત્રના પૂર્ણ અભ્રાંતપણા ઉપર ભાર મૂકવો પડયો.

શાસ્ત્રનું નિરૂપણ કરવાનાં સાધન.

શાસ્ત્રનો અર્થ કરવામાં શી શી બાબતોની જરૂર છે તે સંબંધી સ્વાભાવિક રીતે સુધારકોને વિચાર કરવાની જરૂર પડી હતી. એ અર્થનિરૂપણમાં તેમણે બુદ્ધિને અમુક સ્થાન આપ્યુ હતું, જેમકે ચમત્કારોદ્વારા ઇસુ ખ્રીસ્તનું દેવત્વ સિદ્ધ થાય છે એ વાત બુદ્ધિગમ્ય છે, છતાં તેમને એ કહેવું પડયું હતું કે પવિત્ર આત્માના દાન સિવાય માત્ર બુદ્ધિદ્વારા શાસ્ત્રનો અર્થ કે તેનું રહસ્ય સમજી શકાતું નથી. લ્યુથર ખાસ કરીને બુદ્ધિને ઉતારી પાડે છે, પણ સોસીનિઅન લોકો આ કાર્યમાં બુદ્ધિને મુખ્ય સ્થાન આપે છે. સુધારકો આ અર્થ કરવામાં બીજું એક સાધન સ્વીકારે છે અને તે "વિશ્વાસની અનુરૂપતા" તરીકે ઓળખાય છે. આનો અર્થ એ છે કે શાસ્ત્રનો કોઇ પણ મુશ્કેલ ભાગ સમજવામાં બીજા વિશેષ સ્પષ્ટ ભાગની મદદ લેવી. આના પરિણામે અમુક વખત સુધી સુધારકોએ શાસ્ત્રનું રૂપકમય નિરૂપણ કર્યું; અને તેઓ જુના કરારમાં જ્યાંત્યાં મસીહની વાત જોવા લાગ્યા. આ બાબતમાં પ્રથમ સુધારો આર્મીનિઅન વિદ્વાનોએ કર્યો અને શાસ્ત્રનું નિરૂપણ શબ્દશઃ કર્યું.

મંડળી સંબંધી માન્યતા.

સુધારકોએ, જે કોઇએ બાપ્તિસ્મા લીધું હોય તે મંડળીનો સભ્ય છે એ જુની માન્યતાનો ત્યાગ કર્યો હતો, અને ખ્રીસ્તીઓમાં ખરા તથા નામના એવા બે પ્રકાર માન્યા હતા. ખરી મંડળી આ ખરા ખ્રીસ્તીઓનીજ બનેલી છે, પણ ખરા ખ્રીસ્તી કોણ કોણ છે એ મનુષ્યથી જાણી શકાતું ન હતું, તેથી તેમણે મંડળીને અદૃશ્ય માની હતી. આ જાતનો ભેદ પ્રથમ કાલ્વીને વિશેષ પ્રમાણમાં સ્પષ્ટ કર્યો હતો. વળી સુધારકોએ સર્વ ખ્રીસ્તીઓને—સામાન્ય તેમજ પાળકવર્ગના માણસોને—એક સરખા ગણ્યા, અને રૂમી મંડળીમાં પાળક થવાને માટે બ્રહ્મચર્યવ્રત જે આવશ્યક ગણાતું

હતું તેને માન્ય રાખ્યું નહિ, તથા પાળકો અથવા સેવકોની નિમણુક કરવાનું કાર્ય પણ મંડળીના હાથમાં સોંપવામાં આવ્યું. અંગ્રેજી મંડળીએ આ બધી બાબતોમાં અમુક અંશે મધ્યમ માર્ગ લીધો હતો. સુધારકોએ સંસ્કારમાંના માત્ર બેજ માન્ય રાખ્યા. આથી તેમને બાળકોનું બાપ્તિસ્મા પ્રથમ અયોગ્ય લાગ્યું, પણ તેમણે તે માન્ય રાખ્યું. આ બાબતમાં બાપ્ટિસ્ટ અથવા આનાબાપ્ટિસ્ટ લોકો આગળ વધ્યા અને તેમણે એ ક્રિયાને રદ કરી. પ્રભુભોજન સંબંધી સુધારકોના મત વિષે અગાઉ કેટલુંક જણાવવામાં આવ્યું છે. તેમણે બધાએ એ ભોજનના જડ પદાર્થોનું ઇસુનાં રક્તમાંસમાં પરિવર્તન ( Transubstantiation ) અને 'માસ'માં ધરવામાં આવતો ઇસુનો ભોગ એ બે વાતને માન્ય રાખી ન હતી. એમ છતાં લ્યુથરે ભોજનના પદાર્થો સાથે ઇસુનાં રક્તમાંસ રહે છે ( Consubstantiation ) અને તે હરકોઇ ભોજન લેનાર લે છે એમ માન્યું હતું. ઝવીંગ્લીએ આ વસ્તુઓને માત્ર ચિહ્નરૂપે માની હતી, પણ કાલ્વીને એ વસ્તુઓ સાથે ઇસુનાં રક્તમાંસ આત્મિક રીતે માત્ર વિશ્વાસી જનજ લઇ શકે છે એમ માન્યું હતું, અને એ મત વિશેષ પ્રમાણમાં પ્રચલિત થયો હતો.

સાબ્બાથ.

સાબ્બાથ વિષે સુધારકોએ જુના કરારની માન્યતાનો સ્વીકાર કર્યો ન હતો. તેઓ ખ્રીસ્તીઓને માટે મુસાની ચોથી આજ્ઞાનો જુદોજ અર્થ કરતા હતા. તેઓ એમ માનતા હતા કે તેમને ખ્રીસ્તદ્વારા મળેલી શાશ્વત શાંતિ સૂચવવામાં આવી છે. એમ છતાં તેમણે ભજનસેવાને માટે રવિવારનો દિવસ તહેવાર તરીકે પાળવાનું યોગ્ય ગણ્યું હતું. માત્ર ઈંગ્લાંડના પ્યુરિટન લોકોએજ પ્રથમ આ દિવસને જુના કરારના સાબ્બાથની માફકજ ગણવા પ્રયત્ન કર્યો હતો, અને ધીમે ધીમે તેમની એ માન્યતા ખાસ કરીને ગ્રેટબ્રિટન અને યુનાઇટેડ સ્ટેટસમાં પ્રચલિત થઇ હતી. યુરોપમાં મુખ્ય સુધારકોની માન્યતાજ કાયમ રહી અને રવિવાર કાંઇ વિશેષ પવિત્ર ગણાયો નહિ.

શુદ્ધિલોક વગેરે.

પ્રોટેસ્ટંટોએ શુદ્ધિલોકો ( Purgatory ) ની વાત ખોટી ઠરાવી હતી, અને માત્ર સ્વર્ગ અને નર્ક એ બેજ લોક સ્વીકાર્યા હતા. એમ છતાં તેઓમાંના કોઇ કોઇએ આગળ જતાં શુદ્ધિલોક નહિ પણ સ્વર્ગ અને નર્ક એ બે વચ્ચેના કોઇ મધ્યમલોક હોવાનો સંભવ છે એમ જણાવ્યું હતું. અંતીમ ન્યાયકરણ અને તેના પરિણામે પ્રાપ્ત થતી શાશ્વત સદ્દગતિ કે દુર્ગતિ એ બે બધાંએ માન્ય રાખ્યાં હતાં. માત્ર સોસીનિઅન લોકોએ તથા કોઇ કોઇ વ્યક્તિએ અતિ ભુંડા આત્માનો છેક નાશ થાય છે એમ માન્યું હતું.

# પ્રકરણ અગીઆરમું.

## ખ્રીસ્તી મિશનો.

સુધારણા પહેલાં લગભગ એકાદ સદી થયાં ખ્રીસ્તી મંડળીની આત્મિક સ્થિતિ છેક મંદ પડી ગઇ હતી અને તેને લીધેજ સુધારણા ઉભી થઇ હતી. મંડળીની આ સ્થિતિમાં ખ્રીસ્તી ધર્મનો પ્રચાર અન્ય દેશો અને લોકોમાં ન થાય એ સ્વાભાવિક છે. દરમિયાન મુસલમાન ધર્મનો ઘણો ફેલાવ થયો હતો, અને એશિઆમાંનાં ખ્રીસ્તીઓ મુસલમાન રાજ્યોને તાબે થયાં હતાં. એમ છતાં યુરોપના લગભગ બધા દેશોમાં ધર્મપ્રચારકાર્ય માટે જરા પણ ઉત્સાહ ન હતો; માત્ર આ બાબતમાં સ્પેનના લોકોમાં થોડીઘણી પ્રવૃત્તિ જોવામાં આવતી હતી. એનું કારણ કદાચિત એ હતું કે આ લોકોને પોતાના દેશમાંજ મુસલમાન લોકો અને તેમના ધર્મ સામે પ્રબળ વિરોધ કરવો પડતો હોવાથી તેઓમાં ધાર્મિક ભાવ હજુ વિશેષ પ્રમાણમાં જાગૃત હતો.

**પ્રચારકાર્યની પ્રવૃત્તિમાં મંદતા.**

વળી સ્પેન અને પોર્ટુગાલ દેશના લોકોજ આ અરસામાં દરીઆ ઉપર ભારે વ્યાપાર ખેડતા હોવાથી તેને લીધે, અને અમેરિકા વગેરે તેમણે શોધી કાઢેલાં હોવાથી દુનિયાના બીજા લોકોના સમાગમમાં તેઓ અધિક પ્રમાણમાં આવ્યા હતા, તેને લીધે પણ તેઓમાં ધર્મના પ્રચારકાર્યનો ઉત્સાહ વિશેષ હતો. કોલમ્બસે ઇ. સ. ૧૪૯૨માં અમેરિકા ખંડ શોધી કાઢયો, અને વાસ્કો ડી ગામાએ ૧૪૯૮માં હિંદુસ્તાન જવાનો કેપ આવ ગૂડ હોપનો માર્ગ શોધી કાઢયો, અને એ રીતે આ બન્ને દેશના લોક જુદા જુદા દેશોના લોક સાથે સંબંધમાં આવ્યા, પણ આ બધા નવા દેશોમાં સ્પેનના અને પોર્ટુગાલના લોકોનું પ્રથમ વર્તન એવું ખરાબ હતું કે તેથી બીજાને ભાગ્યેજ તેમના ધર્મ માટે પ્રીતિ ઉત્પન્ન થાય. એમ છતાં ધીમે ધીમે સારા માણસો ખ્રીસ્તી ધર્મનો પ્રચાર કરવા લાગ્યા, અને તે કામમાં તેઓ કેટલેક અંશે ફતેહમંદ થયા.

**માત્ર સ્પેનની પ્રવૃત્તિ.**

આવા પ્રચારકોમાં અમેરિકામાં ઇ. સ.ની સોળમી સદીમાં લા કાસાસ નામે એક માણસ થઇ ગયો. તેણે કેટલુંક ઘણું સારૂં કાર્ય કર્યું. તેનો બાપ કોલમ્બસ સાથે પહેલીજ વખતે અમેરિકા ગયો હતો અને તે પોતે ઇ. સ. ૧૫૦૨માં ત્યાં રહેવા ગયો, અને તેણે પાળકની દિક્ષા પણ ત્યાંજ લીધી. અમેરિકામાં આ રીતે દિક્ષા લેનારમાં તે પ્રથમ હતો. અમેરિકાના દેશી વતનીઓની સ્થિતિ સુધારવી જોઇએ એ વાતનો વિચાર તેને પ્રથમ એ લોકો પ્રત્યે સ્પેનના લોકોનું ઘાતકી વર્તન જોઇને આવ્યો. આ લોકોને સ્પેનના લોકોએ લગભગ ગુલામ જેવાજ કરી નાખ્યા હતા. લા કાસાસથી આ સહન થઇ શક્યું નહિ, તેથી તેણે તેમનો પક્ષ લીધો. આથી સ્વાભાવિક રીતે સ્પેનના લોકોમાંથી તેના ઘણા દુશ્મનો ઉભા થયા

અને તેઓએ તેની સામે પ્રબળ વિરોધ કર્યો, પણ એથી તે પોતાના કાર્યમાં જરા પણ ડગ્યો નહિ, અને તેણે પોતાનું કાર્ય અનેક મુશ્કેલીઓમાં પણ ચાલુ રાખ્યું. તેના વિષે કોઇએ લખ્યું છે કે, "તેણે બાર વખત મહાસાગર ઓળંગ્યો હતો અને તે વખતના અમેરિકાનો જે કાંઇ ભાગ યુરોપના લોકોના જાણવામાં આવ્યો હતો તે બધો અને આજુબાજુના બેટો પણ તેણે તેમાં ફરીને જોયા હતા. વળી તે સ્પેનથી ફ્લાંડર્સ અને જર્મનીમાં પોતાના મિશનકાર્ય માટે અનેક વાર સમ્રાટને મળવા ગયો હતો. આ ઉપરાંત તેણે સાહિત્યવિષયક કાર્ય એટલું બધું કર્યું કે એ એકજ કાર્ય તેની ખ્યાતિને માટે બસ હતું." લા કાસાસનો જે એક દોષ બતાવવામાં આવે છે તે એ હતો કે તેણે અમેરિકાના વતનીઓને બદલે આફ્રિકાના સીદી લોકોને ગુલામો તરીકે લાવવા એવી જે યોજના તે સમયમાં ઉભી થઇ હતી તેમાં પોતાની સમંતિ આપી હતી. આને લીધે અમેરિકામાં ગુલામીની સંસ્થા ઉભી થઇ, તેથી ત્યાં સીદીઓને આજ લગી પણ ઘણું ખમવું પડે છે. લા કાસાસને પોતાની ભૂલ આગળ જતાં સમજાઇ, પણ તેમાં તે વખતે સુધારો કરવો એ અશક્ય હતું.

સુધારણાની શરૂઆત પછી કેટલાક વખત સુધી ખ્રીસ્તી ધર્મના પ્રચારનું કાર્ય રોમન કાથોલીક લોકોએજ કર્યું, અને તેમાં પણ સ્પેનના લોકોએજ આગળ પડતો ભાગ લીધો. સુધારકોએ આ કાર્ય તરફ ધ્યાન આપ્યું નહિ એનું એક મુખ્ય કારણ એ હતું કે તે વખતે તેમનું બધું લક્ષ રૂમી મંડળીની ભૂલો સુધારવામાં અને પોતાની સ્વતંત્ર મંડળીઓની સ્થાપના કરવામાં રોકાયું હતું. એમ છતાં તેમને એ વિચાર સરખોએ આવ્યો નહિ એ તેમના આત્મિક દૃષ્ટિબિંદુની સંકુચિતતા તો ગણાયજ. લ્યુથરના અનુયાયીઓમાં આવું સાંકડાપણું લગભગ એક સેકા સુધી રહ્યું હતું. આ બાબતમાં ઇરાસ્મસ અપવાદરૂપ છે, કારણકે તેણે પૃથ્વી ઉપરના જુદા જુદા વિધર્મી લોકોમાં તથા ખ્રીસ્તી લોકોના મોટા વિરોધી મુસલમાન લોકોમાં પણ ખ્રીસ્તી ધર્મના પ્રચારની આવશ્યકતા જણાવી હતી. આ બાબતમાં પ્રોટેસ્ટાંટ લોકોએ જે કંઇ પ્રથમ કર્યું તે સત્તરમી સદીમાં શરૂ થયું અને તેમાં અંગ્રેજ તથા ડચ લોકોએ પહેલ કરી.

સુધારકોમાં ધર્મ-પ્રચારકાર્યની મંદતા.

દરમિયાન પ્રતિસુધારણાની શરૂઆતમાંજ યુરોપના પ્રોટેસ્ટાંટોને પાછા કાથોલીક મંડળીમાં લાવવાની સાથે સાથેજ પ્રચારકાર્ય માટે પ્રબળ ઉત્સાહ ઉત્પન્ન થયો. આ કાર્યમાં જેસુઇટ લોકોએ મુખ્ય ભાગ લીધો હતો, અને હિન્દુસ્તાન, ચીન વગેરે દેશમાં ફ્રાન્સીસ ઝેવિયરે અસાધારણ કાર્ય કર્યું હતું, એ વિષે અગાઉ કેટલુંક કહી ગયા છીએ. તે ઇ. સ. ૧૫૪૨ માં ગોઆ આવ્યો અને માર્ગમાંજ પોતાના વહાણમાં તથા કાંઠે ઉતર્યા પછી તેણે પોતાના ધર્મ-પ્રચાર અને અદ્દ્ભુત સેવાભાવથી લોકોનાં મન જીતી લીધાં અને તેમના મન ઉપર આશ્ચર્યકારક અસર કરી. તે

ફ્રાન્સીસ ઝેવિયરનું ધર્મપ્રચારકાર્ય.

વૈરાગ્ય પણ અસાધારણ હતું તથા તેનો પ્રેમ પણ તેવોજ હતો. બીજાના અપરાધની શિક્ષા તે પોતાના ઉપર લેતો, તેથી સ્વાભાવિક રીતે લોકોનાં મન તેને વશ થતાં. તેણે ગોઆમાં પોતાનું કાર્ય શરૂ કર્યું અને આખા પશ્ચિમ કાંઠે ઘણા લોકોને ખ્રીસ્તી કર્યા. આમાંના ઘણાખરા લોકો હલકી જાતિઓના હતા. તે પોતાની કાર્યપદ્ધતિ આ પ્રમાણે વર્ણવે છે :

"હું કોઇ પણ મૂર્તિપૂજક લોકાનું ગામડું કે જ્યાંથી મને ત્યાંના લોકોને બાપ્તિસ્મા આપવા માટે આમંત્રણ આપવામાં આવતું ત્યાં જતો ત્યારે ત્યાંના બધાં માણસો—પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો—ને એક જગાએ એકત્ર કરતો. પછી ખ્રીસ્તી ધર્મનાં મૂળતત્ત્વોથી શરૂઆત કરીને ઇશ્વર એક છે એ વાત હું તેમને કહેતો, અને તેઓમાંના પ્રત્યેક ઉપર વધસ્તંભનું ચિહ્ન ત્રણ વાર કરતો. ત્યાર પછી મારા પાળકવર્ગનાં વસ્ત્ર પહેરીને હું તેમની ભાષામાં પ્રેરિતોનું વિશ્વાસનામું, દસ આજ્ઞાઓ, પ્રભુની પ્રાર્થના વગેરે બોલી જતો. આ બધું મેં બે વર્ષ પહેલાં એ લોકની ભાષામાં તૈયાર કર્યું હતું. આટલું બોલી રહ્યા પછી હું તેમનો અર્થ લોકોને ટુંકામાં સમજાવતો. તે પછી આ લોકોમાંનાં જેટલાં મને બાપ્તિસ્મા પામવાને યોગ્ય લાગતાં તેમને હું પોતાનાં પાપની ક્ષમા ઇશ્વર પાસેથી મોટેથી માગવા કહેતો. આવી રીતે મોટેથી બોલવાનું કારણ એ હતું કે પાસે ઉભેલા બીજા લોકો આ રીતે ખ્રીસ્તી ધર્મનું મહત્ત્વ જુએ અને તેમનાં હૃદય પીગળે. ઘણી વાર આની અસર તેમના મન ઉપર બહુ સારી થતી......ઉપર પ્રમાણે શિક્ષણ આપ્યા પછી હું તેઓમાંના પ્રત્યેકને પૂછતો કે ખ્રીસ્તી ધર્મના વિશ્વાસનામામાં આપેલી બધી વાત તમે માનો છો કે નહિ. આના જવાબમાં તેઓ બધા પોતાના હાથ વધસ્તંભના આકારમાં ઉંચા કરીને એકે અવાજે કહેતા કે અમે માનીએ છીએ. ત્યાર પછી હું તેમને બાપ્તિસ્મા આપતો, અને કાગળના એક ટુકડા ઉપર પ્રત્યેકનું નવું ખ્રીસ્તી નામ લખી તેમને આપતો. આ લોકો પોતાને ઘેર જતા અને પોતાની સ્ત્રી વગેરેને બાપ્તિસ્મા માટે પાછાં મારી પાસે લાવતા. આ પ્રમાણે બધા લોકોને બાપ્તિસ્મા આપ્યા પછી હું તેમને તેમના ખોટાં દેવદેવીઓનાં મંદિર તોડી પાડવાનું અને મૂર્તિઓને ભાંગી નાખવાનું કહેતો......આ પ્રમાણે હું ઠેકાણે ઠેકાણે કરતો."

આ રીતે થએલા કાર્યનું પરિણામ બહુ ન આવે એ સ્વાભાવિક છે. ઝેવિયરે ખ્રીસ્તી કરેલી કોમો આજે પણ અતિ અજ્ઞાત સ્થિતિમાં છે, અને તેમની અને બીજી હિન્દુ કોમો વચ્ચે બહુજ થોડો ભેદ છે. હિન્દુસ્તાનથી ઇ. સ. ૧૫૪૯ માં ઝેવિયર જાપાનમાં ગયો અને ત્યાં પણ તેણે કેટલુંક કાર્ય કર્યું. ઇ. સ. ૧૫૫૨માં સાનચાન નામના ટાપુમાં તેનું મૃત્યુ થયું. તેણે જેટલા લોકોને ખ્રીસ્તી કર્યા હશે એટલા બધા બીજા કોઇ પણ મિશનેરીએ ભાગ્યેજ કર્યા હશે. અલબત એમાંના ઘણાખરા માત્ર નામના

ઝેવિયર જાપાનમાં.

ખ્રીસ્તી હતા, તોપણ ઝેવિયરનાં વિશ્વાસ, સેવાભાવ, પ્રચારકાર્ય માટે ઉત્સાહ વગેરે અદ્ભુત હતાં, અને રૂમી મંડળીએ તેને યોગ્ય રીતેજ ઇ. સ. ૧૬૨૨માં "સંત"ની પદવી આપી.

ઝેવિઅરથી છેક જુદાજ પ્રકારનું કાર્ય રોબર્ટ નોબીલી નામના એક જેસુઇટ સાધુએ ઇ. સ. ૧૬૦૬માં પૂર્વ કાંઠે આવેલા મદુરામાં કર્યું હતું. તે પણ અસાધારણ પુરૂષ હતો, તેણે પોતાની પ્રતિભાવડે હિન્દુસ્તાનનાં લોકોમાં અને ખાસ કરીને ઉંચી કોમોમાં ખ્રીસ્તી ધર્મનો કેવી રીતે પ્રચાર કરવો તે તરત જોઇ લીધું. અને તે પ્રમાણે પોતાની જીંદગીની આખર સુધી ઘણો શ્રમ વેઠી કાર્ય કર્યું. "યહુદીઓ પ્રત્યે હું યહુદી છું અને હેલેની પ્રત્યે હું હેલેની છું" એ શબ્દોમાં રહેલો પાઉલનો સિદ્ધાંત તેણે હિન્દુસ્તાનમાં લાગુ પાડયો, અને પોતે હિન્દુ લોકો સાથે હિન્દુ થયો, એટલુંજ નહિ પણ બ્રાહ્મણ તરીકે ગણાવા લાગ્યો. તેણે પોતાની રહેણીકરણી બ્રાહ્મણના જેવી રાખી, પોતે માંસાહાર છોડી દીધો, તથા પોતે એક નવોજ વેદ લાવ્યો છે એમ કહેવા લાગ્યો. તેની કામ કરવાની રીતની તપાસ કરવા માટે પાપાએ ઇ. સ. ૧૬૨૨માં એક ખાસ મંડળ નિમ્યું. આ તપાસના પરિણામે ઇ. સ. ૧૬૨૩માં પાપા ગ્રેગોરીએ એક ફરમાન કાઢયું અને તેમાં નોબીલિનું કાર્ય યોગ્ય ગણાયું, પણ પાછળથી વધારે માહિતી મળ્યા પછી પાપાએ તેની કામ કરવાની રીતને વખોડી કાઢી. ઇ. સ. ૧૬૫૬માં તેણે દેહત્યાગ કર્યો. રિખ્ટર નામનો હિન્દુસ્તાનમાં કામ કરતાં મિશનોનો પ્રોટેસ્ટાંટ ઇતિહાસકાર કહે છે કે, "તેની ગણના હિન્દુસ્તાનમાં આવેલા મોટા મિશનરીઓમાં ઝેવિયરની સાથેજ થાય છે એ યોગ્યજ છે; તેના સંઘનું બધું અગત્યનું પ્રચારકાર્ય લગભગ દોઢ સૈકા સુધી જે માર્ગ તેણે આવી પૂર્ણતાથી બતાવ્યો હતો તેના પરજ ચાલી કરવામાં આવ્યું હતું. છેક ઓગણીસમી સદી સુધી હિન્દુઓ તેને "તત્ત્વબોધ સ્વામી" તરીકે યાદ કરતા; તેની કામ કરવાની રીતમાં જે ઠગાઇ તથા જુઠાઇ હતી તે વિષે તેને કંઇ લાગણી થઇ હોય એમ જણાતું નથી."

રોબર્ટ નોબીલી.

ચીન દેશમાં માત્થી રીકી નામના એક જેસુઇટ સાધુએ નોબીલીના જેવાજ ધોરણનો સ્વીકાર કરી ૧૫૮૨માં પ્રચારકાર્ય શરૂ કર્યું હતું, અને તેનું પરિણામ પણ ઘણું સારૂં આવ્યું હતું. જાપાનમાં ઝેવિયરનું ધોરણ સ્વીકારવામાં આવ્યું હતું અને તેના પરિણામે સોળમી સદીની આખરમાં લગભગ છ લાખ લોકોએ ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો હતો. પણ આખરે આ લોકો જેમનો મોટો ભાગ હલકી કોમનો હતો તેઓ અમીરવર્ગની સામે થયા, તેથી ૧૬૦૬માં ખ્રીસ્તીઓને ભજનસેવા કરવાની બંધી કરવામાં આવી. ઇ. સ. ૧૬૧૧માં જાપાનનાં ખ્રીસ્તીઓ પોતાના દેશના દ્રોહી થઈ એ દેશને પોર્ટુગીઝ વગેરે સત્તાને આધીન કરવા ઇચ્છતા હતા એવું માલુમ પડયું. દરમિયાન પોર્ટુગીઝ લોકો હજારો જાપાનીઝ લોકોને ગુલામ તરીકે બહાર લઇ જતા હતા. આ ઉપરાંત એક બાજુ

જાપાનમાં પ્રચાર.

ડચ અને અંગ્રેજ લોકો અને બીજી બાજુ સ્પેનના તથા ફિરંગી લોકો વચ્ચે પુષ્કળ વિરોધ ચાલુ હતો ; વળી સ્પેનીશ અને ફિરંગી લોકો પરસ્પર ઇર્ષા કરતા હતા. આ ઉપરાંત રોમન કાથોલીકના જુદા જુદા સંઘના મિશનરીઓ પણ એક બીજાની ઇર્ષા કરતા હતા. આ સ્થિતિમાં જાપાનના રાજ્ય તરફથી ખ્રીસ્તીઓની સામે કેટલાંક ફરમાન નીકળ્યાં. આના ઉત્તર તરીકે ખ્રીસ્તી લોકોએ બળવો કર્યો, તેનું પરિણામ તેમનીજ તરફેણમાં ખરાબ આવ્યું. ઇ. સ. ૧૬૧૫માં ઘણા દેશી ખ્રીસ્તીઓને મારી નાખવામાં આવ્યા, અને ૧૬૨૪માં ડચ અને ચીના લોકો સિવાય બધા પરદેશી લોકોને જાપાનમાંથી કાઢી મૂકવામાં આવ્યા. ત્યાર પછી ખ્રીસ્તીઓની પુષ્કળ સતાવણી કરવામાં આવી. આખરે ૧૬૩૭ માં તેમણે ફરી બળવો કર્યો, પણ તેમાં તેઓ હાર્યા અને તેમની કતલ કરવામાં આવી. આ કતલમાં ઘણા ખ્રીસ્તીઓનો નાશ થયો, જો કે અત્યાર સુધી એમ મનાતું હતું કે તેઓમાંના બધા માર્યા ગયા હતા ; પણ ઇ. સ. ૧૮૬૦માં કેટલાક ફ્રેન્ચ મિશનેરીઓએ નાગાસાકીમાં આવતાં ત્યાં લગભગ દસેક હજાર ખ્રીસ્તીઓ જોયા હતા. આ બધા ખ્રીસ્તીઓ મોટે ભાગે માત્ર નામના હતા.

અમેરિકામાં ધર્મનો પ્રચાર.

રોમન કાથોલીક મંડળીના જુદા જુદા સંઘના અને ખાસ કરીને જેસુઇટ સંઘના ઘણા સાધુઓએ અમેરિકામાં પણ આ અરસામાં ઘણું ધર્મપ્રચારકાર્ય કર્યું હતું. તેમનું કાર્યક્ષેત્ર ખાસ કરી મેક્સીકો, કાનાડા, પારાગુએ વગેરેમાં હતું. આમાં જ્યાં જ્યાં સ્પેનીશ લોકોએ પોતાની રાજ્યસત્તા સારી રીતે સ્થાપી હતી ત્યાં ત્યાં તેમને પોતાના કાર્યમાં બહુ મુશ્કેલી નડી ન હતી, પણ જ્યાં એ સત્તા બરાબર સ્થાપિત થઇ ન હતી ત્યાં અને ખાસ કરીને કાનાડામાં તેમને ઘણું સહન કરવું પડયું હતું. તેઓમાંના કેટલાએકે તો આ કાર્ય માટે પોતાના પ્રાણ પણ આપ્યા.

# સમય નવમો.

# આધુનિક સમય.

## વિજ્ઞાનને લીધે થએલા સામાજિક અને રાજકીય મહત્ત્વના ફેરફાર, અને ખ્રીસ્તી ધર્મનો વિશેષ પ્રચાર.

### પ્રકરણ પહેલું.

#### સત્તરમી સદીમાં મંડળીમાં થએલા કેટલાક ફેરફાર.

જેમ્સ બીજો, ૧૬૮૫-૧૬૮૮.

ઈંગ્લાંડમાં ચાર્લ્સ બીજાનો ભાઇ જેમ્સ બીજો ગાદીએ આવ્યો. તે પોતે કાથોલીક હતો તેથી તેણે એ દેશમાં કાથોલીક મંડળી ફરી સ્થાપવા પ્રબળ પ્રયત્ન કર્યો. તેણે ચાર્લ્સના વખતમાં પસાર થએલો એક કાયદો જે વડે લગભગ પ્રત્યેક લશ્કરી અથવા મુલ્કીખાતાના નોકરને ઈંગ્લીશ મંડળીને આધીન થવું પડતું હતું, તેની પરવા નહિ કરતાં રાજ્યની કેટલીક મોટી પદવીઓ કાથોલીક લોકોને આપી. વળી તેણે ઇંગ્લાંડમાં જેસુઇટ લોકો તથા બીજા સાધુઓને પાછા બોલાવ્યા. આ ઉપરાંત તેણે એક મોટી અદાલત સ્થાપી અને તેદ્વારા પોતાની ઇચ્છામાં આવે તેવા અગાઉ પસાર થએલા કાયદાઓ રદ કરવાનો અધિકાર અમલમાં મૂક્યો. ઇ. સ. ૧૬૮૭માં તેણે ધર્મના સંબંધમાં સમભાવ દર્શાવતો એક કાયદો પસાર કર્યો. તેના આ બધા કાર્યથી ઈંગ્લીશ મંડળી ભયભીત થઇ, તેમજ જે લોકો એ મંડળીથી છુટા પડયા હતા તેમને આ કાયદાથી લાભ થતો હતો, છતાં તેઓએ પણ તેને ટેકો આપવા ના પાડી. આનું કારણ એ હતું કે તેમને એવી બીક હતી કે તેથી ઈંગ્લાંડમાં કાથોલીક મંડળી પાછી સ્થાપિત થશે. આ કારણથી જ્યારે ૧૬૮૮માં એ કાયદો ઈંગ્લાંડનાં બધાં દેવળોમાં જાહેર કરવાની આજ્ઞા થઇ ત્યારે સાત બિશપોએ તેમ કરવા ના પાડી. પરિણામે તેમના ઉપર કામ ચાલ્યું, પણ અંતે તેઓને છોડી મૂકવામાં આવ્યા. આ બધાથી લોકો બહુ નારાજ થયા હતા, તેથી તેમણે જેમ્સનો જમાઇ વિલિઅમ ઓફ ઓરેન્જ, જે નેધર્લાંડનો રાજા હતો અને જે ચુસ્ત પ્રોટેસ્ટાંટ હતો, તેને ઈંગ્લાંડની ગાદી લેવા બોલાવ્યો.

તે ઈ. સ. ૧૬૮૮માં આવ્યો, અને સર્વ લોકે તેનો આવકાર કર્યો, તેથી જેમ્સ ફ્રાન્સમાં નાસી ગયો. ઈ. સ. ૧૬૮૯માં જેમ્સની પુત્રી મેરી અને વિલિયમ (ત્રીજો) એ બન્ને ઈંગ્લાંડનાં રાજ્યાધિકારી તરીકે જાહેર થયાં. પણ આ ફેરફાર સર્વ લોકોએ એકસરખી રીતે સ્વીકાર્યો નહિ. ઈંગ્લાંડમાં હજુ એવા ઘણા લોક હતા કે જે પોતાના રાજ્યકુટુંબ પ્રત્યે પ્રેમ ધરાવતા હતા. તેઓમાં સાત બિશપો પણ હતા. તેમણે તથા તેમની સાથે ચારસો પાળકોએ નવાં રાજારાણીને આધીન થવા સોગંદ લેવા ના પાડી. પરિણામે તેમને રજા આપવામાં આવી. આ લોકો "સોગંદ ન લેનાર" તરીકે ઓળખાવા લાગ્યા, પણ તેમનો પક્ષ દિનપ્રતિદિન નબળો પડતો ગયો.

ઈંગ્લાંડમાં આ વખતે જે રાજ્યક્રાંતિ ઉભી થઇ હતી તેમાં પ્યુરિટન લોકો વગેરેએ આગળ પડતો ભાગ લીધો હતો, તેથી તેમને જોઇતું ધાર્મિક સ્વાતંત્ર્ય પાર્લમેન્ટ વગેરેને આપવુંજ પડ્યું. ૧૬૮૯ માં એક "સહિષ્ણુતાનો ધારો" પસાર થયો, તેની રૂએ તેમને પોતાની ભજનસેવા કરવાની છુટ પ્રાપ્ત થઇ. આ સ્વાતંત્ર્ય આ વખતે માત્ર રોમન કાથોલીક લોકોને અને એકેશ્વરવાદીઓને આપવામાં આવ્યું ન હતું. ઇંગ્લાંડમાં સર્વને ખરૂં ધાર્મિક સ્વાતંત્ર્ય તો છેક ઇ. સ. ૧૮૨૯ માંજ આપવામાં આવ્યું. આ વખતે જેમને ધાર્મિક સ્વાતંત્ર્ય મળ્યું તેઓમાં પ્રેસ્બિટેરિયન પંથ, ખ્રીસ્તસમાજી (Congregational), બાપ્ટિસ્ટ અને ક્વેકરપંથી હતા, અને એ બધાની સંખ્યા સુમારે ઇંગ્લાંડની વસ્તીનો દશાંશેક હતી. તેમના ઉપર હજુ પણ કેટલુંક દબાણ તો રાખવામાં આવ્યુંજ હતું, પણ તેમને તેમનો ધર્મ પાળવાની પૂરેપૂરી છૂટ આ વખતે આપવામાં આવી હતી.

ઈંગ્લીશ મંડળીથી છુટા પડેલા પ્રોટેસ્ટાંટ લોકોને મળેલું ધાર્મિક સ્વાતંત્ર્ય.

ઈંગ્લાંડમાં જ્યારે રાજા અને પ્રજા વચ્ચે સત્તરમી સદીના વચલા ભાગમાં સખ્ત વિરોધ અને યુદ્ધ ચાલતાં હતાં, ત્યારે એ દેશમાં એક અતિ અગત્યની ધાર્મિક હિલચાલ શરૂ થઇ હતી. તે "મિત્રોની સમાજ" અથવા ક્વેકરપંથ નામે ઓળખાય છે. તેનો ઉત્પાદક જ્યોર્જ ફોક્સ નામે એક અંગ્રેજ હતો. તે એક વણકરનો પુત્ર હતો અને નાનપણથી તેનું ચિત્ત ધર્મ પ્રત્યે વળેલું હતું. ઓગણીસ વર્ષની વયે તેને તેના કેટલાક મિત્રોએ એક મીજલસમાં આમંત્રણ આપ્યું. ત્યાં તેમને દારૂ પી ગુલતાન કરતા જોઇને ફોક્સને એ જાતના જીવન ઉપર ઘણોજ તિરસ્કાર ઉત્પન્ન થયો, એટલુંજ નહિ પણ તેનું મન એકદમ ધર્મનું ખરૂં રહસ્ય શોધવા તત્પર થયું. તેનું ધ્યાન જીવનની કૃત્રિમતા પ્રત્યે ખેંચાયું, અને તેણે તેને દૂર કરવા પૂર્ણ નિશ્ચય કર્યો. નાનપણમાં તે બાપ્ટિસ્ટ લોકોના સંબંધમાં તે આવ્યો હતો, તેથીજ કદાચિત તેના વિચાર અને સિદ્ધાંતમાં યુરોપના આનાબાપ્ટિસ્ટ વગેરે લોકોની વિશિષ્ટતાઓ અમુક અંશે જોવામાં આવે છે. પણ તેનો પોતાનો ધાર્મિક અનુભવ તદન સ્વતંત્ર

જ્યોર્જ ફોક્સ, ૧૬૨૪-૧૬૯૧.

હતો, અને એજ તેણે શરૂ કરેલી ધાર્મિક હિલચાલનું મુખ્ય અંગ છે. આ અનુભવ તેને ૧૬૪૬ માં થયો, અને તે એ હતો કે ખ્રીસ્તી ધર્મનું પાલન એ કાંઇ અમુક ક્રિયાકર્મ કરવામાં રહેલું નથી, પણ આત્મામાં પવિત્ર આત્માનો અનુભવ કરીને તે જે પ્રેરણા કરે તેજ પ્રમાણે ચાલવામાં રહેલું છે. આ અનુભવ શાસ્ત્રથી પણ અધિક છે, જોકે શાસ્ત્રનો સ્વીકાર તો તે કરતો હતો. ફોક્સનો આ અનુભવ અતિ ઉચ્ચ પ્રકારનો અને જીવંત હતો એમાં કશી શંકા નથી. એ અનુભવાનુસાર તેણે પોતાનું કાર્ય શરૂ કર્યું, અને તેને તેમાં અનેક મુશ્કેલીઓ વેઠવી પડી, છતાં તે તેણે આખર સુધી ચાલુ રાખ્યું.

ફોક્સનું કાર્ય.

તેણે પોતાનું કાર્ય ઇ. સ. ૧૬૪૭માં શરૂ કર્યું. આને માટે તેને કોઇ પાસેથી દિક્ષા લેવાની કે કોઇ સંસ્થા સાથે જોડાવાની જરૂર લાગી નહિ. તેનો પોતાનો ધર્મ અંતરનો હતો અને એના ઉપરજ તેણે ભાર મૂક્યો. તેના કાર્યની બીજી એક વિશેષતા એ હતી કે તેણે બાહ્ય ક્રિયાકર્મ કે સાધનોને બિલકુલ સ્થાન આપ્યું નહિ: ઉલટું તેમને શુદ્ધ ધાર્મિક ભાવમાં અંતરાયરૂપ ગણ્યાં, અને બાપ્તિસ્મા તથા પ્રભુભોજનને પણ વૃથા માન્યાં. સોગંદ લેવાનું તેમજ કોઇની સાથે વાત કરતાં માનાર્થે બહુવચન વાપરવાનું કાર્ય તેણે અયોગ્ય માન્યું અને ગુલામગીરી તથા યુદ્ધ પાપરૂપ ગણ્યાં. સ્વાભાવિક રીતે આ બધું કાર્ય અને તેનો ગૂઢ આત્મિક અનુભવ બધાં સરળ હૃદયનાં માણસો માટે બહુ આકર્ષક નીવડયાં, અને ફોક્સને એવા લોકો તરફથી સહાનુભૂતિ મળી. તેનું જીવન એવું તો વિશુદ્ધ હતું, અને તેમાં મન, વચન અને કર્મ એવાં તો એક થયાં હતાં કે તેની છાપ લોકોના મન પર ઉંડી પડયા વગર રહેજ નહિ. એમ છતાં કેટલાક લોકો જે બાહ્યાચાર ઉપર ખુબ ભાર મૂકતા હતા અને જેઓ સરળ હૃદયના નહોતા તેઓમાંના ઘણા તેના દુશ્મન થયા, અને પ્રથમથીજ તેની સામે સખત વિરોધ શરૂ થયો. ફોક્સને પોતાને એક વાર નહિ પણ અનેકવાર જેલમાં જવું પડયું હતું, તોપણ તેણે પોતાનું કાર્ય ચાલુજ રાખ્યું. આથી કેટલાક માણસોએ તેના સિદ્ધાંત સ્વીકાર્યા, અને ધીમે ધીમે તેની અસર ફેલાઇ. તે એટલે સુધી કે થોડાજ વખતમાં (૧૬૫૬) લગભગ પચાસપંચાવન માણસો જગાએ જગાએ ફરી તેના સિદ્ધાંતનો પ્રચાર કરવા લાગ્યા. સાથે સાથે તેમની સતાવણી પણ ચાલી, અને ઇ. સ. ૧૬૬૧ સુધીમાં ૩,૧૭૯ માણસોને આ હિલચાલને અંગે કેદમાં જવું પડયું હતું. એમ છતાં આ લોકોમાં ધર્મપ્રચારકાર્ય માટે એટલો બધો ઉત્સાહ હતો કે તેમણે ઇંગ્લાંડમાં પોતાનું કાર્ય ચાલુ રાખ્યું એટલુંજ નહિ પણ યરૂશાલેમ, અમેરિકાના ટાપુઓ, જર્મની, હોલાંડ, ઓસ્ટ્રિઆ વગેરે દેશોમાં ધર્મપ્રચારકો મોકલ્યા. ઇ. સ. ૧૬૫૬માં તેઓ માસાચુસેટસમાં ગયા અને થોડાં વર્ષમાં તેઓમાંના ચારને ફાંસી દેવામાં આવી.

ક્વેકર લોકોને થોડા સમયમાં આટલા બધા સતાવવામાં આવ્યા એનું એક કારણ એ હતું કે તેઓમાં અમુક અંશે વ્યવસ્થાની ખામી હતી, તેથી તેમને કોઇ

પણ સમયમાં અને સમાજમાં અમુક અંશે તો ખમવું પડેજ. એમ છતાં તેમની જે સતાવણી આ અરસામાં થઇ તે ઘણી સખત હતી, અને તેમાં સતાવણી કરનાર લોકોનોજ દોષ મોટે ભાગે હતો, એમાં કશી શંકા નથી. તોપણ ફોક્સને પોતાની હિલચાલને અંગે અમુક વ્યવસ્થા જોઇએ એમ લાગ્યું, તેથી ૧૬૬૬ માં તેણે કેટલાક નિયમો બાંધ્યા. માસિક બેઠકો સ્થાપવામાં આવી, અને તેની મારફતે સભ્યોનાં જીવન ઉપર અમુક દેખરેખ રાખવામાં આવી. ફોક્સના મૃત્યુ પહેલાં આ હિલચાલ ઘણી સારી રીતે વ્યવસ્થિત થઇ હતી, અને જે માનનીય સ્વરૂપ તેણે આજે ધર્યું છે તે તેણે મોટે ભાગે તે અરસામાંજ ધારણ કર્યું હતું. આનું મુખ્ય કારણ એ હતું કે આ હિલચાલ સર્વ કૃત્રિમતાની વિરૂદ્ધ હતી અને સત્યતાનો સ્વીકાર કરનારી હતી.

ફોક્સના શિષ્યો.

ફોક્સના શિષ્યોમાં કેટલીક પ્રસિદ્ધ વ્યક્તિઓ હતી. તેઓમાંની એક માર્ગેરેટ ફેલ નામની સ્ત્રી હતી. તે ફોક્સના સિદ્ધાંત પ્રત્યે શરૂઆતમાંજ આકર્ષાઇ અને પોતે વિધવા થતાં ફોક્સની સાથે પુનર્લગ્ન કર્યું હતું. તે પોતે સારી સ્થિતિની હતી, તેથી તેનું ઘર આ હિલચાલના પ્રચારકો માટે આશ્રયરૂપ હતું. બીજો એક શિષ્ય વિલિઅમ પેન નામે હતો, તેનો બાપ બ્રિટનનો એડમીરલ હોવાથી તેનું કુટુંબ બહુ પ્રસિદ્ધ અને વગવાળું હતું, તેથી તે આ હિલચાલને બહુ સારી રીતે મદદ કરી શક્યો. તે પોતે ધર્મપ્રચારક થયો અને તેણે ક્વેકર મતના પ્રતિપાદન અને સમર્થન માટે કેટલાંક પુસ્તકો લખ્યાં, એટલુંજ નહિ પણ એ સમયે જુદા જુદા પ્રોટેસ્ટાંટ પંથના લોકોને પોતાનો ધર્મ પાળવાની પૂરી છૂટ મળતી હતી તેથી તે ક્વેકર લોકોને અમેરિકા લઇ ગયો, અને ત્યાં તેણે એક સંસ્થાન વસાવ્યું (૧૬૭૭-૧૬૮૧) તે આજે પેનસીલ્વેનિયા નામે ઓળખાય છે. રોબર્ટ બારક્લે નામના એક ક્વેકરે આ મતનાં ઘણાં ઉમદા પુસ્તકો લખ્યાં છે.

ક્વેકર લોકોની વિશેષતા.

ક્વેકર લોકો આજે પણ યુરોપ અને અમેરિકામાં ઠેર ઠેર વેરાએલા છે અને તેઓ ધાર્મિક તેમજ સામાજીક સુધારણાના કાર્યમાં અગત્યનો ભાગ લે છે. તેમની એક વિશેષતા એ છે કે તેમનો ધર્મ કેવળ આત્મિક હોવાથી તેઓ બીજા પ્રોટેસ્ટાંટ લોકોને પ્રિય અને માનનીય છે. વળી તેમની સરલતા, સાદાઇ અને સાધુતાની અસર સર્વ પર થાય છે. છેલ્લા મહાન યુરોપીય યુદ્ધમાં જે થોડાઘણા માણસોએ યુદ્ધ કરવું એજ ઇશ્વરના નિયમ અને ખ્રીસ્તના ઉપદેશની વિરૂદ્ધ છે એવું જાહેર કર્યું હતું, અને તેમાં ભાગ લેવા ના પાડી હતી, અને તે માટે પોતે જેલમાં પણ ગયા હતા તેઓ મોટે ભાગે ક્વેકર લોકોમાંનાજ હતા. આ ઉપરાંત આ હિલચાલે જે સર્વથી વધારે અગત્યની અને ઉંડી અસર કરી છે તે પવિત્ર આત્માના અસ્તિત્વ અને પ્રેરણાના તેમણે પોતાના અનુભવ અને જીવનદ્વારા આપેલા પ્રમાણને લગતી છે. રૂમી મંડળીએ

અધિકારીવર્ગ ઉપર અને પ્રોટેસ્ટંટ પંથોએ બાઇબલ ઉપર એટલો બધો ભાર મૂક્યો હતો કે તેથી પવિત્ર આત્મા કંઇક અંશે વિસરી જવાયો હતો. આ સ્થિતિમાં ખ્રીસ્તી લોકોને આત્મિક ધર્મ અથવા તેમના પોતાના ધર્મના આત્મિક અને શુદ્ધ સ્વરૂપ તરફ વાળવાનું માન જ્યોર્જ ફોક્સને ઘટે છે.

આ અરસામાં એટલે સત્તરમી સદીના પાછલા ભાગમાં જેમ ઇંગ્લાંડમાં ફોક્સે આત્મિક ધર્મ ઉપર ભાર મૂક્યો હતો તેમ યુરોપમાં રોમન કાથોલીક મંડળીમાં પણ અમુક અંશે કરવામાં આવ્યું હતું. આ કાર્ય પ્રથમ મોલીનો નામના એક માણસે શરૂ કર્યું. તે સ્પેનમાં એક અમીરી કુટુંબમાં ઇ. સ. ૧૬૪૦ માં જનમ્યો હતો અને તેનું વળણ પ્રથમથીજ ધાર્મિક હોવાથી તે ઇટાલીમાં જઇ રહ્યો હતો. ત્યાં તેના જીવનથી ઘણા લોકો તેના પ્રત્યે આકર્ષાયા હતા અને તેમણે તેને પોતાના ગુરૂ જેવો માન્યો હતો. ઇ. સ. ૧૬૭૫માં તેણે "આત્મિક માર્ગદર્શક" નામનું એક પુસ્તક લખ્યું, અને તેમાં પરમશાંતિ પામવાના સાધન તરીકે ઉચ્ચ પ્રકારનાં શરણભાવ અને ભક્તિને મુખ્ય સ્થાન આપ્યું. આ પુસ્તકમાં દેહકષ્ટ, પ્રાયશ્ચિત્ત, મંડળીનાં ક્રિયાકર્મ વગેરેને જોઇએ તેટલું સ્થાન આપવામાં આવ્યું ન હતું, તેથી મંડળીના અધિકારીઓ તેની વિરૂદ્ધ થયા. તેમણે એ પુસ્તકમાં દર્શાવવામાં આવેલા માર્ગને "Quietism" અર્થાત નિવૃત્તિવાદ ગણીને તિરસ્કારી કાઢયો, અને ઇ. સ. ૧૬૮૭ માં મોલીનોને કેદમાં પુરવામાં આવ્યો અને તેનું મૃત્યુ પણ ત્યાંજ થયું. એમ છતાં તેના વિચારની અસર સ્પેન અને ઇટાલીમાં ઘણી થઇ હતી.

મોલીનોના જેવાજ વિચાર ફ્રાન્સમાં માડામ ગુયોં નામની એક અમીરી કુટુંબની બાઇએ પ્રગટ કર્યા હતા. નાનપણથીજ તેનું મન ધર્મ પ્રત્યે વળ્યું હતું, તેથી તેણે સાધ્વી થવા નિશ્ચય કર્યો હતો, પણ તેનાં માબાપે તેને તેની મરજી વિરૂદ્ધ પરણાવી. થોડા વખત પછી તેનો ધણી મૃત્યુ પામતાં તેણે પોતાનું ધાર્મિક કાર્ય શરૂ કર્યું. તે પોતે બહુ ભક્તિમાન હતી, તેથી ઘણા લોકો તેના પ્રત્યે આકર્ષાયા અને તેના વિચાર બહુ ફેલાયા. આથી મંડળીના અધિકારીઓ ગુંચવાયા અને તેમણે તેની સામે પગલાં લેવા નિશ્ચય કર્યો. બોસુએ નામના એક પ્રખ્યાત અધ્યક્ષે તેનાં પુસ્તકો તપાસ્યાં અને તેમાં તેને પાખંડ જણાયું, પણ ફેનેલોં નામનો એક પાળક જે બહુ ભક્તિમાન હતો તેમજ પોતાના ઉચ્ચ જીવન માટે આખા ફ્રાન્સમાં બહુ માનનીય ગણાતો હતો તેણે માડામ ગુયોંનાં પુસ્તકોમાં કંઇ પણ ખોટું જોયું નહિ. આ મતભેદના પરિણામે રૂમમાં અપીલ કરવામાં આવી અને ઇ. સ. ૧૬૯૯ માં રૂમે ગુયોંના મત ખોટા ઠરાવ્યા.

માડામ ગુયોં, ૧૬૪૮–૧૭૧૭.

ફેનેલોં, ૧૬૫૧–૧૭૧૫.

# પ્રકરણ બીજું.

## આધુનિક વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન.

સોળમી સદી સુધી યુરોપમાં ખગોળવિદ્યાનું જ્ઞાન છેક અપૂર્ણ હતું. લોકો એમ માનતા હતા કે પૃથ્વી એ અખિલ વિશ્વનું મધ્યબિંદુ છે અને આખું જગત તેની આસપાસ ફરે છે. આ માન્યતાને બદલે ચૌદમી પંદરમી સદીમાં થએલા વિદ્યાજ્ઞાનના પ્રચારને લીધે સૂર્ય સ્થિર છે અને પૃથ્વી તેની આસપાસ ફરે છે એવી ગ્રીક લોકોની માન્યતા કોપરનીકસ (૧૪૭૩-૧૫૪૩) નામના એક ખગોળવેત્તાએ પાછી પ્રગટ કરી હતી, પણ તે તરફ બહુજ થોડા લોકોનું ધ્યાન ખેંચાયું હતું. ધીમે ધીમે વિદ્વાન લોકોએ ખગોળવિદ્યા સંબંધી નવી શોધખોળ કરી. આ ખગોળવેત્તાઓમાં કેપ્લર (૧૫૭૧-૧૬૩૦), ગેલીલિયો (૧૫૬૪-૧૬૪૨), અને ન્યૂટન (૧૬૪૨-૧૭૨૭) પ્રસિદ્ધ છે. ગેલીલિયોને આ બાબતમાં સત્ય જાહેર કરવાને લીધે પોતાનો પ્રાણ પણ આપવો પડયો હતો. આ લોકોએ આ દિશામાં જે કાર્ય કર્યું હતું તેનું પરિણામ એ આવ્યું કે લોકોને પૃથ્વી વિષે જુદોજ ખ્યાલ આવ્યો, અને તેમની સંકુચિત માનસિક દૃષ્ટિ બહુ વિસ્તૃત થઇ. એક રીતે પૃથ્વી અને આકાશ તેમની આગળ નવાંજ જણાયાં અને તેમના કર્તા ઇશ્વરનું ગૌરવ તેમને અધિક પ્રમાણમાં સમજવા લાગ્યાં. આ સિવાય પણ વિજ્ઞાનની બીજી કેટલીક શોધખોળ આ અરસામાં થઇ તેથી અગાઉની ઘણી માન્યતાઓનું સ્વરૂપ છેક બદલાઇ ગયું.

આધુનિક વિજ્ઞાનનો ઉદય.

જેમ વિજ્ઞાનમાં થયું હતું તેમજ તત્ત્વજ્ઞાન સંબંધી પણ કેટલુંક નવું જ્ઞાન પ્રાપ્ત થયું હતું. ખરી વાત એ છે કે લોકો બધી દિશામાં સ્વતંત્રપણે વિચાર કરવા લાગ્યા હતા, તેથી તે દિશાઓ આગળ કદી નહોતી થઇ તેવી ખુલ્લી થઇ હતી. આ નવા તત્ત્વજ્ઞાનનો પાયો પ્રથમ ડેકાર્ટ (૧૫૯૬-૧૬૫૦) નામના એક ફ્રેન્ચ તત્ત્વજ્ઞે નાખ્યો. તેણે જીવ, ઇશ્વર અને જગતના અસ્તિત્વનું પ્રમાણ અત્યાર સુધી જે મનાતું હતું તેનાથી કંઇક જુદુંજ આપ્યું, અને એવી રીતે માણસોને પોતાના મનમાં થતા વિચાર અધિક પ્રમાણમાં તપાસતા કર્યા. તેના મત પ્રમાણે વિચારની સ્પષ્ટતા એજ વસ્તુના અસ્તિત્વનું પ્રમાણ છે, અને એ ઉપરથી તેના ગુણદોષ પણ માલમ પડી શકે છે. જો કે આ સિદ્ધાંત ઘણી રીતે અપૂર્ણ છે છતાં ડેકાર્ટના તત્ત્વજ્ઞાનની અસર લોકો ઉપર ઘણી થઇ. તેના પછી યુરોપમાં મોટો તત્ત્વજ્ઞ સ્પિનોઝા નામે એક ડચ યહુદી થયો, તેણે ડેકાર્ટનાજ સિદ્ધાંતને તેના વાસ્તવિક સ્વરૂપમાં રજુ કર્યા. તેના મત પ્રમાણે આ જગતમાં

આધુનિક તત્ત્વજ્ઞાનનો ઉદય.

ડેકાર્ટ, ૧૫૯૬-૧૬૫૦.

સ્પિનોઝા, ૧૬૩૨-૧૬૭૭.

માત્ર એકજ પરમ વસ્તુ અથવા તત્ત્વ છે અને વિચાર અને વિસ્તાર એ બે તેના ગુણ છે, વળી જીવ તથા જગતની સર્વ વસ્તુઓ એ તેનાં વિધવિધ રૂપ છે. પણ આટલેથીજ બસ નહોતું. તત્ત્વજ્ઞાનના પાયારૂપે આ સમયે જે એક મુખ્ય પ્રશ્ન ઉભો થયો તે આપણને કઇ રીતે જ્ઞાન પ્રાપ્ત થાય છે એ વિષે હતો. આ પ્રશ્નનો વિચાર લાઇબનીટ્ઝ નામના એક જર્મન તત્ત્વજ્ઞે પ્રથમ કર્યો. તે પોતે ગણિતશાસ્ત્રી, ઇતિહાસકાર, રાજનીતિજ્ઞ અને તત્ત્વજ્ઞાની હતો, અને કાથોલીક મંડળી તથા પ્રોટેસ્ટાંટ મંડળીઓને એકત્ર કરવામાં જે થોડાઘણા લોકો પ્રયાસ કરતા હતા તેઓમાં એક આગેવાન હતો. તેણે સ્પિનોઝાની પેઠે બ્રહ્માંડમાં એકજ તત્ત્વ માનવાને બદલે અનંત અણુઓ અથવા જીવ માન્યા. તેના મત પ્રમાણે આ બધા જીવ એકબીજાથી તદન સ્વતંત્રપણે પોતાનું કાર્ય કરી રહ્યા છે, અને તેમનો જે પરસ્પર સંબંધ દેખાય છે તે પ્રથમથી થએલા નિર્માણને યોગે છે. ઇશ્વર એ આવોજ એક પૂર્ણ જીવ છે. આ બધા જીવમાં વિચાર અથવા જ્ઞાન જુદા જુદા પ્રમાણમાં રહેલું છે, અને તેને બહાર આણી સ્પષ્ટ કરવું એજ પ્રાપ્ત કરવાનો એક માત્ર ઉપાય છે. આ ત્રણે તત્ત્વજ્ઞાનીઓએ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે મનની અંદર વળવાનો માર્ગ બતાવેલો છે.

લાઈબનીટ્ઝ, ૧૬૪૬-૧૭૧૬.

દરમિયાન ઈંગ્લાંડમાં લૉક નામના એક તત્ત્વચિંતકે જુદોજ માર્ગ બતાવ્યો હતો. તે મનની અંદર રહેલા વિચારના અસ્તિત્વનોજ અસ્વીકાર કરે છે. તેના મત પ્રમાણે આપણા વિચાર બાહ્ય વસ્તુઓના યોગેજ પ્રાપ્ત થએલા છે. આ કારણથી આપણું બધું જ્ઞાન બુદ્ધિગમ્યજ હોવું જોઇએ. ઇશ્વરના અસ્તિત્વનું જ્ઞાન પણ આપણને બાહ્ય જગતના કારણરૂપે થાય છે. લૉકના માનવા પ્રમાણે ધર્મમાં બુદ્ધિથી અતીત વસ્તુ હોઇ શકે છે, પણ તે બુદ્ધિથી વિરૂદ્ધ તો નજ હોવી જોઇએ. લૉક પોતાના આવા સિદ્ધાંતને લીધે સહિષ્ણુ રાજનીતિનો પક્ષપાતી હતા. તેના રાજકીય સિદ્ધાંત સર્વ કોઇ સમજી શકે તેવા હતા, તેથી તેની અસર ઈંગ્લાંડ અને અમેરિકાના લોકો ઉપર ઘણી થઇ હતી. તેના મત પ્રમાણે દરેક મનુષ્યને પોતાનાં જીંદગી, સ્વાતંત્ર્ય અને માલમિલ્કત રાખવાનો સ્વતઃસિદ્ધ હક છે, અને રાજકારભાર એને માટેજ છે. આ કારણથી જે રાજ્યમાં આ વસ્તુઓ પ્રાપ્ત થતી ન હોય અથવા તેમને નુકસાન પહોંચતું હોય તેને દૂર કરી બહુમતિ પ્રમાણે લોકોને મનમાનતું રાજ્ય દાખલ કરવાનો તેમને પૂર્ણ હક છે. એજ પ્રમાણે પ્રત્યેક મનુષ્યને પોતાને મનગમતો ધર્મ પાળવાને પણ પૂર્ણ અધિકાર છે. તે માટે ધર્મમાં કોઇ પણ પ્રકારનો બળાત્કાર હોવો ન જોઇએ એમ તેનું કહેવું હતું. લૉકના આ બધા સિદ્ધાંતોમાં પૂર્ણ સત્ય તો નથીજ, છતાં તેની અસર તે સમયના લોકો પર ઘણી થઇ હતી.

લૉક, ૧૬૩૨-૧૭૦૪.

ઉપરોક્ત વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના પ્રચારનું એક પરિણામ એવું આવ્યું કે ઘણા લોકોને ખ્રીસ્તી ધર્મ ઉપરથી કંઇક અંશે શ્રદ્ધા ઉઠી ગઇ, અને તેઓ માત્ર જગતની

ઈશ્વરવાદ.

રચના ઉપરથી સિદ્ધ થતા આદિ કારણરૂપ ઇશ્વરને માનવામાંજ ધર્મનું તાત્પર્ય સમજવા લાગ્યા. આ ઇશ્વરવાદ ( Deism ) કેવળ બૌદ્ધિક—બુદ્ધિને લગતો—અને શુષ્ક હતો, અને તેમાં ખ્રીસ્તી ધર્મમાં રહેલી ઉંચી ભક્તિને રહેજ પણ સ્થાન ન હતું એટલુંજ નહિ, પણ કેટલાકને ખ્રીસ્તી ધર્મ વહેમરૂપ લાગ્યો તેથી તેમણે તેનો ત્યાગ કર્યો. વળી બીજી દિશામાં કેટલાક આવા શુષ્ક ઇશ્વરવાદને છોડી નાસ્તિક થયા. આ ઇશ્વરવાદ અને નાસ્તિકતા ઈંગ્લાંડમાંથી ફ્રાન્સમાં ફેલાયાં, અને ત્યાંથી અખિલ યુરોપમાં ફેલાઇ ગયાં. ધીમે ધીમે તેમની અસર આખા સમાજ ઉપર થઇ અને તે ઘણે અંશે ધર્મહીન બની. આ વખતના યુરોપના પ્રસિદ્ધ લેખકોમાં વોલ્ટેર હતો. તે ધાર્મિક,

વોલ્ટેર, ૧૬૯૪-૧૭૭૮.

સામાજિક અને રાજકીય આપખુદીપણાનો સખતમાં સખત વિરોધી હતો, તેથી તેણે જે સંસ્થાઓ મનુષ્યના સ્વાતંત્ર્યની વિરૂદ્ધ હતી તેના ઉપર સખત વાકપ્રહાર કર્યો. તેના આ જાતના કાર્ય માટે ફ્રાન્સમાં વિશેષ અવકાશ હતો એનું કારણ એ હતું, કે ત્યાં ઇંગ્લાંડ કરતાં ધાર્મિક સહિષ્ણુતા ઓછી હતી. વોલ્ટેર પોતે બહુ ઉંચા પ્રકારનો ચિંતક ન હતો, છતાં લેખક તરીકે તેનામાં ઘણી શક્તિ હતી. આ કારણથી તેના કાર્યની અસર લોકોના દિલ ઉપર ઘણી થઇ, અને અઢારમી સદીની આખરમાં ફ્રાન્સમાં જે મોટી ઉત્ક્રાંતિ થઇ તથા તેનું પરિણામ આખા યુરોપમાં અને અમુક અંશે આખી દુનિયામાં ફેલાયું તેને માટે તૈયારી કરવામાં તેણે અગત્યનો ભાગ લીધો હતો, એમાં કશી શંકા નથી. આ ઇશ્વરવાદ આ સમયમાં રાજા, પ્રજા, વિદ્વાન, અજ્ઞાત, મંડળીના અધિકારીવર્ગ અને સામાન્ય ખ્રીસ્તીઓ વગેરેમાં ફેલાયો હતો. આથી અઢારમી સદી એ "ઇશ્વરવાદની સદી" કહેવાય, તોપણ કંઇ ખોટું નથી.

ઈંગ્લાંડમાં આ નાસ્તિકતાની વૃદ્ધિ કરવામાં હ્યૂમ નામના સ્કોટલાંડના એક ચિંતકે કેટલોક ભાગ લીધો હતો. તેણે લૉકના સિદ્ધાંતો હાથમાં લઇ તેનું પૃથક્કરણ કર્યું અને એમ બતાવ્યું કે બાહ્ય જગતથી આપણને માત્ર છુટા છુટા વિચારજ પ્રાપ્ત

ડેવીડ હ્યૂમ, ૧૭૧૧-૧૭૭૬.

થાય છે, પણ તેમને કાર્યકારણની સંકલના વગેરેથી જોડવાનું કાર્ય આપણું મન કરે છે, પણ એ માત્ર કલ્પિત છે. આથી એમ સિદ્ધ થાય છે કે બાહ્ય જગત, જીવ કે ઇશ્વરના અસ્તિત્વ વિષે આપણે કશું પણ કહી શકતા નથી. તેના આવા સિદ્ધાંતથી તેણે ખ્રીસ્તી ધર્મને હાનિ પહોંચાડી એટલુંજ નહિ પણ ઇશ્વરવાદને પણ પાયા વગરનો ઠરાવ્યો. વળી તેણે એ પણ બતાવ્યું કે મનુષ્યજાતિમાં પ્રથમજ કાંઇ ઇશ્વરવાદ નહોતો, પણ અગાઉના જમાનામાં લોકો ઘણાં દેવદેવીઓને માનતા હતા. આથી પણ ઇશ્વરવાદને ઘણો ધક્કો લાગ્યો, કારણ કે તેના પ્રતિપાદકોનું કહેવું એ હતું કે એ વાદ અનાદિ છે. હ્યૂમ ઉપરાંત ઇશ્વરવાદ ઉપર વિલિઅમ લૉ, જોસેફ બટ્લર,

તત્ત્વચિંતક, બર્કલી વગેરેએ વાક્પ્રહાર કર્યા હતા, અને એ બધાના કાર્યના પરિણામે એ વાદ ઇંગ્લાંડમાં કેટલેક અંશે નબળો પણ પડયો હતો. બર્કલીએ જડ વસ્તુનોજ અસ્વીકાર કર્યો હતો અને સર્વત્ર ચૈતન્યજ રહેલું છે એ સિદ્ધાંત જાહેર કર્યો હતો.

ઈંગ્લાંડમાં એકેશ્વરવાદ.

ઈંગ્લાંડમાં આ વખતે એકેશ્વરવાદ Unitarianism નો પ્રચાર પણ સ્વાભાવિક રીતે અધિક પ્રમાણમાં થયો હતો. આ દેશમાં પ્રથમથીજ સોસીનિઅન મત દાખલ થયો હતો, અને ઇ. સ. ૧૫૭૫માં હોલાંડમાંથી આવેલા કેટલાક "આરીઅસના મતાનુયાયી બાપ્ટિસ્ટ" લોકોને મારી નાખવામાં આવ્યા હતા. જેમ્સ પહેલાના સમયમાં (૧૬૧૨) બે અંગ્રેજને એવાજ મત માટે જીવતા ને જીવતા બાળી નાખવામાં આવ્યા હતા. જે અંગ્રેજોને ઇંગ્લાંડમાં પોતાના ધર્મ માટે પ્રાણ આપવો પડયો હતો તેઓમાં આ બે છેલ્લા હતા. ઈંગ્લાંડમાં રાજા અને પ્રજા વચ્ચેના વિગ્રહ વખતે યુનીટેરિઅન મત વિશેષ પ્રમાણમાં ફેલાતો જોવામાં આવ્યો હતો. મહાકવિ મિલ્ટન પોતે પોતાની જીંદગીના પાછલા ભાગમાં આરીઅસના મત તરફ વળ્યો હતો. આ મત ધીમે ધીમે અઢારમી સદીના ઇશ્વરવાદના વાતાવરણમાં જોર પર આવ્યો. ઇ. સ. ૧૭૧૨માં સેમ્યુલ ક્લાર્ક નામનો એક અંગ્રેજી મંડળીનો પાળક જે તેમાં સર્વથી મોટો તત્ત્વચિંતક ગણાતો હતો તેણે આરીઅસનો મત જાહેર કર્યો, પણ આ મતનો વિશેષ પ્રચાર તો પ્રેસ્બિટેરિયન મંડળીના સભાસદો તથા બાપ્ટિસ્ટ લોકોમાં હતો. આગળ જતાં લીંડસે નામનો અંગ્રેજી મંડળીનો એક પાદરી જે પોતે સોસીનિઅન મતનો હતો તેણે પાર્લામેંટને એવી અરજ કરી કે એ મંડળીના પાળકોને અમુક સિદ્ધાંતો માનવાની ફરજમાંથી મુક્ત કરવા. આ અરજીમાં લગભગ અઢીસો પાળકોએ પોતાની સહી આપી હતી. ઇ. સ. ૧૭૭૨માં પાર્લામેંટે આ અરજી સ્વીકારવા ના પાડી, તેથી લીંડસે આંગ્લિકન મંડળીથી છુટો પડયો, અને ઇ. સ. ૧૭૭૪માં તેણે લંડનમાં એકેશ્વરવાદી મંડળી સ્થાપી. લીંડસેના સહકારીઓમાંનો એક પ્રીસ્ટલી નામે હતો, તે પ્રોટેસ્ટાંટ મંડળીનો એક પાળક અને પ્રખ્યાત રસાયણશાસ્ત્રી પણ હતો. વળી તે અમેરિકન અને ફ્રેન્ચ ઉત્ક્રાંતિનો પક્ષપાતી હતો અને તેણે પોતાની જીંદગીનો આખરનો ભાગ પેન્સિલવેનિઆમાં ગાળ્યો હતો. ૧૭૭૯માં ઈંગ્લાંડની પાર્લામેન્ટે એક કાયદો પસાર કરી ૩૯ માન્યતાના સિદ્ધાંતને લગતા ભાગને બદલે માત્ર શાસ્ત્રનો સ્વીકાર કરવો એ પુરતો છે એમ માન્યું, અને ઇ. સ. ૧૮૧૩માં ત્રિએકવાદનો અસ્વીકાર કરનારની સામે આગળ ઉપર કરવામાં આવેલા બધા દંડવિષયક કાયદાઓ રદ કર્યા. આ એકેશ્વરવાદ મોટે ભાગે બૌદ્ધિક હતો, પણ તેણે ઉચ્ચ ચારિત્ર્ય તથા એથીજ મુક્તિ પ્રાપ્ત થાય છે એ વાત ઉપર ઘણો ભાર મૂક્યો હતો. તેની અસર અમેરિકામાં ફેલાઇ હતી, પણ ત્યાંનો એકેશ્વરવાદ ઈંગ્લાંડના જીવો શુષ્ક ન હતો, તેથી તેની અસર સમાજજીવન ઉપર વિશેષ પ્રમાણમાં થઇ હતી.

# પ્રકરણ ત્રીજું.

## ભક્તિભાવનો પ્રચાર.

અઢારમી સદીમાં અખિલ યુરોપમાં ઇશ્વરવાદ અને નાસ્તિકતાના પ્રચારને લીધે સમાજમાં શુષ્કતા ફેલાઇ હતી એ અગાઉ કહેવામાં આવ્યું છે. પણ ત્યાર પહેલાંજ પ્રોટેસ્ટાંટ મંડળીઓ કેટલેક દરજ્જે ભક્તિહીન થઇ હતી, અને અગાઉ જેમ રૂમી મંડળીમાં અમુક ક્રિયાકર્મ કરવામાંજ ધાર્મિક જીવનનો સમાવેશ થતો હતો તેમ આમાં અમુક માન્યતાઓનો સ્વીકાર કરવામાંજ સર્વસ્વ આવી ગયું એમ મનાવા લાગ્યું હતું. લ્યુથરના મતની મંડળીઓમાં લ્યુથરનો આત્મિક અનુભવ પામવાની નહિ પણ તેણે પ્રચારેલા મત માત્ર બુદ્ધિથી સ્વીકારવાની વૃત્તિ ઉત્પન્ન થઇ હતી, અને બીજી મંડળીઓમાં પણ એવીજ સ્થિતિ થોડેઘણે અંશે ઉત્પન્ન થઇ હતી. આ વૃત્તિનું પરિણામ એક રીતે રૂમી મંડળીમાં ઉભી થએલી કર્મકાંડની વૃત્તિના પરિણામ કરતાં પણ વધારે ખરાબ હતું, કારણ કે રૂમી મંડળીમાં સત્કર્મ અને પુણ્ય ઉપર ભાર મૂકવામાં આવતો હતો, પણ અહીં એવું કંઇ પણ ન હતું. આ વૃત્તિને "મૃત માન્યતા"નું નામ આપવામાં આવ્યું હતું અને તેમાં બહુ અતિશયોક્તિ ન હતી. આનો અર્થ એમ નથી કે આ અરસામાં પ્રોટેસ્ટાંટોમાંથી ભક્તિભાવ છેકજ નષ્ટ થયો હતો. કેટલીક વ્યક્તિઓમાં એ ભાવ જોવામાં આવતો હતો, પણ તે છુટોછવાયો અને બહુજ થોડા પ્રમાણમાં હતો.

પ્રોટેસ્ટાંટ મંડળીઓમાં શુષ્કતા.

આ સ્થિતિમાં પ્રથમ જર્મનીમાંજ ભક્તિભાવ પ્રગટ થયો. આનું મૂળ કોઇ આનાબાપ્ટિસ્ટ લોકોમાં, તો કેઇ રોમન કાથોલીક મંડળીમાં ઉભા થએલા ભક્તોમાં અને વળી કોઇ હોલાંડ તથા ઇગ્લાંડની કાલ્વીનપંથી મંડળીઓમાં જુએ છે. કદાચિત એ બધાની અસર થોડીઘણી થઇ હશે પણ તેનો ઉદય ખરી રીતે સ્પેનર નામના એક જર્મનના જીવન અને ઉપદેશમાં થયો હતો એમાં કંઇ શંકા નથી. તે ઇ. સ. ૧૬૩૫ માં જન્મ્યો હતો અને નાનપણથીજ તેનું મન ધર્મ તરફ વળ્યું હતું. તે પોતે લ્યુથરનાં મતાનુયાયી માબાપને પેટે જનમ્યો હતો, પણ જીનીવા વગેરે સ્થળે તેણે અભ્યાસ કર્યો હતો. અહીં તેણે કાલ્વીન પંથને અંગે અપાતું ધર્મશિક્ષણ જોયું, અને તે આપવામાં જે પદ્ધતિ ચાલતી હતી તેના પ્રત્યે તેમજ મંડળીની ઉત્તમ વ્યવસ્થા પ્રત્યે તેનું ધ્યાન ખાસ ખેંચાયું. તેની પોતાની મંડળીમાં, એટલે લ્યુથરની મંડળીમાં, તે પ્રમાણે થતું ન હતું. ઇ. સ. ૧૬૬૬ માં તે ફ્રાંકફોર્ટનો મુખ્ય પાળક થયો અને તેની દેખરેખ નીચે ત્યાં અપાતા ધર્મશિક્ષણમાં ઘણો સુધારો કરવામાં

સ્પેનર, ૧૬૩૫-૧૭૦૫.

આવ્યો. પણ ઇ. સ. ૧૬૭૦ માં તેણે એક નવું પગલું લીધું, તેથી ચોમેર ભક્તિભાવ ફેલાયો. તેણે કેટલાક ભક્તિમાન લોકોને પોતાને ત્યાં બોલાવીને તેમની સાથે બાઇબલનું અધ્યયન, પ્રાર્થના, રવિવારે અપાતા વ્યાખ્યાન ઉપર સમાલોચના વગેરે કરવા માંડયાં. આવાં મંડળ જુદે જુદે સ્થળે સ્થપાવા લાગ્યાં, અને તેમને "ભક્તમંડળ" નામ આપવામાં આવ્યું. સ્પેનરનું કહેવું એ હતું કે ધર્મ એ અમુક માન્યતામાં અથવા તેના વિષે જ્ઞાન મેળવવામાં નથી, પણ તે આત્મિક જીવન ગાળવામાં રહેલો છે. આથી ધર્મમાં વાદવિવાદને સ્થાન નથી. ધર્મમાં પ્રથમ વસ્તુ આત્મિક અનુભવ છે, તેથી એ વસ્તુ ઉપરજ ઉપદેશકોનું જીવન તથા તેમનો ઉપદેશ રચાવા જોઇએ. ખ્રીસ્તી જીવનમાં પ્રથમ પુનર્જન્મનો અનુભવ થવો આવશ્યક છે. આ ઉપરાંત સ્પેનરે ઇંગ્લાંડના પ્યુરિટન લોકોની માફક નાટકો જોવાં, નાચમાં જવું, પાને રમવું વગેરેનો નિષેધ કર્યો. આ બધાને લીધે સ્વાભાવિક રીતે તેની સામે પ્રબળ વિરોધ ઉભો થયો, અને કેટલાક લોકોએ તેના ઉપર પાખંડી હોવાનો આરોપ પણ મૂક્યો. આ આરોપમાં એટલું સત્ય હતું કે સ્પેનરે ધર્મમાં ભાવનેજ પ્રાધાન્ય આપ્યું હતું અને મત કે માન્યતાને છેક ગૌણ સ્થાન આપ્યું હતું. લ્યુથરના મતાનુયાયીઓમાં એ સમયે જુદીજ સ્થિતિ હતી. સ્પેનર એમ પણ કહેતો કે મતમાં ભેદ હોવા છતાં ભાવમાં એકતા હોય તો કંઇ પણ વાંધો લેવા જેવું નથી. આ વિરોધ હોવા છતાં સ્પેનરે પોતાનું કાર્ય ચાલુજ રાખ્યું, અને તેનું તાત્કાલિક પરિણામ એ આવ્યું કે તેથી ઘણાનાં જીવન સુધર્યાં અને બાઇબલનું અધ્યયન વિશેષ પ્રમાણમાં થવા લાગ્યું.

સ્પેનરે શરૂ કરેલી આ ભક્તિભાવની હિલચાલ ધીમે ધીમે ફેલાવા લાગી. લીપઝીકના વિશ્વવિદ્યાલયમાં ફ્રાંકે નામનો એક યુવક જેણે શાસ્ત્રના અધ્યયન માટે એક મંડળ સ્થાપ્યું હતું તેને ઇ. સ. ૧૬૮૧ માં પુનર્જન્મનો અનુભવ થયો. ત્યાર પછી તે કેટલાક વખત સુધી સ્પેનર પાસે આવી રહ્યો અને

ફ્રાંકે, ૧૬૬૩-૧૭૨૭.

તેના સિદ્ધાંત તેણે ગ્રહણ કર્યા. લીપઝીકમાં પાછા આવીને તેણે પોતાનું કાર્ય એવું તો જોસભેર શરૂ કર્યું કે ત્યાંના રાજાએ "ભક્તિમંડળ"ની સભાઓ ભરવાની મના કરી. આ સ્થિતિમાં ફ્રાંકેને જર્મનીના કોઇ બીજે સ્થળે જવાની તક મળતાં તે ઇ. સ. ૧૬૯૦ માં ત્યાં ગયો. સ્પેનર ૧૬૮૬ માં ફ્રાંકફોર્ડ છોડી ડ્રેસ્ડન ગયો હતો અને ત્યાં તેને એવીજ જાતની મુશ્કેલી નડવાથી તે ૧૬૯૧ માં બર્લીન ગયો. ત્યાંના રાજા ફ્રેડ્રિકે તેના સિદ્ધાંત સ્વીકાર્યા ન હતા છતાં તેણે તેને સારો આશ્રય આપ્યો, તેથી તે તેના મૃત્યુકાળ સુધી ત્યાં રહ્યો, અને પોતાના જીવનનાં આખરનાં વર્ષો તેણે ઘણા સુખમાં અને પોતાના સિદ્ધાંતનો પ્રચાર કરવામાં ગાળ્યાં. થોડા વખત પછી તેણે ફ્રાંકેને હાલે નામના સ્થળે અધ્યાપક અને પાળકનું કાર્ય અપાવ્યું. ફ્રાંકેએ આ સ્થળને નવી હિલચાલનું એક અગત્યનું મથક બનાવ્યું, એટલુંજ નહિ પણ તેણે તેને અંગે કેટલાંક નવાંજ પરોપકારનાં કાર્યો

શરૂ કર્યાં. તેણે ગરીબ છોકરાંને સારૂ શાળાઓ અને એક અનાથાશ્રમ સ્થાપ્યાં. તે આજે પણ ચાલુ છે. આ સંસ્થાઓને માટે જોઇતા પૈસા તેને માત્ર પ્રાર્થનાથીજ મળે છે, એમ તેનું માનવું હતું, અને એ ધોરણેજ તેણે તેમનો નિભાવ કર્યો હતો. તેણે એક ત્રીજી સંસ્થા પણ સ્થાપી હતી. તેદ્વારા શાસ્ત્ર પ્રસિદ્ધ કરવાનું અને તેને થોડી કિમ્મતે વેચવાનું કાર્ય કરવામાં આવ્યું હતું. આ સંસ્થા પણ આજ સુધી ચાલુ રહેલી છે. આ ઉપરાંત ફ્રાંકેના કાર્યના પરિણામે પરદેશોમાં મિશનો સ્થાપવા માટે ઉત્સાહ ઉત્પન્ન થયો, અને ઇ. સ. ૧૭૦૫ માં ડેન્માર્કના રાજાએ જે પહેલા પ્રોટેસ્ટાંટ મિશનરીઓ હિન્દુસ્તાનમાં મોકલ્યા તે ફ્રાંકેના શિષ્યોમાંના હતા. અઢારમી સદીમાં લગભગ સાઠ મિશનેરીઓ હાલેની વિદ્યાપીઠ અને તેની વગવાળી સંસ્થાઓમાંથી પરદેશ ગયા હતા. તેમાંનો સર્વથી પ્રસિદ્ધ સ્વાર્ટઝ નામે હતો. તેણે ઇ. સ. ૧૭૫૮થી પોતાના મૃત્યુ સુધી હિન્દુસ્તાનમાં ઘણું ઉત્તમ ધર્મપ્રચાર કાર્ય કર્યું હતું. પ્રોટેસ્ટાંટ મિશનેરીઓમાં સ્વાર્ટઝ સુપ્રસિદ્ધ છે. તેણે પોતાનાં ભક્તિ અને ઉચ્ચ જીવનથી હિન્દુઓનો ઘણો વિશ્વાસ પ્રાપ્ત કર્યો હતો અને તેઓ તેને પોતાનાજ એક દેશી ભાઇ તરીકે જાણતા અને ચાહતા હતા.

આ હિલચાલને અંગે સ્પેનર અને ફ્રાંકેના જેવા બીજા ઉભા થયા નહોતા, જોકે તે હિલચાલનો પ્રચાર તો ચાલુજ રહ્યો હતો. આ "ભક્તમંડળો"ના સભ્યો લ્યુથરની મંડળીથી છુટા પડેલા ન હતા, તેથી તેમની સંખ્યા કેટલી હતી તે ખાતરીપૂર્વક કહી શકાય તેમ નથી, એમ છતાં તેમની અસર ઘણે દૂર સુધી અને ઉંડી પહોંચી હતી એમાં કાંઇ શંકા નથી. તે કાળના જર્મનીના શુષ્ક આત્મિક જીવનમાં તેણે નવું જીવન રેડયું અને ખ્રીસ્તી સમાજને જાગૃત કર્યો. ઉપદેશકોનાં જીવન તેમજ તેઓનો ઉપદેશ નવાં અને સતેજ થવાં, અને સામાન્ય ખ્રીસ્તીઓ પણ મંડળીના કાર્યમાં અગત્યનો ભાગ લેવા લાગ્યા; બાઇબલનું જ્ઞાન પણ ઘણું વધ્યું. આ હિલચાલમાં કોઇ પણ દોષ હોય તો તે એટલોજ હતો કે તેમાં માનસિક વિકાસને બહુ સ્થાન ન હતું. પુનર્જન્મ પ્રાપ્ત કરેલા મનુષ્યના આત્મામાં યુદ્ધ થવુંજ જોઇએ છે, અને જેમને એ જાતનો અનુભવ થયો ન હોય તેઓમાં ધર્મનું ખરૂં સ્વરૂપ પ્રગટ થયું નથી એવી જે માન્યતા આ હિલચાલના મુખ્ય સિદ્ધાંતરૂપે હતી તે, અને જેઓ તેમની માન્યતા બધી વાતે સ્વીકારવા તૈયાર નહોતા તેઓને વખોડવાની તેઓની રીત તો ભૂલભરેલી હતી. આવી થોડીક નાનીમોટી અપૂર્ણતા તેમાં હોવા છતાં આ હિલચાલથી તે સમયના જર્મનીના પ્રોટેસ્ટાંટ લોકોને ઘણોજ લાભ થયો હતો એ નિ:સંદેહ છે.

ભક્તિભાવની હિલચાલનું પરિણામ.

આ હિલચાલનું બીજું એક અગત્યનું પરિણામ એ આવ્યું કે તેથી ઝીન્ઝેન્ડોર્ફ નામના એક માણસના નેતૃત્વ નીચે મોરેવિઅન પંથ ફરી સંગઠિત થયો. ઝીન્ઝેન્ડોર્ફનો જન્મ ઇ. સ. ૧૭૦૦માં થયો હતો; તેનો બાપ સાક્સનીના રાજ્યમાં એક

ઝીન્ઝેન્ડોર્ફ, ૧૭૦૦-૧૭૬૦.

મોટો અમલદાર હતો. તે સ્પેનરનો મિત્ર હતો, અને જો કે તે ઝીન્ઝેન્ડોર્ફની છેક નાની વયમાંજ ગુજરી ગયો હતો અને તેની માએ પુનર્લગ્ન કર્યું હતું તો પણ તેને ઉપરોક્ત ભક્તિભાવના વાતાવરણમાંજ તેની દાદીએ ઉછેરીને મોટો કર્યો હતો. તે છોકરો હતો ત્યારે પણ ખ્રીસ્તને માટે તેને ઘણોજ ભક્તિભાવ હતો, અને ખ્રીસ્તી ધર્મમાં ઇશ્વર એ ખ્રીસ્ત તરીકે ઓળખાય છે એવું તે અંતઃકરણપૂર્વક માનતો. આ બે તેનાં ખાસ લક્ષણ હતાં. દસથી સત્તર વર્ષની ઉમર સુધી તે ફ્રાંકેની શાળામાં હાલે ગામમાં ભણ્યો. ત્યાંની સખત વ્યવસ્થા તેને ગમી નહિ, તોપણ ફ્રાંકેના ઉત્સાહ અને ભક્તિની અસર તેના ઉપર સારી થઇ અને ઈ. સ. ૧૭૧૫માં તેણે પ્રભુભોજન પ્રથમવાર લીધું ત્યારે તેના દિલ ઉપર ઘણીજ ઉંડી અસર થઇ. હાલે ગામમાં તેણે પોતાનો અભ્યાસ પૂરો કર્યો ત્યાર પછી પોતાના કુટુંબની ઇચ્છાને માન આપીને તે વિટેનબર્ગમાં ધારાશાસ્ત્રનો અભ્યાસ કરતો ગયો અને ત્યાં બે ત્રણ વર્ષ રહ્યો. ૧૭૧૯ અને ૧૭૨૦માં તે હોલાંડ અને ફ્રાન્સના પ્રવાસે નીકળ્યો અને એ બન્ને દેશમાં કેટલાક પ્રસિદ્ધ માણસોને મળ્યો, તથા તેમની સાથે વિચારોની આપલે કરી. ઇ. સ. ૧૭૨૨ માં તેણે ડોરોથીઆ નામની એક ઉંચા કુટુંબની સ્ત્રી સાથે લગ્ન કર્યું. આ સ્ત્રીએ તેને તેના કાર્યમાં ઘણી મદદ આપી હતી. ઝીન્ઝેન્ડોર્ફ પોતાના કુટુંબની ઇચ્છાને ફરી માન આપીને ડ્રેસ્ડનમાં સરકારી નોકરીમાં દાખલ થયો, પણ તેનું દિલ એ કામમાં ન હતું. સ્પેનરની હિલચાલને અંગે ઉત્પન્ન થએલા ભક્તિભાવનો પ્રચાર કરવા તે ઇચ્છતો હતો, અને એ દિશામાં તે કાર્ય પણ કરવા લાગ્યો હતો. તેણે ડ્રેસ્ડનથી દૂર પોતાની જાગીર ઉપર રોથે નામના એક માણસને પાળક નીમ્યો, અને ત્યારથીજ તેના પોતાના કાર્ય માટે માર્ગ ખુલ્લો થયો.

આ વખતે બોહીમિઆમાંની હસની મંડળીની સ્થિતિ કફોડી થઇ હતી. એ મંડળીના કેટલાક માણસો પોલાંડમાં જઇ રહ્યા હતા, અને ત્યાં તેઓએ પોતાનું અસલ બંધારણ જાળવી રાખ્યું હતું, છતાં તેમને કેટલીક મુશ્કેલીઓ નડયાથી તેમણે જાબ્લોન્સ્કી નામનો એક પોતાનોજ માણસ જેણે કાલ્વીનના સિદ્ધાંતો સ્વીકાર્યા હતા અને જે બર્લીનમાં રાજ્યોપદેશક હતો તેને બિશપની દીક્ષા લેવડાવીને રાજ્યમાં વગ મેળવી હતી. ત્રીસ વર્ષના વિગ્રહનું પરિણામ પણ બોહીમિઆના પ્રોટેસ્ટાંટ લોકોને માટે બહુ ખરાબ આવ્યું હતું, અને તેમને બોહીમિઆ અને મોરેવિઆમાં છુપી રીતેજ પોતાનો ધર્મ પાળવો પડતો હતો. ઇ. સ. ૧૭૨૨માં જર્મન ભાષા બોલતા મોરેવિઅનો સાક્સનીમાં આવી વસ્યા અને તેઓમાંના કેટલાકને ઝીન્ઝેન્ડોર્ફે પોતાની જાગીરમાં

મોરેવિઅન મંડળીનો પુનર્જન્મ, ૧૭૨૭.

આશ્રય આપ્યો. પ્રથમ તેણે તેઓ ઉપર બહુ ધ્યાન આપ્યું નહિ, પણ ઇ. સ. ૧૭૨૭થી તે તેમનો ધાર્મિક નેતા બન્યો. આ કાર્યમાં તેને પ્રથમ કેટલીક મુશ્કેલી નડી, કારણ કે મોરેવિઅનોમાં મતભેદ હતા, તેમ તેઓ પોતાની મંડળી જુદી રાખવા

ઇચ્છતા હતા. ઝીન્ઝેન્ડોર્ફ અને રોથેની એવી ઇચ્છા હતી કે તેઓ લ્યુથરની મંડળીમાં ભળે અને સ્પેનરના ધોરણ પ્રમાણે ભક્તિભાવની વૃદ્ધિ માટે ખાસ સભાઓ ભરે. ઇ. સ. ૧૭૨૭માં આ બધા વિચારો પ્રચલિત હતા અને મોરેવિઅન લોકોએ સ્થાનિક નિયમ પ્રમાણે પોતાના સામાજીક અને રાજકિય બંધારણ માટે "વડીલો" ચુંટયા હતા. તેવામાં એક દિવસ પ્રભુભોજનની ભજનસેવા એટલા બધા ગાંભિર્યથી કરવામાં આવી કે તેની અસર લોકોના દિલ ઉપર ઘણીજ ઉંડી થઇ, અને મોરેવિઅન મંડળીનો પુનર્જન્મ થયો.

ઝીન્ઝેન્ડોર્ફની જાગીરમાં નવું ગામ વસાવ્યું હતું, જેનું નામ તેઓએ હેર્નહુટ (એટલે પ્રભુનો વાડો) પાડયું હતું, અને એ સ્થળજ નવા જીવનનું મુખ્ય મથક થઇ પડયું હતું. આ ગામના કારભારને માટે સ્થાપવામાં આવેલા વડીલોના મંડળમાંથી ચાર સભ્યોની એક કાર્યવાહક સમિતિ નીમવામાં આવી, અને ઇ. સ. ૧૭૩૦માં હેર્નહુટનું બધું ધાર્મિક કાર્ય આ સમિતિના હાથમાં હતું. ઝીન્ઝેન્ડોર્ફે આ લોકોને ખ્રીસ્તના રાજ્યનો પ્રચાર કરવા માટે ખાસ શિક્ષણ આપવા માંડયું. તેની ઇચ્છા તેમને બધાંને—પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો—રૂમી મંડળીમાં હતાં તેવાં સાધુસાધ્વીઓ બનાવવાની હતી. આથી તેણે ઇ. સ. ૧૭૨૮ માં બધા છોકરાઓ અને છોકરીઓને કૌટુંબિક જીવનથી અને એક બીજાથી છુટાં પાડયાં, અને તેમને ખાસ દેખરેખ તળે શિક્ષણ આપવાનો બંદોબસ્ત કર્યો. આટલેથીજ નહિ અટકતાં તેણે બાળકોને પણ માબાપથી છુટાં પાડયાં, અને હાલના અનાથાશ્રમના જેવી સંસ્થામાં તેમને ઉછેરવા માંડયાં. આ બધું કાર્ય કરવામાં ઝીન્ઝેન્ડોર્ફનો હેતુ તેમને જગતથી છુટાં પાડીને ખ્રીસ્તની સેવા માટે તૈયાર કરવાનો હતો. વળી તે એ લોકોમાં એટલો બધો ઉત્સાહ પ્રેરી શકયો કે તે સમયના પ્રોટેસ્ટાંટ લોકોમાં મોરેવિઅન લોકો જેટલું મિશનકાર્ય બીજી કોઇ મંડળીના અનુયાયીઓએ કર્યું ન હતું એટલુંજ નહિ પણ પોતાની સંખ્યાના પ્રમાણમાં આજ સુધી બીજી કોઇ પણ મંડળીએ એમના જેટલું પ્રચારકાર્ય કર્યું નથી. આ મંડળીની ખાસ વિશેષતા એ હતી કે તેના બધા સભ્યો મિશનેરીજ હતી. ઝીન્ઝેન્ડોર્ફે પોતાનું પ્રથમ મિશન વેસ્ટ ઇંડીયાના ટાપુઓમાં ઇ. સ. ૧૭૩૨ માં મોકલ્યું, અને બીજું ૧૭૩૩ માં ગ્રીનલેંડ મોકલ્યું. એ વર્ષ પછી એક મિશન જ્યોર્જીઆમાં ગયું. ૧૭૩૬માં ઓસ્ટ્રિયન રાજ્ય તરફથી સાકસનીના રાજા ઉપર ઝીન્ઝેન્ડોર્ફ તેની પ્રજાને ફોસલાવી ત્યાંથી બહાર લઇ જાય છે એવી ફર્યાદ આવતાં તેને સાકસનીમાંથી હદપાર કરવામાં આવ્યો, તેથી તે પશ્ચિમ જર્મનીમાં જઇ રહ્યો. ત્યાં તેણે પોતાનું કાર્ય ચાલુ રાખ્યું અને ૧૭૩૮-૩૯ માં તે વેસ્ટ ઇંડિઝ ટાપુમાં ગયો. ૧૭૪૧ માં તે લંડન ગયો અને ત્યાં મોરેવિઅન લોકોમાં જે કાર્ય ચાલુ હતું તે તેણે વધાર્યું. ૧૭૪૨ માં તે ન્યુ યોર્ક ગયો, અને પેન્સીલ્વાનિયા સંસ્થાનમાં બેથલેહેમ નામનું

મોરેવિઅન મંડળીનું મિશન-કાર્ય.

ગામ વસાવ્યું, જે અમેરિકામાંની મોરેવિઅન મંડળીઓનું મુખ્ય મથક થઇ પડયું. આ પ્રમાણે હેર્નહુટમાં જે કાર્ય શરૂ થયું હતું તેની અસર દૂર દૂર સુધી પહોંચી અને તેને અંગે નવાં નવાં મિશનો સ્થાપવામાં આવ્યાં. આ મિશનોની એક વિશેષતા એ હતી કે તેમનું કાર્યક્ષેત્ર અતિ કઠણ હતું, અને તેમાં કામ કરવા માટે અસાધારણ ધીરજ, પ્રેમ, ભક્તિ વગેરે આવશ્યક હતાં, અને એ ઉચ્ચ ગુણો મોરેવિઅન લોકોમાં પ્રથમથીજ હતા અને આજે પણ છે.

મોરેવિઅન મંડળી લ્યુથરની મંડળીના એક અંગ તરીકે.

ઝીન્ઝેન્ડોર્ફે ઉપરોક્ત જે બધું કાર્ય કર્યું હતું તેમાં તેને ઘણી મુશ્કેલીઓ પણ નડી હતી. ઝીન્ઝેન્ડોર્ફ આ મંડળીને લ્યુથરની મંડળીનું એક અંગ કરવા ઇચ્છતો હતો, પણ મોરેવિઅન લોકો પોતે સ્વતંત્ર રહેવા માગતા હતા. વળી બીજી બાજુ તેનું આ કાર્ય લ્યુથરની મંડળીને ગમતું ન હતું એટલુંજ નહિ પણ સ્પેનરનાં "ભક્તમંડળો" પણ અમુકાંશે તેની વિરૂદ્ધ હતાં. આ બધાનું પરિણામ એ આવ્યું કે મોરેવિઅન મંડળી જુદીજ રહી, અને ઇ.સ. ૧૭૪૨માં પ્રુશિઆની સરકારે તેને સ્વતંત્ર મંડળી તરીકે ગણી. ઇ. સ. ૧૭૪૫માં તેનું બંધારણ નિશ્ચિત થયું, અને બિશપો, વડીલો અને સેવકો વગેરેને યોગ્ય રીતે નીમવામાં આવ્યા. એમ છતાં ઝીન્ઝેન્ડોર્ફ એમજ ઇચ્છતો હતો કે આ મંડળી લ્યુથરની મંડળીનું એક અંગ થઇ રહે, અને તેમ કરવા તેણે પ્રયત્ન પણ ચાલુ રાખ્યો. આથી મોરેવિઅન લોકોએ ઓગ્સબર્ગનું વિશ્વાસનામું ઇ. સ. ૧૭૪૭માં સ્વીકાર્યું, અને ઇ. સ. ૧૭૪૯માં તે સાક્સનીની રાજ્યમંડળીના અંગ તરીકે ગણાયું. દરમિઆન મોરેવિઅન લોકોએ પોતાની એક સુંદર ભજનપદ્ધતિ તૈયાર કરી હતી અને ઘણાં ભજનો પણ રચ્યાં હતાં.

ઝીન્ઝેન્ડોર્ફનો આખર કાળ અને તેનું મૃત્યુ.

ઝીન્ઝેન્ડોર્ફ પોતે ઇ. સ. ૧૭૪૯ થી ૧૭૫૫ સુધી ઈંગ્લાંડમાં જઇ રહ્યો હતો. તેની માલમિલ્કત તેણે મોરેવિયન લોકો માટે ખરચી નાખી હતી અને તેની પાસે કાંઇ પણ રહ્યું ન હતું, એટલુંજ નહિ પણ તે દેવાદાર થયો હતો. તેનું દેવું યોગ્ય રીતેજ મોરેવિઅન લોકોએ પોતાને માથે લીધું અને તે ધીમે ધીમે પતાવી દીધું. તેણે પોતાની જીંદગીનાં છેલ્લાં વર્ષ હેર્નહુટમાં ત્યાંના લોકોની સેવામાં ગાળ્યાં. તેની સ્ત્રી અને તેનો એકનોએક પુત્ર તેની હૈયાતીમાંજ ગુજરી ગયાં અને તે પોતે ઇ. સ. ૧૭૬૦ માં મૃત્યુ પામ્યો.

તેના મૃત્યુ પછી મોરેવિઅન મંડળીની સ્થિતિ.

તેણે મોરેવિઅન મંડળીને એવી પ્રબળ રીતે પગભર કરી હતી કે તેના મૃત્યુ પછી પણ તેને જરાએ આંચ આવી નહિ. વળી તેના ઉત્તરાધિકારી તરીકે એ મંડળીને સ્પાંગનબર્ગ નામનો એક માણસ પ્રાપ્ત થયો, તે ઝીન્ઝેન્ડોર્ફ જેવો પ્રતિભાસંપન્ન અને અસાધારણ રીતે ભક્તિમાન ન હતો, છતાં બીજી રીતે તે તેના

જેવોજ કુશળ અને સમર્થ હતો. તેને અમેરિકાથી ઇ. સ. ૧૭૬૨ માં હેર્નહુટમાં બોલાવવામાં આવ્યો અને મોરેવિઅન લોકોનું નેતૃત્વ ત્રીસ વર્ષ સુધી તેના હાથમાં રહ્યું. તેણે ઝીન્ઝેન્ડોર્ફે કરેલું કાર્ય ચાલુ રાખ્યું અને તેમાં ધીમે ધીમે વૃદ્ધિ કરી. પરિણામે મોરેવિઅન મંડળી જર્મનીમાં માનનીય થઇ એટલુંજ નહિ પણ સર્વત્ર માન પામી.

સ્વીડનબોર્ગ, ૧૬૮૮-૧૭૭૨.

અઢારમી સદીમાં સ્વીડનબોર્ગ નામે એક અસાધારણ સિદ્ધાંતકાર અને ભક્તજ્ઞાની (mystic) થઇ ગયો. તેનો જન્મ ઇ. સ. ૧૬૮૮માં થયો હતો, અને તેનો બાપ સ્વીડનમાં લ્યુથરની મંડળીનો એક બિશપ હતો. નાનપણથીજ સ્વીડનબોર્ગ ધર્મ પ્રત્યે આકર્ષાયો હતો. તે લાટિન, ગ્રીક અને હેબ્રી ભાષા શીખ્યો અને ગણિત અને વિજ્ઞાનશાસ્ત્રમાં પારંગત થયો. ત્યાર પછી ત્રીસ વર્ષ સુધી તેણે સ્વીડનના રાજ્યમાં ખાણોના ઉપરી તરીકે નોકરી કરી અને તે દરમિયાન તેણે વિજ્ઞાનવિષયક સિત્તોતેર પુસ્તકો લખ્યાં. આ પુસ્તકોમાં તેનાં અસાધારણ ઉદ્યોગ અને વિચારશક્તિ પ્રદર્શિત થાય છે. ઇ. સ. ૧૭૪૩માં પોતાને પ્રથમ ખ્રીસ્તનું દર્શન થયું, અને પોતે સ્વર્ગ અને નરક જોયાં એવો દાવો તેણે કર્યો હતો. આ જાતનાં દર્શન અને અનુભવ તેને તેની જીંદગીની આખર સુધી થતાં હતાં. આ સંબંધી સત્ય ગમે તે હોય પણ સ્વીડનબોર્ગનું ચારિત્ર્ય અને તેના સિદ્ધાંતો એવાં તો ઉચ્ચ અને નિર્મળ હતાં કે તે અસત્ય બોલીને જગતને ઠગે છે એવું કહેવાનું કંઇ કારણ નથી. વધારેમાં વધારે તેના વિરોધીઓ તેની સામે જે કાંઇ કહે છે તે એ છે કે તેને પોતાને માનસિક ભ્રમ થયો હોય એ સંભવિત છે. તેણે પોતાનો આ બધો અનુભવ અનેક પુસ્તકોમાં વર્ણવ્યો છે. તેની કલ્પનાશક્તિ અદ્દભુત છે અને એ કલ્પનાશક્તિની વિશેષતા એ છે કે તે બાહ્ય જગતની બધી વસ્તુઓને આત્મિક વસ્તુઓના ચિહ્ન તરીકે માને છે. તેણે ખ્રીસ્તી સિદ્ધાંતોને લગતાં ઘણાં પુસ્તકો લખ્યાં છે, પણ કદાચિત તેનું સર્વથી શ્રેષ્ઠ પુસ્તક જેમાં તેણે પોતાના સિદ્ધાંતનું રહસ્ય જણાવ્યું છે તે "Arcana Cœlestia," (સ્વર્ગીય ખજાનો) નામે ઓળખાય છે. આમાં તેણે બાઇબલમાંનાં કેટલાંક પુસ્તકોનો આંતરિક અર્થ પ્રગટ કર્યો છે. તે બાઇબલમાંનાં અમુક પુસ્તકોજ સ્વીકારે છે અને તેમાં ગૂઢાર્થ રહેલો છે એમ માને છે. આ પુસ્તકો ખાસ કરીને મુસાનાં પાંચ પુસ્તક, સુવાર્તાઓ અને પ્રકટીકરણ છે. સ્વીડનબોર્ગ ઇસુ ખ્રીસ્તને ઇશ્વરના અવતાર તરીકે માને છે, પણ તે દેવનું ત્રીએકપણું સ્વીકારતો નથી. ઇસુ પોતાના મૃત્યુદ્વારા પ્રાયશ્ચિત્ત કર્યું છે, એ વાત પણ તે સ્વીકારતો નથી. એજ પ્રમાણે શારીરિક ઉત્થાન પણ તે માન્ય રાખતો નથી. આ બે ત્રણ વાતમાં તે પ્રોટેસ્ટંટ તેમજ કાથોલીક લોકોથી જુદો પડે છે, પણ એમ છતાં તે યુનીટેરિઅન તો નથીજ. વળી ખ્રીસ્ત પ્રત્યેના ભક્તિભાવમાં તે કોઇથી ઉતરતો નથી. ઇ. સ. ૧૭૫૭માં તેણે દર્શનમાં આત્મિક સૃષ્ટિ

જોઇ, ને તે વખતે આ પૃથ્વી ઉપર ઇસુનું બીજું આગમન થઇ ચુક્યું છે એવું તે માનતો હતો. પ્રકટીકરણમાં જણાવેલાં નવાં સ્વર્ગ અને પૃથ્વી અને નવું યરૂશાલેમ ઇ. સ. ૧૭૭૧માં સ્થાપવામાં આવેલી સ્વીડનબોર્ગિયન મંડળીમાં ઉતરેલાં છે એવું પણ માનતો હતો. તેનું મૃત્યુ ઇ. સ. ૧૭૭૨માં થયું.

અઢારમી સદીમાં ઇંગ્લાંડમાં ઇશ્વરવાદ (unitarianism), બુદ્ધિવાદ (rationalism) અને નાસ્તિકતા ફેલાયાં હતાં તે આગળ જણાવવામાં આવ્યું છે. આને લીધે સુશિક્ષિત અને અજ્ઞાન લોકો વચ્ચે બહુ મોટું અંતર પડયું હતું, અને ગરીબવર્ગના લોકો ઠીક ધર્મહીન થયા હતા. તેમને માટે ભક્તિભાવ વગરના અને કેવળ શુષ્ક ઉપદેશકોનો ઉપદેશ વ્યર્થ હતો, તેથી તેઓમાંના ઘણાખરાએ દેવળોમાં જવાનું પણ બંધ કર્યું હતું. પરિણામે તેઓમાં મદ્યપાન વગેરે બદીઓ બહુ મોટા પ્રમાણમાં ફેલાઇ હતી. વળી અઢારમી સદીના આખર ભાગમાં વરાળયંત્રો વગેરેની શોધ થઇ, જેથી ઇંગ્લાંડમાં હુન્નરઉદ્યોગ ઘણો વધ્યો. આનું એક મોટું પરિણામ એ આવ્યું કે સંખ્યાબંધ લોકો ગામડાંઓ છોડીને ગામો અને શહેરોમાં વસવા લાગ્યા. તેઓનું ધર્મહીન બનવાનું આ પણ એક મોટું કારણ હતું. આ સ્થિતિમાં લોકોના દિલમાં ધાર્મિક ભાવ પ્રગટ કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા હતા પણ તે નહિ જેવા હતા, અને તેમની અસર માત્ર અમુક મંડળોમાંજ થઇ હતી. કોઇ એવો પ્રયત્ન થયો ન હતો કે તેની અસર આખી પ્રજા ઉપર થાય. સ્પેનરે સ્થાપેલાં "ભક્તમંડળો" જેવાંજ મંડળો સત્તરમી સદીમાં ઇંગ્લાંડમાં સ્થાપવામાં આવ્યાં હતાં અને તેમની સંખ્યા પણ મોટી હતી. માત્ર લંડન શહેરમાંજ એવાં સો મંડળો હતાં અને ઇંગ્લાંડ અને આયર્લાંડમાં ઠેકાણે ઠેકાણે જોવામાં આવતાં હતાં. પણ તેમાં બહુ ભક્તિભાવ ન હતો, તથા તેમને સ્પેનર જેવો કોઇ માર્ગ-દર્શક ન હતો. એમ છતાં આ મંડળોને અંગે બ્રે નામના એક માણસે બાઇબલ અને ખ્રીસ્તી ધાર્મિક સાહિત્યનો પ્રચાર કરવા માટે ઇ. સ. ૧૬૯૯ માં એક સંસ્થા સ્થાપી હતી. તે આજે પણ હૈયાત છે અને "ખ્રીસ્તી ધર્મનું જ્ઞાનપ્રસારક મંડળ" (S. P. C. K.) નામથી ઓળખાય છે. વળી ઇ. સ. ૧૭૦૧ માં એક બીજી સંસ્થા સ્થાપવામાં આવી. તે "પરદેશોમાં સુવાર્તાપ્રસારક મંડળ" (S. P. G.) ને નામે ઓળખાય છે, અને તેનાં મિશનો આજે પણ હિન્દુસ્તાનમાં અને બીજા દેશોમાં કામ કરી રહ્યાં છે. આ બન્ને સંસ્થાઓ ઇગ્લીશ મંડળીની છે, અને તેમાંની પાછલી સંસ્થાએ અમેરિકામાં બિશપશાસિત મંડળીની સ્થાપના કરી છે. શરૂઆતમાં આ સંસ્થાઓ નાની હતી અને તે ધીમે ધીમે આગળ વધી હતી.

ઇંગ્લાંડમાં ધર્મહીનતા.

આ સમયમાં ઇંગ્લાંડને તેમજ સમસ્ત અંગ્રેજી ભાષા બોલનારી આલમને ખરી રીતે જાગૃત કરનાર બે વેસ્લી ભાઇઓ અને વીટફીલ્ડ નામના ઉપદેશકો હતા. વેસ્લીનો બાપ સેમ્યુઅલ વેસ્લી (૧૬૬૨-૧૭૩૫) અંગ્રેજી મંડળીનો ધર્મોપદેશક

વેસ્લી ભાઈઓનાં માતપિતા.

હતો, અને ૧૬૯૫થી તેના મૃત્યુ સુધી તેણે એપ્વર્થ ગામના પાળક તરીકે કાર્ય કર્યું હતું. તે પોતે ધાર્મિક વૃત્તિવાળો હતો. તેની સ્ત્રીનું નામ સુસાન્ના હતું. તે ચારિત્ર્યશીલ અને દૃઢ મનની સ્ત્રી હતી. તેને ઓગણીસ બાળકો થયાં હતાં, તેથી સ્વાભાવિક રીતે ગૃહ-કાર્યનો પુષ્કળ ભાર તેને સહન કરવો પડયો હતો, અને તેમાં તેને તેમજ તેનાં બાળકોને પુષ્કળ શીખવાનું મળ્યું હતું. આ બાળકોમાં જોન પંદરમો અને ચાર્લ્સ અઢારમો હતો.

જોનનો જન્મ ઇ. સ. ૧૭૦૩માં અને ચાર્લ્સનો જન્મ ઇ. સ. ૧૭૦૭માં થયો હતો. બન્ને ભાઇઓને યોગ્ય વયે શાળામાં મૂકવામાં આવ્યા હતા, અને આગળ જતાં તેઓ ઓક્સફર્ડના વિશ્વવિદ્યાલયમાં ગયા હતા. અહીં ઇ. સ. ૧૭૨૬માં જોનને પોતાના ઉચ્ચ વિદ્યાભ્યાસ માટે એક શિષ્યવૃત્તિ—સ્કૉલરશિપ—પ્રાપ્ત થઇ અને તેને માટે તેને સેવકની દિક્ષા લેવી પડી. આ વખતે તેના આત્મામાં મંથન ઉત્પન્ન થયું અને તે ઇ. સ. ૧૭૩૮ સુધી ચાલ્યું. ઇ. સ. ૧૭૨૮માં તેણે પાળકની દિક્ષા લીધી, અને થોડો સમય તે પોતાના બાપની સાથે રહ્યો અને તેના કામમાં તેણે તેને મદદ કરી. તેની ગેરહાજરીમાં તેના ભાઇ ચાર્લ્સે ઓક્સફર્ડના વિદ્યાલયમાં ઇ. સ. ૧૭૨૯માં એક નાનું મંડળ સ્થાપ્યું. આ મંડળનો મુખ્ય ઉદ્દેશ વિદ્યાભ્યાસ પ્રત્યે વિશેષ ધ્યાન આપવાનો હતો, પણ તેની સાથે સાથે તેના સભ્યોનું ધ્યાન ચારિત્ર્ય ઘડવા તરફ ખેંચાયું, અને તેમણે તે દિશામાં પ્રયત્ન પણ આદર્યો. એજ સાલની આખરમાં જોન વિદ્યાલયમાં પાછો આવ્યો, અને તેણે તે મંડળનું નેતૃત્વ લીધું. તરતજ તેમાં કેટલાક વિદ્યાર્થીઓ દાખલ થયા અને તેમણે બધાએ વિલિઅમ લૉએ દર્શાવેલા સમર્પિત જીવનનો આદર્શ પોતાના જીવનમાં ઉતારવા નિશ્ચય કર્યો. તેમણે ઉપવાસ કરવા માંડયા, કેદીઓને વખતોવખત મળી તેમને ઉપદેશ કરવાનું જારી રાખ્યું, અને એવું બીજું કેટલુંક કાર્ય શરૂ કર્યું. આને લીધે તેમની પુષ્કળ હાંસી થવા લાગી, અને તેમને કોઇએ તેમના નિયમાનુસાર જીવનને લીધે મશ્કરીમાં Methodist અર્થાત "નિયમનિષ્ઠ" નામ આપ્યું, તે નામથી તેમણે આગળ જતાં સ્થાપેલું મહાન ધાર્મિક મંડળ ઓળખાયું.

જોન અને ચાર્લ્સ વિદ્યાલયમાં.

ઇ. સ. ૧૭૩૫માં આ મંડળમાં વીટફીલ્ડ નામે એક યુવક ભળ્યો. તે ગરીબ સ્થિતિમાં જન્મ્યો હતો અને ૧૭૩૪માં ઓક્સફર્ડના વિદ્યાલયમાં દાખલ થયો હતો. ઇ. સ. ૧૭૩૫માં તેને ભયંકર મંદવાડ લાગ્યો હતો, અને તેમાં તેને નવું આત્મિક જીવન પ્રાપ્ત થયું હતું. ૧૭૩૬માં તેણે પાળકની દિક્ષા લીધી, અને તરતજ પોતાનું અદ્ભુત ઉપદેશકાર્ય શરૂ કર્યું. ઉપદેશક તરીકે તે અદ્વિતીય હતો, અને તેની ધાર્મિક વૃત્તિ બહુ ઉદાર હોવાથી તે હરકોઇ પંથનાં દેવળોમાં ઉપદેશ આપતો. તે પોતે છેક સરળ અને

વીટફીલ્ડ.

નિઃસ્પૃહ હતો, અને તેનો સંદેશો પણ તેવોજ સરળ અને સાદો હતો. આ સાથે તેની વક્તૃત્વશક્તિ બહુ ઉંચા પ્રકારની હતી, તેથી લોકો તેના તરફ આકર્ષાતા અને તેના ઉપદેશની તેમના મન ઉપર ઘણી ઉંડી અસર થતી. તેણે પોતાનો કેટલોક વખત અમેરિકામાં ઉપદેશ આપવામાં ગાળ્યો, અને ત્યાં તેના કાર્યના પરિણામે અસાધારણ ધર્મજાગૃતિ ઉત્પન્ન થઇ. તે વારંવાર ઇંગ્લાંડથી અમેરિકા જતો અને યુનાઇટેડ સ્ટેટ્સના પ્રત્યેક ભાગમાં ફર્યો હતો. ઇ. સ. ૧૭૬૯ માં તે સાતમી વાર ત્યાં ગયો અને ૧૭૭૦ માં ત્યાંજ તેનું મૃત્યુ થયું. તેણે કોઇ સ્વતંત્ર પંથ સ્થાપ્યો નહિ, પણ બધા પ્રોટેસ્ટાંટ પંથોના હજારો માણસોને જાગૃત કર્યા, અને એમાંજ તેનું મહત્ત્વ દેખાઇ આવે છે.

દરમિયાન વેસ્લી બંધુઓનો પિતા ઇ. સ. ૧૭૩૫ માં ગુજરી જતાં તેઓ અમેરિકામાંના જ્યોર્જિયા નામના સંસ્થાનમાં ધર્મપ્રચારકનું કામ કરવા માટે એજ સાલની આખરમાં ગયા. રસ્તે તેઓ પોતાનો બધો વખત ભક્તિ અને ઉપદેશ કરવામાં ગાળતા હતા, અને તેમના વહાણ ઉપરજ તેમને મોરેવિઅન મંડળીના પચીસેક માણસોનો સમાગમ થયો. આ વખતે દરિયામાં મોટું તોફાન થતાં મોરેવિઅન લોકોની શાંતિ અને ધીરજ જોઇને જોન વેસ્લીને આશ્ચર્ય લાગ્યું, અને જીવનનું ખરૂં રહસ્ય એ લોકો સમજ્યા છે એ વાતની તેને ખાતરી થઇ. આથી તેનો વિશ્વાસ તેઓ પર બેઠો અને તે તેમની પાસેથી ઘણું શીખ્યો. સાવાન્ના નામના સ્થળે પહોંચતાં તેને સ્પાંગન્બર્ગ નામનો ઉપદેશક મળ્યો. એ મોરેવિઅન નેતાએ તેને પ્રશ્ન પૂછ્યો કે, "તને ખ્રીસ્તની ઓળખાણ થઇ છે?" વેસ્લીએ ઉત્તર આપ્યો કે, "એ જગતનો ત્રાતા છે એટલું હું જાણું છું." ત્યારે સ્પાંગન્બર્ગે તેને કહ્યું કે, "એ ઠીક છે, પણ તેણે તને તાર્યો છે કે નહિ એ વાત તું જાણે છે?" આથી સ્વાભાવિક રીતે તેના મન ઉપર ઘણી ઉંડી અસર થઇ, પણ હજુ તેનું પૂરેપૂરૂં પરિવર્તન થયું ન હતું.

*વેસ્લી બંધુઓનું અમેરિકા જવું.*

દરમિઆન તેમણે જ્યોર્જિયામાં ઘણું કાર્ય કર્યું, પણ તેનું પરિણામ સંતોષકારક આવ્યું નહિ. આથી નિરાશ થઇને અને માંદા પડવાને લીધે ચાર્લ્સ ઇ. સ. ૧૭૩૬ માં પોતાને દેશ પાછો ગયો. જોને પોતાનું કામ ચાલુજ રાખ્યું. તે જુદી જુદી ભાષાઓ એવી સારી રીતે શીખ્યો હતો કે અંગ્રેજી ઉપરાંત ફ્રેંચ, જર્મન અને ઇટાલિઅન ભાષાઓમાં તે ઉપદેશ આપતો. ઇ. સ. ૧૭૩૭ માં તેણે આત્મિક જીવનના વિકાસ માટે સાવાન્નામાં એક નાનું સરખું મંડળ સ્થાપ્યું. પણ આ બધું કરવા છતાં તેને જોઇતી શાંતિ પ્રાપ્ત થઇ ન હતી. આ વખતે તે પોતે ઇંગ્લીશ મંડળીના "હાઇ ચર્ચ" નામના પક્ષમાં હતો, અને એ પક્ષના સિદ્ધાંત અને નિયમાનુસાર પોતાનું જીવન ગાળતો હતો. આ પક્ષ બીજા પ્રોટેસ્ટાંટ પંથો

*જોન વેસ્લીનું જ્યોર્જિઆમાં કાર્ય.*

કરતાં વિશેષ પ્રમાણમાં કાથોલીક માન્યતા ધરાવતો હોવાથી વેસ્લી આ વખતે લગ્ન કરવા ઇચ્છા રાખતો ન હતો, પણ ત્યાં તે સોફી હોપકે નામની એક સ્ત્રી જે બધી રીતે તેને યોગ્ય હતી તેના સમાગમમાં આવતાં તેને તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા થઇ. આ પ્રશ્નનું નિરાકરણ કરવા માટે પોતે કંઇક અંશે વહેમી હોવાથી વેસ્લીએ પોતાની હમેશની રીત પ્રમાણે શાસ્ત્ર ઉઘાડયું, અને તેમાં જે વચન પહેલવહેલું તેની નજરે પડયું તે તેના લગ્નની વિરૂદ્ધ હોવાથી તેણે તેમ કરવા ના પાડી. આથી પેલી સ્ત્રી અને તેનાં સગાંઓ બહુ નારાજ થયાં. પછી સોફીએ તરત બીજે ઠેકાણે લગ્ન કર્યું. આના પરિણામે વેસ્લી બહુ અપ્રિય થયો અને આખરે તેને છુપી રીતે આ પ્રાંત છોડી જવું પડયું. ઇ. સ. ૧૭૩૮ માં તે ઇગ્લાંડ પાછો ગયો.

સુભાગ્યે જોનના ઇંગ્લાંડ ગયા પછી તરતજ તે અને તેનો ભાઇ ચાર્લ્સ પીતર બોહલર નામના એક મોરેવિઅનના સંબંધમાં આવ્યા. આ માણસે તેમને પૂર્ણ શરણભાવ, તાત્કાલિક પરિવર્તન અને તેના પરિણામે પ્રાપ્ત થતા પરમાનંદના સિદ્ધાંતો સમજાવ્યા, અને એક "ભક્તમંડળ" પણ સ્થાપ્યું. પણ પોતાના પરિવર્તનનો અનુભવ જોનને બોહલરના ગયા પછી ત્રણ મહિને થયો. કોઇએક સાંજના પોતે માંદો હતો છતાં તે મોરેવિઅન "મંડળ"ની સભામાં ગયો, અને ત્યાં તેણે લ્યુથરની "રૂમીઓના પત્ર પરની ટીકા"માં આપેલી પ્રસ્તાવના વંચાતી સાંભળી, તેથી તેને "પરિવર્તન"નો અદ્‌ભુત અનુભવ થયો. તે સંબંધી તે આ પ્રમાણે કહે છે: રાતના પોણા નવે ખ્રીસ્ત પરના વિશ્વાસદ્વારા ઇશ્વર મનુષ્યના અંત:કરણમાં કેવો ફેરફાર કરે છે તે બાબતમાં લ્યુથરે લખેલું વર્ણન વંચાતું હતું, ત્યારે મારા અંત:કરણમાં એક નવોજ ભાવ ઉત્પન્ન થયો; મને લાગ્યું કે હું મારા તારણને માટે ખ્રીસ્ત પર, માત્ર ખ્રીસ્ત પરજ, વિશ્વાસ કરૂં છું, અને મને ખાતરી થઇ કે તેણે મારાં, હા, મારાં પોતાનાં પાપ દૂર કર્યાં છે, અને મને પાપ અને મૃત્યુના બંધનમાંથી મુક્ત કર્યો છે." આ અનુભવનું પરિણામ વેસ્લીના જીવનમાં આખર સુધી રહ્યું, અને તેજ તેને માટે આત્મિક જીવનના ધોરણરૂપ થઇ રહ્યું.

જોન વેસ્લીનું પરિવર્તન.

આ અનુભવ પ્રાપ્ત થયા પછી તરતજ જોન વેસ્લી મોરેવિઅન લોકો વિષે વધારે માહિતિ મેળવવા માટે જર્મની ગયો. તે ઝીન્ઝેન્ડોર્ફને મળ્યો અને હેર્નહુટમાં બે અઠવાડીઆં રહ્યો. ત્યાં તેને તેમની પાસેથી ઘણું શીખવાનું મળ્યું. એમ છતાં તેને ત્યાં જે બધું થતું હતું તે પૂર્ણ રીતે પસંદ પડયું નહિ. ઝીન્ઝેન્ડોર્ફ પ્રત્યેનો મોરેવિઅન લોકોનો ભાવ તેને હદ ઉપરાંતનો લાગ્યો, અને એકંદરે તેમનો ભક્તિભાવજ તેને પોતાની વૃત્તિ પ્રવૃત્તિ તરફ વિશેષ હોવાથી વધુ પડતો જણાયો.

જોન મોરેવિઅન લોકોમાં.

જર્મનીમાંથી પાછા આવ્યા પછી જોને પોતાનું ઉપદેશકાર્ય ફરી શરૂ કર્યું અને ચાર્લ્સ પણ તેમાં તેની સાથે સામેલ થયો. પણ આ વખતે તેમના જીવન

અને ઉપદેશમાં ભક્તિભાવનો વેગ પુષ્કળ હોવાથી ઘણાં દેવળોમાં તેમને કાર્ય કરવાની છૂટ મળી શકી નહિ. એમ છતાં જ્યાં જ્યાં તેમને તક મળતી ત્યાં ત્યાં તેમણે તેનો લાભ લીધો. દરમિયાન ઇ. સ. ૧૭૩૯માં વીટફીલ્ડે બ્રીસ્ટલ શહેર પાસે આવેલી કોલસાની ખાણોના મજુરોમાં પોતાનું કાર્ય શરૂ કર્યું હતું, અને તેમાં તે ઘણી સારી રીતે ફતેહમંદ થયો હતો. તેણે જોનને એ કાર્યમાં પોતાને મદદ કરવા કહ્યું, અને જો કે પ્રથમ જોને ખુલ્લા મેદાનમાં ઉપદેશ આપવા આનાકાની કરી, તો પણ તેનાથી તેમ કર્યાં વિના રહેવાયું નહિ, અને તે વિટફીલ્ડની સાથે ભળ્યો. આ કાર્યમાં તેને એટલી બધી ફતેહ પ્રાપ્ત થઇ કે તે કામ તેણે પચાસ વર્ષ સુધી ચાલુ રાખ્યું, અને ઇંગ્લાંડ, સ્કોટલાંડ અને આયર્લાંડમાં તેણે ઘણી વાર ફરીને અસંખ્ય લોકોને જાગૃત કર્યા. તે પણ વીટફીલ્ડ જેવોજ સમર્થ વક્તા હતો, તેથી સ્વાભાવિક રીતે તેના ઉપદેશની અસર લોકોના મન ઉપર અસાધારણ થઇ. તે જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં પુરૂષો તથા સ્ત્રીઓ પોતાનાં પાપનો પશ્ચાત્તાપ કરીને મોટેથી રડતાં, અને કેટલાંક મૂર્છિત થઇને ધરણી પર ઢળી પડતાં.

જોન વેસ્લી અને ચાર્લ્સ વેસ્લીનું ઉપદેશકાર્ય.

જોનની એક બીજી વિશેષતા એ હતી કે તે કાર્યનો અસાધારણ પ્રયોજક અને વ્યવસ્થાપક હતો, તેથી પોતે જે કાંઇ કરતો તે સ્થાયી રહે તેમ કરવા પ્રયાસ કરતો. વળી તેણે મોરેવિઅન લોકોનું કાર્ય ધ્યાનપૂર્વક તપાસ્યું હતું અને તે પ્રકારનું કાર્ય ઈંગ્લાંડમાં થાય એમ તે ઇચ્છતો હતો. આથી જે લોકો તેના ઉપદેશથી લાભ પામતા તેમને તે "મંડળી"નું રૂપ આપતો. આગળ જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે આ જાતની મંડળીઓ તે વખતે નવી ન હતી; માત્ર બીજાં મંડળો કરતાં જોને સ્થાપેલી આ નવી મંડળીઓમાં આત્મિક જીવન વિશેષ હતું. આવી એક મંડળી તેણે ૧૭૩૯માં બ્રિસ્ટલમાં સ્થાપી, અને એજ સાલમાં તેને માટે એક દેવળ બાંધવામાં આવ્યું. એજ સાલની આખરમાં લંડનમાં ઉપદેશ કરવા માટે તેણે એક મકાન વેચાતું લીધું. આ મંડળીઓમાંથી જે મંડળી આજે Mothodism નામે ઓળખાય છે તે ઉભી થઇ. પ્રથમ વેસ્લીની ઇચ્છા ઈંગ્લીશ મંડળીથી છુટા પડવાની ન હતી, અને તેણે એ મંડળીને અંગે સ્થપાએલાં મંડળોની બને તેટલી મદદ પોતાના કાર્યમાં લીધી હતી. માત્ર તેણે એ મંડળોમાં થોડોઘણો સુધારો કર્યો, પણ ધીમે ધીમે તેને તેની રીત પ્રમાણે પુનર્જનિત થએલા માણસોનો ઉપદેશક તરીકે ઉપયોગ કરવાની જરૂર પડી, કારણ કે ઈંગ્લીશ મંડળીના પાળકો આવા કાર્યમાં સામેલ થવા ઇચ્છતા ન હતા. આ પ્રમાણે એક વખત ઉપદેશકો ઉભા થયા એટલે બીજા અધિકારીઓ પણ તેઓમાંથી ચુંટવામાં આવ્યા. આ લોકોની પાસે પૈસા વધતા જતા હતા તેથી તેની સંભાળ રાખવા માટે "ભંડારી"ની જરૂર હતી.

મેથોડીસ્ટ મંડળીની સ્થાપના, ૧૭૩૯.

વળી તેમને પોતાની શાળાઓ માટે યોગ્ય શિક્ષકો જોઇતા હતા, અને માંદા માણસો પાસે જઇ ખબરઅંતર પૂછનારનો એક વર્ગ પણ ઉભો થયો હતો. જેમ મોરેવિઅન લોકો લ્યુથરની મંડળીમાં હતાં, છતાં તેમની સ્થિતિ એ મંડળીમાં રહેલી એક સ્વતંત્ર મંડળી જેવી હતી, તેજ પ્રમાણે પ્રથમ ઈંગ્લીશ મંડળીમાં મેથોડીસ્ટ લોકોનું થયું. થોડાજ વખતમાં આ કાર્ય એટલું બધું વધ્યું કે વેસ્લીથી બધે સ્થળે ફરી વળી તપાસ રાખવાનું બની શક્યું નહિ. પરિણામે તેણે પોતાના મતાનુયાયી બધા ઉપદેશકોને ૧૭૪૪માં લંડનમાં બોલાવ્યા, અને તેમાંથી "વાર્ષિક પરિષદ"ની ઉત્પત્તિ થઇ. બે વર્ષ પછી તેણે પ્રાંતના "ભાગ" પાડયા, અને તેને માટે ફરતા ઉપદેશકોની વ્યવસ્થા કરી. થોડા વખત પછી દરેક ભાગ ઉપર એક "અધ્યક્ષ" નીમવામાં આવ્યો. સાથે સાથે વેસ્લીએ પોતાના ઉપદેશકો સારૂં વાંચન કરતા રહે એ માટે પુસ્તકો વગેરે પ્રસિદ્ધ કરી બંદોબસ્ત કર્યો. આ ઉપદેશકોને ઈંગ્લીશ મંડળી તરફથી પાળકની દિક્ષા આપવામાં આવે એ માટે તેણે પ્રયત્ન કર્યો, પણ તે વ્યર્થ ગયો. એમ છતાં તેણે તેમને હજુ સુધી બાપ્તિસ્મા કે પ્રભુભોજન આપવાની પરવાનગી આપી ન હતી. પણ ધીમે ધીમે તેણે અંગ્રેજી મંડળીથી છુટા પડવાની તૈયારી કરવા માંડી હતી, કારણકે તેમ કર્યા સિવાય છુટકો ન હતો.

આ અરસામાં તેને પોતાના અમુક સિદ્ધાંતને લીધે પુષ્કળ વાદવિવાદમાં ઉતરવું પડયું હતું. વેસ્લી માનતો હતો કે ખ્રીસ્તી માણસ આ જીવનમાં પૂર્ણ પવિત્રતા પામી શકે છે. આ સિદ્ધાંત લોકોને સ્વાભાવિક રીતે નવાઇ ભરેલો લાગ્યો, અને તે સંબંધી વાદવિવાદ ઉત્પન્ન થયો. તેનો બીજો સિદ્ધાંત આર્મીનિઅન માન્યતાનો હતો. કાલ્વીનના મત પ્રમાણે દરેક મનુષ્ય પાપ કે પુણ્યનો માર્ગ લેશે તે ઇશ્વરે પોતાના પૂર્વજ્ઞાન પ્રમાણે અગાઉથી નિર્માણ કર્યું છે એ તે માની શકતો ન હતો, તેથી એ માન્યતાનો તેણે સખત વિરોધ કર્યો. પણ વીટફીલ્ડ પોતે આ મત ધરાવતો હતો, તેથી આ બન્ને મિત્રો વચ્ચે ૧૭૪૦-૪૧ માં થોડું વૈમનસ્ય ઉત્પન્ન થયું. એમ છતાં પાછળથી તેમનો સંબંધ ફરી જોડાયો, અને તેમણે કાર્ય પણ સાથે કર્યું. વીટફીલ્ડને તેના આ મતમાં સેલીના કોન્ટેસ ઑાવ હંટીંગડન, નામની એક અમીર કુટુંબની સ્ત્રીએ પુષ્કળ સહાનુભૂતિ આપી. આ બાઇ પોતે ધનવાન હતી, તેથી તેણે વેસ્લીની માફકજ "મંડળો" સ્થાપવા માંડ્યાં, પણ તેનાં મંડળોની વિશેષતા એ હતી કે તે કેટલાક સિદ્ધાંતમાં કાલ્વીનના મતાનુયાયી હતાં. આગળ જતાં આ મંડળી જે "લેડી હંટીંગડનનાં મંડળો" કહેવાતાં હતાં, તેમને ઈંગ્લીશ મંડળીથી છુટાં થવું પડયું અને તેમાંનાં ઘણાખરાં પ્રેસ્બિટેરીઅન મંડળીમાં જોડાયાં.

મતભેદને લીધે વાદવિવાદ.

વેસ્લીની હયાતીમાંજ મેથડીસ્ટ મંડળીનો પ્રચાર ઘણો થયો હતો. તેને તેના ભાઇ ચાર્લ્સ અને ફ્લેચર નામના માણસ તરફથી ઘણી મદદ મળી હતી. તેઓ સિવાય પણ તેને ઘણા સહકારી હતા, પણ કોઇ એવું ન હતું કે જેના પર તે પૂર્ણ

ભરોસો રાખી શકે. વીટફીલ્ડનો સંબંધ માત્ર સાથે ઉપદેશ
ન વેસ્લીના સહકારી.
કરવા પુરતોજ હતો, અને ૧૭૭૦ માં વીટફીલ્ડનું મૃત્યુ થતાં તે બંધ પડયો હતો. ચાર્લ્સે તેને ઘણી મદદ આપી હતી, તેનું શરીર તેના ભાઇ જેવું મજબૂત ન હતું, તેથી ઇ. સ. ૧૭૫૬ તેને ફરવાનું કામ બંધ રાખવું પડયું હતું. તેણે ઇ. સ. ૧૭૭૧થી :૮માં તેનું મૃત્યુ થયું ત્યાં સુધી લંડનમાં ઉપદેશ આપ્યો. તે જોન કરતાં ૧ પ્રમાણમાં આંગ્લીકન હતો અને ઇંગ્લીશ મંડળીથી છુટો પડવા ઇચ્છતો ન : તેની મોટી સેવા તેણે લખેલાં ભજનોના રૂપમાં હતી. આ ભજનો માત્ર મેથોડીસ્ટ લોકોજ વાપરે છે એમ નથી, પણ અખિલ અંગ્રેજી

ીઅમ ફલેચર, ૭૨૯-૧૭૮૫).

ભાષા બોલનારી આલમ આજ સુધી વાપરે છે. વિલિઅમ ફ્લેચર એક સાધુ પુરૂષ હતો. તે સ્વીટઝર્લાંડનો હતો, ઇ. સ. ૧૭૬૦માં ઇંગ્લાન્ડમાં આવી વસ્યો હતો. તે અંગ્રેજી મંડળીનો ક થયો હતો અને માડેલે નામના સ્થળમાં તેણે એ મંડળીને અંગે કાર્ય કર્યું તેનું જીવન અતિ ઉચ્ચ અને સુંદર હતું એમ રોબર્ટ સૌથે નામના એક યાત લેખકે, જોન વેસ્લીએ અને બીજા કેટલાકે સાક્ષી પુરી છે. રોબર્ટ સૌથે વિષે કહે છે કે, "કોઇ પણ સમયમાં કે દેશમાં તેના કરતાં અધિક ભક્તિમાન ામી પુરૂષ ભાગ્યેજ થયો હશે, તેમ કોઇ પણ મંડળીમાં તેના જેવો ઉત્તમ :તસમ સેવક પણ નહિ હોય." વેસ્લીએ તેને વિષે કહ્યું હતું કે, "હું તેની ! લગભગ ત્રીસ વર્ષ સુધી રહ્યો છું, અને મેં તેની સાથે સેંકડો માઇલની ાફરીમાં રાતદિવસ વાતચીત કરી છે, પરંતુ તેને એક પણ અયોગ્ય શબ્દ ાતાં કદી પણ સાંભળ્યો કે અયોગ્ય કાર્ય કરતાં મેં જોયો નથી." વળી :ના જેવું બધી રીતે શુદ્ધ અને પૂર્ણ ચારિત્ર્ય મેં યુરોપ કે અમેરિકામાં જોયું ી ; અને હું સ્વર્ગ સિવાય એ જોઉં એવી મને આશા પણ નથી." ફ્લેચરના ા શબ્દો "ઇશ્વર પ્રેમ છે" એ હતો, અને એજ તેના જીવનનું રહસ્ય હતું. :સ્ટાંટ મંડળીના સાધુઓ અર્થાત સંતોમાંનો તે એક છે.

મેથડીસ્ટ મંડળીનો પ્રચાર અમેરિકામાં એમ્બરી નામના એક માણસે ન્યુ ;માં ઇ. સ. ૧૭૬૬માં અને રોબર્ટ સ્ટ્રોબ્રીજે મેરીલેંડમાં એજ અરસામાં કર્યો હતો.

ોરિકામાં મેથ-ઝમનો પ્રચાર.

આ કાર્યની વૃદ્ધિ તરતજ થતાં વેસ્લીએ ૧૭૭૧માં આશબરી નામના એક માણસને ત્યાં મોકલ્યો. તે ઉપદેશકોમાંનો કોઇ દીક્ષિત ન હતો. ઇ. સ. ૧૭૭૩માં ફીલાડેલફિઆમાં પહેલી મેરિકન "પરિષદ" ભરાઇ, અને ત્યાર પછી તરતજ ઇંગ્લાંડ અને અમેરિકા વચ્ચે ; શરૂ થયું હતું છતાં મેથડીસ્ટ પંથની વૃદ્ધિ થતીજ રહી. ઇ. સ. ૧૭૮૩માં મેરિકા ઇંગ્લાંડથી સ્વતંત્ર થયું, અને તેની સાથે ત્યાંના મેથોડિસ્ટ લોકો પણ ગ્રેજી મંડળીથી સ્વતંત્ર થયા. અમેરિકામાં અંગ્રેજી મંડળીનાં દેવળો થોડાંજ હતાં,

અને વેસ્લીએ પોતાના ઉપદેશકોને દીક્ષા અપાવવા પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયો, તેથી તેણે તેમને બાપ્તિસ્મા અને પ્રભુભોજનના સંસ્કારો પળાવવાની રજા આપી. આ બધું જોતાં વેસ્લીને પણ ધીમે ધીમે ખાતરી થઇ હતી કે અધ્યક્ષ અને વડીલ એ બન્ને એક ને એક છે, તે ઉપરથી તેણે અને કોક નામનો એક અંગ્રેજી મંડળીનો પાળક જે તેનો શિષ્ય હતો તેણે અમેરિકા માટે બે જણને દીક્ષા આપી, અને બીજેજ દિવસે કોકને તેણે એજ કાર્યને સારૂ "અધ્યક્ષ" તરીકે બીજા પાળકોની મદદથી વિધિસર દીક્ષા આપી. પોતાના આ કાર્યથી મેથડીસ્ટ મંડળી અંગ્રેજી મંડળી (ચર્ચ ઑાવ ઈંગ્લાંડ)થી છુટી પડતી હતી એ વેસ્લી આ વખતે જોઇ શક્યો નહિ, પણ તેનો ભાઇ ચાર્લ્સ તે જોઇ શક્યો હતો, તેથી તેને એ પગલું અણગમતું હતું. પણ બીજી રીતે જોતાં વેસ્લીને એવું કંઇક કર્યા વગર છુટકોજ ન હતો. ઇ. સ. ૧૭૮૪માં વેસ્લીના દીક્ષિત ઉપદેશકોએ બાલ્ટીમોરમાં એક "પરિષદ" ભરી અને તેમાં આશબરીને "અધ્યક્ષ" નીમવામાં આવ્યો, અને અમેરિકન મેથોડિસ્ટ લોકોને "મેથોડિસ્ટ એપીસ્કોપલ ચર્ચ"નું નામ આપવાનો ઠરાવ કરવામાં આવ્યો. આ પ્રમાણે શરૂઆત થયા પછી વેસ્લીએ સ્કોટલાંડ, ન્યુફાઉન્ડલાંડ અને આખરે ખુદ ઇંગ્લાંડ માટે પણ ઉપદેશકોને સ્વતંત્રપણે દીક્ષા આપી, અને મેથડીસ્ટની એક જુદી મંડળી અથવા પંથ તરીકે સ્થાપના થઇ.

અંગ્રેજી મંડળીથી છુટા પડવું.

ઇ. સ. ૧૭૮૫માં એક બીજી અગત્યની બીના બની. અત્યાર સુધી વેસ્લીના હાથમાંજ બધો અધિકાર હતો, પણ હવે તેણે "પરિષદ્ (Conference) ના" હાથમાં ઉપદેશકોની નિમણુક કરવાનો અને એવો એવો બીજો અધિકાર આપ્યો. આ પ્રમાણે આ મંડળીમાં બહુમતિથી કામ થવા લાગ્યું. વેસ્લીએ પોતે પોતાની જીંદગીની આખર સુધી કાર્ય કર્યું અને તેનું ઘણુંખરૂં સુપરિણામ તો તેણે પોતાની જીંદગીમાંજ જોયું. ઇ. સ. ૧૭૯૦માં ભરાએલી પરિષદ્‌માં યુનાઇટેડ રાજ્ય અર્થાત ઇંગ્લાંડ, સ્કોટલાંડ અને આયર્લાંડમાં ૧૧૫ "સિર્કટ" હતા, અને મેથડીસ્ટ મંડળીને અંગે ૨૯૪ ફરતા ઉપદેશકો અને ૭૧,૫૬૮ સભ્યો હતા; આખી દુનિયામાં આવેલા તેમના "સિર્કટોની" સંખ્યા ૨૪૦ની, ઉપદેશકોની ૫૪૧ની અને સભ્યોની ૧,૩૪,૫૪૯ની હતી. તેનાજ વખતમાં ઇંગ્લાંડના મધ્યમ અને નીચલા વર્ગના માણસોમાં ભક્તિભાવનો પ્રચાર સારી પેઠે થયો હતો અને અમેરિકામાં પણ એજ સ્થિતિ જોવામાં આવી હતી. વેસ્લી કહેતો કે, "મારૂં ઉપદેશક્ષેત્ર આખી પૃથ્વી છે" અને એ વાત તો તેના જીવનમાંજ સત્ય ઠરી હતી. તે ૧૭૯૧માં મૃત્યુ પામ્યો, પણ તેનું કાર્ય દિનપ્રતિદિન વૃદ્ધિ પામતું રહ્યું છે.

આ ઉપરાંત વેસ્લીના કાર્યની આડકતરી અસર અંગ્રેજી મંડળી તથા ઇંગ્લાંડની બીજી મંડળીઓ ઉપર ઘણી થઇ હતી. આ બધી મંડળીઓ જે ઇશ્વરવાદ (unitarianism)ને લીધે શુષ્ક થઇ ગઇ હતી, તેમાં આ ભક્તિભાવના પ્રચારને

લીધે નવો પ્રાણ આવ્યો અને તે જીવવંત થઇ, પણ તેમનું પરિવર્તન એકદમ થયું ન હતું. પ્રથમ તો તેઓ આ નવી હિલચાલ પ્રત્યે શંકાની નજરથી જોવા લાગ્યા, અને તેને અંગે ઉત્પન્ન થએલો ભક્તિભાવ તેમને ઘેલછા જેવો લાગ્યો, પણ જેમ જેમ તેનાં સુફળ દેખાતાં ગયાં તેમ તેમ ખાસ કરીને જુદી જુદી મંડળીના યુવકવર્ગ ઉપર સારી અસર થઇ ગઇ. આ અસર સર્વથી વધારે પ્રમાણમાં પ્રીસ્તસમાજીઓ (congregationalists) ઉપર થઇ. તેઓમાં મેથડીસ્ટ લોકોમાંના કેટલાક જેમને મેથડીસ્ટની વ્યવસ્થા ભારે પડતી લાગી તેઓ ભળ્યા, તેથી તેમની સંખ્યા સારી રીતે વધી. બાપ્ટિસ્ટ લોકોને પણ કેટલોક લાભ થયો. જોકે તેમને તેમના કાલ્વીન મતના સિદ્ધાંતોને લીધે વેસ્લીના આર્મીનિઅન સિદ્ધાંત બહુ રુચ્યા નહિ. માત્ર ઇંગ્લાંડમાંની પ્રેસ્બિટેરિઅન મંડળી ઉપર વિશેષ અસર થઇ નહિ. એનું કારણ એ હતું કે તે વખતે તેમાં આરીઅસના અને સોશીનિઅન મતનો પ્રચાર વિશેષ પ્રમાણમાં હતો. આ વખતે તેમની સંખ્યા પણ ઓછી થતી જતી હતી.

વેસ્લીના કાર્યની ઇંગ્લાંડની મંડળીઓ ઉપર અસર.

આંગ્લીકન મંડળી ઉપર વેસ્લીની અસર બહુ ઉંડી થઇ હતી, એનું મુખ્ય કારણ એ હતું કે પ્રથમ આ કાર્ય એ મંડળીને અંગેજ કરવામાં આવ્યું હતું. બન્ને વેસ્લી ભાઇઓ અને વીટફીલ્ડ એ મંડળીના પાળકો હતા અને છેવટ સુધી કાયમ રહ્યા હતા. વીટફીલ્ડ આંગ્લીકન મંડળીમાં ઘણા લોકોનો આત્મિક પિતારૂપ હતો, અને વેસ્લીએ છુટા પડી જે કાર્ય કર્યું તે તેણે અંદર રહી કર્યું. તેણે ઘણા લોકોનાં દિલ ફેરવી નાખ્યાં અને એક પ્રબળ પક્ષ ઉભો કર્યો જે "ઇવાન્જેલીકલ" અથવા "લો ચર્ચ" તરીકે ઓળખાયો. આ પક્ષમાં કેટલાક સારા લેખકો, કવિ વગેરે થયા. તેઓમાં થોમસ સ્કોટ, કાઉપર, મીલ્નર વગેરે પ્રસિદ્ધ છે. ગુલામીની સંસ્થાનો પ્રબળ વિરોધ કરનાર અને તેને દૂર કરનાર વિલિઅમ વીલ્બરફોર્સ પણ આ પક્ષનો હતો. આ અધમ સંસ્થા વિરૂદ્ધ વેસ્લીએ ઘણું કહ્યું હતું અને ક્વેકર લોકોએ તેને દૂર કરવાને પ્રયત્ન શરૂ કર્યો હતો, પણ વીલ્બરફોર્સે તેની સામે ઇ. સ. ૧૭૮૭માં એક ક્રુસેડજ શરૂ કરી. તેના પરિણામે ઈ. સ. ૧૮૦૭માં ગુલામીનો ધંધો બંધ પડયો અને ૧૮૩૩માં બ્રિટિશ રાજ્યમાંથી એ સંસ્થાને નાબુદ કરવામાં આવી.

અંગ્રેજી મંડળી પર વેસ્લીની અસર.

વીલ્બરફોર્સ.

ગુલામી નાબુદ થઈ.

આ સદીમાં થએલા ભક્તિભાવના પ્રચારનું પરિણામ સર્વત્ર પ્રસરેલી પરોપકારવૃત્તિમાં જોવામાં આવતું હતું. તેને લીધે ગુલામીની સંસ્થા દૂર થવા ઉપરાંત કેદખાનાં બાબત ઘણો મોટો સુધારો થયો. આ કાર્ય કરનાર જોન હોવર્ડ નામે એક માણસ હતો, તે પોતે જાગીરદાર હતો અને પ્રીસ્તસમાજી તથા બાપ્ટિસ્ટ દેવળોમાં ભજનસેવા માટે જતો હતો. પ્રથમ તેની વૃત્તિ શાળાઓ અને ગરીબ

પરોપકારી જોન હાવર્ડ (૧૭૨૬-૧૭૯૦).

વર્ગ માટે નમુનેદાર મકાનો બંધાવવા તરફ વળી હતી, પણ ૧૭૭૩માં તે બેડફર્ડનો શેરીફ નીમાવાથી કેદીઓની બધી રીતે થએલી છેક અધમ સ્થિતિ તેના જાણવામાં આવી, અને તે તેનાથી સહન થયું નહિ તેથી તેણે તેમાં સુધારો કરવાની શરૂઆત કરી. એ વખતે દારોગાઓને પગાર આપવામાં આવતો નહોતો, તેથી તેઓ કેદીઓ પાસેથી બને તેટલું નાણું કઢાવતા, અને જે ન આપી શકે તેમને માટે ત્યાંથી બહાર નીકળવું અશક્ય હતું. કેદખાનાંમાં તેમને ગંદવાડ, અંધકાર, નીચતા અને પાપમાંજ પોતાનો વખત ગાળવો પડતો હતો. આ જોઇને હાવર્ડે ઇંગ્લાંડનાં બધાં કેદખાનાં જાતે જઇ તપાસ્યાં અને ૧૭૭૪ માં પોતે જોએલી ભયંકર સ્થિતિ પાર્લમેંટ આગળ રજુ કરી. ત્યાર પછી તેણે સ્કોટલાંડ, આયર્લાંડ અને યુરોપના જુદા જુદા દેશ માટે એ પ્રમાણે કર્યું. જો કે તે જેટલું કરવા ઇચ્છતો હતો તેટલું કરી શક્યો નહોતો તોપણ તે ઘણો સુધારો કરી શક્યો હતો, તેથી તે "કેદખાનાના સુધારાનો ઉત્પાદક" કહેવાયો. ત્યાર પછી એક જાતની મરકી ફાટી નીકળી તેથી તેનો ઉપાય શોધવા માટે તેણે એજ પ્રકારના પ્રયત્ન કરવા માંડયા, તેથી તેને દક્ષિણ રૂશિઆમાં પોતાનો પ્રાણ આપવો પડયો.

એજ પ્રમાણે ભક્તિભાવના પ્રચારના પરિણામે જ્ઞાનનો પ્રચાર પણ પુષ્કળ થવા લાગ્યો. ઇ. સ. ૧૬૯૯ માં એસ. પી. સી. કે. અર્થાત "ખ્રીસ્તી જ્ઞાન-પ્રસારક મંડળ" સ્થાપવામાં આવ્યું હતું એ કહી ગયા છીએ. આ મંડળીને વેસ્લીના કાર્યથી ઘણો ટેકો મળ્યો અને પ્રથમ વેસ્લીએ પુસ્તકો વગેરેના પ્રચાર માટે તેનોજ ઉપયોગ કર્યો. ઇ. સ. ૧૭૯૯ માં "ધર્મપુસ્તકપ્રસારક મંડળ" (Religious Tract Society) સ્થપાયું અને તેમાં અંગ્રેજી મંડળી તથા બીજી બધી પ્રોટેસ્ટાંટ મંડળીઓ સાથે મળી કામ કરવા લાગી. ઇ. સ. ૧૮૦૪ માં અંગ્રેજી મંડળીના વીટફીલ્ડના પક્ષવાળાના સભ્યોના પ્રયત્નોથી બ્રિટિશ અને ફોરેન બાઇબલ સોસાયટી સ્થાપવામાં આવી.

પુસ્તકોનો પ્રચાર.

બાળકોને ધર્મશિક્ષણ આપવાની વ્યવસ્થા એ કાંઇ નવીન વાત નહોતી. એમ છતાં આ દિશામાં સુધારકોએ કાંઇક અંશે વધારે ધ્યાન આપ્યું. જોકે ગરીબવર્ગનાં અને શાળાઓમાં અભ્યાસ કરતાં ન હોય એવાં બાળકોને ધર્મશિક્ષણ આપવાનો મોટા પાયા ઉપર કરવામાં આવેલો પ્રયત્ન પ્રથમ રોબર્ટ રેઇક્સ નામના એક માણસે ઇ. સ. ૧૭૮૦ માં કર્યો હતો. આવાં બાળકો માટે તેણે થોડું વાંચન, લેખન અને ગણિત શિખવવા પગારદાર શિક્ષકો રાખ્યા, અને તેની સાથે તેમને થોડું ધર્મશિક્ષણ પણ આપવામાં આવતું. આ કાર્ય માટે માત્ર રવિવારજ અલગ કરેલો હતો, તેથી એ દિવસેજ શાળા ભરાતી. આ કામ ધીમે ધીમે વધ્યું અને ઠેકાણે ઠેકાણે સાબ્બાથ-શાળાઓ સ્થપાઇ. આવી શાળાઓનો પ્રચાર કરનારૂં એક મંડળ ઇંગ્લાંડમાં ઇ. સ. ૧૭૮૫ માં અને એક અમેરિકામાં ૧૭૯૧ માં ખોલવામાં આવ્યું. પ્રથમ આ કાર્યથી

સાબ્બાથશા-ળાઓ.

સાબ્બાથવારની વિશ્રાંતિનો ભંગ થાય છે એમ માની તે પ્રત્યે પાળકો કટાક્ષ કરવા લાગ્યા, પણ નવી નવી શાળાઓ ખુલવાજ લાગી, અને તેમનો વિરોધ ધીમે ધીમે બંધ થયો. વળી આવી શાળાઓમાં અપાતું વ્યાવહારિક શિક્ષણ દિનપ્રતિદિન ઓછું થતું ગયું, અને પગારદાર શિક્ષકોને બદલે સ્વયંસેવક શિક્ષકો કામ કરતા થયા. આવી શાળાઓ આજે લગભગ પ્રત્યેક ખ્રીસ્તી મંડળીને અંગે છે.

આ પ્રમાણે ભક્તિભાવની આ મોટી હિલચાલે જીવનની બધી દિશાઓમાં પોતાનો પ્રભાવ પાડયો હતો, અને અગાઉના શુષ્ક જીવનમાં નવો પ્રાણ રેડયો હતો.

# પ્રકરણ ૬ઠું.

## ઓગણીસમી સદીમાં ઇંગ્લાંડની ધાર્મિક સ્થિતિ.

ઓગણીસમી સદીની શરૂઆતમાં મેથોડીસ્ટ લોકોએ કરેલી જાગૃતિ ચાલુજ હતી, અને તેના પરિણામે ઘણાં માણસો આંગ્લિકન મંડળીથી છુટાં પડયાં હતાં.

આંગ્લિકન મંડળીમાં પડેલો પક્ષ.

વળી મંડળીમાં પણ એનાજ પરિણામે એક પક્ષ ઉભો થયો હતો, જેને "સુવાર્તિક" (Evangelical) પક્ષ કહે છે. તેણે પરોપકારનાં અને મિશનકાર્યો શરૂ કર્યાં હતાં. પણ આ પક્ષ નાનો હતો અને આખી આંગ્લિકન મંડળી હજુ મંદ સ્થિતિમાં હતી. અરાઢમી સદીનું શુષ્ક વાતાવરણ દૂર થયું ન હતું, અને ધર્મ એ જીવનની વસ્તુ નહિ પણ જાણેકે બુદ્ધિનો વિષય થઇ પડયો હતો. એમ છતાં આ વખતે લોકોની બુદ્ધિ જાગૃત થઇ એમાં કશો શક નથી. આ વખતે ઉચ્ચ પ્રકારની કવિતાઓ અને નવલકથાઓ રચવામાં આવી હતી, અને આ નવા ભાવનો નેતા સુપ્રસિદ્ધ કવિ તથા નવલકથાકાર વોલ્ટર સ્કોટ છે. વળી પરોપકારવૃત્તિ પણ ઘણી કેળવાઇ હતી, અને તે જુદી જુદી દિશામાં પ્રકટ થતી હતી. આ બધાની અસર ધાર્મિક ચિંતન ઉપર થયા વગર રહે તેમ ન હતું.

આ નવી ધાર્મિક જાગૃતિ પ્રથમ કોલરીજ નામના એક કવિ, લેખક અને ફીલસુફમાં જોવામાં આવી. તે પોતાની યુવાવસ્થાના સમયમાં જર્મનીમાં દોઢ બે વર્ષ રહ્યો હતો, અને ત્યાં તે જર્મનીના મહાન કવિઓ અને લેખકો તેમજ ફીલસુફોના વિચારથી ઘણી સારી રીતે વાકેફ થયો હતો. આ બધું તે વખતે અંગ્રેજી વિદ્વાનોને નવુંજ લાગ્યું હતું, અને તેને પ્રથમ ઇંગ્લાંડમાં દાખલ કરવાનું માન કોલરીજને ઘટે છે. કોલરીજ કંઇક અંશે પ્રમાદી હતો, તેથી તે બહુ લખી શક્યો નહિ, તથા તેણે પોતાના વિચારને દર્શનના સ્વરૂપમાં રજુ કર્યા નહિ. તેણે બુદ્ધિના વ્યાવહારિક (Understanding) અને પારમાર્થિક (Reason) એવા બે ભેદ પાડયા, અને પારમાર્થિક બુદ્ધિ તથા ધર્મને લગતાં સત્ય જાણી શકાય છે એવો મત પ્રકાશિત કર્યો. પારમાર્થિક બુદ્ધિની સાથે સત્યાસત્ય વિવેકબુદ્ધિ

કોલરીજ, ૧૭૭૨-૧૮૩૪.

(Conscience) રહેલી છે, તેની મારફતે આપણને ઇશ્વરની અનુલ્લંઘનિય આજ્ઞા પ્રાપ્ત થાય છે, અને તેની સાથે સાથે ઇશ્વરના અસ્તિત્વનું, નૈતિક નિયમનું અને ભવિષ્યજીવનનું ભાન થાય છે. આ પ્રમાણે ધર્મની ખાતરી આપણને બુદ્ધિથી નહિ પણ અંતરમાં રહેલી ધાર્મિક લાગણીથી થાય છે. તેની વિચારસૃષ્ટિ એવી વિસ્તૃત હતી કે ઇંગ્લાંડની મંડળીના બે પક્ષ એટલે વિસ્તૃત પક્ષ (Broad Church) અને ઉચ્ચ પક્ષ

( High Church ) તેને અગ્રેસર તરીકે માને છે. કોલરીજ મહાકવિ વર્ડ્સ્વર્થનો મિત્ર હતો અને તેનાં કાવ્યો તથા લેખો સુંદર અને મનનીય છે.

ધાર્મિક ચિંતન સંબંધી કોલરીજે કરેલું કાર્ય થોમાસ આર્નોલ્ડે ચાલુ રાખ્યું હતું. તે ૧૮૨૮માં રૂગ્બીની પ્રખ્યાત શાળાનો વડો શિક્ષક થયો, અને તેણે પોતાના ઉચ્ચ ચારિત્ર્યથી પોતાના શિષ્યો ઉપર અદ્ભુત અસર કરી. તેના માનવા પ્રમાણે બાઇબલ એ બીજા સાહિત્ય જેવું છે, તેથી જે સમયમાં તે લખાયું હોય તે ધ્યાનમાં લઇને તે વંચાવું જોઇએ છે; આમ કરવાથી આપણને તેમાંથી નવોજ પ્રકાશ પ્રાપ્ત થાય છે.

થોમસ આર્નોલ્ડ, ૧૭૯૫-૧૮૪૨.

મીલ્માને બાઇબલની થોડીઘણી સમાલોચના કરી હતી. તેણે ૧૮૨૯માં "યહુદીઓનો ઇતિહાસ" નામનું પુસ્તક લખ્યું, અને તેમાં જુના કરારની સમાલોચનાનાં નવાં ધોરણ લાગુ કર્યાં. ૧૮૫૫માં તેણે "લાટિન ક્રિશ્ચિઆનીટિનો ઇતિહાસ" નામનું પુસ્તક લખ્યું, તે તેનું સર્વથી મૂલ્યવાન પુસ્તક છે.

મીલ્માન, ૧૭૯૧-૧૮૬૮.

મોરીસ નામે એક લેખક થયો, તેણે પોતાના ઉદાર અને ભક્તિભાવવાળા વિચારથી પોતાના સમયના લોકો ઉપર સારી અસર કરી હતી. તેનો બાપ યુનીટેરિઅન પાળક હતો, પણ મોરીસે તો અંગ્રેજી મંડળીમાં દાખલ થઇને પાળકની દિક્ષા લીધી હતી. તે સોશ્યાલીસ્ટ મતનો હતો, અને ખ્રીસ્તી સોશ્યાલીસ્ટ પક્ષનો ઉત્પાદક હતો. તેણે કારીગર વગેરે લોકો માટે ૧૮૫૪માં એક પાઠશાળા સ્થાપી હતી, અને પોતે ૧૮૬૬માં કેમ્બ્રીજમાં અધ્યાપક થયો હતો. તેનો મત એ હતો કે સર્વ માણસ ઇશ્વરનાં સંતાન છે, પણ તેઓ એ વાત જાણતાં નહિ હોવાથી તે સંબંધ અનુભવી શકતાં નથી. આ જ્ઞાન ઇસુ ખ્રીસ્ત આપે છે, માટે તે મનુષ્યજાતિનો શિરોમણી છે. આજે નહિ તો કાલ, કાલે નહિ તો કોઇ દિવસ, પણ સર્વને મુક્તિ તો મળવાનીજ છે. એવાજ મતનો કંઇક રોબર્ટસન નામે પાળક હતો. તેનાં વ્યાખ્યાનો સુંદર ગણાય છે, અને ઇંગ્લાંડ તથા અમેરિકામાં તે બહુ વંચાય છે. તેના મત પ્રમાણે ખ્રીસ્તનું મનુષ્યત્વજ તેના દેવત્વની સાક્ષી આપે છે.

ફ્રેડ્રિક મોરીસ, ૧૮૦૫-૧૮૭૨.

રોબર્ટસન, ૧૮૧૬-૧૮૫૩.

આ સિવાય મહાકવિ ટેનીસન, નવલકથાકાર ચાર્લ્સ કીંગ્સ્લી, ઇતિહાસકાર સ્ટાન્લી અને ઇસુ ખ્રીસ્તનું સુપ્રસિદ્ધ જીવનચરિત્ર લખનાર ડીન ફારર, એ બધાએ વિસ્તૃત પક્ષ મંડળી ( Broad Church )ની માન્યતાઓ ફેલાવવામાં સારો ભાગ લીધો હતો. ખરૂં કહીએ તો આ 'બ્રોડ ચર્ચ' એ પક્ષજ ન હતો, પણ એક હિલચાલ હતી; પણ તે પ્રબળ હતી, અને તેની અસર દૂર સુધી પહોંચી હતી.

ટેનીસન, કીંગ્સ્લી, સ્ટેન્લી ફેરર.

બિશપ કોલેન્ઝો જેણે મુસાનાં પાંચ પુસ્તક લઇને તે એક

કોલેન્ઝો.

વ્યક્તિએ લખ્યાં નથી એવું સિદ્ધ કર્યું હતું અને તે માટે તેના ઉપર અદાલતમાં કામ ચાલ્યું હતું, તેથી નવા વિચારનો કેટલોક પ્રચાર થયો હતો.

આ સદીમાં આંગ્લિકન મંડળીના "સુવાર્તિક" અર્થાત "લો ચર્ચ"માં કોઈ પ્રખ્યાત ઉપદેશક ઉભો થયો નહોતો, અને જોકે એ પક્ષ તરફથી ઘણું પરોપકારનું અને સુવાર્તાપ્રચારનું કાર્ય થયું છે, તોપણ એ બધું મુખ્યત્વે કરીને સામાન્ય સભ્યોના સહકારથી થયું છે. તેમના તરફથી ચર્ચ મિશનરી સોસાઇટી (C. M. S.) નામની મોટી મિશનરી મંડળી ચલાવવામાં આવે છે, અને આ મંડળી હિન્દુસ્તાનમાં પણ મોટા પાયા ઉપર કાર્ય કરે છે.

લો ચર્ચ.

આંગ્લિકન મંડળીમાં આધુનિક સમયમાં સર્વથી વધારે આત્મિક તેમજ સર્વથી મોટા પ્રમાણમાં કાર્ય થયું હોય તો તે "હાઇ ચર્ચ" તરફથી થયું છે. આ સદીના ત્રીજા દસકામાં ઈંગ્લાંડમાં કેટલાક એવા સામાજીક અને રાજકીય ફેરફાર થયા કે તેથી આંગ્લિકન મંડળીનો કેટલોક અધિકાર ઓછો થયો. ૧૮૩૨ માં સુધારાનો મોટો કાયદો પસાર થયો, અને મધ્યમ વર્ગના લોકોના હાથમાં ઘણી સત્તા આવી. વળી રૂમી મંડળીના અને બીજી પ્રોટેસ્ટંટ મંડળીઓના સભ્યોને જે કેટલાક હકો અત્યાર સુધી મળ્યા નહોતા, તે હવે મળ્યા. આ સ્થિતિમાં આંગ્લિકન મંડળીમાં એવો એક પક્ષ ઉભો થયો કે જેને લાગ્યું કે આ ફેરફારમાં ધર્મ અને રાજ્ય ઉપર મોટું જોખમ આવી પડેલું છે, અને તેમણે એ જોખમને અટકાવવાને ભગિરથ પ્રયત્નો શરૂ કર્યા. આ મોટા પ્રયત્નોનું પરિણામ આજે એંગ્લો-કાથોલીક નામે ઓળખાતો પક્ષ જે આંગ્લિકન મંડળીમાં સર્વથી વધારે પ્રબળ છે તે છે. કેટલીક રીતે આ પ્રયત્નો ફ્રેંચ રાજ્યક્રાંતિ પછી યૂરોપમાં રોમન કાથોલીક મંડળ બળવાન કરવાનો જે પ્રયત્ન થયો હતો તેના જેવા છે. માત્ર એ બે વચ્ચે ભેદ એ છે કે યૂરોપમાં થએલો ફેરફાર મોટા પાયા ઉપર કરવામાં આવ્યો હતો, અને અહીંનો ફેરફાર પ્રમાણમાં નાનો હતો.

એંગ્લો-કાથોલીક પક્ષની ઉત્પત્તિ.

જ્યારે ઉપરોક્ત રાજકીય ફેરફાર થતા હતા ત્યારે ઓક્સફર્ડની ઓરીએલ કોલેજમાં કેટલાક નાની વયના પાળકો હતા, તેમણે એક નાની હિલચાલ શરૂ કરી અને તે "ઓક્સફર્ડની હિલચાલ" તરીકે ઓળખાઇ. શરૂઆતમાં આ મંડળનો નેતા રીચર્ડ ફ્રોડ હતો, પણ તે માત્ર તેત્રીશ વર્ષની વયે ગુજરી ગયો તેથી તેનું નેતૃત્વ બીજાના હાથમાં આવ્યું. આ મંડળના સભ્યો જે હિલચાલ જર્મનીમાં શરૂ થઇ હતી અને જેની અસર ઈંગ્લાંડમાં અમુક અંશે વોલ્ટર સ્કોટ અને કોલરીજ જેવા લેખકો ઉપર જોવામાં આવી હતી તેમના સહવાસમાં સારી રીતે આવ્યા હતા, અને તેમણે પ્રાચીન અને મધ્યમકાળની મંડળીમાં ખ્રીસ્તી ધર્મની આદર્શ સ્થિતિ

રીચર્ડ ફ્રોડ, ૧૮૦૩-૧૮૩૬.

જોઇ હતી. વળી યૂરોપમાં ચોતરફ જે રાજ્યક્રાંતિ અને સમાજક્રાંતિ થવા લાગી હતી તે પ્રત્યે તેઓ વહેમ અને શંકાની નજરે જોવા લાગ્યા હતા. વિશેષમાં તેઓ આધ્યાત્મિક વૃત્તિવાળા હતા, તેથી તેમનું લક્ષ વ્યાવહારિક નહિ પણ પારમાર્થિક હતું. આ કારણથી તેમણે ઉપવાસ, બ્રહ્મચર્ય, સંતો પ્રત્યે ભક્તિભાવ વગેરે બાબતોને આવશ્યક ગણ્યાં. ફ્રોડની સાથે જોન હેન્રી ન્યુમાન નામે એક સમર્થ પુરૂષ હતો. તેના ઉપર પ્રથમ લો ચર્ચની અસર થઇ હતી, પણ તે પાછળથી આ મંડળમાં ભળ્યો હતો. આ સિવાય ઉપરોક્ત મંડળમાં કેબલ નામે એક કવિ હતો. તેનું કુટુંબ કેટલીક પેઢી થયાં આંગ્લિકન મંડળીથી છુટું થયું હતું, પણ તે પોતે આ મંડળમાં દાખલ થયો હતો. તેણે ઘણી સુંદર ધાર્મિક કવિતાઓ લખીને આખી અંગ્રેજી ભાષા બોલનારી આલમની ભારે સેવા કરી છે. તેણે "ખ્રીસ્તી વર્ષ" નામનું ધાર્મિક કાવ્યોનું પ્રસિદ્ધ પુસ્તક ૧૮૨૭ માં બહાર પાડયું હતું.

મંડળના બીજા નેતાઓ ન્યૂમાન, ૧૮૦૧-૧૮૯૦; કેબલ, ૧૭૯૨-૧૮૬૬.

આ હિલચાલની શરૂઆત ૧૮૩૩ માં કેબલે ઓક્સફર્ડમાં આવેલા "રાષ્ટ્રિય સ્વધર્મત્યાગ" એ નામના એક વ્યાખ્યાનથી થએલી માનવામાં આવે છે. ત્યાર પછી થોડાજ મહિનામાં કેબલે પોતાના મંડળના ઉદ્દેશ જાહેર કર્યા. મુક્તિ પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન પ્રભુભોજનમાં લેવાતાં ઇસુ ખ્રીસ્તનાં રક્તમાંસ છે, અને તે પ્રેરિતપરંપરાગત પાળકોજ આપી શકે છે. આ કારણથી મંડળીની પવિત્રતા જાળવવી આવશ્યક છે, તે મંડળીને તેના આદિકાળની સ્થિતિએ લઇ જવાથી બની શકે છે. એજ વર્ષમાં ન્યૂમાને પોતાના "સમયોચિત પ્રબંધો" પ્રસિદ્ધ કરવા શરૂ કર્યા. તે ઉપરથી આ હિલચાલને "પ્રબંધપ્રચારિણી" કહેવામાં આવી હતી. ૧૮૩૫માં આ મંડળમાં પુઝે નામનો એક ભક્તિમાન વિદ્વાન દાખલ થયો. તેણે ન્યૂમાનને ઘણી મદદ આપી. ન્યૂમાનના રૂમી મંડળીમાં જોડાયા પછી તે આ હિલચાલનો નેતા થયો. ઉપરોક્ત પ્રબંધો નેવું લખાયા, તેમાંના ત્રેવીશ ન્યૂમાને પોતે લખ્યા, અને બીજા કેબલ, પુઝે, ફ્રોડ વગેરેએ લખ્યા.

પુઝે, ૧૮૦૦-૧૮૮૨.

આ પ્રબંધમાળામાં પ્રથમ આંગ્લિકન મંડળીએ રૂમી મંડળી અને પ્રોટેસ્ટંટ મંડળી વચ્ચેનો સર્વોત્તમ સોનેરી મધ્યમ માર્ગ છે એ સિદ્ધ કરવામાં આવ્યું હતું, પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ખ્રીસ્તી મંડળીના આદિકાળનાં ક્રિયાકર્મ, આચારાનુષ્ઠાન વગેરે ઉપર વિશેષ ભાર અપાતો ગયો. તેના પરિણામે આંગ્લિકન મંડળીમાં કેટલીક એવી માન્યતાઓ અને ક્રિયાઓ દાખલ થઇ કે જે રૂમી મંડળીમાં ચાલુજ હતી. બાપ્તિસ્માથી નવો જન્મ પ્રાપ્ત થાય છે, અને પ્રભુભોજનમાં ઇસુ ખ્રીસ્તના શરીરનો ખરેખરો ભોગ ફરી અપાય છે એવું પુઝેએ જાહેર કર્યું, અને પાળકની આગળ પાપ કબુલ કરવાનું, તથા પાપની

ઓક્સફર્ડની હિલચાલ, અર્થાત્ "પ્રબંધપ્રચારિણી સભા" નું કાર્ય.

માફી આપવાનો પાળકનો અધિકાર છે, એવી માન્યતા ફેલાવા લાગી. એક બાજુ આ લેખકોની અસર ઘણી થવા લાગી, પણ સાથે સાથે આંગ્લિકન મંડળીમાં પુષ્કળ ખળભળાટ ઉભો થયો. થોડો થોડો વાદવિવાદ તો ચાલુજ હતો. પણ ૧૮૪૧ માં પ્રસિદ્ધ થએલા નેવુંમા પ્રબંધે દાવાનળ સળગાવ્યો. તે પ્રબંધમાં ન્યૂમાને એવું જાહેર કર્યું કે આંગ્લિકન મંડળીની ઓગણચાળીશ માન્યતાઓનો અર્થ તેના રચનારનો ઉદ્દેશ ધ્યાનમાં લઇને કરવાનો નથી. પણ "કાથોલીક મંડળીનો ઉદ્દેશ" ધ્યાનમાં લઇ કરવાનો છે. હજી સુધી આ "કાથોલીક મંડળી" તેના ધારવા પ્રમાણે રૂમી મંડળી નહોતી, અને એ શબ્દનો વ્યવહાર તેઓ પ્રાચીન સમયની મંડળી માટે કરતા હતા. પણ ઓક્સફર્ડના બિશપે બીજા પ્રબંધો પ્રસિદ્ધ કરવાની મના કરી.

આ વખતે ઈંગ્લાંડમાં ન્યૂમાન અતિ સમર્થ લેખક અને ચિંતક ગણાતો હતો અને તેના ઉચ્ચ ચારિત્ર્ય અને કાર્યની છાપ ઘણા લોકો ઉપર બહુ ઉંડી થઇ હતી.

ન્યૂમાનનું રૂમી મંડળીમાં ભળવું.

આંગ્લિકન મંડળીના સેંકડો પાળકો આ નવી હિલચાલમાં ભળ્યા હતા, અને કદાચિત હજારો સામાન્ય ખ્રીસ્તીઓ તેનો પક્ષ લેતા થયા હતા. આ બધું કાર્ય મોટે ભાગે ન્યૂમાનનુંજ હતું. તેને આંગ્લિકન મંડળી કાથોલીક નથી એવું લાગવા માંડયું હતું, તેથી તે ૧૮૪૫માં રૂમી મંડળીમાં દાખલ થયો. તેની સાથે સેંકડો પાળકો અને સામાન્ય ખ્રીસ્તીઓ એ મંડળીમાં જોડાયાં.

માનીંગ, ૧૮૦૮-૧૮૯૨.

તેઓમાં માનીંગ નામે એક પ્રસિદ્ધ પાળક હતો. તે આગળ જતાં ૧૮૭૫ માં કાર્ડીનાલ થયો. ૧૮૫૦ માં પાપાએ ઈંગ્લાંડમાં પ્રાંતવાર બિશપો નીમ્યા, અને એમ રૂમી મંડળીનું કાર્ય દિનપ્રતિદિન વધતું ગયું. માનીંગે પાપાની સત્તા અભ્રાંત હોવાનો દાવો ખુશીથી સ્વીકાર્યો, પણ ન્યૂમાન તેથી નિરાશ થયો હતો. આવાં કેટલાંક કારણથી ન્યૂમાન ઈંગ્લાંડના કાથોલીકોમાં સર્વથી શ્રેષ્ઠ હોવા છતાં તેની કદર યોગ્ય રીતે થઇ નહિ, અને છેક ૧૮૭૯માં તેને કાર્ડીનાલની પદવી આપવામાં આવી.

ન્યૂમાન અને તેના શિષ્યો રૂમી મંડળીમાં દાખલ થવાથી ઍંગ્લો-કાથોલીક પક્ષને ઘણો ધક્કો લાગ્યો એ ખરૂં, પણ પુઝેના નેતૃત્વ નીચે તે પાછો બળવાન થયો, અને તેનું કાર્ય પહેલાંની માફક અથવા તેથી પણ વધારે જોસથી ચાલુ રહ્યું. આ પક્ષના ધાર્મિક સિદ્ધાંતમાં પાછળથી કંઇ જાણવા જેવો ફેરફાર થયો ન હતો; માત્ર ભજન-શૈલીમાં કેટલીક વસ્તુઓ જે સુધારણાના સમયથી દૂર થઇ હતી તે ફરી દાખલ કરવામાં આવી. એ દાખલ કરવામાં લોકો તરફથી તેમજ કાયદાથી વાંધો

ઍંગ્લો-કાથોલીક હિલચાલની વૃદ્ધિ.

ઉઠાવવામાં આવ્યો હતો, પણ તેઓ આખરે પોતાનું ધાર્યું કરી શક્યા હતા. ૧૮૬૦માં આ પક્ષના મત અને આચારનુષ્ઠાનના સમર્થન માટે "આંગ્લિકન મંડળીનું ઐક્ય" સ્થાપવામાં

આવ્યું. એંગ્લો-કાથોલીક હિલચાલ ઈંગ્લાંડમાં આજે પણ ચાલુ છે, એટલુંજ નહિ પણ વૃદ્ધિ પામતી જાય છે. આ હિલચાલના પરિણામે ઈંગ્લાંડમાં અને ખાસ કરીને આંગ્લિકન મંડળીમાં ઘણી ધાર્મિક જાગૃતિ થઇ છે એ નિ:શંક છે, તેને લીધે એ મંડળીની માન્યતા, ભજનસેવા, વગેરે રૂમી મંડળીના જેવી થઇ છે, તથા તેમાં પરોપકારવૃત્તિ અને સેવાભાવ ઘણાં વધ્યાં છે. ગરીબ વર્ગના લોકો જે આ હિલચાલની શરૂઆત થયા પહેલાં આંગ્લિકન મંડળીથી જુદા થયા હતા તેઓ તેના તરફ ફરી આકર્ષાયા છે.

ઈંગ્લાંડની પ્રોટેસ્ટાંટ મંડળીઓની સ્થિતિ.

આ સદીમાં ઈંગ્લાંડની જુદી જુદી પ્રોટેસ્ટાંટ મંડળીઓએ પણ સારૂં જોર બતાવ્યું છે. તેમના ઉપર જે બધી મર્યાદાઓ મૂકવામાં આવી હતી તે ધીમે ધીમે દૂર થઇ હતી. તેમને પોતાનાં દેવળોમાં ૧૮૩૬માં લગ્ન કરવાની છૂટ આપવામાં આવી હતી, અને આંગ્લિકન મંડળીના ખર્ચ માટે તેમની પાસેથી લેવામાં આવતા કર ૧૮૬૮માં કાઢી નાખવામાં આવ્યા હતા. ૧૮૮૦ માં તેમને કબરસ્તાનોમાં દફનક્રિયા કરવાની છૂટ આપવામાં આવી. આ બધાના પરિણામે જુદા જુદા પ્રોટેસ્ટાંટ પંથો જોરમાં આવ્યા, અને આજે ઈંગ્લાંડમાં લગભગ અર્ધી વસ્તી, અને તે પણ ઘણે ભાગે મધ્યમ વર્ગના લોક, તેમના સભાસદો છે. તેઓમાં કેટલાક પ્રખ્યાત ઉપદેશકો થયા છે, અને ઘણા વિદ્વાન તથા સમાજસેવકો પણ થયા છે. આ બધી મંડળીઓની એક વિશેષતા એ છે કે તેઓ પરસ્પર મળીને કામ કરવા લાગી છે, અને ૧૮૯૩થી તેમણે ઈંગ્લાંડ અને વેલ્સના જુદા જુદા પ્રાંતોમાં ભાગ પાડીને કામ વહેંચી લીધું છે, અને તેની દેખરેખ માટે “સુવાર્તિક મતવાળી મંડળીઓનું એક રાષ્ટ્રિય મંડળ” સ્થાપવામાં આવ્યું છે.

“પ્લીમથ બંધુઓ” ની સંસ્થા.

બીજી હિલચાલ “પ્લીમથ બંધુઓની” છે. ઓગણીસમી સદીની શરૂઆતમાં રાજ્યમંડળીની ધાર્મિક સ્થિતિ મંદ હોવાથી આયર્લાંડ અને ઈંગ્લાંડના પશ્ચિમ ભાગમાં કેટલાક “બંધુઓ” એ વિશ્વાસ અને પ્રેમ એ બેજ બાબતોને આત્મિક બંધનરૂપ માની તેનો પ્રચાર કરવો શરૂ કર્યો. આ પ્રચારકાર્ય આંગ્લિકન મંડળીના ડાર્બી નામના એક પાળકે બહુ જોસભેર કર્યું હતું. તે પ્લીમથ શહેર પાસેની કોઇ મંડળીનો પાળક હતો, તેથી એ મંડળને તેનું નામ પ્રાપ્ત થયું. તેમના મત પ્રમાણે પ્રત્યેક વિશ્વાસી જન પોતે પાળક છે, તેથી તેઓમાં દિક્ષિત પાળકો નથી. વળી તેઓને કોઇ પણ વિશ્વાસનામું આવશ્યક લાગતું નથી. પવિત્ર આત્મા વિશ્વાસી લોકોને પ્રેરે છે, અને પ્રેરિતના સમયની મંડળની માફકજ તેમને પણ એકત્ર કરે છે. એમ છતાં તેમને મંડળીના બંધારણને માટે બંદોબસ્ત કરવાની જરૂર પડી હતી. આ મંડળીના છ ભાગ પડયા છે. ડાર્બીના અથાગ શ્રમથી આ મંડળની માન્યતા સ્વીટ્ઝરલાંડ, ફ્રાંસ, જર્મની, કાનડા અને યુનાઇટેડ સ્ટેટ્સમાં પણ ફેલાઇ હતી. અનાથ બાળકોનો આશ્રયદાતા

જ્યોર્જ મૂલર, ૧૮૦૫—૧૮૯૮.

અને પિતા સુપ્રસિદ્ધ જ્યોર્જ મુલર આ મંડળનો સભ્ય હતો. તેણે બ્રિસ્ટલમાં પોતાનું અનાથાશ્રમ સ્થાપ્યું હતું, અને ૬૩ વર્ષ સુધી તે તેની માન્યતા પ્રમાણે માત્ર ઇશ્વરની પ્રાર્થનાનાજ ઉત્તર તરીકે મળતી પૈસાની મદદ વડે ચલાવ્યું હતું. આ આશ્રમમાં તેણે અસંખ્ય બાળકોને ઉછેરીને ભણાવીગણાવી મોટાં કર્યાં હતાં, તથા તેમને ઠેકાણે પાડયાં હતાં.

મુક્તિફોજની સંસ્થા એ આ નવી સંસ્થાઓમાં સહુથી વધારે અગત્યની અને મોટી હતી. તેનો ઉત્પાદક જનરલ વિલ્યમ બૂથ હતો. તે જગપ્રસિદ્ધ હતો, અને તેનું કાર્ય આજે દુનિયાના બધા ભાગમાં જોવામાં આવે છે. તે પોતે પહેલાં મેથોડીસ્ટ પાળક હતો, અને ઉપદેશક તરીકે તે પ્રખ્યાત હતો. આગળ જતાં તેની અને મેથોડીસ્ટ લોકોની વચ્ચે વાંધો પડવાથી તેણે સ્વતંત્ર રીતે પોતાનું કાર્ય કરવા માંડયું, અને તે વૃદ્ધિ પામતાં ૧૮૮૦ માં "મુક્તિ-ફોજ" સ્થાપવામાં આવી. આ સંસ્થાની વિશેષતા એ છે કે તેમાં સૈન્યને યોગ્ય વ્યવસ્થા રાખવામાં આવી છે. આ ફોજે ભક્તિના પ્રચાર માટે જેટલું કર્યું છે તેટલુંજ સેવાના ક્ષેત્રમાં પણ કર્યું છે. જનરલ બૂથનાં બધાં બાળકો તેના કાર્યમાં સામીલ થયાં, અને આજે આખી સંસ્થા તેમના હાથમાં છે. આ સંસ્થાને એક સૈન્યનું રૂપ આપવામાં આવ્યું છે, છતાં તે એક પ્રકારની મંડળીજ છે. તે બાપ્તિસ્મા અને પ્રભુભોજનના સંસ્કારો પાળતા નથી, પણ ખ્રીસ્તના જાહેર સ્વીકાર અને તેની સેવા પર વિશેષ ભાર મૂકે છે. મુક્તિફોજ અંગ્રેજી ભાષા બોલનારા બધા દેશોમાં, તેમજ ફ્રાંસ, જર્મની, સ્વીટ્ઝર્લાંડ, ઇટાલી, સ્કેંડીનેવીયા, રૂશિયા વગેરે દેશોમાં થોડાજ સમયમાં ફેલાઇ ગઇ છે, એટલુંજ નહિ પણ તે એશિયા અને આફ્રિકામાં પણ પોતાનું કામ કરે છે. તે જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેના ઉચ્ચ ભક્તિભાવ અને આત્મભોગવાળા સેવાભાવને લઇને લોકોનાં મન સહેલાઈથી વશ કરી લે છે. ગુજરાતમાં આજે ઘણાં વર્ષો થયાં તેણે કરેલા કાર્યથી સર્વ કોઇ વાકેફ છે. જનરલ બૂથ પોતે હિન્દુસ્તાનમાં એક કરતાં વધારે વાર આવ્યા હતા, અને પોતાનાં વ્યાખ્યાનદ્વારા તેણે સર્વનાં મન હરી લીધાં હતાં. આ સંસ્થા પવિત્ર આત્માના બાપ્તિસ્મા ઉપર પુરતો ભાર મૂકે છે.

મુક્તિફોજ.

જનરલ બૂથ, ૧૮૨૯-૧૯૧૨.

# પ્રકરણ પાંચમું.

## સ્કોટલાંડની ધાર્મિક સ્થિતિ.

વિલિઅમ અને મેરીના વખતમાં ૧૬૯૦માં સ્કોટલાંડમાં પ્રેસ્બિટેરિયન મંડળી રાજ્યમંડળી તરીકે સ્થાપવામાં આવી હતી. ૧૭૦૭ માં ઈંગ્લાંડ અને સ્કોટલાંડનું રાજકીય ઐક્ય થયું હતું, પણ સ્કોટલાંડની મંડળી સ્વતંત્રજ રહી હતી. ૧૭૧૨ માં આન રાણીના વખતમાં બે અગત્યના કાયદાઓ પસાર કરવામાં આવ્યા હતા. એકથી બિશપશાસિત (Episcopal) મંડળી જે સ્કોટલાંડની ઉત્તરમાં હતી તેના પ્રત્યે સહિષ્ણુતા બતાવવામાં આવી હતી, અને બીજા કાયદાથી રાજ્યસત્તાને અથવા અમીરોને મંડળીની ઇચ્છાની વિરૂદ્ધ તેમના ઉપર અમુક પાળકને નિમવાનો અધિકાર આપવામાં આવ્યો હતો. આથી પુષ્કળ ખળભળાટ ઉત્પન્ન થયો. એર્સકીન નામના એક પાળકે ૧૭૩૩ માં દરેક મંડળીને પોતાના પાળકને ચુંટવાનો અધિકાર તેની પાસેથી લઇ લેવાનો કોઇને હક નથી એવું જાહેર કર્યું. આના પરિણામે ૧૭૪૦ માં તેને અને તેના કેટલાક પક્ષકારોને પદભ્રષ્ટ કરવામાં આવ્યા. પણ તેમ થવા પહેલાં તેમણે પોતાની એક સ્વતંત્ર મંડળી સ્થાપી હતી. આવી મંડળીઓ વધતી ગઇ અને ૧૭૬૫ માં તેમની સંખ્યા એકસો વીસની થઇ, અને તેના સભ્યો લગભગ એકાદ લાખ થયા. ૧૮૪૭માં આવી ઘણી મંડળીઓ ઉભી થઇ હતી અને તેને એકત્ર કરી "સંયુક્ત પ્રેસ્બિટેરિયન મંડળી" એ નામ આપવામાં આવ્યું.

સ્કોટલાંડમાં પહેલી સ્વતંત્ર પ્રેસ્બિટેરિયન મંડળીની સ્થાપના.

જર્મની તથા ઈંગ્લાંડની માફક સ્કોટલાંડમાં પણ નાસ્તિક જેવા મતો અઢારમી સદીના પાછલા ભાગમાં ફેલાયા હતા. હ્યુમ નામનો લેખક સ્કોટલાંડનોજ હતો, તેથી તે દેશમાં તેની અસર થયા વિના રહી ન હતી. આના પરિણામે મંડળીમાં એક પક્ષ ઉભો થયો હતો જેને "મોડેરેટ" કહેતા હતા; એ મત માનનારાઓની માન્યતા એવી હતી કે ખ્રીસ્તી ધર્મ મુખ્યત્વે કરીને નૈતિક છે, અને તેઓ સિદ્ધાંતો પર ભાર મૂકતા નહોતા. તે સદીને અંતે સ્કોટલાંડની પ્રેસ્બિટેરિયન મંડળીઓમાં બીજો એક પક્ષ ઉભો થયો. તે પક્ષ ધર્મમાં ભક્તિભાવને પ્રાધાન્ય આપતો હતો. રાજ્યમંડળીમાંના આ નવા પક્ષનો ચાલ્મર્સ નામે એક નેતા હતો. તે સમાજસુધારક, ગણિતશાસ્ત્રી, ધર્મશિક્ષક અને પ્રખ્યાત ઉપદેશક હતો. તે ૧૮૧૫માં ગ્લાસ્ગોની એક મંડળીનો પાળક નીમાયો. તેના કાર્યના પરિણામે સ્કોટલાંડમાં

ચાલ્મર્સ, ૧૭૮૦-૧૮૪૭.

ભક્તિભાવવાળા લોકોનો પક્ષ ઘણો વધ્યો. સ્કોટલાંડની વધતી જતી વસ્તીને માટે નવાં દેવળો બાંધવાનું કાર્ય પણ તેનાજ નેતૃત્વ નીચે શરૂ થયું, અને ૧૮૪૧ સુધીમાં મંડળીઓના સભ્યોના પૈસાથી ૨૨૦ નવાં દેવળો બાંધવામાં આવ્યાં. દરમિઆન રાજ્ય તથા અમીરો તરફથી થતી પાળકોની નિમણુક સંબંધી વાદવિવાદ ચાલુજ હતો, અને ૧૮૩૪માં ભક્તિભાવવાળા પક્ષે મંડળીની સભામાં એવો ઠરાવ પસાર કર્યો કે કોઇ પણ મંડળીની ઇચ્છા વિરૂદ્ધ કોઇ પણ પાળકની નિમણુક કરવામાં આવે તો તે રદ કરવાનો તેને અધિકાર છે. આના પરિણામે ન્યાયની અદાલતોને વચ્ચે પડવું પડયું. તેમણે જણાવ્યું કે મંડળીની સભાને તેમ કરવાનો અધિકાર નથી. પાર્લમેંટે પણ અદાલતોનો પક્ષ લીધો. આ સ્થિતિમાં ચાલ્મર્સ અને તેની સાથે ૪૭૪ મંડળીના પાળકો સ્કોટલાંડની રાજ્યમંડળીથી ૧૮૪૩માં છુટા પડયા, અને તેમણે "સ્કોટલાંડની સ્વતંત્ર મંડળી" (Free Church of Scotland) સ્થાપી. આટલા બધા પાળકોએ પોતાનાં ઘરબાર તથા આજીવિકાનું સાધન છોડયું હતું, પણ આ નવી મંડળીના સભ્યોએ તેમને માટે યોગ્ય બંદોબસ્ત કર્યો હતો. આ પ્રમાણે રાજ્યમંડળીમાંથી ભક્તિભાવવાળો પક્ષ બીજી વખતે બહાર નીકળ્યો હતો. જો કે પ્રથમ આનું પરિણામ રાજ્યમંડળી માટે ખરાબ આવ્યું, પણ પાછળથી આવી રીતે છુટા પડેલા લોકોના દાખલાથી તેમાં પણ નવું જીવન આવ્યું, અને તે મંડળીમાં પણ ૧૮૭૪માં મંડળીના સભ્યોને પાળકોની પસંદગી કરવાનો હક મળ્યો.

આ પ્રમાણે સ્કોટલાંડની પ્રેસ્બિટેરિયન મંડળીના ત્રણ ભાગ પડયા હતા, એક રાજ્યમંડળી (Established Church), બીજો સંયુક્ત પ્રેસ્બિટેરિયન મંડળી (United Presbyterian) અને ત્રીજો સ્વતંત્ર મંડળી (Free Church).

"સંયુક્ત સ્વતંત્ર મંડળી" માં ઉપરોક્ત બે મંડળીઓનું એકત્ર થવું.

ચાલ્મર્સની ઇચ્છા પહેલાં એવી હતી કે રાજ્યમંડળીથી છુટા પડયા છતાં નવી મંડળીને રાષ્ટ્રિય મંડળીનું રૂપ આપવું; માત્ર તેના પર ધર્મની બાબતમાં રાજ્યનો અધિકાર રહેવા દેવો નહિ. પણ ધીમે ધીમે તેને આ વિચાર બદલવાની ફરજ પડી, અને આખરે ૧૯૦૦ માં સંયુક્ત મંડળી અને સ્વતંત્ર મંડળી એ બન્ને એકત્ર થઇ, અને તેમણે "સંયુક્ત સ્વતંત્ર મંડળી" નામ ધારણ કર્યું. આ "સંયુક્ત સ્વતંત્ર મંડળી" અને રાજ્યમંડળી વચ્ચે હવે તકરારનાં કારણ દૂર થવાથી બહુ વાંધો રહ્યો નહિ, તેથી તેઓ હવે એકત્ર થાય એ અસંભવિત નથી. એ બન્ને મંડળીની ઇશ્વરવિદ્યાશાળા ૧૯૧૬માં આબર્ડીન અને એડીનબરોમાં એકત્ર થઇ છે. આ બન્ને મંડળીનું કામ મુંબઇ ઇલાકામાં અને હિંદુસ્તાનના બીજા ભાગમાં ચાલે છે. મિશનો તરફથી અંગ્રેજી કેળવણી આપવાની પહેલ સ્કોટલાંડની પ્રેસ્બિટેરિયન મંડળીએ પ્રસિદ્ધ ડૉ. ડફના નેતૃત્વ નીચે કરી હતી.

આયર્લાંડમાં વસ્તીનો ઘણો મોટો ભાગ કાથોલીક હોવા છતાં ત્યાં ઘણો લાંબો વખત થયાં ઇગ્લાંડની રાજ્યમંડળી જેવી બિશપશાસિત મંડળી રાજ્યમંડળી તરીકે સ્થાપવામાં આવી હતી, અને તેનો ખર્ચ ત્યાંની પ્રજા ઉપર નાખવામાં આવ્યો હતો. આ એક અન્યાયજ હતો, અને તે ૧૮૬૯માં દૂર કરવામાં આવ્યો. તેથી એ મંડળીને સરકાર તરફથી જે પૈસાની મદદ મળતી હતી તે બંધ થઇ, પણ એથી મંડળીને કાંઇ નુકસાન થયું નથી. વળી આયર્લાંડમાં સત્તરમી સદીમાં સ્કોટલાંડની પ્રેસ્બિટેરિયન મંડળીની શાખા સ્થાપન થઇ. આ મંડળી નાની હોવા છતાં તેનું મિશનકાર્ય વિશાળ છે. ગુજરાતમાં જે મિશન પ્રથમ આવ્યું તે લંડન મિશનરી સોસાઇટીનું હતું. ઇ. સ. ૧૮૧૬માં તેના પહેલા મિશનરીઓએ સુરતમાં કામ શરૂ કર્યું. ઇ. સ. ૧૮૪૦ માં આઇરીશ પ્રેસ્બિટેરિયન મંડળી તરફથી પહેલવહેલા મિશનરીઓ ગુજરાતમાં આવ્યા, તેઓએ કાઠિયાવાડમાં પ્રથમ કામ શરૂ કર્યું. ઇ. સ. ૧૮૪૬માં લંડન મિશનરી સોસાઇટીએ પોતાનું કામ આઇરીશ પ્રેસ્બિટેરિયન મિશનને સોંપી દીધું.

આયર્લાંડમાં પ્રોટેસ્ટાંટ મંડળી.

# પ્રકરણ છઠ્ઠું.

## અમેરિકામાં ખ્રીસ્તી ધર્મ.

આજે અમેરિકા ખંડમાં સર્વત્ર યુરોપીયન પ્રજાઓ ફેલાઇ રહી છે, અને તેઓ પોતપોતાના ધર્મનું બંધારણ સાથે લેતી ગઇ છે, એ વિષે આગળ થોડુંઘણું કહી ગયા છીએ. મધ્ય અને દક્ષિણ અમેરિકામાં સ્પેન અને પોર્ટુગાલના લોકો જઇ વસ્યા હતા, તેથી આજે પણ ત્યાં કાથોલીક મંડળીનું પ્રાધાન્ય છે. ઉત્તર અમેરિકામાં ઈંગ્લીશ, ફ્રેંચ, જર્મન વગેરે પ્રજાઓના લોકો ગએલા હોવાથી ત્યાં કાથોલીક તેમજ પ્રોટેસ્ટંટ ધર્મ જોવામાં આવે છે. અમેરિકામાં અને ખાસ કરીને ઉત્તર અમેરિકામાં પ્રચલિત ધર્મની વિશેષતા એ છે કે ત્યાં જુદા જુદા પંથ અને મત એકત્ર થએલા હોવાથી અને તેઓ સર્વને લગભગ પ્રથમથીજ સ્વાતંત્ર્ય મળેલું હોવાથી તેમણે મંડળીના કારભારમાં ખાસ સ્વરૂપ ધારણ કર્યું હતું. દક્ષિણ અને મધ્ય અમેરિકામાં કરવામાં આવેલું ધર્મપ્રચારકાર્ય કાથોલીક મંડળીના સાધુઓના સંઘોએ કર્યું હતું અને તેમને સ્પાનીશ રાજ્યની મદદ હતી. ૧૫૦૮ માં ફ્રાંસીસ્કન સંઘે આ કાર્ય વેનેઝુએલામાં શરૂ કર્યું અને એજ સદીની આખરમાં તેઓ જતાં જતાં યુનાઇટેડ સ્ટેટ્સના નવા મેક્સીકો સુધી પહોંચ્યા હતા. ૧૭૦૦માં તેઓ ટેક્સાસમાં હતા, અને ૧૭૬૯થી ૧૮૪૩ સુધીમાં તેમણે કાલીફોર્નીઆમાં કામ કર્યું. લગભગ તેમની સાથે સાથેજ ડોમીનીકન સાધુઓએ કામ શરૂ કર્યું હતું, માત્ર તેમનું ક્ષેત્ર જુદું હતું. જેસુઇટ સંઘ વધારે વિસ્તારમાં ફેલાઇ ગયો હતો. ૧૫૪૯માં તેમણે બ્રાઝીલમાં કામ શરૂ કર્યું, અને તે એકદમ વધ્યું. એ સદીની આખરમાં તેમણે ઈંડિયન અર્થાત્ અમેરિકાના મૂળ વતનીઓને ધર્મ સાથે ખેતી વગેરે શિખવવા માંડયાં અને તેમને ગામડાંઓમાં વસાવ્યા. તેમના આ કાર્ય વિષે બહુ ચર્ચા ચાલી હતી, અને તેમને ૧૭૬૭માં ત્યાંથી કાઢી મૂકવામાં આવવાથી તેમણે કરેલું કાર્ય પડી ભાંગ્યું હતું. પણ જ્યાં સુધી એ કાર્ય ચાલ્યું ત્યાં સુધી તેનું પરિણામ ઘણું સારૂં આવ્યું એમ કેટલાકનું કહેવું છે. ૧૫૭૨માં તેમણે મેક્સીકોમાં અને ૧૬૧૧માં કાનાડામાં કામ શરૂ કર્યું. આ પાછલા દેશમાં તેમણે અસાધારણ ભોગ આપ્યો હતો, અને ક્વીબેક નામનો પ્રાંત આજે રૂમી મંડળીને ચુસ્તપણે વળગી રહ્યો છે, એ તેમનાજ કાર્યનું પરિણામ છે. ૧૬૭૩માં તેઓમાંના એકે મીસીસીપી નદી શોધી કાઢી, અને તેની બાજુમાં ઘણાં મિશનો સ્થાપવામાં આવ્યાં. ફ્લોરિડામાં આ ત્રણે સંઘોએ ૧૫૬૮થી કામ શરૂ કર્યું, પણ તેનું પરિણામ ૧૬૨૫થી ૧૭૦૦ સુધીમાં જણાયું.

અમેરિકાની સામાન્ય સ્થિતિ.

રૂમી મંડળીનું મિશનકાર્ય.

રૂમી મંડળીને અંગે ૧૫૫૧માં મેક્સીકો શહેરમાં અને ૧૫૫૭માં લીમામાં બે વિદ્યાપીઠ સ્થાપવામાં આવી હતી, તે આજ સુધી પણ અમેરિકામાં બહુ ઉત્તમ અને પ્રશંસાપાત્ર ગણાય છે.

આંગ્લિકન મંડળી, અમેરિકામાં પ્રથમ ૧૬૦૭માં એટલે જ્યારે પહેલું અંગ્રેજી સંસ્થાન વર્જીનિયા વસાવવામાં આવ્યું ત્યારેજ સ્થપાઇ, અને તે ૧૭૭૬ સુધી આ સંસ્થાનમાં રાજ્યમંડળી તરીકે રહી. આ મંડળીના પાળકોની નિમણુક લંડનના બિશપ તરફથી કરવામાં આવતી, તેથી ઘણી વાર અયોગ્ય માણસો નિમવામાં આવ્યા હતા, તેથી તેમની અને તેમની મંડળીના લોકો વચ્ચે તકરારો ઉત્પન્ન થતી. આથી આ સંસ્થાનના લોકોને અમુક પ્રકારનો અસંતોષ રહેતો, અને જે કેટલાંક કારણથી અમેરિકાના લોકોએ અંગ્રેજી રાજ્ય સામે બળવો કરી સ્વાતંત્ર્ય મેળવ્યું હતું તેમાંનું આ પણ એક હતું. મેરીલેંડ પ્રથમ રોમન કાથોલીક મતાનુયાયી લૉર્ડ બાલ્ટીમોરને પટે આપવામાં આવ્યું હતું, અને તેણે ત્યાં પૂર્ણ ધાર્મિક સ્વાતંત્ર્ય દાખલ કર્યું હતું, પણ ૧૬૯૧માં તેને રાજ્યસંસ્થાન કરવામાં આવ્યું તેથી આંગ્લિકન મંડળી ત્યાં રાજ્યમંડળી તરીકે ગણાવા લાગી. અમેરિકામાંના બળવા પછી આ મંડળી બીજી મંડળીઓની હારમાં આવી. ઉત્તર અને દક્ષિણ કારોલીનાની પણ એજ સ્થિતિ હતી. આ ચારે સંસ્થાનમાં "સુવાર્તા-પ્રચારિણી સભા" (S. P. G.) તરફથી કેટલુંક કાર્ય કરવામાં આવ્યું હતું, જો કે આંગ્લિકન મંડળી અહીં બળવા પહેલાં બહુ જોરમાં તો હતીજ નહિ. અહીં બીજી પ્રોટેસ્ટંટ મંડળીઓ પણ કામ કરતી હતી.

આંગ્લિકન મંડળીની રાજ્યમંડળી તરીકે સ્થાપના.

આંગ્લિકન મંડળીથી છુટા પડેલા અને પ્યુરિટન લોકો પ્રથમ ન્યુ ઇંગ્લાંડમાં ૧૬૨૦ માં આવ્યા હતા, અને તેમણે ત્યારથી ૧૬૬૮ સુધીમાં કેટલાંક કાંગ્રેગેશનલ મતાનુયાયી સંસ્થાનો વસાવ્યાં હતાં. આ લોકો ઇંગ્લાંડથી ધર્મ બાબત સતાવણીને લીધે આવ્યાં હતાં, તેથી તેઓમાં પુષ્કળ ઉત્સાહ હતો. વળી તેઓ મધ્યમવર્ગના અને સુશિક્ષિત હતા, એટલે તેમણે પોતાનાં બાળકોને ઉચ્ચ શિક્ષણ આપવાનો બંદોબસ્ત કર્યો. આ પ્રમાણે ૧૬૩૬ માં હાર્વર્ડ કોલેજ અને ૧૭૦૧ માં યેલ કોલેજ સ્થપાઇ. આ લોકોએ ઇંડિઅન લોકોમાં ખ્રીસ્તી ધર્મપ્રચાર કરવાનો પ્રયત્ન પણ પહેલેથીજ કર્યો. જોન એલિયટ નામના એક ઉપદેશકે એ કાર્ય શરૂ કર્યું, અને તેના પરિણામે ૧૬૪૯ માં ઈંગ્લાંડમાં પહેલી મિશનરી મંડળી સ્થપાઇ. અહીંના આ સમયના કાંગ્રેગેશનલ લોકો સિદ્ધાંતમાં પ્રેસ્બિટેરિયન મંડળીના અને પ્યુરિટન લોકોના જેવાજ હતા; માત્ર મંડળીના બંધારણ વિષે તેમની માન્યતા જુદી હતી. આ બધાં સંસ્થાનોમાં કાંગ્રેગેશનલ મંડળી રાજ્યમંડળી જેવી થઇ હતી, અને તે ઓગણીસમી સદીનાં ત્રીસેક વર્ષ સુધી તેવી રહી. આ

કાંગ્રેગેશનલ મંડળી.

પ્યુરિટન લોકોએ પોતે પોતાના ધાર્મિક સ્વાતંત્ર્ય માટે એટલું બધું સહન કર્યું હતું, અને તેમને પોતાનો દેશ સુદ્ધાંત છોડવો પડયો હતો છતાં તેઓ ધાર્મિક સહિષ્ણુતાની રાજનીતિ સ્વીકારવા તૈયાર ન હતા. તેમણે પહેલાં તો બીજા મતાનુયાયી લોકોને ધાર્મિક સ્વાતંત્ર્ય આપ્યું નહિ, એટલુંજ નહિ પણ ૧૬૫૬ થી ૧૬૬૦ સુધીમાં ચાર ક્વેકર મતાનુયાયીઓને બોસ્ટનમાં ફાંસીની સજા કરી. એમ છતાં ક્વેકર અને અન્ય મતાવલંબીઓ ત્યાં આવતાજ ગયા. બધી પ્રોટેસ્ટાંટ મંડળીઓને ૧૬૯૧ માં ભજનસેવા કરવાની છુટ મળી, ૧૭૦૮ માં કોંગ્રેગેશનલ મંડળીના નિભાવ માટે તેમની પાસેથી લેવામાં આવતો કર રદ કરવામાં આવ્યો. આ બધા ભાગમાં અઢારમી સદીની શરૂઆતમાં લોકોમાં જે ધાર્મિક ઉત્સાહ હતો તે મંદ પડયો હતો. પોતાના મૂળ વતન (ઇંગ્લાંડ વગેરે)થી છુટા પડવાથી, ઇંડીઅન લોક સાથે વખતોવખત યુદ્ધ થવાથી અને એવાંજ કેટલાંક કારણથી તેઓનો ઉત્સાહ મંદ પડી ગયો.

સહિષ્ણુ રાજનીતિ.

રોડ ટાપુમાં પ્રથમથીજ સહિષ્ણુ રાજનીતિ અખત્યાર કરવામાં આવી હતી, તેથી અહીં ૧૬૩૯માં અમેરિકાની પહેલી બાપ્ટિસ્ટ મંડળી સ્થાપવામાં આવી હતી. ન્યૂ યોર્ક સંસ્થાન ડચ લોકોએ ૧૬૨૪ માં વસાવ્યું હતું, અને તેમણે ૧૬૨૮ માં રીફોર્મ્ડ મંડળી સ્થાપી હતી. પ્રેસ્બિટેરિયન મંડળીઓમાંની આ અમેરિકામાં પહેલી હતી, પણ અહીં તરતજ બીજા લોકો આવી વસ્યા. ૧૬૫૨માં માત્ર રીફોર્મ્ડ મંડળીની ભજનસેવા સિવાય બીજી કોઇ નહિ કરવા દેવાનો રાજ્યસત્તા તરફથી પ્રયત્ન કરવામાં આવ્યો અને ક્વેકર લોકોને ખાસ દબાવવામાં આવ્યા. પણ ૧૬૬૪ માં આ સંસ્થાન અંગ્રેજ લોકોના હાથમાં આવ્યું. તેમણે આંગ્લિકન મંડળી રાજ્યમંડળી તરીકે સ્થાપવા ઇચ્છયું, ધારાસભામાં બહુમતિ તેમની વિરૂદ્ધ હોવાથી તેમ થયું નહિ. પેન્સીલ્વાનિયા એ પણ એક એવું સંસ્થાન હતું કે જ્યાં પહેલેથીજ સહિષ્ણુ રાજનીતિ સ્વીકારવામાં આવી હતી. આ સંસ્થાન ક્વેકર લોકોએ ૧૬૮૧માં વસાવેલું હતું, અને તેમણે સર્વને પૂર્ણ ધાર્મિક સ્વાતંત્ર્ય આપેલું હોવાથી ત્યાં બીજા કોઇ પણ સંસ્થાનમાં ન હતા તેટલા જુદા જુદા પંથના પ્રોટેસ્ટાંટ લોકો આવી વસ્યા હતા. તેઓમાં અંગ્રેજ, ડચ, જર્મન વગેરે લોકો હતા.

અલ્સ્ટરના લોકોએ કરેલી વસાહત.

ઇંગ્લાંડમાં ચાર્લ્સ બીજો ૧૬૬૦ માં ગાદીએ આવ્યો ત્યાર પછી આયર્લાંડમાં અલ્સ્ટર પ્રાંતમાં વસેલા સ્કોટલાંડના પ્રોટેસ્ટાંટ લોકો મોટી સંખ્યામાં અમેરિકા આવી રહ્યા. તેઓ પ્રેસ્બિટેરિયન મંડળીના હતા અને અમેરિકાનું પહેલું વડીલમંડળ જે ફીલાડેલ્ફિઆનું હતું તે તેમણેજ ૧૭૦૫ માં સ્થાપ્યું. આ લોકો ૧૭૧૩ થી અમેરિકાના બળવા સુધી અમેરિકામાં આવતાજ રહ્યા, અને તેઓ જુદાં જુદાં સંસ્થાનમાં જઇ વસ્યા. તેમણે કેટલાંક નવાં સંસ્થાન પણ વસાવ્યાં. તેઓ પેન્સીલ્વાનિયામાં

એટલી મોટી સંખ્યામાં દાખલ થયા હતા કે ઘણીખરી રાજ્યસત્તા ક્વેકર લોકોના હાથમાંથી તેમના હાથમાં આવી.

આ બધાં સંસ્થાનોમાં અઢારમી સદીના બે ત્રણ દસકા સુધી ખ્રીસ્તી ધર્મ માત્ર યુરોપીઅન લોકોમાં રહ્યો હતો, અને તે પણ માત્ર ન્યુ ઈંગ્લાંડ સિવાય બહુ મંદ સ્થિતિમાં હતો. વળી કોઇ એક પંથનું પ્રાબલ્ય ન હતું. જુદી જુદી મંડળીઓ જુદાં જુદાં સંસ્થાનોમાં પ્રાધાન્ય ભોગવતી હતી, પણ કોઇ એક મંડળી બધાં સંસ્થાનોમાં ન હતી. આનું એક પરિણામ એ આવ્યું કે અમેરિકાનું ધાર્મિક સ્વાતંત્ર્ય જે તેની એક વિશેષતા ગણાય છે તે દાખલ થવા માટે ક્ષેત્ર તૈયાર થયું. આ સ્થિતિમાં એજ સદીમાં અમેરિકામાં જર્મનીની ભક્તિભાવની હિલચાલ અને ઇંગ્લાંડના મેથડીઝમની માફક એવીજ એક હિલચાલ શરૂ થઇ, તે "મોટી જાગૃતિ" ને નામે ઓળખાય છે, અને તેને લીધે લોકોમાં ઘણી આત્મિક જાગૃતિ આવી હતી. તેને અંગે હૃદયના પરિવર્તન ઉપર પૂરો ભાર મૂકાવા લાગ્યો, અને મંડળીનું બંધારણ બાપ્ટિસ્ટ અને "કોંગ્રેગેશનલ" મંડળીના જેવું હોવું જોઇએ એવી માન્યતા ફેલાઇ. ખ્રીસ્તી ધર્મ સંબંધીનો વિચાર કેટલેક અંશે પારલૌકિક થયો. નવી હિલચાલની શરૂઆત અમેરિકામાંજ બે ત્રણ સારા ઉપદેશકોએ કરી હતી. પણ તેમાં ખરૂં જીવન તો વીટફીલ્ડેજ ૧૭૩૯-૪૦માં મૂક્યું હતું. તે જ્યાં જ્યાં ગયો (જે જે સંસ્થાનોમાં અંગ્રેજી ભાષા બોલાતી હતી તે બધાં સંસ્થાનોમાં તે ગયો હતો) ત્યાં ત્યાં તેના ઉપદેશની અસર ઘણી ઉંડી થઇ. સેંકડો લોકોનાં દિલ પીગળ્યાં અને કેટલાક સમાજોની સ્થિતિ પલટાઇ ગઇ. આ જાગૃતિનું એક પરિણામ એ પણ આવ્યું કે તેથી કેટલીક ફાટફૂટ પડી. લગભગ બધી મંડળીઓમાં લોકો બે ભાગમાં વહેંચાઇ ગયા, અને "જૂનો પ્રકાશ" અને "નવો પ્રકાશ" અથવા "જુનો પક્ષ" અને "નવો પક્ષ," એવાં એવાં નામ તેમને આપવામાં આવ્યાં.

ધાર્મિક સ્વાતંત્ર્ય.

જાગૃતિ.

આ જાગૃતિની અસર લ્યુથરની મંડળી અને આંગ્લિકન મંડળી ઉપર થઇ ન હતી; વળી તે લાંબો સમય ટકી પણ નહિ. એનું કારણ એ હતું કે આ વખતે કેટલાક એવા રાજકીય પ્રસંગો બન્યા કે તેથી લોકોનાં મન રાજકાર્યમાં ગુંથાયાં. ૧૭૫૫માં એક પ્રબળ વિરોધ શરૂ થયો. તેના પરિણામે ૧૭૬૩માં કાનાડા અંગ્રેજોના હાથમાં આવ્યું, અને હજુ એ આગના અંગારા બુઝાયા ન હતા, એટલામાં તો યુનાઇટેડ સ્ટેટ્સ અને ઈંગ્લાંડ વચ્ચે સ્ટામ્પના કાયદાને લીધે શરૂ થએલો વિરોધ જોરથી સળગી ઉઠયો, અને ૧૭૭૫માં અમેરિકાનાં સંસ્થાનોએ બળવો શરૂ કર્યો. ૧૭૭૬માં તેમણે પોતાનું સ્વાતંત્ર્ય જાહેર કર્યું, અને ૧૭૮૩ સુધી આ બે દેશની પ્રજાઓ જેનો મોટો ભાગ એકજ અંગ્રેજ જાતિનો હતો તેમણે યુદ્ધ કર્યું અને અમેરિકા

યુનાઇટેડ સ્ટેટ્સનું સ્વાતંત્ર્ય.

સ્વતંત્ર થયું. ત્યાર પછી કેટલોક વખત આ સ્વતંત્ર થએલી પ્રજાએ પોતાના રાજ્યબંધારણને નિશ્ચિત રૂપ આપવામાં ગાળ્યો. આ પ્રમાણે જેમ જેમ ઉત્તર અમેરિકાનાં સંસ્થાનોની પ્રજાઓ રાજકીય પ્રશ્નોમાં ગુંથાઇ રહી હતી, તેમ તેમ ધર્મ પ્રત્યે તેમાં અમુક પ્રકારની મંદતા આવી હતી. એમ છતાં આ વખત દરમિઆન યુનાઇટેડ સ્ટેટ્સે પોતાનું સ્વાતંત્ર્ય મેળવીને એવી સ્થિતિ પ્રાપ્ત કરી હતી કે તેનું સુપરિણામ આખી દુનિયાના ઇતિહાસ ઉપર આવ્યું છે, અને હજુ લાંબા સમય સુધી આવ્યા વગર રહેશે નહિ. આ વીસમી સદીની શરૂઆતમાં યુનાઇટેડ સ્ટેટ્સ જેટલું નૈતિક પ્રાબલ્ય બીજા કોઇ પણ દેશને હશે કે નહિ એ એક પ્રશ્ન છે. અમેરિકન સ્વાતંત્ર્યની હિલચાલ શરૂ થઇ ત્યાર પહેલાંજ અમેરિકામાં ઇંગ્લાંડ અને જર્મનીમાં ફેલાએલો નાસ્તિકવાદ અહીં પણ અમુકાંશે ફેલાયો હતો, અને બેન્જામીન ફ્રેંક્લીન વગેરે રાજકીય નેતાઓએ તેનો સ્વીકાર કર્યો હતો. પણ તેની સાથે મેથડીઝમે ૧૭૬૬માં પ્રવેશ કર્યો હતો, અને તેની વૃદ્ધિ આગળ જતાં બહુ થઇ હતી.

ખ્રીસ્તી મંડળીનો આ બધો ઇતિહાસ પ્રકાશ અને પડછાયો, ફતેહ અને નિષ્ફળતા તથા જીત અને વિવિધ પક્ષોનું દિગ્દર્શન કરાવનાર એક વિશાળ ચિત્ર છે. દૈવી પ્રેરણાથી માણસોનાં જીવનો કેવી અજાયબ રીતે બદલાય છે, તે આ ઇતિહાસ પરથી પ્રદર્શિત થાય છે; વળી માનુષી સ્વભાવની વાસનાઓ અને નિર્બળતા પણ પ્રગટ થયાં છે. તેનાં કામો દરેક જમાનામાં લગભગ અશક્ય જણાયાં છે ખરાં, તોપણ આધુનિક સમયમાં તો ખ્રીસ્તી મંડળીને વિશેષ મહાન અને કઠીન કાર્યો કરવાનાં છે, કારણકે હાલમાં જીવન એક સ્થુલ દ્રવ્ય છે, એવો મત ફેલાતો જાય છે, અને યુરોપીઅન અને અમેરિકન સુધારો બદલાતો જતો જણાય છે. તોપણ ખ્રીસ્તી મંડળીએ જે કર્યું છે, તેથી ભવિષ્યમાં સારૂં પરિણામ નિપજશે, એવો વિશ્વાસ કોઇ પણ ખરો ખ્રીસ્તી રાખ્યા વગર રહેશેજ નહિ. ભલે મંડળીમાં ઘણા ફેરફારો થાય અને તેને ભારે લડતો લડવી પડે; પણ પ્રભુના જે દયાળુ ભૂજે તેને અત્યાર સુધી નીભાવી છે, તેજ સમર્થ ભૂજ પ્રભુના રાજ્યના વિસ્તારને અર્થે મંડળીને વધારે ને વધારે ઉપયોગી કરતો જશે, અને તેથી પ્રભુનું આ વચન પૂર્ણ થશે કે, "જો મને પૃથ્વી પરથી ઉંચો કરવામાં આવશે, તો હું સર્વને મારી તરફ ખેંચીશ" (યોહાન ૧૨; ૩૨).

સમાપ્ત.